સર રમણભાઈ સ્મારક ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની અસાધારણ સામાન્ય સભા તા. ૨૦ મી માર્ચ ૧૯૨૮ ને મંગળવારે મળેલી તેમાં નીચે મુજબ ઠરાવ પસાર થયો હતો:—

## ઠરાવ

"ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની આ અસાધારણ સામાન્ય સભા સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ, નાઇટના દુઃખદાયક અવસાનની ભારે ખેદ સાથે નોંધ લે છે. છેક સન ૧૮૯૦ થી સોસાયટી સાથે મેનેજિંગ કમિટીના સભ્ય તરીકે એમનો સંબંધ જોડાયો હતો અને સન ૧૯૧૨ માં તેઓ તેના ઑનરરી સેક્રેટરી નિમાયા હતા. આ પ્રમાણે સોસાયટી સાથેનો એમનો સંબંધ લાંબા સમયનો અને ગાઢ હતો અને સ્વ. મહીપતરામના સમયથી ચાલતો આવે છે. એ સેવાકાર્યમાં એમણે પોતાનો આટલો બધો સમય આપ્યો છે અને તે પાછળ એટલો પરિશ્રમ ઉઠાવ્યો છે કે જેનું મૂલ્ય થાય એમ નથી. એવી એમની એ અપૂર્વ અને કીમતી સેવાની યત્કિંચિત્ કદર કરવા આ સભા ઠરાવ કરે છે કે **સોસાયટીએ પોતાના ફંડમાંથી એમના નામનું રૂ. ૫૦૦૦) નું એક જુદું સ્મારક સ્થાપવું** અને એ ફંડના વ્યાજમાંથી નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી:—

(૧) મુંબઈ યુનિવર્સિટીની બી. એ. પરીક્ષામાં ઐચ્છિક વિષય તરીકે ગુજરાતી ઓનર્સ કોર્સ લઈ જે વિદ્યાર્થી ઊંચે નંબરે પાસ થાય તેને **સર રમણભાઈ સુવર્ણચંદ્રક** દર વર્ષ આપવો.

(૨) સર રમણભાઈના જીવન વિશે માહિતી આપતાં લેખો, સ્મરણો, નોંધ, પત્રો વગેરે એમના મિત્રો, સંબંધીઓ અને

પ્રશંસકો પાસે લખાવી મેળવી, તે સંગ્રહ એક સ્મારક ગ્રંથરૂપે બહાર પાડવો.

(૩) પ્રતિવર્ષ સુવર્ણચંદ્રકનો ખર્ચ બાદ જતાં વ્યાજની રકમ બચત રહે અને એકઠી થાય તેમાંથી વખતોવખત સાહિત્ય, ભાષાશાસ્ત્ર, ઇતિહાસ અને સમાજસુધારાના વિષયને લગતાં પુસ્તકો 'સર રમણભાઈ ગ્રંથમાળા' એ નામે લખાવી પ્રસિદ્ધ કરવાં."

તદનુસાર એમના જ લેખસંગ્રહથી સર રમણભાઈ ગ્રંથમાળાની શરૂઆત કરવાનું યોગ્ય વિચાર્યું હતું. અત્યાર સુધીમાં સદરહુ ગ્રંથમાળામાં નીચેનાં પુસ્તક પ્રકટ કરવામાં આવ્યાં છે:—

| નં. | પુસ્તકનું નામ | કીમત રૂ. આ. પા. |
|---|---|---|
| ૧. | કવિતા અને સાહિત્ય વૉ. ૩ જું | ૧ – ૦ – ૦ |
| ૨. | ,, ,, વૉ. ૪ થું | ૧ – ૦ – ૦ |
| ૩. | ધર્મ અને સમાજ પુ. ૧ લું | ૧ – ૦ – ૦ |
| ૪. | ,, ,, પુ. ૨ જું | ૧ – ૦ – ૦ |
| ૫. | રમણભાઈ નીલકંઠ લે. ડૉ. બિપિનચંદ્ર જી. ઝવેરી | ૬ – ૦ – ૦ |

અમદાવાદ,
તા. ૨૨–૬–૧૯૫૩

જેઠાલાલ જી. ગાંધી
સહાયક મંત્રી

# બે શબ્દ

મુંબઈ યુનિવર્સિટીની પી એચ ડી.ની ઉપાધિ માટે તૈયાર કરેલી આ કૃતિમા મે સ્વ સર રમણભાઈનુ સમગ્ર દર્શન કરવા પ્રયત્ન કર્યો છે

મને હમેશા લાગતુ કે ગુજરાતના સાહિત્યજગતમા રમણભાઈની સેવાની લેઈએ તેટલી કદર નથી થઈ રમણભાઈના સર્જન ને સમગ્ર જીવનકાર્યનો અભ્યાસ કરતા મને એ વાતની વિશેષ પ્રતીતિ થઈ આ પુસ્તક રમણભાઈની સેવાના યોગ્ય મૂલ્યાકનમા મદદરૂપ થશે એવી મને આશા છે

પ્રો ઠાકોર કહે છે તેમ "લેખકની જિંદગી, અને સપત્તિવિપત્તિ હારજીત આદિની ઝીણીમોટી વીગતો ઉપરથી તેના ગ્રંથો, વિચારસૃષ્ટિ, દૃષ્ટિકોણ, સપ્રત્યયો, અપપ્રત્યયો આદિ ઉપર એવો તો પ્રકાશ પડે છે, કે તે વિગતો જેવી હતી તેવી આપણે અને તેટલી જાણી હોવી જોઈએ"[1] એ દૃષ્ટિએ તથા રમણભાઈનુ અતિ ઉપયોગી જીવન લખવાનો કોઈ ગભીર પ્રયત્ન થયો ન હોવાથી એમના જમાનાની ગુજરાતની એક મહત્ત્વની વ્યક્તિ રમણભાઈના પિતા મહીપતરામનુ અને રમણભાઈનુ જીવન, તથા રમણભાઈનો સ્વભાવ અને મિત્રો એ સર્વ બાબતો આ ગ્રથમા જુદાજુદા પ્રકરણમા સામેલ કરી છે જાહેરજીવન તો રમણભાઈના જીવનનુ એક અતિ મહત્ત્વનુ પાસુ હતુ, એટલે તે માટે એક ખાસ પ્રકરણ આપવુ આવશ્યક ગણ્યુ છે જનસેવા સિવાયની જે જે સાહિત્યેતર હિલચાલોમા તેમણે ભાગ લીધો — ધર્મની ને સમાજસુધારણાની — એ હિલચાલો માત્ર એક પ્રાતની નહિ પણ આખા દેશની હતી એ બાબત આપણા દેશની સાસ્કૃતિક એકતા બતાવે છે અને એ ઇતિહાસદર્શન કરવાથી જ રમણભાઈનુ અને એમણે એ હિલચાલમા આપેલા ફાળાનુ સાચુ મૂલ્યાકન થઈ શકે એટલા માટે આ નિબધમા તે તે હિલચાલનુ ટૂકમા ઐતિહાસિક દર્શન કરવુ આવશ્યક ગણ્યુ છે 'વિવેચન' અને 'શાઈનો પર્વત'ના પ્રકરણોમા પણ આવી ઐતિહાસિક પૂર્વભૂમિકા આપી છે

---

૧. વિવિધ વ્યાખ્યાનો ૨, પૃ ૬૪-૬૫

રમણભાઈનું વિવાદસાહિત્ય ઘણું વિપુલ હોવાથી એની ટૂંકી પણ સમગ્ર રૂપરેખા આપતાં, ને જરૂર પડે ત્યાં પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષની દલીલો ટાંકતાં એ પ્રકરણ લગભગ 'ભદ્રંભદ્ર' અને 'રાઇનો પર્વત' જેટલું મોટું કરવું પડયું છે.

આ પુસ્તક રચતાં મેં વિસ્તારી ફલક અને નિઃશેષતાનું ધોરણ યોગ્ય ગણ્યું છે. અવતરણ આપીને બોલવાથી વસ્તુમાં ચોકસાઈ આવે અને અચોકસાઈથી કોઇને અન્યાય ન થાય, એટલા માટે જ્યાંજ્યાં ટીકા કરવાનો પ્રસંગ હોય ત્યાં સામાન્ય રીતે અવતરણ મૂકવા ચીવટ રાખી છે.

રમણભાઈ અંગે વિવિધ સામગ્રીઓ પૂરી પાડવા માટે શ્રીમતી લેડી વિદ્યાબહેન, શ્રી. સરોજિની મહેતા, શ્રી. ગટ્ટુલાલ ધ્રુ, શ્રી. માવલંકર, સ્વ. પ્રો. ઠાકોર, સ્વ. હોમી આરેવાળા, દી. બ. કૃષ્ણલાલ ઝવેરી, શ્રી. તુલસીદાસ જ. પરીખ, દા. મચ્છર વગેરે સન્નારીઓ અને સજ્જનોનો આભાર માનવાની આ તક લઉં છું. એમણે પૂરી પાડેલી સામગ્રી વિના આ ગ્રંથનો પાયો કાચો જ રહેત. નકલો, ઉતારા વગેરે કંટાળા ભરેલાં નાનાં મોટાં કામમાં ઘણા ભાઇઓએ મદદ કરી છે, એને માટે એમનો પણ આભાર માનું છું.

આ સર્વ કરતાં વિશેષ આભાર મારે વિષયપસંદગીથી પૂર્ણાહુતિ સુધી સતત દોરવણી આપવા માટે ગુરુવર્ય પ્રો. રામનારાયણ પાઠકનો ને આખો નિબંધ વાંચી જઈ કેટલાંક મૂલ્યવાન સૂચનો કરવા માટે સ્વ. પૂ. બલ્લુકાકાનો માનવાનો છે. પૂ. પાઠકસાહેબના હાથ નીચે આ પુસ્તક તૈયાર કરવાથી મને થયેલો સહુથી મોટો સાહિત્યલાભ નવીન વિવેચનદૃષ્ટિની સંપ્રાપ્તિનો, ને વ્યવહારલાભ કલ્યાણકામ–સાવિત્રી–શાં વત્સલ એ દંપતીની વાત્સલ્યસુધાનો છે. કદાચ આ મહાનિબંધ ઉપાધિ માટે ન સ્વીકારાત તોપણ આ બે લાભોથી એ માટે મેં ઉઠાવેલા શ્રમનો બદલો વળી રહેત.

પુસ્તકપ્રકાશન માટે મોટી રકમની સહાય આપવા બદલ હું મુંબઈ યુનિવર્સિટીનો ને તે પ્રસિદ્ધ કરવા માટે ગુજરાત વિદ્યાસભાનો ઘણો જ ઋણી છું.

બહાઉદ્દીન કૉલેજ,
જૂનાગઢ
૨૨-૬-'૫૩

બિપિન ઝવેરી

# પ્રવેશક

શ્રી. બિપિન ઝવેરીએ યુનિવર્સિટીમા ડોક્ટરેટ માટે લખેલો મહાનિબધ (થીસિસ) 'રમણભાઇ નીલકંઠ' સ્વ રમણભાઇના જીવન ચરિત્રનો ગ્રન્થ ગણી શકાય એવો થયો છે રમણભાઇનુ જીવનચરિત્ર લખવાનુ કામ ગુજરાત વિદ્યાસભાએ મને સોપ્યુ હતું, પરન્તુ હું તે કરી શક્યો નહિ, એનું મુખ્ય કારણ તો લાબો વિસ્તારી ગ્રન્થ લખવાની મારી અશક્તિ–આવડતનો અભાવ, બીજું કારણ રમણભાઇના ગ્રન્થો અને લેખો તેમજ કાવ્યોની સાહિત્યની દૃષ્ટિએ સમાલોચના કરવા માટે જે વિદ્વત્તા અને અભ્યાસની આવશ્યકતા હોવી જોઇએ તે ન હોવાથી મારો અધિકાર નહિ, અને ત્રીજુ કારણ આળસ. શ્રી બિપિન ઝવેરીનો મહાનિબધ વાચ્યા પછી મારી ખાતરી થઇ છે કે જે થયુ તે સારુ જ થયુ છે શ્રી બિપિન ઝવેરીએ જે ઊડા અભ્યાસ, સમતોલ દૃષ્ટિ, અને સૂક્ષ્મ વિવેચનદૃષ્ટિથી આ નિબધ લખ્યો છે તેના દસમા ભાગની ગુણવત્તાવાળો નિબધ હું લખી શક્યો ન હોત

રમણભાઇના અવસાન પછી પચીસ વર્ષે આ જીવનચરિત્ર પ્રકટ થાય છે એ પણ યોગ્ય થયુ છે એમ મને લાગે છે ચરિત્રનાયકના અવસાન પછી તરત જ અગર થોડા સમય પછી એનું જીવનચરિત્ર લખાય તેમા અયોગ્ય પ્રશસા (અગર નિન્દા), પૂર્વગ્રહો, પક્ષપાતી (અગર વિરોધની) વૃત્તિ હોવાનો ઘણો સભવ રહે છે અને એના સમસ્ત જીવનની તાત્કાલિક જ નહિ પરન્તુ ભવિષ્યની સમાજ

ઉપર થતી અસરનું યોગ્ય મૂલ્યાંકન થઇ શકતું નથી. અવસાન પછી થોડા જ વખતમાં લખાયેલા જીવનચરિત્રમાં ચરિત્રનાયકનાં સ્વભાવ, વર્તન, નિત્યજીવન, વિચાર, અભિપ્રાય વગેરેનું વર્ણન વધારે સારી અને સચોટ રીતે કદાચ આવે, કારણ કે લેખકને એ ચરિત્રનાયક સાથે જીવન્ત સંબંધ હોય. પરન્તુ એટલી ઊણપ બાદ કરીએ તો ચરિત્રનાયકના અવસાન પછીનાં પંદર વીસ વર્ષ પછી જે જીવનચરિત્ર લખાય તેમાં યોગ્ય દૂરદર્શન–પરર્પેક્ટિવ હોવાનો વિશેષ સંભવ છે એટલે ચરિત્રનાયકને યોગ્ય ન્યાય થવાનો પણ વિશેષ સંભવ રહે છે.

જીવનચરિત્રના લેખકને પોતાને ચરિત્રનાયક માટે સન્માનવૃત્તિ, સહૃદયતા, નિષ્પક્ષવૃત્તિ અને ન્યાયવૃત્તિની ખાસ આવશ્યકતા છે. શ્રી. બિપિન ઝવેરીના આ નિબંધમાં એ બધી આવશ્યકતાઓ જોવામાં આવે છે એવું મારું માનવું છે. રમણભાઇનાં ધાર્મિક વિચારો અને માન્યતાઓ લેખકને પોતાને સર્વથા માન્ય ન હોવા છતાં એમણે વિશાળ અને ઉદાર દૃષ્ટિથી એની સમીક્ષા કરી છે. એમના વિવેચન વિશેના લેખોમાં જ્યાં જ્યાં શ્રી. બિપિન ઝવેરી રમણભાઇના અભિપ્રાયથી જુદા પડે છે ત્યાં સ્પષ્ટતાથી અને નિખાલસતાથી એમણે પોતાના વિચાર જણાવ્યા છે અને તે માટે સબળ દલીલો પણ રજૂ કરી છે.

રમણભાઇની શૈલી વિશેના શ્રી. બિપિન ઝવેરીના અભિપ્રાય સાથે હું સંમત થઇ શકતો નથી. સ્વ બળવંતરાય ઠાકોરે જણાવ્યું છે કે "રમણભાઇને શૈલી જ ન હતી" એટલી હદ સુધી શ્રી. બિપિન ઝવેરી જતા નથી અને બળવંતરાય ઠાકોરે બાંધેલા અભિપ્રાયનું કારણ પણ એમણે યોગ્ય રીતે જણાવ્યું છે. શ્રી. બિપિન ઝવેરી માને છે કે રમણભાઇએ "શૈલી પર ઓછું ધ્યાન આપ્યું. તેમણે વાઙ્મયી અભિવ્યક્તિમાં કથયિતવ્યનો જ ખ્યાલ રાખ્યો, એના વાહનને ઉપયોગી સાધન તરીકે અપનાવ્યું, પણ એને સુંદર બનાવવાની ખાસ પરવા ન કરી." (પાનું ૫૦૫) આ એમનો મત મને સર્વથા

ખરો લાગતો નથી. રમણભાઇના વિવેચનના લેખોમાં, સામાજિક લેખોમાં અને ખાસ કરીને ધાર્મિક લેખોમાં (એમના ધાર્મિક વિચારો વિશે મતભેદ હોવાના સંભવનો હું સ્વીકાર કરું છું) રમણભાઇની ખાસ વિશિષ્ટ અને સબળ શૈલી મને જણાય છે. લેખકની શૈલીમાં એનો સ્વભાવ અને સમસ્ત માનસ અને વ્યક્તિત્વનું પ્રતિબિંબ પડેલુ હોય છે, અને તેથી જ પ્રત્યેક લેખકની શૈલી–જેમ પ્રત્યેકના અક્ષર તેમ–ભિન્ન હોય છે એવું વિદ્વાનો માને છે. એ રીતે જોતાં રમણભાઇની સામાજિક અને ધાર્મિક અને સાહિત્યના વિષયની કેટલીક દૃઢ માન્યતાઓ બહુ સ્પષ્ટપણે અને નિખાલસતાથી તથા સબળ અને તર્કશુદ્ધ રીતે એમનાં લખાણની શૈલીમાં દૃશ્યમાન થાય છે એવો મારો નમ્ર મત છે. ગુજરાતના ગદ્યસાહિત્યમા એમની શૈલીને કારણે એમનુ વિશિષ્ટ સ્થાન છે એટલે સુધી મારુ માનવુ છે. શ્રી. બિપિન ઝવેરી કરતાં શ્રી. મંજાણુનો આ બાબતનો અભિપ્રાય મને વધારે યોગ્ય લાગે છે.

સામાજિક સુધારા સંબંધીનાં રમણભાઇના લેખો અને કાર્યોની સમીક્ષા શ્રી. બિપિન ઝવેરીએ બહુ ઝીણવટથી કરી છે, છતા મને એવુ લાગે છે કે અજાણ્યે એમણે એ વિષયમા સમાજોન્નતિ અને સમાજકલ્યાણની આપણી અત્યારની નવી દૃષ્ટિએ એ વિષયની સમીક્ષા કેટલેક સ્થળે કરી છે. આપણા સમાજમા પ્રવર્તતા અનિષ્ટો દૂર કરવામા અને સમાજની પ્રત્યેક વ્યક્તિને–સ્ત્રી પુરુષ અને બાળકને–સમાનતા, ન્યાયી વર્તાવ, યોગ્ય હક અને પ્રતિષ્ઠા મળે એવી પ્રવૃત્તિમાં સમાજસુધારાના તે જમાનામા પર્યાપ્તિ થતી મનાતી હતી છેલ્લાં પંદર વર્ષમા ગાંધીજીએ એ બાબતમાં આપણી દૃષ્ટિ બદલી છે અને હવે આર્થિક સમાનતા, કામદારોની સ્થિતિ, ગ્રામજનોની આર્થિક ઉન્નતિ, અસ્પૃશ્યતાનિવારણ અને હરિજનોની સામાજિક અને આર્થિક ઉન્નતિ જેવા વિષયોનો પણ સમાજકલ્યાણના કાર્યમાં સમાવેશ કરવામાં આવે છે. આપણી એ બાબતની દૃષ્ટિ હવે ઘણી વિશાળ અને વધુ વ્યાપક થઇ છે. પરન્તુ રમણભાઇના જમાનામાં

જે દૃષ્ટિ હતી તે મર્યાદામાં એમનાં એ વિષયનાં લેખો અને કાર્યનું મૂલ્યાંકન થવું જોઇએ એમ મને લાગે છે. એમના જમાનામાં સમાજ-કલ્યાણની દૃષ્ટિની જે મર્યાદા હતી તે ધ્યાનમાં લઇએ તો એમણે એ દિશામાં જે સાહિત્ય ઉપજાવ્યું છે અને જીવનભર જે કાર્ય કર્યું છે તેની બરોબરી કરનાર ગુજરાતમાં તો બીજું કોઇ થયું નથી, એટલું જ નહિ, પણ સામાજિક કલ્યાણ અને સમાજોન્નતિના પ્રશ્નોમાં રહેલાં મૂળગત તત્ત્વોની એમણે જે મીમાંસા વિસ્તારથી અને તર્ક-શુદ્ધ રીતે, એમના નડિયાદની સંસારસુધારા પરિષદના પ્રમુખ તરીકે (ધર્મ અને સમાજ પુ. ૨. પાનાં ૨૦૫ થી ૨૩૬)ના વ્યાખ્યાનમાં કરી છે તે ગુજરાતી સાહિત્યમાં એ વિષયનો એક અજોડ અને અપૂર્વ સામર્થ્યવાળો લેખ છે એવો મારો નમ્ર મત છે. એ લેખમાં સંસારસુધારાના આખા વિષયની ફિલસૂફી સમાવેલી છે એમ મને લાગે છે. અત્યારની આપણી બદલાયેલી અને વધુ વિશાળ થયેલી દૃષ્ટિએ પણ એ લેખનું મૂલ્ય કાયમ રહે છે. રમણભાઇના ધાર્મિક લેખો–પ્રાર્થનાસમાજમાં આપેલાં વ્યાખ્યાનો–અને તે ઉપરાન્ત તટસ્થતાથી જ્ઞાનસુધામાં ધર્મના વિષયને અંગેના લેખો વિશે શ્રી. બિપિન ઝવેરીએ બહુ નિષ્પક્ષ રીતે અને સહૃદયતાથી સમાલોચના કરી છે, પરન્તુ પ્રાર્થનાસમાજની ધાર્મિક વિચારસરણી ઉપર ખ્રિસ્તી ધર્મની છાપ છે એ માન્યતા એમણે સ્વીકારી છે. આવી માન્યતા ગુજ-રાતના ઘણા લેખકો અને સામાન્ય જનતામાં પ્રવર્તે છે, પરન્તુ આ માન્યતા હકીકતથી વિરુદ્ધ છે. બંગાળામાં બ્રાહ્મસમાજની સ્થાપના કરનાર રાજા રામમોહનરાયે બ્રાહ્મસમાજમાં દર બુધવારે–રવિવારે નહિ–ઉપનિષદના વાચનનો ક્રમ રાખ્યો હતો. ઉપનિષદનું વાચન માત્ર બ્રાહ્મણ સભ્ય જ કરે એવો–અત્યારે જુનવાણી અને અન્યાયી લાગે એવો–રિવાજ તે વખતે ચુસ્તપણે પાળવામાં આવતો. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરનું બ્રાહ્મસમાજ પ્રત્યે–ધાર્મિક મનોવૃત્તિ પ્રત્યે–આકર્ષણ અમર પ્રેરણા ઈશોપનિષદના પ્રથમ મંત્ર " ईशावास्यमिदं सर्वम्"

ઇત્યાદિથી થયું હતું. શ્રી. દેવેન્દ્રનાથ ટાગોર જ્યાં બેઠા હતા ત્યાં ઉપનિષદના ફાટેલા એક પાનાનો કકડો એમની તરફ ઊડતો ઊડતો આવ્યો અને તેમાં આ શ્લોક હતો તે વાંચી એમના ચિત્તમાં કોઈ અપૂર્વ અસર થઇ અને પછી એ બ્રાહ્મસમાજના કાર્યમાં પ્રવૃત્ત થયા એ હકીકત એમની આત્મકથામાં નોંધેલી છે. દેવેન્દ્રનાથ ટાગોરના સમયમાં બ્રાહ્મણેતર સભ્યને ઉપનિષદ વાંચવાનું કાર્ય પ્રગતિમાન સભ્યો તરફથી સોંપવામાં આવ્યું ત્યારે બ્રાહ્મસમાજમાં ભારે ખળભળાટ ઉત્પન્ન થયો હતો. દેવેન્દ્રનાથ ટાગોરનાં અને તેમના પુત્ર સત્યેન્દ્રનાથ ટાગોરનાં વ્યાખ્યાનો પ્રકટ થયેલાં છે તે વાંચતાં જણાશે કે એમના પ્રત્યેક વ્યાખ્યાનમાં ઉપનિષદનાં સૂત્રો ઉપર જ વિવેચન કરવામાં આવેલાં છે.

બ્રાહ્મસમાજના ત્યારપછીના આગેવાન સંચાલકો અને ઉપદેશકોએ પણ ઉપનિષદો, ગીતા અને ભાગવતના શ્લોક સૂત્રરૂપે લઈ વ્યાખ્યાનો કરેલાં છે. એમાંના કોઇએ બાઇબલનાં સુવાક્યો સૂત્રરૂપે લઈ વ્યાખ્યાનો કર્યાં નથી. બ્રાહ્મસમાજના સ્થાપક રાજા રામમોહનરાયની સામે ખ્રિસ્તી પાદરીઓનો એવો આક્ષેપ હતો કે હિન્દુ ધર્મનું શુદ્ધ સ્વરૂપ જનતા સમક્ષ રજૂ કરવાથી સુશિક્ષિત હિન્દુ યુવકોને ખ્રિસ્તી ધર્મમાં ધર્માન્તર કરવામાં બ્રાહ્મસમાજ અવરોધકર્તા નીવડી છે.

મુંબઇમાં ડૉ. ભાંડારકર, મહાદેવ ગોવિન્દ રાનડે, મામા પરમાનન્દ, વાસુદેવ નવરંગે, વામન આબાજી મોડક વગેરે પ્રાર્થનાસમાજના આગેવાન સંચાલકોનાં વ્યાખ્યાન પ્રકટ થયેલાં છે તેમાં કોઇ સ્થળે ખ્રિસ્તી ધર્મનાં સૂત્રો કે સિદ્ધાન્તોનું વિવેચન કે વિવરણ થયેલું નથી.

અમદાવાદ પ્રાર્થનાસમાજના સ્થાપક ભોળાનાથ સારાભાઇ, મહીપતરામ રૂપરામ, રણછોડલાલ છોટાલાલ વગેરેનો ખ્રિસ્તી ધર્મગ્રન્થોનો અભ્યાસ બહુ થોડો હતો અને તેમનાં વ્યાખ્યાનો પણ હિન્દુઓના પ્રાચીન ધર્મગ્રન્થોનાં સૂત્રો અને સિદ્ધાન્તોને અનુલક્ષીને

થયેલાં છે. અમદાવાદ પ્રાર્થનાસમાજની સ્થાપનાથી અત્યાર સુધીનો સમય દરમ્યાન પ્રત્યેક રવિવારે અને બીજે પ્રસંગે જે જે વ્યાખ્યાનો થયાં તે દરેક વ્યાખ્યાનની સારરૂપ પાંચ દસ લીટીઓ પ્રાર્થનાસમાજની ઉપદેશ બુકમાં લખેલી મોજૂદ છે. તે ઉપરથી પણ જણાશે કે એમાં ભાગ્યેજ કોઇએ ખ્રિસ્તી ધર્મપુસ્તકનાં વચનોનો આધાર લઇ વ્યાખ્યાનો કર્યાં હોય. બંગાળામાં અને મુંબઇમાં રવિવારની ઉપાસના સમયે ગવાતાં ભજનનાં પુસ્તકોમાં મધ્યકાલીન ભક્તો સન્તો અને ધર્મોપદેશકોનાં ભજનોનો સંગ્રહ કરેલો છે, અમદાવાદ પ્રાર્થનાસમાજમાં વપરાતી 'પ્રાર્થનામાળા'નાં ભજનો ભોળાનાથ સારાભાઇનાં રચેલાં છે અને તે મહિમ્નઃસ્તોત્ર, ઉપનિષદો અને ગીતાના શ્લોકો, મધ્યકાલીન ભક્તોનાં ભજનો વગેરેનાં કેટલાંક ભાષાન્તર, કેટલાંક સારરૂપ અને મોટે ભાગે એ ગ્રન્થોનાં વાચન અને અભ્યાસથી સ્વયંભૂ જાગ્રત થયેલી ધર્મભાવના તથા ઊર્મિના પરિણામરૂપે છે. એટલે ઉપર જણાવ્યું તે પ્રમાણે આ બધાંમાં તો ખ્રિસ્તીધર્મની અસર નથી.

બ્રાહ્મસમાજના અને પ્રાર્થનાસમાજના સિદ્ધાન્તોમાં નિરાકાર ઇશ્વરની માનસિક ઉપાસના ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે, અને ઇશ્વરનાં ભક્તિ, ઉપાસના, સ્તુતિ, પ્રાર્થના, સદાચાર એ ભક્તિનાં અંગ માનવામાં આવ્યાં છે; બાહ્યાચારો, જડ ક્રિયાકાંડોને નિરર્થક ગણવામાં આવ્યાં છે; કોઇ ધર્મગ્રન્થ ઇશ્વરરચિત કે પ્રેરિત ગણવામાં નથી આવ્યો, કોઇ પેગમ્બર કે મધ્યસ્થ માનવામાં નથી આવ્યો. આ બધી ખ્રિસ્તી ધર્મની અસર છે? હિન્દુધર્મના-ઉપનિષદોના તથા ગીતાના-ઉપદેશ પ્રમાણે નિરાકાર નિરંજન પરમાત્માની માનસિક ઉપાસના એ સર્વશ્રેષ્ઠ ધર્મ માનવામાં નથી આવ્યો? વેદનું પઠન, ધર્મગ્રન્થોનો અભ્યાસ, યોગ, તપ, પૂજન વગેરે કરતાં પણ ચિત્તશુદ્ધિ કરી ભગવાનના શુદ્ધ ચૈતન્યમય સ્વરૂપનું ધ્યાન એકાગ્રતાથી ધરવું એને જ શ્રેષ્ઠ માર્ગ હિન્દુધર્મમાં નથી માનવામાં આવ્યો? ખ્રિસ્તીધર્મમાં તો જિસસને ઇશ્વરનો પુત્ર-અવતાર-પેગમ્બર

માનેલા છે, બાઇબલને ઈશ્વિરરચિત ગ્રન્થ માનેલા છે અને ખ્રિસ્તીધર્મના અનુયાયીઓનો મોટો ભાગ–રોમન કેથલિકોએ–તો ચર્ચને અગેની બાહ્યક્રિયાઓને ભારે મહત્ત્વ આપે છે. અર્થાત્ પ્રાર્થનાસમાજ ઉપર ખ્રિસ્તી ધર્મની અસર છે એ માન્યતા ભૂલભરેલી છે. આ બાબત આટલી લબાણથી લખવાનું કારણ એ છે કે પ્રાર્થનાસમાજમા જે ઉપાસનાવિધિ છે તે ખ્રિસ્તીધર્મનો નહિ પણ હિન્દુધર્મના શુદ્ધ સાત્ત્વિક સ્વરૂપ મુજબ છે એ હકીકત છે.

પરન્તુ ખ્રિસ્તીધર્મની અસર પ્રાર્થનાસમાજના સિદ્ધાન્તો અને ઉપાસનાવિધિ ઉપર પડી હોય એમ સ્વીકારીએ તોપણ એથી એ 'અસ્પૃશ્ય' શા માટે બનવો જોઇએ ? છેક પ્રાચીન કાળથી ચાલ્યા આવતા હિન્દુધર્મના સ્વરૂપમા કાળક્રમે અનેક મતમતાન્તરોની–દેશના અને પરદેશના અનાર્યો, દ્રાવિડો, મીડસ વગેરેની અસર નથી થઈ? શિવપૂજા, સૂર્યપૂજા, દેવીપૂજા, શાકત સંપ્રદાય, ભક્તોના સપ્રદાયો એ બધામા કાલક્રમે મૂળ વેદધર્મના સ્વરૂપમા મહત્ત્વના ફેરફાર અને ઉમેરા થતા આવ્યા છે. કોઇને ત્યાજ્ય ગણવામા આવ્યુ નથી, પરન્તુ એ સર્વનો અદ્ભુત સમન્વય સધાતો આવ્યો છે, અને એ બાબતમા અપૂર્વ સહિષ્ણુતા દર્શાવાઇ છે, અને તેથી જ પરંપરાની પ્રણાલિકા ચાલુ રહી છે પ્રાર્થનાસમાજે પણ એ ભવ્ય પ્રણાલિકા ચાલુ રાખવામા પોતાનો હિસ્સો આપ્યો છે વસ્તુત પ્રાર્થનાસમાજ એ કોઇ નવો ધર્મ કે સંપ્રદાય નથી, પરન્તુ જીવનનો એક માર્ગ–એ વે ઑફ લાઇફ–છે એમા જગતના સર્વ ધર્મોના ઉચ્ચ સિદ્ધાન્તોનો સમન્વય કરવાનો અને નિત્યજીવનમા તે ઉતારવાનો પ્રયત્ન છે

રમણભાઇએ પોતાના વ્યાખ્યાનોમા અને લેખોમા–ખાસ કરીને "બ્રાહ્મસમાજનો ઉદ્દેશ અને પદ્ધતિ" (ધર્મ અને સમાજ ભાગ ૨ પાનાં ૧૪૮–૧૫૦મા) બહુ સ્પષ્ટ રીતે સાત્ત્વિક ભાવથી તથા ઊંડી ધર્મશ્રદ્ધાથી એ માર્ગની ચર્ચા કરી છે ગુજરાતના ધાર્મિક સાહિત્યના

અલ્પ સમૂહમાં, એ દૃષ્ટિએ, એમના ધર્મ સંબંધીના લેખો અગત્યનું સ્થાન ધરાવે છે.

શ્રી. બિપિન ઝવેરીને પ્રાર્થનાસમાજ અને બ્રાહ્મસમાજનો પ્રત્યક્ષ પરિચય ન હોવાથી એમણે પણ પ્રચલિત માન્યતા સ્વીકારી લીધી એ નવાઇ જેવું નથી. વળી આ માન્યતા દૂર કરવા માટે એ સમાજો તરફથી જોઇએ તેટલો સબળ પ્રયત્ન કરવામાં નથી આવ્યો એ પણ એક કારણ છે. પરન્તુ એ બાબત બાદ કરતાં બીજી રીતે રમણભાઇના ધાર્મિક વિચારો અને સિદ્ધાન્તો વિશેની એમની ચર્ચા આ પુસ્તકનો અતિ અગત્યનો વિભાગ છે.

'રાઇનો પર્વત' એ રમણભાઇનો સહુથી શ્રેષ્ઠ ગ્રન્થ છે. એમની જીવન પ્રત્યેની દૃષ્ટિ, નીતિની ઉચ્ચભાવના, માનવીના કાર્ય માટેની એની જવાબદારી વિશેનો રમણભાઇનો મત, ઇશ્વરની કલ્યાણમય યોજના વિશેની એમની શ્રદ્ધા, નારીસંમાનની એમની ભાવના વગેરેનું સંપૂર્ણ દર્શન એ નાટકમાં થાય છે. શ્રી. બિપિન ઝવેરીએ આ નાટક વિશેના વિવેચનમાં રમણભાઇને—એમના માનસને અને ચિત્તવ્યાપારના બંધારણને—ઓળખવાનો બહુ સારો પ્રયત્ન કર્યો છે. સાહિત્યની દૃષ્ટિએ એ પુસ્તકનું શ્રી. બિપિન ઝવેરીનું મૂલ્યાંકન મને બહુ યોગ્ય લાગ્યું છે; જો કે એ વિશે અભિપ્રાય આપવાનો મારો અધિકાર નથી. આ ગ્રન્થમાં એ પુસ્તકના વિવેચનનાં બે પ્રકરણો ગ્રન્થકર્તાના ઊંડા અભ્યાસની સાક્ષી પૂરે છે.

ભદ્રંભદ્ર વિશેના પ્રકરણમાં એ પુસ્તકના વિરોધમાં જે નીચ અને અંગત આક્ષેપોવાળું નિર્લજ્જ પુસ્તક પ્રકટ થયું હતું તેનો માત્ર ઉલ્લેખ જ થયો હોત તો ઠીક હતું એમ મને લાગે છે. નગીનદાસ સંઘવીનો પત્ર અને એ પુસ્તક વિશેની લાંબી ચર્ચા કરી એ જાતની ક્ષુદ્ર અને નિર્માલ્ય ચોપડીને આટલી બધી અગત્ય આપવાની જરૂર હોય એવું મને લાગતું નથી. નગીનદાસ સંઘવીના પત્રમાં એક વાત લખી છે તે ખોટી છે તે મારી અંગત માહિતીથી

હું જણાવુ છું. શ્રી ભગુભાઈ ફતેહચંદ કારભારી (જે 'પ્રજામધુ'ના તંત્રી થોડા વખત સુધી હતા )ને "પૈસા આપી બીજી આવૃત્તિના બધાં પુસ્તકો સુધારકંમન્યોએ પોતે ખરીદી લઇ તેનો ઉપયોગ અટકાવ્યો.' (પાનું ૪૧૧ ) આ વાત તદ્દન ખોટી છે. શ્રી. ભગુભાઈ ફતેહચંદ અમારા સંઘના મિત્ર હતા, સુધારક અને ક્રાન્તિકારી વિચારના હતા, સ્વ વાડીલાલ મોતીલાલના સહકાર્યકર્તા હતા અને રમણભાઈના પ્રશંસક હતા એ આવા ગંદા કામમા ભાગ લે એ મનાય તેવી વાત નથી. નગીનદાસ સંઘવીને કોઇએ ખોટી બાતમી આપેલી હોવી જોઇએ પરન્તુ "આ વાત મને ભગુભાઇએ પોતે જ કરી હતી" એમ નગીનદાસ સંઘવી લખે છે એટલે એમણે એ ઉપજાવી કાઢેલી હોવી જોઇએ એમ ભગુભાઈ ફતેહચંદને સારી રીતે ઓળખતો હોવાથી હુ ખાતરીપૂર્વક કહી શકું છુ

આ ગ્રન્થના દરેક દરેક પ્રકરણ વિશે વિગતવાર ચર્ચા કરતા ઘણું લંબાણ થઈ જાય, અને એટલો મારો અધિકાર પણ નથી, એટલે ગ્રન્થમા કેટલીક ભૂલો જાણ્યે અજાણ્યે રહી ગઈ છે, ખાસ કરીને માહિતીની-તે વિશે હુ અહીં બે શબ્દ જણાવીશ

(૧) પાનું ૬ "હું તો માત્ર દૂધ પીને આવ્યો છુ" એમ કહી તેમણે પોતાને અને પોતાના સ્વજનોને જ્ઞાતિ બહિષ્કારમાથી ઉગારી લીધા હતા. આમા હકીકતની ભૂલ છે. સ્વ મહીપતરામ, રમણભાઈ, નરસિંહરાવ અને કૃષ્ણરાવ મુંબાઈની પ્રાર્થનાસમાજના તે વખતના પ્રમુખ ડૉ. આત્મારામ પાંડુરંગને ત્યા જમવા ગયા હતા એ જ્ઞાતિરિવાજની વિરુદ્ધના ભોજનના મહાઅપરાધને કારણે એમનો જ્ઞાતિબહિષ્કાર કરવાનું પગલું લેવાનું જ્ઞાતિએ ઠરાવ્યું ત્યારે સ્વ ભોળાનાથ સારાભાઇનાં એક સગા, અમદાવાદની બહારના, જેમનું એ કુટુંબમા મુરબ્બી જેવુ સ્થાન હતું, તેમણે જ્ઞાતિ સમક્ષ જઇ કહ્યું કે "એમણે બધાએ તો માત્ર દૂધ જ પીધુ છે એવુ મને એમના તરફથી જણાવાયુ છે" હકીકતમા એ કોઇને પૂછયાગાછયા

વિના જ આ ગૃહસ્થે પોતાની મેળે જ જ્ઞાતિ સમક્ષ આવી વાત રજૂ કરેલી. જ્ઞાતિએ એમનું કથન સાચું માની કાંઇ પગલાં ન લીધાં: અલબત્ત; આમાંના કોઇએ એ બચાવ ખોટો હોવાનું જાહેર ન કર્યું એટલા પૂરતો એમનો દોષ સ્વીકારવો જોઇએ. આ હકીકત અમદાવાદમાં બનેલી, સુરતની નાગરની જ્ઞાતિએ આ બાબત લક્ષ્યમાં લીધી ન હતી, એટલે મહીપતરામ અને રમણભાઇનો અમદાવાદની નાગરે જ્ઞાતિમાં સમાવેશ થતો ન હોવાથી તેમને માટે આ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. શ્રી. બિપિન ઝવેરીએ આ હકીકત શ્રી. ભાનુસુખરામે લખેલી મહીપતરામના જીવનચરિત્રની ચોપડીમાંથી લીધેલી છે, પરંતુ ભાનુસુખરામની એ ખોટી માહિતી છે એમ હું ખાતરીપૂર્વક કહી શકું છું.

(૨) મણિલાલ નભુભાઇનાં સુધારા અને ધર્મસંબંધીના વિચારોની રમણભાઇએ 'જ્ઞાનસુધા'માં ઘણી ટીકા કરી છે, કેટલીક વખત કડક ટીકા પણ કરી છે, પરન્તુ એ સંબંધેના એ બે વિદ્વાનોના લેખો ગુજરાતી સાહિત્યમાં ઉચ્ચ કક્ષાનાં વિવેચન અને વિદ્વત્તાયુક્ત નિબંધોના નમૂના છે, એ રીતે એ વિદ્વાનોની ચર્ચાએ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે એવો મારો નમ્ર મત છે. મણિલાલના વિચારો સાથે રમણભાઇને ઘણો મતભેદ હતો, પરન્તુ એમની વિદ્વત્તા માટે બહુ ઊંચી સંમાનવૃત્તિ હતી એમ હું જાણું છું. એમના અભિપ્રાય મુજબ ગોવર્ધનરામ કરતાં મણિલાલ ઊંચી કોટિના મૌલિક વિચારક ( ઓરિજિનલ થિન્કર ) હતા. મણિલાલના અકાળ અવસાન પ્રસંગે રમણભાઇએ 'જ્ઞાનસુધા'માં જે લેખ લખ્યો છે તે આ વાતની સાક્ષી પૂરે છે. 'કાન્તા' નાટકના એ અતિ પ્રશંસક હતા અને એ નાટકની અસર, શ્રી. બિપિન ઝવેરીએ બતાવ્યું છે તેમ, 'રાઇનો પર્વત' ઉપર સ્પષ્ટ દેખાય છે. મણિલાલ સંબંધી ઉલ્લેખ કરતાં શ્રી. બિપિન ઝવેરીએ રમણભાઇએ લખેલી મણિલાલની મૃત્યુનોંધ 'જ્ઞાનસુધા'માંથી ઉતારી હોત તો ઠીક થાત એમ મને લાગે છે.

(૩) માર્ટિનોનાં પુસ્તકો "Types of Ethical Theory" અને "Study of Religion" ની અસર રમણભાઇના નીતિના અને ધાર્મિક સિદ્ધાન્તો ઉપર ઊંડી પડેલી હતી એ શ્રી. બિપિન ઝવેરીનું કહેવું ખરું છે; પરન્તુ એમ. એ. માટે અભ્યાસ દરમ્યાન એમણે Study of Religion વાંચેલું, પણ Types of Ethical Theory એ પુસ્તકનો બારીકાઇથી અભ્યાસ એમણે વિદ્યાબહેને બી. એ. માં ફિલોસોફી અને એથિક્સનો વિષય ઐચ્છિક તરીકે લીધેલો તે વખતે એમની સાથે એ પુસ્તક વાંચતે રમણભાઇએ કરેલો.

(૪) 'જ્ઞાનસુધા'ના લેખકોમાં સ્વ. બાબુરાવ હિમ્મતલાલ દેસાઇ તથા ઠાકોરલાલ હરિલાલ દેસાઇનાં નામ ઉમેરવાં જોઇએ. બાબુરાવ 'કુમુદ'ની સહીથી અને ઠાકોરલાલ Theist ની સહીથી લખતા. આ ઉપરાન્ત 'જ્ઞાનસુધા'ના દરેક અંકમાં વિદ્યાબહેનની એકાદ કવિતા અથવા લેખ અવશ્ય આવતાં એટલે એમનું નામ પણ ઉમેરાવું જોઇએ.

(૫) પાનું ૧૮૫:—રમણભાઈના સુધારાની મર્યાદા વિશે શ્રી. બિપિન ઝવેરીએ જે વિચારો જણાવ્યા છે તે મને સર્વથા યોગ્ય જણાતા નથી. "વ્યષ્ટિવાદનું સ્થાન સમષ્ટિવાદે લીધું છે" એ ઘણે અંશે ખરું છે; પરન્તુ સુધારકોએ વ્યક્તિસ્વાતંત્ર્યને ધોરણે સુધારાનો આગ્રહ કર્યો ત્યારે સમષ્ટિના કલ્યાણનો વિચાર બાજૂ ઉપર મૂક્યો ન હતો. સમસ્ત સમાજનાં કલ્યાણ અને ઉન્નતિની દૃષ્ટિ રાખીને જ સુધારાના સર્વ પ્રશ્નોની ચર્ચા થતી હતી. અને "એ (વ્યષ્ટિવાદ)ને આજે તો તિલાંજલિ અપાઈ છે" એ વિધાન પણ શ્રી. બિપિનનું સર્વથા સાચું નથી. આર્થિક, સામાજિક અને રાજકીય એ સર્વ ક્ષેત્રોમાં વ્યક્તિસ્વાતંત્ર્યને યોગ્ય સ્થાન અત્યારે પણ અપાય છે; અલબત્ત, સમષ્ટિના કલ્યાણને ભોગે નહિ. રમણભાઈએ જે સુધારાનો આગ્રહ જીવનભર કર્યો તેમાં કયા સુધારામાં માત્ર વ્યક્તિસ્વાતંત્ર્ય લક્ષ્યમાં રાખવામાં આવ્યું હતું એ શ્રી. બિપિન ઝવેરીએ

દર્શાવ્યું હોત તો સારું હતું. શ્રી. બિપિન ઝવેરીએ રમણભાઈના સુધારાની બીજી મર્યાદા "માત્ર કાનૂની દૃષ્ટિ"–એ ગણાવી છે. સમાજમાં પ્રવર્તતાં અનિષ્ટો દૂર કરવા માટે લોકમત કેળવવો એ સૌથી વધારે અગત્યનું છે એ સહુ સ્વીકારે છે, પરન્તુ જે અનિષ્ટ રૂઢિથી વ્યક્તિનું તેમજ સમાજનું ભારે અહિત થયા કરતું હોય-દા. ત. વિધવાપુનર્લગ્નપ્રતિબન્ધ, બહુપત્નીની પ્રથા, બાળલગ્ન વગેરે–તેમાં લોકમત પૂરેપૂરો કેળવાય-સમાજનો ઘણો મોટો ભાગ સંમત થાય–ત્યાંસુધી રાહ જોઈ વ્યક્તિને તેમજ સમાજને દુઃખદાયક સ્થિતિમાં રહેવા દેવો એ યોગ્ય છે? કાનૂન કરીને એ દુઃખ ટાળવાનો ઉપાય કઈ રીતે અયોગ્ય છે? કાનૂનની મદદ સિવાય એ અનિષ્ટો દૂર કરવા માટે કોઇ વ્યક્તિ પગલું ભરી-જ શકતી નથી અને તેથી વ્યક્તિ તેમજ આખા સમાજને અનેક પ્રકારનાં કષ્ટો ભોગવ્યા કરવાં પડે છે. એવા પ્રસંગોમાં કાનૂનની મદદ એ જ એક ઉપાય છે એમ મને લાગે છે. શ્રી. બિપિન ઝવેરીએ જે દૃષ્ટાન્ત લીધું છે-વિધવાવિવાહનું-તેમાં વિધવાને ફરી લગ્નના પ્રતિબન્ધને કારણે માત્ર વિધવાને પોતાને અન્યાય થાય છે અને કષ્ટ ભોગવવું પડે છે એટલું જ નહિ, પરન્તુ એને પરિણામે જે અનાચાર, ગર્ભપાત અને બાળહત્યા થાય છે તે આખા સમાજને માટે અનિષ્ટ છે; એ પ્રતિબંધ લોકમત કેળવાયાથી ક્યારે ટળે? કાનૂનની મદદ ન મળે તો કોઇપણ વિધવા, લોકમત કેળવાયો હોય તોપણ, ફરી લગ્નનું પગલું શી રીતે ભરી શકે? શ્રી. બિપિન ઝવેરી લખે છે "વિધવાને પેરણવાનો હક છે એ વાત એમણે કરી, પરન્તુ વિધવાનો સંયમ પ્રશસ્ત છે એ વાતની કદર એ ન કરી શક્યા." આ વાક્ય શા ઉદ્દેશથી લખાયું છે તે હું સમજી શકતો નથી. પરંતુ સુધારકો જેમણે વિધવાપુનર્લગ્નનાં હકની હિમાયત કરી છે તેમાંનાં દરેકે સંયમી વિધવાની કદર કરેલી જ છે; પરન્તુ સમાજે એ જાતનો સંયમ વિધવા ઉપર બળાત્કારે કરાવવાની જહાંગીરી અજમાવી છે ત્યારે જ એમણે એનો વિરોધ કર્યો

છે. તે ઉપરાન્ત એ જાતનો સંયમ જે સમાજે બળાત્કારે વિધવાઓ ઉપર લાદ્યો છે તે સમાજ નીતિનું ધોરણ ઊંચું સાચવી શકયો છે? વળી એમાં 'આધ્યાત્મિક દૃષ્ટિ' કયાં આવી? સમાજનું નૈતિક ધોરણ ઊંચી કક્ષાએ ટકાવી રાખવા માટે ઉન્નત નીતિની દૃષ્ટિ જરૂર- ની છે. એ આધ્યાત્મિક દૃષ્ટિ નથી. સમાજનું નીતિનું ધોરણ પરાણે લીધેલા–ફરજિયાત કરેલા–સંયમથી ટકી શકે કે ઇચ્છા હોય તે પુનર્લગ્ન કરે–છાનો અનાચાર ન કરે, એવી પ્રથાથી ટકી શકે? 'સંકુચિતતા' એ એમના સુધારાની ત્રીજી મર્યાદા શ્રી. બિપિન ઝવેરીએ ગણાવી છે. વસ્તુતઃ એ સંકુચિતતા નથી, પરન્તુ મજૂરોનો પ્રશ્ન, દલિતો પતિતોનો પ્રશ્ન–વગેરે પ્રશ્નો તે વખતે ઉપસ્થિતજ થયા ન હતા. ઇંગ્લેન્ડ અમેરિકા જેવા દેશમાં જ્યાં લગ્નસંબંધીનાં, જ્ઞાતિત્રાસનાં, ભોજન અને બેટી- વ્યવહારનાં વગેરે બન્ધનોનો વિચાર સરખો પણ કરવાનો નથી હોતો ત્યાં દલિત પીડિત વર્ગની તેમજ કામદાર અને શોષિત વર્ગોની આર્થિક સ્થિતિનો, ગરીબોને વૈદ્યકીય સારવારનો, મજૂરોને વીમાનો વગેરે પ્રશ્નો એ સમાજ–સુધારાના મુખ્ય પ્રશ્નો ગણાય છે. આપણા દેશમાં ઔદ્યોગિક યુગ શરૂ થયા પછી એ જાતના પ્રશ્નો ઉપસ્થિત થયા છે અને હવે સમાજસુધારાની પ્રવૃત્તિમાં એ પ્રશ્નોનો સમાવેશ કરવામાં આવ્યો છે. અસ્પૃશ્યતાનિવારણનો પ્રશ્ન છેક ૧૮૯૭થી સમાજસુધારા પરિષદમાં દાખલ કરવામાં આવેલો છે એ શ્રી. બિપિન ઝવેરીને હું યાદ દેવડાવું છું.

(૬) પાનું ૧૪–રમણભાઇના સહાધ્યાયી તે બરજોર જમશેદજી દલાલ જે પાછળથી સિવિલિયન થયા તે હતા. બરજોર તે જમશેદજી દલાલના દીકરા જમશેદજી દલાલ તો રમણભાઇની વખત અગાઉ હાઇ- સ્કૂલમાં હેડમાસ્તર અને પછી ગુજરાત કૉલેજના પ્રિન્સિપાલ હતા. પાછળથી એ વડોદરાની વરિષ્ઠ કૉર્ટના વડા ન્યાયાધીશ થયા હતા.

(૭) શ્રી. બિપિન ઝવેરી જેને 'ડોઇલ' કરી ઉલ્લેખે છે તેમનું નામ 'કોનન ડોયલ' છે. એમનું આખું નામ 'આર્થર કોનન ડોયલ' છે, 'ડોઇલ' નહિ.

(૮) ડચીમામાનું પાત્ર એ કલ્પિત નથી (પાનું ૨૦૪). તેમ ધનસુખલાલ કહે છે તે પણ બરાબર નથી. અમદાવાદમાં નાગરોના લત્તામાં રહેનાર, જ્યુડિશિયલ ખાતામાં નોકરી કરનાર એક ગૃહસ્થ જેનું નામ હું જાણું છું તેમને સહુ———'ડાઉટ' એ નામે ઓળખતા. એ ગૃહસ્થ તે ડચીમામાનું પાત્ર છે.

રમણભાઈ સાહિત્યકાર તરીકે, લેખક તરીકે, 'રાઈનો પર્વત' અને ભદ્રંભદ્રના કર્તા તરીકે, સમાજસુધારાના અગ્રણી તરીકે, ધાર્મિક વિષયોના વિચારક તરીકે વગેરે અનેક રીતે શ્રી. બિપિન ઝવેરીએ એમના જીવનની સમીક્ષા કરી છે, પરન્તુ સામાજિક કાર્યકર તરીકે એમના જીવનનો ઉલ્લેખ પ્રમાણમાં ઓછો થયો છે. એમના જીવનમાં એ ક્ષેત્રનાં એમનાં કાર્યનો હું પાંત્રીસ વર્ષ સુધીનો સતત સાક્ષી છું એટલે એ બાબત હું અનુભવથી કહી શકું છું. જાહેર જીવનમાં નિઃસ્વાર્થ અને નિઃસ્પૃહી વૃત્તિ, માનાપમાનથી પર મનોવૃત્તિ, સેવાની જ કેવળ વૃત્તિ, મતસહિષ્ણુતા, સમાધાનવૃત્તિ, ગુણની કદર, પોતાને પાછળ રાખી બીજાને આગળ પાડવાની વૃત્તિ, વ્યવસ્થાશક્તિ, જે સંસ્થાનું કાર્ય કરવાનું હોય તે સંસ્થા માટેનું મમત્વ, જાહેરમાં આગળ પડવાની અનિચ્છા, કાર્યકરો પ્રત્યે સહાનુભૂતિ અને તેમને સદા ઉત્તેજન આપવાની વૃત્તિ, અત્યંત ચોકસાઈ, શુદ્ધ પ્રામાણિકતા, નાણાંના હિસાબમાં કાળજીપૂર્વકની ચોકસાઈ, આ બધા ગુણો અત્યંત આવશ્યક છે. આ પ્રત્યેક ગુણ રમણભાઈમાં પૂર્ણપણે હતો. સામાજિક અને રાજકીય, મ્યુનિસિપાલિટી અને બીજી અનેક સંસ્થાઓના અનેકાનેક કાર્યકરોના સંબંધ અને પરિચયમાં હું આવ્યો છું. ઘણા કાર્યકરોમાં ઉપર જણાવેલા ગુણોમાંના કેટલાક સારા પ્રમાણમાં મેં જોયા છે, પરન્તુ ઉપર જણાવેલા **તમામ** ગુણો મેં રમણભાઈ સિવાય બીજા કોઈ કાર્યકરમાં—ગુજરાતમાં—જોયા નથી. અનાથાશ્રમમાં આશ્રય લેતી વિધવાઓ માટેની હૃદયની ઊંડી લાગણી એમના જેટલી મેં આપણા દેશની એવી

સંસ્થાઓના કોઇ કાર્યકરમાં જોઇ નથી. જાહેર જીવનમાં પ્રામાણિકતા અને શુદ્ધનિષ્ઠા રમણભાઇની આદર્શરૂપ હતી એમ હું વિના સંકોચે જણાવી શકું.

નિયમ, વ્યવસ્થા, શિસ્ત, આજ્ઞાપાલન વગેરેના રમણભાઇના વિચારો બહુ કડક હતા અને એ નિયમોનો ભંગ એ સહન કરી શકતા નહિ, પરન્તુ એમનું હૃદય અતિશય કોમળ હતું. અંગત સ્વજનો અને મિત્રો પ્રત્યે તો એમનું હૃદય દ્રવિત થતું, એટલું જ નહિ, પણ જેને પોતાનું માન્યું, જેની સાથે આત્મીયતા મેળવી, તેને માટે એમના હૃદયમાં ઊંડી લાગણી રહેતી. મારા પાંત્રીસ વર્ષના એમની સાથેના નિકટ સહવાસમાં મેં એમને—સ્વજનના વિયોગ સિવાયના—બે પ્રસંગોએ આંખમાં આંસુવાળા જોયા છે. એમના ઘોડાને એક પરાયા માણસનો ઘોડો, જે સાથે જ બંધાયેલો હતો—તેણે—બચકું ભર્યું, તે ઘોડાને પીડાતો જોઇ રમણભાઇની આંખમાં આંસુ આવેલાં મેં જોયાં છે. બીજો એક પ્રસંગ એક જડ વસ્તુની બાબતનો છે. એમની પાસે એમના કુટુંબમાં સાચવી રાખેલું એક મોટું બીલોરી ટમલર હતું. સાઠ વર્ષથી એ કુટુંબમાં સચવાઇ રહેલું હતું. કુટુંબનો એ વારસો—'એરલૂમ' જેવું એ હતું. એ ટમલર એમના હાથમાંથી એકવાર પડી જવાથી ફૂટી ગયું ત્યારે એ ક્ષણવાર સ્તબ્ધ થઇ ગયા અને તે વખતે જૂનાં સ્મરણો ભંભારી એમની આંખમાં આંસુ આવેલાં મેં જોયાં છે. આ દૃષ્ટાંત હું એમની કોમળ લાગણી દર્શાવવા આપું છું.

મ્યુનિસિપાલિટી, કોર્ટ, અનાથાશ્રમ, પ્રાર્થનાસમાજ અને બીજી અનેક સંસ્થાઓના કામને લીધે એમનો સમય ભરચક રહેતો, તેમ છતાં શારદાબહેનને અને મને એ રોજ રાત્રે એક કલાક સંસ્કૃત શીખવતા. રજામાં ડુમ્મસ આરામ લેવા એ ગયા હતા ત્યાં વિનાયક નંદશંકર, વીરમિત્ર દ્વિવેદિયા, શારદાબહેન અને હું એ સહુની સાથે એમણે 'કાવ્યપ્રકાશ'નો દસમો ઉલ્લાસ નિયમસર વાંચ્યો હતો.

આ શિક્ષણકાર્યમાં એમને અત્યંત રસ હતો અને અમને સહુને એ પુસ્તક ઉપરાંત એમની પાસેથી અનેક અનેક વિષયો ઉપર ઘણું ઘણું જાણવાનું મળતું. દર રવિવારે સવારે પ્રાર્થનાસમાજનો નીતિ-સદ્ધર્મ વર્ગ એ ચલાવતા તેમાં અમે શિક્ષણ લીધેલું. મારું પોતાનું એમની પ્રત્યેનું ઋણ તો હું કોઇ ભવે વાળી શકું તેમ નથી. એમનાં પોતાનાં સંતાનો કરતાં પણ એમના સહવાસનો અને એમનાં ઉચ્ચ ચારિત્ર્ય તથા ઊંડી આધ્યાત્મિકતાનો અનુભવ કરવાનો મને વધારે લાભ મળ્યો છે, પરન્તુ એ સર્વ ઝીલવા જેટલો હું સુપાત્ર નહિ એ મારી પોતાની કમનસીબી.

રમણભાઇના જે જે ઉચ્ચગુણો હતા તેની પ્રેરણાનું મૂળ એમની આધ્યાત્મિકતામાં હતું. ઇશ્વિર ઉપર અનન્ય શ્રદ્ધા, ઇશ્વિર-પ્રાર્થનાની સફળતામાં અડગ વિશ્વાસ, જીવનમાં નીતિમય ધોરણ માટેનો આગ્રહ, અને શાન્ત સૌમ્ય પ્રકૃતિ એ સર્વ એમના જીવનનાં લક્ષણો એમના ઊંડા ભક્તિભાવનાં ફળરૂપ હતાં. ઊંડી આધ્યાત્મિક વૃત્તિ સિવાય એવા ઉન્નત ગુણોનું અસ્તિત્વ અશક્ય છે.

રમણભાઇએ બીજું કાંઇ કાર્ય ન કર્યું હોત તોપણ એમણે જે આદર્શ દંપતીજીવન જીવી બતાવ્યું, વિદ્યાબ્હેનનાં સંસ્કાર બુદ્ધિ અને હૃદયને સંપૂર્ણપણે વિકસવાનો માર્ગ કરી આપ્યો અને તેમાં સતત સહાયતા કરી, સંસ્કારી કુટુંબજીવન પ્રત્યક્ષ જીવી બતાવી પોતાનાં સંતાનોમાં જે ઉચ્ચ સંસ્કાર રેડ્યા અને ગુજરાતને એક અતિ સંસ્કારી અને બુદ્ધિશાળી કુટુંબનો વારસો આપ્યો, એટલાથી જ ગુજરાત એમનું સદાનું ઉપકૃત રહેશે. એમનાં સંતાનોને જે સુખ, શાન્તિ, ઉચ્ચ સંસ્કાર અને કર્તવ્યની દીક્ષા મળ્યાં છે તેવાં ગુજરાતમાં ભાગ્યેજ બીજા કોઇને મળ્યાં હશે.

સાહિત્યકાર તરીકે, સમાજસુધારક તરીકે, ધર્મોપદેશક તરીકે, જાહેર સંસ્થાઓના સંચાલક તરીકે, શુદ્ધ પ્રામાણિક વકીલ તરીકે, ઉન્નત નીતિમય જીવન અને ધાર્મિકવૃત્તિવાળા શુદ્ધ સાચા સદ્‌ગૃહસ્થ

તરીકે ગુજરાતમાં એમનું નામ લાંબા સમય સુધી ટકી રહેશે. પરન્તુ આપણા દેશમાં જનતાની સ્મરણશક્તિ બહુ ટૂંકી છે: ત્રીસ ચાળીસ વર્ષ ઉપરના દેશનેતાઓ લગભગ ભુલાઈ ગયા છે, ગોખલે મેં રાનડે, તેલંગ અને તિલક વગેરે દેશનેતાઓને નવો જમાનો જાણતો નથી અને જૂનો-જમાનો સંભારતો નથી, ગાંધીજીને હજી કોઇ વખત વ્યાખ્યાનોમાં નેતાઓ યાદ કરે છે. એ જાતની યાદી પણ થોડો વખત ચાલશે, કારણ કે ગાંધીજીના ગુણોનું અનુસરણ તો કોઇ સ્થળે થતું જ નથી. એટલે રૂમણભાઇના ગુણો પ્રજામાં લાંબી મુદત સંભારવામાં આવે એવી આશા થોડી છે. એમની સાહિત્યસેવા વધારે લાંબી ટકવાનો સંભવ છે, પરન્તુ મનુષ્યને-પ્રત્યેક વ્યક્તિને-મુખ્યત્વે કરીને તો પોતાના આત્માની ઉન્નતિ કરવાની છે. એ ઉન્નતિ માટેનાં સાધનો -ઇશ્વર ઉપર સપ્રેમ શ્રદ્ધા, ભક્તિભાવ, નીતિમય જીવન, પરોપકાર, માનવસેવા, કર્તવ્યનિષ્ઠા વગેરે-દ્વારા રમણભાઇએ પોતાના આત્માની ઉન્નતિ સાધવાનો આજીવન સતત પ્રયત્ન કર્યો કર્યો હતો. એ પ્રયત્નના શુભ ફળ તરીકે એમનો પવિત્ર આત્મા દેહની ઉપાધિથી મુક્ત થઇ, ઉત્તરોત્તર ઉન્નતિ સાધી પરમાત્માના દિવ્ય સાન્નિધ્યમાં ચિરકાલવાસ માટે અધિકારી થયો છે એવી મારી પ્રતીતિ છે.

ગટુભાઈ ધ્રુ

# અનુક્રમણિકા

# પ્રકરણ ૧ : : પૂર્વજ અને વારસો

જેણે જૂનાં બંધન તોડિયાં, મૂળ પુરુષ એ મહીપતરામ,
રૂડાં કીધાં કામ—થયો જય સત્યનો—ભોળાનાથ સારાભાઈ
તમારી પગદંડીએ વિતરશે સુતેજસ્ નવું—ઉમાશંકર જોશી

**સ્વ.** સર રમણભાઈનો જન્મ તા. ૧૩ મી માર્ચ ૧૮૬૮ ને દિવસે અમદાવાદમાં સુરતના વડનગરા નાગર ગૃહસ્થ, જાણીતા સંસારસુધારક અને કેળવણીકાર રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠને ત્યાં, તેમના તે વખતના નિવાસસ્થાન હીરાલાલ ફોજદારની વાડી—ઘીકાંટા—માં થયો.[૧]

રમણભાઈના પિતા રા. સા. મહીપતરામ રાજનગરના તે વખતના સહુથી આગેવાન ત્રણચાર શહેરીઓમાંના એક હતા. રમણભાઈના વડદાદાના વડદાદા નીલકંઠ મહેતાએ સુરતના નવાબના કારભારી તરીકે સારી નામના મેળવેલી, અને ત્યારથી એમના વંશજો નીલકંઠ મહેતાને નામે ઓળખાતા.

રમણભાઈના ખ્યાતનામ પિતાનો જન્મ આ ખાનદાન અને શ્રીમંત કુટુંબમાં, સુરત મુકામે, સને ૧૮૨૯માં[૨] થયો. એ છ વર્ષના થયા ત્યારે એમનાં લગ્ન કરવામાં આવ્યાં. ૧૮૩૭ની સુરતની મોટી આગમાં પૂર્વજોની હવેલી અને બીજી સઘળી મિલકત બળી જતાં તેમના કુટુંબની સ્થિતિ તંગ થઈ ગઈ.

સુધારક ગુરુઓ દુર્ગારામ મહેતાજી અને એમના સાથી દાદોબા પાંડુરંગના હાથ નીચે તેમણે ગામઠી અને અંગ્રેજી નિશાળનો

૧. રેવ, પૃ. ૪૯૯ સામેની પ્લેટ, ઇ રેવ, પૃ. ૨૪૧ ઉપર ડાહ્યાભાઈની વાડીનો ઉલ્લેખ છે તે અપૂર્ણ માહિતી છે; કારણ ડાહ્યાભાઈની વાડી તે તો પુરુષ ટ્રેનિંગ કૉલેજનું મકાનઃ રમ નો જન્મ એમાં નહિ, પણ એની બાજુના પ્રિન્સિપાલના રહેઠાણમાં થયો હતો.

૨. સસુરે, પૃ. ૮૩ ઉપર '૩૦ની સાલ આપી છે તે ખોટી જણાય છે.

અભ્યાસ પૂરો કર્યો. આવા ગુરુઓને પ્રતાપે સંભવતઃ બહુ નાની ઉમરથી તેમનું મન સુધારકોનો પક્ષ કરવા મંડ્યું.

નિશાળનો અભ્યાસ પૂરો કર્યા પછી તેમની ઇચ્છા મુંબઇની ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં દાખલ થવાની હતી, પણ કૉલેજમાં મડદાં ચીરવાં પડે તેથી તેમની ઇચ્છા સફળ ન થઇ, ને પોતાની નિશાળમાં માસિક રૂપિયા ચારની મૉનિટરની જગા લેવી પડી. એ પછી તેમને આસિસ્ટન્ટ શિક્ષકની જગા મળી. ૧૮૫૨ માં તેઓ વધુ અભ્યાસ માટે મુંબઇ ગયા. ત્યાં પણ તેમને એલ્ફિન્સ્ટન સ્કૂલમાં આસિસ્ટન્ટ શિક્ષકની નોકરી મળી. નોકરી કરતાં કરતાં તેમણે કૉલેજની એન્ટ્રન્સની પરીક્ષા આપી, ને તેમાં પસાર થતાં નોકરી છોડી કૉલેજમાં દાખલ થયા. સને ૧૮૫૪ માં તેમણે એ સંસ્થાની ત્રીજા—છેલ્લા વર્ષની પરીક્ષા સારા ગુણે પસાર કરી. આ પછી તેમણે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો, પણ પોતે જેને ગુજરાતી શીખવતા તે ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન હાવર્ડની સૂચનાથી કાનૂની અભ્યાસ પડતો મૂકી કેળવણી ખાતામાં નોકરી લીધી.[૩]

મુંબઇ રહ્યા તે દરમ્યાન મહીપતરામે બુદ્ધિવર્ધક સભા, જ્ઞાનપ્રસારક મંડળી અને સ્ટુડન્ટ્સ લિટરરી ઍન્ડ સાયન્ટિફિક સોસાયટીની પ્રવૃત્તિઓમાં ઉત્સાહથી ભાગ લીધો. બુદ્ધિવર્ધક સભાના તો એ ત્રીજા 'કર્મવીર' ગણાવા લાગ્યા. બાળપણથી તેમના હૃદયમાં વવાયેલાં સુધારાનાં બીજ એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટના તે વખતના વાતાવરણ, નર્મદ અને કરસનદાસ જેવા સાથીઓ અને પ્રાગતિક સંસ્થાઓના સંપર્ક અને સંચાલનને લીધે દૃઢમૂળ થયાં.

૧૮૫૭ માં તેઓ અમદાવાદ હાઇસ્કૂલના કામચલાઉ હેડમાસ્તર નિમાયા. આ 'બળવા'નો વખત હતો. આથી વાહનની સગવડ ન થતાં તેઓ પગે ચાલી અમદાવાદ ગયા. થોડા વખત પછી તેમને

૩. નોંધ, પૃ. ૮૯ એમણે ૧૮૫૫ માં કાનૂની પરીક્ષા ઊંચા ઑનર્સ અને રૂપિયા ચાળીસના ઇનામ સાથે પસાર કર્યાનું જણાવે છે.

સબ–ડેપ્યૂટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરનું સ્થાન મળ્યું.[૪] વળી સરકારે તેમને રાવસાહેબ બનાવ્યા.[૫] ૧૮૫૮ માં હોપ વાચનમાળા કમિટીના સભ્ય તરીકે તેમણે સારું કામ કર્યું.

નવું સ્થપાયેલું કેળવણીખાતું તે સમયે "ગામડે ગામડે નવી શાળાઓ ખોલવાનો પ્રયત્ન કરતું" હતું,[૬] પણ તેને ટ્રેન્ડ શિક્ષકો મળતા નહોતા. "આ અડચણ દૂર કરવા"[૬] કેળવણીખાતાએ કોઈ યોગ્ય ગુજરાતી વ્યક્તિને વિલાયતની શિક્ષણપદ્ધતિનો અભ્યાસ કરવા ઇંગ્લૅંડ મોકલવાનો વિચાર કર્યો. કેળવણીખાતામાં બાહોશ ગણાતા 'કરણ ઘેલો'ના લેખક નંદશંકરે દરિયાપાર જવાની ના પાડી. કદાચ બીજાઓએ પણ નનો વાર્યો. મહીપતરામને પૂછતાં તે તરત જ તૈયાર થયા. સર ટી. સી. હોપ, ડી. પી. આઇ. હાવર્ડ, મુંબઈ સરકાર અને મુંબઇના પાંત્રીસ દાનવીરોએ મળી તેમના પ્રવાસ માટે ભંડોળ ઊભું કર્યું.

પણ એ વખતમાં પરદેશગમનનું કામ ઘણું જ કપરું હતું. અપવાદરૂપ વ્યક્તિઓ બાદ કરતાં બધા હિંદુઓની દૃઢ માન્યતા હતી કે જે પરદેશ જાય તે ધર્મભ્રષ્ટ થાય. એટલે નાત તરફનો વિક્ષેપ ટાળવા મહીપતરામે છાનામાના વિલાયત જવા વિચાર કર્યો. પણ કોઈક રીતે એ વાત બહાર પડી, ને સુરત–અમદાવાદ અને ગુજરાત–કાઠિયાવાડમાં—ખાસ કરીને ત્યાંના નાગરોમાં—ખળભળાટ મચી ગયો. નાતીલા અને સગાંઓએ તેમને પરદેશ ન જવા ઘણું સમજાવ્યા, પણ તેમણે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ. મુંબઇમાં વસતા પેટલાદ અને નડિયાદના નાગર બ્રાહ્મણોએ તેમને નાતબહાર મૂક્યા.

આહારવિષયક વિધિનિષેધોને બાધ ન આવે એ માટે એક

૪. નોંધ, પૃ. ૮૯. બાકી બધા 'ડેપ્યૂટી' લખે છે ૫. શોસાઓમાં મહીપતરામ માટે બધે 'રાવબહાદુર' લખ્યું છે તે ભૂલ છે.

૬. ગુવસોઇ ૨, પૃ. ૯૬–૯૭.

બ્રાહ્મણ રસોયાને સાથે લઈ ૧૮૬૦માં તેમણે હિંદનો કિનારો છોડ્યો, ને ઈંગ્લૅંડની ટ્રેનિંગ સ્કૂલોનો અભ્યાસ કરી ૧૮૬૧માં હિંદ પાછા ફર્યા. ગુજરાતમાંથી આ પહેલાં નડિયાદના એક પાટીદાર સામળદાસ દેસાઈભાઈ દેસાઈ છાનામાના વિલાયત જઈ આવ્યા હતા. પણ એ વાત તે વખતે કોઈ જાણતું નહોતું, એટલે મહીપતરામ દરિયાપાર જવાની હિંમત કરનારા પહેલા ગુજરાતી ગણાયા. આથી મુંબઈમાં કેટલાક લોકોએ એમનું બહુમાન કર્યું. આ રીતે મહીપતરામે ગુજરાતમાં સુધારાની દિશામાં એક બહુ મહત્ત્વની પહેલ કરી.

વિલાયતથી પાછા આવી મહીપતરામ પહેલાં સુરત ગયા. પોતાની સાથે સંસર્ગ રાખવા માટે પિતા અને કાકાકાકીને કાંઈ સહેવું ન પડે તે માટે ત્યાં એમનાથી જુદું મકાન રાખીને રહ્યા. સુરતની નાગરી નાતના ઘણાખરા માણસોએ તેમનો સંપૂર્ણ બહિષ્કાર કર્યો. એમનાં પુત્રવધૂ લખે છે, "એ જ્ઞાતિબહિષ્કારનો ખ્યાલ આ જમાનામાં આવવો મુશ્કેલ છે. આજ તો લ્હાણું નોતરૂં બંધ થાય અને છોકરાં પરણાવવામાં અડચણ આવે એ વધારેમાં વધારે અગવડ પાડી શકાય. તે જમાનામાં તો રહેવા ઘર કોઈ આપે નહીં, નોકર કોઈ મળે નહીં અને સગાં વહાલાંથી મળવા સરખું જવાય નહીં, જમવા કે કન્યાવ્યવહારની તો વાત જ શાની."[૭] થોડા દિવસ સુરત રહી મહીપતરામ અમદાવાદ આવ્યા. તેમના પ્રશસ્ત કાર્ય માટે ત્યાંના આગેવાન શહેરીઓએ તેમનું જાહેર સ્વાગત કર્યું.

૧૮૬૨ના જાન્યુઆરીમાં એમના પિતા સુરતમાં ગુજરી ગયા. મહીપતરામ સુરત ગયા. પણ પિતાના દસમા, બારમા વગેરેની ક્રિયા કરવા કોઈ ગોર તૈયાર ન થયો, એટલે એ બધું કાર્ય કાકા પર છોડી તેમને પાછા ફરવું પડ્યું.

થોડા વખત પછી મહીપતરામનાં અભ્યાસ, ફનેહ વગેરેની

૭. લેડી વિદ્યાબહેન, હેવિમન, પૃ. ૨૦૪.

કદર કરી કેળવણી ખાતાએ તેમને અમદાવાદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ બનાવ્યા. પિતાની ઉત્તરક્રિયા ન થઈ શકી એ વાત તેમને ડંખી રહી હતી. આથી અમદાવાદ આવ્યા પછી તેમણે દલપતરામે મેળવી આપેલા ધોળકાના ઊંચા કુળના ગોરો પાસે તપ્તકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરી પુનઃસંસ્કાર કરાવ્યો, અને પિતાનું ઊનમાસિક શ્રાદ્ધ સરાવ્યું. આ કાર્યમાં મહીપતરામે ભિક્ષુક બ્રાહ્મણોની લોભવૃત્તિનો લાભ લઈ પોતાને વર્ણોના ગુરુ પાસે શુદ્ધ તરીકે સ્વીકરાવી લીધા.

"ન્યાતજાતથી કે સમાજથી દૂર રહેવાથી કોઇ પણ પ્રકારનો ધારેલો સુધારો થઇ શકવાનો નથી, પણ ન્યાતમાં રહી સમાજ સાથે સેળભેળ થવાથી જ સુધારો કરી શકાશે"[૮] એવી માન્યતાથી, ને તેથીય વધુ તો નાત તરફથી પુનઃસ્વીકાર થાય એને તેમનું મન અને તે જમાનાના સુધારકો પણ એક જાતની સિદ્ધિ ગણતા હશે એટલે, મહીપતરામે નાત પોતાની સાથે વહેવાર ચાલુ કરે એ માટે પોતાના મિત્રોની સહાયથી ઠીક ઠીક પ્રયત્નો કરવા માંડ્યા. અનેકવિધ જ્ઞાતિકલહને અંતે, વિલાયતથી આવ્યા પછી સાત વર્ષે, મહીપતરામે પ્રાયશ્ચિત્ત કરી, વેદમૂર્તિ બ્રાહ્મણોને ગૌદાનમાં પંદરસો રૂપિયા આપી, ફરી નાતમાં દાખલ થવાની મહાસિદ્ધિ પ્રાપ્ત કરી.

મહીપતરામના પ્રાયશ્ચિત્ત વિશે 'દાંડિયા' વગેરે સુધારક પત્રોમાં કડક લખાણ આવ્યાં. આથી મહીપતરામે છાપામાં ખુલાસો પ્રસિદ્ધ કર્યો કે 'મેં કાંઈ મારા મનની માન્યતા બદલીને પ્રાયશ્ચિત્ત કર્યું નથી.' આથી તે નાતબહાર મુકાયા. એમના મિત્રો એમના પક્ષમાં રહ્યા, એટલે નાતમાં તડ પડયાં. બંને પક્ષોને ઘણું સહેવું પડ્યું. પાંચ વર્ષે — ૧૮૭૨ માં — મહીપતરામને "આ કંકાસ મટાડવાની યુક્તિ...સુઝી."[૯] નાત પોતાને ત્યાં જમે, પોતે નાતમાં જમવા જાય નહિ પણ સગાંવહાલાં જોડે ખાનગીમાં બધો વહેવાર

૮. શા. નિ. મહેતા, મહી, પૃ. ૬૭.
૯. મહીપતરામ, મહી, પૃ. ૭૩ ઉપર ઉદ્ધૃત.

રાખી શકે અને નાતના બધા હક ભોગવી શકે એ શરતે પ્રયત્ન કરવા તેમણે મિત્રોને સૂચવ્યું, ને અંતે તેમાં સફળ થયા.

આ પછી ઘણે વર્ષે એકવાર અંત્યજો વગેરે સાથેના આંતરજાતીય ભોજનમાં તેમણે ભાગ લીધો હતો; પણ 'હું તો ત્યાં માત્ર દૂધ પીને આવ્યો છું' એમ કહી તેમણે પોતાને અને પોતાનાં સ્વજનોને જ્ઞાતિબહિષ્કારમાંથી ઉગારી લીધાં.

આમ વિવિધ મુસીબતો વેઠી પરદેશગમનની બેડી તોડીને જ મહીપતરામ અટક્યા નહિ. તેમણે સુરત, મુંબઇ ને અમદાવાદમાં સુધારાની પ્રવૃત્તિઓ આદરી, અને અમદાવાદમાં તો એ કાર્યના એક મોવડી થઇ પડ્યા. ફરજિયાત વૈધવ્યને વ્યભિચાર અને બાળહત્યાનું જનક ગણતા હોવાથી તેમણે બેત્રણ પુનર્લગ્ન કરાવ્યાં, બાળલગ્નનિષેધક મંડળીના સભ્ય તરીકે પોતાના પુત્રોને સોળની વય પછી જ પરણાવ્યા, વધૂની સ્થિતિ હિંદુ ઘરમાં બહુ દયાજનક હોય છે એ જોઇ પોતાની પુત્રવધૂઓને પુત્રીથીયે વધુ ગણી તે રીતે રાખી, કજોડાં દૂર કરાવવા નવલરામ અને દલપતરામ પાસે ગરબીઓ લખાવી, શ્રાદ્ધ, આજો સારવો વગેરેથી પિતૃતૃપ્તિ નથી થતી પણ માત્ર બ્રાહ્મણોનો સ્વાર્થ સધાય છે એ સમજાતાં પોતાને ત્યાં — શરૂઆતમાં પોતાના પિતાની પાછળ પોતે જે કરેલું તે બાદ કરતાં — તે દિવસે બ્રાહ્મણોને બદલે સગાંને જમાડી 'ભાણેજ-બ્રાહ્મણો'ને (ભાણેજોને) દક્ષિણા આપવા માંડી. તેમણે શુભ પ્રસંગે ગણિકાના નાચ બંધ કરી ગંધર્વનું સંગીત શરૂ કર્યું, પોતાને ત્યાંનાં લગ્નપ્રસંગે સ્ત્રીઓને વૈમનસ્યકારક જોડકણાં ગાતી બંધ કરી મંગલાષ્ટક ગવડાવવા માંડ્યાં, સીમન્ત અને એના વરાને નિર્લજ્જ ગણી બંધ કર્યાં, આસન્નમૃત્યુ સ્વજનને જમીન પર લઇ સ્નાન કરાવવાનો ચાલ બંધ કર્યો, જ્ઞાતિને શૌચકૂપો અને ખાળકૂંડીઓથી ભરેલા રસ્તા ઉપર ભોજન કરાવવાને બદલે એવા જમણવાર ઘરનાં વંડામાં રાખ્યા.

ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ તરીકે મહીપતરામે ત્રીસ વરસ સુધી કામ કર્યું. એ દરમ્યાન એમણે સેંકડો શિક્ષકોને કેળવણી આપી ગુજરાતના કેળવણીક્ષેત્રની અવિસ્મરણીય સેવા કરી. એમની શિક્ષણ-પદ્ધતિ વગેરે માટે એમનો એક વિદ્યાર્થી લખે છે, "શિક્ષક તરીકે રાવસાહેબ અમારા ઉપર એવી છાપ પાડતા હતા કે...હું તથા મારા ઘણા સહાધ્યાયી મહેતાજીઓ અમારા મહેતાજી તરીકેના જીવનમાં તેમને આદર્શરૂપે લેતા હતા. વિષયને રસિક બનાવી વિદ્યાર્થીઓના મન ઉપર ઠસાવવાની તેમની પદ્ધતિ હજુ પણ અમારા સ્મરણમાંથી ખસી નથી......ઉપરી અંગ્રેજ અમલદારો પણ રાવસાહેબ તરફ ઘણી માનની દૃષ્ટિથી જોતા હતા અને તેમનો પ્રતાપ આખા ખાતામાં ઘણો જ પડતો હતો."[૧૦] કેળવણીવિષયક બધી બાબતોમાં સરકાર એમની સલાહ લેતી.

સંસારસુધારો અને કેળવણીના ક્ષેત્રમાં બહુમૂલ્ય સેવા બજાવવા ઉપરાંત મહીપતરામે બે આગેવાન સુધારકોનાં જીવન 'ઉત્તમ કપોળ કરસનદાસ મૂળજી' તથા 'દુર્ગારામચરિત્ર,' આત્મકથાના અંશોવાળાં 'પાર્વતીકુંવર આખ્યાન' ને 'ઇંગ્લંડની મુસાફરીનું વર્ણન,' અને ગુજરાતી ભાષાની પહેલી નવલકથા 'સાસુવહુની લડાઇ,' તથા 'વનરાજ ચાવડો,' 'સધરાજેસંગ,' 'ભવાઇસંગ્રહ' વગેરે ઓગણત્રીસ પુસ્તકો[૧૧] અને અનેક લેખો લખ્યા. તેમણે ગુજરાતનું કેળવણી અને ઇતર વિષયોનું મહત્ત્વનું સામયિક 'શાલાપત્ર' સ્થાપ્યું અને ચલાવ્યું, તથા કેટલોક વખત સુરતના કેફનિષેધક 'પરહેજગાર' પાક્ષિક અને કરસનદાસ મૂળજીના 'સત્યપ્રકાશ'નું સંપાદન કર્યું. 'બુદ્ધિવર્ધક'ના સંપાદનમાં પણ એમનો હાથ હતો. વળી બુકકમિટીના મંત્રી ને ભાષાન્તર ખાતાના વડા તરીકે તેમણે કેળવણી અને વાઙ્મયની ઘણી સેવા બજાવી.

---

૧૦. ગુજરાતી ૨, પૃ. ૨૦૪ ઉપર ઉદ્ધૃત.
૧૧. યાદી : ગ્રંથ ૮, પૃ. ૨૪૮.

જાહેરજન તરીકે પણ મહીપતરામે ઘણું કાર્ય કર્યું, ને આખા અમદાવાદના એ કામમાં લગભગ મોવડી થઈ પડયા. બાળલગ્ન નિષેધક મંડળી, લેડી રે ફંડ, ગુજરાત કૉલેજ અને આપારાવ લાયબ્રેરીના સભ્ય, વિધવા પુનર્વિવાહ ઉત્તેજક મંડળી, લેડી ડફરીન ફંડ, ગુજરાત વર્નાકયુલર સોસાયટી (હવે ગુજરાત વિદ્યાસભા), નેશનલ ઇંડિયન એસોસિયેશનની ગુજરાત શાખા, અંજુમને ઇસ્લામ, સાબરમતીમાં આવેલા પૂર વખતનું બચાવ ફંડ, આગનું બચાવ ફંડ, રક્તપિત્તના રોગીઓનું ફંડ અને મૂંગાં પ્રાણીઓ ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળીના સેવાશીલ મંત્રી, જ્યુબિલી હૉસ્પિટલની કારોબારી અને હિંદુ સંસારસુધારા સમાજના પ્રમુખ, ભોળાનાથ સારાભાઈ લિટરરી ઇન્સ્ટિટચૂટ ફૉર વિમેનના સ્થાપક અને પ્રાર્થના-સમાજ જેવા સુધારક ધર્મપંથના ઉત્સાહી આદ્યસ્થાપક મંત્રી અને પાછળથી પ્રમુખ, તથા બીજી ઘણી પ્રવૃત્તિઓના પ્રેરક ચાલક કે સૂત્રધાર તરીકે તેમણે અમદાવાદનું સમગ્ર જાહેરજીવન ભરી દીધું. બુદ્ધિવર્ધક સભાના મંત્રી[૧૨] અને કેફનો નિષેધ કરનારી સુરતની પરહેજગાર મંડળીના સહાયકમંત્રી તરીકે પણ તેમણે જનસમાજની સેવા કરી. મ્યુનિસિપાલિટીના કમિશ્નર તથા પાછળથી પ્રમુખ તરીકે તેમણે ગણનાપાત્ર કામ કરી મ્યુનિસિપલ તંત્રમાં લાંચરિશ્વત સામે જેહાદ ચલાવી. તેઓ મુંબઇ યુનિવર્સિટીના ફેલો પણ હતા.

તેમની ઇચ્છા નોકરીમાંથી નિવૃત્ત થઈ પ્રાર્થનાસમાજને પગભર કરવાની અને સુધારાનું કામ કરવાની હતી. એ માટે તેઓ વર્ષો વર્ષ અરજી કરતા. ૧૮૯૧માં સરકારે એમને નિવૃત્ત કરવાનું કબૂલ કર્યું, ને તેમણે એ માટે છેવટની અરજી કરી. પણ એનો જવાબ આવે તે પહેલાં તો કૉલેરાથી તેમનું અણધાર્યું મરણ થયું.

---

૧૨. સસુરે પૃ. ૩૦. ગુવસોઇ ૨, પૃ. ૯૫ મહીપતરામને આદિ મંત્રી અને આદિ સંસ્થાપકોમાંના એક ગણાવે છે તે બરાબર નથી; બુદ્ધિવર્ધકસભાની સ્થાપના વખતે મહીપતરામ હજી સુરતમાં જ હતા.

મહીપતરામનો સ્વભાવ મહેનતુ, પરગજુ, શિસ્તપ્રિય "'મોજશોખથી બિલકુલ રહિત"[૧૩] દેશાભિમાની અને સ્ત્રી સન્માનનો પક્ષપાતી હતો. થોડોક ક્રોધી અને જિદ્દી પણ ,ખરો. સ્વદેશાભિમાની હોવાને કારણે એમનો 'હિંદુસ્તાનનો ઇતિહાસ સરકારે પાઠ્યપુસ્તક તરીકે બંધ કર્યો હતો. તે એકંદરે નીડર, સ્પષ્ટવક્તા અને કંઇક આખાબોલા હતા.

મહીપતરામ એમની પત્નીને ખૂબ ચહાતા. એમનું લગ્નજીવન સુખી હતું. સંસ્કારી કુટુંબમાંથી આવેલી પાર્વતીકુંવર ઓછું ભણી હતી, પણ તે જમાનામાં એની તોલે મૂકી શકાય એવી બીજી કોઇ સ્ત્રી ગુજરાતમાં કદાચ નહોતી. એટલા પછાત જમાનામાં પણ એણે સંતાનપ્રાપ્તિ માટે મંત્રેલું પાણી પીવાની ના પાડી, મહીપતરામના પરદેશગમનને સાથ જ નહિ બલ્કે ઉત્તેજન આપ્યું, નીડરતાથી જ્ઞાતિબહિષ્કાર સહન કર્યો, પ્રાર્થનાસમાજ અપનાવ્યો, ગુજરાતનાં ગામોમાં ફરી એ સમાજના સિદ્ધાંતો સમજાવ્યા, કેળવણી તથા સ્ત્રીસુધારણાના કામમાં ઉત્સાહપૂર્વક ભાગ લીધો : બીજી રીતે કહીએ તો, પતિના એકેએક કાર્યને હિમ્મતભેર ને ઉમળકાથી સાથ આપ્યો. એનાં શીલ, બુદ્ધિ, ડહાપણ, પ્રેમ, અડગતા આદિ ગુણોથી પ્રેરાઇ મહીપતરામે 'પાર્વતીકુંવરઆખ્યાન' ને તેમના શિષ્ય કવિ ગણપતરામ રાજારામે 'પાર્વતીકુંવરચરિત્ર' રચ્યું.

આવા સચ્છીલ, સુધારક અને કર્મવીર પિતા તથા ગુણવાન માતાને ત્યાં રમણભાઈ જન્મ્યા હતા. શ્રી ગટુલાલ ધ્રુ લખે છે કે પ્રેમાળ સ્વભાવ, હસમુખો આનંદી ચહેરો, અને સંબંધીઓને સારે માઠે પ્રસંગે ઉપયોગી થઈ પડવાની વૃત્તિ—આ બાબતો રમણભાઈને એમની માતા પાસેથી જ સાંપડી હતી.[૧૪] (મૂર્તિપૂજાવિરોધી એકેશ્વરવાદી ધર્મમત, ઉત્કટ દેશપ્રેમ, તજ્જન્ય અડગ સુધારકવૃત્તિ,

૧૩ લેડી વિદ્યાબહેન, લેખિમઅ, પૃ. ૨૦૬.
૧૪. ૨૧, પૃ. ૨૪૨. આ લેખ ધ્રુનો જ છે

સિદ્ધાન્ત માટેનું લડાયક ખમીર; તીવ્ર ઉત્કર્ષેચ્છા, આગ્રહી સ્વભાવ, પત્ની અને સ્ત્રીજાતિ તરફનું લાગણીયુક્ત બહુમાન, સેવાભાવના, ઊંચી અધ્યાપનશક્તિ, જીવન પ્રત્યે ગંભીર દૃષ્ટિ; અથાક કામ કરવાની વૃત્તિ ને શક્તિ; નીતિનિષ્ઠા, પ્રામાણિકતા, સાદાઈ, કરકસરિયો સ્વભાવ, હાસ્યવૃત્તિ, સાહિત્ય વિદ્યા તથા કેળવણી પ્રત્યે ગાઢ પ્રેમ, પ્રચારકામી લેખન, ફેંક તરફ સૂગ, ને નાગરો સાંસ્કૃતિક દૃષ્ટિએ અગ્ર હોવાની માન્યતા—આટલી બાબતોમાં રમણભાઈ પર એમના પિતાની ખાસ અસર પડી લાગે છે.) બાલપણમાં માતાનો સ્વર્ગવાસ, વિદ્યાભ્યાસથી મેળવેલી છાત્રવૃત્તિઓ, ઇચ્છિતને બદલે બીજો અભ્યાસ કરવાની ને બીજો વ્યવસાય સ્વીકારવાની સંજોગોએ પાડેલી ફરજ: એકવડો નાનો દેહ, અનાકર્ષક મુખ, શૈલીની એકંદર સામાન્યતા, પોશાકની બેદરકારી, નબળી તબિયત ને કંઈક અણધાર્યું મરણ, એ બાબતોમાં પણ બંને વચ્ચે થોડી વારસાગત ને થોડી આકસ્મિક સમાનતા આવી ગઈ છે. રમણભાઈએ નાનપણમાં પોતાના પિતાનાં પુસ્તકો મુગ્ધ આત્મીયતા અને અહોભાવથી વાંચ્યાં હશે; વારંવાર પણ વાંચ્યાં હશે. વેદાન્તની 'નાસ્તિકતા' રમણભાઈ કંઈક અંશે મહીપતરામની જ કોટિથી વર્ણવે છે. 'રાઈનો પર્વત'નું મૂળ બીજ તેમને 'ભવાઈસંગ્રહ'માંથી ને, એ માટે કેટલાંક સૂચન 'વનરાજ ચાવડો'માંથી જડયાં છે. રમણભાઈના "હાસ્યરસ" નિબંધમાં 'ભવાઈ સંગ્રહ' અને 'વનરાજ ચાવડો'માંથી દલપતરામ જેટલાં જ, પ્રેમાનંદ કરતાં બમણાં ને નવલરામ કરતાં ત્રણગણાં ઉદાહરણો છે. 'વનરાજ ચાવડો' પરના આક્ષેપોનો રમણભાઈએ બચાવ પણ કર્યો છે.[૧૫] આ બધાં પરથી સૂચિત થાય છે કે યુવાન અને પ્રૌઢ વયે પણ મહીપતરામનાં પુસ્તકો પર રમણભાઈનો આદર કાયમ રહ્યો હશે.

... રમણભાઈએ પિતાના અગણિત ઉપકારોનું ઋણ પોતાનો મહત્ત્વાકાંક્ષી ગ્રંથ 'કવિતા અને સાહિત્ય' તેમને અર્પણ કરી

૧૫. જુઓ પ્ર. ૯.

કેડવા પ્રયત્ન કર્યો. વળી એમનું જીવનચરિત્ર લખવાની તેમને ઇચ્છા હતી; જો કે અવકાશને અભાવે તે બર આવી નહોતી.

**સામગ્રી :**

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ (૨). ગુર્જર હિંદુ અગ્રેસર મંડલની ચિત્રાવલિ. ગુજરાતી સાહિત્યની રૂપરેખા. ગ્રંથ અને ગ્રંથકાર (૮). ફરધર માઈલસ્ટોન્સ ઇન ગુજરાતી લિટરેચર. મહીપતરામ. લેડી વિદ્યાબહેન મણિમહોત્સવ. અભિનંદન-ગ્રંથ. વિદ્યાબહેન નીલકંઠ સાથેનો પત્રવહેવાર. સમ નોટેડ *ઇન્ડિયન્સ ઑફ મૉડર્ન ટાઇમ્સ* (રમ.નો લેખ). [આમાંની કેટલીક માહિતી નવી જ છે.] સમાજસુધારાનું રેખાદર્શન. સ્મરણમુકુર.

## પ્રકરણ ૨ : : જીવનરેખા

ન એક થાતો પ્રભુપ્રીતિ નાશ. —રમણભાઈ

ગુજરાતમાં વિદ્વાનો છે, નીડર યોદ્ધાઓ છે, મુત્સદ્દીઓ છે; પણ ગુજરાતનો એક માત્ર સજ્જન તો રમણભાઈ જ.—ગાંધીજી[1]

અમદાવાદમાં સંપૂર્ણ ગૃહસ્થ કોણ એમ મને કોઈ પૂછે તો હું કહું કે રમણભાઈ મહીપતરામ નીલકંઠ —પ્રિન્સિ. રૉબર્ટ્સન

મહીપતરામના બે નહાના છોકરાઓ એક વખત સુરતની શેરીમાં રમતા હતા તે વખતે એક સાધુ મહારાજ આવી ચડયા. રમતાં છોકરાંઓ ઓટલા ઉપર ચડી ગયા પણ રમણભાઇએ તો પાસે જઇને નમસ્કાર કર્યા. એમનો ચહેરો જોઇને જ એ સ્વામી બોલ્યા કે આ કોઈ મહાન પુરુષ થવાનો છે. વાત તો વિસરાઈ ગઈ પણ ભવિષ્ય ખરૂં પડયું.–શારદા મહેતા

**ર**મણભાઈ મહીપતરામના ત્રીજા અને સહુથી નાના પુત્ર થાય. પાર્વતીકુંવર ગુજરી ગયાં ત્યારે એ બહુ નાના હતા. આથી "તેમના પર પિતાનું અતિશય વાત્સલ્ય હતું. વિશેષમાં બુદ્ધિમત્તા તથા બહુમાન વૃત્તિને લીધે એ લાગણી બળવત્તર થઇ હતી."[2] રમણભાઇ પર

---

૧. ગાંધીજીએ સ્વ. મહાદેવભાઇને, અને તેમણે શ્રી. ગટુલાલ ધ્રુ અને ગગનવિહારી મહેતાને કહેલા શબ્દો. (મુદ્રા ૨)

૨. લેડી વિદ્યાબહેન, લેખિકા, પૃ. ૨૦૭.

મહીપતરામને એટલું વાત્સલ્ય હતું કે કેટલીક વાર એ ધીરગંભીર પુરુષ ઘોડો બની રમણભાઈને પોતાની પીઠ પર સવારી પણ કરાવતા

બાળક રમણભાઈનો બાંધો એકવડો અને શરીર જરા કૃશ હતું. સ્વભાવ શાંત, સાલસ અને ઓછાબોલો હતો. એમની સ્મરણશક્તિ અને અવલોકનશક્તિ ઘણી તીવ્ર હતી. એમને દરેક વસ્તુ જાણવાનો ભારે ઉમંગ હતો, અને પ્રશ્નો પૂછીપૂછીને પણ એ પોતાની જિજ્ઞાસા સંતોષતા. નારાયણ હેમચંદ્ર 'હું પોતે'માં લખે છે, "મહીપતરામના છોકરા તે વખતે હાઇસ્કૂલમાં ભણતા......તેમાં રમણ હોશિયાર હતો. તે મને બહુ સવાલો પૂછતો."[3] નાનપણથી જ તે ખૂબ બુદ્ધિશાળી હતા.

સુધારક અને કેળવણીકાર મહીપતરામે ૧૮૭૨માં, છોકરાંઓને એકી વર્ષમાં જ નિશાળે મૂકી શકાય એ રૂઢિની અવગણના કરી, માત્ર ચાર વર્ષની વયે રમણભાઈના પ્રાથમિક શિક્ષણનો પ્રારંભ કર્યો, ને આઠમે વર્ષે તેમને અંગ્રેજી પહેલીમાં મૂક્યા. અંગ્રેજી હાઇસ્કૂલમાં રમણભાઈ પ્રો. આબાજી વિષ્ણુ કાથવટેના પ્રિય શિષ્ય હતા. અંગ્રેજીમાંથી ગુજરાતી ભાષાંતર કરવામાં તે વર્ગમાં સહુથી ઉત્તમ ગણાતા. પુત્રની તીવ્ર બુદ્ધિ જોઈ પિતા તેની પાસે નાની અંગ્રેજી વાર્તાઓ અને લેખોનાં ભાષાંતર કરાવવા લાગ્યા. એનો વિદ્યાપ્રેમ પારખી તેમણે સહાનુભૂતિપૂર્વક એને "વિચારપ્રદેશમાં અને લેખનકળામાં......પ્રવેશ કરાવ્યો."[4]

ઇસ્વીસન ૧૮૮૩માં પંદર વર્ષની ઉંમરે રમણભાઈ મૅટ્રિક થયા, અને અમદાવાદ કેન્દ્રમાં પહેલા આવ્યા. તે વખતે શાળા અને મહાશાળાનાં વર્ષ ઇસ્વી વર્ષ મુજબ શરૂ અને પૂરાં થતાં, પરીક્ષાઓ નવેંબરમાં લેવાતી ને ત્યારથી વર્ષાન્ત રજાઓ પડતી. આ રજાઓ

૩. 'ગુજરાતનું પાટનગર અમદાવાદ'ના પૃ. ૭૮૨ ઉપર ઉદ્ધૃત.
૪. રમ. હસાની અર્પણપત્રિકા.

જાન્યુઆરીમાં પૂરી થતી. તે જમાનામાં પ્રીવિયસની પરીક્ષા પણ યુનિવર્સિટી જ લેતી. ૧૮૮૪માં રમણભાઈ ગુજરાત કૉલેજમાં દાખલ થયા. ત્યાં તેમને એક શિષ્યવૃત્તિ પણ મળી. વર્ષને અંતે તેઓ પ્રીવિયસની પરીક્ષામાં આખી યુનિવર્સિટીમાં સહુથી પહેલા — બીજા વર્ગમાં પહેલા—આવ્યા.

એ જ વર્ષમાં રમણભાઇના વચલા ભાઇનું સુરતમાં લગ્ન લેવાયું. તે સાથે જ રમણભાઇનું લગ્ન પણ યોગ્ય ધામધૂમથી સુરતના વડનગરા નાગર ગૃહસ્થ, દા. સુમન્ત મહેતાના કાકા આસ્તિકરામ શોભારામની તેર વર્ષની પુત્રી હસવદન સાથે કરવામાં આવ્યું. આ વખતે રમણભાઇની વય સોળની હતી. ત્યારે સુધારકોમાં આ વય લગ્ન માટે પુખ્ત ગણાતી.

એ વખતે એલ્ફિન્સ્ટન કૉલેજનું આકર્ષણ કદાચ આજ કરતાંયે વધારે હતું. જાણીતા કવિ વર્ડ્સ્વર્થના પૌત્ર ત્યાંના પ્રિન્સિપાલ હતા. શિક્ષક તરીકેની એમની પ્રતિષ્ઠા લગભગ આખા ઇલાકાના સુશિક્ષિતોમાં ફેલાઈ હતી. વર્ડ્સ્વર્થના શિષ્ય બનવાના લોભે રમણભાઇ અમદાવાદની શિષ્યવૃત્તિ જતી કરી એલ્ફિન્સ્ટનમાં જોડાયા. તે વખતે યુનિવર્સિટીમાં ઇન્ટરનો વર્ગ નહોતો. આથી તેઓ સીધા ફર્સ્ટ (આજના જુનિયર) બી. એ. માં આવ્યા. પ્રીવિયસની જેમ આ વર્ગની પરીક્ષા પણ યુનિવર્સિટી જ લેતી. વર્ડ્સ્વર્થનો વિષય ઇતિહાસ હતો, છતાં તે ફર્સ્ટ બી. એ.ના અંગ્રેજીના વર્ગ પણ લેતા. રમણભાઇના નિબંધો અને અંગ્રેજી સારું લાગતાં વર્ડ્સ્વર્થને તેમના પ્રત્યે ભાવ થયો. ઊલટ પક્ષે કદાચ રમણભાઇ ઉપર વર્ડ્સ્વર્થની સ્થાયી અસર પડી. ઊર્મિ—કે અન્તઃક્ષોભ—જન્ય હોય તે જ કવિતા એ સમકાલીન અંગ્રેજ વિવેચકોની માન્યતાની છાપ રમણભાઇના માનસ ઉપર દૃઢપણે છપાઇ, અને તેમના કાવ્યવિવેચનનો પ્રધાન સૂર પણ ઊર્મિવાદનો જ બન્યો એ વર્ડ્સ્વર્થની અસર હોઇ શકે.

તે વખતે આખી કૉલેજમાં વિદ્યાભ્યાસંગ ઘણો હતો. કવિ

કાન્ત, કાશીરામ સેવકરામ દવે, 'સર મનુભાઇ નંદશંકર' મહેતા, બરજોરજી જમશેદજી દલાલ,[૫] હોરમઝદયાર કુંવરજી ડેમાજી વગેરે મહાનરો એલ્ફિન્સ્ટનની જ્ઞાનપરબનાં પાણી પી રહ્યા હતા.[૬] આવા મિત્રો ને સહાધ્યાયીઓ વચ્ચે રમણભાઇના વિદ્યાભ્યાસને ઠીક ઠીક વેગ મળ્યો. તે વખતના બધા વિદ્યાર્થીઓની જેમ રમણભાઈ પણ પોતાના અધ્યાપકે સૂચવેલાં પુસ્તકોનો ઊંડો અભ્યાસ કરી પોતાનું જ્ઞાન સમૃદ્ધ કરવા લાગ્યા.

એક મનોરમ લેખમાં[૭] આચાર્ય આનંદશંકર ધ્રુવ તે સમયના વિદ્યાર્થીઓને ઘડનારાં સાત મહત્ત્વનાં બળ ગણાવે છે. રમણભાઈના ઘડતરમાં એમાંનાં ઘણાંખરાંનો ઠીક ઠીક ફાળો છે :

"એ વખતમાં દરેક કૉલેજમાં ફર્સ્ટ બી. એ. માં બર્કનું 'ફ્રેંચ રેવોલ્યુશન' શિખવાતું. આનો અભ્યાસ કરાવતાં અમુક અધ્યાપકો ફ્રેંચ ક્રાંતિને નવજમાનના સર્જન માટેની આવશ્યક ક્રાંતિ ગણાવી માનવસ્વાતંત્ર્યની ભાવનાનો ઉદય ત્યારથી ગણાવતા; તો બીજા બર્ક અને મોન્ટેસ્ક્યૂની સાથે સહમત થઇ એ ક્રાંતિને પિતૃઓ સામે બાળકોએ આદરેલું અકૃતઘ્ની યુદ્ધ લેખી નેપોલિયનનાં યુદ્ધોને એ ભૂલનું અનિવાર્ય પરિણામ ગણાવતા. કેટલાક વિદ્યાર્થીઓ આ બંને માન્યતાઓનો સુસમન્વય — ઉચ્છેદકવૃત્તિ ખોટી છે; પણ સડો દેખાતાં સમયસર સુધારો કરી લેવો એ પણ એટલું જ જરૂરી છે— પણ શીખતા. આમ એ પુસ્તક દ્વારા એ જમાનાના વિદ્યાર્થીઓને સુધારાનું સર્વાંગી તત્ત્વજ્ઞાન સમજવાની તક મળતી. આની સાથે પ્રજાસત્તા વિષે પણ એમને કેટલુંક શિક્ષણ મળી રહેતું હશે.

---

૫. ગુજરાત કૉલેજના પ્રિન્સિપાલ, પાછળથી વડોદરાના વિદ્યાધિકારી.

૬. સ્વ. પૃ. ૩૪૭, ગ્રંથ ૮, પૃ. ૧૫૧ અને રાપવિ, પૃ. ૭ ઉપર પ્રૉ. કાશીરામને એલ્ફિન્સ્ટનના સહાધ્યાયી ગણાવેલા છે તે ભૂલ છે. તે સામળદાસ કૉલેજ, ભાવનગરમાં ભણતા, ને '૮૮ના એક વરસ માટે જ એલ્ફિન્સ્ટનમાં આવેલા.

૭. "અમારા સમયની કેળવણીનાં સંસ્મરણો," દિ, પૃ. ૧૬૯–૧૮૦.

'ફ્રેંચ રેવોલ્યૂશન', સાથે જ. પોલ્ગ્રેવે 'સરસ ક્રમમાં' ગોઠવીને પ્રસિદ્ધ કરેલી ઓગણીસમી સદીના અંગ્રેજી કાવ્યોની માળા—'ગોલ્ડન ટ્રેઝરી'—નો ચોથો ભાગ અને શેક્સપિયર તથા મિલ્ટનનું એકએક પુસ્તક પહેલા બી. એ.માં ફરજિયાત રહેતું. 'ગોલ્ડન ટ્રેઝરી' નાં મનોરમ ટૂંકાં કાવ્યો વિદ્યાર્થીઓના હૃદય ઉપર મિલ્ટન અને શેક્સપિયર કરતાંય વધુ અસર કરતાં. એ રસભર્યાં કાવ્યોથી વિદ્યાર્થીઓને શેલી, વર્ડ્સ્વર્થ, કીટ્સ વગેરેનાં ઉત્તમ કાવ્યોનો પરિચય થતો. 'ગોલ્ડન ટ્રેઝરી'ની અસર પણ 'ફ્રેંચ રેવોલ્યૂશન' જેટલી જ પ્રબળ અને વ્યાપક હતી.

રમણભાઈના અભ્યાસકાળમાં બહાર પડેલી સ્વ. નરસિંહરાવની 'કુસુમમાળા' પણ ગુજરાતી વિદ્યાર્થીઓ ઉપર ખૂબ અસર કરતી. તે વખતના ઘણાખરા યુવાનોને દલપતનર્મદને ક્યાંય પાછળ મૂકી દેતી આ કાવ્યવાણીનાં મજા ને સંગીત અનેરાં લાગતાં. એનો જાણે એક યુગ જ બેઠો. 'કુસુમમાળા'ના જ વર્ષમાં 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ બહાર પડ્યો. વિદ્યાર્થીઓ સમક્ષ "પદ્યમાં જેમ નવી દિશા 'કુસુમમાળા'એ ઊઘાડી, તેમ ગદ્યમાં 'સરસ્વતીચન્દ્રે' નવી જ કલ્પનાનું જગત ઊભું કર્યું. કુસુમમાળા કરતાં પણ સરસ્વતીચન્દ્રે ગુજરાતી વાચકોનું વિશેષ ધ્યાન ખેંચ્યું." ૮

બીજું એક ઘટકબળ નિર્ણયસાગર પ્રેસે 'કાવ્યમાલા'ના નામે પ્રસિદ્ધ કરેલ સંસ્કૃત કાવ્ય, નાટક, અલંકારવગેરે હતું. નિર્ણયસાગર પ્રેસના એ સ્તુત્ય પ્રયાસને લીધે સંસ્કૃતના શોખીન વિદ્યાર્થીઓ સમક્ષ નવી જ રસભૂમિઓ ઊઘડતી; તેમના મન ઉપર સંસ્કૃત સાહિત્ય અને એની ઉત્તમતાની દૃઢ છાપ પડતી. કૉંગ્રેસની પણ એ સમયના વિદ્યાર્થીઓના મન પર ઘણી અસર થતી. એ હિંદ માટે છૂટછાટ વગેરે માંગતી એ તો ખરું, પણ તે ઉપરાંત એમાં એમને નવજાગૃતિનાં, નવીન ચૈતન્યસ્ફૂર્તિનાં દર્શન થતાં. આ સર્વ ઉપરાંત

૮ હિ, પૃ. ૧૦૬.

એ સમયના સંખ્યાબંધ ગુજરાતી વિદ્યાર્થીઓની ધાર્મિક અને સાંસારિક મનોઘટના પર 'પ્રિયંવદા'–'સુદર્શન'ની પ્રબળ અસર પડતી. આનંદશંકર કહે છે તેમ એ પત્રોએ "સૌને—'પ્રાચીનો'ને તેમ જ 'નવીનો'ને ગતાનુગતિકતા છોડી વિચાર કરતા કર્યા" હતા.[૯] આપણે એમ તો ન કહી શકીએ કે રમણભાઈના હૃદયને 'સુદર્શન'–'પ્રિયંવદા'ની ધર્મસરણી અને સામાજિક વલણ સ્પર્શી શક્યાં હતાં, કે તે વખતના ઘણા ઊગતા લેખકોની જેમ[૧૦] તેમના ઉપર એ પત્રોની શૈલીની અસર પડી હતી. પણ એ પત્રો બધાંમાં વંચાતાં તેમ એમણે પણ વાંચ્યાં જ હશે એમ માનવામાં આપણે અતિતર્ક કરતા નથી. આ એક બળ સિવાયનાં ઉપર્યુક્ત બધાં બળોએ રમણભાઈનાં હૃદય, બુદ્ધિ, શ્રદ્ધા ઉપર પ્રબળ અને કાયમી અસર કરી હતી, જે આપણે હવે પછીનાં કેટલાંક પ્રકરણોમાં જોઈશું.

આ ઉપરાંત આચાર્ય ધ્રુવે ન ગણાવેલાં બીજાં બે બળ પણ એ વખતના કેટલાક વિદ્યાર્થીઓ ઉપર અસર કરતાં. બી. એ. ફિલસૂફીમાં યુનિટેરિયન દા. જેમ્સ માર્ટિનોનું 'ટાઇપ્સ ઑફ એથિકલ થિયરી' પાઠ્યપુસ્તક હતું, અને તેથી એમના ઉદાર ધર્મમત અને બીજા સિદ્ધાંતો અને વિચારોની ફિલસૂફીના વિદ્યાર્થીઓ—જેમ કે નાનાલાલ કવિ—પર ઘણી અસર પડતી. ફિલસૂફી ન લીધી હોય એવા વિદ્યાર્થીઓ પણ એમનાં 'સ્ટડીઝ ઇન રીલિજન' અને 'અવર્સ ઑફ થૉટ ઑન સેક્રેડ થિંગ્સ' જેવાં પુસ્તકો વાંચીને એના વિચારપ્રવાહમાં દોરાતા.ત્યારની દુનિયા પર જે. એસ. મિલના

૯ હિ, પૃ. ૧૭૯. વળી મણિલાલની સમકાલીનો પર અસર વિશે જુઓ હેઠ વિદ્યાબહેનના વિચારો, લેખિઅ, પૃ. ૨૧૭-૨૧૮.

૧૦. રફિપક્ષના લેખકો પર સવિશેષ. સરખાવો તત્કાલીન ને તે પછીનાં 'ગુજરાતી,' 'પ્રજાબંધુ' વગેરે પત્રોના તંત્રીમંડળ ને લેખકો, વાચકો વગેરેની ભાષા. મણિલાલની નિરૂપણપદ્ધતિની ખામીઓ પણ આ બધામાં ઊતરી હતી.

'ઑન લિબર્ટી' વગેરેનો પણ સારો પ્રભાવ હતો. માર્ટિનો અને મિલે રમણભાઇ પર ઘણી અસર કરી હતી.

રમણભાઇની હાસ્યવૃત્તિનાં વિકાસ અને ઘડતરમાં ઉપયોગી થયેલું એક વિશિષ્ટ બળ પણ અહીં જોઇ લેવું જોઇએ; અને તે કૉલેજકાળનું તેમનું મિત્રમંડળ. એ જેવું વિદ્યાવ્યાસંગી હશે તેવું જ વિનોદી ને ઠઠ્ઠાખોર હતું. રમણભાઇના એ મિત્રમંડળમાં માર્કંડ નંદશંકર મહેતા, મનુભાઇ નંદશંકર મહેતા, ઠાકોરરામ કપિલરામ મહેતા, ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા વગેરે મુખ્ય હતા. અભ્યાસના સમય બહાર આ મિત્રો અનેક પ્રકારનાં ઠઠ્ઠામશ્કરી કરવામાં પોતાનો સમય વ્યતીત કરતા. દાખલા તરીકે, અતિ ચોખ્ખાઇની ટેવની તેઓ ઠેકડી ઉડાવતા અને સંસ્કૃત ભાષાના આગ્રહીઓના "જરા ઉષ્ણ અને પરિપક્વ રોટલી પીરસો"ને મળતાં વાક્યોનું આંખમાં ચમક સાથે પુનરુચ્ચારણ કરતા. તે વખતના કૉલેજિયનોના શિરસ્તા મુજબ મારવાડીઓની તેઓ ખૂબ મશ્કરી કરતા. આ મિત્રમંડળમાં દરેક જાતનાં મશ્કરીઠઠ્ઠા થતાં, ને કેટલીકવાર સુરુચિની મર્યાદા જળવાતી નહિ. રમણભાઇ એ બધાંમાં પણ છૂટથી ભળતા.

આમ વિવિધ બળોથી ઘડાતા રમણભાઇએ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ૧૮૮૫ માં ફર્સ્ટ બી. એ. નું વર્ષ પૂરું કર્યું, ને પાસ ક્લાસમાં ઉત્તીર્ણ થયા.

તે વખતે ફર્સ્ટ બી. એ. નું વર્ષ કંઇક આજના ઇન્ટર જેવું હોઈ ખાસ વિષયો લેવાનું સેકન્ડ બી. એ. માં જ રહેતું. સારા શિક્ષક અને વિચારપ્રેરક તરીકે વર્ડ્સવર્થે નામ કાઢ્યું હોવાથી ઘણા વિદ્યાર્થીઓ બી. એ. માટે એ શીખવતા તે જ વિષય લેતા. એ જ કારણે રમણભાઈએ સેકન્ડ બી. એ. માં ખાસ વિષય તરીકે ઇતિહાસ અને અર્થશાસ્ત્ર[૧૧] અને દ્વિતીય ભાષા તરીકે સંસ્કૃત લીધાં. સાથો

૧૧. 'પોલિટિકલ ઇકોનૉમી'

રણુ ક્રમે તેઓ ૧૮૮૬ માં બી. એ. થાત. પણ આંખ બગડવાથી તેઓ તે વર્ષે અભ્યાસ શિથિલ કરી ૭ મહિના માટે અમદાવાદ ગયા. ત્યાં તે પાછા ગુજરાત કૉલેજમાં જોડાયા; પણ વર્ષ તો બગડયું જ. બીજે વર્ષે એ પાછા મુંબઈ પહોંચ્યા અને તે વર્ષે — ૧૮૮૭ માં એલ્ફિન્સ્ટનમાંથી બી. એ. માં બીજા વર્ગમાં ઉત્તીર્ણ થયા. આમ અમદાવાદ છોડયા પછી વધારી દીધેલ ઇતર વાચન અને પ્રવૃત્તિઓ, નબળી તબિયત, મિત્રો સાથેના ગપાટા, કે બીજાં ગમે તે અજ્ઞાત કારણોને લઈને રમણભાઈની યશસ્વી કારકિર્દી નબળી પડી—તેઓ બહુ ઊંચા ગુણે ઉત્તીર્ણ થઇ શક્યા નહિ. પણ, એથી ઊલટું, અમદાવાદનું સંકુચિત વાતાવરણ છોડીને મુંબઈ આવ્યા પછી "એમનાં વિચારો વિસ્તૃત બન્યા, ને નવું જીવન, નવી જ આશા એમના હૃદયમાં રેડાવા લાગ્યાં. નવી સૃષ્ટિ એમની દૃષ્ટિ-મર્યાદામાં ગોચર થવા લાગી."[૧૨]

રમણભાઈ બી. એ. થયા એટલે મહીપતરામે કોઈ યોગ્ય સાથીદાર મળે તો તેમને વિલાયત મોકલવા વિચાર કર્યો. તેમણે નંદશંકર મહેતાને કહ્યું, 'તમે મનુભાઈને વિલાયત મોકલો તો હું રમણને મોકલું.' નંદશંકરને આ વિચાર ગમ્યો; પણ નંદશંકરના રૂઢિચુસ્ત સસરા વિદ્યારામને વિદ્યાવૃદ્ધિનો આ આપદ્‌ગર્ભ માર્ગ ન ગમ્યો; પરિણામે એ વાત પડી ભાંગી.

સાહિત્યશોખીન, કુશાગ્રબુદ્ધિ રમણભાઈ બી. એ. થયા એટલે —કદાચ ડિસેમ્બરમાં—પ્રાર્થના સમાજે પોતાની પાક્ષિક પત્રિકા 'જ્ઞાનસુધા'નું સંચાલન એમને સોંપ્યું.[૧૩]

---

૧૨. ભાનુસુખરામ મહેતા, સ્વ પૃ. ૩૯૦.

૧૩. '૮૭ની સાલનો પ્રચાર ગટુભાઈ પાસેથી થયો સંભવે છે. આ સાલ ચિંત્ય ગણી શકાય. આ સાલ ને માસ ખોટાં હોય તોય એમાં બહુ તો બે ત્રણ વર્ષનો ફેરફાર હશે, કારણ '૯૦ માં સંમતિવયના વાદ વખતે તો ૨મ. જ તંત્રી જણાય છે. (સ્વ, પૃ. ૧૭)

આ ગાળામાં રમણભાઈનાં પત્ની મરણ પામ્યાં.

મહીપતરામને પ્રાર્થના સમાજના સંસ્થાપક, અમદાવાદના આગેવાન શહેરી, સુધારક અને પોતાને ખાતર સાત વર્ષ નાતબહાર રહેનાર ભોળાનાથ સારાભાઈ જોડે બહુ સારી મૈત્રી હતી. ભોળાનાથ લગ્નસંબંધ બાંધી આ મૈત્રી ગાઢતર કરવા ઇચ્છતા હતા; પણ મહીપતરામના ત્રણે પુત્રોનાં લગ્ન થઈ ચૂક્યાં હોવાથી એમની મુરાદ બર આવી નહોતી. ૧૮૮૬ માં એ તો ગુજરી ગયા. પણ રમણભાઈ વિધુર થતાં એમના પુત્રો નરસિંહરાવ અને કૃષ્ણરાવે એ તક ઝડપી લીધી, ને જૂનની આસપાસ ભોળાનાથની બાર વર્ષની દૌહિત્રી વિદ્યાનું જૂનું સગપણ તોડી રમણભાઈ સાથે તેનો સંબંધ બાંધ્યો. ૧૮૮૯ના જાન્યુઆરીમાં તેમનાં લગ્ન થયાં.

લગ્ન પછી બહુ થોડે વખતે રમણભાઈનું સહુથી પહેલું પુસ્તક 'વિવાહ વિધિ ' બહાર પડયું.[૧૪] એની હસ્તપ્રત લગ્ન પહેલાં જ તૈયાર થઈ ગઈ હતી. રમણભાઈના વેવિશાળ પછી અને લગ્ન પહેલાં આ પુસ્તિકા તૈયાર થઈ એ સૂચવે છે કે જીવન પ્રત્યે ગંભીર દૃષ્ટિએ જોનારા ભાવનાશીલ રમણભાઈએ પોતાનાં લગ્ન નક્કી થતાં લગ્નની પ્રતિજ્ઞાઓનો બારીક અભ્યાસ, અને સંભવત. એ યાવજ્જીવન પાળવાનો નિર્ણય કર્યો હશે.

બી. એ. થયા પછી રમણભાઈની ઇચ્છા ફિલસૂફી લઈ એમ. એ. થવાની, અને તે પછી અધ્યાપકનુ કામ કરવાની હતી. એમણે એમ. એ. નો અભ્યાસ ચાલુ કર્યો, પણ નબળી તબિયતને લીધે તે મૂકી દેવો પડયો. પરિણામે તેમની મુરાદ બર આવી નહિ. આમ અધ્યાપક ન થઈ શકાયું, છતાં અધ્યાપક–પુત્રના લોહીમાંથી અધ્યાપનશક્તિ ઓસરી નહિ. એણે પોતાની બીજી પત્નીને અંગ્રેજી છઠ્ઠા અને સાતમા ધોરણના અભ્યાસમાં મદદ કરી, ઘરમાં 'લોજિક' અને

૧૪ સ્વ. પૃ. ૨૪૧, ઉ એ આપેલી '૮૯ની સાલ ખોટી છે.

સંસ્કૃત શીખવ્યું; એ કૉલેજમાં ગઈ ત્યારે અભ્યાસમાં અનેકવિધ મદદ કરવા ઉપરાંત કૉલેજના ઘણા વિદ્યાર્થીઓનાં વર્ષ બગાડનાર બીજગણિતમાં સારી મદદ કરી એના એકેએક દાખલા તેની સાથે ગણ્યા, પોતાનું દરેક બાળક મેટ્રિકમાં દાખલ થાય એટલે તેને 'રઘુવંશ'ના શરૂઆતના સર્ગો શીખવવાનો નિયમ કર્યો, કુમ્મસમાં એકવાર વિદ્યા, એની બહેન શારદા, વિનાયક નંદશંકર મહેતા વગેરેને 'કાવ્યપ્રકાશ' શીખવ્યો, અને શારદા તથા એમના ભાઈ ગટુલાલને ચોથીથી સાતમી સુધી સંસ્કૃતનો અભ્યાસ કરાવ્યો. પ્રાર્થના સમાજદ્વારા ચાલતા રવિવારના બાળનીતિ વર્ગો પણ તેઓ ચલાવતા અને તે વખતે "જેટલી શક્તિ હતી તેટલી બધી ઠાલવી નાખતા."[૧૫] રમણભાઈની અધ્યાપનશક્તિ માટે શારદાબહેન લખે છે, "એમની શિક્ષણપદ્ધતિ ભલભલા પ્રોફેસરોને હરાવે એવી હતી. એટલું સચોટ, પદ્ધતિસર ને નિયમસર શિક્ષણ આપતા કે તેમનું શીખવેલું મગજમાંથી ભુસાય જ નહિં."[૧૬]

દાક્તરે એમ. એ. નો અભ્યાસ કરવાની ના પાડેલી ત્યારે મહીપતરામે ઓળખીતાઓને એમને માટે કોઈ સારી નોકરી હોય તો ધ્યાનમાં રાખવાનું કહી મૂકેલું. આથી ૧૮૮૯ની અધવચમાં રમણભાઈને જિલ્લા અદાલતમાં કલાર્ક ઑફ ધ કોર્ટની જગા મળી. પિતાની ઇચ્છા હોવાથી તેમણે એ સ્વીકારી લીધી.

૧૮૯૧માં અચાનક મહીપતરામ કૉલેરામાં ગુજરી ગયા. આ વખતે રમણભાઈએ "પોતાની તેમ જ કુટુંબના શુભેચ્છકો અને મુરબ્બીઓની ઇચ્છાથી અમદાવાદમાં જ પોતાનું જીવન ગાળવાનો

---

૧૫. શ્રી. શારદા મહેતા, સ્વ, પૃ. ૫.

૧૬. સ્વ. પૃ. ૬. રમ.ની અધ્યાપનશક્તિ માટે જુઓ: બે ભાગ; તે ઉપરાંત ભાગ ૯માં, પૃ. ૨૮-૨૪, તથા રમ.ની બહુ આછી ન મળેલી રાઈશ પુસ્તિકા 'ગાર્ડીયન ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ'માં "ઇતિહાસ શીખવવાની રીત"

નિશ્ચય" કરી લીધો.[૧૭] લગભગ એ જ અરસામાં રમણભાઇને બઢતી આપીને સરકારે શિરસ્તેદાર કર્યા. શિરસ્તેદાર તરીકે રમણભાઇને સારી સફળતા મળી. બાળપણમાં વિદ્યાર્થી તરીકે તેમણે બતાવેલી ભાષાંતરની શક્તિ આ સ્થાન પર વિશેષ ઝળકી ઊઠી. એ જ સાલના નવેંબરમાં વિદ્યાબહેને મેટ્રિકની પરીક્ષા આપી, અને તેમાં પાસ થયાં.

બીજે વર્ષે જૂનમાં રમણભાઇની પહેલી સંતતિ વિનોદિનીનો જન્મ થયો. વિદ્યાબહેન કહે છે કે તેઓ '૯૧માં મેટ્રિક ન થયાં હોત તો પછી કદી ન થઈ શકત. લગભગ ત્રણ મહિના પછી, સપ્ટેમ્બરમાં, વિનોદિની મરણ પામી.[૧૮] ન્યાયખાતામાં વધુ સારી જગા કે બઢતી મળે એ આશાએ રમણભાઈ ભેગી થયેલી છએક મહિનાની રજા લઈ ૧૮૯૨માં મુંબઈ ગયા, ને ત્યાં બીજી એલએલ. બી. નો અભ્યાસ કરી પરીક્ષા આપી બીજા 'ડિવિઝન'માં ઉત્તીર્ણ થયા.

૧૮૯૩માં એક મહિના માટે તેઓ અમદાવાદમાં કામચલાઉ સબજજ નિમાયા. મેટ્રિક થયા પછી વિદ્યાબહેનને કૉલેજમાં જવાનું ન હોવાથી રમણભાઇએ એમને બે ઉપયોગી વિષયો—'લૉજિક' અને સંસ્કૃતનો અભ્યાસ કરાવવા માંડયો. દરમ્યાનમાં કોઇએ, ઘણે ભાગે આનંદશંકરે, ટીકા કરી કે વિદ્યા મેટ્રિક થઈ તેમાં શું, બી.એ. થાય તો ખરી! આ વાત વિદ્યાબહેનના જાણવામાં આવી ને તેમણે નિર્ણય કર્યો કે કૉલેજનો અભ્યાસ તો કરવો જ. આથી '૯૪માં તે પિતા ને પતિની સંમતિથી ગુજરાત કૉલેજમાં દાખલ થયાં. '૯૫માં તેમના અભ્યાસમાં થોડો વિક્ષેપ પડયો. ૪-૧૧-૯૫ને દિવસે

---

૧૭. શ્રી મહુલાલ મુ, ૨૫, પૃ. ૨૪૪.

૧૮. હયાત વિનોદિનીબહેન તે '૦૬માં જન્મેલી બાળકી, જેને એ જ નામ અપાયું.

તે એક પુત્રના માતા થયાં. ૬-૫-૯૬ને દિવસે[૧૯] તે બાળક–શિરીષ–મરણ પામ્યો. આમ વચ્ચે વચ્ચે પ્રસૂતિના પ્રસંગ આવે અને એમનો અભ્યાસ ખોરંભે પડે.

છોકરી કૉલેજમાં ભણવા જાય તે એ જમાનાના ગુજરાતથી જીરવાય એમ નહોતું. કૉલેજમાં વિદ્યાર્થીઓ વિદ્યાબહેન અને એમની બહેન શારદાગૌરીની મશ્કરીઓ કરે. બેઠકની ખુરસીઓ પાડી નાખે, બારટી પર કચય પાથરે, બારટી પર અને આવવા જવાના રસ્તા પર ગમે તે લખે. નનામા પત્રો લખતાં પણ અચકાય નહિ. બહારનું જગત તો એથીય ગંદી મશ્કરીઓ કરે; એમનાં નામનાં જોડકણાં બનાવીને પણ ગાય. વડોદરા કૉલેજમાંયે વિદ્યા ને શારદાનાં ચારિત્ર્ય વિશે વાતો થાય; ત્યાંની વિવાદસભામાં પણ તેમનાં નામ ગાજે. આ સર્વ નિંદા વિદ્યાબહેન ને રમણભાઈ ખૂબ જ શાંતિથી સહન કરી લે.

આ ગાળામાં એક પ્રશ્ન પર રમણભાઈના મનમાં અવઢવ ચાલ્યા કરતી. શિરસ્તેદાર તરીકે કોઈ પણ જાતના ગ્રેડ વિનાનો રૂપિયા દોઢસોનો બાંધ્યો પગાર મળતો હતો. ખાતામાં બઢતીની આશાએ મેળવેલી કાયદાની ઉપાધિથી એક ટૂંકજી અપવાદ બાદ કરતાં બીજો કોઈ ફેર પડયો નહોતો. વળી સરકારી નોકરીને લીધે ગમે તેટલી ઇચ્છા હોય તોપણ ધાર્યા મુજબની જાહેર સેવા થઈ શકે તેમ નહોતું. આ સ્થિતિમાં નોકરી છોડી વકીલાત કરવી શી ખોટી? બીજી બાજૂ વકીલાત ચાલશે કે કેમ તે વિશે શંકા થયા કરે. અંતે મહીપતરામના અવસાન પછી કુટુંબના મુરબ્બી ને માર્ગદર્શક થયેલા મહીપતરામના શિષ્ય, અમદાવાદના અગ્રગણ્ય નગરસેવક રા૦બ૦ લાલશંકર ઉમિયાશંકર અને રમણભાઈને જાહેર-જીવનમાં પડવાનો આગ્રહ કરનાર, તાલુકદારી સેટલમેન્ટ ઑફિસર

---

૧૯. બંને તારીખો: રમ. ના ઘરની જ્ઞાસુની ફાઈલમાં "રેખા-ચન્દ્રતા" કવિતા પરની રમ.ની સ્વાક્ષરી નોંધમાંથી.

રા.બ. ભીમભાઈ કિરપારામ દેસાઈ વગેરેનાં સલાહ ને પ્રોત્સાહનથી તેમણે નોકરી છોડી વકીલાત કરવાનો નિર્ણય કર્યો.

આ નિર્ણય કરી લીધો તે પછી, લગભગ '૯૬–'૯૭માં, તેમની ગોધરે સબજજને સ્થાને નિમણૂક થઈ. પણ અમદાવાદ છોડી ગોધરે જાય તો સેવા કરવાની જે તમન્ના હતી તે અધૂરી રહી જાય, બદલીઓ થતાં ગામેગામ રખડવું પડે, વિદ્યાબહેનનું કૉલેજનું ભણતર કાયમ માટે બંધ થાય, વિશાળ જાહેરજીવનનો સંપર્ક ઓછો થઇ જાય, કંઇક સાંકડા ક્ષેત્રમાં જીવન વિતાવવું પડે, અને મહીપતરામના સ્વર્ગવાસ પછી કરેલો નિર્ણય ફેરવવો પડે. આથી એ માનાર્હ પદની પરવા ન કરતાં તેમણે નોકરીનું રાજીનામું આપ્યું, ને તરત જ—જૂનથી—વકીલાત શરૂ કરી.[૨૦] વકીલ તરીકે રમણભાઈને મુખ્યત્વે તાલુકદારી સેટલમેંટનું, મ્યુનિસિપાલિટીનું, અને લિક્વિડેટિંગનું તથા કોઈક વાર રિસીવરતરીકેનું કામ મળતું. તાલુકદારી અમલદારના અને સુધરાઈના કેસો જ લડવાના હોવાથી તેમને સાચાં–જૂઠાંના પ્રસંગો ન આવતા. આથી ખાનગી[૨૧] કામ આપનારા એમની પાસે જતાં અચકાતા. આથી ખાનગી કામ તેમને બહુ ઓછું મળતું, અને તેમાંય ફોજદારી તો જૂજ જ. તાલુકદારી કાયદા ઉપર તેમને સંપૂર્ણ પ્રભુત્વ હતું. એ ટૂંકો હોવાથી એના પર સહેલાઈથી પ્રભુત્વ મેળવી શકાય. છતાં માવલંકર ને ચાહેવાળા જેવા બાહોશ વકીલોને પણ રમણભાઇને એ કાયદાની ઝીણામાં ઝીણી વીગતો પાડે હતી એથી આશ્ચર્ય થતું.

---

૨૦. વકીલ તરીકે તેમને શરૂઆતમાં કન્સલ્ટિંગ અને ડ્રાફ્ટિંગનું કામ મળતું. પણ પાછળથી અપીલનાં કામ પણ મળવા લાગ્યાં, ને વખત જતાં બાહોશ, પ્રામાણિક ને સત્યનિષ્ઠ વકીલ તરીકે એમનું નામ અદાલતોનાં વર્તુલોમાં જામી ગયું. એ વખતના અમદાવાદના સદ્‌ગૃહસ્થ તેટલા જ નામાંકિત વકીલો ચાર : ગોવિંદરાવ પાટિલ, હરિલાલ દેસાઇભાઈ દેસાઇ, શિવાભાઇ મોતીભાઇ પટેલ અને વલ્લભભાઇ ઝવેરભાઈ પટેલ. રમણભાઈ પણ એ વર્ગમાં જ સ્થાન લે એવા હતા

૨૧. 'પ્રાયવેટ'.

એકંદરે અમદાવાદમાં વકીલાતની ફીનું ધોરણ બહુ ઊંચું નહોતું. "સારા ગણાતા વકીલો રૂ. ૨૫-૧૫-૧૨ અને રૂ. દસની ફીથી અપીલો લેતા."[22] પણ '૧૪ના મહાયુદ્ધથી એ ધોરણ ઊંચું જવા લાગ્યું, ને સારી પેઠે વધ્યું. રમણભાઈ લડાઈ પહેલાં પણ પોતાની ફીની બાબતમાં બહુ જ ઉદાર હતા; ને લડાઈ પછી પણ તેમણે ફીમાં વધારો કર્યો નહિ. આથી એમની જોડના વકીલોની અને એમની ફીમાં ઘણું અંતર પડી ગયું. ખાનગી ઘરાકો અને સુધરાઈ પાસે બહુ ઓછી ફી લેવા છતાં રમણભાઈ તાલુકદારી કામોમાં રીતસરની ફી લેતા.

(વકીલાતના કામમાં રમણભાઈની પ્રામાણિકતા ને વિશ્વાસપાત્રતા પ્રશંસનીય હતી. દાવાદારોને એમના પર પૂરી શ્રદ્ધા હતી. ન્યાયાધીશો કે પક્ષકારો એમને વારંવાર લવાદ બનાવતા, ને એ ઘણે ભાગે સમાધાન જ કરાવતા: તેવે પ્રસંગે એમના ઉપર બંને પક્ષોને સમાન વિશ્વાસ રહેતો. જેમાં ગોટાળા ખૂબ થતા એવું એક ટ્રસ્ટ ન્યાયાધીશ કેનેડીએ રમણભાઈને ખાસ સોંપેલું. રમણભાઈ કોર્ટ સમક્ષ દલીલો કરતાં માત્ર સાચી હકીકતો જ રજૂ કરતા. ખોટા મુદ્દા રજૂ કરતા ત્યારે એના પર ખોટો ભાર જરાયે ન મૂકતા. તેઓ બીજા વકીલોની જેમ તાણાવૃત્તિથી ન કરતા, પણ પોતાના મુદ્દા ટૂંકમાં વ્યવસ્થિત રીતે રજૂ કરી બેસી જતા. એમની આ સત્યનિષ્ઠાને લીધે ન્યાયાધીશો—ડિસ્ટ્રિક્ટ જજ સુધ્ધાં—એમની વાત માન અને ધ્યાનથી સાંભળતા. પોતાની પાસે આવતા અસીલોનો કેસ નબળો હોય તો તેઓ તેમને એ વાત પહેલેથી જ કહી દેતા. એકંદરે વકીલ તરીકેની એમની રીત વક્તૃત્વ કે છટાની નહિ, પણ સામાના હૃદયમાં પોતાની વાતની પ્રતીતિ કરાવવાની હતી.)

વકીલાત શરૂ કરી તે જ અરસામાં રા. બ. ભીમભાઈ અને લાલશંકરની સૂચનાથી રમણભાઈ મ્યુનિસિપલ ચૂંટણીમાં ઊભા રહ્યા.

---

૨૨. સ્વ. તુલસીદાસ જ. પરીખનો તા. ૧૭-૭-૪૭.

એમની સામે અંબાલાલ સાકરલાલ દેસાઈ અને બૅરિસ્ટર જીવનલાલ વરજલાલ દેસાઈ જેવા પ્રબળ પ્રતિપક્ષી હતા; આ બંને બ્રહ્મક્ષત્રી હોવાથી બ્રહ્મક્ષત્રીઓએ એ ચૂંટણીને "નાગર ક્ષત્રિયોની જુની સ્પર્ધાનું સ્વરૂપ આપી દીધેલું;"[૨૩] જેથી સમગ્ર બ્રહ્મક્ષત્રી મતદારોનો એમને ટેકો હતો. છતાં લાલશંકર અને બીજા મિત્રોની મદદથી રમણભાઈએ બંનેને હરાવી ચૂંટાઈ આવ્યા.

૧૮૯૨ના એપ્રિલથી 'જ્ઞાનસુધા'માં શરૂ થયેલું 'ભદ્રંભદ્ર' ૧૯૦૦ના જાન્યુઆરી-જૂનના અંકમાં પૂરું થયું. વડોદરાના 'દેશભક્ત' અઠવાડિકે એ જ સાલના ઉત્તરાર્ધમાં "સર્ટિફિકેટના હારડા સહિત"[૨૪] એ પોતાના પત્રના ભેટપુસ્તક તરીકે બહાર પાડ્યું. કેશવ હર્ષદ ધ્રુવ, કરીમઅલી રહીમ નાનજિયાણી વગેરે સાહિત્યકારો અને અભ્યાસીઓએ એને વખાણ્યું.[૨૫] 'કેળવણી', 'દેશીમિત્ર', અને 'વિદ્યાવિનોદ', એકંદરે એને વખાણતાં, અને રૂઢિચુસ્ત જેવાં 'ગુજરાતી', 'પ્રજાબંધુ', 'સુદર્શન'[૨૫] 'મહાકાલ' અને 'વાર્તાવારિધિ'એ–'ગુજરાતી' અને 'પ્રજાબંધુ'એ અનુક્રમે પાંચ અને સાત હપ્તામાં—એકંદરે એને વખોડતાં અવલોકનો લખ્યાં.

'ભદ્રંભદ્ર'માં કરાયેલા કટાક્ષ એવા દાહક નીવડ્યા, કે એની સામે રમણભાઈના કુટુંબને તેમ જ સમગ્ર સુધારક વર્ગને ઉતારી પાડતું 'ભ્રમણચંદ્ર ભદ્રંભદ્ર અથવા આંધળાનો ગોળીમાર' નામનું એક પુસ્તક બહાર પડ્યું. રમણભાઈએ પોતાની કૃતિમાં જુદાં જુદાં પાત્રોના ઓઠા હેઠળ રૂઢિચુસ્ત પક્ષના નેતાઓનો ઉપહાસ કર્યો હતો.

૨૩. શ્રી સરોજિની મહેતાનો તા. ૨–૮–૪૭.

૨૪. ન પુ પુંધવી, ૧૬–૯–૦૨ના 'દેશભક્ત'માંના "ભ્રમણચંદ્રનો ભેદ"માં; ત્યાં સંભવતઃ ૭–૯–૦૨ના 'પ્રજાબંધુ'માંથી ઉદ્ધૃત

૨૫–૨૫. અનુક્રમે પહેલો શ્રાવણ, ૧૯૫૭, ૧–૩–૦૧, ફેબ્રુ., ૧૯૦૧, ૨૮–૪–૦૧ થી ૭–૭–૦૧, અને ૭–૪–૦૧ થી ૨–૬–૦૧, જૂન, ૧૯૦૧ના અંકોમાં.

આનું વેર લેવા 'ભ્રમણચંદ્ર'માં રમણભાઈ અને એમનાં સગાં પર નામાંતરે ઘણા હલકા અને ગલીચ આક્ષેપો કરવામાં આવ્યા. આંતરિક ગુણવત્તા, નિંદક અવલોકનો અને 'ભ્રમણચંદ્ર'ને લીધે 'ભદ્રંભદ્ર'ને સારી જાહેરાત મળી. ગુજરાતનાં મોટા ભાગનાં આબાલવૃદ્ધ એનાથી—છેવટે એના નામથી—પરિચિત થઈ ગયાં. 'ભ્રમણચંદ્ર'માં થયેલા આક્ષેપોનો સામનો કરવા માટે 'ભદ્રંભદ્રના ભેદુનો ભવાડો' એ નામનું એક પુસ્તક કોઈક મોતીલાલ વ્યાસે બહાર પાડ્યું.

૧૯૦૧માં વિદ્યાબહેન અને શારદાબહેન બી. એ. થયાં. આમ રમણભાઈનાં પત્ની—પ્રસિદ્ધ કેળવણીકાર 'રાવસાહેબ'નાં પુત્રવધૂ—ને પહેલાં ગુજરાતી સ્ત્રી ગ્રેજ્યુએટ થવાનું માન મળ્યું. એમની આ સિદ્ધિમાં જેટલો ફાળો એમનો પોતાનો છે તેટલો જ નહિ તો તેથી થોડોક જ ઓછો રમણભાઈએ અભ્યાસ માટે કરી આપેલી સગવડ અને સતત રીતે આપેલાં મદદ અને પ્રોત્સાહનનો છે. જ્યારે સ્ત્રીઓને પૂરી પ્રાથમિક કેળવણી પણ નહોતી અપાતી એવા જમાનામાં—પચાસ વર્ષ પહેલાં—આટલાં બધાં નિંદા, અવહેલના અને ધિક્કાર વચ્ચે કયો પતિ પોતાની સ્ત્રીને આટલે પહોંચવા દેત કે પહોંચાડત? રમણભાઈની આ સેવા આખી સ્ત્રીજાતિની સેવા છે. આથી — અને વિદ્યાબહેન-શારદાબહેનનાં સુશીલ સંયમી જીવનથી — સ્ત્રીકેળવણીને સારો વેગ મળ્યો. વિદ્યાબહેનના શિક્ષણ માટેની રમણભાઈની ચીવટ અને ધગશ માત્ર કેળવણી કે સ્ત્રીકેળવણી માટેનો તેમનો આગ્રહ જ નહિ, પણ તે ઉપરાંત સ્ત્રીમાત્ર પુરુષ જેટલા જ વિકાસની અધિકારી છે એવી તેમની માન્યતા પણ દર્શાવી આપે છે.

'૦૨માં અમદાવાદમાં રાષ્ટ્રિય મહાસભા ને સંસારસુધારા પરિષદનાં અધિવેશન સાથે સ્વદેશી પ્રદર્શન ભરાયું. રમણભાઈએ પ્રદર્શનના મંત્રી તરીકે ઉત્સાહથી કામ કર્યું; ને ત્યારથી અંતે ત્યાં સુધી બધું સ્વદેશી વાપરવાની શરૂઆત કરી. '૦૪માં ગુજરાત સાહિત્ય-

સભા સ્થપાઈ, અને 'જ્ઞાનસુધા' અને 'ભદ્રંભદ્ર'થી લબ્ધ-પ્રતિષ્ઠ પ્રૌઢવયસ્ક રમણભાઈ તેના પ્રમુખ ચૂંટાયા.

'૦૪ના અંતિમ પાદમાં, કદાચ ડિસેંબરમાં, 'ભદ્રંભદ્ર'–પ્રકરણ કંઈક થાળે પડ્યું ત્યારે, રમણભાઈએ પોતાના તે વખત સુધીના સાહિત્યવિષયક બધા મુખ્ય લેખો — 'જ્ઞાનસુધા'માંના દસ, 'બુદ્ધિ-પ્રકાશ'માંના બે, એક પ્રવેશક અને એક વ્યાખ્યાન — નો સાતસો પાનાંનો દળદાર સંગ્રહ ' કવિતા અને સાહિત્ય ' એ મથાળે બહાર પાડ્યો. તેમની એકમાત્ર ઉપલબ્ધ ડાયરી પરથી જણાય છે કે તેઓ કદાચ ' ભદ્રંભદ્ર ' કરતાં આ પુસ્તક પહેલું બહાર પાડવા માંગતા હતા, પણ ' ભદ્રંભદ્ર ' માટે ' દેશભક્તે ' માંગણી કરતાં[૧] તે પહેલું છપાયું હશે. ' ભદ્રંભદ્રે ' જન્માવેલા પ્રત્યાઘાતોને લીધે 'કવિતા અને સાહિત્ય'નું પ્રકાશન કદાચ વિલંબમાં પણ મુકાયું હોય. આ પ્રકાશનથી ભણેલાઓમાં તે સમયના લગભગ શ્રેષ્ઠ વિવેચક તરીકે તેમની કીર્તિ સુસ્થાપિત થઈ ગઈ. એ વખતે તેમની ઉંમર સાડત્રીસની હતી.

'૦૫માં પહેલી ગુજરાતી સાહિત્યપરિષદ ભરાઈ, અને રમણ-ભાઈ તેના સ્વાગતપ્રમુખ બન્યા. સ્વાગતાધ્યક્ષ તરીકે તેમણે એક સુંદર પ્રસંગોચિત ભાષણ આપ્યું. '૦૩, '૦૪ અને '૦૫ના ઉપર કહેલા ત્રણ બનાવો બતાવી આપે છે કે રમણભાઈ અત્યાર સુધીમાં તો સાહિત્યની દુનિયામાં એક મહત્ત્વના માનવી બની ચૂક્યા હતા. અને જેમ સાહિત્યકાર તરીકેની તેમ બાહોશ વકીલ તરીકેની અને જાહેર કાર્યકર તરીકેની તેમની કીર્તિ પણ ઠીકઠીક જામવા માંડી હતી. કીર્તિની સાથે જ કામનો પ્રસાર પણ ઘણો વધ્યો હતો.

'૧૦માં એમના છેલ્લા સંતાન તરંગિણીનો જન્મ થયો. એ વખતે રમણભાઈની ઉમ્મર બેતાળીસ વર્ષની, અને વિદ્યાબહેનની ચોત્રીસની હતી.

અત્યાર સુધી તંત્રીના નામ વિના છપાતા ' જ્ઞાનસુધા ' પર

૧. ભદ્રંભદ્ર, પ્રસ્તાવના.

ઑક્ટોબર '૧૦થી તંત્રી તરીકે રમણભાઈનું નામ મુકાવા લાગ્યું. એ જ સાલમાં સરકારે અમદાવાદ મ્યુનિસિપાલિટી બરતરફ કરી વહીવટ-સમિતિ નીમી, ને તેમાં રમણભાઈને ઉપપ્રમુખ બનાવ્યા. '૧૧માં, પાંચમા જ્યૉર્જના રાજ્યારોહણ વખતે, સરકારે તેમને રાવ-બહાદુરનો સંમાન્ય ખિતાબ આપ્યો.

'૧૨માં ગુજરાત કૉલેજનો વહીવટ સરકારને સોંપવામાં આવ્યો. સરકારી નોકર બનવાથી એ કૉલેજના પ્રોફેસર આનંદશંકર ધ્રુવને પોતાનું 'વસંત' માસિક બંધ કરવાનો પ્રસંગ આવ્યો. તેમને આ વિપત્તિમાંથી છોડાવવા રમણભાઈએ 'વસંત'ના તંત્રી તરીકે પોતાનું નામ મૂકવાનું કબૂલ કર્યું, અને 'વસંત'નો આષાઢ ૧૯૬૮નો અંક આ કાપલી સાથે બહાર પડ્યો: "આનંદશંકર બાપુભાઈ ધ્રુવ બંધ થયા છે, અને એ કામ રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ — એમણે સ્વીકાર્યું છે. માટે આ અંકના પૂંઠા ઉપર તંત્રી તરીકે પ્રો. આનંદશંકરને બદલે રા. બ. રમણભાઈનું નામ વાંચવું. વસંત નિયમિત રીતે પ્રસિદ્ધ થયા કરશે. વ્યવસ્થાપક."

રમણભાઈએ તંત્રી તરીકે પોતાનું નામ મૂકવાનું સ્વીકાર્યું; છતાં ત્રણચાર સાધનો જોતાં જણાય છે કે એના સંપાદનનું બધું કામ તો ધ્રુવ જ કરે એવી સમજૂતી થઈ હશે. આમ રમણભાઈએ 'વસંત'ના સંપાદનમાં બહુ ભાગ નથી લીધો. તોય તેમના પરના આનંદશંકરના એક પત્ર પરથી જણાય છે કે એ એનાથી તદ્દન અલિપ્ત તો નહોતા જ રહી શક્યા. '૨૪માં આનંદશંકરને બનારસ વિદ્યાપીઠની બિનસરકારી નોકરી મળી, એટલે માઘ ૧૯૮૦થી રમણભાઈએ તંત્રીપદ મૂક્યું, ને ફાગણ ૧૯૮૦થી તંત્રી તરીકે આનંદશંકરનું નામ છપાવા મંડ્યું.

૧૯૧૨ના ઑક્ટોબરમાં લાલશંકર ઉમિયાશંકરનું અવસાન થયું. લાલશંકરે રમણભાઈને પોતાના પછી પોતાનાં જાહેર કાર્યો સોંપવાની દૃષ્ટિથી ખાસ તાલીમ આપી હોવાથી, ને જનસેવા માટેની

રમણભાઈની ધગશ અને કુશળતા સર્વને વિદિત હોવાથી, લાલશંકરના ખાલી પડેલા સ્થાન પર ઘણીખરી સંસ્થાઓએ રમણભાઈને જ નીમ્યા.

આ જ વર્ષમાં રમણભાઈના જીવનમાં એક મહત્ત્વનો બનાવ બન્યો. જાતિભેદનું અનિષ્ટ દૂર કરવા સ્થપાયેલી મુંબઈની આર્યન બ્રધરહુડના આશ્રયે નવમી અને દસમી નવેંબરે મુંબઈમાં સુધારકોની એક પરિષદ ભરાઈ. બારમીએ સંસ્થાના આશ્રયે કાશી બાગમાં એક સહભોજન રાખવામાં આવ્યું, જેમાં બસો અઢીસો સ્ત્રી–પુરુષોએ ભાગ લીધો. આ ભોજન–સમારંભમાં ભાગ લેનાર સ્ત્રીપુરુષોનાં નામ છાપામાં છપાઈ આવ્યાં, તેમની નાતજાત પણ પ્રસિદ્ધ થઈ. આ પછી, રમણભાઈ કહે છે, "ભોજનમાં બે 'અંત્યજો' સામેલ હતા એ હકીકત દર્શાવી મુંબઈના 'ગુજરાતી' પત્રે ઘણો ખળભળાટ કર્યો. ભોજનમા સામેલ થનારા ઉપર ભારે હુમલો કર્યો અને તેમને નાતબહાર મૂકવા તેમની નાતોને ઉશ્કેરણી કરી."[૨૭] રમણભાઈએ આ કૉન્ફરંસ અને ભોજન–સમારંભમાં ભાગ લીધો હતો. એમનું નામ છાપામાં વાંચી એમની નાતના આગેવાન મધુવચરામ હોરા અને નંદકૃષ્ણલાલ રતનલાલે એમને એ વાતની સત્યતા વિશે પુછાવ્યું. રમણભાઈએ લખેલો જવાબ ઉપલબ્ધ નથી, પણ એ માટેનો એમનો ખરડો આવો છે: " ......હું જમ્યો હતો એ વાત ખરી છે અને એ ભોજનમાં 'અંત્યજ' વર્ગના બે માણસો સામેલ હતા એ વાત પણ ખરી છે. અને મને એવું માલમ પડ્યું છે કે જે ખંડમાં હું જમવા બેઠો હતો તે ખંડમાં આ બે માણસો જમવા બેઠા નહોતા પણ બીજા ખંડમાં જમવા બેઠા હતા. મેં જે કર્યું છે [ તે ] પાછું ખેંચી લેવા માટે હું આ હકીકત લખતો નથી પણ આપે અંત્યજ સંબંધી વાસ્તવિક હકીકત પુછાવી છે તેથી મારા જાણવામાં આવ્યું છે તે લખ્યું છે."

---

૨૭ ધસ ૨, પૃ. ૩૨૯.

આમ મહીપતરામ પોતાના જમાના, સ્વભાવ અને સંજોગો ને લીધે સત્ય કબૂલ કરવાની જે હિમ્મત નહોતા દાખવી શક્યા તે રમણભાઈ દાખવી શક્યા. પરિણામે એ અગ્રજ નાને અંત્યજ સાથે જમવા માટે રમણભાઈને પ્રાયશ્ચિત્ત કરવા કહ્યું. ઘણે ભાગે એ ભોજનમાં જમેલા એકેએક ગુજરાતીએ પોતપોતાની નાતોની આજ્ઞા પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરી લીધાં, પણ રમણભાઈએ નાતના એ ફરમાનની પરવા કરી નહિ. પ્રાયશ્ચિત્ત કરવાને બદલે તેમણે આખી જિંદગી નાતબહાર રહેવાનું પસંદ કર્યું.

મહીપતરામના જન્મ પછી ઓગણચાળીસ વર્ષે અને એમના ઉપર જ્ઞાતિની આફત ઊતરી તે પછી સાત વર્ષે જન્મેલા રમણભાઈ ઉપર જ્ઞાતિની આ તલવાર મહીપતરામવાળા બનાવ પછી એકાવન વર્ષે ત્રાટકી. તટસ્થ રીતે વિચાર કરતાં, ૧૮૬૧ અને ૧૯૧૨ વચ્ચેની અડધી સદીમાં ગુજરાતની મનોદશામાં ઘણો ફેર પડી ગયો હતો. એટલે રમણભાઈની મુશ્કેલીઓ એમના પિતાના સમય કરતાં ઘણી ઓછી હતી; મહીપતરામની જેમ એમને પ્રારંભકનું કાર્ય કરવાનું નહોતું; નાતનો ગમે તેટલો પ્રકોપ થાય તોપણ એમના દીવા-દેવતા, ધોબી–હજામ બંધ થાય તેમ નહોતા; એમના નોકરો ભાગી જાય તેમ નહોતું. છતાં બીજે પક્ષે આપણે એ વાત પણ ન ભૂલવી જોઈએ કે ૧૯૫૨ અને ૧૯૧૨ વચ્ચે ઘણો તફાવત છે. ૧૯૬૧ થી ૧૯૧૨ સુધીમાં સંસારસુધારાના માર્ગે ગુજરાત બહુ ઝડપી કૂચ કરી શક્યું નહોતું; ૧૯૧૨ થી ૧૯૫૨ સુધીમાં તો એની એ કૂચ ભારે વેગવાન બની ગઈ છે. એટલે ૧૯૧૨ માં રમણભાઈએ બતાવેલી હિમ્મત જેવી તેવી તો ન જ ગણાય. શ્રી. ગટુલાલ માને છે કે મહીપતરામ જેટલાં દુઃખ પડયાં હોત તોપણ રમણભાઈ એમના પગલામાં મક્કમ રહેત.

નાગર નાત પ્રમાણમાં ઘણી ઉદાર મનોવૃત્તિવાળી હોવાથી જ્ઞાતિબહિષ્કાર છતાં નાતીલાઓએ એમની સાથે એકંદરે સારો

વર્તાવ રાખ્યો. તેઓ લગ્નાદિ શુભ પ્રસંગે એમને નોંતરતા; જો કે જમવાનું નિમંત્રણ ન આપતા. સુરતની સાહિત્યપરિષદ વખતે ત્યાંના સ્વાગતપ્રમુખ એમની નાતના આગેવાન મધુવચરામ હતા, ને પરિષદના મહામંત્રી રમણભાઈ હતા, છતાં એ વહેવારમાં કશી અડચણ આવી નહિ.

'૧૩માં રમણભાઇએ સર ચીનુભાઇ વગેરેની સહાયથી અમદાવાદમાં બીજી પ્રાંતિક સંસારસુધારા પરિષદ ભરી. તાલુકદારી પતાવટ કાયદો સુધારવાનો હતો અને રમણભાઈ પોતાના તાલુકદારી કામોના બહોળા અનુભવને લીધે એ સુધારા વખતે ધારાસભાને ઉપયોગી થઇ પડે એમ હતું. આથી આ જ સાલમાં સરકારે એમની ત્રણ વર્ષ માટે મુંબઈ કાઉંસિલના સભ્ય તરીકે નિમણૂક કરી. ધારાસભામાં તેઓ આ કાયદાના પુનર્ઘડતરનાં મદદરૂપ થઈ પડયા. રમણભાઈ ધારાસભ્ય થયા તે પ્રસંગે અમદાવાદનાં વર્તમાનપત્રો, માસિકો અને છાપખાનાંના માલિકોએ તેમને માનપત્ર એનાયત કર્યું. નવેંબરના પૂર્વાર્ધમાં 'રાઇનો પર્વત' લખાઈ રહ્યું. એ જ અરસામાં, કદાચ 'રાઇનો પર્વત' લખાઈ રહ્યા પછી તરત, તેમણે 'જ્ઞાનસુધા'માં 'શોધમાં' નામની હાસ્યરસિક ભ્રમણકથા શરૂ કરી, જે એપ્રિલ '૧૫થી અધૂરી રહી. ૧૯૧૩ અને '૧૪માં તેમને મેટ્રિકના ગુજરાતીના પરીક્ષક નીમવામાં આવ્યા.

'૧૪માં નીલકંઠ દંપતીએ પશ્ચિમની રૂઢિ પ્રમાણે પોતાનાં લગ્નની રજતજયંતી ઊજવવાનો નિર્ણય કર્યો. અને એવો નિર્ણય એ શા માટે ન કરે ? એમનું લગ્નજીવન સર્વ વાતે સુખી, દાંપત્યના ઉત્કૃષ્ટ નમૂનારૂપ બન્યું હતું; 'વિવાહવિધિ'ના મંત્રોમાં વ્યક્ત થયેલા દાંપત્યના સર્વ આવિર્ભાવોથી પરિપૂર્ણ હતું; કલ્યાણકામ અને સાવિત્રી વિશેના કમલાના શબ્દો "એમનો પ્રેમ અગાધ છે, અને, એમની આસક્તિમાં શમ માતો નથી"[૨૮] રમણભાઈ અને

૨૮. રાપ, ૩-૧. પૃ. ૫૫

વિદ્યાબહેનને લણુ પાંડવાનું મન થઈ જાય 'એવું એ પ્રસન્નમધુર હતું. શ્રી ચાહેવાળા કહે છે તેમ યૌવન, પ્રૌઢ કે વૃદ્ધ—જીવનની એકે અવસ્થામાં રમણભાઈના પત્નીવ્રતમાં લાંછન જણાયું નહોતું. શ્રી વિદ્યાબહેન લખે છે :

આપણા હિંદુ સમાજમાં પ્રત્યેક પરિણીત સ્ત્રી સૌભાગ્યવતી કહેવાય છે પરંતુ લગ્ન સૌભાગ્યરૂપ કેટલાંને થાય છે એના આંકડા કાઢવા મુશ્કેલ છે. દેખીતા અણબનાવો કલેશ ત્યાગ ઉપરાંત પણ લોકલજ્જા, સાધનના અભાવ, અજ્ઞાન વગેરે કારણોથી બહાર ન જોવામાં આવતાં દુઃખમય હૃદયોની ગણત્રી કોણ કરી શકે એમ છે ? જનસમાજમાં લગ્ન મોટે ભાગે બંધન અને બેડીરૂપ બની સ્ત્રીવર્ગને તો ખાસ કરીને જકડી રાખનાર છે અને જગતના વ્યવહાર માટે એથી બીજો સારો માર્ગ નહીં હોવાથી શ્રેયસ્કર મનાય છે. પરંતુ એને આદર્શ માન્યો છે તે એ જ કારણથી કે જેમના જીવનસંબંધમાં કોઈપણ જાતના અંતરાયો નથી આવતા તેઓ પરમ સૌભાગ્ય પ્રાપ્ત કરે છે, અને એવું સૌભાગ્ય લગ્નથી જ મળે છે જેથી સૌભાગ્યવતી કહેવડાવવાનો હક પરિણીત સ્ત્રીને રહે છે. સૌમ્ય, સરળ ઋજુ, શાંત, સત્યનિષ્ઠ, બુદ્ધિશાળી, વત્સલ, રસિક, સંસ્કારી અને નિષ્કલંક જીવનસાથી મેળવનાર પરમ સૌભાગ્યવાન ગણાય અને તેવું સૌભાગ્ય ઈશ્વરે મને આપ્યું હતું એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી.[૨૯]

પોતાના લગ્નજીવનની બંને પાંખો પ્રત્યે રમણભાઈને સરખું જ મમત્વ હતું. પત્ની જેટલું જ એ બાળકોને પણ ચાહતા. બાળકોની કેળવણી, સગવડ કે આનંદ ખાતર ગમે તે ખર્ચ કરવા એ તત્પર રહેતા. એમનાં પુત્રી સૌ. સરોજિનીબહેન લખે છે, "પિતાજીનો કુટુંબસ્નેહ અનન્ય હતો. પોતાના કુટુંબને દરેક પ્રકારે સુખમાં રાખવું એ એમની સતત તીવ્ર ઇચ્છા હતી."[૩૦] શ્રી. વિનોદિની નીલકંઠ લખે છે, "સ્વર્ગમાં વસતા જીવોને પણ અદેખાઈ આવે એવું અદ્ભુત સુંદર અને સુખી કુટુંબજીવન અમે જીવતાં હતાં. ક્યાંયે કોઇ

૨૯. સ્વ, પૃ. ૪૧૭-૪૧૮. ૩૦. સ્વ, પૃ. ૮૯.

વાતની અપૂર્ણતા નહોતી, ઉણપ નહોતી.''૩૧ "એમના જીવનની ધન્યતા, એમના સુખી કૌટુમ્બિક જીવનની પછી બીજે દરજ્જે સાહિત્યસેવામાં જ એ માને છે''૩૨ એ આનંદશંકરના વાક્યમાં પણ આ જ વસ્તુનું સૂચન છે.

એ દંપતીની છવ્વીસમી લગ્નતિથિ ૧૯૧૪ના જાન્યુઆરીમાં આવતી હતી. પણ એમની એક ભત્રીજી આગલા ઑક્ટોબરમાં ગુજરી ગઈ હોવાથી તેમણે એ ઉત્સવ સહેજ આઘો કાઢી એપ્રિલમાં રાખ્યો. તેમણે તે પ્રસંગે સગાંઓ અને સ્નેહીઓ-મિત્રોને નિમંત્રી તેમને અનુક્રમે ભોજન અને પાર્ટી આપી. એ પ્રસંગે ઘણા સંબંધીઓએ કીમતી ભેટો—ખાસ કરીને રૌપ્ય—મોકલી. આ ખ્યાલથી બહુ જ પ્રસન્ન થયેલા આનદશંકરે આશીર્વાદ સાથે ટેનિસનની 'પ્રિન્સેસ'ની સુંદર આવૃત્તિ ભેટ આપી, અને 'વસંત'માં એ ઉત્સવની નોંધ લેતા લખ્યુ : "બંને દંપતી સર્વ પ્રકારે સુખી છે; એક હૃદય સાથે બંનેએ ઉત્તમ પ્રકારની કેળવણી પ્રાપ્ત કરી છે, અને એ કેળવણીને શોભા આપે એવો ઉત્તમ ગૃહસ્થાશ્રમ તેઓ ચલાવે છે. રા. રમણભાઈએ સાક્ષરતા ઉપરાંત લોકસેવા-જીવનથી રાજદરબારમા માન અને પ્રતિષ્ઠા મેળવ્યાં છે. સૌ. વિદ્યા, ગંભીર વિદ્યાનો આનંદ લેવા ઉપરાંત, છોકરા ઉછેરવા અને એમને સારી કેળવણી આપવી — એ ગૃહિણીનો જ પ્રથમ અને પરમ ધર્મ બહુ સારી રીતે બજાવે છે, અને ગુજરાતીમાં સ્ત્રીકેળવણીની ઉત્તમ ભાવના પોતાના દૃષ્ટાંતથી લોક આગળ સતત ઉપસ્થિત કરે છે.''૩૩

આ વખતે એ દંપતીને ઘણે સ્થળેથી મુબારકબાદીના પત્રો મળ્યા હશે. એ બધામા પ્રો. ઠાકોરનો લાક્ષણિક છે : "... ... આપણા મહાકવિ ભવભૂતિ દાંપત્યસ્નેહનો સૂક્ષ્મતમ પરિપાક ઉત્તરાવસ્થામા જ જણાવે છે. સિલ્વર પછી ગોલ્ડ તે પછી ડાયમંડ

૩૧. સ્વ, પૃ ૨૨૪. ૩૨. સ્વ, પૃ ૩૪૮.
૩૩. વ. ૧૩, અં. ૩, પૃ. ૧૩૮.

— એ ઉત્સવોનો લ્હાવો લઈ તે પછી એ પરિપાક લાંબા કાળ સુધી ભોગવો અને ગુજરાતનાં ઉછરતાં દંપતીઓને અનેક દાયકા સુધી દષ્ટાંતરૂપ બનો."

એપ્રિલમાં આ ઉત્સવ ઉજવાયો. મેમાં

> જે પુષ્પનાં દલ ખોલિને રજ સ્થૂલને રસમય કરે,
> અધિકારી તે મધુમક્ષિકા એ મધુ તણી પ્હેલી ઠરે;
> તુજ સ્પર્શથી મુજ ચક્ષુને કંઈ સ્વપ્નસમું જે લાધિયું,
> જીવનસખી ! તે તુજ વિના રે ! જાય કોને અર્પિયું ?

એવા અર્પણ સાથે રમણભાઈનું સહુથી મહત્ત્વાકાંક્ષી સર્જન 'રાઈનો પર્વત' બહાર પડ્યું.

'૧૫ના પૂર્વાર્ધમાં 'હાસ્યમંદિર' પ્રકટ થયું. આ સાલ લગભગથી રમણભાઈએ અને તેટલાં હસ્તાક્ષર વિશેનાં અમેરિકી ને અંગ્રેજી પુસ્તકો મેળવી આપમેળે, કોઈનીય મદદ વિના, હસ્તાક્ષર-શાસ્ત્રનો અભ્યાસ કરવા માંડ્યો, અને થોડા વખતમાં તો હસ્તાક્ષર-નિષ્ણાત તરીકે પંકાવા લાગ્યા. ધીરે ધીરે એમને આ કામ માટે સમસ્ત ગુજરાતથી માંડી ઠેઠ મધ્યપ્રાંત ને બીજાપુર સુધીની કોર્ટોના હાજરહુકમો મળવા લાગ્યા. જીવનના પાછલા ભાગમાં — લગભગ '૨૦ પછીથી — વકીલાત કરતાંય આ વ્યવસાય વધુ ચાલવા લાગ્યો. આમ એ મુખ્ય ધંધો બનવા છતાં રમણભાઈ પોતાને અક્ષરનિષ્ણાત તરીકે બોલાવનારને યથાપ્રસંગ કહી દેતા, 'મારો અભિપ્રાય તમારી વિરુદ્ધ જાય એમ છે, અને તે ફેરવાશે નહિ; માટે મને ન બોલાવો એ જ હિતાવહ છે.'

'૧૧ માં ખિતાબ; '૧૨ માં લાલશંકર ગુજરી જતાં નગરનું લગભગ નેતૃત્વ, 'વસંત' જેવા તત્કાલીન શ્રેષ્ઠ માસિકનું, ભલે નામમાત્રમાં, તંત્રીપદ અને જાતિભેદ તોડવાની દિશામાં મહત્ત્વનું પગલું; '૧૩માં નાનકડી ધારાસભાના મણુતર સભ્યોમાં સ્થાન અને સામાજિક પરિષદનું સ્વાગતપ્રમુખપદ; '૧૪માં દાંપત્યજીવનના પરિપાકશી

લગ્નરૌપ્યોત્સવ, અને સ્વજીવનના અર્ક જેવા 'રાઈનો પર્વત'નું પ્રકાશન; '૧૫માં પત્નીસહવર્તમાન હાસ્યના મંદિરની સ્થાપના અને આવકના સારા સાધનરૂપ બનેલો હસ્તાક્ષરનો અભ્યાસ : ખરે, રમણભાઈના જીવનમાં આ પાંચ વર્ષનું અથવા તો '૧૨, '૧૩, '૧૪ એ ત્રણ વર્ષનું ઝૂમખું સહુથી વિશેષ સિદ્ધિવંતું ગણી શકાય.

'૧૫મા સુરત સાહિત્યપરિષદના પ્રમુખ તરીકે નરસિંહરાવ ચૂંટાયા. કૃષ્ણલાલ ઝવેરી, આનંદશંકર, રણજિતરામ, રમણભાઈ વગેરેની ઇચ્છા આ વખતે આ સ્થાન નરસિંહરાવને મળે તેવી હતી. આથી રમણભાઇએ મનહરરામ મહેતા અને ઠાકોરરામ કપિલરામને આ બાબત પત્રો લખ્યા, ઠાકોરરામને સ્થાનિક કારોબારીના પ્રમુખ મધુવચરામ હોરાને તથા સ્વ. કમલાશંકર પ્રા ત્રિવેદીને એ વિશે વાત કરવા લખ્યુ, ને એ રીતે નરસિંહરાવની ચૂંટણીમા મદદ કરી, તથા હમેશ માફક પરિષદના બીજાં બધા કામોમા પણ સક્રિય ભાગ લીધો.[૩૪]

અત્યાર સુધીમા રમણભાઈ નાગરિક તરીકે ને સુધારક તરીકે એટલા જાણીતા થયા હતા, કે '૧૮મા નડિયાદમા ભરાયેલી બીજી ગુજરાત સંસારસુધારા પરિષદ વખતે એમને પ્રમુખસ્થાન આપવામા આવ્યુ. એ સ્થાનેથી એમણે એક મનનીય ભાષણ આપ્યુ.

૩૪. નરસિંહરાવની નિમણૂક પછી મુબઇના 'ગુજરાતી' અઠવાડિકે બે અઠવાડિયા લેખ લખી 'પરિષદની સુરતની બેઠક અંગે બહુ જ ગેરવ્યવસ્થા ચલાવવામા આવી છે, અને પરિષદના મંત્રીઓમાના એક રા. બ. રમણભાઇએ કોઇ ઘરખટલાની વ્યવસ્થા કરતા હોય તેમ રા. નરસિંહરાવને પ્રમુખ તરીકે નિમાવી દીધા છે,' એવો આક્ષેપ કર્યો. 'ગુજરાતી'મા જ રમ.એ એનો સમર્થ જવાબ આપ્યો. રમ.ના બધા વિવાદો (જુઓ પ્ર. ૯) જવાન વયના છે, પણ આ જવાબ તેમણે પ્રૌઢ વયે આપ્યો હોવાથી એમા એમની આ જાતની શક્તિની પરાકાષ્ઠા દેખાય છે. આ જવાબથી નરસિંહરાવ-આનંદશંકરને સંતોષ થયો

૧૯૧૮–૧૯ સુધીમાં તો ધીરે ધીરે રમણભાઈ અમદાવાદના એક સકલપુરુષ,[૩૫] '૧૫માં અમદાવાદ આવી વસેલા ગાંધીજી બાદ કરતાં એના સહુથી મોટા આગેવાન, બની ગયા.

'૧૯માં રમણભાઈની બીજી હયાત પુત્રી સરોજિનીનું લગ્ન અમેરિકા જઈ આવી પ્રાયશ્ચિત્ત ન કરનાર નાનક મહેતા — દા. સુમન્ત મહેતાના નાના ભાઈ — સાથે નક્કી કરવામાં આવ્યું. કુટુંબના પુરોહિતોને પૂછતાં તેમણે કહ્યું કે 'પ્રાયશ્ચિત્ત ન કરેલો વર સંસ્કારનો અધિકારી નથી. લગ્નવિધિ કરીએ પણ લગ્ન કાયદેસર કહેવાય કે કેમ તે કોણ જાણે.' આથી રમણભાઈએ પહેલાં રજિસ્ટર કરાવી પછી હિંદુ શાસ્ત્રવિધિથી લગ્ન કર્યાં. આવો વિધિ કરવાનું કારણ એ કે તેઓ લગ્નને પવિત્ર ને ગંભીર બંધન ગણતા, અને લગ્નવિધિથી એ વાત મનમાં બરાબર ઠસે છે એમ માનતા.[૩૬]

રમણભાઈનો જાહેર કામોનો બોજો વધતો જ જતો હતો. કામના આટલા બધા દબાણમાં પણ ૧૯૧૮–૨૦ દરમ્યાન તેમણે

---

૩૫. આનંદશંકરનો પ્રયોગ, સ્વ, પૃ. ૯૦.

૩૬. સમાજી થઈને બ્રાહ્મવિધિને બદલે મૂર્તિપૂજાના પર્યાયરૂપ જૂની હિંદુ વિધિને અનુસરવા માટે મુંબઈ પ્રાર્થનાસમાજના મુખપત્ર 'સુબોધ પત્રિકા'એ (તા. ૯–૧૧–૧૯) રમ. ની બહુ કડક ટીકા કરી. ખરી રીતે આ ટીકા વજૂદ વિનાની હતી, કારણ કે રમના કુટુંબમાં કુળદેવની સ્થાપનાનો રિવાજ પહેલેથી જ નહોતો; અને રમ.એ પોતાને ત્યાંના કોઈ પણ લગ્નમાં ગણપતિનીયે સ્થાપના કરી નહોતી. વળી, આ લગ્નમાં જ્ઞાતિમાન્ય રૂઢિઓમાંની એકે કરવામાં આવી ન હતી. બંગાળના બ્રાહ્મો તો હિંદુ ધર્મ છોડી દઈને બ્રાહ્મધર્મની દીક્ષા લે છે અને તેથી તેઓ બ્રાહ્મવિધિથી લગ્ન કરે છે. મુંબઈના કેટલાક પ્રાર્થના–સમાજીઓ એક ખાસ પ્રકારના બ્રાહ્મવિધિથી લગ્ન કરે છે, પણ એ વિધિને કાયદાનો ટેકો નથી. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં ટીકા કરવામાં આવી. આ ભ્રમમૂલક અને પરિણામે પ્રાર્થનાસમાજ તરફની સમાજીઓની નિષ્ઠા ઘટાડે એવાં લખાણોનો પણ રમ.એ કાંઈ જવાબ ન આપ્યો.

એક શાસ્ત્રી રાખી તેની પાસે ‘ ઉપનિષદ ’ અને કદાચ ‘ લઘુ કૌમુદી ’નો અભ્યાસ કર્યો

કોંગ્રેસે ગાંધીજીની સૂચના સ્વીકારી '૨૦ થી ધારાસભાનો બહિષ્કાર પોકાર્યો પણ અસહકારને નિરર્થક તે હાનિકારક ગણતા હોવાથી રમણભાઈ '૨૧મા ચૂંટણીમાં ઊભા રહી ધારાસભામા ગયા ધારાસભામા એ ખાસ બહાર પડતા નહિ પણ જુદી જુદી સમિતિ-ઓમા મુકાતા, અને એમા એમનું કામ વખણાતુ

અનુક્રમે '૨૩ અને '૨૪મા રમણભાઇએ પોતાની પહેલી અને ત્રીજી હયાત પુત્રી જ્યોત્સ્ના અને સૌદામિનીના લગ્ન વિલાયત જઈ આવેલા સ્વજ્ઞાતિના યુવકો સાથે કર્યા આ બનેએ પણ પ્રાયશ્ચિત્ત નહોતું કર્યું, પણ, '૧૯–'૨૨ વચ્ચે તેમની જ્ઞાતિમા આવા એક બે યુવકોના શાસ્ત્રોક્ત વિધિએ લગ્ન થયેલા, એટલે રૂઢિ થઇ ગઈ છે એમ માનીને રમણભાઇએ એ રજિસ્ટર ન કરાવતા માત્ર હિંદુ લગ્નવિધિ કર્યો ૩૭

'૨૪ના મેની ત્રેવીસમી તારીખે અહમદનગરમા ભરાયેલી પ્રાંતિક મસારસુધારા પરિષદના પ્રમુખ તરીકે રમણભાઇની વરણી થઈ ૩૮ '૨૬મા તેમને ગુજરાતી સાહિત્યપરિષદના પ્રમુખ ચૂંટવામા આવ્યા. એ વર્ષે તેમણે ફરી એકવાર ધારાસભાની ચૂંટણીમા ઊભા રહેવા વિચાર કર્યો આ વખતે કોંગ્રેસે ધારાસભામા જવાનુ નક્કી કર્યું હોવાથી કોંગ્રેસના ઉમેદવારો સજ્જડ હરીફાઈ કરે તેમ હતુ આથી મિત્રોએ ઊભા રહેવા ના પાડી આ છતા રમણભાઈ ઊભા રહ્યા પણ માંદગીને કારણે ગામડે ગામડે મત લેવા જવાનું તેમનાથી બની શક્યુ નહિ પરિણામે ચૂંટણીમા તેઓ વિજયી ન નીવડયા

---

૩૭ તા ૨૫ ૨–૨૩ની ‘સુબોધપત્રિકા’એ જ્યોત્સ્ના બહેનના લગ્ન-સમયના વૈદિક વિધિની પણ ટીકા કરી

૩૮ છતર કામોના દબાણ વચ્ચે રમ એ આ પરિષદ માટે ભાષણ તો તૈયાર કર્યું, પણ અમદાવાદમા તા ઓગણીસમીએ એ અકસ્માત પડી ગયા ને પગ ઊતરી ગયો એટલે અહમદનગર ન જઈ શક્યા

શ્રી વિદ્યાબહેને રમણભાઈના જીવનના ત્રણ ખંડ પાડ્યા છે. પહેલો ખંડ ૧૮૯૭માં સરકારી નોકરી છોડી ત્યાં સુધીનો. આ ખંડમાં રમણભાઈનું જીવન એકંદરે શાંત એટલે કે જાહેરજીવનની બહુ ધમાલ વિનાનું, વિનોદપૂર્ણ અને ગૃહસુખવાળું હતું. આ કાળમાં કચેરીમાંથી ઘેર આવ્યા પછી તેઓ કુટુંબીજનો જોડે ફરવા જતા અને બેત્રણ માઈલ ચાલતા. '૯૭–'૯૮માં મ્યુનિસિપાલિટીમાં સભ્ય ચૂંટાયા પછી ફરવા જવાનું બંધ થયું. જાહેર કામોનો બોજો પણ વધવા લાગ્યો. '૧૨માં લાલશંકર ગુજરી ગયા એટલે રમણ–ભાઈના જીવનનો આ બીજો ખંડ પૂરો થયો; અને એમના જાહેર–જીવનના વારસ બન્યા હોવાથી એમના પર કામનો બોજો તૂટી પડ્યો. જીવનના આ ખંડમાં એમને કુટુંબીજનો જોડે વાત કરવાનીયે ફુરસદ ન રહી. મ્યુનિસિપાલિટીના તુમારો, બીજી સંસ્થાઓનાં કામો અને કોઈકવાર વકીલાતનાં કામો પાછળ રાતના એક એક વાગવા લાગ્યા. વિદ્યાબહેનને કોઈ મહત્ત્વની વાત કરવી હોય તો એ માટે નિરાંતની યોગ્ય ઘડી શોધતાં અઠવાડિયાં વીતી જવા લાગ્યાં. ધીરે-ધીરે કામનો બોજો એટલો વધ્યો કે રમણભાઈએ મિનિટો ચોરવા માંડી વિક્ટોરિયામાં ને બહારગામની મુસાફરીમાં એમની સાથે એક નાનકડી કાળી પેટી ફરવા માંડી. ચાલતી વિક્ટોરિયામાં, ને બીજે પણ, સહેજ નવરાશ મળતાં રમણભાઈએ પેટીમાંથી મ્યુનિસિપાલિટીના તુમારો કે બીજું કામ કાઢી એનો નિકાલ કરવા મંડતા. સુધરાઈની ચાલુ બેઠકોમાં, કોંગ્રેસનાં અધિવેશનોમાં, જાહેરસભાઓના વ્યાખ્યાન-મંચ પર, બારરૂમમાં, કોર્ટમાં પણ, ખીસામાંના કે એ પેટીમાંના પત્રોનો ઉત્તર આપવાનું,[૩૯] તુમારોનો નિકાલ કરવાનું, અથવા કોઈક વાર પ્રૂફો વાંચવાનું કામ જારી રહેતું. આમ કરતાં બેત્રણ

૩૯. રમ. શરૂઆતમાં પિતા, ભાઈ, પત્ની, મિત્રો અને બહારનાં એ બધાં સાથે અંગ્રેજીમાં પત્રવ્યવહાર કરતા. પછી લેડી વિદ્યાબહેને એમને ગુજરાતીમાં લખવાનું સૂચવ્યું, ને સૌએ પૂરતું એમણે તે સ્વીકાર્યું.

અવધાનની નિસર્ગદત્ત શક્તિ સ્વાભાવિક રીતે જ વધુ કેળવાઈ.

આમ રમણભાઈ સર્વ શક્તિ વિના હિસાબે ખરચ્યે જતા હતા. '૦૫માં જ, સાડત્રીસની ઉમરે, એક દાક્તરે તેમને કહ્યું હતું કે 'શ્રમ ઓછો કરો.' એક દૃષ્ટાંત આપતાં દાક્તરે કહ્યું હતું કે 'શરીરના નિયમમાં ગુણાકારનો હિસાબ છે. એક આંક વધારે મૂકશો તો બીજો સ્વાભાવિક રીતે જ ઓછો થઈ જશે. શક્તિ વધારે વાપરશો તો વરસની સંખ્યા ઘટાડવી પડશે.' રમણભાઈ દાક્તરોની આવી સલાહ અવશ્ય માનતા, પણ તે બેત્રણ દિવસ માટે જ.

'૨૬માં તો જાણે દાક્તરે કહેલો ગુણાકારનો આંક પૂરો થવા આવ્યો. સાહિત્યપરિષદના પ્રમુખ તરીકેનુ ભાષણ લખવા સામગ્રી ભેગી કરી રહ્યા હતા તે દરમ્યાન, માર્ચ માસમાં, એક દિવસ નસકોરી વાટે એકાએક પુષ્કળ લોહી પડ્યુ. સગાવહાલાંઓએ પરિષદના ભાષણ માટે શ્રમ લેવા ના કહી, પણ તેમણે તે તરફ ધ્યાન આપ્યું નહિ. જાતે લખી શકાય એમ ન હોવાથી એ ભાષણ તેમને બોલીને લખાવવુ પડ્યુ. દરમ્યાન દાંતમા સડો જણાયો અને શારીરિક બીમારી તેને લીધે જ ઊભી થઈ છે એવો દાક્તરોનો મત પડ્યો. પરિષદમા ગયા તો ખરા, પણ જાતે ભાષણ ન વાચી શક્યા. દાક્તરોની સૂચના મુજબ પરિષદની બેઠક પછી તેમણે બધા દાંત પડાવી નાખ્યા. આ પછી દાક્તરો જેને આર્ટિરિયો સ્કિલેરોસીસ કહે છે તેના ચિહ્નો દેખાવા લાગ્યા. જ્ઞાનતંતુઓ ઉપર અસર થઈ હોવાથી જીભ ખેંચાઈ અને વાચા અસ્પષ્ટ થવા માંડી. છતા રમણભાઈએ એમ જ માન્યુ કે આ નબળાઈ માત્ર દાંત પડાવ્યાની છે, એટલે તેમણે દાક્તર ને વિદ્યાબહેનની વારંવારની ના છતાં કામ મૂક્યુ નહિ. આના ફલરૂપે લોહીનુ દબાણ વધ્યુ, બોલતાં અકલ્પ્ય શ્રમ પડવા લાગ્યો, હાથ ધ્રૂજવા લાગ્યા, લખવાનું કામ માર્ચ કરતાંય અતિ દુષ્કર બની ગયુ, સ્મૃતિ ઓછી થવા લાગી, હરવુ ફરવું અશક્ય થઈ પડ્યું, અને અમદાવાદની જાહેર જીવનની એકેએક

પ્રવૃત્તિ સાથે સંકળાયેલા એ નરવીરને નિષ્ક્રિય થઈ ખાટલે પડવાનો વારો આવ્યો. નવેંબરમાં એમને વકીલાત છોડી દેવી પડી.

પહેલી જાન્યુઆરી '૨૭ને દિવસે નામદાર શહેનશાહે તેમને 'સર નાઈટ'ના ઊંચા ખિતાબની નવાજેશ કરી; વિદ્યાબહેનને 'એમ. બી. ઈ.' નો ઇલકાબ આપ્યો. રમણભાઈ નાઇટહૂડના માન માટે સર્વ રીતે લાયક હતા એમાં જરાયે શક નથી, પણ એ ખિતાબ મેળવવા એમણે સીધો યા આડકતરો જરાયે પ્રયત્ન નહોતો કર્યો. તે વખતના ઉત્તર વિભાગના સાહિત્યશોખીન કમિશ્નર ચેટફીલ્ડે પ્રયત્ન કરી રમણભાઈને, ખાસ કરીને એમની સાહિત્યસેવા માટે, આ ખિતાબ અપાવેલો.[૪૦]

નાઇટહૂડની નવાજેશથી સચ્છીલ અને અજાતશત્રુ નગરસેવક રમણભાઈની જે કદર થઈ તેથી બધા શહેરીઓને આનંદ થયો. એકવીસમી જાન્યુઆરીએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખ કેશવ હર્ષદ ધ્રુવ અને કારોબારીના સભ્યોએ એમને ઘેર જઈ માનપત્ર આપ્યું. ઓગણીસમી એપ્રિલે અમદાવાદના નગરજનો તરફથી સર ચીનુભાઈને પ્રમુખપદે ચીનુભાઈ, મંગળદાસ ગિરધરલાલ, અંબાલાલ સારાભાઈ, કસ્તૂરભાઈ લાલભાઈ, રુસ્તમ જહાંગીર વકીલ, માલેકલાલ મનસુખભાઈ, વલ્લભભાઈ પટેલ વગેરેએ તેમને માનપત્ર એનાયત કર્યું.

'૨૮માં ખાટલાવશ રમણભાઈની તબિયત કાંઈક સુધારા પર હતી; ને એમ લાગતું હતું કે તેઓ આ મંદવાડમાંથી બેઠા થશે. માર્ચ મહિનો બેઠો. તારીખ ચોથીએ એમને તાવ જણાયો. એમના મિત્ર ને કુટુંબના દાક્તર ખાનબહાદુર નાણાવટી શરીર તપાસીને ગંભીર થઈ ગયા અને બોલ્યા કે 'આ તાવ આવ્યો એ મને ગમતું નથી.' પાંચમીએ સવારે તાવ ઊતરી ગયો. છઠ્ઠીએ સવારે ફરી તાવ આવ્યો. અગિયાર વાગ્યે નાણાવટી તપાસવા આવ્યા, પણ

---

૪૦. એ જ કમિશ્નરે જેમણે સાહિત્યસેવા ઉપરાંત બીજી કોઈ જાહેર-સેવા કે રાજ- કે સામ્રાજ્ય-સેવા કરી નહોતી એવા કે. હ. ધ્રુવને પણ એ જ કારણે દીવાનબહાદુરનો ખિતાબ અપાવેલો.

કાંઈ ભય જેવુ લાગ્યુ નહિ. કોઈક વસ્તુ વિશે રમણભાઈ ને પૂછવામાં આવ્યુ તેનો જવાબ પણ તેમણે આપ્યો. હમેશની જેમ ભોજન તેમના ઓરડામા લાવવામા આવ્યુ. એમણે જમવાનું શરૂ કર્યું એટલે નોકરને પાસે બેસાડી સહુ જમવા ગયા. વિદ્યાબ્હેન જમીને પાછા આવ્યા ત્યારે તેમને રમણભાઈનો ચહેરો બહુ ફીકાશભર્યો લાગ્યો. તેમણે પાસે જઈને જોયુ તો તેમનો પ્રાણ ઊડી ગયો હતો.

રમણભાઇની અવસાનનોધ લખતા ઘણાએ કહ્યું છે કે રમણભાઈ પૂરતું જીવ્યા નહિ પણ આ માન્યતા જોઈએ તેટલી સાચી નથી. ભારે નમળી હોજરીવાળા, જરાજરામા શરદીનો ભોગ બન નારા, આખી જિંદગી માદાસાજા રહેનારા, કેટલીકવાર અત્યાહારથી હોજરી પર, ને હમેશ અતિશ્રમથી શરીર પર ભાર નાખનારા, એક સાથે ઘણા અવધાનથી કામ કરનારા એ સાઠ વર્ષ જીવી શકયા તે ઓછુ ન કહેવાય એ આટલુંય જીવ્યા તેનુ કારણ એમણે જીવનના પૂર્વાર્ધમા કરેલી સેન્ડો વગેરેની કસરત, ચાલવાનો સારો શોખ, વરસમા એકબેવાર રાહતપ્રદ પ્રવાસો કે હવા ખાવાના સ્થળની મુલાકાત, સુખી ગૃહજીવન, ઉત્સાહી ને સતોષી પ્રકૃતિ, જીવનના દરેક ક્ષેત્રમા મળેલી સફળતા અને સદાજાગ્રત હાસ્યવૃત્તિને ગણવા જોઈએ

**સામગ્રી :**

અમદાવાદ, ગુજરાતનુ પાટનગર કવિતા અને સાહિત્ય (૧-૪) ગટુલાલ ધ્રુ સાથેની વાતચીત ને પત્રવ્યવહાર ગ વા માવલકર સાથેની વાતચીત ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ (૨ ૩) ગુજરાત વિદ્યા સભા સાથે પત્રવહેવાર (નજીવો) ગ્રથ અને ગ્રથકાર (૮) જીવન સભારણા તુલસીદાસ જ પરીખ સાથેની વાતચીત અને પત્રવ્યવહાર દિગ્દર્શન ધર્મ અને સમાજ (૨) નરસિહરાવની રોજનીશી બળવતરાય ઠાકોર સાથેની વાતચીત ભોળાનાથ સારાભાઇનુ જીવનચરિત રાઇનો પર્વત. રાઇનો પર્વતનું વિવેચન લેડી વિદ્યાબહેન મણિમહોત્સવ અભિનન્દન-ગ્રન્થ. વસતની ફાઇલો વિદ્યાબહેન નીલકંઠ સાથેની વાતચીત ને પત્રવ્યવહાર હોમી પે ચાહેવાળા સાથેની વાતચીત સુબોધપત્રિકા રેવ સર રમણભાઈ

# પ્રકરણ ૩ : : સ્વભાવ, ટેવો, દિનચર્યા

......જીવનના પટની ઉપરે,
મુજ લેખન તે તુજ સાક્ષિ પુરે.—રમણભાઈ

રમણભાઈમાં જે ઉચ્ચ ગુણો હતા તે કહેવા માંડીએ તો એમ લાગે કે એ સકળગુણસંપન્ન હતા. —શારદા મહેતા

રમણભાઇનો દેહ જેટલો અનાકર્ષક અને નિર્બળ હતો, તેટલો એમનો આત્મા સુંદર અને સમૃદ્ધ હતો. એ મહાન આત્માના બહુરંગી ગુણોમાં મુખ્ય તે સજ્જનતા: એ જ એમના સ્વભાવનું પ્રધાન લક્ષણ. નિરભિમાન, કર્ત્તવ્યશીલતા, સેવાભાવ, નિઃસ્પૃહતા, પ્રામાણિકતા, ઉદારતા, પરોપકારિતા, દયાવૃત્તિ, ક્ષમાશીલતા, અક્રોધ, ન્યાયવૃત્તિ, વિનમ્રતા, સૌમ્યતા, સરલતા, ઋજુતા વગેરે એ સૌજન્યનાં જ જુદાં જુદાં પાસાં છે.

રમણભાઈનું નિરભિમાન લગભગ અદ્વિતીય હતું. સાધારણ માણસોમાં નિરભિમાની ઘણા મળી આવે છે, કારણ અભિમાની થવું તેમને પાલવે તેમ નથી હોતું. પણ મોટા માણસોમાં આ ગુણ ઓછો હોય છે. રમણભાઈ નિરભિમાની, સાદા, ઘમંડ વિનાના હતા. નાનામાં નાનો માણસ એમને મળી શકતો, ને એની સાથે એ વિનયપૂર્વક વાત કરતા. મળવા આવનાર હરકોઈનો વધુ પડતો આદરસત્કાર થાય છે એમ ઘરનાં માણસોને લાગતું. તે પોતાના હાથ નીચેના માણસોને કદી દબાવવા પ્રયત્ન ન કરતા. પીવાનું પાણી પણ કોઈ પાસે ન માગતાં જાતે લેતા. વકીલાતને કામે તેમને ઘણીવાર ગામડાંઓમાં જવાનું થતું. ત્યાં ગમે તેવો ઉતારો મળે, ખુલ્લા ફળિયામાં વહાણના ખાટલા પર બેસીને નાહવું પડે, બીજી અનેક જાતની અડચણો પડે, પણ તેનો તેમને કચવાટ નહોતો, કે તે વિશે કાંઇ ફરિયાદ નહોતી. બહારગામ જતી વખતે બીજા મોટા માણસોની જેમ તેઓ કદી સાથે નોકર ન રાખતા. હવા ખાવાને સ્થળે બજારમાંથી ઘી, તેલ, શાકભાજી, પાઉં, માખણ

વગેરે જાતે ઉપાડી લાવવામા તેમને કોઈ જાતની નાનમ ન લાગતી. મુસાફરીમા જરૂર પડયે તેઓ નળ પરથી પાણીની ડોલ ભરી લાવતા, ધોતિયુ નિચોવી નાખતા ને ટુવાલ ધોઈ નાખતા, જોડાને બ્રશ મારતાયે અચકાતા નહિ. એકવાર આગગાડીમા દી. બ. કૃષ્ણલાલ ઝવેરીનુ બટન તૂટી જતા પોતાની પેટીમાથી સોયદોરો કાઢી એમણે ત્યા ને ત્યા તે ટાકી આપેલુ કરાચીની કોગ્રેસની બેઠક વખતે— કદાચ તે જમાનામા 'સેફ્ટી રેઝર' પ્રચલિત નહોતા થયા એટલે— તેમણે પોતાના સાથીઓની હજામત કરી આપેલી

આ છેલ્લી વસ્તુ સાદાઈ ને નિરભિમાન ઉપરાત ખોટી શરમનો અભાવ પણ સૂચવે છે આવી શરમ તેમને કદી નડતી નહિ ચિતોડગઢ હોય કે મદ્રાસ હોય, લોકોને પૂછીને બેધડક રસ્તો જાણી લેતા સભાક્ષોભ અનુભવતા નહિ કદાચ આ ગુણ એમનામા મહીપતરામમાથી આવ્યો હોય

રમણભાઈમા ખોટુ અભિમાન જરાયે નહોતુ તો સાચુ અભિમાન, સ્વાભિમાન, પૂરતા પ્રમાણમા હતુ તેઓ કદી સરકારી અમલદારોની કે કોઈની પણ ખુશામત ન કરતા કલેક્ટર કમિશ્નર જેવા સરકારી અમલદારો સાથે તેમને સારો સબધ રહેતો, પણ તેઓ તેને જાહેર, મ્યુનિસિપલ અને સરકારી કામકાજ પૂરતો જ — એક રીતે કહીએ તો માત્ર ઔપચારિક જ, રાખતા કદી અમલ દારવર્ગને ચાહ માટે ન બોલાવતા કે એમને ત્યા બીજાઓની જેમ રવિવારના આટાફેરા ન કરતા એટલુ જ નહિ પણ અમલદારોની અમલદારશાહી વર્તણૂક તેમને પસદ નહોતી. સ્વ તુલસીદાસ પરીખ જેવાએ એમને કોઇકવાર કહેલુ કે, 'મામલતદારની ખાલી જગા ખાલી પડી છે, તમે પ્રયત્ન કરોને!' ત્યારે એમણે જવાબ આપેલો 'સરકાર મારુ નામ ક્યા નથી જાણતી? અને મૂકવો હશે તો એમ ને એમ પણ મૂકશે' શ્રી ગોવિંદરાવ પાટીલનો સ્વર્ગવાસ થયો, અને એમની 'પબ્લિક પ્રોસિક્યૂટર'ની જગા ખાલી પડી રમણભાઇ

એક શબ્દ પણ ઉચ્ચારત તો એમને એ જમા મળી જાત, પણ એ માટે તેમણે જરાયે પ્રયત્ન ન કર્યો.

જેમ સારી પદવી મેળવવામાં, વકીલાતની ફીની બાબતમાં તેમ પૈસાનું રોકાણ કરવામાં, એનો ઊપલો કરી એ વધારવામાં પણ રમણભાઈ ઉદાસ હતા. રોકાણ અને ઊપલા જેવી ન્યાય્ય કમાણી પ્રત્યે લાપરવા રમણભાઈ અનીતિના પૈસાનો તો વિચાર જ શાનો કરે ? કઝનેક ફંડ કે વ્યક્તિઓના એ ટ્રસ્ટી હશે, પણ એમાંનાં કોઇ ફંડ કે વ્યક્તિને એમના વિશે ફરિયાદ કરવાનું રજ પણ કારણ મળ્યું નહોતું. તેમના ભાઈ અનુભાઈ ગુજરી ગયા ત્યારે ભત્રીજો ચંદ્રકાન્ત સગીર હતો. એની મિલકતનો વહીવટ રમણભાઈ કરતા. કોઈવાર એની રકમમાંથી પોતાના કામ માટે પૈસા ઉપાડવા પડતા તો તેઓ વ્યાજ સાથે એ રકમ પાછી મૂકતા. એની પાઇએ પાઇનો હિસાબ પોતાના હિસાબ કરતાંયે વધુ ચોકસાઈથી રાખતા, એટલું જ નહિ, પણ વધારેમાં વધારે લાભ મળે અને જરાયે અપવ્યય ન થાય તેમ એની મૂડીનું રોકાણ વગેરે કરતા. એ ગુજરી ગયો ત્યારે એમણે એની આખી મિલકત એની બહેનને સોંપી.

રમણભાઈની પ્રામાણિકતા એવી પ્રશસ્ત હતી કે તેઓ સુધરાઈ, કાઉન્સિલ વગેરેમાં અંબાલાલ સાકરલાલના હરીફ હોવા છતાં પ્રસંગ આવતાં અંબાલાલે લેણદાર સાથે પતાવટ કરવા પોતાની મિલકત, પોતાના નાતીલા અને સ્વજનોમાં રમણભાઈ કરતાંયે વધુ પ્રતિષ્ઠિત માણસો હોવા છતાં, તેમને ન સોંપતાં રમણભાઇને જ સોંપેલી.

એક બીજી દૃષ્ટિએ પણ એ પ્રામાણિક હતા. એમના સ્વભાવને લીધે ઘણીવાર કેસ ચલાવતાં પણ એમની વાણીમાં હાસ્ય આવી જતું. પણ તે માત્ર માનવસ્વભાવનું દ્યોતક; એમાં એ હાસ્ય મારફત જે કહી શકાય એવું ન હોય કે સીધી રીતે પુરવાર થઇ શકે તેવું ન હોય તેના તરફ યુક્તિપૂર્વક ન્યાયાધીશનું ધ્યાન ખેંચવાની દૃષ્ટિ ન રહેતી. વર્ષો સુધી અમદાવાદની રાજકીય પ્રવૃત્તિઓનું કેંદ્ર

શ્રીસમંડળ હતું એ જાણતા, અને વકીલ-બૅરિસ્ટરો જ દેશની સાચી સેવા કરી શકે એમ માનતા હોવા છતાં તેમણે પોતાના છેવટના મંદવાડ વખતે પુત્ર સુસ્રુતને વકીલ ન કરવો એમ કહેલું એનું કારણ પણ વકીલોનાં અપ્રામાણિકતા, કાવાદાવા વગેરે જોઈ જન્મેલી ઘૃણા જ હોઈ શકે.

આમ પ્રામાણિકતા પ્રત્યે એમની આસક્તિ બહુ જ ઉત્કટ હતી. મ્યુનિસિપલ હદ બહારથી તેમની ગાડીમાં કાપડ, ખાંડ વગેરે આવતું, ને તેઓ મ્યુનિસિપાલિટીના પ્રમુખ હોવાથી એમની ગાડીને કોઈ નાકેદાર જકાત લેવા અટકાવતો નહિ, પણ રમણભાઇ એ માલ સીધો મ્યુનિસિપલ કચેરીમાં મોકલતા, ને જકાતનું બિલ કરાવી ચૂકવી આપતા રેલવેમાં મુસાફરી કરતાં સામાન જોખાવવા વગેરેમાથી કદી ગાપચી ન મારતા. એક પ્રસંગે તેઓ સહકુટુંબ વિરમગામ ગયેલા. ત્યાંથી અમદાવાદ પાછા આવતા તેમનો પાછળ પડી ગયેલો ગુમાસ્તો એમના સેકન્ડ ક્લાસના ડબ્બામાં ચડી ગયો. બીજા સ્ટેશન આવતા એ ઊતરીને થર્ડમા ગયો. અમદાવાદ સ્ટેશને ગુમાસ્તો ટિકિટ આપીને બહાર નીકળી જતો હતો, પણ રમણભાઈ એને રોકીને સ્ટેશનમાસ્તરની કચેરીમાં લઈ ગયા, ને વધારાના પૈસા ચૂકવી આપ્યા.

પૈસા પ્રત્યેની રમણભાઇની આ બધી ઉદાસીનવૃત્તિ પ્રામાણિકતા ઉપરાંત નિઃસ્પૃહતા પણ દાખવે છે. આ નિઃસ્પૃહતાને પરિણામે રમણભાઈ અને વિદ્યાબહેનના સુભગકોમલ દાંપત્યમાં કદી ગાંધીજી-કસ્તૂરબા જેવા દિલ ઊંચાં થવાના પ્રસંગો પણ આવતા—જો કે એટલા ઉત્કટ સ્વરૂપે તો નહિ જ. વિદ્યાબહેન ઘણીવાર એમને આ નિઃસ્પૃહતા અને જનસેવા માટેની વિવેકરહિત ફનાગીરી માટે ટોકતા, ઘર અને કુટુંબ પર વધુ ધ્યાન આપવા કહેતા. આવે વખતે રમણભાઇ જવાબ આપતાઃ હું ભેગું કરીશ અને ચાલ્યું જશે તો? ઈશ્વર પર શ્રદ્ધા રાખો! ઈશ્વર સર્વને સંભાળશે.

રમણભાઈ જાતે જેવા પ્રામાણિક હતા તેવા જ સામાન્ય રીતે બીજાઓને ગણતા. તેમનો એક ગુમાસ્તો કહેતો કે તેઓ ઘર ભાડે આપતા તો ભાડાચિઠ્ઠી કરવાની પણ દરકાર ન કરતા. સ્વ. તુલસીદાસ પરીખ કહે છે કે 'એમના જુનિયર તરીકે રીસિવર વગેરેના કામમાં હું લાખોના ચેકો એમની સામે ધરી દેતો, પણ આનું આમ કેમ કર્યું કે આને આટલી રકમ કેમ આપી એવું કાંઈ પણ પૂછ્યા વિના સહી કરી આપતા.'

મધ્યમ આવક, સંતાનોનાં શિક્ષણ અને ઉછેરનો બહોળો ખર્ચ, ઉનાળામાં માથેરાન આબુ ડુમસ વગેરેમાં સહકુટુંબ વાસ અને નાતાલમાં કોંગ્રેસનાં અધિવેશન હોય તે સ્થળની અને ઘણીવાર તેની આજુબાજુના પ્રદેશની બીજા વર્ગની—કેટલીકવાર સકુટુંબ—મુસાફરી વગેરેનો સારો ખર્ચ,[૧] આ બધાને લીધે તેમને કેટલીક બાબતોમાં કરકસર કરવી પડતી. સ્વ. ચાહેવાળા માને છે કે એકંદરે એમનો સ્વભાવ કરકસરિયો ખરો. દી. બ. ઝવેરી કહે છે, રમણભાઇ "પોતાના આર્થિક વ્યવહારમાં બહુ જ સીધા; તંગદસ્ત નહિ તેમ ઉડાઉ પણ નહિ. પોતાને જે વસ્તુ આવશ્યક લાગે તેને માટે મોટી રકમ ખર્ચી નાંખે, પરંતુ અનાવશ્યક ચીજ કેવળ આનંદપ્રમોદને વશ થઇ તેઓ ખરીદતા નહિ."[૨] સૌ. સરોજિની મહેતાનાં વચન આ વાતને પુષ્ટિ આપે છે.[૩] શ્રી. વિદ્યાબહેન કહે છે કે 'રમણભાઈમાં કંજૂસાઇ નહોતી. અલબત, તેમનામાં પૈસા આપી દેવાની વૃત્તિ નહોતી આવી, અને જાહેરસેવામાં આર્થિક મદદ ભાગ્યે જ કરતા; પણ પ્રસંગ આવતાં એમનું હૃદય ઉદાર જણાતું; ને દયાની વૃત્તિ સારી પેઠે રહેતી.'

પૈસા સિવાયની બાબતોમાં પણ એમની ઉદારતા જણાતી; કદાચ તેમાં જ સવિશેષ જણાતી. એ ઉદારતાનું એક પાસું સહિષ્ણુતા

૧. તેમણે ઉત્તર હિંદથી કન્યાકુમારી સુધીના સમગ્ર હિંદની મુસાફરી કરેલી, જો કે દી. બ. ઝવેરીના બે હસ્તલેખોમાં સિલોન ગયાનું સૂચવાય છે તે બરાબર નથી. ૨. સ્વ, પૃ ૩૧૫. ૩. સ્વ, પૃ. ૮૭.

છે. દા. હરિપ્રસાદ લખે છે, રમણભાઈ "પોતે ચૂસ્ત સુધારક હતા છતાં બીજાઓના મત તરફ અંતઃકરણનો બાધ ન હોય ત્યાં સુધી સહિષ્ણુતા રાખતા"[૪] કેટલાક દાખલાથી આ વાત સ્પષ્ટ થશે.

ઉજ્જેન ગયા ત્યારે તેમણે એ તીર્થધામના શિરસ્તાનો ભંગ ન કર્યો; ક્ષૌર કરાવ્યું, ક્ષિપ્રામાં સ્નાન કર્યું, ને પછી જ મહાકાલનું મંદિર જોવા ગયા. આમ ત્યાંના ભાવિકોના મનને ક્લેશનું કારણ ન આપ્યું. તે અછૂતોદ્ધારમાં માનતા, શ્રી. અનસૂયા સારાભાઈએ અછૂતો માટે શાળાઓ કાઢી ત્યારે તેમને અભિનંદન આપેલાં, પોતાના હસ્તકની અંત્યજ શાળાઓના શિક્ષકો મળવા આવતા ત્યારે ઘરમા પોતાની પાસે બેસાડી તેમની સાથે અત્યંત માનપૂર્વક વાતો કરતા. આમ અસ્પૃશ્યતાને પોતાના જીવનમાં સંપૂર્ણપણે તિલાંજલિ આપેલી હોવા છતાં સવર્ણોની લાગણી દુખાવી હરિજનોને મંદિરપ્રવેશ કરાવવાની તેઓ વિરુદ્ધ હતા.[૫]

મુખ્યત્વે મહીપતરામના ગુણોનો જ વારસો પામેલા રમણભાઈમાં મહીપતરામના ક્રોધનો અંશ પણ નહોતો. એમને માટે સ્વ. અંબાલાલ સાકરલાલે એકવાર કહ્યું હતું કે 'રમણભાઈને કહીએ કે "ગુસ્સે થાવ" તો એ શી રીતે થાય?' એમના નિકટ પરિચયમાં આવેલા શ્રી. તુલસીદાસ પરીખ કહે છે કે ગુસ્સે થવાનું એમને આવડતું જ નહિ. એટલું જ નહિ, એટલા સૌમ્ય હતા કે દુષ્કૃત્ય તરફ પુણ્યપ્રકોપ પણ ન દાખવતા. પોતે લખતા કે વાંચતા ત્યારે બાળકો અવાજ કરે તોપણ તે જરાયે ગુસ્સે ન થતા.

---

૪. સ્વ, પૃ ૩૨૧.

૫. અહમદનગર સંસારસુધારા પરિષદના તેમના ભાષણ પરથી.

**સહિષ્ણુતાના બીજા દાખલા :** (૧) એકવાર સરકારે ટ્રેનિંગ કૉલેજમા સંસ્કૃતનો અભ્યાસ કરાવવો યોગ્ય છે કે કેમ એ વિશે અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખનો અભિપ્રાય માગ્યો. રાબેતા મુજબ મ્યુનિસિપલ સ્કૂલ્સ કમિટીના મંત્રીએ એનો જવાબ તૈયાર કર્યો, અને એમાં

રમણભાઈને જેમ નાનાં બાળકો પ્યારાં હતાં તેમ કૂતરાં પણ પ્યારાં હતાં. શ્રી. વિનોદિની નીલકંઠ કહે છે કે એ ઘરનાં કૂતરાં એમને હાથે જેટલાં લાડ પામ્યાં હશે તેટલાં તો ઘણાં બાળકો પોતાનાં માબાપ પાસેથી પણ નહિ પામ્યાં હોય :

સાબરમતીને પેલે પાર આવેલા બંગલામાં અમે રહેતાં હતાં. એક દિવસ સવારના પહોરમાં બંદુકનો અવાજ સંભળાયો. અમે બધાં એકદમ તે દિશા તરફ દોડયાં. પાડોશમાંના બંગલામાંથી પણ માણસો દોડી આવ્યાં. દરવાજાની લગોલગ અમારો સૌનો માનીતો કાબરો કૂતરો પડયો હતો. પાસે હાથમાં બંદુક સાથે ગોરો સાર્જન્ટ ઊભો હતો......કાબરો કદમાં અસાધારણ મોટો હતો. તેના ગળામાં પટ્ટો નહોતો, પણ તે જંગલી કૂતરા જેવો મુદલ જણાતો ન હતો; દરવાજાની અંદર હોય ત્યાં

---

લખ્યું કે સંસ્કૃતનો અભ્યાસ શાળાશિક્ષકો માટે જરૂરનો નથી. સુધરાઈના પ્રમુખ રમ.નો મત આથી ઊલટો હતો; છતાં તેમણે પોતાના મત સાથે પોતાથી વિરુદ્ધનો ને હાથ નીચેના માણસનો અભિપ્રાય પણ, 'એમનું દૃષ્ટિબિંદુ પણ જોવા જેવું છે' એમ જણાવી મોકલી આપ્યો.

(૨) છૂતાછૂતની છોછમાં જરાયે ન માનવા છતાં બહારગામ પારકાને ત્યાં જતા ત્યારે હમેશ સાથે અબોટિયું લઈ જતા, ને નાગરો અને બ્રાહ્મણો જોડે જમવાનો પ્રસંગ આવતા કોઈનું મન ન દુખાય એ માટે એ પહેરીને જ જમવા બેસતા.

(૩) '૨૦ થી તેઓ હોમરૂલના વિચારોથી જુદા પડેલા. આ પછી પણ તેમણે—પોતે ધારે તો સહેલાઈથી ના કહી શકે તેમ હોવા છતાં—પોતાના હસ્તકનું સંસારસુધારા-હોલનું મહાન પ્રાંતિક હોમરૂલ સમિતિને નામને ભાડે આપ્યું હતું. શ્રી માવળંકર આને રમ.ની "મહાન મહત્તા" કહે છે.

(૪) બાળકો કે નોકરોથી ભૂલ થતાં રમ. કદી ઠપકો ન આપતા. એમના જીવનમાં જુદે જુદે સમયે ચારપાંચવાર નોકરોએ ચોરી કરેલી. પણ, 'આપણે ઈશ્વરના હજારો અપરાધો કરીએ છીએ ને એ માફ કરે છે તેમ સંજોગવશાત્ એણે ચોરી કરી હોય તો આપણે એને માફ કરવો જોઈએ; પોલીસને સોંપીએ તો તો એની જિંદગી બગડે' એવી ભાવનાથી માફ કરતા.

સુધી તેના ઉપર સાર્જન્ટથી ગોળીબાર ન કરાય—કાબરો દરવાજાથી ત્રણ ચાર હાથ દૂર પડયો હતો. અમને બધાને તો સાર્જન્ટ ઉપર ખૂબ ક્રોધ ચડયો, અમારા પાડોશીને તથા સાર્જન્ટને તો તે કૂતરા સારુ ખૂબ જ લઢવાડ થઈ ગઈ અને તેઓ ગાળાગાળી ઉપર પણ આવી ગયેલા પણ પોતાનો માનીતો કૂતરો ગુમાવ્યા છતા, આસપાસ ઉભેલા બધા પોતાના પક્ષમા હોવા છતા પિતાજીએ ગુસ્સાનો એક ગબ્દ પણ ના ઉચ્ચાર્યો "દરવાજાની બહાર પટા વગરનો કૂતરો જાય ને તેના ઉપર ગોળીબાર થાય તો તે આપણી જ કસૂર કહેવાય, એમા કશું બોલવાપણું ન હોય ' એટલુ બોલી તે પાછા ઘરમા જવા ચાલ્યા ગયા.[૬]

આ દૃષ્ટાન તેમની સહિષ્ણુતા અને ઉદારતા સાથે ન્યાયવૃત્તિ પણ દાખવે છે.[૭]

*

રમણભાઇમા સ્રીસન્માનની ભાવના અતિશય ઉત્કટ હતી, જેતું એક કારણુ ન્યાયવૃત્તિ જ હતુ, તે વખતે નવા સ્વરૂપે ઉદય પામતી એ ભાવના રાજા રામમોહનરાય, રાનડે, ભાડારકર વગેરે સર્વ સુધારકોમા તેમ રમણભાઇમા પણ હતી. એમના સસ્કાર ગ્રહણ કરવાના વયમા મહીપતરામ અને લાલશંકરમા પણ તે હતી. મિલ કહે છે તેમ[૮] સ્રી પણ માનવ છે, તો જીવનના કોઇ પણ આનંદ ઉત્કર્ષ કે અધિકારમા એને પુરુષ કરતા નીચી ન રાખી શકાય એવી રમણભાઇની માન્યતા હતી. એ ભાવનાનું બીજું એક

---

૬ જ્ય, પૃ ૨૧૩-૨૨૪

૭ એ ત્રણે ગુણો દર્શાવતો એક બીજો પ્રસંગ બંગભંગ વખતે અમદાવાદમાં સ્વદેશી મિત્રમંડળ નામની એક સંસ્થા સ્થપાઈ હતી. '૦૬-૦૭ લગભગ એણે રાષ્ટ્રિય ભાવનાના ગીતોનો એક સંગ્રહ 'સ્વદેશ-કીર્તન' કે 'સ્વદેશી કીર્તન'ને નામે બહાર પાડેલો. આ સંગ્રહ પ્રેસમા મોકલતા પહેલા છેલ્લી પસંદગી માટે રમ. પાસે રજૂ કરવામા આવ્યો એમા 'ભ્રમણચંદ્ર'ના લેખક ગણાતા સ્વ ન. પુ સંઘવીના પણ કેટલાક કાવ્યો હતા પણ રમ એ એ બધા પણ પસંદ કર્યાં.

૮ 'સબ્જેક્શન ઑફ વીમેન.'

કારણ દલિતો પ્રત્યેનો સમભાવ. જે સમભાવથી પ્રેરાઈ રમણભાઈ અછૂતો અને મુસ્લિમો પ્રત્યે સવિશેષ સહાનુભૂતિ રાખતા એ પુરુષોથી કચડાયેલી સ્ત્રીઓ તરફ પણ હતો.

સામાન્ય ગુજરાતીઓ છોકરા અને છોકરી વચ્ચે ભેદ કરી છોકરીઓનો યોગ્ય ઉછેર કરતા નથી. ન્યાયપરાયણ રમણભાઈએ આવી ભેદદૃષ્ટિ રાખી નહોતી. એમણે પોતાની પુત્રીઓના ઉછેર પ્રત્યે સંપૂર્ણ કાળજી રાખી હતી, એટલું જ નહિ, એવા પછાત જમાનામાં પણ તેમને ગ્રેજ્યુએટ કરી હતી. પત્ની અને પુત્રીઓ મારફત સ્ત્રીની ઉન્નતિ કરવાનું કાર્ય રમણભાઈએ ધીમે પણ મક્કમ પગલે કોઈ પણ જાતની ધાંધલ કે હોહા વિના કર્યું. એમની એ સેવાની મૂલ્યવત્તા નીચેના અવતરણથી સમજાશે. દી. બ. કૃષ્ણલાલ ઝવેરી કહે છે :

સમાજમાં સ્ત્રીના દરજ્જાને ઉચ્ચતા પ્રાપ્ત કરાવવા, સ્ત્રીવર્ગ ને તેની બુદ્ધિ, તેની આવડત, તેમાં વગર વપરાયે પડી રહેલી શક્તિને વિકાસ પામવાનો અવકાશ મળે તો...કેટલે દરજ્જે વિકાસ પામી શકે છે ને સમાજનું શ્રેય કરી શકે છે તેનું જીવતું જાગતું ઉદાહરણ......આપણી સમક્ષ ખડું કરી તેમણે આપણને સદાના ઋણી કર્યા છે......એ વિદુષી દીકરીઓ તથા તેમની માતામાં એક આદર્શ હિન્દુ કુટુંબના સઘળા ગુણ જોવામાં-અનુભવવામાં આવે છે. આજના કળિયુગના સમયમાં પણ હિન્દુત્વ આવો ઉચ્ચ આદર્શ મૂર્તિમાન કરી શકે છે, ને તે કરી બતાવનાર રમણભાઈ......સંસાર સુધારો કર્યો, પણ તે એવી રીતે કે કોઇને લાગ્યો નહિ. નદીના મૂળ આગળ તેને અસ્તિત્વમાં આણનાર ઝરાનું નિર્મળ પાણી જેવું શાંત રીતે વહે છે, જરા પણ અવાજ કરતું નથી, છતાં આગળ વધ્યું જ જાય છે તેવી રીતે, તેવી શાંત રીતે, વગર આડંબરે, જરાયે ખળભળાટ કે અવાજ કર્યા વગર રમણભાઇએ પોતાનું આ જીવનકાર્ય પાર ઉતાર્યું......કહેવા કરતાં કરી બતાવ્યું વધારે. વિધવા-વિવાહ સંબંધી એમના વિચારો, એમનું પ્રચારકાર્ય જાણીતું છે.[૯] પરંતુ આવી રીતે

૯. પ્ર. ૮માં જોઇશું તેમ 'પ્રચારકાર્ય' શબ્દ યથાર્થ નથી. પણ રાપ,

આપણા સંસારના એક ઉપયોગી અંગને સંગીન સુધારાની રોચ પર પહોંચાડવું એ એક વધારે કીમતી કાર્ય છે.[૧૦]

આ આખી ઘટના સ્ત્રીસન્માન ઉપરાંત કેળવણી અને સ્ત્રીકેળવણી પ્રત્યેનો રમણભાઈનો ભાવ પણ દર્શાવે છે. સ્ત્રીકેળવણી પ્રત્યે ખાસ ભાવ હોવાથી તેમણે પોતાના કોઈ પણ ઓળખીતાની છોકરી મૅટ્રિક થાય ત્યારે તેને અભિનંદનનો પત્ર મોકલવાનો નિયમ કર્યો હતો. આ જ રીતે, સ્ત્રીઓ માટે પુરુષો કરતાં જુદી જાતની કેળવણી ન હોવી જોઈએ એમ માનવા છતાં કર્વે વિદ્યાપીઠ માટે લાલશંકરના ફંડમાથી પૈસા અપાવ્યા હતા. મહીપતરામ અનાથાશ્રમમા ઘણી છોકરીઓ તો ત્યક્ત હતી; છતા તેમણે અને વિધવાઆશ્રમમા આવી વસેલી મોટી ઉમરની વિધવાઓએ પણ લખતાં વાચતા શીખવુ જ જોઇએ એવો તેમનો આગ્રહ હતો.

સમાજની વિરુદ્ધ જઈ રમણભાઈએ સ્ત્રીઓની ઉન્નતિ માટે જે કર્યું તે તેમની ન્યાયપ્રિયતા ઉપરાંત નીડરતા પણ દાખવે છે. એમની નીડરતાના બીજા પ્રસંગો પણ નોંધાયેલા છે.

સરકારના માનીતા હોવા છતા ૧૯૧૯મા કાળા કાયદા સામેનાં અમદાવાદના સભાસરઘસોમા તેમણે નીડરતાથી ભાગ લીધો હતો.[૧૧] તે વખતે અમદાવાદમા તોફાન ફાટી નીકળ્યુ ત્યારે શારદાબહેન લાલ દરવાજા પાસે રહેતા હતા, ને એમના પતિ ડા. સુમન્ત મહેતા વડોદરા હતા લાલ દરવાજા વિસ્તાર તોફાનનુ મુખ્ય કેંદ્ર બન્યો હતો. ગાંધીજીના મતોનો ખુલ્લી રીતે વિરોધ કરનારા રમણભાઈ[૧૨]ને આ

વિધવાશ્રમ જેવી સંસ્થાઓનુ સંચાલન અને પોતાને ત્યાં કરાવેલા પુનર્લગ્ન એમ ગણીને દી. બ. ઝવેરી આમ કહેતા હશે. વળી એમની વાતચીતો અને ન છપાયેલા ભાષણો પણ ઉદ્દિષ્ટ હોય

૧૦. એ, પૃ. ૨૯૭–૨૯૩

૧૧. લેડી વિદ્યાબહેનને ખ્યાલ છે કે લિબરલ પક્ષે એ કાયદાનો વિરોધ કરવાની આજ્ઞા કરેલી ૨મ એ પક્ષના હતા

૧૨. જુઓ પ્ર ૫

વખતે જોખમ હતું. છતાં આવાં સખત તોફાનો અને ગોળીબારો વચ્ચે થઇ તેઓ રોજ એક બે વાર શારદાબહેનની ખબર કાઢી આવતા. વખત એવો હતો કે "'રોલેટ ઍક્ટ' વિરુદ્ધનાં સરઘસોમાં મોખરે રહી છાતી કાઢી ચાલતા કેટલાક "સત્યાગ્રહીઓ" બારણાંને બબ્બે સાંકળ ચઢાવી ચાર પાંચ દિવસ ઘરમાં ભરાઇ રહ્યા હતા અને કેટલાક છાનામાના પરગામ પણ નાઠા હતા."[૧૩] આવા કપરા સમયમાં પણ માર્શલ લૉથી પ્રજાને હેરાન થતી જોઈ, "રમણભાઈ જાતે શાહીબાગ કમિશ્નરને એ કાયદો ઉઠાવી લેવાનું કહેવા ગયા... લશ્કરી કાયદો એવો હતો કે રસ્તામાં ઊભેલો સોલ્જર એક જ વખત "થોભો" કહે એટલે ગાડી ઊભી રાખવી જોઈએ નહિ તો એની બંદૂકમાંથી ગોળી છૂટે. ગાડીવાળાની સ્હેજ ભૂલ થતાં પ્રાણ જવાનો ભય હતો તે છતાં"[૧૩] રમણભાઇએ આ જોખમ ખેડ્યું.

'૨૧માં તેઓ પ્રજાની વિરુદ્ધ થઇ ધારાસભામાં ગયા ખરા, પણ પ્રિન્સ ઑફ વેલ્સના સ્વાગત માટે રૂપિયા દસ લાખ ખર્ચવાની સરકારી દરખાસ્તનો વિરોધ કર્યો. '૨૬માં, સ્થાનિક સ્વરાજ્યના મંત્રી અને બધી સિવિલ સર્વિસ વિરુદ્ધ હોવા છતાં તેમણે પૂનાની લોકલબૉર્ડ અને મ્યુનિસિપલ પરિષદમાં 'એ મંત્રીને સલાહ આપવા એક લોકલ ગવર્મેંટ બોર્ડ સ્થાપવું જોઇએ' એવો ઠરાવ મૂકી એનું સમર્થન કર્યું.

આમ સિદ્ધાંતની બાબતમાં તેઓ કદી નમતું ન મૂકતા. એવે પ્રસંગે અંગત સુખદુઃખ, લાભહાનિ કશાનો વિચાર કરતા નહિ. પોતે જેને સગી બહેનથીય વધુ ગણતા તે પિત્રાઈ બહેને તેમને પ્રાયશ્ચિત્ત કરી નાતમાં દાખલ થવાનો ઘણો આગ્રહ કરેલો, પણ એ બાબતમાં તેમણે જરા પણ નમતું આપ્યું નહોતું.

પણ સિદ્ધાંત સિવાયની બાબતમાં રમણભાઈ નીતિપંડિત તેટલા જ વ્યવહારકુશળ પણ હતા. ઘણા નીતિમાન માણસો નીતિના

---

૧૩. શ્રી સરોજિની મહેતા, સ્વ, પૃ. ૮૧.

ધમ કમા પોતાને દુનિયાદારીના નિયમોથી પર સમજે છે રમણભાઈની આગતમા તેમ નહોતું વકીલ અને અનેકોના પરિચયમા આવતા જાહેર કાર્યકરને વ્યવહારકુશળ રહ્યા વિના ચાલે પણ નહિ આથી તેઓ બનતા સુધી કોઈને ખોટુ ન લગાડતા. જાહેર સેવા કરવી તે પણ ખટરાગમા ઊતર્યા સિવાય, અને કોઈને ખોટુ ન લાગે તે ધોરણે, એવો નિયમ એમણે ઘડયો હોય એમ એમના સમગ્ર જીવન નો બારીક અભ્યાસ કરતા લાગે છે

ઉપરની બાબત પરથી જણાશે કે રમણભાઈમા સૌજન્ય ઘણુ હતુ, પણ એનો અર્થ એ નહિ કે એ ભોળિયા હતા દરેક માણસ કેટલા પાણીમા છે, ને કઈ ચાલ ચાલે છે એનો એમને બરાબર ખ્યાલ રહેતો ઘણીવાર તો એમના પરિચયમા આવનારાઓને નવાઈ થતી કે આવા ભગવાનના માણસને હલકા માણસોના સ્વાર્થ, રમત, ચાલબાજીનો આવો ખ્યાલ કઈ રીતે આવી શકતો હશે ? પણ, ખરી રીતે એમા નવાઈ પામવા જેવુ કશુ નથી એનું કારણ એમની વિચક્ષણ બુદ્ધિ, માનવોના સૂક્ષ્મ અવલોકનની ટેવ અને વકીલ તરીકેનો બહોળો અનુભવ છે આમ, એમની ઇચ્છા વિરુદ્ધ કોઇ એમને બનાવી જાય તેમ નહોતુ એક બે ઉદાહરણોથી આ વાત સ્પષ્ટ થશે.

એમનો એક ગાડીવાન અઠવાડિયે–૫ દર દિવસે દર રવિવારે જ એમની પાસે 'મારી નાતમા મૈયત થઇ છે' એમ જણાવી રજા માગતો. રમણભાઇ સમજી ગયા કે એ રવિવારની રજા લહેર કરવા જ માગતો લાગે છે એક રવિવારે એ એ જ બહાને રજા માગવા આવ્યો ત્યારે એમણે એને કહ્યુ, 'મને લાગે છે, આ તો હવે તારી નાતનો છેલ્લો જ માણસ હશે !'

એક દિવસ રાતે બાર–સાડાબારને સુમારે મ્યુનિસિપાલિટીના એક નોકરે રમણભાઇના બારણા ખોલાવ્યા, ને એમને જોતા જ જમીન પર આળોટી દડવો મૂકયો, 'ઓ બાપરે, ફલાણાએ મને

મારી નાખ્યો રે !' ઘરનાં બધાં માણસોને એનાં વર્તનથી લાગ્યું કે એ ખરેખર દુઃખમાં હશે. પણ રમણભાઇ પામી ગયા કે આ માણસે દયા ઉપજાવવા માટે જ આ ઢોંગ માંડયો છે. તરત જ એના શરીર સામે જોઈને તેમણે કહ્યું, 'લાગો છો તો જીવતા !'

આ ટુચકો આપણને રમણભાઇના વિનોદી સ્વભાવ તરફ લઇ જાય છે. એમની વિનોદી પ્રકૃતિ જાણીતી છે. મિતભાષી હોવાથી અને ગપ્પાં મારવાની ટેવ ન હોવાથી સાધારણ રીતે મંડળી બેઠી હોય ત્યાં એ આગળ પડતો ભાગ ન લેતા, પણ કેટલીક વાર વચ્ચે એવી ટાપસી પૂરતા કે સાંભળનાર હસીહસીને અડધા થઈ જતા. શ્રી વિનોદિની નીલકંઠ કહે છે કે તેઓ દરેક બાબતમાં રમૂજી દષ્ટિબિંદુ શોધી કાઢતા. પણ આનો અર્થ એ નહિ કે એમણે વાતવાતમાં કાંઈ બોલીને હસાવવાનો ધંધો માંડયો હતો. એમના હાસ્ય પાછળ ઘણી વાર માનસશાસ્ત્રની દષ્ટિ, જીવનદર્શન, કે જીવનના કોઈ પાસા પર પ્રકાશ રહેતો.[૧૪]

જાહેર કામોમાં આ વિનોદવૃત્તિ એમને બહુ જ કામ લાગતી. ૧૯૧૦માં મ્યુનિસિપલ ચીફ કમિશ્નરની નિમણૂક વખતે શ્રી નર્મદાશંકર મહેતા વધુ મતે નિમાવાનો સંભવ હતો. આથી નર્મદાશંકર ન ચૂંટાય એમ ઇચ્છનારાઓએ, કલોઝરનું સાધન નહોતું તેનો લાભ લઈ, એવો નિર્ણય કર્યો કે 'નિમણૂક માટેની સભાનું કામ બને તેટલું લંબાવી નર્મદાશંકરના સહાયકોને થકવી નાખવા, જેથી એ ચાલ્યા જાય તો કોરમ તૂટે. આ પછી બીજી

૧૪. એકવાર રમ. શારદાબહેન વગેરે સાથે કોઇને ત્યાં મળવા ગયાં હતાં. ત્યાં એમને પીણાં આપવામાં આવ્યાં. શારદાબહેનનો ત્રણ ચાર વર્ષનો છોકરો અડધુંએક ગ્લાસ પીને ધરાઇ ગયો; પણ લાલસાવશ બની તેણે ગ્લાસ મૂકી પણ ન દીધું. એની આ દશા જોઈ રમ.એ કહ્યું, 'શાકુન્તલના દુષ્યન્તની જેમ એની દશા પણ 'न च खलु परिभोक्तु...' જેવી થઇ છે.'

બેઠકમાં એ લોકો આવતાં આળસે ત્યારે મતગણત્રી કરાવી નર્મદાશંકરને ઉડાવી દેવા.' નર્મદાશંકરના પક્ષકારોએ નક્કી કર્યું કે મતગણત્રી થાય ત્યાંસુધી ગમે તે ભોગે હાજર જ રહેવું. રાત પડી ગઇ. સભ્યો માટે ગોદડાં ને ચાહપાણી પણ લાવવામાં આવ્યાં. સામા પક્ષના નિરર્થક પીંજણ દરમ્યાન વચ્ચે વચ્ચે થાકેલા સભ્યો બહાર જાય, આરામ લે, તાજા થાય ને પાછા આવે. એટલી વારમાં સભાખંડમાં એક ગૃહસ્થનાં નસકોરા સંભળાવા લાગ્યાં. સામા પક્ષે સવાલ ઉઠાવ્યો, 'ઊંઘતા સભ્યને કોરમમાં ગણાય ખરા?' ઘણા સભ્યો ગેલેરીમાં હતા એટલે આ સભ્યને કોરમમાં ન ગણે તો કોરમ તૂટે એમ હતું. ઉપપ્રમુખ રમણભાઇ નર્મદાશંકરના પક્ષકાર હતા. એમણે કહ્યું, 'આપણાં ભાષણોનો એક અક્ષર પણ સમજી નથી શકતા તે સીવિલસર્જન વગેરે ગોરા સભ્યો કોરમમા ગણાય કે નહિ?' રમણભાઇનો આ સવાલ સાંભળી બધા હસી પડયા. વાત હાસ્યમાં ઊડી જતી જોઇ રમણભાઇએ પ્રમુખ સવાલનો ચુકાદો આપે તે પહેલાં ખુલાસો કરવાની રજા માંગી, ને કહ્યું કે, 'ભાષા ન સમજનારા જીવતા હોવાથી કોરમમાં ગણાય છે, તેમ ઊંઘતા પણ જીવતા હોવાથી કોરમમા ગણાય. સવાલ કામકાજ સાંભળવા-સમજવાનો નથી, જીવતા હોવાનો છે.' વધુ હાસ્ય ફેલાયું ને ઊંઘતા ગૃહસ્થ જાગી ઊઠયા; પ્રમુખસાહેબને ચુકાદો આપવાની જરૂર ન પડી.

૧૯૨૬માં મુબઇની સાહિત્યપરિષદમાં એક સાક્ષર—સંભવતઃ નાનાલાલ—ના કેટલાક ભક્તોએ એવા સંદેશા ચલાવ્યા કે પરિષદે ખાસ ઠરાવ કરી એમને પરિષદમાં આવવા નિમંત્રણ આપવું પ્રમુખ રમણભાઇને એ વિશે આગ્રહ કરવામા આવ્યો ત્યારે એમણે કહ્યું, 'સાહિત્યપરિષદ એવો ઠરાવ કરે કે એ ભાઇને પરિષદ સમક્ષ ઊભા કરી સાત ખાસડા મારવાં તો તમે કબૂલ કરશો?' વિધ્નકારોનાં મોં બંધ થઈ ગયાં.

આમ સ્થૂલ હાસ્યનો પ્રયોગ કરવામાં રમણભાઇને વાંધો

નહોતો.. પણ, ઘણીવાર - એનાથી . ઊતરતો વિનોદ પણ એ કરતા. એનું સૂચન , અને સ્પષ્ટ ઉલ્લેખ બંને દી. બ. કૃ. મો. ઝવેરીનાં લખાણોમાં. છે. તેઓ લખે છે :

હોરા, પાટીદાર, ગામડીઆ વગેરે વર્ગની મશ્કરી ભરેલી વાતોનો એઓ અખૂટ ખજાનો હતા. એ વાતો બધી જાતની તરેહ તરેહની દોસ્તદારો ફક્ત માંહોમાંહે એ વાતો કરી ગમ્મત મેળવે તેવી એટલે કે દોસ્તદાર વર્ગ પૂરતી જ યોગ્યતા ધરાવનારી: બહાર બીજાને કહેવાય નહિ તેવી.[૧૫]

...એ સઘળાઓનો ઝોક...તે વખતે રંગાએલો થઈ જતો... વિલાયતની રાણીની કથાઓને મળતી એ વાતો હતી. જેઓ સ્વામીનારાયણની શિક્ષાપત્રી પર ઉછર્યા હોય,' જેઓ ચોખલિયા હોય, જેઓએ મીસીસ ગ્રન્ડીનું જ માત્ર શિક્ષણ લીધું હોય, કે વિક્ટોરિયન...... જમાનાના હોય તેમને સ્વાભાવિક રીતે એ વાતો રુચિકર ન થઇ પડે.[૧૬]

રમણભાઇના વિનોદનું એક ખાસ લક્ષણ એ હતું કે તેઓ પ્રસંગ સાથે બંધબેસતા થાય એવા ટુચકા બહુ સરસ રીતે કહી શકતા. શ્રી સરોજિની મહેતા લખે છે, "સુરતમાં એમના કુટુંબમાં એક લગ્ન પ્રસંગે ભારે જમણ જમી હાંફતા પડેલા સંબંધીઓ આગળ એમણે "જમ્યો કોણ"ની વાર્તા કહી સંભળાવી હતી. અને લગભગ એ વાર્તાનાં પાત્રો જેવી જ સ્થિતિમાં પડેલાં માણસો એની સંપૂર્ણ કદર કરી શક્યાં હતાં."[૧૭]

વકીલમંડળમાં એક વાર જૂના ન્યાયાધીશોની વાત નીકળતાં રમણભાઈએ આ રમૂજી વાત કહેલી : અમદાવાદમાં વચ્ચે એક જજ થોડો વખત આવી ગયેલા. કામના ભારે આળસુ. નીચલી કોર્ટનો ચુકાદો ફેરવે તો પોતાને નવો ચુકાદો લખવાની તસ્દી લેવી પડે. આ ટાળવા જે અપીલ આવે તે કાઢી જ નાખે. એક વાર એવું બન્યું કે એક અપીલમાં અરજદારના વકીલે પોતાની દલીલો પૂરી કરી કહ્યું, "માટે આપ નામદાર ચુકાદાને કાયમ રાખી હુકમનામું

---

૧૫. ૨વ, પૃ. ૨૮૮     ૧૬. ૨વ, પૃ ૩૦૮-૩૦૯.
૧૭. ૨વ, પૃ. ૮૪-૮૫.

બહાલ રાખશો.'' સામા પક્ષના વકીલ જૂના અને પ્રતિષ્ઠિત હતા. તેમનો ક્રોધ આ નવા વકીલની આવી વિનંતિથી સળગી ઊઠ્યો. તેમણે કહ્યું, " ના નામદાર, ચુકાદાનું રૂપાંતર કરશો અને હુકમનામુ બહાલ રાખશો."

આ ટુચકાઓ રમણભાઇની એક બીજી શક્તિ પ્રત્યે અંગુલિનિર્દેશ કરે છે. અને તે વાર્તાકાર તરીકેની. રમણભાઇ આજન્મ વાર્તાકાર હતા. વકીલમંડળની વાર્ષિક ઉજાણી કે એવે બીજે ઘણે પ્રસંગે એમને વાર્તા કહેવાની વિનંતિ થતી. એવે પ્રસંગે એ જરૂર પ્રમાણે લાંબી કે ટૂંકી બંને જાતની વાર્તાઓ કહી શકતા; જૂની ઢબની અદ્દભુત વાર્તાઓ પણ કહેતા. એમની વાર્તા કહેવાની છટા એવી સરસ હતી, કે સાંભળનાર એમાં તલ્લીન થઇ જતાં. વાર્તા કહેવાનો એમને શોખ પણ હતો. અવધાનના પ્રયોગ કરતા એક માણસને પણ તેમણે વાર્તા જ કહેલી. એકવાર ગાંધીજીએ રમણભાઇને આશ્રમવાસીઓ સમક્ષ કાંઈ બોલવા કહ્યું ત્યારે તેમણે કાશીરાજ અને મગધરાજની વાર્તા કહી સંભળાવી.[૧૮] એ વાર્તા

---

૧૮. " એક વખત એક સાંકડા રસ્તામાં આ બન્ને રાજાઓના રથ સામસામા આવી ગયા એક રથ પાછો ફરી બાજુએ ખસે તો જ બીજો રથ આગળ જઇ શકે. પણ જેનો રથ પાછળ હટે તેણે પોતાનું ઉતરતાપણું કબૂલ કર્યું કહેવાય, એટલે બન્નેના સારથી મક્કમ રહ્યા. આખરે એમ ઠરાવ્યું કે બન્ને રાજાની સરખામણી કરવી અને તેમા જે ઉતરતો ઠરે તેણે પોતાનો રથ પાછો હટાવવો રાજ્યવિસ્તાર, સમૃદ્ધિ, સૈન્ય એ સર્વ તો બન્નેના સરખા જ નીકળ્યા. ત્યારે ચારિત્ર્યની સરખામણી કરવા માંડી. કાશીરાજના સારથીએ કહ્યું કે " અમારા રાજા ક્રોધીને ક્રોધથી વશ કરે છે અને શાંત માણસ આગળ શાંત રહે છે. દુષ્ટની સાથે દુષ્ટતાથી વર્તે છે અને સાધુ આગળ સાધુતાથી. કપટી સાથે કપટભાવ રાખે છે અને શીલવાન તરફ શીલભાવ." મગધરાજના સારથીએ કહ્યુ કે " અમારા રાજા ક્રોધીને પણ અક્રોધથી વશ કરે છે, દુષ્ટ માણસ તરફ પણ સાધુતાથી વર્તે છે અને કપટી માણસ આગળ પણ શીલભાવ બતાવવાનું ચૂકતા

ગાંધીજીને એટલી ગમી ગઇ કે ગુજરાતી ન જાણનાર આશ્રમવાસીઓ સમજી શકે તે માટે એક વિદ્યાર્થી પાસે એ ફરી હિંદીમાં કહેવડાવી.

હાસ્યકાર હોવાથી વાર્તાની માંગણી થતાં એ ઘણીવાર રમૂજી વાત પણ કહેતા. ઉદાહરણ તરીકે, તેઓ અડવાની વાત બહુ સારી રીતે કહી શકતા. તેમનાં ભત્રીજીએ પોતાના છેવટના મંદવાડ વખતે એક વાર્તા સંભળાવવા કહ્યું ત્યારે, ચિંતાગ્રસ્ત હોવા છતાં એમણે એક રમૂજી વાર્તા એવી રસિક રીતે કહી કે રોગની વેદનામાં પણ એને ખૂબ હસવું આવ્યું.

રમણભાઈ વિનોદ કરી શકતા તેમ વિનોદની કદર પણ કરી શકતા. મુંબઇમાં ભણતા ત્યારે એમનું ઢાંકી મૂકેલું ભાણું એક સાથી ખાઇ ગયો, અને 'बुभुक्षितः किं न करोति पापं' એ શ્લોક એક કાપલી પર લખીને મૂકતો ગયો. ગુસ્સે થવાને બદલે રમણભાઇએ એની વિનોદવૃત્તિ વખાણી.

રમણભાઈની આવી વિનોદી પ્રકૃતિથી એવો આભાસ થવાનો સંભવ છે કે તે ઠીક ઠીક બોલકા અને ગપાટાના શોખીન હશે; પણ આગળ સૂચન થયું છે તેમ, વસ્તુસ્થિતિ એથી ઊલટી હતી. એ બહુ ધીરગંભીર અને મિતભાષી હતા, ને ગણતર અપવાદો બાદ કરતાં પોતાનો સમય મોજશોખ કે ગપાટામાં કદી ન બગાડતા. ગપ્પાં મારી વખત બગાડનારા કે જીવન પ્રત્યે હળવી દૃષ્ટિએ જોનારા તેમને જરાયે ગમતા નહિ. ગંભીરતાને તેઓ મનુષ્યનું ઉત્તમ લક્ષણ ગણતા. હીંચકો તેમને મન "નવરાની નિશાની" હતી. આવો સ્વભાવ હોવાથી તે કોઇને ત્યાં બહુ મળવા પણ જતા નહિ. સવારના સાતથી રાતના બારએક સુધી કાંઈ ને કાંઈ કામ કર્યા કરતા.

નવાઇ જેવું એ છે કે આ જાતની મહેનત અને કામગરી

નથી." આ કથન સાંભળી કાશીરાજે પોતાની હાર કબૂલ કરી અને રથ પાછો હટાવી મગધરાજને માર્ગ આપ્યો." (વિ. નો. તા. ૧૮-૪-૪૭. વિદ્યાબહેનના જ શબ્દોમાં.)

પ્રકૃતિવાળા માણસોમાં ઘણીવાર નથી જણાતો તે ઉત્સાહનો ગુણ પણ રમણભાઇમાં બહુ સારા પ્રમાણમાં હતો. કોઈ પણ સારા કામને માટે તે સદા તત્પર રહેતા; અને એવે પ્રસંગે એમનો એ સ્વભાવ દૃષ્ટિગોચર થતો. એમની જુવાનીમાં ધર્મ અને સંસારસુધારા માટે એમણે ચલાવેલી લડતોમાં આ ઉત્સાહ દૃષ્ટિએ પડે છે. ઉત્તર વયમાં રજાઓમાં બહારગામ જતા ત્યાં એ ઉત્સાહ બહાર પડી આવતો.

એમનો ઉત્સાહ ઘણીવાર ફરજને માર્ગે વ્યક્ત થતો. લેડી વિદ્યાબ્હેન લખે છે: "ફરજ અથવા કર્તવ્યનું ભાન સ્વર્ગસ્થના જેવું ભાગ્યે જ જોવામાં આવે છે. માથે લીધેલું અગર આવી પડેલું કર્તવ્ય યથાયોગ્ય રીતે પાર પાડવામાં તન મન અને ધન—અક્ષરશઃ... ખરચી નાખવામાં કદી પણ આઘું પાછું જોતા નહીં" ૧૯ પોતાને માટે લાગવગનો જરાય ઉપયોગ ન કરનાર રમણભાઇએ પોતાના ચારેક ઓળખીતાઓને સબજજની ને એકાદને મુનસફની જગા અપાવવા મુંબઈ વગેરે સ્થળે જઇ યોગ્ય મહેનત કરી તે કામ કરાવી આપેલું.

પોતાના ભાઈ અનુભાઇ ગુજરી ગયા ત્યારથી ફરજ સમજીને રમણભાઇએ એના પુત્રની પોતાનાં બાળકો કરતાંય વધારે કાળજી રાખવા માંડેલી. નરસિંહરાવ વાંદરે રહેતા હતા ત્યારે એક દિવસ એમને ત્યાં કોઈકનું મરણ થયું. રમણભાઈ એ જ દિવસે મુંબઇ આવ્યા હતા. સાંજે સાતેક વાગ્યે એમને આ અશુભ બનાવની ખબર પડી. મુસાફરીને લીધે થાકયા તો નહિ હોય—કારણ એમને આગગાડીમાંય બરાબર ઊંઘ આવતી, ને તેથી થાક જણાતો નહિ —પણ આખી રાત ઉજાગરો અને મહેનત કરવી પડશે તે બરાબર જાણતા હશે; છતાં તરત જ ત્યાં પહોંચ્યા, તોફાન અને વરસાદમાં બહુ દૂર આવેલા સ્મશાન સુધી શબવહનમાં મદદ કરી, અગ્નિદાહ માટે બનતી જહેમત ઉઠાવી, ને ચિતા છાંટવા માટે ત્યાંના ઊંડા કૂવામાંથી પાણી પણ ખેંચી આપ્યું.

૧૯. ૨વ, પૃ. ૪૨૫.

આ દષ્ટાંત રમણભાઇ શિષ્ટાચાર સદા જાળવતા એ વાત પર પણ પ્રકાશ નાખે છે. વરઘોડા, લગ્ન, વગેરે માટે જાતે બોલાવવા આવે તો જવું—બહારગામ હોય તોપણ બનતાં સુધી જવું—એવો તે આગ્રહ રાખતા. ઉઠમણા વગેરે પ્રસંગોમાં પણ અવશ્ય જતા. સગાંવહાલાંનો વહેવાર બહુ સારી રીતે જાળવતા.

ગમે તેવાં સામાન્ય પુસ્તકો તેમના પર અભિપ્રાય માટે આવતાં, પણ તે બધાં કચરાની ટોપલીને સ્વાધીન કરવાને બદલે સાદ્યંત વાંચી જઈ પોતાને ઠીક લાગે તે અભિપ્રાય અવશ્ય આપતા. કોઈ પણ પત્ર આવે એટલે એનો જવાબ આપવો જ જોઇએ એમ ગણતા, અને સામાન્ય રીતે અવશ્ય આપતા; બને તેટલો જલદી આપતા. સ્વ. હીરાલાલ પારેખ લખે છે, અંતિમ માંદગીમાં "કોઈના પત્રનો ઉત્તર લખાયો ન હોય તો તેમને જે બેચેની થતી તે એમની પાસે કામ કરનારા કદી ભૂલશે નહિ."[૨૦] આ બધી વસ્તુઓ રમણભાઇનો શિષ્ટાચારનો આગ્રહ અને ફરજનું ભાન બંને દર્શાવે છે.[૨૧]

ફરજ વગેરેની બાબતમાં રમણભાઇ બહુ જ આગ્રહી હતા. ઘણીવાર આ આગ્રહ મમત ને જીદની કક્ષાએ પહોંચી જતો. '૨૭માં વાચા બંધ થઈ ગઈ પછી પણ, સાહિત્યપરિષદની કારોબારીની બેઠક માટે 'હું પ્રમુખ છું એટલે મારે જવું જ જોઇએ' એમ ગણી તેઓ નડિયાદ સુધી એકલા ગયા હતા. મહીપતરામનો મમતીલો સ્વભાવ આમ રમણભાઇમાં ઊતર્યો હતો; પણ એ માત્ર સેવા, કર્ત્તવ્ય, વગેરે બાબતમાં જ. એ બાબતમાં એ કોઇનું સાંભળતા નહિ, કોઇને નમતું આપતા નહિ, પણ પોતાનું ધાર્યું જ કરતા; પણ આ બધું એ વિનમ્રતાથી કરતા. આમ એમની જીદ ને મમત વિશિષ્ટ

૨૦. સ્વ, પૃ. ૩૫૯. ૨૧. એમની કર્ત્તવ્યબુદ્ધિ, અને સેવાભાવ વિશે કેટલુંક પ્ર. ૫, "જાહેર જીવન" માં પણ જોવાશે.

હતાં; એને એ પોતાની જાત પર જ અજમાવતા, ને એનાથી નુકસાન થતું તો તે એમને પોતાને જ, બીજાને નહિ.

મોટા માણસોમાં ઘણીવાર કેટલીક વિચિત્રતા જોવામાં આવે છે. ઉપર્યુક્ત બાબત રમણભાઈની એવી વિચિત્રતા જ દર્શાવે છે. તેમનામાં બીજી વિચિત્રતાઓ પણ હતી. પોતાનું એકેએક કામ જાતે જ કરવાનો આગ્રહ એમનામાં વિવેકની મર્યાદા વટાવી ગયો હતો. પાણી જાતે જઈને પી આવે, કપડાંલત્તાં જાતે તૈયાર કરે, પોતાના ઉપયોગની વસ્તુ પોતે જ ખરીદી લાવે, કે ઘણાંખરાં પ્રૂફ જાતે વાંચે તે તો ઠીક, પણ નાનામાં નાનું ગુમાસ્તી જેવું કામ પણ પોતે કરે, અને 'કોઈને કામ કરવાની પદ્ધતિ શીખવવામાં જેટલો વખત કાઢું એટલા વખતમાં તો હું જાતે એ કામ વધુ સારી રીતે કરી શકું' એમ કહી મંત્રી રાખવાની પણ ના પાડે! પોતાના કાગળ તેઓ પોતે જ ટપાલમાં નાખતા; નોકરો કે સંતાનોને પણ ન સોંપતા. બીક એ કે વખતે કોઈને સોંપીએ ને એ ભૂલી જાય તો? એમની હદબહારની ચોકસાઈ માટે દી. બ. ઝવેરી લખે છે : "સાવચેતી તો હદથી બેહદ. મુસાફરીની પેટી ચાર વખત દે ને ચાર વખત ઉઘાડી તપાસી જુવે તે તો રહ્યું પણ તાળું દીધા પછી ચાર વખત ખેંચી જુવે."[૨૨] "પૈસા પેટીમાંથી કાઢવા પડે તે કાઢી પેટી પાછી દે અને તે બરાબર દેવાઈ છે કે નહિ તે દાદર ઉતરતાં પાછા ત્રણચાર વાર ચઢી, તપાસી જુવે.. આટલું છતાં કોઈ વાર વાતમાં હોય તો પેટી ઉઘાડી રહી જતી!"[૨૩]

મુસાફરી કરતાં છાપું લે તો તેના ઉપર, ને કોઈ જાહેરખબરનું ચોપાનિયું આપી જાય તો તેના પર પણ, પોતાનું નામ લખી લે—એ દૃષ્ટિએ કે ગૂમ થાય તો પાછું મેળવવું સહેલું પડે. મિત્રો સાથે મુસાફરીનો ખર્ચ વહેંચતાં અડધી પાઈ સુધીનો હિસાબ કરે. "નાની મોટી—નજીવી અને મહત્ત્વની સર્વ બાબતોમાં અત્યંત સચોટ"

---

૨૨ એજ, પૃ ૨૮૯. ૨૩. એજ, પૃ. ૩૧૦.

સ્મરણશક્તિ[૨૪] હોવા છતાં મુસાફરી કરતાં ટિકિટનો નંબર લખી લે, હિસાબ યાદ રાખી એક સામટો લખી લેવાને બદલે ગમે તેવું નજીવું—છાપાના પૈસા, પીવાના પાણીના બે પૈસા, કે મજૂરના પાંચ કે નવ પૈસાનું—ખર્ચ પણ તરત જ ડાયરીમાં ટપકાવી લે. એમની ડાયરી કેવી વસ્તુઓનું સંગ્રહસ્થાન બનતી તે જોવા જેવું છે. એમની ઉપલબ્ધ એકમાત્ર નાનકડી નોંધપોથીમાં "કૃ. મો. ઝ. નો રસોયો મગન ગીરધર C/o. કૃ. મો. ઝ. કુંભાર ટુકડા...મુંબઇ," "સુતાર વસ્તા પરસોતમ," પુનર્લગ્ન કરાવનાર ગોર તથા લેડી લીલી વગેરે યુરોપિયન અને કેટલાક દેશી પરિચિતોનાં સરનામાં, કલા વિશે ટૂંકું ટાંચણ, મણિલાલ નભુભાઈના લખાણ વિશે પોતાના અભિપ્રાયોનું નાનું ટાંચણ, "ભાવનગરની ટ્રીપ" નો હિસાબ, શેરોનો નંબર અને એની લેવેચની વિગત, "ગ્રીક બારાખડી, ઉચ્ચાર સહિત", છબીઓ પડાવેલી તેની વિગત, 'ભદ્રંભદ્ર'ની પ્રસ્તાવનામાં લેવાના મુદ્દા, 'કવિતા અને સાહિત્ય'ના લેખોનો ક્રમ, "સમાજમાં આપવાના અંગ્રેજી ભાષણ માટે ટાંચણ", "૧૯૦૦ના કીર્તન માટે ટાંચણ", "મનુભાઇના કીર્તનનું સૂત્ર," "સૌ. વિદ્યાના ચશ્માનો નંબર," "ચિ. જ્યોત્સ્નાની પોસ્ટઑફિસ સેવિંગ્ઝ બેંકમાં સહી"નો નમૂનો, "મારા જોડાનો નંબર" "વિદ્યાના જોડાનો નંબર" "મારાં મોજાંનો નંબર," માથેરાનનિવાસનો ફાયદો જોવા કુટુંબીજનોના "નિરળગાં લીધેલાં વજન," સેન્ડોની કસરતની અસર જોવા માટે એ શરૂ કરતાં પહેલાં લીધેલાં પોતાનાં અંગોનાં માપ, આદર્શ અંગ્રેજ સ્ત્રીનાં અંગોની લંબાઈ-પહોળાઇ, છાપામાંના આ સિવાયના ત્રણ ઉતારા, વગેરે છે. આ ડાયરી બંને છેડેથી લખવામાં આવી છે, ને એમાંનું ટાંચણ '૯૦થી '૨૧ સુધીમાં જુદેજુદે સમયે થયેલું છે. શેરની વિગત નીચે અમુક તારીખે વેચી નાખ્યા એ શેરા હોઇ ને વિદ્યાબહેનના ચશ્માના નંબર નીચે તારીખ નાખી તે હોઇ ટૂંકી સહી કરી છે! એક બાજુ રમણ-

---

૨૪. હેરા વિદ્યાબહેન, ૨૧, પૃ. ૪૨૪

ભાઇ આમ કેટલીયે વસ્તુઓ નોંધી લેતા તો બીજી બાજૂ અસંખ્ય સભાઓ, સમિતિઓ વગેરેમાં જવાનું રહેતું હોવા છતાં એ માટે નિત્યનોંધપોથી ન રાખતા—એમ માનીને કે એમ કરવાથી તો યાદશક્તિ ઓછી થાય.

કપડાંની બાબતમાં તે બહુ જ બેદરકાર રહેતા. ડગલો હમેશ શરીર કરતાં બહુ ઢીલો રહેતો ને એનાં બધાં બટન બિડાતાં નહિ. એના પર શાહીના ડાઘ હમેશાં દેખાતા, ને એનાં ખિસ્સાં ગમેતેમ ભરેલાં કાગળિયાથી ફૂલેલાં રહેતાં. એની બાંયમાંથી કફ અડધાપોણા બહાર નીકળી આવતા. બૂટને પોલિશ પામવાનો વારો જવલ્લે જ આવતો ને ઘણીવાર એની દોરી પણ પૂરી બંધાતી નહિ. આ બધી વિચિત્રતા ઓછી હોય તેમ તેઓ સામાન્ય રીતે માથા ઉપર પાઘડીને બદલે ફૂમતાવાળી સફેદ બંગાળી ટોપી પહેરતા, ને એમાંથી થોડા વાળ બહાર ડોકિયાં કરતા.

ખાવાપીવાની રીતમાં પણ તેઓ સુઘડ નહોતા. ચાહ પીએ તો એનાં ટીપાં, ને નાસ્તો કરે તો એનો થોડો ભાગ તેમનાં કપડાં પર પડતો. પણ એમની ખાવાની "લલુતા"[૨૫] જોડે સરખાવતાં ખાવા-પીવાની રીતભાત ઓછી કૌતુકાસ્પદ લાગે છે. દી. બ. ઝવેરી લખે છે :

કોઇ પાર્ટી, જ્ઞાતિભોજન, સહભોજન વગેરેમા હાજર રહેવાનું આમંત્રણ હોય અને તેની સખ્યા એક કરતા વિશેષ હોય તો પણ બધાં જ આમંત્રણ સ્વીકારી હાજર રહેવા એઓ પ્રયત્ન કરતા, અને તે પણ ખાલી—ઉપર ઉપરનો દેખાવ કે માત્ર શોભા માટે નહિ, કારણ ત્યાં હાજર થતી ખાદ્યવસ્તુઓનો સ્વાદ કાઢવા ચૂકતા નહિ. તેમાથી કેટલીક વખત જરા અણધાર્યું અને નહિ ઇચ્છવા જેવું પરિણામ આવતું; કારણ પેટ પોતાના ધાર્યા પ્રમાણે તેના પર તે ખમી શકે તે કરતા વધારે ભાર લાધવામાં આવે એટલે બળવો કરતું અને તે બળવો શમાવવા પેલી ટ્રંકમાંનું ચૂરણ, ફાકી, ટીંગાષ્ટકની ગોળીઓ અને છેવટ સોડા વૉટરની... મદદ લેવી પડતી અને અંતે આપણું પેટ, એ એક જાતનું સ્થિતિસ્થાપક યંત્ર હોવાથી બધુ થાળે પડી જતુ.[૨૬]

---

૨૫. કૃ. મો. ઝવેરી, સ્વ, પૃ. ૩૧૫  ૨૬. સ્વ, પૃ. ૩૧૪-૩૧૫.

આમ છતાં તે ખાઉધરા નહોતાં. લેડી વિદ્યાબ્હેન કહે છે, તેમનો "ખોરાક અલ્પ હતો પણ જાતજાતની વિવિધ વાનીઓ હોય તો પ્રસન્ન થતા."૨૭ સૈદ્ધાન્તિક દૃષ્ટિએ એમને માંસાહારનો બાધ નહોતો. એમના ઘરમાં એવી વસ્તુ કદી ન રંધાતી, પણ બહાર કોઈ સ્થળે પીરસાઈ હોય ત્યારે લેતા ખરા.

રમણભાઈ ખાવાના આટલા શોખીન હતા, પણ તેમને બીડી, પાન, તપખીર કે એવું કશું વ્યસન નહોતું. વ્યસનમાં વ્યસન ગણવું હોય તો તે છાપાં વાંચવાનું. રોજ કલાક દોઢ કલાક વર્તમાનપત્ર વાંચ્યા વિના તેમને ચેન પડતું નહિ. એમાં તે 'ક્રોનિકલ' વગેરે પર નજર ફેરવતા; બાકી, 'ટાઇમ્સ' પર તેમને ઘણો ભાવ હતો, ને એનું વાચન બહુ બારીકાઈથી કરતા. એના તરફ એ આકર્ષાતા એનું ખાસ કારણ એનું વૈવિધ્ય હતું. એક અપવાદ બાદ કરતાં એમની ઉપલબ્ધ નોંધપોથીમાંના બધા ઉતારા 'ટાઇમ્સ'માંથી છે, જે 'ટાઇમ્સ'નું વૈવિધ્ય ને રમણભાઈનું એ પ્રત્યેનું આકર્ષણ બંનેનાં સૂચક છે. વર્તમાનપત્રોની જેમ બધાં સામયિકો જોઈ જવાનો એમને શોખ રહેતો. સામયિકો જોવા વાંચવાનો સમય એમને રાતે જ મળતો, ને વર્તમાનપત્ર પણ રાતે જ વાંચતા.

અને ઇચ્છા હોય તોય તેઓ સવારે એની પાછળ દોઢેક કલાક ક્યાંથી કાઢી શકે? સવારે વહેલા ઊઠવાના તેમણે ઘણા પ્રયત્ન કર્યાં હતા પણ તેમાં સફળ થયા નહોતા. સંપૂર્ણ શાંત ઊંઘ પછી સાતેક વાગ્યે ઊઠી શકતા. એ પછી નિત્યકર્મ થતું. આ પછી મળવા આવનારાઓની હારમાળા ચાલતી. એમાં અસીલોને બેસાડી પહેલાં સંસ્થાઓના મંત્રી ગુમાસ્તા વગેરે જોડે, તેમનો અધિકાર પહેલો છે એમ ગણી, વાતો કરી લેતા. આમ બધાને મળતાં કરતાં જ જમવાનો વખત થઈ જતો; કારણ એ નાનામોટા કોઈને પણ મળવાની ના કહેતા નહિ, ને દરેકની વાત વિનય અને

૨૭. તા. ૯-૭-૪૭નો.

ધીરજથી સાંભળતા. જમીને અદાલતમાં જતા: ત્યાં વચ્ચે ફાજલ સમય મળે તેમાં કાંઈ ને કાંઈ કામ પતાવતા. કોર્ટમાંથી સીધા મ્યુનિસિપાલિટીમાં કે કોઈક વાર બીજી સભાઓમાં જતા, ને તે પછી ઘેર આવી વાળુ કરતા. વાળુ પછી કેટલીક વાર—ખાસ કરીને જીવનના પૂર્વાર્ધમાં વધારે—બાળકો સાથે થોડો સમય ગાળતા; એમને વાતો કહેતા; ને કેટલીક વાર તે વખતે જ વર્તમાનપત્રો ને સામયિકો જોઈ જતા. આ પછી રાતના બારએક વાગ્યા સુધી કામ કરતા. શ્રી. વિદ્યાબહેન કહે છે, કે શું કામ કરતા હોય તે ખબરે ન પડે. પણ આ કામ મ્યુનિસિપાલિટીનાં, ઇતર સંસ્થાઓનાં, વકીલાતનાં, અને જીવનના ઉત્તરાર્ધની વાત કરીએ છીએ એટલે તેથી ઘણે ઊતરતે ક્રમે લેખન અને પ્રૂફસંશોધનનાં હોવાં જોઇએ.

આમ એકથી વધુ દિશામાં રમણભાઈની બુદ્ધિ ક્રિયાશીલ થતી. પણ આથી પણ ઘણા વધારે વિષયોમાં એમની બુદ્ધિ સંચરતી. એમનું જ્ઞાનવૃક્ષ અનેક શાખાન્વિત હતું, પણ એમને સમયનો અભાવ હતો એટલે એ બધી શાખાઓનાં ફળ આપણને મળ્યાં નથી.

વખતનો એ અભાવ રમણભાઇને બીજી દિશામાં પણ નડયો. એક તો એમનો ધીરગંભીર સ્વભાવ જ એવો, કે જેમાં સાચી આજીવન મૈત્રી બંધાય ઓછી. તેમાં વળી વખતને અભાવે તેઓ ગપ્પાં મારવાનો સમય કાઢી મૈત્રી જાળવી ટકાવી ને વધારી શકતા નહિ. આથી એમને ગણતર મિત્રો જ સાંપડયા—જીવનની એ સિદ્ધિથી તેઓ કંઇક વંચિત રહ્યા.

**સામગ્રી :**

કૃષ્ણલાલ ઝવેરીએ આપેલી માહિતી. ગ્રંથ અને ગ્રંથકાર (૮). જીવન-સંભારણાં. તુલસીદાસ જ. પરીખે આપેલી માહિતી. ગ. વા. માવલંકરે આપેલી માહિતી. રમ.ની ઉપલબ્ધ ડાયરી. વિદ્યાબહેને આપેલી માહિતી. વિનોદિની નીલકંઠે આપેલી માહિતી. ઠા પે. ચાંદેજાળાએ આપેલી માહિતી. સરોજિની મહેતાએ આપેલી માહિતી. સ્વ સર રમણભાઇ.

## પ્રકરણ ૪ : : મૈત્રી અને સાહિત્યકીય સંબંધો

વખતના અભાવને લીધે રમણભાઈ જીવનની એક મહત્ત્વની સિદ્ધિથી વંચિત રહ્યા—એમને મિત્રો ગણતર જ સાંપડ્યા.

એ ગણતર મિત્રોમાં પહેલું સ્થાન દી. બ. કૃષ્ણલાલ ઝવેરીનું આવે; કારણ એમની સાથેનો રમણભાઈનો સંબંધ વિદ્યાર્થી અવસ્થાથી જ શરૂ થયો હતો, જીવનનાં સાહિત્યનાં અને સાહિત્યેતર બધાં પાસાંને સ્પર્શતો હતો, મૈત્રીની નજીકમાં નજીક પહોંચ્યો હતો, અને જીવનના અંત સુધી એકધારો ટક્યો હતો. જુવાનીમાં બંને ભેગા મળતા ત્યારે ઘણીવાર મારવાડી હિંદી આદિ જુદી જુદી ભાષાના શબ્દોના સામ્ય વગેરેની ચર્ચા કરતા, પણ પછી એકંદરે એ સંબંધ સાહિત્યેતર જ બની રહ્યો. સાથે મળતાં બંને મિત્રો હસતા, ગપાટા મારતા, અને બીજા કોઈ મિત્ર જોડે કે કોઈ પણ પ્રસંગે જનવાર્તા ન કરનારા રમણભાઈ શ્રી. ઝવેરી જોડે રાજકારણની, નાતની, જૂના મિત્રોની, ઓળખીતાઓની સારીનરસી વાતો પણ છૂટથી કરતા. બંનેના પત્રવહેવારમાં પણ સાહિત્યવિષયક ચર્ચા કરતાં વહેવારની વાતો જ વધારે રહેતી. બીજા બધા મિત્રો કરતાં રમણભાઈએ શ્રી. ઝવેરી સાથે જ વધુ મુસાફરી કરી હશે.

કોઈ જગ્યાએ લેખિત ઉલ્લેખ નથી, પણ ઝવેરી સાથે જેવો ગાઢો સંબંધ હતો તેવો જ ગાઢો સંબંધ રમણભાઈને શ્રી. મંગલદાસ પકવાસાના ભાઈ સ્વ. વીજભૂખણ પકવાસા સાથે હતો. એમની સાથે પણ એમને ઘણો પત્રવહેવાર થતો, જો કે એમાં સાહિત્ય કે વિચારવિનિમયને બદલે માત્ર વહેવારની વાતો જ હોવાથી શ્રી. પકવાસાએ એ સાચવ્યો નથી. નાનપણ કે યુવાનીથી જ જેમની સાથે મૈત્રી બંધાઈ ને ટકી હતી તેવાઓમાં શ્રી. ઝવેરી ને પકવાસા ઉપરાંત માર્કંડ નંદશંકર મહેતાને ગણાવી શકાય. કૉલેજકાળમાં–'૮૬માં રમણભાઈએ તેમના ભાઈ અને પોતાના સહાધ્યાયી મનુભાઈ નંદશંકરની વર્ષગાંઠ નિમિત્તે એક કાવ્ય લખ્યું હતું,[1] પણ કૉલેજ–

જીવન પછી સર મનુભાઇને પરગામ વસવાનું થતાં એ સંબંધ વિકસવાના પ્રસંગો આવ્યા નહોતા. માર્કંડ ઉપરાંત રમણભાઈના પિત્રાઈ મુકુંદરામ અને દી. બ. હાકોરરામની ગણના તેમના નિકટ મિત્રોમાં થઈ શકે ખરી. 'મનોમુકુર' ભાગ પહેલાની પ્રસ્તાવનામાં સ્વ. નરસિંહરાવે જેમને પોતાના "વિરલ સાચા મિત્ર" ગણાવ્યા છે તે શ્રી. વરજરાય સન્તોકરાય દેસાઈ સાથે પણ રમણભાઇને ઘણો નિકટ સંબંધ હતો.

એમના અંગત સંબંધોમાં બીજે સ્થાન ખેંચનારો, ને કદાચ દી. બ. કૃષ્ણલાલ સાથેનો સંબંધ શરૂ થયો તે જ કાળમાં આવિર્ભાવ પામેલો સંબંધ નરસિંહરાવ સાથેનો; જો કે પોતાના કરતાં નવ વર્ષે મોટા નરસિંહરાવને રમણભાઈ મિત્ર કરતાં મુરબ્બી જેવા વધુ ગણતા. બંનેનો પિતાના વખતનો સંબંધ દિવસ જતાં વધતો જ ગયો, ઘટ્યો નહિ. "બાળક તરણ"[૨] વયે રમણભાઈ નરસિંહરાવને પહેલી વાર મળવા ગયા, ને નરસિંહરાવના મન પર પોતાની તીવ્ર બુદ્ધિમત્તા અને સાહિત્યપ્રેમની છાપ મૂકતા ગયા. બદલામાં એમના પર નરસિંહરાવના કવનની પ્રબળ છાપ પડી, ને યુવાનીના ઉંબરે એમણે તેમની કવિતાને પોતાના સહવિદ્યાર્થીઓ સમક્ષ બિરદાવી; એટલાથી સંતોષ ન માનતાં પોતાનું એ ભાષણ સુધારા-વધારા-ઉમેરા સાથે 'બુદ્ધિપ્રકાશ' માં છપાવ્યું. એ ભાષણ ટુકડે ટુકડે છપાતું હતું ત્યા જ રમણભાઈ વિધુર થયા. એ છપાઈ રહ્યું ત્યાં તો નરસિંહરાવે વડીલ ભગિની જીયુબહેનની મદદથી એમના વિવાહ પોતાની ભાણેજ સાથે કરી એ બંનેના જીવન પર ચિરંજીવી ઉપકાર કર્યો.

મામાજી અને ભાણેજ-જમાઈ જ્યારે એકબીજાને મળતા ત્યારે સંસારકથા કરતાં સાહિત્યચર્ચા વધુ કરતા. કોઈ વાર તો એવી

૧. અપ્રકટ, સંગ્રહ. વિશેષ માટે જુઓ પ્ર. ૧૨, "કવિતા".
૨ નરસિંહરાવ, 'આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદનો રિપોર્ટ,' પૃ. ૪૪

ચર્ચામાં એમને સમય અને સ્થળનું ભાન પણ ન રહેતું. એમના પત્રવહેવારમાંય સંસારવાતો કરતાં સાહિત્યવાતો વધુ રહેતી. દાખલા તરીકે, એપ્રિલ '૯૬ના 'જ્ઞાનસુધા'માં રમણભાઈનું પુત્રવિરહનું કાવ્ય "રેખાદર્શના" વાંચી જૂન–જુલાઈના અરસામાં નરસિંહરાવે તેમને આ મતલબનું લખ્યું: "કવિતા બેશક સારી છે. પણ પેથેટિક અંશ ઉપર મેટાફિઝિકલ અંશનું દબાણ વધારે લાગે છે...પેથેટિક જોડે એસ્થેટિક અંશ યોગ્ય રીતે ના ભળે તો તટસ્થ જનમંડળને કવિના ખાનગી સુખદુઃખાદિ ભાવ જોડે સમભાવના ન થતાં બેદરકારી ઊપજે...કાવ્યમાં એસ્થેટિક અંશ જાગૃત નથી; મેટાફિઝિકલ જ છે. પણ તે આ કાવ્યમાં પેથેટિક સાથે સમતોલ રહી શક્યો છે તેથી જ કાવ્યનું કાવ્યત્વ જળવાયું છે." ઉત્તર આપતાં રમણભાઈએ એ કાવ્યમાં તાત્ત્વિક અંશની પ્રબળતા સ્વીકારી, પણ તેમ હોવામાં દોષ નથી એમ જણાવ્યું. સાથે જ 'હૃદયવીણા'ના અર્પણકાવ્ય વિશે અંગ્રેજીમાં લખ્યું: એનાં "આલેખન અને પ્રકટીકરણમાં...ઊંચી ગુણવત્તા રહેલી છે."[3]

તા. ૧૫–૧૦–૯૬ને દિવસે નરસિંહરાવે કરુણ ઊર્મિકાવ્યમાં સાધારણીકરણ કઈ રીતે થાય છે તે વગેરે વિશે પોતાને જે વિશેષ વિચારો આવ્યા હતા તે લખી મોકલ્યા અને જણાવ્યું કે 'તમે 'હૃદયવીણા' ઉપર સવિસ્તર અવલોકન લખવાના છો એ જાણી આનંદ થયો. સામાન્ય જનમંડળને એ કાવ્યનું તત્ત્વ સમજાવવાને એ વસ્તુ જરૂરી છે.' માર્ચ '૯૭ માં રમણભાઈએ તેમને લખ્યું કે રસવિષયક, કરુણ અને ઊર્મિકાવ્ય વિશેના તેમના મતો વિશે પોતાને મણિશંકર ભટ્ટ સાથે ચર્ચા થઈ છે, ને મણિશંકર પોતાના મતને મળતા આવે છે. એ જ પત્રથી તેમણે દૂર સિંધમાં પડેલા નરસિંહરાવને ખબર આપ્યા કે કેટલાક માણસો તેમની 'હૃદયવીણા'નાં કાવ્યોમાં એકની એક સામગ્રીની પુનરુક્તિ છે એવો આરોપ મૂકે છે.[4] સોળમી

૩. નરો, તા. ૧૫–૬–૯૬ ૪. નરો, તા. ૮–૩–૯૭, નરસિંહરાવનો રમ. પરનો તા. ૧૬–૫–૯૭ (સંગ્રહ)

તેએ એનો જવાબ આપતાં નરસિંહરાવે પોતાની કવિતા પરના "ઘરેડિયાપણું" અને "ઘણી ખરી કૃતિઓ એક બીજીની માત્ર અનુકૃતિ છે" એ આક્ષેપો કઈ રીતે ખોટા હતા તે દર્શાવ્યું.[૫] એમાં તેમણે રમણભાઈએ "છંદ અને પ્રાસ"ના લેખમાં શ્રી. મિસ્ત્રીના પ્રાસ વિશેના વિચારોની જે ટીકા કરેલી તેમાં પોતાને જણાયેલા ત્રણ અતિ સૂક્ષ્મ દષ્ટિદોષો કે ભૂલો પણ બતાવી.

મેમાં રમણભાઈએ મણિલાલ નભુભાઈના 'સુદર્શન' માં પ્રસિદ્ધ થયેલું 'હૃદયવીણા'નું અવલોકન તેમના પર મોકલી પોતે તરત જ એનો રદિયો આપવા ધારે છે તે જણાવ્યું, ને તેમને એ વિશે કાંઈ સૂચના કરવી હોય તો તે પણ પુછાવ્યું. પત્ર મળ્યો તેને બીજે જ દિવસે નરસિંહરાવે પોતાની "ટીકા; અગિયાર નોટપેપર પૂરા ભરીને" મોકલી આપી.[૬] રમણભાઈએ જૂનના અંકથી "હૃદયવીણાનું અવલોકન" લખવાનું શરૂ કરી સુદર્શનકારના આક્ષેપો પોતાને કઈ રીતે નિરાધાર લાગે છે તે દર્શાવવા માંડયું.

૧૯૧૨ માં નરસિંહરાવે વડોદરા સાહિત્યપરિષદમાં રમણભાઈએ વાંચેલા ને 'જ્ઞાનસુધા'માં પ્રસિદ્ધ કરેલા "ગુજરાતી ભાષાનું બંધારણ" નામના નિબંધની અનેક ભૂલો દર્શાવતો સમર્થ લેખ લખ્યો, ને 'વસંત'માં એને સ્થાન મળશે કે કેમ તે રમણભાઈને પુછાવ્યું, કારણ કે તે વખતે તંત્રી રમણભાઈ હતા. એમણે પોતાના વતી તરત જ હા કહી, અને ઉમેર્યું કે આનંદશંકરને પણ પૂછવું જોઈએ. અંતે એ લેખ 'વસંત' માં જ છપાયો.'૧૪માં 'રાઈનો પર્વત' બહાર પડયું, અને નરસિંહરાવે એનાં વખાણ કરી એની વિસ્તારથી આલોચના કરવાની પ્રતિજ્ઞા કરી; જો કે એ તે પૂરી કરી શક્યા નહિ; સંભવતઃ વિસ્તૃત ફલકે 'જયાજયંત'ના અવલોકનનો પહેલો હપ્તો લખતાં જ એ અતિશય થાકી ગયા.

---

૫. નરસિંહરાવનો રમ. પરનો તા. ૧૬-૫-૯૭ (સંગ્રહ)
૬. નરો, તા. ૨૫-૫-૯૭

'૧૫માં રમણભાઈ મિત્રો અને મતદારોની મદદથી નરસિંહરાવને સાહિત્યપરિષદના પ્રમુખ નિમાવવામાં સફળ થયા. આ પછી તેમણે એમને મિત્રભાવે સૂચના કરી કે ભાષણમાં વિવાદાસ્પદ બાબતોથી દૂર રહેશો. આનો ઉલ્લેખ કરી નરસિંહરાવે આનંદશંકરને અંગ્રેજીમાં લખ્યું:

રમણભાઇએ જે હેતુથી આ લખ્યું છે તે હું સમજી શકું છું. એ ન હોત તો મને જવાબમાં એમ લખવાનું મન થાત કે 'બીજું કાંઇ નહીં પણ તમારી આ મિત્રભાવની સૂચના જ મને આ વિષયોને ભાષણમાં અંતર્ગત કરવાને પ્રેરે એમ છે.' પણ, હું ધારું છું કે મારામાં એથી વિશેષ વિવેકબુદ્ધિ છે. મને દુઃખ એક જ વાતનું છે, કે રમણભાઇ મારું બીજું પાસું આટલું થોડું જાણે છે, અને માની લે છે કે પત્રકારી વાદવિવાદો અને પરિષદના ગંભીર વાતાવરણ તથા એના પ્રમુખસ્થાનની જવાબદારીઓ અને ગૌરવ વચ્ચેનો ભેદ હું જોઈ શકતો નથી

આ આખું અવતરણ રમણભાઈ પરના ૨૨-૪-૫૧ના પત્રમાં ઉતારી નરસિંહરાવે અંગ્રેજીમાં લખ્યું: "કૃપા કરી કાંઈ ગેરસમજ ન કરી બેસતા." તા. છવ્વીસમીના પત્રમાં તેમણે રમણભાઇને લખ્યું: "તમારી મિત્રભાવની સૂચના ઉપરની મારી ટીકાને તમે સદર્થમાં જ લેશો," વગેરે. તા. સત્તાવીસમીના પત્રમાં તેમણે રમણભાઇને લખ્યું કે "'ગુજરાતી' વગેરે પત્રોમાં જે આક્ષેપો થાય છે અને જેનાથી લોકો ખોટે માર્ગે દોરવાય છે તેનો કારોબારીના પ્રમુખ [ મધુવચરામ હોરા ] જવાબ આપે તો ઠીક એમ તમને નથી લાગતું?' દસ દિવસ પછી મંત્રીઓમાંના એક રમણભાઇએ 'ગુજરાતી' પત્ર પર, પ્રકરણ બીજામાં ઉલ્લેખેલો 'બચાવ' મોકલ્યો. કૃ. ગો. દેવાશ્રયી [ દેરાસરી ? ] નામના એક અપ્તરંગી લેખકે નરસિંહરાવને સ્થાને શ્રી. વિદ્યાબહેનને પ્રમુખ બનાવવાં જોઇએ એમ 'પ્રજાબંધુ'માં લખ્યું, ને રમણભાઈ પરના ખાનગી પત્રમાં નરસિંહરાવના ચારિત્ર્યમાં દોષ હોવાનું પણ જણાવ્યું. રમણભાઇએ તેમને લખ્યું કે નરસિંહરાવ સમર્થ વિદ્વાન હોઈ પરિષદની ખુરસી

માટે લાયક છે, ને તેમનું "જીવન વિશુદ્ધ, ઉચ્ચ" છે. આ પરિષદ પછી અગિયાર વર્ષે રમણભાઈનો પ્રમુખ થવાનો વારો આવ્યો ત્યારે પ્રમુખસ્થાન માટે એમના નામનો ઔપચારિક ઠરાવ નરસિંહરાવે મૂક્યો ને તે વખતે બ્રહ્મર્ષિ જયા અને જયંતને જે શબ્દો કહે છે તે યાદ કરીને કહ્યું: "આજથી લગભગ ચાળીસ વર્ષ ઉપર... એક બાળક તરુણ મળવાને આવ્યો. તે વખતે—હું પણ ભાવિદર્શનનો આછો દાવો કરીને કહું કે તે વખતે—એ બાળક રમણભાઈની કીકીમાં મેં જોયું હતું: "દીઠો હતો ત્યારે આજનો ઉત્સવ."" તત્કાલીન 'વસંત'માં[૭] પ્રમુખના ભાષણની આલોચના કરતાં તેમણે રમણભાઈના ભાષણનું સારું ગુણદર્શન કર્યું, ને એમના કેટલાક નાના દોષો પણ બતાવ્યા. બે વર્ષ પછી ઉતાવળાં ઉતાવળાં સ્ટેશન તરફ જતાં સરોજિનીબહેનના મોંએ રમણભાઈના અવસાનના સમાચાર મળતાં નરસિંહરાવે પોતાની રોજનીશીમાં લખ્યું: "બિચારા રમણભાઈ તો છૂટ્યા! પણ આ અવસાન સર્વથા દુઃખજનક જ થયું. હમારાં મન દુઃખિત થયાં."

નરસિંહરાવના ભાઈ કૃષ્ણરાવ સાથે પણ રમણભાઈને આખી જિંદગી મૈત્રી હતી. 'કવિતા અને સાહિત્ય' ભાગ બેમાં સંગ્રહાયેલા સાતમાંના "સરસ્વતીચંદ્રનું અવલોકન" અને "વિભાવરી સ્વપ્ન" બાદ કરતાં બાકીના પાંચે અવલોકન ભોળાનાથ કે એમના પુત્રોનાં પુસ્તકોનાં છે એ પણ એક રીતે આ કુટુંબ તરફનું રમણભાઈનું મમત્વ સૂચવે છે.

રમણભાઈના ત્રીજા જાણીતા મિત્ર કાન્ત. પોતાના અને કાન્તના સંબંધ વિશે રમણભાઈ લખે છે:

મણિશંકર સાથે મારો પ્રથમ પરિચય સને ૧૮૮૫મા થયેલો. અમે બંને તે વખતે મુંબઈમા એલ્ફિન્સ્ટન કૉલેજમા ભણતા હતા એક દિવસે —શનિવારે–કૉલેજ જવા સારુ લોકલ ટ્રેનમાં ચર્નીરોડથી મહાલક્ષ્મી જતાં

૭. ફાગણ, સં. ૧૯૮૨

એક વિદ્યાર્થીએ મને કહ્યું કે, આજે કૉલેજની ડીબેટીંગ સોસાઇટીની સભાસદની ચુંટણી થવાની છે તેમાં આપણે ગુજરાતીઓએ મણિશંકર ભટ્ટને માટે મત આપવાનો છે. હું તે વખતે મણિશંકર ભટ્ટને ઓળખતો નહિ પણ ગુજરાતીના સમર્થનનો પ્રયત્ન હોવાથી હું તેમાં સામિલ થયો......મણિશંકર બહુમતે ચુંટાયા......

આ પછી કૉલેજના ગુજરાતી વિદ્યાર્થીઓમાં મણિશંકર તેમના કલ્પનાપ્રભાવ અને વિચારશક્તિથી વધારે ને વધારે આદર પામતા ગયા.[૮]

હજી બંનેને પરસ્પર પરિચય થયો જણાતો નથી. રમણભાઈ આગળ લખે છે :

સને ૧૮૮૭માં મેં કૉલેજની "ગુજરાતી એલ્ફિન્સ્ટન સભા" આગળ "કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ" એ વિષય ઉપર ભાષણ કર્યું તે પછી લૉ ક્લાસમાંથી પાછા આવતાં ચર્ચગેટ સ્ટેશન ઉપર ટ્રેનની વાટ જોતો હું ઉભો હતો ત્યાં મણિશંકર મારા હાથમાં એક ચીઠ્ઠી મુકી ગયા. ચીઠ્ઠી ઉઘાડતાં તેમાં આ ગીતિ લખેલી માલમ પડી :

"સાંપ્રત રસમય ઋતુની કદર અરે ! જાણતા નથી કોઈ
એ મુજ ખેદ શમે છે જલદ રસિક નીલકંઠને જોઈ."

મારા ભાષણને ઉદ્દેશીને આ વચન લખેલાં હતાં અને એ ઉદ્દેશ લક્ષમાં રાખી મણિશંકરનો શ્લેષ ચાલુ રાખી મેં એક ચીઠ્ઠી પર ઉત્તર લખ્યો કે:

"રે જાણિને કદર શું કર્યું નીલકંઠે ?
પાડયાં જ આંસુ ખુશિમાં કરિ નાદ ઉંચે !
એ મેઘના જલ થકી મણિ થાય સીપે,
જેથી જણાય ગુરુ મેઘનિ શક્તિ સર્વે."

મણિશંકરનાં કેટલાંક કાવ્ય મેં વાંચેલાં તે સંબંધે આ શ્લોકની છેલ્લી બે લીટીઓ લખી હતી. મણિશંકરની જ રીતે આ ઉત્તર મેં તેમને પ્હોંચાડયો. તેના પ્રત્યુત્તરમાં તેમણે સંસ્કૃત શ્લોક લખ્યો તેમાંના આટલા જ શબ્દ મને યાદ છેઃ "आमानं यदि अवमानयिष्ये सखे."

અને એ પછી કાન્ત અને રમણભાઇનો પરિચય વધતો ગયો

૮ "કાન્તને અંજલિ," 'ધુમધમ', પુ. ૨, પૃ. ૪૨૨

જણાય છે. આમ કાન્ત રમણભાઈના વિવેચનથી તેમના પ્રત્યે આકર્ષાયા તો સામે પક્ષે રમણભાઈ કાન્તનાં બુદ્ધિપ્રભાવ ને કવિત્વશક્તિથી આકર્ષાયા. એમણે કાન્તનાં "મારી કિસ્તી," "અતિજ્ઞાન" અને "વસંતવિજય" સામયિકોમાં પ્રસિદ્ધ કરાવ્યાં ને "વસંતવિજય" સાથે વિસ્તૃત ટિપ્પણ પણ મૂક્યું.

૧૫-૯-૯૦થી કાન્ત વડોદરે કલાભવનમાં વાઇસ-પ્રિન્સિપાલ નિમાયા. વડોદરેથી તેઓ ભાવનગર જતાં આવતાં કે ઘણીવાર અમસ્તા અમદાવાદ પોતાના ભાઈ વૈદ્ય ગૌરીશંકરને ત્યાં ઊતરતા, ને તે વખતે રમણભાઈને ત્યાં વારંવાર જતા. આ પ્રસંગે બંને કોઈ ને કોઈ સારા પુસ્તકનું સાથે વાચન કરતા ને સાહિત્ય, ધર્મ, તત્ત્વજ્ઞાનની ચર્ચાઓ કરતા. આ ગાળામાં બંને વચ્ચે ઘણો પત્રવ્યવહાર ચાલતો અને તેમાં પણ સાહિત્ય વગેરેની ચર્ચા થતી. કલાભવનમાં કાન્ત રમણભાઈને પરીક્ષક નીમતા ને રમણભાઈને "શિષ્યોના ઉત્તરમાં ગુરુની અદ્ભુત વિચારશક્તિનું પ્રતિબિંબ નજરે પડતું"[૯]

આ વખતે કાન્ત એક બાજૂ પ્રો. ટાકોરના તો બીજી બાજૂ રમણભાઈના મૈત્રી. રસાયનમાં ડૂબી ગયા હતા. ૧૫-૫-૯૦ને દિવસે તેમણે રમણભાઈને અંગ્રેજીમાં લખ્યું :

> કેટલાક જન્મથી ગ્લાનિના બાળ હોય છે.. તત્ત્વચિન્તનમા તેઓ નિરાશાવાદી હોય છે. તેમના હૃદય હદ પાર લાગણીવાળા હોય છે... આસપાસનાં માણસોનો તેમના પ્રત્યે જોઇએ તેટલો પ્રેમ નથી હોતો એથી તેમને ખિન્નતા ઉદ્ભવે છે.
>
> હું...આવા માણસોમાનો એક છુ. અને તમારા માયાળુપણાથી... મારા આત્મામા ઉત્સાહ જાગૃત થયો છે, સાન્ત્વના પ્રાપ્ત થઇ છે અને દિલાસો મળ્યો છે.[૧૦]

એ જ સાલની તા. તેવીસમી ડિસેમ્બરે એ રમણભાઈને અંગ્રેજીમાં લખે છે:

---

૯. 'યુગધર્મ', પુ. ૨, પૃ. ૪૨૩ ૧૦. હા, પૃ. ૨૮૮

એક વિદ્યાર્થીએ મને કહ્યું કે આજે કૉલેજની ડીબેટીંગ સોસાઇટીની સભાસદની ચુંટણી થવાની છે તેમાં આપણે ગુજરાતીઓએ મણિશંકર ભટ્ટને માટે મત આપવાનો છે. હું તે વખતે મણિશંકર ભટ્ટને ઓળખતો નહિ પણ ગુજરાતીના સમર્થનનો પ્રયત્ન હોવાથી હું તેમાં સામિલ થયો......મણિશંકર બહુમતે ચુંટાયા......

આ પછી કૉલેજના ગુજરાતી વિદ્યાર્થીઓમાં મણિશંકર તેમના કલ્પનાપ્રભાવ અને વિચારશક્તિથી વધારે ને વધારે આદર પામતા ગયા.[૮]

હજી બંનેને પરસ્પર પરિચય થયો જણાતો નથી. રમણભાઈ આગળ લખે છે :

સને ૧૮૮૭માં મેં કૉલેજની "ગુજરાતી એલ્ફિન્સ્ટન સભા" આગળ "કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ" એ વિષય ઉપર ભાષણ કર્યું તે પછી લૉ ક્લાસમાંથી પાછા આવતાં ચર્ચગેટ સ્ટેશન ઉપર ટ્રેનની વાટ જોતો હું ઉભો હતો ત્યાં મણિશંકર મારા હાથમાં એક ચીઠ્ઠી મુકી ગયા. ચીઠ્ઠી ઉઘાડતાં તેમાં આ ગીતિ લખેલી માલમ પડી :

"સાંપ્રત રસમય ઋતુની કદર અરે! જાણતા નથી કોઈ
એ મુજ ખેદ શમે છે જલદ રસિક નીલકંઠને જોઈ."

મારા ભાષણને ઉદ્દેશીને આ વચન લખેલાં હતાં અને એ ઉદ્દેશ લક્ષમાં રાખી મણિશંકરનો શ્લેષ ચાલુ રાખી મેં એક ચીઠ્ઠી પર ઉત્તર લખ્યો કે:

"રે મણિને કદર શું કર્યું નીલકંઠે ?
પાડયાં જ આંસુ ખુશિમાં કરિ નાદ ઉંચે !
એ મેઘના જલ થકી મણિ થાય સોપે,
જેથી જણાય ગુરુ મેઘનિ શક્તિ સર્વે."

મણિશંકરનાં કેટલાંક કાવ્ય મેં વાંચેલાં તે સંબંધે આ શ્લોકની છેલ્લી બે લીટીઓ લખી હતી. મણિશંકરની જ રીતે આ ઉત્તર મેં તેમને પહોંચાડયો. તેના પ્રત્યુત્તરમાં તેમણે સંસ્કૃત શ્લોક લખ્યો તેમાંના આટલા જ શબ્દ મને યાદ છે: "आत्मानं यदि सन्मानयिष्ये सखे."

અને એ પછી કાન્ત અને રમણભાઇનો પરિચય વધતો ગયો

૮ "કાન્તને શ્રદ્ધાંજલિ," 'કુમાર', પુ. ૨, પૃ. ૪૨૨

જણાય છે. આમ કાન્ત રમણભાઈના વિવેચનથી તેમના પ્રત્યે આકર્ષાયા તો સામે પક્ષે રમણભાઈ કાન્તનાં બુદ્ધિપ્રભાવ ને કવિત્વ-શક્તિથી આકર્ષાયા. એમણે કાન્તનાં "મારી કિસ્તી," "અતિ-જ્ઞાન" અને "વસંતવિજય" સામયિકોમાં પ્રસિદ્ધ કરાવ્યાં ને "વસંતવિજય" સાથે વિસ્તૃત ટિપ્પણ પણ મૂક્યું.

૧૫-૯-૯૦થી કાન્ત વડોદરે કલાભવનમાં વાઇસ-પ્રિન્સિપાલ નિમાયા. વડોદરેથી તેઓ ભાવનગર જતાં આવતાં કે ઘણીવાર અમસ્તા અમદાવાદ પોતાના ભાઈ વૈદ્ય ગૌરીશંકરને ત્યાં ઊતરતા, ને તે વખતે રમણભાઈને ત્યાં વારંવાર જતા. આ પ્રસંગે બંને કોઈ ને કોઈ સારા પુસ્તકનું સાથે વાચન કરતા ને સાહિત્ય, ધર્મ, તત્ત્વ-જ્ઞાનની ચર્ચાઓ કરતા. આ ગાળામાં બંને વચ્ચે ઘણો પત્રવ્યવહાર ચાલતો અને તેમાં પણ સાહિત્ય વગેરેની ચર્ચા થતી. કલાભવનમાં કાન્ત રમણભાઈને પરીક્ષક નીમતા ને રમણભાઈને "શિષ્યોના ઉત્તરમાં ગુરુની અદ્દ્ભુત વિચારશક્તિનું પ્રતિબિંબ નજરે પડતું"[૯]

આ વખતે કાન્ત એક બાજૂ પ્રો. ઠાકોરના તો બીજી બાજૂ રમણભાઈના મૈત્રી. રસાયનમાં ડૂબી ગયા હતા. ૧૫-૫-૯૦ને દિવસે તેમણે રમણભાઈને અંગ્રેજીમાં લખ્યું :

> કેટલાંક જન્મથી ગ્લાનિના બાળ હોય છે.. તત્ત્વચિન્તનમાં તેઓ નિરાશાવાદી હોય છે. તેમનાં હૃદય હદ પાર લાગણીવાળા હોય છે... આસપાસનાં માણસોનો તેમના પ્રત્યે જોઇએ તેટલો પ્રેમ નથી હોતો એથી તેમને ખિન્નતા ઉદ્ભવે છે.
>
> હું...આવા માણસોમાંનો એક છુ. અને તમારા માયાળુપણાથી... મારા આત્મામાં ઉત્સાહ જાગૃત થયો છે, સાન્ત્વના પ્રાપ્ત થઇ છે અને દિલાસો મળ્યો છે.[૧૦]

એ જ સાલની તા. તેવીસમી ડિસેમ્બરે એ રમણભાઈને અંગ્રેજીમાં લખે છે:

૯. 'યુગધર્મ', પુ. ૨, પૃ. ૪૨૩ ૧૦. હા, પૃ. ૨૮૮

હું છેલ્લો અમદાવાદ રહી ગયો તે દરમિયાન તમે મને કેટલા પ્રિય થઇ પડયા છો તેનો ખ્યાલ હું અહીં આવ્યો અને ઘણો એકલો પડયો ત્યાં સુધી મને નહોતો...

આ મારા પત્રમાં હું પ્રશંસા કરવા ઇચ્છતો નહોતો, પણ સ્તુતિ એ કેટલીય વાર સ્નેહનો આવિર્ભાવ હોય છે...હું તમને મારા સદાનં મધુર અને સૌમ્ય મિત્ર કહું, અથવા કહું કે માનુષ ઉત્તમતાનું એક નઃ રૂપ તમે મને શીખવ્યું છે, અને હું હતો તે કરતાં મને ચઢિયાતો કર્યો છે, તો શું આવાં વચનો સાધારણ વ્યવહારના પત્રોમાં ભાગ્યે વપરાય છે એ કારણથી મારે આંચકો ખાવો?[११]

આ ગાળામાં સંમતિવયના વાદે આખા હિંદનાં છાપાંઓમાં બહુ જોર પકડયું હતું. રમણભાઇએ એ ખરડાનો વિરોધ કરનારા 'સુદર્શન' વગેરે સામે જે ઝુંબેશ ચલાવી તેમાં કાન્તે પ્રોત્સાહન આપ્યું. '૯૫માં રમણભાઇને ઉદ્દેશીને કાન્તે ચૌદ લીટીનું એક ભાવ અને ઉપમાભર્યું અંગ્રેજી કાવ્ય લખ્યું.

આ ગાળામાં કાન્તે 'જ્ઞાનસુધા'માં—સંભવતઃ રમણભાઇ સાથેના વાર્તાલાપને પરિણામે—'સિદ્ધાંતસાર' વિરુદ્ધ પત્રમાલા લખી એના દોષો વેધક તર્ક, તથા તરલ રમૂજ ને ઉપાલંભથી ઉઘાડા પાડવા માંડ્યા, ને એ રીતે રમણભાઈના એકેશ્વર દ્વૈતવાદ અને સુધારાના પ્રચારને પુષ્ટ કર્યો.

તા. ૧૭-૭-૯૫ને દિવસે તેમણે રમણભાઇને વિસ્તૃત પત્ર લખ્યો,[१२] જેમાં સીધા શબ્દોમાં તો નહિ પણ એ શબ્દો નીચે વહેતા મનઃપ્રવાહમાં સિદ્ધાંતસાર–કાર અને પ્રાચીન હિંદુધર્મ માટે સમભાવ જેવું વાંચી શકાય છે. 'સિદ્ધાંતસારનું અવલોકન' માં કાંતાને ઉપનામે લખેલ એક પત્રમાં પણ તેમણે એકંદરે મણિલાલ અને પ્રાચીનો તરફ બહુ જ સમભાવ દર્શાવ્યો. આમ અભ્યાસ વધતાં[१३] અને કદાચ મણિલાલના અંગત પરિચયમાં આવતાં

११. કા, પૃ. ૨૮૯–૨૯૦ १२. કા, પૃ. ૨૯૧–૨૯૪ १३. 'સુગધર્મ', પુ. ૨, પૃ. ૪૨૪, નોં.

[૧૪]મણિશંકરની પ્રાચીન હિંદુધર્મ તરફની દૃષ્ટિ કદાચ રમણભાઈની માન્યતાને અનુકૂળ ન આવે એ રીતે બદલાઈ. '૯૫ના જુલાઈ અને ઑગસ્ટના અંકોમાં તેમણે કાતા પાસે કાન્ત ઉપર એક પત્ર લખાવી તેમા એ નવુ દૃષ્ટિબિંદુ રજૂ કર્યું. ઑક્ટોબરના અંકમા કાતાને જવાબ આપતા કાન્તે લખ્યુ: "મારા ધર્મમા કેટલી બધી સગવડ છે? પ્રાર્થનામાં પણ સંતોષ થાય છે, અને વૈભવ ભોગવવામા પાપ નથી. હવે એટલુ સિદ્ધ છે કે જે સ્થિતિમા માત્ર વિષયસુખોને માટે આટલી બધી કાળજી રાખી શકાય તે સ્થિતિ ધાર્મિકતાની નથી. અને કાતે, વેદાન્તીઓ ગીતાના ઉપદેશ પ્રમાણે બાહ્ય સુખોનો કેવળ અનાદર કરીને સ્વેચ્છાને ઇશ્વરેચ્છાથી અભિન્ન કરી નાખતા હોય, તો બેશક તેઓ મારા તરફથી તો માનને જ પાત્ર છે. તેમના એક એ વિચાર પરત્વે હુ જે કહું, તે મારૂ લાઘવ જ બતાવે." આ પત્રની નીચે તત્રીનોધ લખતા રમણભાઈએ આમાના પ્રાર્થના અને પ્રાર્થના સમાજ પર કટાક્ષ જેવા વાક્યોની ટીકા કરી બહુ જ સ્પષ્ટ શબ્દોમા એમની સાથેનો પોતાનો મતભેદ અને પોતાની દૃષ્ટિએ એની ભૂલ દર્શાવી

રમણભાઈના મિત્રના આ દૃષ્ટિભેદની કથા વેધક અને મનોરમ છે. 'સિદ્ધાતસારનું અવલોકન' મા એ પલટાનુ જે પ્રતિબિંબ પડે છે તેના જ પડઘા અને પ્રતિધ્વનિ તેમના રમણભાઈ પરના અગત

૧૪ કા, પૃ ૩૧૦. ત્યા સમય આપેલો નથી, પણ તે આ જ છે' કા, પૃ ૩૩૭ પર કાન્ત અગ્રેજીમા લખે છે "હું મણિલાલનો પક્ષ લઉં છુ, એ તે મને આકર્ષે છે તે કારણથી નહિ, ખરી હકીકત ઊલટી છે એ મને આકર્ષી શકે છે તેનુ કારણ એ જ છે કે એ પણ ઈશ્વરના વિષયમા સમીચીન વાણી ઉચ્ચારે છે અમારા હૃદયોને સાધનારો એ એક પૂલ છે, અને હુ એને પણ બાધ જેવો જોઇ શકુ છુ" નીચેનુ વાક્ય એ સિવાય કદાચ ન લખાય. કાન્તાના કાન્ત પરના પત્ર (આક ૯)મા મણિશકર લખે છે "મને પોતાને તેમનો જે અનુભવ થયો છે તેનુ તો મે તમારા હૃદય પાસે એક વાર પ્રકાશન પણ કીધેલુ છે" (સિસાઅ, પૃ ૮૯)

પત્રોમાંય સંભળાય છે.[૧૫] એ દર્શાવે છે કે પ્રેમ ખીલવવાનાં પાત્ર ઝંખતા અને યોગ્ય પાત્ર મળતાં તે ઠાલવવાને અત્યંત આતુર કાન્ત સમભાવમૂર્તિ રમણભાઇને વિશ્રંભભાજન બનાવી એમની સમક્ષ પોતાનાં હૃદય અને માનસનાં ઊંડામાં ઊંડાં રહસ્યસ્થાનો ખુલ્લાં કરતા; બંનેનો સંબંધ તંત્રી અને લેખકનો ન રહેતાં સત્યની ખોજ કરતા બે રસિક વિદ્વાન સત્યનિષ્ઠ અને એકંદરે ગ્રહવિમુક્ત સહયોગી સુહૃદોનો બની રહેલો. અને એકલા રમણભાઈ જ કાન્તના હૃદય-વિરામ નહોતા બન્યા, એમાં એમનાં પત્નીનોય ફાળો હતો.

ઉપર્યુક્ત દૃષ્ટિપલટા પછી ધીરે ધીરે મણિલાલ સાથેનો કાન્તનો સંબંધ વધતો ગયો.[૧૬] કદાચ મણિલાલની સૂચનાથી[૧૭] કાન્તે સ્વીડનબોર્ગ વાંચ્યો, ને તેની તેમના પર પ્રબળ અસર પડી. રમણ-ભાઇને પણ એમણે સ્વીડનબોર્ગ વાંચવાની ભલામણ કરી. રમણ-ભાઇએ એનું થોડું વાચન કર્યું, પણ કાંઇ અસર ન થતાં એને પડતો મૂક્યો. આમ છતાં કાન્ત ઉપરની એની કલ્યાણકારી અસર એ જોઈ શક્યા.[૧૮] એપ્રિલ '૯૭ લગભગ કાન્ત રમણભાઇને

---

૧૫. કા. માંના તા. ૨૬-૬-૯૫, ૧૯-૭-૯૫ (પૃ. ૨૬૧-૨૬૪), ૨૨-૭-૯૫ અને ૧૯-૮-૯૫ના પત્રો રમ. પરના છે. કાન્તના આ ખાનગી પત્રો અને સિસાઅના પત્રોમાં વિચારસરણી વગેરેનું ઘણું સામ્ય છે. કાસુમાંના કાન્તના ભિન્નદૃષ્ટિ પત્રો, એ પત્રોનું ખંડન કરતી રમ.ની નોંધો, બંને મિત્રો વચ્ચે એ વિશે ચાલેલો પત્રવહેવાર, અને કાન્તના રમ. પરના પત્રો અને એમનાં અવલોકનરૂપ પત્રો વચ્ચેનું સામ્ય—આ બધી રસિક સામગ્રી હજી સુધી કોઈના—ચિમમાં સિસાઅનાં અને કા. ના એમ બંને પત્રોનો ઉપયોગ કરનાર પ્રો વિ. ર. ત્રિવેદીના પણ—ધ્યાનમાં નથી આવી એ નવાઈ જેવું છે.

૧૬. બુપ્ર, પુ. ૮૯, પૃ. ૧૨૯-૧૩૨, કા, પૃ. ૩૧૦, ઇ.

૧૭. કા, પૃ. ૩૧૦

૧૮. તેઓ લખે છે, " કાન્તની ગાઢ ઈશ્વરપરાયણતા આ વિચારોના

કેટલાક ખુલાસા—સંભવતઃ આર્યનાસમાજ વિશેના—પુછાવે છે, પણ તેમના જવાબથી કાન્તને સંતોષ થતો નથી. આમ છતાં એમને રમણભાઈનાં હૃદય અને સત્યપ્રેમમાં એટલી શ્રદ્ધા છે કે પોતે તેમને પલટી શકશે એમ માને છે.[૧૯]

વિધિની કઠિનતાએ કાન્તને '૯૮માં વડોદરાની નોકરી મૂકી ભાવનગર જવું પડ્યું. પ્રો. ઠાકોર કહે છે કે ભાવનગરનિવાસને લીધે તેમને અમદાવાદ આવવા-જવાનું ઓછું થયું, કદાચ રમણભાઈનું કામકાજ પણ વધવા માંડ્યું, તે એમ રમણભાઈનો ને કાન્તનો સંબંધ ઘટ્યો. શ્રી. વિદ્યાબહેન માને છે કે આ પહેલાં જ પત્રવહેવાર ઓછો થઈ ગયો હતો, ને કાન્તે પોતે જ સંબંધ ઓછો કર્યો જેવું કર્યું હતું. આનું એક કારણ કદાચ મણિલાલ સાથે વધતો ગયેલો કાન્તનો સંબંધ હોય. ગમે તેમ હોય, પણ '૮૯–૯૦થી '૯૫–૯૬ની રમણભાઈ–કાન્તની મૈત્રી ફરી કોઈ દિવસ જામી નહિ. આમ સંબંધની ગાઢતા ઓછી થઈ ગઈ, છતાં કાન્ત જ્યારે જ્યારે અમદાવાદ આવતા ત્યારે રમણભાઈ એમને એક વાર જમવા બોલાવવાનું ચૂકતા નહિ.

ઘણે ભાગે કાન્તનો મણિલાલ પ્રત્યેનો પૂજ્યભાવ અલ્પજીવી નીવડ્યો; છતાં રમણભાઈ–કાન્તની મૈત્રીમાં ખાસ ઉલ્લાસ આવ્યો

---

સંપર્કથી ગાઢતર થઇ હતી એ તો સ્પષ્ટ છે." 'યુગધર્મ,' પુ. ૨, પૃ. ૪૨૫

૧૯. કાન્તનો મણિલાલ પરનો તા ૧૩-૪-૪૭. (સુપ્ર, પૃ. ૧૨૯–૧૩૨) "'કાન્ત'ના ત્રણ પત્રો" નામના આ લેખમા શ્રી અં. પુરાણી કાન્તે સિસાઞ મણિલાલના માણુ પછી અને 'વસંત'મા પ્રસિદ્ધ કરેલું એમ કહે છે તે તો ભૂલ જ છ. મણિલાલનું મરણ ઠેઠ '૯૮ના અંતમા થાય છે, જે પહેલાં અવલોકન પૂરું થયું હોય છ. કાન્તે રમ.ને પૂછેલા ખુલાસાનો આ મહત્વનો પત્ર કા. મા નથી. રમ.એ લખેલા ખુલાસા તો ઉપલબ્ધ નથી જ, કારણ રમ ના કાન્ત પરના કે બીજા કોઈ પરના પત્રો મળતા નથી.

નહિ. પણ પંદરવીસ વરસ પછી એનું એક ફલ આવ્યું. '૧૯ માં કાન્તે રમણભાઈને અંગ્રેજીમાં લખ્યું: "મારું 'સિદ્ધાંતસારનું અવલોકન' ફરી છાપું છું. જ્ઞાનસુધામાંનાં મારાં તે વખતનાં ચર્ચાપત્રોમાંથી પણ કેટલાંક પરિશિષ્ટરૂપે ઉમેરું છું. આખી ચોપડી તમને અર્પણ કરવા ઇચ્છું છું. એ આપણા જીવનના વસન્તકાલનું ફળ છે, જેને વિષે મારે લજવાવા જેવું નથી."[૨૦] આ અર્પણપત્ર બહુ ઉપયોગી થાત. પણ કાન્તની માંદગી અને કંઈક અંશે માનસિક અવઢવને લીધે પુસ્તક ટૂંકા સામાન્ય અર્પણ સાથે પ્રસિદ્ધ થયું.

'૨૩માં કાન્તનું અવસાન થયું. અનેક વ્યવસાય વચ્ચે પણ રમણભાઈએ એમને "શ્રદ્ધાંજલિ" આપી તથા એમના પોતાના પરના પત્રો ભેગા કરી એના ઉપરથી એક સુંદર ને ઉદારહૃદય ગુણદર્શી લેખ લખ્યો.[૨૧]

આ બંને મિત્રો વચ્ચે સ્થિરતા અને અડગતા જેવી મોટી બાબત, સ્વભાવ જેવી મધ્યમ બાબત કે દેહાકૃતિ જેવી નાની બાબતમાં પ્રત્યક્ષ દેખાય તેવું અંતર હોવા છતાં નાની ઉમરથી જ બુદ્ધિની તેજસ્વિતા, વિદ્યા અને સૌજન્યથી બંધાયેલી પ્રતિષ્ઠા, પોતાના અધ્યાપકના પ્રેમનું સંપાદન, ઊંચી અધ્યાપનશક્તિ, મિતભાષિત્વ, વિવિધ વિશાળ વાચન અને સત્યની દૃઢ પ્રીતિ—આ બાબતોમાં ઘણું સામ્ય હતું.

ઝવેરી, પકવાસા, માર્કંડ વગેરે જેટલો ઉત્કટ નહિ, છતાં સાહિત્યદૃષ્ટિએ કદાચ વધુ મહત્ત્વનો એવો રમણભાઈનો એક સંબંધ

૨૦. કા, પૃ. ૩૭૮

૨૧. "મણિશંકરનું હૃદય અને એમના કેટલાક આશય", કા. પૃ. ૨૮૭-૨૯૭. રમ નો આ, શ્રદ્ધાંજલિ અને "કાન્તનાં બે નાટકો" એ સારા લેખો કસામાં નથી.

પ્રો. બ ક. ઠાકોર સાથેનો પ્રો ઠાકોર એ વિશે પોતાની લાક્ષણિક શૈલીમા કહે છે

રમણભાઈ સાથે મારો સમાગમ ઈ સ ૧૮૮૪થી શરૂ થયો રમણભાઈ સાથે સમાગમ એટલે સમાગમનો એક સરખો પ્રવાહ : એમા નહીં ખાડાખૈયા, એમા નહીં રાગ કે મસ્તીની ભરતીઓ, એમા નહીં સમજફેર વૈમનસ્ય આદિની ભમરીઓ, એમા નહીં ઉપરવાઇ કે રીસાળપણાની ઓટ

આમા મુખ્ય ખૂબી એમના ચારિત્રની, કોઇ તરં વૈમનસ્ય એમને શકય જ નહીં, ઘણાખ એમના આશય સમજવામા ભૂલ ખાધી હશે, પરતુ એમની પોતાની સામા માણસ વિશે ગેરસમજ થઇ એમ હું તો નથી ધારતો કોઇને પણ એમના વિશે સ્વપ્ને પણ લાગ્યુ હશે ૨૨

પ્રો ઠાકોર કહે છે કે "સમાગમ ઉપરાત એમના સહકારનો મ્હને લાબો પરિચય છે "૨૨ 'કાન્તમાના' વગેરેમા રમણભાઇએ ઠાકોરને મદદ કરી ને સાહિત્યપરિષદ જેવામા બનેએ સાથે મળીને કામ કર્યું

આનદશકર ધ્રુવ અમદાવાદમા રહેતા હતા, વિદ્વાન હતા ને પોતાની જ્ઞાતિના હતા તેથી રમણભાઇને એમની સાથે પણ સબધ હતો એ આઠેક વર્ષ વિદ્યાબહેનના ગુરુ રહ્યા તેથી પણ એમનો સબધ વધ્યો હોય પણ એમના સબધની શરૂઆત વિચિત્ર રીતે થાય છે, ને એમા આઠ વર્ષ સુધી કલમના યુદ્ધો જ નજરે ચડે છે.

'૯૨મા પ્રાર્થનાસમાજમદિરમા એક 'કીર્તન' સાભળી ધ્રુવે એમાથી ઉત્પન્ન થતી શકાઓના ખુલાસા 'જ્ઞાનસુધા'ના તત્રીને 'મુમુક્ષુ'ના ઉપનામે પુછાવ્યા રમણભાઇએ ફેબ્રુઆરીના અકમા એ પ્રસિદ્ધ કરી[૨૩] એના જવાબ આપ્યા. આનંદશકરે પ્રત્યુત્તર જેવુ લખાણ 'સુદર્શન'ના એપ્રિલના અકમા પ્રકટ કર્યું[૨૪]

૨૨ સ્વ પૃ ૨૬૫ ૨૩ સુલસ, આધ, પૃ ૩૨૭-૩૨૮

૨૪ તેમણે 'આપણો ધર્મ'મા આ લેખ પ્રસિદ્ધ નથી કર્યો, જો કે

રમણભાઈએ પોતાના મે અને જૂનના અંકમાં ૨૫ એક વિસ્તૃત અને ટોક પાડતો જવાબ આપ્યો.

એ આખા લખાણમાં 'મુમુક્ષુ'ની આમળ 'રા.' કે એવું કાંઈ નથી, એ સારા વિદ્વાન કે અધ્યાપક છે એવો ઉલ્લેખ નથી, કે એમને માટેનાં સર્વનામોમાં બહુવચનનો ઉપયોગ નથી તે ઉપરથી એમ લાગે કે રમણભાઈ કદાચ એના લેખક આનંદશંકર છે એમ જાણતા નહિ હોય; પણ તે સાચું નથી. આ ચર્ચા પછી સાત વર્ષે–'૯૯ના માર્ચમાં 'સુદર્શન'માં પ્રસિદ્ધ થયેલા આનંદશંકરના "માયાવાદ" નામના લેખમાં જાણે કે આ ચર્ચાની અસર છે. એમાંના "આ વાદને કવચિત્ અનીશ્વરવાદ ગણવામાં આવે છે....

"પાપપુણ્યાદિ નીતિવ્યવસ્થાનો (૧) વિઘાત કરનાર, અથવા તો (૨) એને નિરાધાર બનાવનાર આ સિદ્ધાંત કેમ સ્વીકારી શકાય? એમ નીતિની તીવ્ર લાગણીવાળા ઘણાક આત્માઓ માયાવાદનું યથાર્થ સ્વરૂપ ન સમજી આક્ષેપ કરે છે" એ વિધાનમાં "નીતિની તીવ્ર લાગણીવાળા આત્મા" એ શબ્દોમાં રમણભાઈ અભિપ્રેત હોઈ શકે. 'આપણો ધર્મ'માં બીજે કેટલેક સ્થળે પણ જાણે પ્રાર્થના-સમાજ અને એના ગુજરાતના પ્રવર્તક રમણભાઈના લેખોમાં રજૂ થયેલા વિચારોના જવાબ જેવું દેખાય છે.

એ જ પત્રના જુલાઈના અંકમાં આનંદશંકરે 'પૃથુરાજરાસા'ના રમણભાઈના "અવતરણ" ની "અદ્વિતીય" "ગંભીરતા, રસિકતા......તેમ જ......નિષ્પક્ષપાતતા" ની સ્તુતિ કરી[૨૬] એમાં દર્શાવેલા વૃત્તિમય ભાવાભાસ અંગેના વિચારોમાં પોતાને જણાતી ભૂલ દર્શાવી. 'સુદર્શન' નવું નવું પોતાના હાથમાં આવ્યું હોઈ

મૂળ ચર્ચાપત્ર તેમાં છાપ્યું છે. આ ચર્ચાચર્ચાની વિગતો માટે જુઓ પ્ર. ૯. ૨૫. ધસ ૧, પૃ. ૨૩

૨૬. "પૃથુરાજરાસા" ના એક અવલોકનમાંથી ઉદ્ભવતી એક ચર્ચા," 'કાવ્યતત્ત્વવિચાર,' પૃ. ૧૩૨

એનાં જૂનાં વેરઝેર[૨૭] વધારવાની ઇચ્છા નહિ હોય તેથી અને વર્ષો પહેલાંની ઉપર્યુક્ત ચર્ચામાં 'અમને ચર્ચા કરવામાં રસ નથી' એમ રમણભાઈ એ કહેલું તેને અનુલક્ષીને લેખને અંતે આનંદશંકરે લખ્યું : "અમે એ વિદ્વાનને કોઈ પણ પ્રકારના અનિષ્ટ વાદવિવાદમાં ઉતારવા ઇચ્છતા નથી. એ ક્લેશ જેટલો એમને અપ્રિય હશે તેટલો જ અમને પણ છે." આમ છતાં વિવાદ તો થયો જ. 'જ્ઞાનસુધા'ના ઑગસ્ટના અંકથી જ રમણભાઈનો રદિયો શરૂ થયો.

૧૯૦૦માં રમણભાઈનું 'ભદ્રંભદ્ર' પ્રકટ થયું, ને મણિલાલ નભુભાઈની ખુરસી પર બેઠેલા આનંદશંકરે "માયાવાદ" અને 'પૃથુરાજરાસા'માંથી ઉદ્ભવેલી ચર્ચા વખતની સૌમ્યતા બાજુએ મૂકી 'સુદર્શન'માં એની બહુ જ કડક આલોચના કરી. વાક્-સંયમી આનંદશંકરે જીવનમાં ત્રણ જ કડક લેખ લખ્યા છે.[૨૮] એ બધામાં પણ આ "ભદ્રંભદ્ર" માં જ તે અતિશય કડક થયા છે. વર્ષો પછી સાહિત્યપરિષદના પ્રમુખપદેથી આપેલા ભાષણમાં પણ તેમણે રમણભાઈનાં સર્જનોમાં 'ભદ્રંભદ્ર'નું સ્થાન પ્રમાણમાં નીચું મૂક્યું.

સુદર્શનકાર ગુજરી ગયા ને 'ભદ્રંભદ્ર' અને એની સમાલોચના લખાઈ રહેતાં એ પત્ર સાથેના ચર્ચાચર્ચી, વિવાદો ને યુદ્ધોનો અંત આવ્યો. વહેવારકુશળ, સુનાગર, રમણભાઈની નાતના ને અંગત સંબંધવાળા તથા મણિલાલ કરતાં વધુ તર્કશુદ્ધ અને સત્યનિષ્ઠ દૃષ્ટિએ લખનારા આનંદશંકરે 'વસંત'માં આ ચર્ચાને ફરી જન્મવાનો અવકાશ જ ન આપ્યો.[૨૯]

---

૨૭ જુઓ પ્ર. ૯

૨૮. 'મુમુક્ષુ' વાળો લેખ બાદ કરતા. અને એ એ ત્રણ જેટલો કડક નથી જ બાકીના: "કાવ્યરસિકા," દિ, પૃ, ૨૭૫-૨૮૪; વે શા. સં. ઠાકરને રદિયો, આધ ૨૯. લેડી વિદ્યાબહેન લખે છે, "આ બધી ચર્ચાઓનો કાળ વીત્યા પછી આનંદશંકરભાઈ અને નરસિંહરાવને અત્યંત

રમણભાઈના નેતૃત્વ હેઠળ ચાલતી ગુજરાત સાહિત્યસભાએ '૧૯૦૪માં આનંદશંકરને મણિલાલની જયંતી અંગે પ્રવચન કરવા નિમંત્ર્યા. તેમણે મણિલાલ પર મુકાતા રૂઢિચુસ્તતા અસંગતિ દંભ વગેરે આક્ષેપોના નામોલ્લેખ વિનાના રદિયા જેવું, એમને સાચા સુધારક અને સેવાભાવી દેશહિતેચ્છુ દર્શાવતું" તથા સુધારાપ્રવૃત્તિની મર્યાદા તથા મોટે અંશે નિષ્ફળતા દર્શાવવા પ્રયત્ન કરતું સમર્થ વ્યાખ્યાન આપ્યું.[૪૦]

'૧૨માં રમણભાઈએ આનંદશંકરના પત્રનું તંત્રીપદ સ્વીકાર્યું.

'૧૪માં આનંદશંકરે રમણભાઈના લગ્નોત્સવની 'વસંત' માં નોંધ લીધી. '૨૧માં રમણભાઈએ સત્યાગ્રહ વિરુદ્ધ એક જબરું ભાષણ કર્યું, જે 'વસંત'માં છપાયું. રમણભાઈનો સ્વભાવ જોતાં આ જાતનું ભાષણ એમણે તંત્રીનો અધિકાર વાપરી ધ્રુવની સંમતિ વિના નહિ જ છપાવી નાખ્યું હોય. '૨૪માં 'વસંત' નું તંત્રીપદ પાછું સ્વીકારતાં આનંદશંકરે 'વસંત' માં લખ્યું: "પ્રભુએ મને મોટામાં મોટું સુખ આપ્યું છે તે મિત્રોનું છે. ખરે અણીને વખતે ભાઈ રમણભાઈને પ્રેરણા થઈ કે વસન્તનો સઘળો ભાર તેમણે પોતે ઉપાડી લેવો અને મને ચિન્તાથી મુક્ત કરવો. રા. રમણભાઈએ આ પ્રમાણે મને સૂચના કરી, અને ઉપકારથી ઉભરાતા આર્દ્ર હૃદયે એ મ્હેં સ્વીકારી......" [૪૧]

'વસન્તસ્મારક ગ્રંથ' બહાર પાડવામાં આવ્યો ત્યારે રમણભાઈએ માંદા હોવા છતાં, સહી કરવાની પણ મુશ્કેલી પડતી તે સ્થિતિમાં, વાંકાચૂંકા અક્ષરે એક નાનકડો લેખ લખી મોકલ્યો.

---

ગાઢ મૈત્રી થઈ હતી. રમણભાઈ સાથે પણ એક પરમ મિત્ર જેવો સંબંધ સ્થપાયેલો. બંને પક્ષ ગુણદર્શી હતા તેથી આમ બનેલું." (વિ નો તા. ૧૯-૯-૪૮)

૩૦. સુ. ની શરૂઆતમાં તથા 'સાહિત્યવિચાર,' પૃ. ૩૪૧-૩૭૫ ઉપર સંગ્રહીત. ૩૧. હિ, પૃ. ૪૧૧, ઇ.

આમ એમનો છેલ્લો લેખ પણ 'વસત' માટે જ લખાયો. એ પછી તેમનો જીવનદીપ ઝાઝો સમય પ્રદીપ્ત રહ્યો નહિ એમનું અવસાન થતા વમતકારે લખ્યુ :

ભાઈ રમણભાઈનો દેહ પડ્યો । ગુજરાતે ગઇ સદીમા અને આ સદીમા કાવની બાજીમા અનેક કિમતી મ્હોરા ખોયા છે, પણ આવી ખોટ એણે કદી અનુભવી નથી … ..ગુજરાતે એવો **સકલપુરુષ**, એની સ્મરણ-શક્તિ પહોચે છે ત્યા સુધી, કદી જોયો નથી.[૩૨]

**સામગ્રી** ·

કાન્તમાલા ધર્મ અને સમાજ (૧) નરસિહરાવની રોજનીશી બળવતરાય ઠાકોરે આપેલી માહિતી. બુદ્ધિપ્રકાશ, પુ. ૮૯ યુગધર્મ, પુ. ૨ રમનો પત્રાદિ સગ્રહ લેડી વિદ્યાબહેન મણિમહોત્સવ અભિનંદન-ગ્રન્થ. વિદ્યાબહેન નીલકંઠે આપેલી માહિતી. સરોજિની મહેતાએ આપેલી માહિતી સાહિત્યવિચાર સિદ્ધાન્તસારનુ અવલોકન રવ સર રમણભાઈ

## પ્રકરણ ૫ : : જાહેરજીવન

શ્રમ સુખ જુદા થાયે ક્યાથી ખભે ધરી જ્યા ધુર ?—રમણભાઇ

સકલપુરુષ રમણભાઈની અનેકવિધ સાધનાઓ અને સિદ્ધિ-ઓમા જનસેવા ખૂબ મહત્ત્વનુ સ્થાન ધરાવે છે

હિંદ પરના બ્રિટિશ અમલના અંતિમ વર્ષોમા કેટલીક વ્યક્તિ ઓએ સરકારનો પ્રેમ સંપાદન કરેલો, તો કેટલીક વ્યક્તિઓએ પ્રજાનો એ બનેનો ચાહ મેળવનાર ભાગ્યશાળીઓ ત્યારે બહુ ઓછા હતા. પણ રમણભાઈ એ દુષ્પ્રાપ્ય માન મેળવી શક્યા હતા. કોઈ જાહેર કામ ઉપાડવુ હોય ત્યારે અમલદારોને રમણભાઈ જ યાદ આવતા એ જ રીતે શેઠિયા વર્ગમા કોઈ જાહેર કાર્ય માટે કોઈ જતું તો તરત જ તેઓ પૂછતા 'રમણભાઈનો આ વિશે શો અભિપ્રાય છે ? એ આ કામમા જોડાયા છે ?' રમણભાઈનો સાથ હોય તો બધાને એ કામ શ્રદ્ધેય જણાતું

---

૩૨. 'સાહિત્યવિચાર,' પૃ ૩૨૫

એમની સેવા જાતિ અને કોમના ભેદથી પર હતી. એમણે હિંદુ, મુસલમાન કે અંત્યજ — કોઈ પણ કોમની સેવા સરખી જ ઉત્કટતાથી કરી હતી. રમણભાઈને નાઇટહૂડ મળ્યું ત્યારે તેમને અભિનંદન આપવા મળેલી નાગરિકોની સભામાં વક્તાઓ જુદી જુદી કોમના મુકાયા હતા એ પણ આ જ આશયથી. તેમના જાહેર જીવનને પાંચ વિભાગમાં વહેંચી શકાય: ૧. જાહેર સંસ્થાઓના સંચાલક અને નગરસેવક તરીકેનું, ૨. રાજદ્વારી, ૩. તંત્રી તરીકેનું, ૪. પ્રાર્થનાસમાજી આગેવાન તરીકેનું, ૫. સુધારક તરીકેનું. આમાંની પહેલી બે બાબતોની આલોચના અહીં કરીશું, બાકીનીની તે તે વિષયના ખાસ પ્રકરણમાં.

મહીપતરામે અમદાવાદની ઘણીખરી સંસ્થાની સેવા કરી; એના મરણ પછી એના પુત્રતુલ્ય[1] લાલશંકરે એ બધો બોજો ઉપાડી લીધો; લાલશંકર પછી એ કામ રમણભાઈ પર આવી પડ્યું; અને તેમના પછી તેમનાં પત્ની વિદ્યાબહેને એ કાર્ય પોતાનું કર્યું.[2] આમ ચાર પેઢીથી અમદાવાદની સતત સેવા કર્યા કરનાર કુટુંબ અમદાવાદમાં આ એકલું જ છે.

રમણભાઈ પોતાના પિતા અને લાલશંકરની જેમ જે અનેક જાહેર સંસ્થાઓ કે સખાવતો સાથે સંકળાયેલા હતા તે સર્વ વિશે વધારે ન કહેતાં તેની નામાવલિ જોઈ જઈશું તો પણ એમની સેવાની વ્યાપકતા અને સર્વતોમુખિતાનો ખ્યાલ આવી જશે. ગુજરાત સાહિત્ય સભા, ગુજરાતી સાહિત્યપરિષદ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, પ્રાર્થનાસમાજ, મહીપતરામ અનાથાશ્રમ, બહેરામૂંગાની

૧. લાલશંકરનાં વચન: 'ખુદ તેમના [મહીપતરામના] પુત્રોને એમને વિષે જેટલું માન નહિ હોય તેટલો આદરભાવ મને છે.' પ્રાઇ (૨), પૃ. ૧૪૩

૨. ગુવસોઇ ૩, પૃ. ૨૩૭, ૬.

શાળા, ગુજરાત સસારસુધારાસમાજ, સ્ત્રીકેળવણી મડળ, રણછોડ લાલ છોટાલાલ ખાડિયા કન્યાશાળા, દિવાળીબાઈ કન્યાશાળા, નર્સિંગ એસોશિયેશન, મેડિકલ રિલીફ ફડ, મદ્યપાન નિષેધક મડળ, ડિસ્ટ્રિક્ટ કોર્ટ લૉ લાયબ્રેરી વગેરેમા તેમણે પ્રમુખ, મત્રી, ટ્રસ્ટી, સચાલક કે સલાહકાર તરીકે કામ કર્યું હતુ લિબરલ લીગની અમદાવાદ શાખા, હેમાભાઈ ઇન્સ્ટિટ્યૂટ, રા બ રણછોડલાલ છોટાલાલ હોસ્પિટલ અને આપારાવ લાયબ્રેરીના પ્રમુખ તથા ભોળાનાથ સારાભાઈ લિટરરી ઇન્સ્ટિટ્યૂટ, નેશનલ ઇંડિયન એસોશિયેશનની ગુજરાત શાખા, મૂગા પ્રાણીઓ ઉપર ગુજરતું ઘાતકીપણુ અટકાવનાર મડળી, અને લાલશકર કેળવણી ફડના તે મત્રી હતા. અજુમને ઇસ્લામના આજીવન સભાસદ હોવા ઉપરાત એક વર્ષ માટે મત્રી પણ થયા હતા અમદાવાદ રેડક્રૉસ સોસાયટીની સ્થાપનામા તેમણે મહત્ત્વનો ભાગ લીધો હતો

આ બધી સસ્થાઓના કામમા તેઓ ભારે રસ લેતા અને પોતાના કીમતી સમયનો ભોગ આપી તે બધી સસ્થાઓના સચાલન પર દેખરેખ રાખતા — જરૂર પડે એ સસ્થાઓની ગુમાસ્તી જેવુ કામ પણ કરતા

'૮૯મા તેઓ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આજીવન સભ્ય થયા [૩] '૯૦ મા એમને એની કાર્યવાહક સમિતિમા લેવામા આવ્યા [૪] ૧૯૧૨ મા લાલશકર માદા પડતા તેમને એમને સ્થાને કામચલાઉ મત્રી નીમવામા આવ્યા, ને લાલશકરના મરણ સાથે મહીપતરામના જાકેરજીવનનો બધો વારસો ફરી પાછો રમણભાઈ પાસે આવ્યો તેમા સોસાયટીનું મત્રીપદ પણ આવ્યા વિના રહ્યુ નહિ

સુલ્તાની લાલશકરના વખતમા આ સસ્થામા એવો પ્રકારે પડી

---

૩ ગુવસોનો તા ૧૩ ૧૧-૪૬ ૪ ગુવસોનો તા ૨૪-૭ ૪૭

ગયો હતો કે અમુક પત્રોનો સ્પષ્ટ ઉત્તર આપી શકાય એમ ન હોય અથવા એથી સંસ્થાને નુકસાન થવાનો સંભવ હોય તો એનો ગોળ ગોળ જવાબ આપવામાં આવે. રમણભાઈ મંત્રી થતાં સોસાયટીએ આ રીત બંધ કરી પોતાનો વહેવાર સ્પષ્ટ અને શુદ્ધ કર્યો.

રમણભાઈ વિધિસર મંત્રી થયા પછી તરત જ એમને સંસ્થાના પ્રમુખ બાઈશંકર નાનાભાઈ ભટ્ટ સાથે ખટરાગમાં ઊતરવાનો પ્રસંગ આવ્યો. લાલશંકર પોતાના વસિયતનામામાં પોતાના વીમાની દસ હજારની રકમ કેળવણી માટે જુદી કાઢી તે એ કાર્ય માટે સોસાયટીને સોંપવાનું લખી ગયા હતા. બાઈશંકરનો મત એ હતો કે આ રકમ થાપણ નહિ પણ સંસ્થાને અપાયેલી દેણગી છે, જ્યારે લાલશંકરના ટ્રસ્ટી રમણભાઈ એને થાપણ ગણતા હતા. લાલશંકરના દસ હજારને લગતી આ ખેંચતાણમાં સંસ્થાના સહાયક મંત્રી હીરાલાલ પારેખ પર પણ આપત્તિ આવી; પણ રમણભાઈએ દર્શાવેલી સહાનુભૂતિ અને આશ્વાસનથી તેઓ પોતાનું રાજીનામું આપતાં અટક્યા. રમણભાઈ સંસ્થાના મંત્રી તરીકે એવી સરસ કામગીરી બજાવતા કે તેમની સાથે લાલશંકરની રકમ અંગે મતભેદ થયો હોવા છતાં ૧૯૧૪ માં બાઈશંકરે સંસ્થાના આજીવન સભ્યોને લખ્યું: "રાવ બહાદુર રમણભાઈ મહીપતરામ નીલકંઠે એટલો બધો સંતોષ આપ્યો છે, કે તેમને હંમેશના ઓનરરી સેક્રેટરી નિમાયેલા જોવાથી હું ઘણો ખુશી થઈશ."

રમણભાઈના મંત્રીપદ દરમ્યાન, ૧૯૨૦ માં બાઈશંકર અવસાન પામ્યા પછીથી ખાસ, સંસ્થાનું તંત્ર બહુ જ સુવ્યવસ્થિત રીતે અને આંતરિક મીઠાશથી ચાલવા લાગ્યું. સ્વ. હીરાલાલ પારેખ લખે છે કે રમણભાઈના મંત્રીપદ દરમ્યાન સંસ્થામાં સભાસદો વધ્યા, એનાં પ્રકાશનોનાં સંખ્યા અને વૈવિધ્ય વધ્યાં, અને એણે અનેક જનહિતકારી પ્રવૃત્તિઓ પણ ઉપાડી લીધી.

સાહિત્યપરિષદનો મૂળ વિચાર ભલે રણજિતરામને આવ્યો હોય, પોતે જીવતા હતા ત્યાંસુધી એના અધિવેશનો માટે એમણે ભલે ગમે તેટલો સક્રિય ભાગ લીધો હોય પણ એને પડછે મૂકતા પણ રમણભાઈની પરિષદસેવાનું મૂલ્ય બહુ ઊણું ઊતરે તેમ નથી. રમણભાઈ નો ઉત્સાહનો ગુણ અધિવેશન જેવા પ્રસંગોએ બહાર પડતો. મંત્રી તરીકે પરિષદના અધિવેશનોની યોજના, એના અહેવાલોની છપાવવા માટેની હસ્તપ્રત, એને માટે મેળવવાના નિબંધો — આ સર્વ માટે એ ઘણી જહેમત ઉઠાવતા. પહેલી પરિષદમા તેમણે સ્વાગતપ્રમુખ તરીકેનું ભાષણ આપેલું, બીજીમા "અલંકારશાસ્ત્ર," ત્રીજીમા "ગુજરાતી ભાષાનો આરંભ," ને ચોથીમા "ગુજરાતી ભાષાનુ બંધારણ" વિશે નિબંધો વાચેલા પાંચમીમા મેંદેથી ચર્ચા કરેલી છઠ્ઠીમા "જિપ્સી અને ગુજરાતી ભાષાઓમાના સામાન્ય અંશ" અને "ગુજરાતી અને મારવાડી ભાષાઓનુ સગપણ" એ નિબંધો વાચેલા, ને સાહિત્યવિભાગના અધ્યક્ષ તરીકે ભાષણ કરેલું સાતમીમા તેમણે "પ્રાચીન ગુજરાતી સાહિત્યમા ઉગેલા વિવેચનના અંકુર"નો નિબંધ ને આઠમીમા પ્રમુખ તરીકેનું ભાષણ પેશ કરેલા પરિષદ વતી એકધારી જોડણી કરવા માટેની પ્રશ્નાવલિ એમણે તૈયાર કરેલી

મગ્રહમાના કેટલાક પત્રવહેવાર પરથી એવુ અનુમાન થાય છે કે પરિષદના સંચાલકો કે અધિકારીઓ વચ્ચે સંઘર્ષના પ્રસંગો આવતા તો રમણભાઈ વિરોધ વધે નહિ ને સમાધાન થાય એવુ વલણ રાખતા તેમને મતે સાહિત્યપરિષદનું પ્રયોજન વિદ્વાનો એકત્ર થઈ સાહિત્યની ચર્ચા અને વૃદ્ધિની યોજના કરી શકે તે છે.[૫]

ભાષા અને સાહિત્યનો ઉત્કર્ષ એ સાહિત્ય પરિષદનુ લક્ષ્ય છે... સાહિત્ય પરિષદને વિમાર્ગે તાણી જનારા બળ આ રીતે પ્રવર્તિત થયા છે કેટલાએકને એવી ઇચ્છા થઈ છે કે જે જે સાર્વજનિક પ્રવૃત્તિઓ વિશેષ

૫ મ્સા ૩, પૃ ૨

આગળ કરવા જેવી પોતાને જણાતી હોય તેનો પરિષદના પ્રયોજન સાથે સંબંધ હોય કે ન હોય તો પણ તે સહુનો સાહિત્ય પરિષદમાં સમાવેશ કરવો...પરિષદના કાર્યમાં ક્ષતિ કરનાર બીજો એક અવરોધ એ ઉત્પન્ન થયો છે કે સાહિત્ય પરિષદનું લક્ષ્ય વિદ્વત્તા ઉપર છે એ ભુલાઈ જઈ કેટલેક સ્થળે એવી માન્યતા થઈ છે કે સારા માણસોને અમુક માનની પદવી આપવાનું માથે લેવું એ પરિષદનું કાર્ય હોવું જોઈએ...પરિષદના પ્રમુખપદનો પ્રશ્ન એ પરિષદના કાર્યમાં વ્યગ્રતા વડે ક્ષતિ કરનારું વળી બીજું કારણ બને છે.[૬]

સાહિત્યવિષયક સંસ્થાઓના કાર્ય વિશે રમણભાઈએ જે કહ્યું છે તે પણ અહીં નોંધવું જોઈએ, કારણ એ પરિષદને પણ લાગુ પડી શકે: સાહિત્યસભાઓએ સાહિત્યની અભિવૃદ્ધિના પ્રયાસ કરવાના છે. એ સર્જનાત્મક સાહિત્ય સર્જાવી ન શકે, પણ તેનાં વાચન ને અભ્યાસનો શોખ વધારી શકે; કોશ, વ્યાકરણ વગેરે રચાવી શકે.[૭]

રમણભાઈની સુધરાઈની સેવા અદ્વિતીય છે. આપણે જોઈ ગયા તેમ રમણભાઈ '૯૭-૯૮ માં મ્યુનિસિપાલિટીના સભ્ય ચૂંટાયા. મહેનતુ સ્વભાવ, સેવાભાવી મનોવૃત્તિ અને માથે લીધેલું કામ સુરેખ રીતે સાંગોપાંગ પાર પાડવાની ટેવને લીધે તેઓ સુધરાઈના કામમાં ખૂંપતા જ ગયા. સુધરાઈમાં જનરલ બોર્ડ ને જુદી જુદી સલાહકાર-સમિતિઓ મગજરૂપ છે, અને મેનેજિંગ કમિટી (હાલની સ્ટેન્ડિંગ કમિટી), સ્કૂલ્સ કમિટી (હાલનું સ્કૂલ બોર્ડ), સેનેટરી કમિટી વગેરે હાથરૂપ છે. રમણભાઈએ અમદાવાદ મ્યુનિસિપાલિટીની આ બંને અંગરૂપ સંસ્થાઓમાં કામ કર્યું હતું. બધી જાતની વહીવટી ને વિચાર કરનારી સુધરાઈ-સમિતિઓના પ્રમુખ થયેલા હોવાથી તેમને સુધરાઈના એકેએક ખાતાની પૂરી માહિતી હતી. મ્યુનિસિપલ તંત્રનું કોઈ પણ કામ એવું નહોતું કે જે એમની નજર બહાર હોય.

૬. કસા ૩, પૃ. ૫૦-૫૨ ૭. કસા ૩, પૃ. ૨૧૯

મ્યુનિસિપાલિટીને અનેક જાતના દાવાઓને અંગે કાનૂની સલાહની હમેશાં જરૂર પડ્યા કરે છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીએ આ કાર્ય માટે એક કાયદાસમિતિની યોજના કરેલી છે. રમણભાઈને '૯૮–૯૯થી જ આ મગજરૂપ સમિતિમાં લેવામાં આવ્યા. સમય જતાં એ સિવાયની બીજી ઘણીખરી મ્યુનિસિપલ પેટાસમિતિમાં એમને ઘણીવાર પ્રમુખ કે કોઈવાર સભ્ય નીમવામાં આવ્યા. ખાસ કરીને તેઓ સ્કૂલ્સ કમિટી અને કારોબારીના લાંબો વખત પ્રમુખ રહ્યા ને એ એના પ્રમુખ તરીકે એમનું કામ વખણાયું

'૧૨માં સરકારે ગેરવહીવટ માટે સુધરાઈને બરતરફ કરી પોતાના તરફથી એક વહીવટસમિતિ નીમવાનો નિર્ણય કર્યો. કલેક્ટરે સર ચીનુભાઈ માધવલાલ બેરોનેટને બોલાવી પૂછ્યું કે 'તમે વહીવટ-સમિતિના પ્રમુખ થશો?' સર ચીનુભાઈએ કહ્યું : 'જો તમે સુધરાઈનાં બધાં કામોથી વાકેફગાર રમણભાઈને ઉપપ્રમુખ બનાવી શકો ને રમણભાઈ પ્રમુખનું બધું કામ ઉપાડી લેવા તૈયાર હોય તો જ હું એ પદ સ્વીકારી શકું.' સરકારે સુધરાઈને બરતરફ કરી સર ચીનુભાઈને વહીવટસમિતિના પ્રમુખ અને રમણભાઈને ઉપપ્રમુખ નીમ્યા. સર ચીનુભાઈને મ્યુનિસિપાલિટી વિશે પૂરતો ખ્યાલ ન હોવાથી અને તે બીજા વ્યવસાયમાં રોકાયેલા રહેતા હોવાથી રમણભાઈએ ઉદારભાવે તેમને સતત મદદ કર્યા કરી અને એ રીતે સર ચીનુ-ભાઈનું કામ બહુ સહેલું થઈ પડ્યું.

આ જ સાલમાં કાયદાસમિતિ બરખાસ્ત કરી એને સ્થાને રમણભાઈને કાયદાપ્રતિનિધિ નીમવામાં આવ્યા. આમ કરવાનું કારણ એ કે પ્રતિવર્ષ બદલાતી કાયદાસમિતિ પાછલી અભિપ્રાય-પરંપરાનો વિચાર કર્યા વિના અભિપ્રાયો આપતી, ઘણીવાર વિરોધી અભિપ્રાય આપતી, અને પરિણામે કામ કરનાર સુધરાઈ અમલદારોની સ્થિતિ કફોડી થતી. '૨૬માં અશક્ત થયા ત્યાંસુધી રમણભાઈ કાનૂની પ્રતિનિધિ તરીકે ચાલુ રહ્યા. તે પછી બીજી કોઈ એક વ્યક્તિ એવું

જવાબદારીભર્યું કામ ઉપાડી શકે એમ ન હોવાથી સુધરાઈને ફરી કાયદાસમિતિની સ્થાપના કરવી પડેલી. કાનૂની પ્રતિનિધિ તરીકે સુધરાઈનાં કામોમાં તેઓ સલાહ મફત આપતા ને કેસ લડવાના હોય ત્યારે દાવા દીઠ સામાન્ય રીતે પંદરની ને વધુમાં વધુ ત્રીસની ફી લેતા. રમણભાઈએ વકીલાત બંધ કર્યા પછી નાનામાં નાનો વકીલ પણ મ્યુનિસિપાલિટીના સાધારણ કેસ માટે રૂપિયા પચાસથી પંચોતેર ને મોટા વકીલો રૂપિયા બસોથી ઓછું ન લેતા; મોટા કેસોમાં તો સુધરાઈને રૂપિયા પાંચસોથી હજાર આપવા પડતા, ને વિશ્વયુદ્ધ પછી આજે તો એ ધોરણ એથીય ઊંચું ચડ્યું હશે, એ વાત ધ્યાનમાં લઈએ ત્યારે તેમણે લોકસંસ્થા માટે કરેલા ત્યાગનો ખયાલ આવી શકે. સુધરાઈના આ મુકદ્દમામાંથી તેઓ પાંચથી દસ ટકા હારતા, વીસથી પચીસ ટકામાં પોતાની બાજૂ નબળી પડે છે એમ લાગતાં પતાવટનો માર્ગ અખત્યાર કરતા, ને બાકીના જીતતા.

મ્યુનિસિપલ ઉપપ્રમુખ તરીકેની તેમની સેવાની કદર કરી '૧૧માં સરકારે તેમને રાવબહાદુર બનાવ્યા. '૧૫માં ફરી વાર પ્રજાકીય સુધરાઈ અસ્તિત્વમાં આવી તે વખતે ભાઈશંકર નાનાભાઈ પ્રમુખ અને રમણભાઈ ઉપપ્રમુખ ચૂંટાયા. પણ ભાઈશંકરે તરત જ પ્રમુખપદનું રાજીનામું આપ્યું, એટલે રમણભાઈની એ સ્થાને ચૂંટણી થઈ. '૨૨ લગી તેઓ એ સ્થાને ચૂંટાતા રહ્યા.

'૨૦થી મહાસભાપક્ષ સુધરાઈમાં દાખલ થયો; અને તે બહુમતી સાથે. આ વખતે બૉર્ડની સભામાં સહકારી ને અસહકારી એ બંને પક્ષના બાહોશ વકીલ સભ્યો પ્રમુખ રમણભાઈને અનેક ગૂંચવાડાભર્યા કાયદાના પ્રશ્નો પૂછી ચુકાદો માગતા. મહાસભાના અસહકારના વિરોધી હોવા છતાં રમણભાઈ કોઈ પણ પક્ષ તરફ ઢળ્યા વિના પોતાને સાચો લાગે તે ચુકાદો આપતા. કોઈકવાર એમનો ચુકાદો કોઈ વ્યક્તિ કે પક્ષને અયોગ્ય લાગે તોપણ એઓ તેને પ્રામાણિક મતભેદનું પરિણામ માનતા, પક્ષપાતનો આરોપ ન કરતા.

આ વર્ષો દરમ્યાન મહાસભાપક્ષ સવાલો વગેરેથી એમને કનડવા ઘણો પ્રયત્ન કરતો.

પ્રાથમિક શાળાઓ અંગે મ્યુનિસિપાલિટીનું વર્તન પસંદ ન આવતાં સરકારે '૨૨મા ફરી એને એ વર્ષ માટે બંધ કરી ત્યારે પણ વહીવટસમિતિના પ્રમુખ તરીકે રમણભાઈને જ નીમ્યા. '૨૪મા પ્રજાકીય મ્યુનિસિપાલિટી પાછી અસ્તિત્વમા આવતા મહાસભાપક્ષ સહકારી એટલે કે મહાસભાવિરોધી ઉમેદવારોને—ચૂંટણી માટે આમણે વ્યવસ્થિત પક્ષ નહોતો ઊભો કર્યો—હરાવી જોર પર આવ્યો અને પ્રમુખસ્થાને શ્રી. વલ્લભભાઈ પટેલ ચૂંટાયા આ પ્રસગ બન્યો એટલે રમણભાઈએ પોતાના સબંધીઓને કહ્યુ 'સુધરાઈનુ મારુ કામ હવે પૂરુ થયુ.' આ નવી મ્યુનિસિપાલિટીએ એક ઠરાવ કરી એમના જેવા કાબેલ અને બહોળા અનુભવવાળા સુધરાઈ સેવકની કદર કરી. સગ્રહમા સઘરાયેલો આ ઠરાવ માત્ર ઔપચારિક નથી, એમાની એકે એક વાત સાચી છે ને સાચા હૃદયથી લખાયેલી છે.

મહાસભાએ મ્યુનિસિપાલિટી કબજે કરી તે પછી રમણભાઈ ચૂંટણીમા ઊભા થયા નહિ; પણ સરકારે એમને સરકારનિયુક્ત સભ્ય તરીકે મ્યુનિસિપાલિટીમા મોકલ્યા સરકાર તરફથી નિમાવા છતા મહાસભાપક્ષમા એમનું માન કાયમ રહ્યુ. પ્રમુખ વલ્લભભાઈ એમની ખુરસી પોતાની પાસે જ મુકાવતા, અને કોઈ પણ ગૂચ ઊભી થાય એટલે એમની સલાહ કે અભિપ્રાય પૂછતા '૨૬ પછી પણ સુધરાઈના મહાસભાપક્ષના વકીલો પોતાને બહુ મૂઝવતી કોઈ વાતમા સઝ ન પડે ત્યારે રમણભાઈ પાસે જતા.

કાનૂની સલાહકાર તરીકે રમણભાઈએ સોળસત્તર વર્ષ સુધી મ્યુનિસિપલ કાયદાના અર્થ વિશે જે અભિપ્રાય આપેલા છે તે બહુ જ મહત્ત્વના છે, અને એ ભેગા કરી પ્રસિદ્ધ કરવામા આવે તો ગામે ગામની સુધરાઈઓને બહુ જ ઉપયોગી થઈ પડે. આજે પણ કોઈએ એ કામ માથે લઈ પાર પાડવા જેવુ છે.

અત્યારના મ્યુનિસિપલ કાયદાનો ઠીક ઠીક ભાગ રમણભાઈ અને સ્વ. નર્મદાશંકર મહેતાએ જ ઘડેલો છે એમ કહી શકાય. એ કાયદામાં વિવાદના બધા નિયમો રમણભાઈએ જ સૂચવેલા છે.

રમણભાઈના હૃદયના અનેક ઊંચા ગુણો જાહેરજીવનમાં પણ જણાઈ આવ્યા છે. મ્યુનિસિપલ પ્રમુખ અને એની જુદી જુદી સમિતિઓના પ્રમુખ તરીકે રમણભાઈ સભ્યો અને નોકરો બંને તરફ બહુ જ સારો વર્તાવ રાખતા. નોકરોની ભૂલ માટે ઠપકો આપતા તે પણ એવી રીતે કે તેમને ખરાબ ન લાગે. જે રમૂજ ને હાસ્યની વૃત્તિ અડિયલ કે મૂર્ખ મ્યુનિસિપલ નોકરો પાસેથી કામ કઢાવવામાં મદદરૂપ થતી તે જ વૃત્તિનો આશ્રય લઈ રમણભાઈ મ્યુનિસિપલ સભ્યોને નિયંત્રણમાં રાખતા.

મ્યુનિસિપાલિટીના પ્રમુખનું એક કામ એ હોય છે કે એ સુધરાઈ અને ચીફ ઑફિસર વચ્ચે અથડામણીના પ્રસંગો ટાળે રમણભાઈએ બોર્ડ અને કારોબારીના પ્રમુખની રૂએ આ વસ્તુ ઠીક પ્રમાણમાં સાધી હતી. વળી સુધરાઈના ઠરાવો સરકારને મોકલતાં તેઓ એક પણ હકીકત છુપાવતા નહિ, ને ઠરાવો સાથેના પ્રાવેશિક પત્રોમાં સુધરાઈનું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ રીતે સમજાવતા. સુધરાઈએ જેમ અમુક ફરજ બજાવવાની છે તેમ એના અમુક હક્કો પણ હોય છે. એ હક્કોનો ભંગ સરકાર કે પ્રજા કોઈ પણ કરે તો એ સામે રમણભાઈ લડતા—અલબત, કાયદેસર રીતે.

રમણભાઈના લેખોનો સમયાનુક્રમ જોતાં જણાય છે કે '૧૪ પછી તેઓ બહુ ઓછી સાહિત્યસેવા કરી શક્યા છે. આનું કારણ પણ તેમની દિવસે-દિવસે વધતી જતી જાહેર અને સુધરાઈની પ્રવૃત્તિઓ જ. એમના જીવનનાં છેલ્લાં કેટલાંક વર્ષોમાં તો તેઓ સુધરાઈના કામમાં એટલા ગૂંથાયેલા રહેતા, કે ઘરનાં બાળકો જોડે વાત કરવાનો પણ અવકાશ ન મળતો. ઘણીવાર તો એ કોઈ મ્યુનિસિપલ કામ અંગે બહાર જતા હોય ત્યારે બાળકો સામાં મળે

તો તેમને માથે હાથ ફેરવી લઇને જ સંતોષ માનતા. રમણભાઈનો મ્યુનિસિપાલિટી માટેનો આત્મભોગ જોઈ સરદાર વલ્લભભાઈએ સાચું જ કહ્યું હતું કે અમદાવાદ સુધરાઈએ રમણભાઈનો જીવ લીધો છે. છતાં રમણભાઈને મ્યુનિસિપાલિટી માટેના પોતાના આ ભાગથી સંતોષ હતો. સુધરાઈની સેવામાં સાહિત્યસેવા કોરાણે મૂકવા માટે સ્વજનો ઠપકો આપતા ત્યારે એ કહેતા : 'આ કાર્ય કાંઈ જેવું તેવું છે?' શરીર સાચવવા એમને કોઈ સુધરાઈનું કાર્ય મૂકી દેવા કહેતું ત્યારે એ ભારપૂર્વક ને કોઈકવાર આવેશથી કહેતા : 'હું વકીલાત મૂકી દઈશ; આ તો નહિ જ મુકું.' આમ ઇતિહાસ અને અર્થ-શાસ્ત્રના વિદ્યાર્થીએ જિંદગીના લગભગ અંત સુધી નગરસેવાનો ઉત્કટ યજ્ઞ ચાલુ રાખ્યો.

આપણે જોયું તેમ તે સમયના યુવાનોના માનસ પર હિંદી રાષ્ટ્રિય કોંગ્રેસનું વર્ચસ ઘણું હતું. રમણભાઈ પણ એની અસરમાંથી મુક્ત રહ્યા નહોતા. એકવાર તો એ એમ પણ બોલેલા કે 'કોંગ્રેસ બહાર તે નાતબહાર.' એનાં અધિવેશનોમાં ભાગ લેવા તેઓ, આપણે જોયું તેમ, પૈસા ખર્ચી દૂરના પ્રાંતો સુધી જતા.[૮] વસ્તુતઃ વર્ષોવર્ષ કોંગ્રેસનાં અધિવેશનોમાં ભાગ લેવો એ રમણભાઈનો એક ખાસ શોખ હતો. '૧૮-૨૦ સુધી રમણભાઈનો કોંગ્રેસ પ્રત્યેનો આ પ્રેમ ચાલુ રહ્યો. પણ વિનીત હોવાથી આ પછી તેઓ કોંગ્રેસ પ્રત્યે સહાનુભૂતિ રાખી શક્યા નહિ.

રમણભાઈના માનસનો સમગ્રપણે વિચાર કરતાં એમ લાગે છે કે સામાજિક કાર્યક્ષમતા અને રાષ્ટ્રિય એકતા બંનેના મૂળમાં એક સાથે ઘા કરતા સામાજિક રિવાજો ને સંસ્થાઓ, દેશની પારાવાર સામાજિક દુર્દશા ને મૂર્ખતા, દેશમાં વ્યાપેલું જાતિભેદનું અઘોર વિષ, પશ્ચિમના દેશો સાથે સરખાવતાં દેશ અતિશય પછાત છે—

૮. જો કે એનું એક કારણ એ પણ ખરું કે સંસારસુધારા પરિષદ પણ તે જ દિવસોમાં ને તે જ શહેરમા ભરાતી

એમણે હજી તો ઘણી મજલો કાપવાની બાકી છે એવી ઊંડી પ્રતીતિ, બંધારણીય રીતે જ કામ થઈ શકે અને થતાં જોઈએ એવી બાળપણમાં પડેલી છાપ અને મોટી ઉંમરે બંધાઈ ગયેલી માન્યતા, સ્વભાવ શાંત શિસ્તપ્રેમી એકંદરે કલહભીરુ, પિતા સરકારી નોકર, પોતે લગભગ એક દાયકો સરકારી નોકરી કરેલી, કદાચ વર્ડ્સ્વર્થ જેવા જબ્બર–જીભા ગુરુ પાસે હિંદને સ્વતંત્રતા મળે તો ધર્મઘેલછા કેવી વ્યાપે તે સાંભળેલું, વળી એવી મનોગ્રંથી કે એકવાર એક પક્ષ સ્વીકાર્યો એટલે એ પક્ષમાં રહીએ ત્યાંસુધી એની શિસ્ત જરાય મુકાય નહિ—આ સર્વ એમની વિનીતતાનાં કારણો છે. ’૦૭માં મહાસભા ભાંગી પડી તે પછી થોડે વખતે મળેલી વિનીત પક્ષની સમિતિએ ઘડેલા કોંગ્રેસના બંધારણની પહેલી કલમમાં વિનીત પક્ષનું જે મંતવ્ય આપ્યું છે તેના જેવી જ રમણભાઈની માન્યતા હતી એમ કહી શકાય.

એ જાતની માન્યતા અને માનસ હોવાથી જ્યારે ગાંધીજીએ સવિનય કાનૂનભંગની યોજના તૈયાર કરી ત્યારે બધા દેશનેતાઓની સાથે રમણભાઈ પણ આશ્ચર્યથી દિઙ્મૂઢ બની જોઈ રહ્યા. કુશળ નેતા ગાંધીજીએ પોતાના કાર્યમાં બને તેટલા આગેવાનોની મદદ મેળવવા માંડી, અને અમદાવાદના સહુથી મોટા આગેવાન ને સમગ્ર પ્રાંતમાં “મોટા વિનીત નેતા”[૯] તરીકે જાણીતા થયેલા રમણભાઈ પ્રત્યે તેમની દૃષ્ટિ ગયા વિના રહી નહિ. એમણે રમણભાઈ પર નીચેનો પત્ર મોકલાવ્યો :

દિલ્હી જતાં ટ્રેનમાં
તા. ૭મી.

મહેરબાન રમણભાઈ સાહેબ,

ગાંધીજીની આજ્ઞાથી આ પત્ર આપને લખું છું.

તેઓ લખાવે છે કે શાળાઓ, અદાલતો અને કાઉન્સિલો છોડવા વિષે

૯. એસ. વી. ફડનીસ, “ધ સોશિયલ કૉન્ફરંસ” તા. ૪-૧-૨૪નું ‘બૉમ્બે ક્રૉનિકલ’, પૃ. ૩

તેમની અને આપની વચ્ચે જે મતભેદ પડયો છે તે તેમને ખૂંચ્યા જ કરે છે. બેત્રણ વખત તમારા ઘેર આવીને તમારી સાથે એ બાબતમા પેટ ભરીને વાતો કરવાની અને બની શકે તો તમોને સમજાવવાની તેમણે ઉમેદ રાખી હતી પણ કામના ખૂબ રોકાણને લીધે નથી બની શક્યું હવે તેઓ આપને વિનંતી કરે છે કે આપ આપના વિચારો ગુજરાતની સમક્ષ વર્તમાનપત્રદ્વારા મૂકો તે ખાતર આપને માટે નવજીવનમા હમેશા એક બે 'કોલમ' તેઓ રાખવાને તૈયાર છે, જો કે તેની ઉપર પોતાના વિચાર દર્શાવવાની તેઓ છૂટ લેખશે ... આમા બન્ને પક્ષોને લાભ રહેલો છે એમ આપ સ્વીકારશો જ ..  લિ૦

સેવક મહાદેવ દેસાઈ

આના ઉત્તરરૂપે રમણભાઈએ તા સત્તરમી ઓક્ટોબર '૨૦ને દિવસે લખી તા. અઢારમીએ રવાના કરેલા ઉત્તરનો મગ્રહમાનો ખરડો આ પ્રમાણે છે.

રા રા ભાઈ મહાદેવ દેસાઈ,

... . મહાત્મા ગાધીજીના સદેશા માટે ઉપકાર માનુ છુ શાળાઓ અદાલતો અને ધારાસભાઓનો ત્યાગ કરવાની બાબતમા અને બીજી રીતે રાજ્યકર્તા સાથે અસહકાર કરવાની બાબતમા હુ ગાધીજીના મત સ્વીકારી શક્યો નથી એ મતભેદથી મને પણ ખેદ થાય છે, પણ મારા અંત કરણ-ની પ્રતીતિથી જે માર્ગ યોગ્ય લાગે તેનુ અનુસરણ મારે કરવુ જોઈએ એ હુ કર્તવ્ય સમજુ છુ આ વિશે મારી સાથે લાબી વાત કરવાની ગાધીજીની ઇચ્છા હતી એ કૃપા માટે આભારી છુ એવો પ્રસંગ બની શક્યો હોત તો તેમને મારે ત્યા આવવાની તસદી ન આપતા હુ જ સત્યાગ્રહ આશ્રમમા આવી હાજર થાત

ગાધીજીના ઘણા કામના રોકાણને લીધે આ પ્રમાણે વાત કરવાનું બની શકે તેમ નથી તેથી મારે (અને મારા સરખા અભિપ્રાયો ધરાવનારાઓએ) પોતાના વિચાર "નવજીવન"મા પ્રગટ કરવા કે જે પરથી ગાધીજી પણ તે સંબંધમા પોતાના વિચાર દર્શાવે એ તેમની સૂચના સારી છે અને તે પ્રમાણે હુ અનુકૂળતાએ લેખ લખી મોકલીશ

ઉત્તર લખતા કાઈક વિલંબ થયો છે તેનુ કારણ એ છે કે મને એમ હતુ કે અસહકારની પુષ્ટિમા હાલ થતા જાહેર ભાષણોમા જે ઝેર અને

વેર બહાર કાઢવામાં આવે છે તે કાંઈક શમે અને વધારે સાત્ત્વિક વૃત્તિ ફેલાય ત્યાં સુધી વાદવિવાદથી અલગ રહેવું અને અસહકાર વિરુદ્ધ વિચારો પ્રકટ કરી એ દ્વેષાગ્નિમાં ઇન્ધનનો ઉમેરો થવા ન દેવો......પરંતુ, એ તમોગુણ જલદી શમે એ સંભવ જણાતો નથી અને ચર્ચા અગત્યની છે એ બીજો પક્ષ તુલનામાં લેતાં, આ બાબત વિશે લેખ લખવા એ બહેતર છે એમ મને જણાયું છે.

લિ. સેવક

રમણભાઈ મહીપતરામ નીલકંઠના નમસ્કાર

અસહકારની પ્રવૃત્તિનો પ્રતીકાર કરવા માટે સ્થપાયેલી લીગ ઓફ પીસ એન્ડ પ્રોગ્રેસ સમક્ષ ૨૨–૬–૨૧ને દિવસે "અસહકાર અને આત્મશુદ્ધિ" વિશે ભાષણ આપતાં રમણભાઈએ કહ્યું :

આત્મશુદ્ધિ માટે સાત્ત્વિક વૃત્તિ આવશ્યક છે........અસહકાર સાત્ત્વિકતાથી વિહીન છે, અસહકારમાં હડહડતો દ્વેષ સમાયેલો છે. રાજ્યકર્તા સામે અસહકાર કરવા સારુ રાજ્યકર્તાને દુષ્ટ, પાપી, આંધળા, અસ્પૃશ્ય, સેતાનીયત ભરેલા કહેવા પડે છે અને માનવા પડે છે........

......અસહકારના બીજમાં અને બંધારણમાં આ રીતે તમોગુણ રહેલો છે......

અસહકારનો પાયો રાજ્યકર્તા તરફના દ્વેષ પર ચણાયેલો છે, અને દ્વેષ એ હિંસા છે.........

......અસહકારમાં રહેલા દ્વેષના સંયોગથી સ્વતંત્રતાની ઊંચી અને ઉદાર ભાવના ઝાંખી પડે છે, અને અતંત્રતા અને અરાજકતાના ભ્રમમાં પડે છે......દાસત્વની વૃત્તિ કાઢી નાખવા માટે સ્વતંત્રતાની ભાવના ખીલવવાની જરૂર છે, અસહકારની જરૂર નથી. નેશનલ કૉન્ગ્રેસે સ્વતંત્રતાની ભાવના જાગૃત કરી અને ખીલવી એ કાર્ય અસહકાર વિના થયું છે......રાજતંત્ર પ્રજાની સ્વતંત્રતાથી વિરુદ્ધ થાય ત્યારે મન્થન ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે.

પણ,

સ્વતંત્રતા માટેના મન્થનના ઇતિહાસમાં અસહકારથી કોઈ વેળા સિદ્ધિ થઈ નથી, એટલું જ નહિં, પણ સ્વતંત્રતાની ઇચ્છા અસહકારના કૃત્રિમ ઉપાયથી ઉત્પન્ન થતી નથી.

રાજ્યકર્તા તરફથી અન્યાય દૂર થતા નથી કે દેશને સ્વરાજ્ય મળતું નથી માટે બાળકોને અને યુવાનોને નિશાળેથી ઉઠાવી લેવા ને પ્રજાનાં જ્ઞાનસાધનો ફેંકી દેવાં અને દેશની સુવ્યવસ્થા તથા દેશના સુરક્ષણની ઘટના ઉથલાવી પાડવી, એ ત્યાગ વિવેકબુદ્ધિ વગરનો હોઈ નિષ્ફળ જાય છે અને દેશને હાનિ જ કરે છે.[૧૦]

અંગ્રેજી રાજ્યવિરોધી વિચારોથી રમણભાઈનું દિલ દુભાય એ દેખીતું છે; કારણ, દક્ષિણ આફ્રિકાથી ગાંધીજી જે રાજકારણ લાવેલા તેનો આપણા વિનીત નેતાઓને પરિચય નહોતો. તે નેતાઓમાં દેશભક્તિ અને ઇંગ્લંડભક્તિ અવિભાજ્ય હતાં, પર્યાયરૂપ હતાં. એ નેતાઓ સાચા હૃદયથી માનતા કે આપણા પર ઉપકાર કરવા જ ઈશ્વરે અંગ્રેજી રાજઅમલ મોકલ્યો છે. વળી તેમને એવી શ્રદ્ધા હતી કે આપણે જેમ જેમ લાયક થતા જઈશું તેમ તેમ અંગ્રેજો આપણને સત્તા સોંપતા જશે; એમની સાચી દાનત આપણને ક્રમશઃ સત્તા સોંપવાની જ છે. આમ ગાંધીજી અને રમણભાઈ વચ્ચેનો મૂલગત તફાવત એ છે કે ગાંધીજીને અંગ્રેજી રાજઅમલનો વિનીતો કરતાં જુદી જાતનો અનુભવ થયો હતો: તેઓ ગમે તેટલે ભોગે પણ ગુલામીની જડતામાંથી મુક્ત થવું એ કર્તવ્ય માનતા હતા. વળી, કેટલીક વાર પોતાને સત્યાગ્રહી કહેવડાવતી જનતાએ કેટલાક અવળા માર્ગ લીધા હતા તોય ગાંધીજીએ યોજેલા બધા ઉપાયો પૂરેપૂરા સંયમી અને નિરામય હતા, એ એમના હૃદયની સાત્ત્વિક વૃત્તિઓમાંથી જ જન્મ્યા હતા, એટલે ગાંધીજીને એ યોગ્ય અને જરૂરી જણાતા. બીજી બાજૂ રમણભાઈ બ્રિટિશ રાજઅમલને પરોપકારી ગણતા,[૧૧] અને એમનું બંધારણવાદી માનસચકતર જે ક્રાંતિકારી

૧૦. 'વસંત', જેઠ, ૧૯૭૭, પૃ. ૧૬૨-૧૬૩, ૧૬૫, ૧૬૬

રમ.ના આ વિચારો પર ત્યારની રાજ્યકર્તા કોમ અને એના તંત્રવાહકોના વિચારોની અસર પણ જણાય છે. જુઓ ડા. સીતારામૈયા, કોંગ્રેસનો ઇતિહાસ (અંગ્રેજી)માં, પૃ. ૩૩૬, ૩૪૪.

૧૧. જવાનીમાં લખાયેલા "પરદેશગમન અને સંસારસુધારો"

ઉપાય ગાંધીજીએ સૂચવ્યો હતો એનાથી ઊંડો ક્ષોભ અનુભવતું.)

એ ઉપરાંત એ પણ નોંધવું જોઈએ કે રમણભાઈમાં વ્યક્તિગત હિલચાલને સમજી એની કદર કરવાની શક્તિ હતી, સામુદાયિક હિલચાલનું મૂલ્યાંકન કરી એની કદર કરવાની શક્તિ ન હતી. વ્યક્તિ અને સમાજને મૂલવવાનાં ધોરણ જુદાંજુદાં છે. દરેક મોટી હિલચાલ અમુક વખત સુધી વ્યક્તિ મારફત ચાલે છે, અને પછી સામુદાયિક બને છે. એક જ વિષયમાં પ્રવર્તતી હોવા છતાં આ બંને હિલચાલનાં સ્વરૂપો ભિન્ન છે, અને તેથી બંને માટે જુદી જાતના નેતા જોઈએ છે. રમણભાઈ વગેરેનો આખો સંપ્રદાય વ્યક્તિ મારફત થતા પ્રયત્નો સમજી તે જ દિશામાં કામ કરનારો હતો. સમુદાય પરની શ્રદ્ધા, એમનું સંચાલન કરવાની શક્તિ વગેરે કશું એનામાં નહોતું. આથી સામુદાયિક હિલચાલને મૂલવવાનાં વ્યક્તિગત હિલચાલ કરતાં જુદાં ધોરણોનો એને ખ્યાલ જ નહોતો. સામુદાયિક હિલચાલમાં લૂલીલંગડી, કાચી, અધકચરી વ્યક્તિઓ ચાલે. કારણ હિલચાલમાં ભાગ લેતી હોય ત્યાંસુધી એનું નૈતિક ધોરણ ને બળ એ હિલચાલમાં જરૂરી હોય તેટલી ઊંચી સપાટીએ આવે—આ વાત એ ભાગ્યેજ સમજી શકે.

રમણભાઈના પત્રની છેલ્લી કંડિકા જુઓ: વેરઝેરભર્યાં વાક્યોને ધિક્કારનાર, એને તમોગુણ કહેનાર, અગ્નિમાં ઇંધનનો ઉમેરો ન થાય એ માટે વાણીસંયમ સેવવા ઇચ્છતા રમણભાઈને પણ એક રીતે સત્યાગ્રહી જ ગણવા જોઈએ એમ નથી લાગતું?

વિનીત વિચારો ધરાવવા માટે, એવા વિચારોને વળગી રહેવા માટે 'સત્યાગ્રહી' આમ જનતાએ 'દુરાગ્રહી' રમણભાઈની પજવણી કરવા માંડી. પણ રમણભાઈએ એ ગણકારી નહિ.

---

નામના એક અપ્રકટ અંગ્રેજી સાપ્તાહિકમાં સમુદ્રગમનનો પક્ષ લેતાં તે લખે છે, "બ્રિટિશ પ્રજાની સાહસિક વેપારવૃત્તિ વિના હિંદને આ અનુમાનાતીત આશીર્વાદ સાંપડયો હોત?" વગેરે.

અસહકારનો નિર્ણય કરવામા આવ્યો તે પછી તો રમણભાઈ પર કદીક ધમકીઓ પણ આવવા લાગી [૧૨] પ્રજા તરફથી આવી પજવણી થતી હોવા છતા રમણભાઈએ પોતાના વિનીત વિચાર જાહેર કરવામા કદી પણ સકોચ અનુભવ્યો નહિ. એમના પાછના વર્ષોમા જ્યારે તેઓ રાજદ્વારી વિષયો ઉપર બોલવા ઊભા થતા ત્યારે યુવાનો ધાધલ કરી તેમને બેસાડી મૂકવા પ્રયત્ન કરતા તે વખતે રમણભાઈ હિમ્મતથી કહેતા, 'તમે ગમે તેટલો અવાજ કરશો તોયે હુ મારે જે કહેવાનું છે તે કહીશ જ.'

વિનીત હોવા છતા તેમને ગાધીજી અને વલ્લભભાઈ જેવા કટ્ટર અસહકારવાદીઓ સાથે મરણપર્યંત ઘણો સબધ રહ્યો હતો ગાધીજીને રમણભાઈ માટે એટલો આદર હતો, કે બેચારવાર રમણભાઈ સાજના પ્રાર્થનાને વખતે એમના આશ્રમ પર જઈ ચડતા ત્યારે એમણે તેમને આશ્રમવાસીઓને કઈક ઉપદેશ આપવા કહેલું, ને રમણભાઈએ એવો ઉપદેશ આપેલો શ્રી શારદાબહેન કહે છે રોલેટ એક્ટના વિરોધ પછી અમદાવાદ વગેરે સ્થળે જે તોફાન થતા હતા તે જોઈ રમણભાઈએ ગાધીજીને કહેલુ કે 'સત્યાગ્રહ પાછો ખેચી લો' આગળથી જ ચેતી ગયેલા ગાધીજીએ એમની પોતાના અભિપ્રાય સાથે મળતી એ સૂચનાનો તરત જ અમલ કર્યો [૧૩] '૨૦ લગભગ અમદાવાદના મજૂરો અને મીલમાલિકો ના ઝગડાને અગે ગાધીજીએ ઉપવાસ કર્યાં તે વખતે રમણભાઈએ પોતાના ઓળખીતા એકેએક મિલમાલિકને ઘેર જઈ તેમને કહેલુ કે 'ગાધીજી જેવાને આ કષ્ટ સહન કરવુ પડે છે તે બહુ ખોટુ દેખાય છે જો આવી નજીવી બાબત માટે એમને પ્રાણત્યાગ કરવો પડે તો એથી બહાર આપણા નગરની અપકીર્તિ થાય, માટે ગમે તેમ કરીને સમાધાન કરી લો તો સારુ '

૧૨. આવા બે પત્રો સગ્રહમા છે
૧૩. જુઓ, પૃ ૨૨૩.

'૨૭માં રમણભાઈ માંદા પડ્યા ત્યારે ગાંધીજી એમને મળવા ગયા. રમણભાઈથી બોલાતું નહોતું ને ચાલવાની પણ મુશ્કેલી હતી, છતાં તે તરત ગાંધીજીને આવકાર આપવા સામા ગયા. ગાંધીજીએ તેમને અટકાવી બહુ મમતાથી તબિયતના સમાચાર પૂછી કહ્યું, 'આ તો મારું જાત્રાનું ધામ કહેવાય. મને ફુરસદ નથી મળતી, નહિ તો આ જાત્રા માટે તો મારે અનેકવાર આવવું જોઈએ.' (રમણભાઈના અવસાન પછી પણ તેમણે કહ્યું હતું, 'હું તો રમણભાઈનો ભક્ત છું.' ગુજરાતી સાહિત્યપરિષદના પ્રમુખસ્થાન માટે ગાંધીજીનું નામ ર૯ થતાં તેઓ સાક્ષર નથી એટલે તેમને સાહિત્યપરિષદના પ્રમુખ ન કરી શકાય એમ રમણભાઈએ કહેલું તે વાતની પોતાની આગળ રાવ ખાનારને ગાંધીજીએ કહ્યું હતું, 'મારા વિષે અભિપ્રાય આપવાનો અધિકાર એમને જ છે.' પોતાની પાસે એક વિદેશી માલીસ કરનારી બાઈ આવેલી તેને ગાંધીજીએ રમણભાઈ પાસે — એમની માંદગીમાં કદાચ કામ લાગી શકે એ માટે — મોકલી આપેલી. રમણભાઈનું અવસાન થતાં ગાંધીજી વિદ્યાબહેનને દિલાસો આપવા દોડી ગયેલા, ને ઔપચારિક નહિ પણ સાચા હૃદયનો ભાવ પ્રદર્શિત કરેલો. વળી તેમણે એક સુંદર અવસાનનોંધ પણ લખી. સાહિત્યકારો રમણભાઈને દોષ દે છે — પોતાનો સમય જાહેરજીવન પાછળ વેડફી નાખવાનો. પણ (ગાંધીજીએ એમના વિશે જે ઉદ્ગારો કાઢ્યા હતા તે એમની સંગીન સેવાનું મૂલ્ય બતાવે છે:

(જે માણસ એક પણ વિધવાનાં આંસુ લૂછે છે, જે એક પણ બાળાને લગ્નને નામે ઓળખાતા પશુયજ્ઞમાંથી બચાવી લે છે, જે એક પણ અંત્યજની નિઃસ્વાર્થ સેવા કરે છે, તે દેશની અને સમાજની શુદ્ધ સેવા કરે છે; ને સંભવ છે કે મહાધુરંધર રાજ્યપ્રકરણી યોદ્ધાની સેવાઓ ભૂલાઇ જશે, ત્યારે આવી ખુણેખાચરે થતી સેવા ફળ આપ્યાં જ કરતી હશે. જે સેવાની પાછળ તાળીઓના અવાજ નથી પણ જેની પાછળ પ્રભુના આશીર્વાદ છે, તે સેવા તો ખરી છે જ. આવી સેવા રમણભાઈની હતી.[૨૪])

૨૪. ૨૫, પૃ. ૨.

રમણભાઈના સેવાના જીવનકાર્યનું આથી સરસ ગુણદર્શન બીજું કયું હોઈ શકે ?

**સામગ્રી :**

ગટુલાલ ધ્રુવે આપેલી માહિતી. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ (૩). ગ્રંથ અને ગ્રંથકાર (૮). જીવનસંભારણાં. તુલસીદાસ પરીખે આપેલી માહિતી. ગ. વા. માવળંકરે આપેલી માહિતી. બળવંતરાય ઠાકોરે આપેલી માહિતી. રામનારાયણ પાઠકે આપેલી માહિતી શેઠ વિદ્યાબ્હેન મણિમહોત્સવ અભિનંદન-ગ્રન્થ. વસંત, જેઠ ૧૯૭૭. વિદ્યાબહેને આપેલી માહિતી. હોરમસજી પે. વાહેવાળાએ આપેલી માહિતી. સરોજિની મહેતાએ આપેલી માહિતી. સ્વ. સર રમણભાઈ.

## પ્રકરણ ૬ : : જ્ઞાનસુધા

'જ્ઞાનસુધા' સમાજ, ધર્મ, સાહિત્યના વિષયો નવીન દૃષ્ટિએ, બુદ્ધિ, તર્ક અને ન્યાય સ્થાપિત ધોરણે ચર્ચનારું, નવ આદર્શ, ઉદાત્ત ભાવના, શાસ્ત્રીય વિચારનો પ્રચાર કરનારું સુધારાનું એક મુખ્ય અંગ થઈ પડ્યું. — હીરાલાલ પારેખ

**૧૮૭૧ ની** સત્તરમી ડિસેમ્બરે અમદાવાદના આગેવાન શહેરીઓ ભોળાનાથ અને મહીપતરામે એકેશ્વરમાં માનતી પ્રાર્થનાસમાજ નામની ઉપાસનાસંસ્થા સ્થાપી.[૧]

એ પછીનાં પંદરેક વર્ષમાં હિંદમાં અનેક ધાર્મિક પ્રવાહો વહેતા થયા હતા. '૬૫ લગભગથી જ સુધારાનું જોર નરમ પડવા માંડયું હતું, ને થોડા વખત પછી — '૭૫ લગભગથી — થિયોસોફી અને આર્યસમાજે લોકોના મન પર કાબૂ જમાવવા માંડયો હતો.

---

૧. સ્થાપનાની વિશેષ વિગત અનુગામી પ્ર મા. અમદાવાદ પ્રાર્થનાસમાજની પૂર્વની ધર્મસભા (પાછળથી ભક્તિસભા)ની સ્થાપના કદાચ દુર્ગારામ મહેતાજીની માનવધર્મ સભાની અસરથી હોય એવું કેટલાકનું માનવું હતું (મહી, પૃ. ૧૧૩-૧૧૪), ભોળાનાથ ને મહીપતરામનો સુરતનિવાસ ને એ સભામાં ભોળાનાથે લીધેલો ભાગ જોતા આ માન્યતા સાચી સંભવે છે.

---

'૮૦ લગભગ નર્મદે પણ પોતાનો આગલો મત તજી દઈ સનાતન આર્યધર્મની ઘોષણા કરવાની શરૂઆત કરી હતી. આમ, આખા દેશમાં પ્રાચીન કે નવીન ધાર્મિકતાની પુનઃસ્થાપના થવાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં હતાં.

પણ એ જ ગાળામાં આખા દેશમાં એક બીજો પ્રવાહ પણ વ્યાપતો જતો હતો. જુદી જુદી કૉલેજોના અધ્યાપકો યુરોપના નાસ્તિક કે અજ્ઞેયવાદી વિચારકોનાં પુસ્તકો વાંચી વાંચી એમના મતના થયા હતા, ને તેમનાં ભાષણોથી એ વખતના ઘણા બુદ્ધિશાળી ને સુશિક્ષિત વિદ્યાર્થીઓ ઉપર એ ધર્મહીનતાની અસર પડતી હતી. એ ગાળામાં આવા નિરીશ્વરવાદી યા અજ્ઞેયવાદી અધ્યાપકો પેસ્તનજી પાદશાહ અને દારાશા સેહનાએ 'ગુજરાત ગેઝેટ' નામનું એક અંગ્રેજી સામયિક પ્રસિદ્ધ કરવા માંડ્યું તેમાં બીજી બાબતો સાથે તેઓ નિરીશ્વરવાદ કે અજ્ઞેયવાદની પોતાની માન્યતા પ્રકટ કરતા. સાચા ધર્મસ્વરૂપનો ફેલાવો કરવા અને આ જાતની 'ધર્મવિરોધી' માન્યતાઓનો નિરાસ કરવા પ્રાર્થનાસમાજે ધર્મપ્રચારક સભા સ્થાપી અને એના આશ્રયે પહેલી ડિસેમ્બરથી 'જ્ઞાનસુધા' નામનું શરૂઆતમાં થોડા અંગ્રેજી લખાણવાળું ગુજરાતી પખવાડિક દેવનાગરી લિપિમાં શરૂ કર્યું.[2] લેડી વિદ્યાબહેનને યાદ છે ત્યાંસુધી તેનું નામ કૃષ્ણરાવ ભોળાનાથે પાડ્યું હતું.[3] શ્રી. ગટુલાલ ધ્રુ માને છે કે આનો અંગ્રેજી વિભાગ શરૂઆતથી જ બુદ્ધિશાળી અને ઉદારધર્મ-

૨. બુપ્ર, પુ. ૩૪, અં. ૫, પૃ. ૧૧૮ ઉપર "પુસ્તકોની પહોંચ"માં "અમદાવાદ પ્રાર્થનાસમાજનો પંદરમો વાર્ષિક વૃત્તાંત, સને ૧૮૮૬ નો".

૩. મુલા. (૧). એ વખતે પંદરેક વર્ષથી 'જ્ઞાનવર્ધક' ને બારેક વર્ષથી 'જ્ઞાનોદય' નામનાં પત્રો નીકળતાં (બુપની ફાઈલો). વળી દાદાભાઈ વગેરેએ પોતાના પત્રને 'જ્ઞાનપ્રસારક' નામ આપ્યું હતું. મરાઠીમાં પણ 'જ્ઞાન' પૂર્વપદવાળાં પત્રો હતાં. આ સુંદર નામ પર વખતે આવાં પુરોગામી નામોની અસર હોય.

મતવાદી રમણભાઇને સોંપાયો ને તેઓ બી. એ. થયા પછી એના ગુજરાતી અંગ્રેજી બંને વિભાગ તેમને સોંપી દેવામાં આવ્યા.

એ કમનસીબની વાત છે કે રમણભાઈ, મહીપતરામ, નરસિંહરાવ વગેરેનાં અનુપલબ્ધ લખાણો ધરાવતું, ગુજરાતી પત્રકારત્વ અને ધાર્મિક સાંસારિક સુધારણાના ઇતિહાસના મહત્ત્વના અંકોડારૂપ આ પખવાડિક કોઈ સ્થળે ઉપલબ્ધ નથી. ૧૮૯૨ ના જાન્યુઆરીથી એને માસિક બનાવવામાં આવ્યું.[૪] ત્યારથી તે અંત સુધીની ફાઈલો ઉપલબ્ધ છે.

'૯૬ થી એના પર "પ્રત ૧૦૦૦" છાપેલું છે તે કદાચ જીવનલાલ અમરશી, જેમને પાછલાં વર્ષોમાં પત્રની વ્યવસ્થાનું કામ સોંપાયેલું, તેમની યોજના હશે. '૯૬ ના ફેબ્રુઆરીમાં તંત્રી રમણભાઈના નામ નીચે વ્યવસ્થાપક તરીકે જીવનલાલનું નામ આવે છે, એટલે આગલા મહિનાથી તેમણે એ હાથમાં લીધું હોય ને હજાર પ્રત છપાવવા માંડી હોય એવું અનુમાન થાય છે. પણ સમગ્ર સંચાલન રમણભાઈ કરતા ત્યાંસુધી તો ત્રણસો સાડાત્રણસોથી વધુ નકલો છપાઈ હોય એમ જણાતું નથી. અને એટલા પણ કદાચ લવાજમ ભરનારા ગ્રાહક નહિ હોય. ગુજરાત માટે એ શરમભરેલું છે કે એના જે સાક્ષરોએ 'વસંત' અને 'જ્ઞાનસુધા' જેવાં પત્રો કાઢ્યાં તેમને સમગ્ર નહિ તો ઘણોખરો વખત ખોટ સહન કરીને એ ચલાવવાં પડ્યાં, અને એનું આખું તંત્ર સંભાળી લેનાર બીજા સાહિત્યકારો ન નીકળ્યા એટલે એ પત્રો બંધ પડ્યાં.

'જ્ઞાનસુધા'ની સામગ્રીનો ખ્યાલ આવે તે માટે અહીં એના થોડાક અંકોની અનુક્રમણિકા જોઈએ: પહેલાં છઠ્ઠા પુસ્તક—માસિક સ્વરૂપનું પહેલું પુસ્તક—ના પહેલા ત્રણ અંકોની, અને પછી એ ૪ પુસ્તકના છેલ્લા બે અંકોની :

---

૪. શ્રી. ગટુલાલ ધ્રુ માને છે (મુલા, તા. વગેરેનો) કે પખવાડિક ક્રાસુ ૧૮૮૮ થી ૧૮૯૨ દરમિયાન અઠવાડિક થયેલું. પણ આ વાત માટે કોઈ જાતનો આધાર નથી; એથી ઊલટો આધાર વિશેષ છે.

પુ. ૬, અં. ૧ : પ્રાર્થના (કવિતા) (ભોળાનાથના અપ્રસિદ્ધ અભંગો), સ્તુતિ (રમણભાઈ, ગ્રંથસ્થ ધસ ૧), કવિત્વરીતિ (રમણભાઇ, ગ્રંથસ્થ કસા ૧), દોઢી રજની (કવિતા) (નરસિંહરાવની) લેખકના નામ વિના; વ્રત (કોઈ એક વ્રતની કથા; એની હાસ્યાસ્પદતા જણાઈ આવે તે માટે), ભક્તિ અને નીતિ (ભક્તિ વિના નીતિ વ્યર્થ છે વગેરે ઉપદેશ).

પુ. ૬, અં. ૨ : પ્રાર્થના (કવિતા અને ગદ્ય) (ભોળાનાથ), ચર્ચાપત્ર ('મુમુક્ષુ'ના મહત્ત્વના પ્રશ્નો, તેના ઉત્તર), કષ્ટસહનની વ્યર્થતા (કવિતા) [દયારામ (પ્રાચીન)ની], ભક્તિ અને નીતિ, વ્રત, વાસના અને જન્માંતર (શેઠ વલ્લભદાસ પોપટ), અતિ ખેદકારક મૃત્યુ (વિહારીદાસના પૌત્ર વિશે, છેલ્લા પાના પર).

પુ. ૬, અં. ૩ : મહારાણીનો પત્ર (ઉપલા મૃત્યુ અંગે મહારાણીનું જનતાજોગ આભારદર્શન), વ્રત, વાસના અને જન્માંતર, તરતું ધુમ્મસ, ઈશ્વરનું નિરાકારત્વ (ગિરાનંદજીનો ઉપદેશ), ભક્તિ અને નીતિ, સુવાક્ય (કુરાનમાંથી).

પુ. ૬, અં. ૧૧ : કેશવપન અથવા શિખારક્ષણ (રમૂજી કટાક્ષલેખ), વહેમખંડન (આગલા અંકથી ચાલુ), એક ઉદાર બક્ષીસ, શ્રાવણ વદી ૧૧ની કથા, સભા.

પુ ૬, અં. ૧૨ : સદ્દંસદ્દ, વ્રત (નાગપાંચમ), વહેમખંડન, અમદાવાદ પ્રાર્થનાસમાજનો એકત્રીસમો વાર્ષિકોત્સવ, ગ્રંથાવલોકન ('અભંગમાળા', ભા. ૧), મહીપતરામ રૂપરામ નિરાશ્રિતગૃહ (સ્થાપનાનો અહેવાલ).

આ સત્તાવીસ વિષયોમાંથી અગિયાર ધાર્મિક, ચાર ધર્મપ્રધાન સાહિત્યકીય, બે ધાર્મિક–સામાજિક–હાસ્યરસિક, એક ધાર્મિક–સામાજિક, એક હાસ્યરસિક, બે પ્રાર્થનાસમાજ વૃત્ત, એક સંસાર-સેવકસંસ્થાનું વૃત્ત, બે સાહિત્યવિષયક, બે રાજવૃત્ત અને એક પ્રકીર્ણ છે.

આમ "સદ્ધર્મ અને સુનીતિના વિષયો...લખવાના ઉદ્દેશ"વાળા આ માસિકમાં રમણભાઇએ પહેલેથી જ ધર્મનું પ્રાધાન્ય રાખ્યું છે. અલબત એ ધર્મ તે પ્રાર્થનાસમાજ. તેઓ પત્રમાં ઘણીવાર ઈશ્વર-પરિષદના અહેવાલો અને ભાષણો તથા અમદાવાદ પ્રાર્થનાસમાજ સમક્ષ અપાયેલા ઉપદેશો કે પ્રવચનો છાપતા. પ્રાર્થનાસમાજની

વાર્ષિક સભાનો અહેવાલ દર વર્ષે અપાતો. એ ઉપરાંત બ્રહ્મસમાજની બીજી કેટલીય વાતો (આ પાછલી વસ્તુ ઘણીવાર મુંબઈ પ્રાર્થના-સમાજના મુખપત્ર 'સુબોધપત્રિકા' પરથી) આપવામાં આવતી. પ્રાર્થનાસમાજના અહેવાલો અને વ્યાખ્યાનોની જેમ સંખ્યાબંધ સંસારસુધારા પરિષદોના અહેવાલો તથા રાનડે અને ગોખલે જેવા સુધારકોનાં ભાષણો પણ 'જ્ઞાનસુધા'માં છપાતાં. બીજાં સામયિકો આવાં ધાર્મિક કે સામાજિક ભાષણ જવલ્લે જ છાપતાં.

'જ્ઞાનસુધા'નાં ધાર્મિક અને સામાજિક લેખો રમણભાઈની પ્રચારક તંત્રી તરીકેની શક્તિ દાખવે છે. લોકોનાં માનસમાંથી ખોટી ધાર્મિક માન્યતાઓ અને વહેમ, કુરૂઢિ વગેરે દૂર કરવા એ શક્ય તેટલાં બધાં સાધનોનો ઉપયોગ કરતા. "કષ્ટસહનની વ્યર્થતા" દર્શાવે છે કે જરૂર પડે તો પોતાના હેતુ માટે પ્રાચીન પંક્તિઓનો ઉપયોગ કરવામાં પણ રમણભાઈને વાંધો નહોતો. એ જ રીતે, વ્રતોની કથા આપીને એ કથાઓની બાલિશતા અને એવાં વ્રતોની અર્થહીનતા વગર લખ્યે સૂચવી દેવાતી. "શ્રાવણ વદી ૧૧ની કથા"ની નીચે ઘેરા અક્ષરમાં લખ્યું છે, "આ કથા બનાવટની છે એ એની રચના ઉપરથી જ જણાય છે." પુ. ૮, અં. ૨માં વ્રત-કથાની નીચે એ 'વ્રતરાજ'માંથી લેવાઈ છે તે જણાવી લખ્યું છે, "એ તરેહનાં વ્રત કેટલાં નિષ્કારણ છે, તે બતાવવાના હેતુથી, એમાંના મુખ્ય મુખ્યનો સાર આપીયે છીએ." આ સામાવાળાની છાવણીમાં જઈને ઘા કરવાની વિશિષ્ટ રીત છે. 'ભદ્રંભદ્ર'ની લેખ-માળા એ રમણભાઈની પક્ષવાદી પત્રકાર તરીકેની શક્તિનું જ્વલંત ઉદાહરણ છે. એ શક્તિનું વિશિષ્ટ સમર્થ પાસું એક રીતે આ પ્રકરણ સાથે સંકળાયેલા પ્રકરણ નવમામાં જોવાશે.

'જ્ઞાનસુધા' એક રીતે રમણભાઈનાં ગમોઅણગમો, વૃત્તિઓ, અભિલાષો વગેરેનું પ્રતીક બની રહે છે. ધર્મ-નીતિ-પ્રેમી દેશસેવક રમણભાઈનો આત્મા સાહિત્યપ્રેમી પણ હતો, તો એમના એ અંશને

પણ આ પત્રમાં આવિર્ભાવ મળ્યો છે. 'જ્ઞાનસુધા'માં આવતા સાહિત્યકીય લેખોની સંખ્યા ધાર્મિક લેખો કરતાં ઘણી ઓછી છે, પણ સામાજિક લેખો કરતાં ઓછી નથી. એને માસિક કરવામાં કદાચ સંપાદન માટેના સમયનો અભાવ, કે પૂરતી ધાર્મિક સામગ્રીનો અભાવ હોવાને બદલે—કે સાથેસાથે—એમાં સાહિત્યને સ્થાન આપી શકાય તે પણ હોય. માસિકમાં રમણભાઈના સાહિત્યવિષયક લેખો છે, પાક્ષિકમાં જણાતા નથી. આમ રમણભાઈ 'જ્ઞાનસુધા' મારફત ગુજરાતના ધર્મજીવન ઉપરાંત સાહિત્યજીવનની સેવા પણ કરી શકયા. તેમણે નાનાલાલ અને બીજા ઘણા ઊગતા લેખકોની કૃતિઓને પ્રસિદ્ધ કરી, તેમને દોરવણી આપી, ને આગળ આણ્યા. 'જ્ઞાનસુધા'-માંના રમણભાઈના સાહિત્યવિષયક લેખો તેમની અંગત અભિરુચિ અને માન્યતા વ્યક્ત કરે છે, તો બીજી બાજુ નાનાલાલનું અપવાગદ્ય "વસંતોત્સવ", તે પરની નાનાલાલની નોંધ વગેરે દર્શાવે છે કે બીજા લેખકોની સાહિત્યકૃતિ પ્રસિદ્ધ કરતાં એઓ બહુ જ ઉદાર રહેતા— પોતાના સિદ્ધાંતથી વિભિન્ન હોય એવી કૃતિઓ પણ છાપતા.

હાસ્યના શોખીન રમણભાઈ ગંભીર સાહિત્યની જેમ હાસ્ય-સાહિત્યને પણ પોતાના પત્રમાં સ્થાન આપતા. ઉપર આપેલી અનુક્રમણિકામાં 'ભદ્રંભદ્ર' ઉપરાંત "કેશવપન" અને "સજા" એ બંને લેખો સ્મૂળી છે. એ પછીના ૧૯૧૯ સુધીનાં વીસ વર્ષોમાં 'હાસ્યમંદિર'માં છપાયેલા રમણભાઈ અને વિદ્યાબહેનના પાંત્રીસમાંના છવ્વીસ લેખો, રમણભાઈની અપૂર્ણ કૃતિ 'શોધમાં' તથા વિવિધ લેખકોના "ધર્મરાજાનો ન્યાય", "ઉદ્‌ગારચિહ્ન ? ! ? !", "ચંદ્ર વિષે ભારતીભૂષણ," "વિદ્વન્મુકુટ", "હિમ્મતલાલની હિમ્મત અને પ્રોફેસરનો અખતરો," વગેરે સંખ્યાબંધ લેખો છપાયેલા છે. શ્રી. ધન-સુખલાલ મહેતા કહે છે કે "તે વખતે 'જ્ઞાનસુધા'માં જ "હાસ્યરસનો ઝંડો ઉડતો રાખવામાં આવતો."[૫]

૫. ૨૧, પૃ. ૨૧૧.

'જ્ઞાનસુધા'માં રાજકારણી લેખો નહિવત્ છે; છતાં છે તેટલા રમણભાઈના માનસનું પ્રતિબિમ્બ ઝીલે છે.[૬]

'જ્ઞાનસુધા'ના લેખકોમાં મુખ્યત્વે રમણભાઈ, ગટુલાલ ધ્રુ, નારાયણ હેમચંદ્ર, વ્રજરાય દેસાઈ, કાન્ત, કૃષ્ણરાવ દ્વિવેટિયા, નરસિંહરાવ, જ્હોલાલ (મુકુલ), વગેરે અને કોઈકવાર બ. ક. ઠાકોર હતા. નાનાલાલ કવિ શરૂઆતનાં વર્ષોમાં પોતાનાં કાવ્યો આપતા. આ ઉપરાંત ઠાકોરલાલ હરિલાલ દેસાઈ નામના એક ગૃહસ્થ લેખો લખતા, જેમણે ૧૮૯૯ની અધવચથી ચારેક વરસ સુધી સંખ્યાબંધ લેખો આપ્યા છે. 'જ્ઞાનસુધા'ના પાછલાં વરસોમાં એના લેખકોમાં ચાંપસી ઉદ્દેશી, ધનસુખલાલ મહેતા વગેરે ઉમેરાયેલા છે, ને તેમણે ઠીક સંખ્યામાં લખાણો આપ્યાં છે.[૭] આ બધા લેખકોમાં રમણભાઈનો ફાળો બહુ મોટો છે. એમના સંગૃહીત વાઙ્મયનો ત્રણ પંચમાંશ યા તેથી વધુ ભાગ 'જ્ઞાનસુધા'માંથી જ લેવામાં આવ્યો છે. આ ઉપરાંત 'જ્ઞાનસુધા'ના એકએક બબ્બે પાનાનાં બીજાં ઓછામાં ઓછાં ચાળીસેક ને કેટલાંક તેથી વધુ લાંબા લખાણો કે ભાષાંતરો રમણભાઈના જ છે. બેત્રણ વાર તો લગભગ આખો ને આખો અંક રમણભાઈએ લખેલો છે. આ હકીકત રમણભાઈની લેખક તરીકેની શક્તિ ને તે કરતાં વધુ તેમના મહેનતુ સ્વભાવની દ્યોતક છે.

---

૬. પુ. ૭, અં ૩ માના "રાજ્યપ્રાય પ્રશ્નનો હક "મા રમણભાઈએ ૧૮૯૩ના ઇંડિયન કાઉંસિલ એક્ટની વિગતે, ધારાસભામાં વાઇસરૉયે કરેલુ ભાષણ, અને ત્યાં પુછાયેલો એક પ્રશ્ન તથા તેના ઉત્તર આપી એ આપણી દૃષ્ટિએ મામૂલી પણ તત્કાલીન સમાજની દૃષ્ટિએ નવા પ્રસ્થાન જેવી અધિકારપ્રાપ્તિને બહુ જ બિરદાવી છે ઉપરની અનુક્રમણિકામાનુ "અતિ ખેદકારક મૃત્યુ" ને સરકારે છાપવા મોકલેલો "મહારાણીનો પત્ર" પણ આ જ વાતના દૃષ્ટાંત છે પણ આ ઓછામાં અત્યાનંદ માનવાની વૃત્તિ ને અતિ તીવ્ર રાજભક્તિ એ જમાનાના લાક્ષણિક છે

૭. વિદ્યાબહેન પાસેની રમના હસ્તાક્ષરવાળી જ્ઞાસુની ફાઈલો

રમણભાઈને અતિશય કામ રહેતું એનું પ્રતિબિંબ પણ એમના આ પત્ર પર પડયું છે. ઘણી વાર તેમણે દર મહિને અંક બહાર પાડવાને બદલે અમુક અંકો ભેગા બહાર પાડ્યા છે. કેટલીક વાર તો બારબાર મહિનાના અંક પણ એકઠા પ્રસિદ્ધ થયા છે. કોઈક જાહેર બનાવ તે બન્યાના દસબાર મહિના પહેલાંની તારીખના અંકમાં પણ નોંધાયેલો છે, જે દર્શાવે છે કે કોઈક વાર અંક એકાદ વર્ષ મોડો પણ બહાર પડતો; જો કે આવા અંતિમ કોટિના દાખલા બહુ નથી. એમનો અભિનિવેશ એવો છે કે સમયની હાડમારી છતાં—વિદ્યાબ્હેન કે બાળકોનો અભ્યાસ, કોર્ટ, જાહેર કામો, અને પ્રાર્થનાસમાજ એ બધા વચ્ચે ડૂબેલા રહેવા છતાં—૧૯૧૯ સુધી તેમણે પત્ર ચાલુ રાખ્યું છે.

સમયની અરાજકતા છતાં કેટલીક વાર સામગ્રીમાં વૈવિધ્ય ઠીક જળવાતું, તો કેટલીકવાર તેમાં પણ ભારે અરાજકતા પ્રવર્તતી.[૮]

૮. દાખલા તરીકે, વર્ષ ૧૫માં બાર માસનો એક જ અંક બહાર પડ્યો છે, પણ એના બસો અઠયાસી પૃષ્ઠોમાં સત્તાવીસ વિષયો લીધેલા છે. આમ છતાં એમાં કવિતા વધારે છે, અને પાછલા ભાગમાં મનમોહનદાસ રણછોડલાલ ઝવેરી કૃત 'નીતિભૂષણ અને પ્રભુરસ સ્વાદાવલિ' તથા તેમણે પોતાની જ્ઞાતિને અનુલક્ષીને રચેલ 'વીસા લાડ જ્ઞાતિજ્ઞાઓને સૂચના' એ નામનું ચોપાનિયું—આ બે લાંબાં લખાણ પણ છાપી નાખ્યાં છે। વ. ૨૦ અં. ૧-૧૨માં શરૂઆતમાં પ્રાર્થનાસમાજના દરોક ઉપદેશો આપ્યા છે અને તે પછી સો પાનાનું "થાકેલું હૃદય" નામનું કાવ્યચિત્ર આપવામાં આવ્યું છે. વ. ૨૬, અં. ૪-૧૨ માં એના પૃ. ૭૩ થી ૮૨ સુધી, એટલે કે પહેલા પાનાથી, કવિતા છે, તે પછી પૃ. ૮૩ થી ૨૬૫ સુધી દેવેન્દ્રનાથ ટાગોરનું જીવનચરિત્ર અને વિચારો પ્રકરણ પહેલું, પ્રકરણ બીજું એમ કરી આપવામાં આવ્યાં છે, ને તે પછી પૃ. ૨૬૯ થી ૨૮૮ માં બીજા બે લેખો છે. આમ, કેટલીકવાર અંકો બહાર પાડવાનું મોડું થઈ જતું ત્યારે ગમે તેમ 'મૅટર' ભેગું કરી અંક છાપી નાખવામાં આવતો. અલબત, 'મૅટર' 'જ્ઞાનસુધા'ને અપથ્ય ન હોય એવું જ લેવાતું.

આમ 'જ્ઞાનસુધા'નું સંપાદન એકંદરે ઉત્કૃષ્ટ નહોતું. છતાં એના કાળમાં એણે ધર્મ અને સાહિત્યની બહુ સારી સેવા કરી છે, અને રમણભાઈના મુખપત્ર તરીકે એમના ધાર્મિક, સાહિત્ય-વિષયક, સામાજિક અને અલ્પતમ અંશે રાજકીય વિચારોને જાહેર સમક્ષ મૂક્યા છે. આપણી ભાષાની પહેલી કટાક્ષકથા 'ભદ્રંભદ્ર' પણ આખી એમાં જ ટુકડે ટુકડે પ્રસિદ્ધ થઈ.

રમણભાઈ પોતાના કામથી પહોંચી શકતા ન હતા. જીવનલાલ અમરશીએ સાહિત્યપ્રવૃત્તિ શરૂ કરી એટલે '૧૬ થી રમણભાઈએ 'જ્ઞાનસુધા'નું સંચાલન એમને સોંપ્યું. પણ છેવટ જતાં એમની ધંધા-દારી રીત પસંદ ન આવતાં ને પત્રની મૂળ નીતિ જળવાઈ ન રહેતાં રમણભાઈએ તેત્રીસમા વર્ષ પછી એ બંધ કર્યું. કદાચ એ ઓચિંતું જ બંધ થયું, કારણ બંધ કરવા વિશે એમાં કાંઈ નોંધ હોય એમ લાગતું નથી. શ્રી. ગટુલાલ કહે છે કે છેલ્લાં ત્રણ વરસ એનું સંપાદન એમણે પોતે કરેલું.

આમ 'જ્ઞાનસુધા' એ જમાનાની જરૂરિયાતમાંથી જન્મ્યું, એ જમાનાની એક આગેવાન વ્યક્તિના વિચારોનું વાહન બન્યું, એ યુગની એક બીજી આગેવાન વ્યક્તિ મ. ન. દ્વિ નાં મંતવ્યોનો વિરોધ કરતાં એણે એ બંને પાસે કેટલુંક કડક છતાં ઉપયોગી લખાણ કઢાવ્યું, નાનાલાલ, ચાંપસી ઉદ્દેશી, ધનસુખલાલ વગેરે ઘણા નવા લેખકોને ઉત્તેજન આપી પ્રકાશમાં આણ્યા, બીજાં ઘણાં પત્રોની જેમ કેટલાક કાયમ માટે સાચવી રાખવા જેવા લેખોને જન્મ આપી અંતે કાલમહાસાગરમાં લુપ્ત થઈ ગયું.

**સામગ્રી :**

ગટુલાલ ધ્રુવે આપેલી માહિતી. જ્ઞાનસુધાની ફાઇલો. ચિંતનાત્મક ગદ્ય. બુદ્ધિપ્રકાશ, પુ. ૩૪, અં. ૫. ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત. સુદર્શન ગદ્યાવલિ.

# પ્રકરણ ૭ : : ધાર્મિક જીવન

દરિદ્રરે રહું વરયો. — રમણભાઈ*

સર રમણભાઇ આપણા એક ઉત્તમ ચિંતક હતા. — રા. વિ. પાઠક

ઇચ્છા હોય તોય આપણે ભૂતકાળ સાથેનો સંબંધ તોડી શકીએ તેમ નથી; અને, આપણે તોડી શકીએ તોય એ તોડવા જેવો નથી.
—ગોપાળ કૃષ્ણ ગોખલે

'જ્ઞાનસુધા' કાલમહાસાગરમાં લુપ્ત થયું, પણ સાથે કેટલાંક અમર ફળ મૂકતું ગયું. એમાંનું એક તે રમણભાઈના ધાર્મિક લેખો, ને એમાં વ્યક્ત થયેલું એમનું મૂલ્યવાન ચિંતન એ વિચારો અને ચિંતન જેનાં ને મૂલ્યનાં પહેલાં તેમની ધાર્મિક શ્રદ્ધા જે ધર્મસંપ્રદાય પર બંધાઈ હતી તેનો થોડો ઇતિહાસ જોવો આવશ્યક છે.

કંપનીનું રાજ્ય સ્થપાતાં હિંદમાં અંગ્રેજ પાદરીઓનાં ટોળાં ઊતરી આવ્યાં. એમણે બને તેટલા હિંદીઓને ખ્રિસ્તી કરવાનો પ્રયત્ન આદર્યો. એમ કરતાં તેમણે હિંદુધર્મ પર અનેક આક્ષેપો કર્યા, જેમાંનો મુખ્ય પુરાણો અને મૂર્તિપૂજા સામે હતો. પુરાણોમાં આલેખાયેલી દેવોની અનીતિ અને એમાં વારંવાર આવતા ચમત્કારો તરફ આંગળી ચીંધી પાદરીઓ હિંદુઓને કહેવા લાગ્યા, 'જુઓ, તમારાં ધર્મશાસ્ત્ર આવાં અધાર્મિક છે. એનો બધો મદાર બ્રાહ્મણોએ હાંકેલાં ગપ્પાંષ્ટક પર છે.'

કોઈ પણ જીવંત ધર્મની ખાસિયત એ છે કે એના પર બીજા કોઈ ધર્મનું આક્રમણ થતાં એ બને તેટલા બળથી એની સામે થાય છે; એમ કરતાં જરૂર પડે તો એના અમુક સદંશ અપનાવી લે છે, જેથી આક્રમકને આક્રમણ કરવાનું સ્થાન રહેતું નથી. જીવંત હિંદુધર્મે પાદરીઓના વ્યાપક અને સુયોજિત આક્રમણનો પ્રતિકાર કરવા એ માર્ગ લીધા : પહેલો, આપણા ધર્મમાં જે બચાવ ન કરી

* ૧૯૨૨ના કીર્તન (જુઓ હવે પછી)માં તુકારામના જીવનપ્રસંગમાંથી.

શકાય એવું અને અનિષ્ટ હોય તેની સંશુદ્ધિનો; બીજો, ધર્મના સમર્થનનો. સંશુદ્ધિનું કામ બ્રાહ્મસમાજ, મુંબઇ અને મદ્રાસના પ્રાર્થનાસમાજ, અમદાવાદના પ્રાર્થનાસમાજ અને આર્યસમાજે કર્યું. સમર્થનનું કાર્ય આર્યસમાજ, થિયોસોફી, પ્રાંતે પ્રાંતના શાસ્ત્રીઓ ધર્માચાર્યો અને પશ્ચિમની વિદ્યા પામેલા છતાં હિંદુ ધર્મ અને સંસ્કૃતિમાં દૈવત જોનારા લેખકોએ કર્યું.

જેમ અંગ્રેજી રાજ્ય બંગાળમાં પહેલું જામ્યું તેમ ખ્રિસ્તીધર્મનો પ્રચાર પણ સહુથી પહેલો બંગાળમાં થયો. સેરમપોર અને બીજાં સ્થળોનાં ખ્રિસ્તી મિશનોએ હિંદુઓને ઝપાટાબંધ વટલાવવા માંડ્યા. આ રોગનો પ્રતિકાર કરવા હિંદુધર્મે બંગાળમાં બ્રાહ્મસમાજરૂપી પ્રતિકારસાધન ઉત્પન્ન કર્યું. એ ખ્રિસ્તી ધર્મના કેટલાક અંશો પચાવીને એકંદરે એ પંથના પ્રચારનો રોધક જ બન્યો.

એ સંસ્થાના સ્થાપક 'રાજા' રામમોહનરાય. તેમણે સતી થવાની પ્રથા સામે ચળવળ ઉપાડી અને શિક્ષણના પ્રચારની ઝુંબેશ ઉઠાવી. અરબી, ફારસી અને 'કુરાન'ના એ અભ્યાસીએ એક પક્ષે મૂર્તિપૂજા વગેરેમાં માનતા જૂના શાસ્ત્રીઓ સાથે તો બીજે પક્ષે એકેશ્વરને બદલે એના ત્રિધાસ્વરૂપ[1]માં માનતા પાદરીઓ સાથે વાદવિવાદ કર્યો. ધર્મ – અને તત્ત્વજ્ઞાન–વિષયક શોધમાં તેમણે આત્મીયસભા સ્થાપી. એમાં ધર્મ અને તત્ત્વજ્ઞાન વિશે ચર્ચાઓ થવા લાગી. ૧૮૨૮ માં તેમણે મૂર્તિપૂજાના અભાવ અને એકેશ્વરવાદના સિદ્ધાંત ઉપર 'બ્રાહ્મસભા'ની સંસ્થા સ્થાપી, જે પાછળથી બ્રાહ્મસમાજને નામે ઓળખાવા માંડી. તેમાં દર શનિવારે જાહેર ઉપાસના થવા લાગી. વેદમંત્રો, ઉપનિષદના અમુક ભાગો, એનું બંગાળી ભાષાંતર, બંગાળીમાં એકાદ પ્રવચન અને મંત્રપઠન — એ ક્રમમાં ઉપાસના થતી. વેદમંત્રના ઉચ્ચાર માટે બે તેલુગુ બ્રાહ્મણ રોકવામાં આવ્યા. સમાજે ૧૮૩૦ માં કલકત્તામાં પોતાના મકાન—

---

૧. પિતા, પુત્ર, પવિત્ર આત્મા.

એ મંદિર કહેવાય છે — નું ઉદ્ઘાટન કર્યું. એ જ સાલમાં રામમોહન ઇંગ્લંડ ગયા, જ્યાં '૩૩ માં તેમનું અવસાન થયું. રાજાના વખતમાં મૂર્તિપૂજાનો વિરોધ ને એકેશ્વર બાદ કરતાં બાકીની બાબતોમાં સમાજનું વલણ હિંદુધર્મ પર હતું. સમાજીઓ પોતાને હિંદુ જ ગણતા.

રાજાના મરણ પછી સમાજનાં સૂત્રો દ્વારકાનાથ ટાગોર અને રામચંદ્ર વિદ્યાવાગીશના હાથમાં આવ્યાં. પણ રામમોહન જેવા પ્રભાવશાળી સૂત્રધારને અભાવે સમાજ મરવાને વાંકે જીવી રહ્યો. દ્વારકાનાથના ઉપનિષત્પ્રેમી પુત્ર દેવેન્દ્રનાથે ત્રણેક આધ્યાત્મિક અનુભૂતિ પછી, '૨૯ માં, પોતાના ભાઈઓ પિત્રાઈઓ વગેરેને સભ્ય બનાવી તત્ત્વબોધિની સભા સ્થાપી, ને તેના આશ્રયે અઠવાડિક સભાઓ અને માસિક ઉપાસના શરૂ કરી. એ વરસમાં જ એના સભ્યોની સંખ્યા પાંચસોની થઈ ગઈ. આ બધી સ્વતંત્ર પ્રવૃત્તિ સાથે દેવેન્દ્રનો બ્રાહ્મસમાજ સાથેનો સંબંધ વધતો જતો હતો. ૧૮૪૧ થી તેમણે સમાજમાં ઊંડો રસ લેવા માંડ્યો. '૪૩ માં તેઓ તેના સભ્ય થયા, ને ત્યારથી ફરી સમાજની પ્રગતિ થવા માંડી. તેમની સૂચનાથી બ્રાહ્મસમાજ માટે તત્ત્વબોધિની સભાએ પોતાનું મુખપત્ર 'તત્ત્વબોધિની પત્રિકા' શરૂ કર્યું. એના વડે સમાજનો માનમર્તબો ઘણો વધ્યો. '૪૫ થી એના તંત્રી અક્ષયકુમાર દત્તે ખ્રિસ્તીઓ વિરુદ્ધ પણ લખવા માંડ્યું, ને ખ્રિસ્તીઓના 'બાયબલ' સામે તેમણે 'વેદ'ને સમાજના પ્રમાણગ્રંથ તરીકે જાહેર કર્યો. 'મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ' કહે છે કે ૧૮૫૦ માં સમાજે કેટલાક નિયમો જાહેર કર્યા, જેમાં મુખ્ય બે હતા: (૧) મૂર્તિપૂજા ન કરવી, (૨) પરમેશ્વર પર અનન્ય પ્રેમ રાખી તેને પ્રિય હોય તેવાં કાર્યો કરવાં. આ જ ગાળામાં વેદપ્રામાણ્ય પણ, સમાજના સિદ્ધાંતોને અનુરૂપ ન હોવાથી, મૂકી દેવામાં આવ્યું. જૂના વારસાને આદરપૂર્વક જોનારા દેવેન્દ્રનાથને બધું તર્કશુદ્ધ કરવાના આગ્રહી અક્ષયકુમાર અને એના જુવાન સાથીઓના સતત આગ્રહથી

સમાજમાં કેટલાક 'સુધારા' કરવા પડ્યા. સમાજના એ વખતના સિદ્ધાંતો ટૂંકમાં આ પ્રમાણે મૂકી શકાય :

(૧) પરમેશ્વર સગુણ અને કલ્યાણકારી છે. (૨) એ કદી અવતાર લેતો નથી. (૩) એ ભક્તની પ્રાર્થના સાંભળે છે અને તેનું ફળ આપે છે. (૪) પરમેશ્વરની ઉપાસના આધ્યાત્મિક માર્ગે કરવી જોઈએ સંન્યાસ, મૂર્તિપૂજા વગેરે ઈશ્વરપ્રાપ્તિ માટે બિનજરૂરી છે. (૫) પશ્ચાત્તાપ અને પાપમાંથી નિવૃત્તિ એ જ પરમેશ્વરની કૃપા અને મોક્ષનો માર્ગ છે (૬) પરમેશ્વરવિષયક જ્ઞાન માટે પ્રકૃતિજ્ઞાન અને ઈશ્વરજ્ઞાન જરૂરી છે. એ જ્ઞાનપ્રાપ્તિ માટે કોઈપણ એક ધર્મગ્રંથ પ્રમાણભૂત નથી.

'૫૭માં કેશવચંદ્ર સેન સમાજમાં જોડાયા. '૫૯ માં દેવેન્દ્રનાથે નવમતવાદી યુવાન બ્રાહ્મોના દુર્ગ જેવી તત્ત્વબોધિની સભા વિખેરી નાખી, ને એનાં છાપખાનું, પુસ્તકસંગ્રહ વગેરે સમાજના સીધા સંચાલન હેઠળ આવ્યાં. દેવેન્દ્ર ને કેશવચંદ્ર એ સભાના સંયુક્ત મંત્રી બન્યા. એ જ વર્ષમાં સમાજના આશ્રય હેઠળ કેશવબાબુએ સંગતસભા સ્થાપી, અને એના આશ્રયે સામાજિક અને ધાર્મિક સુધારાની ચળવળ ઉપાડવાનો નિર્ણય કર્યો. એ સભામાં હિંદુધર્મ વિશે વાદવિવાદ થતા અને જે નિર્ણય થાય તેને સમાજના સભ્યો અનુસરતા. આ સભામાં થયેલી ચર્ચાની કેટલીક સામગ્રી પરથી કેશવે 'અનુષ્ઠાનપદ્ધતિ' પ્રસિદ્ધ કર્યું, અને પોતાની જનોઈનો ત્યાગ કર્યો. '૬૧માં સમાજે દુકાળ અને રોગચાળા માટે ફંડ ભેગું કર્યું. આમ એના લોકસેવાના કાર્યનો પ્રારંભ થયો. એ જ સાલમાં દેવેન્દ્રે પોતાની બીજી પુત્રીનાં લગ્ન હિંદુ વિધિથી કર્યાં, પણ એમાંથી મૂર્તિપૂજાના અંશો દૂર કર્યા. આ વખતથી બ્રાહ્મસમાજનું સુધારક પાસું ઠીક પ્રકાશમાં આવવા લાગ્યું. '૬૨ માં દેવેન્દ્રે કેશવચંદ્ર બ્રાહ્મણેતર હોવા છતાં તેમને સમાજના મુખ્ય આચાર્ય તરીકે સ્થાપ્યા. સમાજના વૃદ્ધ સભ્યોને આ ન ગમ્યું.

કેશવચંદ્રના નેતૃત્વ નીચે યુવાન બ્રાહ્મોએ બ્રાહ્મવિધિથી એક આંતરજ્ઞાતીય પુનર્લગ્ન કરાવ્યું, અને સમાજમાં જનોઈધારી

પ્રાસંગિક પ્રાર્થના તૈયાર કરી, ને એ પ્રાર્થના બહુ જ ગંભીરતાથી કરવામાં આવી. હાજર રહેલાઓ ઉપર એ પ્રાર્થનાની એટલી અસર થઈ કે એ જાતની પ્રવૃત્તિ ચાલુ રહે તો સારું એવી ઇચ્છા તેમણે દર્શાવી. દેશની ધર્મવિષયક સ્થિતિ સુધારવા મહાપ્રયત્નની જરૂર જોતા ભોળાનાથ ને મહીપતરામે તે આશા આથી કંઈક પૂરી પડવાની તક જણાતાં તે ઝડપી લીધી, અને હાજર રહેલા બધાએ દર અઠવાડિયે —એ કદાચ રવિવાર હશે—એ જ રીતે ભેગા મળી ઈશ્વરની પ્રાર્થના કરવી એમ ઠરાવ્યુ. આમ એક ધર્મમંડળ શરૂ થયુ, જે આગળ જતા "પ્રાર્થનાસમાજ" બન્યુ ભોળાનાથે આ રીતે પ્રાર્થનાસમાજ સ્થાપ્યો તેમાં એમના દિવસે દિવસે બદલાતા જતા વિચારો, પોતે જેમા કાર્યકર હતા તે સ્થાનિક ધર્મસભાની કાર્યવાહીથી થયેલો અસતોષ મહીપતરામ જેવા મિત્રના પોતાને મળતા જ વિચારો, છેલ્લાં ચારપાંચ વર્ષથી કલકત્તાથી મગાવીને વાચેલા પુસ્તકો, ને જાતે જોયેલી મુબઈ પ્રાર્થનાસમાજની કારવાઈને કારણરૂપ ગણવાં જોઈએ.

'૭૨ મા ભારતવર્ષીય બ્રાહ્મસમાજના મંત્રી પ્રતાપચદ્ર મઝૂમદાર અમદાવાદ આવ્યા, ને ત્યા ઉપદેશો આપ્યા આનાથી જનતામાં જાગૃતિ આવી, ને કદાચ ભોળાનાથ અને સમાજની દૃષ્ટિ વધુ નિશ્ચિત અને સ્પષ્ટ બની '૭૩ મા સમાજના સભ્યોની સંખ્યા સો ઉપર ગઈ, ને ચાળીસથી વધુની હાજરી પામેલી સ્ત્રીઓની સભા પણ સ્થપાઈ. '૭૪ મા સમાજના 'મંદિર'નું ખાતમુહૂર્ત થયુ તે વખતે મહીપતરામે સમાજના ચાર સિદ્ધાત હોવાનું જણાવ્યુ : (૧) ઈશ્વર એક છે, અને તે જ પૂજ્ય છે. (૨) નીતિપૂર્વક પ્રેમસહિત ઈશ્વરભક્તિ એ જ ધર્મ. (૩) ભક્તિ એટલે શ્રદ્ધા, ઉપાસના, સ્તુતિ, પ્રાર્થના અને સદાચાર. (૪) ભક્તિ વડે ઈશ્વર પ્રસન્ન થાય છે અને આત્માનું કલ્યાણ થાય છે. '૭૬ મા દેવેન્દ્રના પુત્ર સત્યેન્દ્રનાથ ટાગોર અમદાવાદમાં ન્યાયાધીશ નિમાયા એમના ગુજરાતી ઉપદેશોએ

આચાર્યો ન જોઇએ એવી માગણી કરી. આ લોકોને ખુશ કરવા દેવેન્દ્રનાથ ટાગોરે આ માગણીઓનો અમલ કર્યો. મોટી ઉમરના સમાજીઓએ તેમની સમક્ષ આ સામે વિરોધ નોંધાવ્યો. સમાજને રામમોહનના હિંદુપર માર્ગોથી બહુ દૂર જતો જોઈ દેવેન્દ્રે પણ કડક થવાનો નિર્ણય કર્યો; તેમણે જનોઇધારી આચાર્યોને પાછા બોલાવ્યા અને અંગત મમત્વ બાજૂએ મૂકી કેશવ અને એના પક્ષના બધા જુવાન કાર્યકરોને એમના હોદ્દા પરથી દૂર કર્યા. પરિણામે '૬૬માં કેશવે ઉદ્દામ સમાજીઓની સહાયથી 'ભારતવર્ષીય બ્રાહ્મસમાજ'ની સ્થાપના કરી. દેવેન્દ્રવાળા જૂના સમાજનું નામ 'આદિ બ્રાહ્મસમાજ' પડ્યું. કેશવના ભારતવર્ષીય સમાજ પર ખ્રિસ્તી ધર્મની કંઈક છાપ હતી. એમાં તેમણે ભક્તિમાર્ગનો પણ અંતર્ભાવ કર્યો, ભગવાં વસ્ત્રો પહેરી હાથમાં કરતાલ લઇ શિષ્ય-સમુદાય સાથે નગરમાં ગીત ગાતા ફરી જૂની નગરસંકીર્તનપદ્ધતિને પુનરુજ્જીવિત કરી, અને મોટા સાધુસંતોની જયંતી ઊજવવા માંડી.

બ્રાહ્મમતના પ્રચાર માટે કેશવે '૬૮ માં પ્રવાસ કર્યો, અને ઠીક સફળતા મેળવી. પ્રવાસ દરમ્યાન એમના કેટલાક શિષ્યો એમને સાષ્ટાંગ નમસ્કાર કરવા લાગ્યા; કેશવે બ્રાહ્મસિદ્ધાંત વિરુદ્ધની આ ગુરુપૂજા ચાલવા દીધી. '૭૦–૭૧ માં તેમણે ઇંગ્લંડનો પ્રવાસ કર્યો. ત્યાંથી પાછા આવી તેમણે સમાજસુધારાની દિશામાં ઘણું કાર્ય કર્યું.

'૭૧ થી વારંવાર તેઓ પોતાના વર્તન માટે ઈશ્વરના આદેશનો દાવો કરવા લાગ્યા. એમણે યોગસાધના શરૂ કરી એનો ઉપદેશ આપવા માંડ્યો, પોતાની રસોઈ હાથે કરવા માંડી, અને પોતાના અનુયાયીઓનું ચાર જાતના ભાવિક વર્ગમાં વર્ગીકરણ કર્યું. આમ તેમણે હિંદુધર્મ પ્રમાણે અધિકારભેદ શરૂ કર્યો. આ બધું બ્રાહ્મમતથી વિરુદ્ધ હતું.

'૭૭ની શરૂઆતમાં કેટલાક જુવાન બ્રાહ્મોએ કેટલીક બાબતો-માં વધુ આગેકદમ કરવા માટે એક છૂપી મંડળી ઊભી કરી.

એમની પ્રતિજ્ઞાઓમાંની એક એકવીસથી નાના છોકરા અને સોળથી નાની છોકરીના લગ્નને ઉત્તેજન ન આપવાની હતી. દૈવયોગે આ પછી બહુ જ થોડા વખતમાં, બ્રાહ્મોની ના છતાં, કેશવે પોતાની ચૌદથી નાની છોકરીને, જે અબ્રાહ્મ મૂર્તિપૂજક રાજવંશમાં અનેક પત્નીનો રિવાજ હતો તેવા કુચબિહારના સોળથી નાની ઉમરના રાજવી સાથે, હિંદુવિધિથી પરણાવી. બ્રાહ્મોની એક સભાએ ઠરાવ કરી તેમને સમાજના મંત્રી ને મંદિરના આચાર્યના પદેથી દૂર કર્યા. આમ છતાં કેશવે મંદિરનો કબજો મૂક્યો નહિ. કેશવની વિચિત્રતા અને અબ્રાહ્મ વર્તનથી કંટાળેલા નવીનોએ '૭૮ માં શિવનાથ શાસ્ત્રીના નેતૃત્વ હેઠળ 'સાધારણ બ્રાહ્મસમાજ'ની સ્થાપના કરી આ સમાજના મૂળભૂત સિદ્ધાંતોમાં આદિ સમાજના સિદ્ધાંતો ઉપરાંત ત્રણ બાબતો ઉમેરાયેલી છે, જેમાંની પહેલી જાતિ ભેદ વિરુદ્ધની છે : (૧) પરમેશ્વર બધાનો પિતા હોઈ સર્વ મનુષ્યો ભાઈ ભાઈ છે. (૨) આત્મા અમર છે તે નિત્ય પ્રગમનશીલ છે. (૩) ઈશ્વર પુણ્યનું ફલ આપે છે અને પાપની સજા કરે છે. એની સજા કાયમી નહિ પણ તે પ્રમગ પૂરતી જ હોય છે.

પોતે સ્થાપેલો ભારતવર્ષીય સમાજ લુપ્તપ્રાય થયો હોવાથી '૮૦ મા કેશવે ' નવવિધાન બ્રાહ્મસમાજ 'ની સ્થાપના કરી. તેમાં તેમણે એકથી વધુ હિંદુ અને ખ્રિસ્તી વિધિનો સમાવેશ કર્યો. સભાસદ થવા માટે ખ્રિસ્તીધર્મને મળતી દીક્ષા અને સાધારણ ભોજન આવશ્યક બન્યાં. નગરસંકીર્તનની જેમ આરતી વગેરેએ પણ ઇતર સમાજો કરતાં ભક્તિભાવનો વધુ ઉત્કટ આવિર્ભાવ દાખવ્યો. '૮૨ માં કેશવે ખ્રિસ્તીઓનો ત્રિધાસ્વરૂપવાદ નવવિધાનમાં દાખલ કર્યો

૧૮૮૩ માં કેશવ મરણ પામ્યા, ને તે પછી નવવિધાનની ઊતરતી કલા બેઠી. આ જ રીતે આદિ સમાજ પણ આજે મરવાને વાંકે જીવી રહ્યો છે. પણ સાધારણ સમાજ હજી પોતાનું

અસ્તિત્વ અને પોતાની સમાજસેવાની સંસ્થાઓ બરાબર ટકાવી રહ્યો છે; જો કે એ સમાજ પણ હવે આજે જીવંત બળ ન ગણાય.

જે સત્યની ખોજ, ઈશ્વરનિષ્ઠા અને ભ્રાતૃભાવ બ્રાહ્મસમાજનાં ઘટક બન્યાં હતાં તે જ વૃત્તિઓથી પ્રેરાયેલા મુંબઈના દાદોબા પાંડુરંગ, રામચંદ્ર બાળકૃષ્ણ વગેરેએ તત્ત્વબોધિની સભાના સભ્ય ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની પ્રેરણાથી કલકત્તા જેવી પ્રકટ અને ઉત્કટ રીતે નહિ પણ ગુપ્ત અને સૌમ્ય રીતે કામ કરવાના આશયથી ૧૮૪૦ની આસપાસ મુંબઈમાં એક છૂપી મંડળી સ્થાપી, જે પાછળથી 'પરમહંસ મંડળી' યા 'પરમહંસ સભા' તરીકે જાણીતી થઈ. સભાના મૂળભૂત ઉદ્દેશો એક જગદીશ્વરની સાચા દિલથી ભક્તિ કરવી, ખાવાપીવામાં જ્ઞાતિબંધનો ન રાખવાં, મૂર્તિપૂજાનો નિષેધ કરવો અને શાસ્ત્રસંમત હોવાથી વિધવાવિવાહને ઉત્તેજન આપવું એ હતા. સભ્ય થતાં પહેલાં ધાર્મિક ને સામાજિક સડાઓ ગુપ્ત રીતે નષ્ટ કરવા પ્રયત્ન કરવાની, એકેશ્વરની ઉપાસના કરવાની અને ખાવા-પીવામાં જાતિભેદ ન રાખવાની પ્રતિજ્ઞા લેવી પડતી. પછી કસોટી કરી જોવા સભ્યપદના ઉમેદવારને ખ્રિસ્તીએ બનાવેલા પાઉંનો ટુકડો ખાવા અપાતો. આ મંડળી સભાઓ ભરતી અને સભાની પહેલાં અને પછી પ્રાર્થના કરવામાં આવતી. પૂના, અહમદનગર, સતારા, બેલગામ વગેરે સ્થળોએ આ સંસ્થાની શાખાઓ નીકળી, ને એક સમકાલીન વિધાન સાચું હોય તો એના સભ્યોની સંખ્યા હજાર સુધી પહોંચી. '૬૦ માં કોઈએ સંસ્થાનું દફતર ચોરી લીધું, એમાંનાં નામો છાપામાં પ્રસિદ્ધ કર્યાં, અને ગમે તેવી ટીકા સાથે એવું પણ જાહેર કર્યું કે અમુક દિવસે એ બધા બાપ્તિસ્મા લઈ ખ્રિસ્તી થવાના છે. આથી જનસમાજમાં ખળભળાટ મચી ગયો, સભામાં ભાગ લેનારાઓની સંખ્યા ક્રમશઃ નહિવત્ થઈ ગઈ, ને એ સંસ્થા પડી ભાંગી.

સમાજસુધારાને જનતા માટે ઉપકારક કરવો હોય તો તે-

પહેલાં ધાર્મિક સુધારો કરવો જોઈએ એવા વિચારે '૬૭ માં પરમહંસ સભાના માજી સભ્યોએ એક પ્રાર્થનામંડળી સ્થાપી. ટૂંક વખતમા જ એને 'પ્રાર્થનાસમાજ'નું નામ આપવામાં આવ્યું. એના મૂળતત્ત્વો આ પ્રમાણે હતાં - "ઈશ્વર એક જ છે; તે નિરાકાર છે. એનું માનસિક ભજનપૂજન કરવુ યોગ્ય છે, અને એ આપણું કર્તવ્ય છે. મૂર્તિપૂજા ખોટો માર્ગ છે ને તે ઈશ્વરનુ અપમાન કરનાર અને મનુષ્યને નીચત્વ અર્પી દુરાચાર તરફ લઈ જનાર છે એટલે એ ખોટો માર્ગ ટળી લોકોમા સન્માર્ગની પ્રવૃત્તિ થાય અને સત્મારનાં બધાં ધર્મકાર્ય એ મત પ્રમાણે થાય એ જ સમાજનો ઉદ્દેશ છે."[૨] આમા મૂર્તિપૂજા વિરુદ્ધનો આવેગ ખ્રિસ્તી ધર્મ જેવો જ છે. સંસ્થાની કેટલીક પ્રતિજ્ઞાઓ આ મુજબ હતી. "મૂર્તિપૂજામા મને શ્રદ્ધા નથી હુ હમેશ ઈશ્વરનુ ચિંતન કરતો જઈશ....કોઈ ખરાબ કામ થઈ જાય તો પશ્ચાત્તાપ થાય તે માટે ઈશ્વરની પ્રાર્થના કરીશ હે ઈશ્વર ! મને આ પ્રતિજ્ઞા પાળવાનું સામર્થ્ય આપ ") પરમહંસપ્રકરણ હજી ભુલાયુ નહોતુ એટલે આ સંસ્થા ઉપર પણ ખૂબ જ ટીકા થઈ 'જ્ઞાનપ્રકાશે' લખ્યુ : "તેમના મત અને આચરણ બિલકુલ યુરોપી પાદરીઓનું અનુકરણ છે. . અંગ્રેજી ભણેલા હિંદુઓની પોતાના ધર્મ પરની શ્રદ્ધા નષ્ટ થાય છે, ને તેઓ ખ્રિસ્તી કે મુસલમાન ધર્મ પણ સ્વીકારતા નથી એટલે તેમના મન ખાલી પડે છે. આ લોકોએ ખાલી મન ભરી કાઢવા માટે આ તોડ કાઢયો છે."[૩] પ્રાર્થના કરતી વખતે "આંખ મીંચવી, છોકરીઓએ ગાવુ, પ્રાર્થના પૂરી થતા અંગ્રેજી 'આમેન' શબ્દનું ભાષાંતર કરી 'તથાસ્તુ' કહેવુ. . આ તો અંગ્રેજોના અનુકરણ માટે છે એ સ્પષ્ટ છે."[૪]

થોડા વખત પછી રાનડે, ભાંડારકર અને વામન આબાજી

૨ પ્રાઇ, પૃ ૩૫-૩૬. ૩ પ્રાઇ, પૃ ૪૭
૪. પ્રાઇ, પૃ ૪૦

મોડક જેવા સમર્થ સુધારકો આ સંસ્થામાં જોડાયા, જેથી સંસ્થામાં તેજ પુરાયું. '૭૨ સુધી સામાહિક પ્રાર્થના સિવાય સમાજમાં બીજું કોઈ રચનાત્મક કાર્ય થતું નહિ. '૭૨ ના અંતમાં સમાજને દૃઢમૂલ કરવા ખાસ બોલાવવામાં આવેલા પ્રતાપચંદ્ર મઝમદારે પ્રયત્ન કરી રચનાત્મક કાર્ય કરવા એકેશ્વર ઉપાસક મંડળી સ્થાપી. એણે ઘણાં જાહેર વ્યાખ્યાનો—ખાસ કરીને સ્ત્રીઓની ઉન્નતિ વિશેનાં—આપવા માંડયાં. આથી જાહેરમાં ઠીક જાગૃતિ આવી. '૭૩ માં સમાજનાં મૂળતત્ત્વોની આ પ્રમાણે પુનર્ઘટના કરવામાં આવી :

(૧) ઈશ્વરે આખું બ્રહ્માંડ સર્જ્યું. એ જ સાચો ભગવાન. એ નિત્ય, જ્ઞાનસ્વરૂપ, અનંત કલ્યાણનિધાન, આનંદમય, નિરવયવ, નિરાકાર, એક જ, અદ્વિતીય, સર્વનો નિયંતા, સર્વવ્યાપી, સર્વજ્ઞ, સર્વશક્તિ, કૃપાનિધિ, પરમ પવિત્ર અને પતિતપાવન છે. (૨) માત્ર એની જ ઉપાસનાથી આ લોક અને પર લોકમાં શુભ પ્રાપ્ત થાય છે. (૩) એના તરફ પૂજ્યત્વ બુદ્ધિ અને અનન્યભાવ રાખી એનું માનસિક ભજનપૂજન કરવું અને એને પ્રિય કૃત્યો કરવાં એ જ એની ખરી ઉપાસના. (૪) પ્રતિમા અને બીજા સૃષ્ટ પદાર્થોની પૂજાઅર્ચા કે આરાધના કરવી એ ઈશ્વરોપાસનાનો ખરો પ્રકાર નથી. (૫) પરમેશ્વર સદેહે અવતાર નથી લેતો, ને કોઇ પણ એક ગ્રંથ ઈશ્વરરચિત નથી (૬) બધાં મનુષ્યો એક પરમેશ્વરનાં બાળકો છે, એટલે ભેદ રાખ્યા વિના પરસ્પર ભ્રાતૃભાવથી વર્તવું એ ઈશ્વરને પ્રિય છે અને મનુષ્યનું કર્તવ્ય છે....

પ્રતિજ્ઞા

ઉપર લખેલાં ધર્મનાં મૂળ તત્ત્વો પર મને પૂરી શ્રદ્ધા છે અને એને અનુસરીને આચરણ કરવું એ મારું કર્તવ્ય છે એમ હું ધારું છું એવી પ્રતિજ્ઞા ઈશ્વરને સ્મરીને કરું છું.[૫]

આમ મૂર્તિપૂજા એ પાપ છે એ ખ્રિસ્તી અને બ્રહ્મોઓની માન્યતા દૂર થઇ એની જગ્યાએ એ નિરર્થક છે એવી સૌમ્ય માન્યતાએ સ્થાન લીધું. વળી ઈશ્વરનું સ્વરૂપ વધુ સ્પષ્ટ કરવામાં આવ્યું. આ જ સાલમાં સમાજનું મુખપત્ર અંગ્રેજી–મરાઠી 'सुबोध-

૫. પ્રાઇ, પૃ ૮૧-૮૪.

પત્રિકા' શરૂ કરવામાં આવ્યું. '૭૭ માં સમાજે દુકાળ માટે ફંડ ભેગું કર્યું. '૮૨ થી સમાજના સિદ્ધાંતો અને ધર્મમતો લોકોને સમજાવવા એકબે પ્રચારકો નિમાવા લાગ્યા. પણ સમાજને બંગાળ જેવા કર્તૃત્વવાન પ્રચારકો ન મળ્યા, ને એથી એમાં બંગાળ જેવી સભ્યોની ભરતી કદી ન થઈ.

અહમદનગર, પૂના, સતારા વગેરે સ્થળે પ્રાર્થનાસમાજની શાખાઓ સ્થપાઈ. પછીનાં કેટલાંક વર્ષોમાં સમાજે લોકસેવાની સંસ્થાઓ સ્થાપી. ૧૯૦૦ માં સમાજની પ્રતિજ્ઞામાં આ વાક્ય ઉમેરવામાં આવ્યું, "હું એકેશ્વરી વિધિ પ્રમાણે ગૃહ્ય અને બીજા સંસ્કાર કરવા તૈયાર છું અને તે વખતે કોઈ પણ રીતની મૂર્તિપૂજા નહિ કરું."[૧]

બ્રાહ્મસમાજના ઘણા અંશો મહારાષ્ટ્રિય પ્રાર્થનાસમાજે અપનાવ્યા હોવા છતાં એમાં ને બ્રાહ્મસમાજમાં કેટલોક મહત્ત્વનો ભેદ છે. બ્રાહ્મસમાજ કરતાં એ વધુ હિંદુધર્મ પર જણાય છે. બ્રાહ્મસમાજની જેમ મહારાષ્ટ્રિય પ્રાર્થનાસમાજને પણ બધા ધર્મનાં સર્વ પુસ્તકો માન્ય છે, છતાં આ સમાજના ઉપદેશકો વેદ, ઉપનિષદ, ગીતા વગેરે પર વધુ આધાર રાખતા લાગે છે. બ્રાહ્મસમાજે બંગાળના સંતોની નિર્મલ વાણીનો ઉપયોગ કરવાની પરવા કરી નહોતી; આ સમાજે સંતોની વાણીમાંથી જે જે પોતાને ગ્રાહ્ય હોય તે બધીનો પોતાના ઉપદેશ અને ઉર્ધ્વીકરણ માટે છૂટથી ઉપયોગ કર્યો. સાધારણ બ્રાહ્મસમાજે જાતિભેદ તોડવા પર જે ભાર મૂક્યો તે આ સમાજે ન મૂક્યો. એટલે બંગાળમાં બ્રાહ્મ થનારને કુટુંબ છોડવું પડતું, લોકો એના પડછાયાથી પણ અભડાતા, એવું અહીં કાંઈ ન બન્યું. કોઈ પણ જ્ઞાતિનો માણસ સમાજી થઈ શકતો. જ્ઞાતિ એને એ માટે જ્ઞાતિબહાર નહોતી કરતી કે પ્રાયશ્ચિત્ત પણ નહોતી કરાવતી. સ્વ. દ્વારકાનાથ વૈદ્ય કહે છે, "બંગાળમાં મૂર્તિપૂજા

---

૧ પ્રાઇ, પૃ. ૯૨.

મહારાષ્ટ્ર કરતાં વધુ પ્રબળ હોવા છતાં, ને રામમોહને મૂર્તિપૂજા વિરુદ્ધ લખ્યું હોવા છતાં ત્યાં એ તત્ત્વ પર શરૂઆતમાં બહુ ભાર નહોતો મુકાતો. અહીં મૂળથી જ એના પર—કદાચ બ્રાહ્મસમાજ અને એના વિખવાદોનો ઇતિહાસ નજર સમક્ષ હોવાથી—ભાર મુકાયો. આમ છતાં અહીં ઘરમાંથી મૂર્તિપૂજા દૂર કરવાનું કામ ધીરું હતું."[૭] મહારાષ્ટ્રિય સમાજીએએ જ્ઞાતિબંધન દૂર ન કર્યું તેનું એક સારું ફલ એ આવ્યું કે બ્રાહ્મો પોતાને હિંદુઓથી ઊંચી એક જાતિ ગણવા માંડેલા, ને એ રીતે ઊલટો એક જાતિનો વધારો થયેલો તેવું અહીં ન બન્યું એનાથી ગેરફાયદો એ થયો કે અહીં એમના જેવાં ધગશ, જોમ, ઉત્સાહ ન આવ્યાં, ને સમાજ આગળ ન ધપ્યો. આજે આ સમાજની સામાજિક સંસ્થાઓ ચાલે છે, પણ એની ઉપાસના વગેરેમાં જનતાને રસ નથી; માત્ર ગણતર સભ્યો મારફત એનું રગશિયું ગાડું ચાલે જાય છે.

પશ્ચિમની વિદ્યાના જે સંપર્કે બંગાળીઓ અને મહારાષ્ટ્રીઓને વિચાર કરતા કર્યા તે સંપર્ક ગુજરાતમાં પણ કાર્યકર બન્યા વિના ન રહ્યો. અમદાવાદના ભોળાનાથ સારાભાઈ જૂની પરિપાટીમાં ઊછર્યા હતા, પણ અંગ્રેજ અમલદારોના સંપર્કથી અને સ્વયંસ્ફૂર્તિથી ધીરેધીરે વહેમી વિચારો અને દુઃખકારક રૂઢિઓથી મુક્ત થતા જઈ અંતિમ અવસ્થામાં દૃઢ સુધારક બની ગયેલા. જેમ સામાજિક દિશામાં તેમ ધાર્મિક દિશામાં પણ તેમના વિચાર ધીરેધીરે બદલાતા જતા હતા. એકવારના આ ચુસ્ત દેવીભક્તે ક્રમશઃ તીર્થસ્થાનોમાં ક્ષૌર અને સ્નાન બંધ કર્યાં, બ્રાહ્મણોને દક્ષિણા આપવી બંધ કરી, ને છેવટે મૂર્તિનાં દર્શન પણ બંધ કર્યાં.

૧૮૭૧માં પ્રિન્સ ઑફ વેલ્સને ગંભીર માંદગી આવી. એમને એમાંથી ઉગારવા માટે રાજનગરની સર્વ કોમના શહેરીઓને માન્ય થાય એવી પ્રાર્થના કરવાનું ઠરાવવામાં આવ્યું. ભોળાનાથે એવી

૭. પ્રાઇ, પૃ ૩૦૮-૩૧૯.

પ્રાસંગિક પ્રાર્થના તૈયાર કરી, ને એ પ્રાર્થના બહુ જ ગંભીરતાથી કરવામા આવી. હાજર રહેલાઓ ઉપર એ પ્રાર્થનાની એટલી અસર થઈ કે એ જાતની પ્રવૃત્તિ ચાલુ રહે તો સારું એવી ઇચ્છા તેમણે દર્શાવી. દેશની ધર્મવિષયક સ્થિતિ સુધારવા મહાપ્રયત્નની જરૂર જોતા ભોળાનાથ ને મહીપતરામે તે આશા આથી કંઈક પૂરી પડવાની તક જણાતા તે ઝડપી લીધી, અને હાજર રહેલા બધાએ દર અઠવાડિયે —એ કદાચ રવિવાર હશે—એ જ રીતે ભેગા મળી ઇશ્વરની પ્રાર્થના કરવી એમ ઠરાવ્યુ આમ એક ધર્મમંડળ શરૂ થયુ, ને આગળ જતા "પ્રાર્થનાસમાજ" બન્યુ. ભોળાનાથે આ રીતે પ્રાર્થનાસમાજ સ્થાપ્યો તેમા એમના દિવસે દિવસે બદલાતા જતા વિચારો, પોતે જેમાં કાર્યકર હતા તે સ્થાનિક ધર્મસભાની કાર્યવાહીથી થયેલો અસંતોષ મહીપતરામ જેવા મિત્રના પોતાને મળતા જ વિચારો, છેલ્લા ચારપાચ વર્ષથી કલકત્તાથી મગાવીને વાચેલા પુસ્તકો, ને જાતે જોયેલી મુંબઈ પ્રાર્થનાસમાજની કારવાઈને કારણરૂપ ગણવા જોઈએ.

'૭૨ મા ભારતવર્ષીય બ્રાહ્મસમાજના મંત્રી પ્રતાપચંદ્ર મઝૂમદાર અમદાવાદ આવ્યા ને ત્યા ઉપદેશો આપ્યા આનાથી જનતામા જાગૃતિ આવી, ને કદાચ ભોળાનાથ અને સમાજની દૃષ્ટિ વધુ નિશ્ચિત અને સ્પષ્ટ બની '૭૩ મા સમાજના સભ્યોની સંખ્યા સો ઉપર ગઈ, ને ચાળીસથી વધુની હાજરી પામેલી સ્ત્રીઓની સભા પણ સ્થપાઈ '૭૪ મા સમાજના 'મંદિર'નું ખાતમુહૂર્ત થયુ તે વખતે મહીપતરામે સમાજના ચાર સિદ્ધાંત હોવાનું જણાવ્યુ: (૧) ઇશ્વર એક છે, અને તે જ પૂજ્ય છે. (૨) નીતિપૂર્વક પ્રેમસહિત ઇશ્વરભક્તિ એ જ ધર્મ. (૩) ભક્તિ એટલે શ્રદ્ધા, ઉપાસના, સ્તુતિ, પ્રાર્થના અને સદાચાર. (૪) ભક્તિ વડે ઇશ્વર પ્રસન્ન થાય છે અને આત્માનુ કલ્યાણ થાય છે. '૭૫ મા દેવેન્દ્રના પુત્ર સત્યેન્દ્રનાથ ટાગોર અમદાવાદમા ન્યાયાધીશ નિમાયા એમના ગુજરાતી ઉપદેશોએ

સમાજને વધુ દૃઢ ને પગભર કર્યો. સંસ્થાએ 'પ્રાર્થનામાલા', 'હિંદી તથા અભંગ', 'અભંગમાલા' 'ઈશ્વરોપાસના' ભા. ૧, સત્યેન્દ્રનાથના સમાજ સમક્ષના ગુજરાતી ઉપદેશો વગેરે બહાર પાડ્યાં,.ને '૭૭ થી થોડો વખત 'ધર્મતત્ત્વ' અને '૭૮ થી થોડો સમય 'સ્ત્રીસુબોધ' નામની માલા બહાર પાડી.

'૭૭માં ભોળાનાથ સત્યેન્દ્રની સાથે કલકત્તા વગેરેના પ્રવાસે ગયા,.ને ત્યાંના કેશવ, દેવેન્દ્ર વગેરે આગેવાનોને મળ્યા; એમના સમાજોની કાર્યપદ્ધતિ જોઈ. આથી એમના હૃદયમાં ભક્તિની વૃદ્ધિ થઈ; કલકત્તા અને અમદાવાદના સમાજો વચ્ચેનું અંતર દેખાઈ આવ્યું. તેમને કલકત્તાને મુકાબલે અમદાવાદનો સમાજ નબળો હોવાનું કારણ જ્ઞાતિભેદ અને મૂર્તિપૂજા જણાયું. જ્ઞાતિભેદ.તો દૂર નહિ કરી શકાય, પણ મૂર્તિપૂજા પર પ્રતિબંધ મૂકી શકાય એમ લાગતાં જે સભ્યની ઇચ્છા હોય તેણે મૂર્તિપૂજા ન કરવાની પ્રતિજ્ઞા લેવી એમ નક્કી કરવામાં આવ્યું. એ વખતે પડવામાં આવેલી પ્રતિજ્ઞાઓનો સારાંશ આ છે: (૧) નિત્યોપાસનામાં જડ કે મૂર્તિની પૂજા નહિ કરું. (૨) રોગ કે વિપત્તિ બાદ કરતાં હમેશ ઈશ્વરની પ્રાર્થના કરીશ. (૩) સદાચારી અને પાપમુક્ત બનવાનો પ્રયત્ન કરીશ. (૪) કોઈની મધ્યસ્થી વિના ભક્તિથી જ મોક્ષ મળશે એમ માનીશ. આમ સમાજના ઘણા સભ્યોએ હમેશની ઉપાસનામાં મૂર્તિપૂજાનો ત્યાગ કર્યો. પણ પ્રતિજ્ઞા લેનાર માટે પણ લગ્નાદિ પ્રસંગોમાં એ દૂર કરવાનું મરજિયાત રહ્યું. બ્રાહ્મસમાજે જ્ઞાતિબંધન ને મૂર્તિ બંને ત્યાગ્યાં, મુંબઈ પ્રાર્થનાસમાજે માત્ર મૂર્તિપૂજા ત્યાગી, તો અમદાવાદ પ્રાર્થનાસમાજે મૂર્તિનો ત્યાગ પણ અધકચરો જ કર્યો. આ રીતે જોતાં સ્વ. નાનાલાલ કવિનું આ ત્રણે સમાજ ઉત્કટતામાં ક્રમશઃ પાતળા પડે છે[૮] એ વિધાન સાચું ગણી શકાય.

---

૮. "બંગાળની બ્રહ્મસમાજના ગુલાબજળનું પાતળું પાણી તે મુંબઈની પ્રાર્થનાસમાજ, ને મુંબઈની પ્રાર્થનાસમાજનું યે પાતળું પાણી તે અમદાવાદની પ્રાર્થનાસમાજ." ('આદિત્યમંથન', પ્રાસ્તાવિક, પૃ. ૧૦)

( આ બધાં કાર્યો થતા સાથે સમાજના ઉપદેશોમાં સદાચરણ ને નીતિમય જીવન, વિધવાવિવાહ, સમુદ્રગમન, બાળલગ્નનિષેધ ને કન્યાકેળવણીની આવશ્યકતા બોધવામાં આવી. આથી જનસમાજ પર પ્રાર્થનાસમાજની છાપ સંસારસુધારક મંડળ જેવી થઈ. એ ભક્તિમાર્ગ હતો છતા એમા ભક્તિ ઉપાસનાની કક્ષાથી આગળ ન વધી, પખવાજ ને કરતાલિયાવાળા ઓચ્છવો દાખલ ન થયા, ને નગરકીર્તનો કરવાનું ભણેલા વર્ગને ફાવતું ન આવ્યુ ધર્મોપદેશમા પણ મંડન કરતા ખંડન પર વધુ ભાર મુકાયો.

ભક્તહૃદયી ભોળાનાથના અવસાન પછી સમાજની લગામ મહીપતરામના હાથમા આવી એમના હાથમા પ્રાર્થનાસમાજ સંસારસુધારા તરફ વધુ ઢળ્યો મૂર્તિપૂજાના ખંડન ઉપર આગળ કરતા વધુ ભાર મુકાયો, ને જૂના રીતરિવાજોની ઠેકડી પણ ઊડવા લાગી તેમના પછી સમાજનો વહીવટ લાલશંકરના હાથમા ગયો. તેમણે સમાજને સુધારા કરતા સેવા તરફ વધુ વાળ્યો એમણે મહીપતરામ અનાથાશ્રમ અને બાળહત્યા પ્રતિબંધગૃહ, વિધવાઆશ્રમ, ઈંગ્લિશ સ્કૂલ, દિવાળીબાઈ કન્યાશાળા અને અછૂતો માટેની શાળા સ્થાપી—સ્થપાવી ને પ્રાર્થનાસમાજને સોંપ્યા લાલશંકરના હાથમા, ખાસ કરીને ઓગણીસમી સદીના અંત લગભગ, સમાજમા કદાચ વધુ ચેતન આવ્યુ અનાથાશ્રમની સ્થાપના, દુકાળ વખતે અનાથ બાળકોને અપાયેલો આશ્રય, સમાજે શરૂ કરેલા અઠવાડિયા સુધી ચાલતા વાર્ષિક ઉત્સવ, કીર્તનો, અને અનેકોને આકર્ષી અસર કરતા ઉપદેશો—આ બધુ આ ગાળામા બન્યુ છતા ભોળાનાથ, મહીપતરામ કે લાલશંકર સંસ્થાને નવવિધાન કે સાધારણ બ્રાહ્મસમાજ તરફ ન વાળી શક્યા, એટલે સંસ્થામા ભક્તિની ઉત્કટતા પણ ન આવી, કે નાતના બંધન તોડી નાખવાની શક્તિ પણ ન આવી

આ પીઠિકા પર પ્રવેશ કરી રમણભાઈએ શી ભૂમિકા ભજવી? ઈશ્વરપરાયણ લાલશંકર જ્યારે સંસ્થાના પ્રમુખ હતા ત્યારે રમણ-

ભાઈ એના મંત્રી હતા. લાલશંકર ગુજરી ગયા એટલે સમાજનાં સૂત્ર, મંત્રી રમણભાઈના હાથમાં આવ્યાં. વિનીત રમણભાઈ સંસ્થાઓનું સંચાલન અને આંતરિક વ્યવસ્થા સરસ કરી શકતા, પણ જે જે સંસ્થાઓનાં સુકાન હાથમાં લીધેલાં તેમાં નવું કરવા માટે તેમને આગ્રહ ન હતો; જે હોય તેને સારી રીતે ચલાવવું એ જ તેમનું દૃષ્ટિબિંદુ રહેતું. વળી ને જોઈતો સમય પણ નહોતા આપી શકતા. આથી એમના વખતમાં પ્રાર્થનાસમાજનાં પુસ્તકભંડોળ અને પ્રચારભંડોળ થોડાં વધ્યાં, અનાથાશ્રમ વગેરે સંસ્થાઓનો વહીવટ વધુ ચોખ્ખો અને નિયમિત થયો, પણ એ સિવાય વધારે ઉન્નતિ સમાજ સાધી શક્યો નહિ; ઊલટો ક્રમશઃ જનતાનો એ તરફનો ઉત્સાહ ઘટતો ગયો. આ અંગે શ્રી. ગિરિજાશંકર ત્રિવેદી કહે છે : "રમણભાઈના વખતમાં પ્રાર્થનાસમાજને ઘણી વિપરીત પરિસ્થિતિમાંથી પસાર થવું પડયું હતું. ગુજરાતમાં ધર્મઘેલછાનું પ્રબળ હતું અને હજી પણ છે. એક બાજુ કોઈ યુનિવર્સિટીના પદવીધરો હવેલીની ધર્મપદ્ધતિનો બચાવ કરતા તો બીજી બાજુ નૃસિંહાચાર્ય જેવા નવીન આચાર્યોથી પદવીધરો આકર્ષાતા. પ્રાચીન પદ્ધતિનો બચાવ કરવા મણિભાઈ નભુભાઈ જેવા પ્રખર વિદ્વાન મેદાને પડતા. આ સૌ સામે અર્જુન બાણાવળીની પેઠે બુદ્ધિવાદની લડાઈ એકલે હાથે રમણભાઈ લડતા"[૬]

રમણભાઈની પુત્રીના લગ્ન વખતે 'સુબોધચંદ્રિકા'માં લખેલા પત્રમાં શ્રી. કેળકર લખે છે, કે એકવાર રમણભાઈ જોડે વાતનો પ્રસંગ નીકળતાં અમદાવાદનો સમાજ શું કામ કરે છે તે પૂછતાં રમણભાઈએ તેમને જવાબ આપ્યો હતો : "દર અઠવાડિયે અમે સમાજમાં ભેગા થઈએ છીએ. બહારનાં પણ ઘણાં માણસો આવે છે. અને લોકોને અમે અમારા મત શા છે તે સમજાવીએ છીએ. આ કામગીરી શું ઓછી છે? ત્યારે લેખકે પૂછયું કે સમાજના પત્રક પર સો-દોઢસો નામ છે; પંદર-વીસથી વધુ સભ્યો કદી

૬. ૨૫, પૃ. ૩૮૫-૩૮૬.

હાજર રહેતા નથી અને મૂર્તિપૂજન અને જાતિભેદ તન્માં હોય એવો એક સભાસદ સમાજમાં નથી, ત્યારે સમાજનું કામકાજ બરાબર ચાલુ રહ્યું છે એમ કોઈ પણ કહી શકે ખરું ?"[૧૦] વગેરે, વગેરે. '૨૭ માં પ્રાર્થનાસમાજના ઇતિહાસકાર સ્વ વૈદ્ય લખે છે, રમણભાઈ અને વિદ્યાબહેને "અત્યંત ત્યાગપૂર્વક સમાજનું કાર્ય ચલાવ્યું. પણ આજ એ સમાજની સ્થિતિ કોઈ રીતે સંતોષકારક નથી એમ ભારે દુઃખ સાથે કહેવું પડે છે."[૧૧] આમ રમણભાઈ પ્રાર્થનાસમાજી પરંપરાના સમર્થ પ્રતિનિધિઓમાં છેલ્લા હતા. એમના અવસાન પછી સમાજ જીવંત બળ તરીકે બંધ થયો.

આનંદશંકર ધ્રુવ કહે છે કે સમાજને એ ધર્મભૂખ તૃપ્ત કરનાર પૌષ્ટિક ને બળપ્રદ ખોરાક નથી, પણ કંઠ ભીનો કરનાર પાતળાં પાણી જ છે. એમની આ વાત સાચી છે, કારણ બુદ્ધિ એ સર્જનાત્મક નહિ પણ ખંડનાત્મક તત્ત્વ હોઈ કોઇ પણ ધર્મ માત્ર બુદ્ધિ પર ટકી શકતો નથી; એમાં ભાવના અને પરંપરાની પણ જરૂર હોય છે. પણ બ્રાહ્મ– ને પ્રાર્થના–સમાજમાં એ વસ્તુ ખૂટતી હતી. બ્રાહ્મધર્મ અન્તર્દીપમા માને છે,[૧૨] પણ તે ઈશ્વર અને સદ્‌ગુણના અસ્તિત્વ પૂરતુ જ; એ સિવાયની બાબતોમા બુદ્ધિગમ્યતા એ જ એની મુખ્ય વાત બની રહે છે.[૧૩] વળી બ્રાહ્મસમાજનું "આખું આંદોલન એક રીતે પરદેશ અને પરમસ્કૃતિના અનુકરણ જેવું હતું. તેનાં મૂળ આપણા દેશના આંતરમાનસ સુધી, દેશના પ્રાચીન ઇતિહાસ સુધી ઊંડા ગયાં નહોતા."[૧૪] આથી એ આંદોલન "લોકસમૂહના માનસને કદી આકર્ષી શક્યુ નહિ."[૧૪] આમ હોવા છતાં

૧૦. સુપ, તા. ૩૦–૧૦–૨૯.  ૧૧. પ્રાઇ, પૃ. ૩૦૫.

૧૨. અંતર્પ્રેરણા, 'ઇન્ટ્યુઇશન'. ધસ ૨, પૃ. ૧૪૨–૧૪૪, ૯૪

૧૩. જુઓ રમ.નો "આત્મશાસન", ધસ, ૧. ત્યા પૃ. ૨૩૧ ઉપર એ સ્પષ્ટ કહે છે, "ધર્મ માટે સહુથી પહેલી જરૂર તર્કની છે."

૧૪. પ્રો. રા. વિ પાઠક, આધ, ઉપોદ્‌ઘાત, પૃ. ૧૦.

રમણભાઈ માટે પ્રાર્થનાસમાજે પાતળા પાણીને બદલે પૌષ્ટિક ખોરાકની જ ગરજ સારી; એમની ધાર્મિકતા અને ઈશ્વરનિષ્ઠા બંને એનાથી પોષાયાં ને અનન્યસાધારણ બન્યાં.

ચુસ્ત સમાજી રમણભાઈને મતે બ્રાહ્મધર્મનો ઉદ્દેશ જડતા, અજ્ઞાન, વહેમ વગેરેમાંથી મનુષ્યના ચિત્તને સ્વતંત્ર કરવાનો છે, અને એનો સિદ્ધાંત અંતર્દીપથી અને બુદ્ધિથી જે સાચું લાગે તે જ સાચું એ છે. "મનુષ્યજાતિમાં ધર્મભાવના રહેલી છે તેની પ્રેરણાથી મનુષ્યમાત્ર ધર્મવિષયમાં પ્રવૃત્ત થાય છે માટે તે ધર્મભાવનાનું શુદ્ધ સ્વરૂપ શોધી કાઢી તેનો સ્વીકાર કરવો એ બ્રાહ્મસમાજની પદ્ધતિ છે"[૧૫] આ રીતે સારગ્રહણ કરવો એટલે બધા ધર્મોનો માત્ર સંગ્રહ કરવો એમ નહિ, એ બધાનો સમન્વય કરવો જોઇએ.[૧૬]

રમણભાઈનાં ધાર્મિક કે ધર્મને સ્પર્શતાં તેમજ ઇતર લખાણોમાં એમની ઈશ્વરનિષ્ઠા અને ઈશ્વરભક્તિનાં અનેક ઉદાહરણો મળી આવે છે.[૧૭]

જડ સૃષ્ટિમાં રહેલી યોજના, એકતાનો વિચાર કરતાં તેના ખુલાસા માટે રમણભાઈ ઈશ્વરના અસ્તિત્વને આવશ્યક માને છે :

૧૫. ધસ ૨, પૃ ૧૪૫. ૧૬ ધસ ૨, પૃ. ૧૨૦-૧૨૧

૧૭. તેમની ઉત્કટ ઈશ્વરશ્રદ્ધા અને ઈશ્વરભક્તિ ધસ ૧, પૃ. ૧૧૪ અને પૃ. ૧૬, ધસ ૨, પૃ ૧૬૬ ઉપર વર્ણાઈ આવે છે. કસા ૪માં સંગ્રહાયેલી એમની ચોત્રીસ કવિતામાંથી તેર ઈશ્વરને સીધા સંબોધનરૂપ છે, ને તે ઉપરાંત બીજી છમાં પણ ઈશ્વર વૃદ્દિષ્ટ છે. તેઓ પ્રાર્થનાસમાજ સમક્ષ જે કીર્તનો કરતા તેમાં ઈશ્વરપ્રેમનાં વચનો છૂટથી વેરાયેલાં છે. 'રાઈનો પર્વત'માં લેખકની ઈશ્વરનિષ્ઠા પૂરા બળથી વ્યક્ત થયેલી છે. કસા ૪ માંની નવલિકા "તારાનું અભિજ્ઞાન"મા છેલ્લું વાક્ય ભક્તિભાવે જણાવે છે કે પ્રભુની લીલા અગમ્ય છે. હાર્મની બીજી આવૃત્તિમાં ઉમેરવામાં આવેલો "તૈયાર છે"નો લેખ ઈશ્વરની આયોજનશક્તિ વિશે કુતર્ક કરનાર પર ભારે કટાક્ષરૂપ છે બુદ્ધે ઈશ્વરને ન માન્યો એને તેઓ એની સદૃપી મોટી ભૂલ ગણે છે. (ધસ ૧, પૃ. ૪)

જડ વસ્તુઓ જાતે જ્ઞાનહીન છે; યોજના કલ્પવા અસમર્થ છે; એકબીજા સાથે સંબંધ કરવાની, એકબીજા સાથે મળી નિયમો ઉદ્‌ભૂત કરવાની, પોતાથી જુદા રહેલા ફળ તરફ પ્રવૃત્તિ કરવાની જડ વસ્તુઓમાં શક્તિ નથી. કારણવ્યાપાર.. હોય તો જ સૃષ્ટિ થાય છે, અને કારણ-વ્યાપાર ઇચ્છા વડે જ થાય છે, ચૈતન્યના પ્રયાસથી જ થાય છે સૃષ્ટિનો ખુલાસો આપવા સારુ આખરની જે એકતા જડવાદીને કબુલ કરવી પડે છે, સર્વ દરયમાં અન્તર્ભૂત રહેલી જે એક અનંત શક્તિનું અસ્તિત્વ તેને કબુલ કરવું પડે છે તે 'જડ' હોઇ શકે તેમ નથી જડના નિયમો એવી એકતા, સર્વવ્યાપિતા, અનંતતાથી વિરુદ્ધ જાય છે...[૧૮]

"ઈશ્વરનું કવિત્વ"માં તેઓ કહે છે :

કેટલાક નાસ્તિકો એવી દલીલ કરે છે કે સૃષ્ટિમા ઈશ્વરની યોજના પાર પડે છે એવી ઘટના હોય તો તેનો અર્થ એવો થાય કે ઈશ્વરની મૂળ સૃષ્ટિમા ખામી રહેલી છે અને તે ખામી દૂર કરવા ઈશ્વરને એવા ઉપાય લેવા પડે છે......તે જ રીતે, જ્હોન સ્ટુઅર્ટ મિલ કહે છે કે વિશ્વમા યોજના રહેલી હોવાનુ જે જે દર્શન છે તે તે શક્તિની તેટલી મર્યાદા બતાવે છે; અને યુક્તિઓ સંભાળથી અને કુશળતાથી પસંદ કરેલી હોય તો શક્તિની એટલી વધારે ખામી જણાય છે કારણ કે મુશ્કેલીઓ જીતવામા ડહાપણ અને યુક્તિ રહેલા છે, પણ પરમાત્મા આગળ તો મુશ્કેલીઓ ન જ હોવી જોઈએ આ શંકાઓનો ઉત્તર આપતા ડાક્તર માર્ટિનો કહે છે કે આવી દલીલનો અર્થ તો એ થાય કે કોઈ હેતુ સફલ કરવા ઈશ્વર પ્રવર્તિત થાય એમા તેની ખામી સાબીત થાય; ઈશ્વર પસંદ કરે તેમા તેના દિવ્ય સ્વરૂપની અશક્તિ સાબીત થાય; ખાસ કરીને ઉપાયોની પસંદગી વિશેષ કુશળતાવાળી હોય તો વિશેષ ખામી સાબીત થાય વળી, . સૃષ્ટિના ઇચ્છાવ્યાપારમા જ ભવિષ્ય તરફ ગતિ સમાયેલી છે; જે કોઈ ઇચ્છા કરે છે તે, વર્તમાન નહિં અને વર્તમાન કરતા વધારે સારી એવી ભવિષ્યસ્થિતિ માટે પ્રવૃત્તિ કરે છે એ ખરું છે, પરંતુ, એવી પ્રવૃત્તિમા અપૂર્ણતા રહી નથી, કારણ કે જ્યા એવી પ્રવૃત્તિ ન હોય, જ્યા વધારે સારી સ્થિતિએ પહોચવાની શક્તિ ન હોય ત્યા અપૂર્ણતા હોય યથેચ્છ સ્થિતિએ પહોચવાની, યથેચ્છ ગતિ પ્રાપ્ત કરવાની શક્તિ

૧૮. ધસ ૧, પૃ. ૩૯૫

હોય ત્યાં અશક્તિ છે એમ કેમ કહેવાય ? ભવિષ્ય તરફની એવી પ્રવૃત્તિ ન હોય તો પરમાત્મામાં પૂર્ણતા હોય એમ કલ્પી પણ શકાતું નથી. આત્માનો જ એ ધર્મ છે કે વાસ્તવિક સ્થિતિથી આગળ વધી વિશિષ્ટ ભાવના તરફ તે હમેશ ગતિ કરે છે.[૧૯]

ઈશ્વરનિષ્ઠ રમણભાઈને બ્રાહ્મ– અને પ્રાર્થના-સમાજનો જ ઈશ્વર માન્ય હતો. દાખલા તરીકે, તેઓ કહે છે: "પરમેશ્વર સુર, દૈત્ય, પુરુષ કે નારી રૂપે હોય તો તેમના વિકારથી ચલિત થાય, તેમની માફક મોહજાળમાં મગ્ન થાય. ઈશ્વર આપણી માફક વિકૃત થાય તો પછી ઈશ્વરની સ્વતંત્રતા શી ? તો પછી, દુર્બલ મનુષ્યને બળ આપનાર કોણ, તેનો આદર્શ કોણ ? ઈશ્વર અવતાર લે છે એમ કહેવું એના જેવી ઈશ્વરનિંદા એકે નથી."[૨૦] મૂર્તિપૂજાનો વિરોધ કરતાં તેઓ કહે છે:

......સ્થૂલ પદાર્થની પૂજા મનને અધમતામાં લઈ જાય છે અને ઇંદ્રિયગોચર વસ્તુની ઇંદ્રિયગોચર પદાર્થોથી પૂજા કરતાં સ્થૂલ પદાર્થના ગુણનું જ ભાન રહે છે અને સ્થૂલ પદાર્થોથી પર, અમૂર્ત ચિન્મય અને નિરંજન રૂપથી મન વિમુખ થાય છે......

......એમ કહેવામાં આવે છે કે મનુષ્યને પરમેશ્વરનું જ્ઞાન તેના નિરાકારત્વથી થતું નથી. તેને સાકાર કરી પ્રથમ ઇંદ્રિયો સમક્ષ આણવો જોઈએ. પ્રથમ તો એ જ ભૂલ છે કે નિરાકારને નિરાકાર જાણવા સારુ તેને સાકાર માનવો જોઈએ. સાકાર નિરાકારનું ભાન કેમ કરાવે ? ઇંદ્રિયોથી અતીતનું જ્ઞાન તેને ઇંદ્રિયગોચર માન્યાથી કેમ થાય ? ચિન્મયનું જ્ઞાન જડમયથી કેમ થાય ? બન્નેના ગુણ જુદા છે. ઈશ્વરના એકે ગુણ જડમૂર્તિમાં નથી તો જડમૂર્તિ ઈશ્વરનું ભાન કેમ કરાવે ? વળી કહેવામાં આવે છે કે દૂર રહેલા દેશોનું જ્ઞાન નકશો જોવાથી થાય છે, દૂર રહેલા પુરુષનું જ્ઞાન તેની છબીથી થાય છે તેમ ઈશ્વરનું જ્ઞાન મૂર્તિથી થાય છે. અહિં વળી ભ્રાન્તિ છે. નકશામાં આકારની રેખા મૂળ દેશની જ છે... છબીમાં રૂપ પુરુષનું હોય તેવું જ છે. મૂર્તિમાં ઈશ્વરનું સ્વરૂપ છે ? કશું

૧૯. ધસ ૨, પૃ. ૭૫–૭૬. ૨૦. ધસ ૧, પૃ. ૬–૭.

નહિ. મૂર્તિ તો મનુષ્યનું રૂપ બતાવે છે......મનુષ્યના જીવાત્માની મૂર્તિ થઇ શકતી નથી તો પરમાત્માની તો કેમ જ થાય ?......ગણિતમાં અને બીજા શાસ્ત્રમાં ખરા જ્ઞાન સારૂ મૂર્ત મુકી અમૂર્તમાં જવું પડે છે. વ્યક્તિ મુકી વ્યક્તિથી પરનો વિચાર કરવો પડે છે તો ઈશ્વરજ્ઞાન જેવા મહાન વિષયમા મૂર્તથી, એક ઠેકાણે રહેલી વ્યક્તિથી કેમ ચાલે ? ઈશ્વર નિરાકાર એમ એકવાર જ્ઞાન થયું પછી સાકાર મૂર્તિ મનને કેમ રૂચે ?... ભૌતિક મૂર્તિથી અંતે નિરાકાર ઈશ્વરનું જ્ઞાન થાય છે એમ કહેવામા આવે તો પૂછીશું કે કેટલાયે જ્ઞાન થયા પછી ભૌતિક મૂર્તિની પૂજા મૂકી દીધી છે ?......મનુષ્યરૂપે મૂર્તિપૂજાથી મન તેને મનુષ્ય ધારી તેના ભોજન સ્નાન વગેરેમા ગુંચાયેલું રહે છે અને ખરૂં સ્વરૂપ ભૂલી જાય છે[૨૧]

બીજે એક સ્થળે તેઓ કહે છે.

ઈશ્વરને બદલે મૂર્તિ, અવતાર, સૂર્યાદિ શક્તિને જોવા એ ઈશ્વરનું દર્શન નથી, ઈશ્વરથી ઇતરનુ દર્શન છે; અદિવ્ય દર્શન છે.....અન્તઃ-કરણની પ્રેરણાથી અને વિવેકબુદ્ધિથી જે સચ્ચિદાનંદ નિરાકાર ઈશ્વર સમજાય છે તેનુ જ દર્શન કરવાની ઇચ્છા થાય છે. ઈશ્વર સત્યસ્વરૂપ છે અને સત્યની મનુષ્યહૃદયમા પ્રેરણા કરે છે..... અજ્ઞાનના આવરણ ખસી જઇ આત્મામા પરમાત્માના તેજનો પ્રકાશ પડે, આત્મા પરમા-ત્માનું ચેતન્યમય સાન્નિધ્ય અનુભવે, પરમાત્માના દિવ્ય ગુણોનું તેને સહસા ભાન થાય, તે ગુણના અંશને અનુકૂળ ઉત્કંઠ વૃત્તિ થાય, પરમાત્મા સાથેના યોગમા આત્મા તલ્લીન થાય ત્યારે તેનુ દિવ્ય દર્શન થાય છે... ચિન્મય તે ઇંદ્રિયગમ્ય નથી. ...

.. .. ઈશ્વરનુ સ્વરૂપ સર્વથી ઉત્કૃષ્ટ છે અને તેમા કદિ પણ વ્યય કે ફેરફાર થતો નથી. તેની પવિત્રતામા ફેરફાર થતો નથી, તેના ન્યાયમા ફેરફાર થતો નથી, તેના સત્યમા ફેરફાર થતો નથી, તેમ તેના નિરાકાર ચેતન્ય રૂપમા પણ ફેરફાર થતો નથી. તે કદી આકારયુક્ત કે જડયુક્ત થતો નથી .....ઈશ્વર અવ્યય છે તે પોતાનુ નિરાકાર સ્વરૂપ બદલે, આકાર ગ્રહણ કરે, ઈશ્વર ટળી મનુષ્ય થાય, મનુષ્યના વિકારોથી ચલિત થાય, મનુષ્યની પરિમિત શક્તિવાળો થાય તો તે વ્યય પામે.[૨૨]

---

૨૧. ધસ ૧, પૃ, ૫૨–૫૩.

૨૨. ધસ ૧, પૃ. ૧૩૯–૧૪૧. વળી જુઓ પૃ ૨૫૨, ઇ.

ઈશ્વર "સત્યનિધાન, સત્યપ્રવર્તક, સત્યસ્વરૂપ" "એક... અવ્યય, અચ્યુત, અદ્વિતીય" છે.[૨૩] "પરમાત્મા આત્માથી તેમ જ પોતે સર્જેલી સર્વ વસ્તુથી ભિન્ન છે. તે શુદ્ધ ચૈતન્યરૂપ છે, તેનામાં જ્ઞાન છે, ઇચ્છા છે, સબળ શક્તિ છે, આવી તેની પૂર્ણ પ્રભુતા છે....ઈશ્વર નીતિનું, સદાચારનું મૂળ છે, પરમ નિધાન છે, પરમ ભાવના છે, પરમ આદર્શ છે."[૨૪] તેનું સ્વરૂપ મર્યાદિત નથી.[૨૫]

હિંદુ ધર્માંમાંની ઈશ્વર વિશેની પરસ્પર વિરુદ્ધ માન્યતા વિશે રમણભાઈ કહે છે, "ઈશ્વર નિરાકાર હોય તો...સાકાર...હોય... દયામય હોય તો...ચંડીસ્વરૂપ હોય...નીતિનિધાન હોય તો... અનીતિમય પણ હોય એમ બની શકતું નથી...."[૨૬]

ઈશ્વરને અદ્વૈતરૂપે ભજવો એ પણ અસત્યરૂપે ભજવા બરાબર છે. સુદર્શનકારના લેખના જવાબરૂપ 'પ્રાર્થનાની જરૂર" નામના ઉપદેશમાં તેઓ લખે છે :

આખા બ્રહ્માંડમાં એક જ અવિચ્છિન્ન ચિન્મય અસ્તિત્વ હોય, સર્વ બ્રહ્મમય હોય, તો તે સમસ્ત બ્રહ્માંડ સિવાય બીજા કોઇથી 'હું બ્રહ્મ છું' એમ કહી શકાય નહિ. હું બ્રહ્મ છું એમ કોઇને માલમ પડે નહિં. એ બ્રહ્મ નિરવયવ હોતાં કોઇને હું તેનો અવયવ છુ, એવું ભાન થઈ શકે નહિ. જ્યાં વિશેષ્ય અને વિશેષણ બેનો અવકાશ નથી ત્યાં 'હું' અને 'બ્રહ્મ' એવું જુદું જ્ઞાન થઇ શકે નહિ. માટે 'હું બ્રહ્મ છું' એવું (પારમાર્થિક) જ્ઞાન કોઇ અમુક મનુષ્યને તો થઇ શકે જ નહિ.[૨૭]

તેનો [બ્રહ્મનો] એક ભાગ — એક મનુષ્ય પોતાને સમજી અનુભવતો હોય, જ્ઞાની હોય, એક પોતાને સમજી અનુભવતો ન હોય, અજ્ઞાની હોય, એમ બની શકે જ નહિં કેમકે એ મત પ્રમાણે એ બ્રહ્મને ભાગ નથી. કેટલાક મનુષ્ય જ્ઞાની, કેટલાક અજ્ઞાની, કેટલાક મોહમુક્ત, કેટલાક મોહમગ્ન હોય છે તે વાસ્તવિક વાત છે અને તે વાત જ પરમાત્મા ભરપુર રહેલો છે, સર્વ બ્રહ્મમય છે એ મતની વિરુદ્ધ છે. વળી, સર્વ

૨૩. ધસ ૧, પૃ. ૨૫૨–૨૫૩. ૨૪. ધસ ૧, પૃ. ૨૭૦–૨૭૧.
૨૫. ધસ ૨, પૃ. ૭૦. ૨૬. ધસ-૨, પૃ. ૧૧૬. ૨૭. ધસ ૧, પૃ. ૨૧–૨૨.

વિશ્વ "જ્ઞાનમય નિત્ય' બ્રહ્મ "છે" એમ હોય તો પછી કોઈને તે "થવા પ્રયત્ન કરવા"નું ક્યાં રહ્યું! હોય તેને થવું શા સારૂ પડે?... વસ્તુ માત્રમાં 'પરમાત્મા ભરપુર રહેલો' છે એમ હોય તો જડના વાસ્તવિક અસ્તિત્વ માટે અવકાશ રહે નહિ, જડ વાસ્તવિક રીતે હોય નહિ. જડ હોય જ નહિ તો પછી તે ચેતન સાથે સબંધમાં કેમ આવે ?[28]

"મોક્ષવિચાર" નામના લેખમાં તેઓ કહે છે "વેદાન્તીના પક્ષની ચર્ચા કરવામાં એક અંતરાય હમેશ નડે છે. હું બ્રહ્મ છું, બ્રહ્મથી જુદું કંઇ નથી, બધે એક અવ્યય બ્રહ્મ છે એમ કહી અસ્તિત્વ અને બ્રહ્મને પર્યાયરૂપ કરી નાખી પરિણામે તેના હોવા ન હોવાપણાને સમાન નિરર્થક ગણનાર તે ઈશ્વર નથી એમ કહેનાર છે"[29]

જીવાત્મા જગત વ્યવહાર સર્વ માયાએ કરેલી ભ્રાન્તિ છે એમ માનનારનો એ મત છે કે મનુષ્ય જાતે બ્રહ્મ છે તેથી તે પોતાનું બ્રહ્મત્વ જાણે એટલે તેને મુક્તિ મળે તે માટે તેને પ્રયત્ન કરવાનો નથી પ્રયત્ન, કર્મ, એ સર્વ માયાના વ્યવહાર છે માટે કર્મ અટકે એટલે મનુષ્ય બ્રહ્મત્વ પામે જીવાત્મા જાતે અવિભક્ત સર્વશક્તિમાન પરબ્રહ્મ હોય તો તે કદિ માયા જેવી શક્તિથી હારી જઇ અજ્ઞાનમાં આવે એમ બને જ નહિ તે જાતે માયાને ઉત્પન્ન કરે નહિ અને માયા તેનાથી સ્વતંત્ર હોય નહિ, કેમકે તે મત પ્રમાણે વિશ્વમાં બ્રહ્મ સિવાય બીજું કંઈ છે જ નહિ, બ્રહ્મ જ સર્વશક્તિમાન હોઈ સ્વયંભૂ છે જેના પર સત્તા ચલાવનાર અને જેનાથી સ્વતંત્ર ઉત્પન્ન થનાર કોઈ બીજું હોય તે સચ્ચિદાનંદ અને સર્વશક્તિમાન હોઈ શકે નહિ વળી બ્રહ્મ માત્રથી પૂર્ણ વિશ્વમાં માયા માટે અવકાશ જ ન હોય, ઇત્યાદિ અને કારણોથી એ મત તજી દેતા માનવ પડે છે કે નઠારા કર્મ કરતા બંધ થવું એ જ જરૂરનું છે સારા કર્મ કરતા બંધ થઈ સદ્આચરણ થવાથી યોગ્યતા પમાતી નથી, કર્તવ્યકૃતિ થતી નથી સર્વ પરબ્રહ્મ હોય તો એ બ્રહ્મ કર્મમુક્ત થાય અને બીજો કર્મબદ્ધ રહે એમ બની શકે નહિ આત્મા સાથે જ મુક્તિ પામી શકે એક

---

28 ગ્રંથ ૧, પૃ ૩૭-૩૮ 29 ગ્રંથ ૧, પૃ ૬૩.

પણ મનુષ્ય કર્મબદ્ધ હોય ત્યાં લગી બીજા સર્વનો છુટકો થાય નહિ.[૩૦]

વળી તેઓ કહે છે : "પોતાનાથી ભિન્ન જનો માટે સ્વાર્થ-ત્યાગ કરવાની મનુષ્યની...અંતર્વૃત્તિ સિદ્ધ કરે છે કે મનુષ્ય... બીજાનું ભિન્ન અસ્તિત્વ સ્વાભાવિક વિશ્વાસથી માને છે. અભેદ હોય તો ત્યાગ સંભવે જ નહિ."[૩૧] તદુપરાંત, "ભેદ હોય તો જ... ત્યાગની કિંમત હોય."[૩૧]

પરમાત્માએ શા માટે વિશ્વ ઉત્પન્ન કર્યું, શા માટે ઉત્પત્તિવ્યાપાર શરૂ કર્યો તે આપણે માનવ બુદ્ધિથી જાણી શકતા નથી; સ્વભાવથી સૃષ્ટિ થઈ, પ્રકૃતિ—માયાથી જગત થયું, એમ કહેવાથી કાંઈ ખુલાસો થતો નથી; કેમકે સ્વભાવ શા માટે હોય, પ્રકૃતિ — માયા શા માટે હોય એ પ્રશ્નો તો ઉભા જ રહે છે. અને પરમાત્મા પોતાની ઇચ્છાથી નહિ પણ માયાના બળથી માયાને આધીન થઈ સ્રષ્ટા થાય છે એવા ખુલાસામાં પરમાત્માની શક્તિ ઘટે છે અને પરમાત્માથી સ્વતંત્ર એક નવી શક્તિનું અસ્તિત્વ થાય છે; અદ્વૈતવાદ સ્થાપવા જતાં બ્રહ્મ અને માયાનો દ્વૈતવાદ સ્થપાય છે. માટે પરમાત્માએ શા સારૂ સૃષ્ટિ ઉત્પન્ન કરી તેનો ખુલાસો એટલો જ જાણીએ છીએ કે...સો कामयत । बहु स्यां प्रजायेयेति ।

> સ્વેચ્છા થકી સૃષ્ટિ પ્રભુ તમે કિધી,
> સ્વેચ્છા થકી તે ઉપસંહરો બધી.[૩૨]

વળી "ઈશ્વરની ઇચ્છા પોતાની સૃષ્ટિ પોતાથી ઉતરતી રાખવાની સ્પષ્ટ જણાય છે."[૩૩]

ધર્મસાધનામાં રમણભાઈ બધો ભાર ઈશ્વરની ભક્તિ, ઉપાસના, પ્રાર્થના પર મૂકે છે. એમનાં પુસ્તકોમાં આવતા ઈશ્વર-ભક્તિના અનેક ઉલ્લેખોમાંના બે અહીં ઉતારીશું, જેથી એમનું ભક્તહૃદય કેવું છે તે જણાશે, અને સાથે જ એમની ભક્તિનું ખાસ જાતનું સ્વરૂપ — ગુણસંકીર્તન પણ જોઈ શકાશે.

૩૦. ધસ ૧, પૃ. ૧૦૫     ૩૧. ધસ ૧, પૃ. ૩૦૨.

૩૨. ધસ ૨, પૃ. ૭૭–૭૮. જુઓ ધસ ૧, પૃ. ૬૯–૭૦ પણ.

૩૩. ધસ ૧, પૃ. ૭૦.

સંસારવ્યવહારમાં મગ્ન થયેલો પુરુષ ઈશ્વરને ઘડી ઘડી ભૂલી જાય છે, પોતાનાં કૃત્ય જોનાર ઈશ્વર છે, સુનીતિએ ચાલવું એ ઈશ્વરની ઇચ્છા છે, એની તેને વિસ્મૃતિ થાય છે. ઈશ્વરનું સ્મરણ કર્યાથી એ વિસ્મૃતિ થતી અટકે છે સુખ વખતે મનુષ્ય ફુલાઈ જાય છે, દુઃખ વખતે તે ઈશ્વરને દોષ દે છે. ઈશ્વરના ગુણનું સ્મરણ કર્યાથી આ દોષમાં પડતાં મનુષ્ય બચે છે. ઈશ્વર ન્યાયકારી અને કરુણાસિંધુ છે એ યાદ આવ્યાથી દુઃખ વખતે ઈશ્વરને દોષ દેતાં મનુષ્ય અટકે છે. ઈશ્વર સર્વવ્યાપી છે એમ જાણ્યાથી મનુષ્ય પાપ કરતા અટકે છે. ઈશ્વર દયાળુ છે એમ જાણ્યાથી સત્યમાર્ગ પ્રિય લાગે છે. આ રીતે ઈશ્વરના દરેક ગુણનુ સ્મરણ મનુષ્યને સન્માર્ગે પ્રેરે છે. ઈશ્વરના ગુણસ્મરણથી મનુષ્યને પોતાનો ઈશ્વર સાથેનો સંબંધ ચિત્તમા જાગૃત રહે છે પોતાની સ્થિતિનુ ભાન રહે છે.[૩૪]

ॐ सत्य ज्ञानमनत ब्रह्म आनंदस्वरूपममृत यद् विभाति शात शिवमद्वितीयं शुद्धमपापविद्धम् ।

પરમાત્મન્! તુ સત્યસ્વરૂપ છે, જ્ઞાનસ્વરૂપ છે, અનંતરૂપ છે, અમૃતરૂપ છે. તુ પ્રકાશી રહ્યો છે તુ શાત, મંગલમય, અદ્વિતીય છે, શુદ્ધ, અપાપવિદ્ધ છે તારા સ્વરૂપનો જ આ સર્વ મહિમા વિસ્તરી રહ્યા છે તારા સામર્થ્યથી બ્રહ્માડ ફેલાઈ રહ્યુ છે. તારી શક્તિથી સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, તારા પ્રકાશી રહ્યા છે તારી અનંતતામા દિક્કાલ વ્યાપ્ત થઇ રહ્યો છે. તારી કૃપાછાયામા અમે જીવાત્મા વસી રહ્યા છીએ આદિમધ્યાવસાનમા તુ જ છે. તારી પાસેથી આવ્યા છીએ, તારી પાસે આવવાના છીએ एषास्य परमागतिरेवास्य परमा सपत् एषोस्य परमो लोक एषोस्य परमानन्द । જગત્પિતા! તુ જ અમારુ સર્વસ્વ છે, સપત્તિ તુ છે, આનંદ તુ છે. તો હે પ્રભો! કેટલી બધી વાર અમે આ પરમ સપત્તિમૂલ, આ પરમાનંદસ્થાન તજી ગયા છીએ! કેટલી બધી વાર ભ્રમંત થઇ આડે માર્ગે ચઢી ગયા છીએ! કેટલી બધી વાર જગજ્જનની ને જગત્પિતાને ભૂલી ગયા છીએ! પણ કૃપાનિધાન, તુ તારી સમીપ અમને પાછા લાવવાને સમર્થ છે. તુ ભક્તવત્સલ છે, તુ પતિતપાવન છે. પ્રભો! અમે આ મર્ત્યલોકમા છીએ. તારા તેજોમય સાનિધ્યમા નિરંતર વાસ કરવાનો અહીં અમારો અધિકાર નથી તો પણ હે દયામય પિતા! એક ક્ષણભર

૩૪. ધસ ૧, પૃ. ૨૩-૨૫.

તારું દર્શન કરાવ, એક પળવાર તારા સાંનિધ્યમાં ખેંચી લે, એક ક્ષણવાર તારા સ્મિતનું પાન કરાવ, કે ચિર પરિતાપિત તૃષિત અમારા આત્માને શાંતિ થાય. શાંતિ: શાંતિ: શાંતિ: ।[૩૫]

રમણભાઈને સકામ ભક્તિ સ્વીકાર્ય છે, પણ એ સકામતા કંઈક જુદી જાતની છે. "પ્રાર્થનાનો અર્થ ઇચ્છાનુસાર કંઈ માગવું એવો છે. જે માગવામાં આવે તેની ઇચ્છા હૃદયના ઉલ્લાસની જ સ્થિતિ બતાવે છે.... 'તમે પ્રેરો બુદ્ધિ, પ્રભુ પ્રિય અમે કાર્ય કરિયે;' પ્રાર્થનામાળાનાં આ પદોમાં દુઃખમાં સહાયતા કે પાપની માફી માગી નથી, પણ, કંઈક બીજું જ માગ્યું છે." આ બીજું તે દિવ્યદર્શન અને પ્રભુપ્રેમનો પ્રસાદ.[૩૬] "અનન્ય ભક્તિ વડે જ ઈશ્વરના દિવ્યરૂપનું જ્ઞાન થઈ શકે છે. ઈશ્વરના ખરેખરા રૂપનું દર્શન કરવું હોય, ઈશ્વરનું સાંનિધ્ય મેળવવું હોય, તો તેની ભક્તિ કરવી જોઈએ."[૩૭]

ભક્તિથી દિવ્યદર્શન થાય; ચમત્કાર ન થાય. ભગવાન ભક્તને બચાવવા કે દુષ્ટને શિક્ષા કરવા ચમત્કાર ન કરે, કારણ કે સૃષ્ટિના નિયમો ખોટા થાય તો જ ચમત્કાર બની શકે. અને, સૃષ્ટિના કાયમ માટે નક્કી થયેલા નિયમો એમ વચ્ચે વચ્ચે બદલવા પડે, તો પછી ઈશ્વરે જડ સૃષ્ટિ માટે કરેલા નિયમો રચતાં એને બરાબર ન આવડયું એવું અયોગ્ય અનુમાન કરવું પડે.[૩૮]

સૃષ્ટિના જડચેતન પદાર્થોના નિયમો ઈશ્વરે ઘડયા છે, પણ સૃષ્ટિરચનાનું તેનું કાર્ય હજી પૂરું નથી થયું. સૃષ્ટિની રચના હજી ચાલુ જ છે. રેલ, વાવાઝોડાં વગેરે અપઘાતક પ્રસંગો બને છે એ પણ આ રચનાની દિશાનાં છે, અને એનાથી અત્યારે દેખીતું દુષ્પરિણામ આવે છે તોપણ અંતે તો તેમાંથી કાંઈ મંગલ

---

૩૫. ધસ ૧, પૃ. ૧૮૪. ૩૬. ધસ ૧, પૃ. ૨૭.
૩૭. ધસ ૧, પૃ. ૧૪૩. વળી જુઓ તે પછી ૧૪૮ સુધી.
૩૮. ધસ ૨, પૃ. ૧૧૮-૧૧૯, ૧૬૫-૧૬૬.

પરિણામ જ આવશે. માત્ર આપણે અલ્પમતિ તેનો તાગ મેળવી શકતા નથી.[૩૯] આવું કે બીજું કોઈ પણ દુઃખ આવી પડે ત્યારે ઈશ્વરમાં શ્રદ્ધા રાખવી જોઈએ.[૪૦]

રમણભાઈની દૃષ્ટિએ ઈશ્વરનો જગત તથા માનવ સાથેનો સંબંધ આવો છે: ઈશ્વરે આખી દુનિયાને જ્ઞાનગર્ભ બનાવેલી છે, જ્ઞાનદાન આપવા તેણે અનેક સાધનો તૈયાર કર્યાં છે, અને પ્રેમ તે એમાંનું એક મહત્ત્વનું સાધન છે.[૪૧] "મનુષ્યમાં જે ઉત્તમ અંશ છે તે ઈશ્વરે આપેલા છે અને ઈશ્વરની પૂજ્યતાની જ પ્રતીતિ કરાવે છે."[૪૨] મનુષ્યને બુદ્ધિ અને તર્કશક્તિનું દાન ઈશ્વરે કરેલું છે.[૪૩] "શક્ત અને અશક્ત, જ્ઞાની અને અજ્ઞાની સર્વને સહાયતા આપવાને ઈશ્વર સમર્થ છે, પણ તેનો દિવ્ય નિયમ એવો છે કે મનુષ્ય પ્રયાસ કરે ત્યારે જ તેનો સહાયક હસ્ત જણાઈ આવે છે. પ્રયાસ પહેલાં સન્મતિ વડે ઉત્તેજિત કરનાર પણ તે જ છે, પ્રયાસ પછી મનોબળ વડે સફળતા અપાવનાર પણ તે જ છે."[૪૪] એ પ્રેરક, સન્મતિદાયક[૪૫] ને એકમાત્ર સદ્‌બુદ્ધિદાતા,[૪૬] સર્વને સત્યદાતા,[૪૭] જીવનબલ આપનાર,[૪૮] અને પતિતવત્સલ છે.[૪૯] "દુઃખ અને સંકટને સમયે ઈશ્વરકૃપાથી મનુષ્યને ઉંચાં સ્વપ્ન-ઉંચાં દર્શન-પ્રાપ્ત થાય છે, ઈશ્વરના સામીપ્યનો અનુભવ થાય છે. દુઃખ સુખમય લાગે છે.... એવે વખતે અશ્રદ્ધાળુને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, અને શ્રદ્ધાળુની શ્રદ્ધા દૃઢ થાય છે."[૫૦]

રમણભાઈની ઈશ્વરપરાયણતાનું પ્રતિબિંબ એમના વિવેચન-લેખોમાં પણ પડે છે. એમાં ઈશ્વર પ્રત્યેનો તેમનો આદર અને વિશિષ્ટ

---

૩૯. ધસ ૨, પૃ. ૨૮-૨૯, ૧૨-૧૪, ૧૨૮
૪૦ ધસ ૨, પૃ. ૧૬૫, કસા ૧, પૃ. ૮૪.
૪૧. ધસ ૨, પૃ. ૪૨. ૪૨ ધસ ૧, પૃ. ૩૨૩. ૪૩. ધસ ૨, પૃ. ૧૦૮.
૪૪. ધસ ૧, પૃ ૨૨૩. ૪૫. ધસ ૨, પૃ. ૧૭૫. ૪૬. ધસ ૧, પૃ. ૪.
૪૭. ધસ ૨, પૃ. ૧૪૬. ૪૮. ધસ ૨, પૃ. ૧૩૧. ૪૯ ધસ ૨, પૃ ૧૪૨.
૫૦. ધસ ૨, પૃ ૧૬૫.

વિચારો બંને જોવા મળે છે. "ઈશ્વરની નીતિપ્રિયતા અને ન્યાયકારિત્વ અનુભવથી મનુષ્યના ચિત્તમાં હમેશ ઠસતાં જાય છે. સૃષ્ટિકર્તાનું અગાધ ડહાપણ મનુષ્યને પૂરેપૂરું સમજાતું નથી પણ તેની રચના મંગલમય છે એ નિઃસંદેહ છે:...સૃષ્ટિઘટનાના થોડા ભાગ ઉપર દૃષ્ટિ જવાથી મનુષ્યને અશુભની શંકા થાય છે, પણ આખી ઘટના... આનંદમય અને અમૃતમય છે."[૫૧]

"ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત" માં તેઓ કહે છે, "ભક્તિરસની કવિતા કંઈક વિરલ પ્રકારની છે, તેથી કાવ્યસાહિત્યના રસપ્રકરણમાં તેનો પરિપૂર્ણ રીતે સમાસ કરવામાં આવ્યો નથી;"[૫૨] અને પછી ઉમેરે છે, "[એકેશ્વર] ભક્તિરસને પ્રાધાન્ય ન આપવામાં રસવિવેચન એટલું અપૂર્ણ છે."[૫૨] ઈશ્વર અમૂર્ત છે, ને અમૂર્ત ઈશ્વરની ભક્તિ જ સાચી ભક્તિ છે એ માન્યતાથી પ્રેરાઈ તેઓ કહે છે, "ભક્તિરસની દિવ્યતા અમૂર્તતાથી જ સંપ્રાપ્ત થાય છે, મૂર્તતા મનને પાર્થિવ રસમાં બાંધી રાખે છે."[૫૩] ભક્તિરસના આવેગને માટે સર્વશક્તિમાન પ્રભુની કલ્પના આવશ્યક છે......જે એક અદ્વિતીય ઈશ્વર હોય તે જ સર્વશક્તિમાન હોય. ઈશ્વર અનેક હોય તો એકે સર્વશક્તિમાન હોઇ શકે નહિ."[૫૪] બીજા એક વિવેચનમાં તેઓ કહે છે, "ઈશ્વર સગુણ છે, તટસ્થ છે, કર્તા છે, પ્રકૃતિથી પર છે, ચૈતન્યમય છે."[૫૫]

બ્રાહ્મધર્મ પર પ્રચ્છન્ન ખ્રિસ્તીપણાનો જે આક્ષેપ મુકાય છે એના રદિયા માટે રમણભાઇએ પાક્ષિક 'જ્ઞાનસુધા'માંથી આ ઉતારો આપ્યો છે:

"ઈશ્વરનું ત્રિધા અને છતાં એકાત્મ સ્વરૂપ છે, મનુષ્ય ઈશ્વરના આકારમાં છે, ઈશ્વરનો પુત્ર અવતાર લે અને મોક્ષ માટે તે મધ્યસ્થ હોઈ

૫૧. કસા ૧, ૩૩૩.          ૫૨. કસા ૨, પૃ. ૬૨.
૫૩. કસા ૨, પૃ. ૬૭. વળી જુઓ હવે પછી પ્ર. ૧૦.
૫૪. કસા. ૨, પૃ. ૮૩.          ૫૫. પૃ. ૧૦૬.

સાધન છે, સૃષ્ટિની ઉત્પત્તિ અમુક ક્રમમા થઈ, મનુષ્યની ઉત્પત્તિ અમુક યુગ્મદ્વારા થઈ, ઈશ્વરપ્રેરિત સ્થાને સ્થાને અને કાલે કાલે પેગમ્બર થાય છે, અમુક કાલે સર્વ મૃત દેહ કબરોમાથી ઉઠશે અને ત્યારે જ તેમનો ન્યાય થશે, ઈશ્વરને અમુક મનુષ્યવર્ગ પ્રીતિપાત્ર અને અમુક અપ્રીતિપાત્ર છે, સૃષ્ટિમા સૃષ્ટિક્રમ વિરુદ્ધ એક દુરાચારમૂર્તિ વર્ગ છે અને તે વર્ગને ઈશ્વર સાથે વિગ્રહ ચાલે છે, આ અને આવા આવા ક્રિશ્ચિઆનિટીના મત પ્રાર્થનાસમાજને અમાન્ય છે તે સમાજ એમ દૃઢ વિશ્વાસથી માને છે કે એ મત ગ્રહણ કરાય તો ઈશ્વરના અદ્વિતીયત્વ, સર્વશક્તિમત્ત્વ, ન્યાયમત્વ વગેરેમા મોટી ખામી આવે .. ..''[૫૬]

જેમ ઈશ્વર પોતાનુ સત્ય ફેલાવવા પેગંબર કે મધ્યસ્થો મોકલતો નથી[૫૭] તેમ અમુક ખાસ ધર્મ કે ધર્મો ઈશ્વરપ્રેરિત નથી.[૫૮] એમ માનવાનો અર્થ એ થાય છે કે એણે અમુક એક પ્રજા કે એક વ્યક્તિને પોતાની દિવ્યતાનો અંશ આપ્યો છે, સમસ્ત માનવજાતને નહિ ઈશ્વરમા આવો પક્ષપાત ન જ સભવે. ધર્મ—સત્ય તો સાર્વત્રિક જ હોય.[૫૯] અને સત્ય—ધર્મ સર્વને માટે એક, અવિરોધી હોવાથી તે શોધી કાઢવો એ સર્વનુ કર્ત્તવ્ય છે[૬૦]

આ સત્યધર્મ માટે માનવમાત્રે આગ્રહ રાખવો જોઈએ. શરમથી, બીકથી, કોઈનું મન દુખાશે એવા વિચારથી એણે એ સત્યના ચોકઠામા ન આવે એવા અયોગ્ય ક્રિયાકર્મો વગેરે ન કરવા જોઈએ. સ્નાન, દાન, વ્રત વગેરે એવા અયોગ્ય અને નિરર્થક કર્મો છે. એનાથી " પાપ ધોવાઈ જાય છે અને એકદમ મોક્ષ મળી જાય છે એ મત " અયુક્ત છે.[૬૧] " પાપ દુર્વાસનાથી ઉત્પન્ન થાય છે તો દુર્વાસનાનો નાશ કર્યા સિવાય માત્ર બાહ્ય આચરણથી પાપિતા જતી

---

૫૬ ધસ ૧, પૃ ૩૯–૪૦ ઉપર ઉદ્ધૃત. ઈશ્વરપ્રેરિત ધર્મ અને પ્રેષિતો માટે જુઓ ધસ ૧, પૃ ૧૩૫, ધસ ૨, પૃ ૯૨–૯૩ પણ

૫૭. ધસ ૧, પૃ, ૧૩૫, ૬ ૫૮ પૃ. ૧૨૪, પૃ ૧૩૩

૫૯. ધસ ૨, પૃ. ૯૨–૯૪ ૬૦. પૃ ૧૧૦

૬૧ પૃ ૧૧૮–૧૧૯ વળી જુઓ પૃ ૨૩૨

નથી.[૬૨] અજ્ઞાનીને પાપ ન લાગે એ વાત ખોટી છે. અગ્નિમાં હાથ નાખવાથી જેમ અજ્ઞાન બાળક પણ દાઝે છે જ, તેમ અજ્ઞાની માણસ અજ્ઞાનથી દુર્વાસના રાખે તો પાપનો સંગ્રહ થાય જ.

કર્મ, માયા વગેરે કલ્પિત વાતો છે.[૬૩] કર્મ નથી તેમ પુનર્જન્મ પણ નથી.[૬૪] એક ભવનાં કર્મ ભોગવવા બીજો ભવ કરવો પડે એ માન્યતા ખોટી છે. એ માન્યતા પ્રમાણે :

રામે સીતાને અન્યાય કર્યો તે સીતાનાં કર્મનું ફલ, એમાં રામનો વાંક નહિ. એક આદમી બીજાનું ખૂન કરે તો તે મરનારના આગલા જન્મના કર્મનું ફળ, ખૂન કરનારનો વાંક નહિ. જાણે ઈશ્વર પાપને શિક્ષા કરવા નવાં પાપ કરાવતો હોય !...

...ઈશ્વરભક્તને એમ ન માનવું જોઇએ કે ઈશ્વર સુનીતિના ભંગની શિક્ષા માટે બીજા પાસે અનીતિ કરાવે. વળી, આગલા જન્મના કૃત્યને લીધે આ જન્મમાં હું કૃત્ય કરું તો પછી આ જન્મના કૃત્ય માટે હું જવાબદાર શાનો ?...જ્યારે આ જન્મનાં કૃત્ય તે આગલા જન્મનાં ફળ માત્ર હોવાથી સ્વતંત્રતાથી કૃત્ય કરવાનું બળ નથી ત્યારે તે કૃત્યની જવાબદારી શી ? જવાબદારી રહી માત્ર સહુથી પ્હેલા જન્મનાં કૃત્યોની, કેમકે તે કૃત્ય...પ્રથમ જન્મ હોવાથી સ્વતંત્રતાથી કરેલાં છે. મનુષ્ય અનાદિ નથી માટે પ્રથમ જન્મ તો હોવો જ જોઈએ...હવે જે સહુથી પ્હેલો જન્મ જવાબદારીવાળો તેની પ્હેલાં એક જન્મ છે જ નહિ કેમકે તે સહુથી પ્હેલો છે. આ રીતે મનુષ્યનાં કાર્ય સમજવા આગલા જન્મની જ્યાં સહુથી વધારે જરૂર ત્યાં તે હોતો નથી.[૬૪અ]

પુનર્જન્મ નથી તેમ નરક પણ નથી, અને સ્વર્ગલોક પણ નથી.[૬૫] પુનર્જન્મ નથી, સ્વર્ગનરક નથી છતાં પરકાલ છે,[૬૬] કારણ કે આત્મા અનંત—અમર છે.[૬૭] એ સગુણ, જ્ઞાની,[૬૮] જ્ઞાન, જ્ઞાતા,

---

૬૨. ધસ ૧, પૃ. ૧૧૬–૧૧૮. ૬૩. ધસ ૧, પૃ. ૨૮૬.

૬૪. ધસ ૧, પૃ. ૨૭૪. જ્ઞાસુ પુ. ૬, અં. ૨માં "વાસના અને જન્માંતર" એ વલ્લભદાસ પોપટનો લેખ પણ જોવો.

૬૪અ. ધસ ૧, પૃ. ૧૪–૧૫ વળી જુઓ પૃ. ૮૮. ૬૫. ધસ ૧, પૃ. ૩૦, કસા ૨, પૃ. ૪૪. ૬૬. ધસ ૧, પૃ. ૧૪૭, ૩૩. ૬૭. ધસ ૨, પૃ. ૫૭–૫૮. ધસ ૧, પૃ. ૧૫૧. ૬૮. ધસ ૧, પૃ. ૧૫૧.

પુરુષ,[૬૭] આનંદી[૬૮] અને સારાસારવિવેકી[૬૯અ] છે. એ શક્યતા[૭૦] અને અદ્ભુત શક્તિ ધરાવે છે.[૬૯બ] એની શક્તિ, એનું ચૈતન્ય માત્ર ઈશ્વરથી જ ઊતરતું છે.[૭૧] આત્માન્વેષણ અને આત્મઘટનથી એને કેળવવો જોઈએ. આવા પ્રયત્ન વિનાની માત્ર શુભ ભાવવાળી નિરુદ્યમી સ્થિતિ તે આત્માની સદ્ગુણસંપન્નતા કે ઉન્નત દશા નથી.[૭૨]

આત્મા મરણ પછી ઈશ્વર પાસે જાય છે, અને ત્યાં, માર્ટિનો કહે છે તેમ, પૃથક્ વ્યક્તિ તરીકે રહે છે.[૭૩] ત્યાં તે પરસ્પર પ્રેમવહેવાર કરી શકે છે.[૭૪] પણ,

ઈશ્વરને...તેમજ આત્માને કંઇ આકાર નથી તેથી, મૃત્યુ પછીની દશામા કંઇ અમુક દિશામાં, દેશમાં કે લોકમા રહેવાનું નથી. ઈશ્વર સમીપ આત્મા જાય છે તે દિશાનું અંતર ઓળંગીને નહિં પણ જ્ઞાનનું.[૭૫]

એ રીતે ઈશ્વર સમીપ મનુષ્ય જાય અને ઈશ્વરના સાન્નિધ્યમાં ઈશ્વરકૃપા એ કેવું અચળ નિરંતર અસીમ સુખ છે એ જાણે તે વખતે તે પાપી હોય અને ઈશ્વરકૃપા ભોગવવાને અયોગ્ય હોય તો બહુ જ દુઃખ થાય... એ માટે, ઈશ્વર સમીપ ગયા પહેલા મનુષ્ય પશ્ચાત્તાપ કરી પાપની સજા ભોગવી લે,.. ફરી પાપ કરતો અટકી પુણ્યાચરણથી ઈશ્વરની કૃપાને યોગ્ય થાય.. એ પ્રાર્થનાનો ઉદ્દેશ છે. ભક્તજન પ્રાર્થનાથી પાપની સજા માગે છે કે તેથી પાપિતા જતી રહે.[૭૬]

આમ પાપ દૂર કરવા માટે પશ્ચાત્તાપ એ જ મુખ્ય સાધન છે;[૭૭] દેહદમન અને સંસારત્યાગ નકામાં છે.[૭૮]

માણસે ગૃહસ્થાશ્રમમા રહેવાનું છે,[૭૭] અને તેમાં પોતાને જે

---

૬૯ પૃ. ૨૬૯-૨૭૦ ૬૯બ પૃ ૨૨૪-૨૨૭

૭૦. 'પોટેન્શિયાલિટી', પૃ ૧૨૫

૭૧. પૃ. ૨૨૪, ૧૮૧ ૭૨. પૃ. ૨૩૨.

૭૩. પૃ ૩૧-૩૨, ૧૭૬. ૭૪. ધસ ૨, પૃ. ૪૬-૫૭. સ્વીડનબોર્ગ ને કાન્તની પણ આ જ માન્યતા છે ૭૫. ધસ ૧, પૃ. ૧૭૬, પૃ. ૩૧. ૭૬. ધસ ૧, પૃ. ૩૧-૩૨, અપ્રકટ "ફ્રોમ આઇડિયલ ટુ ધ રિયલ".

૭૭. ધસ ૨, પૃ. ૫-૬. ૭૮ ધસ ૨, પૃ. ૧૨૩-૧૨૮.

ર્તવ્ય પ્રાપ્ત થયું હોય તે કરવાનું છે.[૭૮] "કર્તવ્યની મૂળ પ્રવૃત્તિ ગનિયંતા તરફથી છે."[૭૯] કર્તવ્યની ભાવનાનો આદર્શ ઈશ્વર છે. ા લોકમાં એવો બીજો આદર્શ નથી. જો મનુષ્યના મન આગળ- . એ આદર્શ ખસેડી નાખો તો એને કર્તવ્ય કરવાનો કશો ુ—કશું કારણ નહિ રહે.[૮૦] માનવને "કર્તવ્યધર્મનું દાન તે ધરનો અનુગ્રહ છે. કર્તવ્યધર્મના નિયમ શિથિલતા વિના અનુ- રવા પડે છે, પરંતુ તેમનું હાર્દ સમજતાં તે કૃપામય લાગે છે."[૮૧] ધર પર શ્રદ્ધા ન હોય તો મનુષ્ય કદી કર્તવ્ય કરે જ નહિ.[૮૨] ર્તવ્ય વિશે જે કહેલું છે એને કંઈક મળતું જ સદ્‌ગુણ કે સદા- ર અને નીતિ માટે પણ કહેલું છે: "જ્યાં હૃદય સદ્‌ગુણનો ાદર્શ (ઈશ્વર) ન માને ત્યાં તે સદ્‌ગુણમાં આનંદ કેમ માને? સ્તિકનો સદ્‌ગુણ એ બહારનો ઢોંગ છે. કોઈકમાં જ તે ટકે છે ને જેમાં તે ટકે છે તેના મનને તે આનંદ દેતો નથી...નાસ્તિકનું ાચરણ લોકને દેખાડવાનું છે, ઈશ્વરપ્રીત્યર્થ નથી. ત્યારે પ્રેમની ાશા વિના કરેલાં કાર્યથી આનંદ હોય શાનો?"[૮૩] "સુનીતિવીરને તે સારાં કૃત્ય કરે છે એવું ભાન એ જ સુખદાયક છે."[૮૪] નીતિનું મૂળ વ્યવહારોપયોગિતા...નથી. જનસમાજને લાભ થાય તે ટે મનુષ્યોએ નીતિનો નિયમ ઘડી કાઢેલો અથવા સંકેતથી ઊભો ોલો નથી...તેનું મૂળ ધામ ઈશ્વરસ્વરૂપમાં છે."[૮૫]

---

૭૯. ધસ ૧, પૃ. ૨૯૮. ૮૦. પૃ. ૩૦૩-૩૦૪. ૮૧. પૃ. ૨૯૯.
૮૨. પૃ. ૩૦૬. ૮૩. પૃ. ૧૩ ૮૪. પૃ ૧૧.

૮૫. પૃ. ૩૧૩. ૬૫ર આપેલા સારાંશ વગેરે પરથી નીચેની ાખ્યાઓ તારવી શકાય. કર્તવ્ય એટલે ઈશ્વરે સોપેલું મનુષ્યો પ્રત્યે ાવવાનું, શ્રેય મેળવી આપનારું કાર્ય. સદ્‌ગુણ કે સદાચાર એટલે આત્માએ અંતરાત્માને પ્રતીત કરાવેલા માર્ગે મનુષ્યો પ્રત્યે વર્તવું. તિ એટલે ઈશ્વરમાંથી પ્રાપ્ત થયેલું બીજા મનુષ્યો પ્રત્યેના વર્તનનું રણ ને નિયમો. આમ રમ. એ ત્રણેને લગભગ એકરૂપ જ ગણે છે.

જીવન એ ઇશ્વરના તરફથી મનુષ્યને મળેલ એક દિવ્ય ન્યાસ હોઈ મનુષ્યે એ ન્યાસને નકામો જવા ન દેતાં એનું પોષણ કરવું જોઇએ.[૮૬] ઇશ્વરે આપેલી શક્તિ સફળ કરવાની જવાબદારી દરેકને માથે છે. માનવ માત્રને—ગમે તેવા સામાન્ય કે અશક્ત માણસને પણ કાંઈ ને કાંઈ કર્ત્તવ્ય સોંપાયેલું જ છે.[૭૮]

મનુષ્યોમાં શક્ત–અશક્તના ભેદો પાડવામાં—એમને અસમાન કરવામાંય ઇશ્વરનો હેતુ છે, અને તે મનુષ્ય ઉન્નતિ કરી શકે તે: [૭૮] "બધા માણસો સરખા નથી એથી જ દુનિયાનો વ્યવહાર ચાલી શકે છે અને દુનિયાના વ્યવહારમાં જે સુખ છે તે મળી શકે છે. બધા મનુષ્યો ખેડુત હોય તો જેમ જીંદગાનીનાં બીજાં સુખસાધન મળી શકે નહિં અને દુનિયાના આચારવિચારમાં ઉત્કર્ષ થઈ શકે નહિં તેમ બધા મનુષ્યો રાજા કે રાજ્યકર્તા પણ હોઇ શકે નહિં. મનુષ્યોની સ્થિતિ ભિન્ન ભિન્ન છે તેથી જ તેઓ એકબીજાને ઉપયોગી થઈ શકે છે...તેથી જ મનુષ્યો ઉદ્યોગી થઈ, અમુક અમુક લક્ષ્યે પહોંચવાના પ્રયત્નમાં પ્રવૃત્ત રહે છે."[૮૭]

આ જ રીતે રોગ વગેરે આવે છે તે પણ સોદ્દેશ હોય છે: એનાથી મનુષ્યની કસોટી થાય છે.[૮૮] રોગાદિમાં ઇશ્વરનું નૈર્ઘૃણ્ય નથી તેમ વાવાઝોડાં, ધરતીકંપ, જ્વાલામુખીસ્ફોટ, રેલ, વગેરેમાં પણ નથી. એવી વસ્તુઓથી કોઇકવાર થતા નુકસાન તરફ જોઇને ઇશ્વરને અયોગ્ય રચના કરનાર કહેવાને બદલે હવા તાપ વગેરેથી આખી સૃષ્ટિમા સતત રીતે જે સુખ ને આનંદ પ્રવર્તે છે, પ્રાણીસૃષ્ટિ શક્ય બને છે, તે તરફ નજર નાખવી જોઇએ. આમ સમગ્રપણે લેતાં જગતની ઘટના આનંદમય, અમૃતમય છે.[૮૯] જગત દુઃખમય નથી. એને દુઃખમય કહેવું એ એક જાતની નાસ્તિકતા

૮૬. ધસ ૨, પૃ ૧૩૩.
૮૭ ધસ ૧, પૃ. ૨૭૧–૨૭૭. ૮૮. નો. ૭૮, ધસ ૧, પૃ. ૨૭૨–૨૮૮.
૮૯. કસા ૪, પૃ. ૧૮૫.

છે.[૯૦] "ઈશ્વરની રચના પરિણામે મનુષ્યના સુખ અને શ્રેય માટે જ છે."[૯૧] સુખ ભોગવવાં એ ન્યાય્ય છે.[૯૧] આ સુખોપભોગમાં મિતતા જળવાય, કર્મ કરતાં છતાં તેનો પાશ ન લાગી જાય, તેટલું જ જોવાનું છે. બધા અભિલાષ, રાગ, ઇચ્છા ને વૃત્તિનું ઉન્મૂલન કરવાનું નથી.[૯૨]

દરેકના આત્મામાં નીતિ સ્થપાયેલી છે. આમ જગતમાં નીતિનું રાજ્ય હોવા છતાં આપણી સમક્ષ અનીતિનો માર્ગ પણ ખુલ્લો હોય છે, કારણ કે પોતાની સામેના બે માર્ગમાંથી અનીતિનો માર્ગ જતો કરી નીતિનો માર્ગ ગ્રહણ કરીએ તેમાં જ આપણી મહત્તા છે.[૯૩]

આપણો સ્વભાવ બદલવાનું આપણામાં બળ નથી એમ નથી પણ તે વાપરવાની ઇચ્છા કર્યા વિના તે બળ આપણે વાપરતા નથી. હવે એ ઇચ્છા આપણા સ્વભાવથી નહિ પણ આપણા કાર્યથી નિપજતાં સુખ દુઃખના અનુભવથી થાય છે. વળી સત્ અસત્‌ના જ્ઞાનની ઈશ્વર આપણને પ્રેરણા કરે છે અને તે પ્રમાણે વર્ત્તન કરવાનો માર્ગ સુઝાડે છે. એ રીતે ઈશ્વર જે ઇચ્છા ઉત્પન્ન કરે છે તે સારા માર્ગ ભણી જ હોય છે તે પ્રમાણે આપણે વર્તન ન કરીએ ત્યારે મનના વિકારને આધીન થઈએ છીએ. એમાં ઇચ્છા નહિ પણ સ્વભાવનું બળ હોય છે.[૯૪]

આખી સૃષ્ટિ ઈશ્વરોત્થ છે, પણ આ પાપી સ્વભાવ, પાપ ઈશ્વરોત્થ નથી : "સૃષ્ટિમાં પાપ ઈશ્વરે ઉત્પન્ન કર્યું એ મત દુષ્ટ છે તેમ જ સ્વવિરોધી છે. બધું ઈશ્વરે ઉત્પન્ન કર્યું તો પાપ ક્યાંથી આવ્યું, ઈશ્વરે પોતાની સૃષ્ટિમાં પાપ કેમ મુક્યું, એ પ્રશ્નનો ઉત્તર એ છે કે પાપ તો મનુષ્ય પોતાના પ્રમાદથી ઉત્પન્ન કરે છે. મનુષ્ય ઈશ્વરના ગુણ વિરુદ્ધ-વિચારાદિ કરી ઈશ્વરની વૃત્તિ જાણ્યા છતાં તે વિરુદ્ધ જઈ જાતે પાપ ઉત્પન્ન કરે છે."[૯૫]

આમ નીતિ અને અનીતિ—રમણભાઈ પાપ અને અનીતિ એ

---

૯૦. હસા ૨, પૃ. ૪૯. ૯૧. ધસ ૧, પૃ. ૨૮૫. ૯૨. પૃ. ૨૩૧–૨૩૨.
૯૩. ધસ ૨, પૃ. ૯–૧૨, રાપ, પૃ. ૮૭.
૯૪. ધસ ૧, પૃ. ૧૦. ૯૫. પૃ. ૧૦૭.

બંને શબ્દો એકાર્થમાં વાપરે છે—બંનેનો સંભવ છે તો જ નીતિનું નીતિમત્ત્વ રહે છે. એટલે, અનીતિનું અસ્તિત્વ જગતના નીતિમય શાસનની વિરુદ્ધ નથી.[૯૬] કેટલીકવાર નીતિનો માર્ગ બાજુએ મૂકી અનીતિનો માર્ગ લેનારા સુખી થતા દેખાય છે, પણ તે વસ્તુતઃ સુખી હોતા નથી—કાંઈ નહિ તો એમનું મન કોઈ ને કોઈ પ્રકારનું તીવ્ર દુઃખ ભોગવે છે. આમ જગતમાં સૂક્ષ્મ ન્યાય પ્રવર્તે છે, ને પરજીવનમાં પણ એ ન્યાયનું શાસન છે.[૯૭]

વિસ્તારથી જોયેલા રમણભાઈના ધર્મસિદ્ધાંતો ટૂંકમાં આ પ્રમાણે મૂકી શકાય :

(૧) ઈશ્વર એક જ છે. એ સર્જક પાલક અને ત્રાતા છે. એ નિરાકાર છે, શક્તિ, ડહાપણ, પ્રેમ, ન્યાય અને પવિત્રતામા અનંત છે; સર્વવ્યાપી છે, સનાતન છે, ઉપકારક છે (૨) ઈશ્વરની અનંતતા ને વિશિષ્ટતાને લીધે આપણે એનુ સ્વરૂપ પરેપૂરું જાણી શકતા નથી (૩) માનવ આત્મા અમર છે, અમાપ પ્રગતિનો અધિકારી છે, અને પોતાનાં કૃત્યો માટે ઈશ્વરને જવાબદાર છે. (૪) ઈશ્વરની ઉપાસના અને ભક્તિથી ઇહ અને પરલોકનુ સુખ પ્રાપ્ત થાય છે. (૫) ઈશ્વરને ચાહવો, એના સાનિધ્યમા રહેવુ, અને જીવનની એકેએક બાબતમા એની ઇચ્છા પ્રમાણે વર્તવું એ જ સાચી ઉપાસના, એ જ સાચી ભક્તિ. (૬) કોઇ પણ મૂર્ત વસ્તુને ઈશ્વર ન ગણવી. (૭) માત્ર ઈશ્વર જ કદી ભૂલ ન કરે એવો છે, બાકીના બધા ભૂલને (અને પરિણામે ક્ષમાને) પાત્ર છે. (૮) પુનર્જન્મવાદ અને કર્મવાદ ખોટા છે. (૯) ઈશ્વરે સર્જેલા બધાં માણસો સરખા હોવાથી નાત જાત ને આભડછેટ નિરર્થક છે. (૧૦) પાછલા ચિંતન અને અનુભવોનો લાભ લઈ ધર્મ સતત વિકસતો આવે છે.

આ બધાં મંતવ્યો ઉપર રમણભાઈને પૂરેપૂરી શ્રદ્ધા હતી. આમ છતાં પ્રાર્થનાસમાજી એકેશ્વરવાદ અંગેની એમની કેટલીક દલીલો જોઇએ તેટલી તર્કશુદ્ધ કે બુદ્ધિઆહ્ય નથી જણાતી.

પ્રાર્થનાસમાજ પોતાને તર્કપ્રધાન બુદ્ધિપર ધર્મમત કહેવડાવે છે,

---

૯૬. ધસ ૨, પૃ. ૯, ૧૦–૧૨.    ૯૭. પૃ. ૩૦–૩૬.

ધર્મવિચારમાં માનવની બુદ્ધિને પૂરી છૂટ આપે છે, રમણભાઈ એના એ સ્વરૂપ પર ભાર મૂકે છે, છતાં રમણભાઈ પોતે જ કેટલીક વાર એ ધર્મમતની પકડમાંથી છૂટી શક્યા નથી. કોઈક વાર એમનાથી કંઈક પરસ્પર વિરોધી વાતો પણ કહેવાઈ છે, તો કેટલીક બાબતમાં એમના મતો બરાબર નિશ્ચિત રૂપ પામ્યા નથી. ટૂંકમાં એ જોઈએ :

પરમાત્માનું અસ્તિત્વ સાબિત કરતાં રમણભાઈએ 'જડ સૃષ્ટિ પોતાની મેળે બનતી નથી, કારણ કે કારણવ્યાપાર વિના કાર્ય બને નહિ, ને કારણવ્યાપાર ઇચ્છા વડે જ થાય' એમ કહ્યું છે, પણ તે બરાબર નથી. જે કારણકાર્યનો વ્યાપાર અમુક પ્રયોજન સિદ્ધ કરવા થતો હોય ત્યાં એ આખો વ્યાપાર ઇચ્છાપૂર્વક કરેલો હોય છે; જેમ કે, આપણે લખીએ છીએ ત્યારે કલમનું ચલનવલન પ્રયોજનપૂર્વક કરીએ છીએ. આમ આ કારણકાર્યની પાછળ આપણી ઇચ્છા છે. પણ બીજી બધી જડ ક્રિયાઓ પાછળ ઇચ્છા છે એમ સાબિત કરવાનું બાકી રહે છે. ઉદાહરણ તરીકે, ડુંગર ઉપરથી પથ્થરનું પડવું. એની પાછળ ઇચ્છા છે એમ કહેવું અપ્રામાણિક છે. આ ઇચ્છાને માની લેવી એ ઈશ્વરને માની લેવા બરાબર છે. એ સાબિતી નથી, પૂર્વગ્રહણ છે. રમણભાઈની દલીલ એક બીજી રીતે પણ ખોટી છે. બધા જગતને ઈશ્વરનું કરેલું ગણીએ તો જ કારણવ્યાપાર એમાં મુકાય. બાકી કારણનો વ્યાપાર ન હોય ત્યારે શું હોય તે આપણે કલ્પી શકતા નથી. કારણવ્યાપારનો નિયમ ભૌતિક દુનિયાની અંદર વ્યાપારમય થતો જોઈએ છીએ. એ નિયમને ભૌતિક દુનિયાની બહાર લાગુ પાડવો એ અપ્રામાણિક વ્યાપ્તિ છે. કારણવ્યાપારનો નિયમ સાર્વત્રિક ગણી લઈએ તોપણ આપણે જોઈએ છીએ તેમ, બધાં ઇચ્છાપૂર્વકનાં સર્જનમાં ઉપાદાન અને કર્તા જુદાં છે. જો ઈશ્વરે સૃષ્ટિ સર્જી હોય તો એ ક્યાંકથી ઉપાદાન લાવ્યો હોવો જોઈએ. અને એમ હોય તો તે ભૌતિક જગત જ હોય. આમ સાખ્યસ્વીકારદોષ આવે. એમ ન કહીએ તો ઈશ્વરે સૃષ્ટિ પોતામાંથી ઉત્પન્ન

કરી એમ કહેવું પડે. અને એ તો વેદાંતીનો—અદ્વૈતીનો મત છે.

ઇશ્વર સંપૂર્ણ હોય તો એને જગત રચવાની વાસના કેમ થાય? એ અવ્યય હોય તો આજ દિવસ સુધી નહિ ને હવે એ વાસના ક્યાંથી ઉત્પન્ન થઈ? એ સર્વશક્તિમાન છે, ને એની એ સર્ગ-શક્તિને આવિર્ભાવ જોઇએ જ એમ હોય તો એ આવિર્ભાવ અમુક વખતે જ કેમ થયો?—શક્તિ તો એનામાં અનંત કાળથી જ હતી! સૃષ્ટિની ઉત્પત્તિનું પ્રયોજન આપણે જાણતાં નથી એમ કહેવું એ કાંઈ દલીલ નથી.

સૃષ્ટિની જેમ રમણભાઈ આત્માને પણ અનાદિ ન માનતા હોય એમ જણાય છે. તેઓ એને અનંત માને છે, પણ કોઈ જગ્યાએ અનાદિ કહેતા નથી. બ્રાહ્મસમાજના પ્રચારક તરીકે સ્વ. શિવનાથ શાસ્ત્રીએ પ્રકટ કરેલા છૂટા પાનિયામાં પણ આમ જ છે. રમણ-ભાઈએ કે શાસ્ત્રીજીએ આત્માને સાદિ પણ નથી કહ્યો, પણ પુન-ર્જન્મની વાત કરતાં રમણભાઈએ 'સહુથી પહેલા જન્મ'ની વાત કરી છે, ને સૃષ્ટિ સાદિ છે, તો આત્મા પણ સાદિ જ હશે. હવે જો આત્મા મૂળ ન હતો તો તેને ઇશ્વરે શેમાંથી ને શા માટે પેદા કર્યો એ પ્રશ્ન ઊભો થાય. આમાંના 'શા માટે?'નો તેમનો જવાબ શબ્દાન્તરે દલીલની નિર્બળતાનો જ સ્વીકાર છે. ઇશ્વર આત્માનું કલ્યાણ કરે છે એમ તેઓ માને છે તેની સંગતિ પણ આત્માને અનાદિ માનીએ તો જ થાય. ઇશ્વર જીવને પેદા કરતો હોય, કલ્યાણ કરવા માટે પેદા કરતો હોય, તો તે પેદા જ શા માટે કરે? જડ સૃષ્ટિમાં મોકલ્યા વિના પોતાના સાંનિધ્યમાં રાખીને એ એને આનંદાદિનો અનુભવ કયાં નથી કરાવી શકતો? જીવ અનાદિ હોય તો જ એનું કલ્યાણ કરવાની જરૂર રહે.

વૈષમ્યનૈર્ઘૃણ્ય વિશે રમણભાઈના જે વિચારો ઉપર અવતરણ વગેરેથી આપેલા છે તે એમના પ્રિય વિચાર છે, પણ તે જોઇએ તેટલા તર્કશુદ્ધ નથી: તેમણે ઉતારેલી માર્ટિનોની દલીલ બરાબર નથી.

ઈશ્વરને પ્રયાસ કરવો પડે એમ કહેવું એ એની સર્વશક્તિમત્તા સાથે શબ્દવિરોધ જ છે. આમ મિલ વગેરેની દલીલો સાચી રહે છે. રમણભાઈ ને માર્ટિનો માને છે તેમ ઈશ્વર જો સર્વશક્તિમાન હોય તો હવા અમુક અંશથી વધુ ગરમ થાય જ નહિ, કે જેથી મરકી કે વાવાઝોડું ઉત્પન્ન થાય, વગેરે વગેરે રચના તે કરી શકે. એનું સૃષ્ટિ-રચનાનું કાર્ય ચાલુ હોય તોય તે આવી બાંગફોડ વિના જ ચાલવું જોઇએ. એ સર્વશક્તિમાન અને ન્યાયસિંધુ હોય તો અત્યારના કરતાં વધુ સારા સૃષ્ટિનિયમો જરૂર રચી શકે, जीवो जीवस्य जीवनम् જેવી વ્યવસ્થા જરૂર ટાળી શકે. મનુષ્યોની કસોટી માટે એ આટલી આકરી ને દુઃખદાયક ઘટનાને બદલે કોઈ વધુ સૌમ્ય ઘટના યોજી શકે. મિલે કહ્યું છે એ જ સાચું છે કે ઈશ્વર સર્વશક્તિમાન હોય તો તેને ઉપાયો પસંદ કરવાની, "વધારે સારી એવી ભવિષ્ય-સ્થિતિ માટે પ્રવૃત્તિ" કરવાની જરૂર જ ન રહે. આ તો માનવ ઉપરથી ઈશ્વરની કલ્પના કરાય છે. અને સમાજીઓ ગમે તે કહે, એ કલ્પના લગભગ ખ્રિસ્તી ધર્મ જેવી જ છે.

તેઓ કહે છે, 'લોકોની પ્રગતિ માટે ઈશ્વરે વિષમતા મૂકી.' પણ વ્યક્તિ અને સમાજની પ્રગતિ માટે કોઈ કોઈ વ્યક્તિને એવી સ્થિતિમાં મૂકવી તે અન્યાય નથી ? પ્રગતિના સિદ્ધાંતે માનવોની વિષમતાનો ખુલાસો આપતાં પણ તિર્યંચો વગેરેની મનુષ્ય કરતાં અતિશય ઊતરતી—અને એક રીતે અરસપરસ બહુ જ સમાન—સ્થિતિનો ખુલાસો રમણભાઈ આપી શક્યા નથી. ઉપર ઉતારેલા અવતરણમાં પશુઓમાં સામાજિક દરજ્જા વગેરેનું ભિન્નત્વ નથી અને મનુષ્યોમાં છે એ વિરોધ એમણે જે સ્વરૂપે મૂક્યો છે તે સ્વરૂપે જોતાં એનો એ અર્થ થાય, કે ઈશ્વરને માત્ર મનુષ્યોની જ પડી છે, પશ્વાદિ અનંત જીવયોનિની નહિ. અને છતાં, ઈશ્વરે જ આ અનંત વિશ્વ સર્જ્યું છે એની રમણભાઈને દૃઢ પ્રતીતિ છે. એમ હોય તો મનુષ્યો માટે ભાવ અને પશ્વાદિ માટે ઉપેક્ષા એવા પક્ષપાતનો આરોપ

ઈશ્વર પર ન આવે ? જે દલીલ મનુષ્ય માટે છે તે જ, બાકીની બાબતમાં, તિર્યંચો માટે છે; સિવાય કે ખ્રિસ્તીઓની જેમ રમણભાઈ પશુઓમાં આત્મા જ ન માનતા હોય.

તીતીઘોડાની શરીરરચના જોઈને "આસ્થા, શ્રદ્ધા તથા ભાવપૂર્વક" 'માત્ર ઈશ્વર જ આવી અદ્ભુત રચના કરી શકે' એમ બોલનારા,[૯૮] પશુઓ ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળીની સેવા કરનાર રમણભાઈ જેવા કુશાગ્ર સહૃદય, પશુમાં આત્મા નહિ માનતા હોય ? એક જગાએ તેઓ લખે છે, "જડ દેહમાં તથા જડ પદાર્થોની વચમાં રહે રહે જ મનુષ્યને આત્માના અસ્તિત્વની...પ્રતીતિ થાય છે, અને એ આત્મા અસ્તિત્વમાં હોય તો જ જડ પદાર્થોનાં અસ્તિત્વનું અને નિયમોનું જ્ઞાન ખરું હોઈ શકે છે."[૯૯] અને વાસ્તવિકતાએ પશ્વાદિને પણ જડ પદાર્થોના અસ્તિત્વ અને નિયમોનું જ્ઞાન છે જ. પશુઓનુ જ્ઞાન માનવ જેવુ ન હોય, ને એની બુદ્ધિ માનવ કરતાં અનેક રીતે ઊતરતી હોય તોપણ તેનું લાગણીતંત્ર માનવી જેવુ જ છે, ને તે આત્મા હોયા વિના હોઈ શકે નહિ. વસ્તુત વનસ્પતિથી માણસ સુધીના બધાને આત્મા છે– તેમની વચ્ચે એકધારી ધીમી ઊત્ક્રાંતિનો ક્રમ રહેલો છે.

આમ ઈશ્વરને કર્તા ગણવાથી રમણભાઈ એના પરના વૈષમ્ય-નૈર્ઘૃણ્યના જે આરોપનો પરિહાર કરવા માગે છે તે જ એના પર આવે છે, અને એ કરુણાસાગર છે, પ્રેમનિધાન છે,[૧૦૦] એ વિધાન પણ ખોટુ ઠરે છે. આ જ કારણે શંકરાચાર્યે કહ્યુ છે, "नेश्वरो जगत· कारणं उपपद्यते। वैषम्यनैर्घृण्यप्रसगात् ।"

વૈષમ્યનૈર્ઘૃણ્યનો આક્ષેપ દૂર કરવા શંકરે પુનર્જન્મવાદ અને કર્મવાદનું પ્રતિપાદન કર્યું છે. પુનર્જન્મવાદીઓ માને છે કે (૧) આત્મા અનાદિ છે, (૨) કર્મને લીધે વલણુ[૧૦૧] બધાય છે, (૩)

---

૯૮. શિવપ્રસાદ દ પંડિત, રવ, પૃ ૧૬૩ ૯૯ ધસ ૧, પૃ. ૩૨૫.
૧૦૦. પૃ. ૨૮૪ ૧૦૧. 'ટેન્ડન્સી'

કર્મનું ફળ માણસને મળે છે છતાં એ સાથે જ કર્યું કર્મ કરવું અને કર્યું ન કરવું એ વિશેની પસંદગીની શક્તિ—છૂટ, પુરુષાર્થ—એને રહેલી હોય છે, (૪) અનાસક્તિથી કર્મફળ ભોગવાય તો ભવિષ્યના જન્મમાં એ કાર્યકર નથી બનતું. આ રીતે પુનર્જન્મવાદને સમજતાં જણાશે કે રમણભાઈનું આગળ ઉતારેલું ખંડન પૂર્વપક્ષ પૂરો નિરૂપ્યા વિના થયેલું હોઈ નિરાધાર છે. અલબત, પુનર્જન્મ– અને કર્મ–વાદ પણ વૈષમ્યનૈર્ઘૃણ્ય વગેરેના ખુલાસા માટેનો માત્ર એક વાદ છે—પુરવાર થયેલી હકીકત નથી. છતાં આ વાદ સહુથી સારો અને ઓછી ક્ષતિવાળો છે.

બ્રાહ્મોના મૂર્તિપૂજાના વિરોધનું બીજ રામમોહનના 'કુરાન'ના અભ્યાસમાં છે. વળી મિશનરીઓ તથા ખ્રિસ્તી ધર્મથી અને અમુક સમકાલીન મંદિરો અને પૂજકોની ઘૃણાસ્પદ સ્થિતિથી એ વિરોધને પોષણ મળેલું. રમણભાઈએ પણ આ વિરોધ સ્વતંત્ર વિચારણાને બદલે પૈતૃક પરંપરાથી અપનાવેલો જણાય છે. મૂર્તિપૂજાથી ફાયદો નથી પણ પાપે નથી એવી રાનડે વગેરે મુંબઈના સમાજીઓને થયેલી પ્રતીતિ પણ રમણભાઈનાં લખાણોમાં નથી.

મૂર્તિનાં સ્નાન, ભોજન વગેરે સામે રમણભાઈને મોટો વાંધો છે. પણ આપણે જે આત્માને ચાહીએ છીએ એના દેહને ભોજન વગેરેથી પોષી આપણો એના પ્રત્યેનો પ્રેમ વ્યક્ત કરીએ છીએ. અને, તે વહેવાર આત્મા સાથે જ છે એ જાણવા છતાં આમ કરીએ છીએ. આમ ભોજનાદિ લાગણી વ્યક્ત કરવાનું સાધન હોઈ ભક્ત ઈશ્વર પ્રત્યેનું પોતાનાં મમત્વ અને ભક્તિભાવ એ માનવ-સુલભ રીતે વ્યક્ત કરે છે. ઘણા મૂર્તિપૂજકોનું મન મૂર્તિના સ્નાન અને ભોજનમાં ગૂંચાઈ રહેતું હશે એ ખરું, પણ તેથી મૂર્તિપૂજાથી તો એટલું જ થાય, દરેકને એમ જ થાય, એથી મન અધમતામાં જ જાય, એમ કહેવું બરાબર નથી. આપણા ઘણા સાચા ભક્તોને મૂર્તિ ઈશ્વરસંનિધાનનું સાધન બન્યું છે. મૂર્તિ એ ઈશ્વરનો સાચો

આકાર નથી એ બરાબર, પણ એ પ્રતીક બની શકે જો સૃષ્ટિની રચના જોઇ મન ઉલ્લાસે ને ઇશ્વરસંનિધાન પામે તો આત્રા પ્રતીક થી એમ કેમ ન થાય ?

વસ્તુત "હિન્દુઓ મૂર્તિથી પરતત્ત્વને મૂર્તિમા પ્રત્યક્ષ કરે છે, એ દરેક મૂર્તિપૂજક હિન્દુઓને પૂછી જોતા પાદરીઓને પણ સમજાયુ છે '૧૦૨ નરસિંહ, તુકારામ કે આનંદશંકર જેવા વિચારકો મૂર્તિ જડ છે એટલુ ન સમજી શકે એ અશક્ય છે છતા, આવા અનેકોને ઇશ્વરસંનિધાન માટે મૂર્તિ યોગ્ય સાધન બની હતી આમ, મૂર્તિ એ પોતે સાધ્ય નથી, સાધન છે, પ્રતીક છે એ સ્પષ્ટ છે આનંદશંકર કહે છે તેમ, "અ પ પ્રતિભાવાળા માણસોને પર્વતાદિકમા પરમાત્મદર્શન થતા વાર લાગે છે, વા થાય છે તોપણ કંઇક નિર્મળ રહે છે–માટે વિશેષમા શાસ્રો મૂર્તિપૂજાનો પણ ઉપદેશ કરે છે, જેથી ભક્તને પરમાત્મા મારા ઘરમા છે, મારી નજર આગળ છે–એમ ઉત્કટ અનુભવ થાય '૧૦૩

ઇશ્વર અને ધાર્મિકતા પ્રત્યે ભાવ જન્માવવા કે દઢાવવામા પ્રતીકનું સાધન મૂર્તિવિરોધીઓએ પણ સ્વીકારેલુ છે મૂર્તિભંજક પેગબરે ભાવિકોનો આદરભાવ ને સ્નેહ મક્કાના કાળા પથ્થર પ્રત્યે કેંદ્રિત કરેલો પૂર્વોક્ત બ્રાહ્મસમાજી પ્રતાપચંદ્ર મઝુમદારે શિકાગોની ધર્મપરિષદમા કહ્યુ હતુ "આકાર વિના આત્મા હોઈ શકતો નથી "૧૦૪ મહારાષ્ટ્રના સંતોની મૂર્તિપૂજા વિશે રાનડે જ કહે છે "આ બુદ્ધિશાળી સત્પુરુષોને ખરાબ અર્થમા મૂર્તિપૂજક કહી શકાય તેમ નથી '૧૦૨ અને, ઇશ્વર જો સર્વવ્યાપી હોય તો જડ મૂર્તિમા એ હોય જ, સર્વાન્તર્યામી હોય તો જડપૂજકની ઇચ્છા પોતાને પૂજવાની છે એ જોઇ એની ભક્તિ સમજી જ શકે મૂર્તિપૂજાને આ રીતે જોતા સમજાશે કે "જો મૂર્તિથી જ્ઞાન થતું હોય તો જ્ઞાન થયા

૧૦૨ આધ, પૃ ૪૩૬ ૧૦૩ પૃ ૪૩૮-૪૩૯ ૧૦૪ પૃ ૪૩૭

પછી મૂર્તિ મૂકી" દેવાની પણ જરૂર રહેતી નથી. ટૂંકમાં, "જૂના યાહૂદી ધર્મના વખતમાં અને તે પહેલાં બેબિલોનિયા વગેરે દેશોમાં ......મૂર્તિપૂજાએ બહુ બહુ અયોગ્ય સ્વરૂપો ધારણ કર્યાં હતાં,"-૧૦૮ જેથી જૂના યહૂદીઓ, ઈશુ વગેરેએ મૂર્તિપૂજા પર જે પ્રહાર કરેલો તે જ, હિંદમાં એટલું ઉત્કટ કારણ ન હોવા છતાં, સમાજીઓ અને રમણભાઈએ ચાલુ રાખ્યો છે અને એની ઊજળી બાજુ તે જોઈ શક્યા નથી.

રમણભાઈએ કહ્યું છે કે, 'પાપની સજા વગેરે માટે પુનર્જન્મ ન હોય, કારણ કે પશ્ચાત્તાપ, (કે એથી ઊલટું ઈશ્વરકૃપા,) દેહ ન હોય એ અવસ્થામાં વધુ સારી રીતે અનુભવાય તેમ છે.' પણ દેહ વિનાની અવસ્થામાં એ વધુ સારી રીતે અનુભવાય એ વાતનું કાંઈ જ પ્રમાણ એ આપી શક્યા નથી.

ઈશ્વરે માનવને સદાચાર માટેની કર્તવ્યબુદ્ધિ આપી છે એ રમણભાઈનું વિધાન શંકાસ્પદ છે. સદાચાર, નીતિ, કર્તવ્યબુદ્ધિ એ કોઈ પુરુષવિશેષે બોધેલા નહિ પણ સમાજે ઉત્ક્રાન્તિથી વિકસાવેલા ગુણો છે એમ માનવું જ વધુ સાચું છે.

નાસ્તિકનો સદ્ગુણ બહારનો ઢોંગ છે એ રમણભાઈનું કથન અયથાર્થ છે, કારણ બ્રેડલો જેવા અનેક નાસ્તિકો સાચા સદ્ગુણી હતા અને જૈન વગેરે નિરીશ્વરવાદી ગણાતા પંથોમાં પણ સદ્ગુણી માણસો હોય છે. રમણભાઈ ઉમેરે છે: ઈશ્વર તરફના "પ્રેમની આશા વિના કરેલાં કાર્યથી આનંદ હોય શાનો?" પણ ખરી રીતે એવાં કાર્યો જનસમાજ તરફના પ્રેમને લીધે કરવામાં આવે છે, ને તેમાં કર્તવ્ય બજાવ્યાનો વિશિષ્ટ આનંદ પ્રાપ્ત થાય છે. એમણે પોતે કરેલી આટલી બધી જનસેવામાં પણ એવો આનંદ ન હોય એ અસંભવિત છે. સુનીતિવીરને સત્કૃતિનું ભાન જ સુખદાયક છે એ રમણભાઈનું વિધાન એમના ઉપર્યુક્ત મતથી વિરોધી છે, ને વધુ યથાર્થ છે.

રમણભાઈએ સ્વભાવ અને ઇચ્છા એ બે વચ્ચે તફાવત પાડી કહ્યુ છે કે આપણો સ્વભાવ બદલવાનુ બળ આપણામા છે, તોપણ તે વાપરવાની ઇચ્છા કર્યા વિના આપણે તે વાપરતા નથી. આવી ઇચ્છા આપણને થાય છે એ આપણા કાર્યથી નીપજતા સુખદુ ખથી, આપણા સ્વભાવથી નહિ ખરી રીતે ન્યાયાન્યાય, નીતિઅનીતિની બુદ્ધિ સુખદુ ખમાથી ઉત્પન્ન થતી નથી—એ એનાથી સ્વતંત્ર જ છે. એટલે જ અનત દુ ખ સહન કરીને, બને જગત આખુ સામે હોય તે છતા, સાચુ લાગે તે કરવુ જોઇએ એવી ભાવના સેવતા ને આચરતા કેટલાય નરપુગવો આપણે જોઈએ છીએ જો સદસદ્‌વિવેકને સુખદુ ખ પર આધાર રાખનો ગણીએ તો નીતિ જેવુ રહે જ નહિ તો તો પછી કોઇને ખરાબ કામ કરતા વારી શકાય નહિ એ કાં કે એને એમા જ સુખ મળે છે

શુભ ભાવવાળી પણ નિરુદ્યમી સ્થિતિમા આત્માની ઉન્નત દશા શા માટે ન કહેવાય એ વિશે રમણભાઇ કોઇ દલીલ આપતા નથી. ખરી રીતે એ નિયમ દેહ હોય તેને લાગુ પડે. દેહ વિનાના આત્મા માટે આમ કહેવુ એ અપ્રામાણિક છે અને રમણભાઇ પોતે દેહ વિનાના આત્માનું સ્વરૂપ માન્ય રાખે છે.

માનવે માનવને સજા કરવી જોઇએ કે નહિ એ વિશે રમણભાઈના વિચારો બરાબર નિશ્ચિત થયેલા નથી જણાતા 'રાઇનો પર્વત'મા જાલકા, પર્વતરાય વગેરેને અકસ્માત કે ઘણે ભાગે તો ઇશ્વર સજા કરે છે. પણ નાટકને અને રાઈ તો ક્ષમાવૃત્તિ જ ધારણ કરે છે આપણે આગળ જોયુ તેમ તેઓ પણ જીવનમા ક્ષમાવૃત્તિ જ ધારણ કરતા આમ છતા સિદ્ધાત તરીકે તેઓ સજા કરવા તરફ ઢળતા લાગે છે.[૧૦૪ અ]

---

**૧૦૪ અ** ધસ ૨, પૃ ૨, ૬, ૧૭૩ અને ૧૭૬ ઉપર તેમણે અનુક્રમે જણાવ્યુ છે કે દુષ્ટોને શિક્ષા કરવી જોઇએ, 'અનીતિએ ધન મેળવનાર નઠારા સ્વભાવના થઇ મનુષ્યોને અપ્રિય કાર્ય કરી તેની શિક્ષા [મનુષ્યને હાથે]

દ્વૈત કરતાં અદ્વૈતની ફિલસૂફી વિશાલતર અને મહનતર છે. રમણભાઈને એ ન સમજાય એનું કારણ એમની દ્વૈતમૂલક ઈશ્વરભક્તિ છે. રમણભાઈના દ્વૈતદર્શનની ક્ષતિઓનું નિરૂપણ કરવાનો અહીં અવકાશ નથી, કારણ એમ કરવા જતાં આખાં દ્વૈત–અદ્વૈત દર્શનોનું નિરૂપણ કરવું પડે, જે અહીં અસ્થાને ગણાય.

ટૂંકમાં, રમણભાઈએ પોતાની જે ધાર્મિક માન્યતાઓ હતી એને બુદ્ધિગ્રાહ્ય કરવા માટે અનેક નિબંધો લખ્યા છે. એમની મુખ્ય શ્રદ્ધાઓ હતી તેને સ્વીકારી લઈએ તો પછી એની બૌદ્ધિક વ્યવસ્થા સારી છે. જે ઈશ્વરને માનનાર હોય તેને ઈશ્વરને સમજવામાં તે મદદરૂપ થઈ પડે. પણ એમ ન માનનારને એમ જચાવે તેવું એમાં નથી. કદાચ હોઈ શકે પણ નહિ. પણ આ લેખો એમની ઈશ્વર પરની સાચી આસ્થા પ્રતીત કરાવે છે.

'ધર્મ અને સમાજ'માંનાં ધાર્મિક લખાણોની સંખ્યા ૪૧ની છે. એમાં ૧૧ લેખો છે, ૭ ભાષણો છે, અને ૨૩ "ઉપદેશો" છે. ઉપદેશો અને ભાષણોના છાપેલા સ્વરૂપમાં લંબાણ સિવાય બીજો ખાસ તફાવત નથી તેથી એ બંનેને વ્યાખ્યાનો કહી શકાય. રમણભાઈનાં એ ધાર્મિક વ્યાખ્યાનોમાંનાં ૧૩ સીધો ઉપદેશ આપે છે, જેમાં ઉપાસના[૧૦૫] પછી ઉપદેશ છે, અને બીજા ૧૦માં સૂત્રરૂપે પંક્તિઓ લઈ એને આધારે કરેલું વિવરણ છે. આ ઉપદેશની રીતિ પશ્ચિમમાંથી આવેલી છે, ને આપણે ત્યાં રમણભાઈ ઉપરાંત આનંદશંકરે એ અજમાવી છે. રમણભાઈ અને આનંદશંકરમાં તફાવત એ છે કે રમણભાઈએ એ ઉપદેશો ખરેખર આપ્યા હતા, જ્યારે આનંદશંકરે

લાગવે છે; " મનુષ્યોએ " અન્યાય કરતા દુષ્ટતાને ફાવવા ' ન દેવાં; " અને " શત્રુ અન્યાય કરતા કે દુષ્ટતા કરતો હોય ત્યાં તેને રોકવા માટે ઉપાય કરવાનો છે. દંડ કર્યા વિના તે અટકે તેમ ન હોય તો તેને દંડ કરવાની આવશ્યકતા છે. તેમ ન કરવામાં આવે તો ઈશ્વરના ન્યાય તથા મંગલભાવ, એ સર્વને આઘાત થાય."

૧૦૫. જુઓ આ પૂર્વેનો બ્રાહ્મસમાજની સ્થાપનાવાળો ભાગ.

એ માત્ર લખી તે 'સુદર્શન' અને 'વસંત'મા છપાયા હતા રમણભાઈથી ઊતરતુ આનંદશંકરે ઘણીખરી વાર બીજાપક્તિ તરીકે આખા ને આખા ગુજરાતી, હિંદી કે અગ્રેજી લઘુકાવ્યો લીધા છે, ને કેટલીકવાર પોતાને વરેલી રૂપક ઘટાવવાની વિશિષ્ટ શક્તિનો એમા વિનિયોગ કરેલો છે

ઈશ્વરભક્તિનો પ્રચાર રમણભાઈએ બીજી એક એટલી જ કે કદાચ એથી પણ વધુ સમર્થ રીતે કર્યો છે, આ રીતિ તે કીર્તનો કરવાની આજ સુધીની જાહેરમા ધર્મોપદેશ આપવાની આપણી પર પરા તે પુરાણીની, અથવા માણભટ્ટની પણ દક્ષિણના પરિચયમા આવતા આપણા કેટલાક કથાકારોએ પોતાની રીતે ત્યાના હરદાસની પદ્ધતિ અપનાવી, તેઓ કીર્તનકાર કહેવાયા દા ભાડારકરે એક વાર હર દાસની કથા સાભળી અને તેમણે પોતે ભક્તિની વૃદ્ધિ માટે એ રીત અપનાવી એ જાતના હરિકીર્તનો કરવા માડયા એકવાર ભાડારકર અમદાવાદ ગયા ત્યારે ત્યાના સમાજમા હરિકીર્તન કર્યું એ જોઈ અમદાવાદ પ્રાર્થનાસમાજે કીર્તનો શરૂ કર્યા આમા સત્યેન્દ્રરાવ દિવેટિયા સિવાયનાઓ પોતાનાં કીર્તનો જાતે તૈયાર કરતા ને કૃષ્ણ રાવ અને નરસિંહરાવ પોતે જ ગાતા અને સમજાવતા દરેક વાર્ષિક કીર્તન વખતે જેમા કીર્તનની પીઠિકારૂપ પદ્યો છાપેલા હોય એવુ ચોપાનિયુ વહેચવામા આવતુ

શ્રી ગટુલાલ અને શ્રી વિદ્યાબહેન પાસે સચવાયેના એવા કેટ લાક ચોપાનિયા અને 'સ્વ સર રમણભાઈ'માના દા હરિપ્રસાદના લેખમાની વિગતો પરથી જણાય છે, કે ઓછામા ઓછુ ૧૮૯૭, '૯૮, '૯૯, '૧૯૦૦, '૦૩, '૦૫, '૦૬, '૧૨, '૨૧ અને '૨૫મા સમાજના વાર્ષિકોત્સવ વખતે રમણભાઈએ કીર્તનો કરેલા '૧૧નું કીર્તન પણ કદાચ તેમનું હોય.[૧૦૬] એ કીર્તનોની દેહઘટના તપાસવીયોગ્ય થશે '૯૭ના કીર્તનમા નીચેના ક્રમમા પદ્યો ગોઠવેલા છે

૧૦૬ શ્રી ગટુલાલ અને લેડી વિદ્યાબહેન પાસે જળવાઈ રહેલા

१. 'सत्यं ज्ञानमनंतं ब्रह्म', गीत३५मां (अग्निहोत्री) २. 'वंदुं विघ्नहरा' (प्रार्थनामाला). O ३. 'એક નિરંજન સબ જગસ્વામી' (મનહર-પદ) ४. 'चंदन सर्प लिपेटिया, चंदन कहा कराय? रोम रोम विष भीनिया अमृत कहा [हां] समाय ? ×५. 'नाहंवेदैर्नतपसा'थी શરૂ થતા બે શ્લોક (ગીતા). ×६. 'ન માગિએ પાર્થિવ સુખ' (પ્રાર્થનામાલા). ×७. 'પ્રભુ મહિમા ગુણ ગાઓ' (પ્રા०) ×८. 'તમેસર્વ દૈત્ય'થી શરૂ થતા આઠ સ્વરચિત અભંગ. O×९. 'વિષયસુખે બહુ લાગી વૃત્તિ' (પ્રા०). O×१० 'અતિ ચંચલ ચિત્ત છે મારૂં.' (પ્રા०). ११. 'વિપ્રલંભી વિષય મોહની મધુસ્વરા' (હૃદયવીણા). १२. 'અંતર્વૃત્તિ વિમલ થયા વિના' (પ્રા०). १३. મુંબઇના એક નાટકમાંના એક અવતરણ સહિત દેવાના પતિને આ શો આવેશ ક્રોધનો દિસે'થી શરૂ થતી સ્વરચિત ઓગણત્રીસ કડીઓ. ×१४. 'आत्मा नदी संयमपूर्ण तीर्था' (મહાભારત). १५. 'પથ્થર તેટલા દેવ કરે' (મનહરપદ). १६. 'નહિ ગંગાસ્નાને, નહિ જલપાને' (અભંગમાલા). १७. 'મૂરખ પાપ ટાળવા વીણે વગડાં ક્રોડ' (મનહરપદ). १८. 'જટા ધરે વડ વૃક્ષ' (સામળ). १९. 'હયું રાયે ઘણું સન્માન'થી શરૂ થતો જનક વિદેહી અને ઋષિનો પ્રસંગ (બોધવચન). O२०. 'संन्यासं कर्मणां'થી શરૂ થતા છ શ્લોક (ગીતા) ×२१. 'उद्धरेदात्मनात्मानं' અને તે પછીનો શ્લોક (ગીતા). O×२२. 'વિષયસુખે મન તૃપ્તિ શું માને' (અજ્ઞાતસુહૃદ). ×२३. 'यद्गृहीतमविज्ञातं' અને 'यथा खरश्चंदन भारवाही'. २४. 'माला तो मनकी भली' (કબીર). २५. बिन जाने विष्णू वृथा वैष्णवता अभिमान। माला तिलक बनायके नाहक फुंकत कान।' २६ 'પાવન કરો પતિતકરુણામય

---

ચોપાનિયાંમાંનાં અડધાંએક કીર્તન કરતી વખતે જે નકલો વપરાયેલી હતી તે જ છે. એવાં પાંચ કીર્તનોમાં દરેક છાપેલાં પાનાં વચ્ચે કોરું પાનું બંધાવેલું છે, અને તેના ઉપર રમ.એ પોતાની નોંધો કરેલી છે. १८९७ ને '९८નાં કીર્તનોમાં પદાવલિના હાંસિયામાં તેમણે દરેક પદ કોનું રચેલું છે યા કયા પુસ્તકમાંથી લીધેલું છે તે નોંધેલું છે, જ્યારે '९९, '०३, '२१નાં કીર્તનોમાં માત્ર પોતે લખેલાં પદો પર જ કર્તૃત્વ નોંધેલું છે.

પ્રભુ મારા રે' (ભક્તસુહૃદ). ×૨૭. 'તુજ વિના પ્રભુ સંકટ કોણ નિવારે રે' ( ભક્ત૦ ). ૨૮. अच्युतं निर्मलं निर्विकारं विभु' (ભક્ત૦ ). ૨૯. 'દયાસિંધુ તારે બારણે પુકારું દીન આજ' (પ્રા૦ ).

આમાં O અને × એ બે ચિહ્નો એમણે બે જુદે જુદે સમયે બાકાત ( ઓમિટ ) માટે વાપરેલાં છે. એમની અંગ્રેજી હસ્તનોંધ છે કે " ( સંગીતસંચાલન કૃષ્ણરાવ ભોળાનાથનું. ) ત્રણ કલાક ચાલ્યું. હાજરી ઘણી મોટી."

હરદાસો કથામાં પહેલાં એક સૂત્રરૂપ સુભાષિત કે બેચાર પદ્ય-પંક્તિઓ લે છે, જે પૂર્વરંગ કહેવાય છે. એ પૂર્વરંગનું થોડું વિવરણ કર્યા પછી એના બોધને પુષ્ટ કરવા તેઓ કોઈક પુરાણા-દિકની કથા હારમોનિયમ તબલાં જેવા સાજની મદદથી, ઘણીવાર પોતે કરતાલ વગાડતાં, કહી સંભળાવે છે; ને વચ્ચે વચ્ચે યથાપ્રસંગ પૂર્વરંગને પુષ્ટ કરે એવો બોધ તારવતા જઈ ઉપદેશ આપતા જાય છે. અહીં મોટા અક્ષરે છાપેલો "ચંદનસર્પ" એ પૂર્વરંગ છે અને એમની હસ્તનોંધો બતાવે છે કે તેમણે આ કીર્તનમાં એનો વચ્ચે વારંવાર ઉદ્‌ગાર કર્યો હતો. તેઓએ પોતાનું બધું વિવરણ વિષાક્ત સર્પમાં અમૃત ન જ વસી શકે તેમ પાપ અને પુણ્ય એક સ્થળે રહી શકે નહિ—"મનુષ્યમાં જ્યાં સુધી પાપ ભર્યું છે ત્યાં સુધી ઈશ્વરજ્ઞાન–શ્રદ્ધા–સદાચાર–ભક્તિ શા કામની?"[૧૦૭] એ મુદ્દા તરફ વાળ્યું હતું. દાખલા તરીકે, " જેમાં વિષથી શૂન્ય વિષથી ખાલી જગા નથી તે ભક્તિઅમૃતનો સમાવેશ ક્યાં કરે " ? એમ કહી સમુદ્રમંથનનો દાખલો આપી મોહનીસ્વરૂપ વિષ્ણુએ દાનવોને કહેલા શબ્દ

તમે સર્વ દૈત્ય, અતિ છે વૈચિત્ર્ય, અમૃતનું કૃત્ય તમારે શું ?...
અમૃત છે તેજ, તિમિર તમે જ સંગ બેનો રહેજ યારી કેમ ?...
પાપપરિહાર જ્યાં ન એકવાર, અમૃતસ્વીકાર સર્વ વ્યર્થ'....

૧૦૭. કીર્તનમાની એમની હસ્તનોંધ.

આપ્યા છે. આ પછી કથનને મનોનિગ્રહ તરફ વાળી ઇંદ્ર જેવો શક્તિશાળી માણસ "વિષથી વિકારોથી...કેવો પૂર્ણ હતો ?" તે એના અહલ્યા સાથેના પ્રસંગથી સમજાવ્યું છે. તે પછી ઉપદેશને એમણે સહેજ બીજી તરફ વાળ્યો છે. "આ વિષમૂર્ચ્છામાંથી ચિત્તને જાગ્રત કરવાને મનુષ્યોએ બહુ પ્રયત્ન કર્યો છે. વિષ કાઢવાને બહુ પ્રયત્ન કર્યા છે. કોઇકે સ્નાનવિધિ કલ્પ્યા છે, પણ વ્યર્થ."[107] તે પછી મૂર્તિપૂજા, તીર્થાટન, વ્રતઉપવાસ વગેરેથી વિષય દૂર થતો નથી એ મનહરપદની પાંચ લીટીઓ, 'નહિ ગંગાસ્નાને'વાળો અભંગ, 'મૂર્ખ પાપ ટાળવા વીણે વગડાં ક્રોડ' એ મનહરપદ અને કેશવર્ધન સ્નાન ધ્યાન વગેરે નિરર્થક છે એ જણાવતો સામળનો છપ્પો આપ્યા પછી 'બોધવચન'માંની જનક વિદેહીની કથા તરફ વળ્યા છે. શરૂઆતની જેમ કીર્તનનો અંત પણ હરિકીર્તનના પદથી આવે છે.

આ રીતે 'ચંદનસર્પ'ના મુખ્ય બોધને પુષ્ટ કરવા તેમણે એક પ્રાચીન આખ્યાન, એક સ્વરચિત ખંડકાવ્ય, એક સ્વરચિત મોહનીવચન અને બીજાં અનેક પદ્યોનો ઉપયોગ કર્યો છે; સાથે સાથે ભારપૂર્વક એ કહ્યું છે કે મૂર્તિપૂજા, વ્રત વગેરે નહિ પણ સાચા ઈશ્વરની ભક્તિ તે જ એ વિષ દૂર કરવાનો એકમાત્ર ઉપાય છે.

૧૮૯૮માં પૂર્વરંગ તરીકે

> પાપ તાપ દુઃખ છુટિયાં, તિમિર ગયાં સહુ દૂર;
> હરિમુખ સંમુખ સર્વદા, મોદ અખંડિત ઉર.
> બંધન બાધા નવ નડે, સત્કૃતિ ભક્તિ કરંત,
> જતી રહી ભીતિ મૃત્યુની, સંતત શાન્તિ અનંત.

એ બે દોહરા રચી, એને જીવનમુક્તિની દશા ગણાવી એવા મૃત્યુભય વિનાના હરિમુખસંમુખ જીવનમુક્તો સુરદાસ, મીરાં, નરસિંહનો પરિચય આપ્યો છે. એક વાર સુરદાસને પ્રભુએ દર્શન આપ્યાં, અને કહ્યું, જે જોઇએ તે માગ. સુરદાસ અંધ હતો, દરિદ્રી હતો, કંગાલ હતો, એટલે એ કાયમ માટે અંધત્વ નિવારવાનું માગી શકત, એ ધનદોલત ને સુખચેન માગી શકત. એને બદલે એણે તો કહ્યું,

નયન મિલિત કરો રે, એ વર માગું,
સ્વરૂપ પરમ દીઠું, જીવન કૃતાર્થ કીધું,
દર્શન ઇચ્છુ ન બીજું રે.

"સુરદાસને મન આ જ પરમ મુદ્દાથી દર્શન હતું. એને બીજા શાની ગરજ હતી?" ૧૦૭

સુરદાસની જીવન્મુક્ત દશા વર્ણવવા રમણભાઈએ "કરુણા નજર કરો રે" એ રાહનું પદ રચ્યું, તો મીરાની "જતી રહી ભીતિ મૃત્યુની" દર્શાવતાં તેમણે દયારામના મીરાંબાઈના આખ્યાનમાં વચ્ચે વચ્ચે પોતાનાં થોડાં પદો ગોઠવ્યાં, અને નરસિંહને "બંધન બાધા નવ નડે" એ દર્શાવવા પ્રેમાનંદકૃત 'મામેરું' અને 'હૂંડી'-માંથી થોડાક ભાગ આપી મહેતા ઢેઢને ત્યાં કીર્તન કરવા જાય છે, એમને ભેટે છે, એમની સાથે જમે છે એવો પ્રસંગ મૂક્યો.

૧૮૯૯ ના કીર્તનમાં તેમણે

दु खमें डरना सहेल है ठरना है मुश्केल,
श्रद्धामें गाफेल जो थाको दु खमें फेल.
हरिसें [અધિક] ज्ञानि होत जो देखत हरिको दोष,
हरिलीलाको पार नहि क्यौं न धरो संतोष

એ—કદાચ પોતે જ રચેલી—પંક્તિઓ પર કીર્તન કર્યું હતું તોફાન, ઝંઝાવાત, દુકાળ, વગેરે વખતે જે શ્રદ્ધાળુ નથી તે હિમ્મત હારીને ફેલ કરવા—રોવા કૂટવા, કલ્પાત કરવા—મંડે છે. આ બધુ કલ્પાંત ઈશ્વર જે કરે છે તે સારાને માટે છે એવી શ્રદ્ધાના અભાવે થાય છે. આ વાતને પુષ્ટ કરવા 'સ્વ. સર રમણભાઈ' ના પૃ. ૩૩૪–૩૩૫ ઉપર ઉતારેલો સ્વરચિત રસપૂર્ણ પ્રસગ તેમણે કહી બતાવ્યો હતો. છપ્પનિયા દુકાળનું વર્ષ હોવાથી આ પછી તેમણે પોતે રચેલું આડત્રીસ કડીનું એક ખંડકાવ્ય કહ્યુ હતુ.[૧૦૮] એમાં દાખવ્યુ છે કે હરિ-

૧૦૮. એનો કેટલોક ભાગ સ્વ, પૃ. ૩૩૧–૩૩૪ ઉપર ઉતારેલો છે: કોઈ એક સમયે દુકાળ પડતા લોકો "અન્ય કોને પ્રભુ! સોંપો વર્ષા કેરી નિયંત્રણા" એવી વિનંતી કરે છે, ઇ. ઇ.

લીલાનો પાર ન પમાતાં હરિની કાર્યક્ષમતા વિશે લોકોને શંકા આવી. પણ પોતાની શંકામાંથી પોતે ઊભાં કરેલાં ભુતાવળનાં પરિણામ જોતાં તેમને સમજાયું કે ઈશ્વરનાં કાર્યોથી સંતોષ ધરવો, એમાં શંકા કરવી નહિ, એ જ ઉચિત છે. આ પછી એ પદ્યને આધારે "જુદી જુદી [ઐશ્વરી] શકિતઓ હોય તેથી વિરોધ થાય, વ્યવસ્થા થાય નહિ" ૧૦૭ એ વાત કહી એકેશ્વરવાદ પ્રરૂપી અવતારવાદની ભૂલ જણાવી "અવતારમાં ઈશ્વરત્વનો કેવો હ્રાસ હોય છે તે અવતારચરિત્ર જોયાથી માલમ પડશે" ૧૦૭ એમ કહી દયારામનું 'હનુમાન ગરુડ સંવાદ' આપી તે દ્વારા રામ અને કૃષ્ણ એ બંને અવતારોના દોષો દાખવ્યા છે.

૧૯૦૦ ના કીર્તનમાં ઉપદેશનું પ્રધાન પદ

सत्यमें सिद्धि सदा सब पावे;
मम क्या, तव क्या, पर क्या यह रे कहलावे ॥ सत्यमें॥
एकहि हरि एकहि उनको सत्
भेद कहांसे करावे ॥ सत्यमें॥
धर्म मंगलकर सतको भीतर, कौन लियें वो गुमावे ॥ सत्यमें॥

તેમણે જાતે રચ્યું હતું. એ પદમાં ઉપદેશેલા સત્યના આગ્રહને પુષ્ટ કરવા તેમણે ગદ્યમાં 'ભક્તમાલ'માંની પરશુરામની પુત્રી કરમૈતીની કથા કહી તેને "માતાપિતા કુટુંબી સર્વ કરતાં સત્યની કિંમત વધારે હતી" ૧૦૭ તે દર્શાવતાં આઠ લીટીનું એક સ્વરચિત ગીત આપ્યું હતું. એ પછી સત્યપ્રેમના જ્વલંત ઉદાહરણરૂપ પ્રહ્લાદનું આખ્યાન આપી "एकहि हरि एकहि उनको सत्" એ બંને સિદ્ધાંતો પુષ્ટ કર્યાં હતા. પ્રહ્લાદના આખ્યાનમાં છેલ્લી ત્રણ કડીઓ તેમણે પોતે રચી ઉમેરી હતી. ચોપ્પન કડી સુધી પહોંચતું એ આખ્યાન કહ્યા પછી રમણભાઈએ ઈશ્વર પોતાના ભક્તોને બચાવવા ચમત્કાર નથી કરતો અને એવા ચમત્કારો દાખવ્યા છે તે પુરાણોની ભૂલ છે એમ કહ્યું છે. હિરણ્યકશિપુએ પ્રહ્લાદને પૂછેલા પ્રશ્ન પરથી

"હરિ કયાં છે ઈશ્વરને શી રીતે જોવા" ૧૦૭ એમ પ્રશ્ન પૂછી રમણભાઈ કહે છે, "ઈશ્વરને જોવા વ્યક્તિની જરૂર નથી." ૧૦૭ આ પછી મૂર્તિપૂજા વિરુદ્ધ પ્રવચન કરી અને પદો ગાઈ તેમણે પંદર કડીઓમાં દયાનંદ સરસ્વતીના ગૃહત્યાગની કથા આપી છે. અંતભાગમાં પૂર્વરંગને પુષ્ટિ મળે તે માટે આ બે લીટીઓ આપેલી છે:

> સત્ય તે સર્વથી મ્હોટું ચિત્તમાં હતું સ્વામિને;
> સત્યને કાજ તે ચાલ્યા ગૃહ સંસાર ત્યાગીને.૧૦૯

રમણભાઈની નોંધવાળાં કીર્તનો એક સાથે રમણભાઈનાં અનેક પાસાંઓ દાખવે છે. આ નોંધવાળાં કીર્તનો અને એની શૈલી પરથી જણાય છે કે રમણભાઈ સાચા હરદાસ હતા. ૧૧૦ રમણભાઈની

૧૦૯. ૧૯૦૩ નો પૂર્વરંગ 'परम पवित्र पुरुषसे जिनकी, प्रीति निरंतर लागी; प्रभुसेवा बिन और न इच्छा, सोई पुरुष बड़भागी' હતો. એમાં તેમણે સ્વ. પૃ. ૩૩૬-૩૩૭ પર ટાંકેલી ગદાધર સ્વામીની કથા આપી સગાળશા આખ્યાન સંભળાવ્યું હતું. ૧૯૦૬ નો પૂર્વરંગ 'वेद कुरान पुरान पढी, कहा भये विद्वान, मिथ्या सब इक भक्ति बिन, तप शास्त्रनको ज्ञान' હતો એમા તેમણે અંબરીષ અને ધ્રુવના આખ્યાન કહ્યા હતાં. કીર્તનમા એક મરાઠી પદ પણ હતુ. '૧૨નો પૂર્વરંગ 'जिनके हृदय भगवंत नहीं उन नर अवतार लियो न लियो' ને આખ્યાન પૂર્વોક્ત મીરાબાઇનું અને સ્વરચિત તુકારામના જીવન-પ્રસંગોનું હતુ '૨૧ નો પૂર્વરંગ 'राम नाम मणि दीप धरु, जिह देहरी द्वार । तुलसी भीतर बाहिरो, जो चाहसि उजियार ॥' અને આખ્યાન 'બોધવચન' માથી તુલસીદાસનું હતુ. '૧૧ ના કીર્તનમા પૂર્વરંગ "पाप ताप दुख छुटिया" વાળો ને આખ્યાન નરસિંહરાવનું "કિસા ગોતમી" અને પૂર્વોક્ત મીરાબાઇનું. એમ લાગે છે કે '૯૭ નું કીર્તન રમ. નું પહેલું કીર્તન હશે.

૧૧૦ એમા તેમણે જાત જાતની વસ્તુઓ ભેગી કરી રોચક રીતે રજૂ કરવાની હરદાસની રીત અજમાવી છે. ચંદન બહુ જ શીતલ છે,

અધ્યાપક થવાની ઇચ્છા હતી. આ કીર્તનોમાં પદોની વચ્ચેવચ્ચે તેઓ જે બોલેલા તેની નોંધ પરથી જણાય છે કે એક મુદ્દો સ્પષ્ટ કરવા માટે એના ઉપર ચારે બાજુથી પ્રકાશ નાખવાની અને પોતાનું કથયિતવ્ય સામાના હૃદયમાં ઊતરી જાય એવી સરળ રીતે રજૂ કરવાની એમનામાં શક્તિ હતી. અમદાવાદના તત્કાલીન કૉલેજિયનોના જીવન ઉપર એમનાં ઉપદેશ અને કીર્તનની સ્થાયી અસર પડેલી કહેવાય છે તે યથાર્થ જણાય છે. રમણભાઈ વક્તા હતા, પણ શાંત વક્તા. એમની એ લાક્ષણિકતા પણ આ કીર્તનોમાંની અમુક નોંધ ઉપરથી જણાઇ આવે છે. પ્રકરણ નવમાં આપણે જોઇશું કે રમણભાઇ પોતાના પક્ષના જબરા લડવૈયા હતા. લડત દરમ્યાન એ ઉગ્ર અને વેધક યોદ્ધાનું સ્વરૂપ ધારણ કરતા. ઇશ્વરભક્તિ કરતાંકરતાં પણ રમણભાઇએ આ કીર્તનોમાં મૂર્તિપૂજા, આભડછેટ, ધર્મવિષયમાં સમાધાનવૃત્તિ, ઇશ્વરની સૃષ્ટિરચનામાં દોષ જોવા—વગેરે વગેરે પર જે નિષ્ક્રોધ પણ સચોટ પ્રહાર કર્યો છે તે એમના એ પાસાનાં દર્શન કરાવે છે. વસ્તુતઃ 'ધર્મ અને સમાજ'માં એમણે પોતાના જે વિચારો દર્શાવ્યા છે તેમાંના ઘણાનું પ્રતિપાદન તેમણે આ કીર્તનો અને તે વચ્ચેના ગદ્યવિવરણથી

---

સુગંધી છે, પણ એના ઉપર ચોવીસે કલાક વીંટાઇ રહેતા સાપ ઉપર એની કાંઇ અસર થતી નથી એમ કહી રમ. કહે કે પાપી માણસને આપણે સાપ જેવા ગણી શકીએ. આટલું કહી તેઓ કહે કે ખ્રિસ્તી ધર્મમાં પણ અતિપાપી એવો સેતાન સાપ બનીને માનવને લલચાવે છે એવી કલ્પના કરેલી છે. આ પછી 'એક જ પ્રાર્થના આ છે—દ્યો ભક્તિસુધા સર્વાગ્નિ-બલશમની' એ 'પ્રાર્થનામાલા'ની લીટી ટાંકી તેઓ કહે કે ભક્તિ તે જ સુધા છે. પણ "તે ખરી ભક્તિ હોવી જોઇએ...અમે તેના પર શ્રદ્ધા રાખી ભક્તિ કરવાથી સાર્થકતા નથી...પ્રથમથી ખોટે રસ્તે નીકળનાર પછી અમે તેટલો સીધો જાય પણ લક્ષ્યસ્થાને પહોંચે નહિ." (હસ્તનોંધ) આમ કહીને પોતાનું વિધાન પુષ્ટ કરવા તેઓ 'સાગળશનો દીકરો બારો ને બત્રાડ, વેગણપુર જ્યાં મોકલ્યો જઈ પહોંચ્યો ગત્રાડ' (હસ્તનોંધ) એ વાત પણ કરે. તે પછી 'દેવને ભજનાર દેવને પામે છે, અને ભજનાર મારી પાસે આવે છે' એ પ્રસિદ્ધ વચન ટાંકે।

ચ્યું છે. 'ભદ્રંભદ્ર' વિશેના પ્રકરણમા જણાશે તેમ તેમનામા ગમે તે ચીવીને અપનાવી લેવાની શક્તિ હતી, કવિતા વિશેના પ્રકરણમા જણાશે તેમ એમને પદ્ય પર ઝડપથી હથોટી બેઠી હતી. એમની આ બન્ને શકિતનો પરિચય પ્રાચીન કવિઓની ઢબની આ ૭ પંક્તિઓ આપશે. ખખડાટથી જાગીને બાનક દયાનંદ કહે છે

> દેખુ દેખુ રે અદ્‌ભુત આ શું ! વિપરીત મોટી વાત !
> તેને અગે ઉદર દોડે, જે છે વિશ્વભર નાથ !
> વસ્રો ને વળી વાગા ચૂથે, એથે સહુ અલકાર,
> ચાચ મારે આખે ને પેટે, શિરે કુદે હારોહાર.
> ઘાલી ડોકુ હર્ણની અદર, ચોરેલા ચોખા ખાય,
> ઓષ્ઠે દેવને રવમુખ મૂકે, પુચ્છ ગાલે ઘસાય

વળી,

> પુરાયો મદિરે કયાથી હોય, એ દેવ સાચો રે ?
> જેને માણસ ઘસે ને ધોય, શું દેવ સાચો રે ?
> બાળક જેવો ના હોય નાથ એ દેવ સાચો રે ?
> જે રે ઘડાયો માનવ હાથ શું દેવ સાચો રે ?
> પરવશ હોય ન પૂજપાત્ર, એ દેવ સાચો રે ?
> જેની શક્તિ ન કિચિન્માત્ર, શું દેવ સાચો રે ?
> પાર્થિવ તે નવ માન્યો જાય, એ દેવ સાચો રે ?
> નિરાકાર તે સાકાર થાય, શું દેવ સાચો રે ?

રમણભાઇને વાર્તા કહેવાનો બહુ શોખ હતો. ૧૮૯૯ના કીર્તન ની વિષ્ણુ પાસે વરસાદની વ્યવસ્થા ખદલાવવાની માગણી કરતા જગજ્જનોની કથા એમની વાર્તાકાર તરીકેની શકિતનું સારુ દૃષ્ટાંત છે વાર્તા કહેવાની, અને ઉપજાવીને કહેવાની, એ બન્ને શકિતઓ એમનામા હતી એમ કીર્તનોમાની એમની હસ્તનોંધો જોતાં દેખાય છે રમણભાઈ કવિ હતા, તો એમના આ કીર્તનોમા એમની પદ્યરચનાશકિત અને કવિત્વમય અભિવ્યક્તિશકિત બનેના દર્શન આપણને થાય છે. રમણભાઈને સૂત્રાત્મક ટુચકાઓ યાદ રાખવાનો

અને ગમે ત્યારે તે વાપરવાનો શોખ હતો. એમનાં કીર્તનો એમનો આ સ્વભાવ પણ દાખવે છે: 'રાઈનો પર્વત' જેવા નાટકમાં "કોઈ કટારી કર મરે" એ 'બવાઈસંગ્રહ'નો દુહો વાપર્યો હતો, તો ઉપર્યુક્ત ઈંદ્ર-અહલ્યાના કથાનકમાં તેમણે "નદી કદી માઝા મૂકે" એ મુંબઈગરા નાટકમાંનું અવતરણ મૂક્યું છે. રમણભાઈ હાસ્યકાર હતા તો એમની હસાવવાની શક્તિ પણ આ કીર્તનોમાં દેખાય છે. સામળભટના દીકરાનો ઉલ્લેખ નમૂનારૂપ છે. આ ઉપરાંત પ્રહ્લાદના આખ્યાનમાં પ્રહ્લાદ અગ્નિસ્તંભને ભેટે છે તે પછી રમણભાઈની નોંધમાં લખ્યું છે: "અગ્નિમાં પેઠા છતાં બળાતું ન હોય તો અગ્નિમાં પેસનારા નીકળશે. ડોકું કાપ્યા પછી આખું થતું હોય તો કાપનાર છે. મુવા પછી સજીવન થવાતું હોય તો મરનારા છે." આ શબ્દો શ્રોતાઓને જરૂર સ્મિત કરાવે. ગરુડ અને હનુમાન વાદે ચડતાં એકબીજાના સ્વામીના દોષોનું તળપદું વર્ણન કરે છે એ આખ્યાન પણ હાસ્યપ્રેરક નીવડે જ. ખરી રીતે રમણભાઈ ભાષણકર્તા અને કથાકાર હરદાસ હતા એટલે એમનાં કીર્તનોમાં વચ્ચે વચ્ચે ઉપકારક હાસ્ય આવે જ.

આ રીતે રમણભાઈનાં કીર્તનો ઘણાં ઉપયુક્ત હોવા છતાં તે નરસિંહરાવનાં કીર્તનોની તોલે આવે તેમ નહોતાં. સંગીતની મધુર મિષ્ટતાથી પ્રસન્ન થઈ રમણભાઈનું ચિત્ત ઉત્તુંગપદે આરોહણ કરતું, પણ એમના "દીન" કંઠ વિશે ગાનદાર બંધ હતું.[૧૧૧] આથી ઊલટું નરસિંહરાવને સંગીતનો શોખ વારસામાં મળ્યો હતો, ને વિધિએ એમને મધુર કંઠ બક્ષ્યો હતો. કીર્તનકાર પોતે જ ગાય તેમાં શ્રોતાઓનું બધું લક્ષ એમના પર જ કેંદ્રિત થાય; ગાનાર ને ઉપદેશ આપનાર જુદા જુદા હોય તો ધ્યાન દ્વિભાજિત થતાં ઉપદેશકારને માટે કેંદ્રબિંદુ બનવાનું મુશ્કેલ થઈ પડે; તેમાંય ગાનાર કૃષ્ણરાવ જેવા હોય તો વિશેષ. રમણભાઈ વિવરણ

૧૧૧. કસા ૪, પૃ. ૧૬૩, સ્વ, પૃ. ૩૮-૩૯.

કરતાં એકએ પદ્યપંક્તિ ગાવી પડે તેમ નહોતા ગાઈ શકતા આનંદશંકર નરસિંહરાવના કીર્તનની વાણી "મનોહર" હોવાનું લખે છે, જ્યારે રમણભાઈનું ગદ્ય કદાચ નરસિંહરાવ જેટલું પ્રભાવશાળી નહિ હોય. એક કારણ નરસિંહરાવના વિષયો વધુ સાહિત્યપર રહેતા તે લાગે છે. રામનો સીતાત્યાગ, યુધિષ્ઠિરનું અસત્યકથન, બુદ્ધનું મહાભિનિષ્ક્રમણ, 'કિસાગોતમી', 'સુજાતાની કથા', 'બુદ્ધનું પ્રલોભન' એવા એમના કીર્તનોના વિષયો છે. બીજું કારણ એ કે નરસિંહરાવ પોતાના કીર્તનના પદો રચવામા વધુ સમય કાઢી શકતા તેથી એ પદો વધુ કવિત્વમય બનતા, જ્યારે રમણભાઈનાં કેટલાક પદ્ય પદ્ય જ રહેતા. આમ છતા, વિદ્યાબહેન કહે છે કે, ધર્મદષ્ટિએ હૃદયને સ્પર્શવાની શક્તિ પરત્વે રમણભાઈ નરસિંહરાવ ઉપર સરસાઈ ભોગવતા; નરસિંહરાવ બહુ અક્કડ લાગતા. આનંદશંકર પણ નરસિંહરાવના કીર્તન માટે લખે છે "આ કીર્તનમા મને એક ઊનતા લાગી. ..નીતિની ઉગ્ર ભાવના હરિકીર્તનમા, પ્રભુરસથી જેવી પીગળવી જોઈએ તેવી પીગળાવવામા આવી ન હતી"[૧૧૨] એમ લાગે છે કે આવી કર્ષક શક્તિ રમણભાઈમા હતી

ધાર્મિક અને તત્ત્વચિંતનવિષયક સાહિત્ય ગુજરાતીમા ઘણુ થોડું છે. અર્વાચીન સમયમા એમા પ્રથમ પ્રસ્થાન મણિલાલ નભુભાઈએ કર્યું મણિલાલ પછી બીજુ નામ આ. બા ધ્રુવનું જ યાદ આવે. ગોવર્ધનરામે ધર્મ વિશે 'સરસ્વતીચંદ્ર'મા ઊંડી ગવેષણા કરી છે, પણ એમની વિચારણા નવલકથાનુ સ્વરૂપ પામેલી હોઈ તત્ત્વચર્ચાનું તત્ત્વ દર્શન તરીકેનું મહત્ત્વ પામતુ નથી અને દર્શન તરીકે ચર્ચા અને વિવાદનો વિષય બન્યુ નથી. આ લેખકે એમના સમર્થ 'અધ્યાત્મજીવન'મા દર્શનના ઘણા અંશો જોયા છે, પણ એ અપ્રકટ હોઈ એની ચર્ચા અસ્થાને છે. સ્વ. નર્મદાશંકર મહેતાએ લેખોદ્વારા અને 'હિંદી તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ'ના બે ગ્રંથોદ્વારા તત્ત્વજ્ઞાનના પ્રદેશમા ઠીક ફાળો આપ્યો છે તેવી જ

૧૧૨ આધ, પૃ ૨૮૬.

રીતે આજના ગુજરાતના કિશોરલાલ મશરૂવાળા ધર્મસંબંધે સ્વતંત્ર, અસાંપ્રદાયિક, તર્કપ્રધાન, ચિંતનમૂલક ગ્રંથો લખે છે. આ ઉપરાંત આ વિષયમાં નૃસિંહાચાર્ય, ગોકુળજી ઝાલા, નથુરામ શર્મા વગેરે નામો પણ જરૂર યાદ આવે.

આમાંથી નૃસિંહાચાર્ય વગેરેને બાજુએ મૂકતાં બાકીનામાંથી નર્મદાશંકર મહેતાનું લેખન પારિભાષિક આંટીઘૂંટીઓથી ભરેલું હોઈ સામાન્ય જનતા સુધી પહોંચે એવું નથી. ધર્મનું અદ્યતન કે પૌરસ્ત્ય, કોઈ પણ સાંપ્રદાયિક પૂર્વગ્રહ વિના અવલોકન એ કિશોરલાલની લાક્ષણિકતા છે, તેમજ ધર્મને જીવનનું પ્રધાન બળ બનાવવું એ પણ—આનંદશંકર અને રમણભાઈની જેમ—એમનું ધ્યેય છે. પણ એકે સપાટે ઉપનિષદો કે શાંકરભાષ્ય જેવાં અમૂલ્ય તત્ત્વદર્શનોને દૂર ધકેલીને એમણે ઘણું જોખમ વહોરી લીધું છે. દરેક જણ એકડે એકથી વિચાર શરૂ કરે તો જગતને બહુ ઓછું મળે. અને આ અમુક દૃષ્ટિએ બુદ્ધિથી પર વિષયમાં અત્યંત તાર્કિકતા એ કદાચ કિશોરલાલની બીજી મર્યાદા છે. એકંદરે એમની ધર્મભાવનાનો ઝોક માનવતા, નીતિ અને સમાજસંગોપન તરફ છે.

મણિલાલ અદ્વૈતના મિશનરી છે, એટલે એ શાંકર વેદાંતની આંટીઘૂંટીને સરલ, સુગમ્ય ભાષામાં પોતાની સમકાલીન જનતા પાસે રજૂ કરે છે. રાજયોગ અને શાંકર વેદાંત ઉપરના એમના અંગ્રેજી ગ્રંથો આજે પણ પ્રમાણરૂપ લેખાય છે. અભેદ કે એકેશ્વર પ્રત્યેની દૃઢ આસક્તિ, ભાવ અને લાગણીનો ઉદ્રેક તથા સ્વમતાભિમાન, યુયુત્સા અને પ્રચાર મણિલાલ અને રમણભાઈ બંનેમાં છે. તર્કદોષો પણ બંનેમાં છે. પણ મણિલાલમાં એ અજાણતા થયેલા કરતાં જાણવા છતાં થવા દીધેલા જણાય છે. રમણભાઈમાં આની જાણપૂર્વકની 'કુછ પરવા નહિ' વૃત્તિ નથી જણાતી.

આનંદશંકરમાં મણિલાલ કરતાં વિદ્યા અને બહોળી શાસ્ત્રીયતાનું તત્ત્વ વધારે છે. તેઓ સામાન્ય રીતે તત્ત્વજ્ઞાનને વેદાંતી શાસ્ત્રી

કે ફિલસૂફીના અધ્યાપકની માફક પારિભાષિક ગૂંચવણોના વાડામાં રહીને નીરખતા નથી, પણ એક આજીવન ચિંતકની માફક એ સર્વથી ઊંચે ઊડીને એનું વિહંગાવલોકન કરે છે, અને એથી એમાં એક પ્રકારની સમતોલતા, સમતા અને પ્રસાદ વિસ્તરી રહે છે. સમન્વય, સમતુલા અને સમગ્રદર્શન એ આનંદશંકરનાં લખાણોના લાક્ષણિક ગુણો છે. તેઓ ધર્મગુરુ નથી, એટલે એમનાં લખાણોમા સાપ્રદાયિક આવેશ કે ઝનૂન નથી. આનંદશંકરે શાંકર વેદાંતના પરિષ્કાર અને પરિપૂર્તિ કર્યાં છે. (રમણભાઇએ પાયસોથી વધુ પાનાંમાં બ્રાહ્મમતના વિચારો, માન્યતાઓ વગેરે સુરેખ અને સુબોધ્ય રીતે દર્શાવ્યાં છે, તથા એ મતને માર્ટિનો વગેરે વડે પરિપુષ્ટ કર્યો છે. પૈતૃક પરંપરાને ભાવપૂર્વક માનવી ને પુરસ્કારવી, તથા એ છતા અન્ય મતો તરફ સહિષ્ણુતા જ નહિ પણ ઉદારતા દાખવવી, એ આનંદશંકર અને રમણભાઇ બન્નેના સદ્દગુણો છે. પણ પોતાના વ્યવસાયને અંગે અધ્યાપકને વાચન ને અભ્યાસનો જેટલો અવકાશ મળેલો તેટલો અનેકકાર્યરત વકીલને નહોતો મળ્યો. બન્નેના વિષયો સરખા જ જટિલ છે, બંનેની નિરૂપણપદ્ધતિ પોતપોતાની રીતે વિશિષ્ટ છે, પણ રમણભાઈમા આનંદશંકર જેટલો પ્રસાદ, સમતોલતા કે સમતા નથી બીજે પક્ષે, આનદશંકર મોટે ભાગે બુદ્ધિની ભૂમિકા પર રહેતા લાગે છે, ત્યારે તત્ત્વચર્ચામા પણ રમણભાઈમા લાગણીનો પ્રાણ ધબકી રહે છે આનંદશંકરની શૈલી સર્વત્ર લગભગ એકધારી રહે છે, તો રમણભાઈની કલમ વિવિધ શૈલીસ્વરૂપો ધારણ કરી તેમા કુશળ રીતે ઘૂમે છે.

અંતમા, આગળ બતાવેલા તર્કદોષો છતાં પ્રાર્થનાસમાજ સમક્ષ રમણભાઇએ આપેલા ઉપદેશો, પ્રાર્થનાસમાજના વિચારો સમાજીઓ અને જનતાને સ્પષ્ટ કરી બતાવવા માટે લખેલા લેખો, અને એના પરના આક્ષેપોના રદિયાઓ એકંદરે એવા સુંદર, વિચારપૂર્ણ ને તર્કયુક્ત છે કે આપણે ત્યાં આ જાતનું ધાર્મિક સાહિત્ય કોઇએ

આપ્યું નથી એમ કહેવું પ્રાપ્ત થાય છે. આનંદશંકરનું 'આપણો ધર્મ,' મણિલાલનાં 'સુદર્શન ગદ્યાવલિ' અને 'સિદ્ધાંતસાર' વગેરે છે ખરાં, પણ એ બધાંમાંની સુવાસ આના કરતાં જુદી જાતની છે. રમણભાઇએ આ પ્રવૃત્તિ ન કરી હોત તો ગુજરાતી ભાષામાં પ્રાર્થના-સમાજી ધર્મમત સ્ફુટ કરતું કોઇ પુસ્તક ન રહેત, ને એ સંપ્રદાય લુપ્ત થયા પછી એનો કોઇ અક્ષરઅવશેષ બાકી ન રહેત. વળી માર્ટિનોનો રમણભાઇએ કરેલો વિનિયોગ બ્રાહ્મ-પ્રાર્થનાસમાજી વિચારસરણીને તેમણે આપેલો મૌલિક ફાળો છે.

**સામગ્રી :**

આપણો ધર્મ. એન્સાઇક્લોપીડિયા ઑફ રીલિજિયન એન્ડ ઍથિક્સ. મટુલાલ ધ્રુવે આપેલી માહિતી. ચિંતનાત્મક ગદ્ય થીઇસ્ટિક ડિરેક્ટરી. થીઇસ્ટિક મુવમેન્ટ્સ ઇન વેસ્ટર્ન ઇંડિયા ડ્યુરિંગ ધ નાઇન્ટીન્થ સેંચરી [મુંબઈ યુનિ. માનો ઈનામી નિબંધ]. ધર્મ અને સમાજ (૧,૨). પ્રાર્થના-સમાજના ઇતિહાસ. બળવંતરાય ઠાકોરે આપેલી માહિતી. બુદ્ધચરિત. ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત. મહારાષ્ટ્રિય જ્ઞાનકોશ. વિદ્યાબહેને આપેલી માહિતી. હિસ્ટ્રી ઑફ બ્રહ્મોસમાજ. સ્વ. સર રમણભાઈ.

## પ્રકરણ ૮ : : રમણભાઈ અને સંસારસુધારો

✓ पुराणमित्येव न साधु सर्वम् ।  — કાલિદાસ
ज्ञातिश्चेदनलेन किम् ?  — ભર્તૃહરિ

સ્ત્રીજાતિની અવદશા પરિહારવાને
એવો હુતાશન મહા પ્રકટાવીશું કે
તેની પ્રચંડ ઉંચિ જ્વાલનિ માંહિં થાશે
અજ્ઞાન, સ્વાર્થ, વળિ દુર્મતિ સર્વ ભસ્મ. — રમણભાઈ

રમણભાઈના ધાર્મિક જીવનના પ્રમાણમાં એમનું સુધારક જીવન ઓછા મહત્ત્વનું છે. છતાં ગુજરાતની સંસારસુધારાની હિલચાલમાં એમનું સ્થાન ગૌણ નથી. સુધારાની હિલચાલમાં એમણે

આપેલા ફાળાના મૂલ્યાંકન માટે એ હિલચાલનું ટૂંકું, ઐતિહાસિક અવલોકન આવશ્યક છે.

પશ્ચિમના સંપર્કથી ધાર્મિક બાબતમાં જેમ બંગાળ પહેલું જાગ્યું તેમ સામાજિક બાબતમાં પણ એ જ પહેલું જાગ્રત થયું, અને એની ધર્મજાગૃતિનો સુકાની રામમોહન જ એની સામાજિક જાગૃતિનો કર્ણધાર બન્યો. ૧૮૧૬ માં એણે અંગ્રેજી કેળવણીના પ્રચાર માટે પ્રયાસ કર્યો. એણે સ્ત્રીની અવદશા જોઈ, અને એની સામાજિક અને કાનૂની નિ:સહાયતા દૂર કરવા જોશપૂર્વક કલમ ચલાવી અંતે સતીનો રિવાજ બંધ કરાવ્યો. એણે ઉપાડેલું કામ ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે આગળ ચલાવ્યુ. એમણે વિધવાવિવાહ પ્રચલિત કરાવવા પ્રયત્ન કર્યો, ને ૧૮૫૬ માં વિધવાવિવાહને કાયદાની સંમતિ મળી. કેશવચંદ્ર સેને જ્ઞાતિબંધન તોડ્યું, સ્ત્રીકેળવણી, કેફનિષેધ વગેરે દિશામાં કામ કર્યું; ને ૧૮૭૨ મા આંતરજ્ઞાતીય લગ્નને કાયદાની સંમતિ અપાવી. શિવનાથ શાસ્ત્રીના નેતૃત્વ હેઠળ બ્રાહ્મોએ બાળલગ્ન વિરુદ્ધ સક્રિય પગલું ભર્યું ૧૮૯૧ મા સંમતિ-વયનો ખરડો પસાર થયો.

બંગાળની શરૂઆત પછી થોડે વખતે સંસારસુધારાની અસર મહારાષ્ટ્રમાં જણાવા લાગી. ૧૮૨૨ મા સરકારે મુંબઈ નેટિવ એજ્યુકેશન સોસાયટી સ્થાપી, અને એના ફળ ધીરે ધીરે પ્રસરવા લાગ્યા. ૧૮૨૮ માં એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટ સ્થપાયુ. ૧૮૩૩ થી પાશ્ચાત્ય શિક્ષણનો ઉપક્રમ થયો. ૧૮૪૦ માં બોર્ડ ઑફ એજ્યુકેશન સ્થપાયુ, ને આ જ અરસામા બાળશાસ્ત્રી જાંભેકરના પ્રયત્નથી વિધવાવિવાહની શાસ્ત્રમાન્યતા દર્શાવતુ પુસ્તક બહાર પડ્યુ. ૧૮૪૨ માં બેલગામમાં બે બ્રાહ્મણ બાલવિધવાનાં પુનર્લગ્ન થયા. '૪૫ માં મુંબઈમા છોકરીઓની પહેલી શાળા ખૂલી. '૫૧ થી '૫૪ વચ્ચે જોતીબા ફુલેએ પૂનામાં અસ્પૃશ્યો માટે શાળા ખોલી. '૬૨માં મુંબઈ યુનિવર્સિટીમાંથી પહેલા ગ્રેજ્યુએટો બહાર પડ્યા. મુંબઈમાં

'૬૫ માં વિધવા વિવાહોત્તેજક મંડળ, ને '૬૭ માં પ્રાર્થનાસમાજ સ્થપાયો, તથા '૬૯ માં ત્યાં પહેલો મહારાષ્ટ્રિય પુનર્વિવાહ થયો. '૭૦ માં પૂનામાં પુનર્લગ્ન માટે વાદ થયો, ને પૂના પ્રાર્થના-સમાજ સ્થપાયો.

સાલવારી બાજુએ મૂકીને વ્યક્તિઓએ કરેલી કામગીરી વિચારીએ તો આદિસુધારક બાળશાસ્ત્રી જાંભેકરે (૧૮૧૦-૪૬) પાંચ વર્ષ જ્ઞાતિનો બહિષ્કાર સહન કરી ખ્રિસ્તી થયેલા એક હિંદુથી પતિત-પરાવર્તની શરૂઆત કરી ને વિધવાવિવાહનો ઉપદેશ આપ્યો, લોકહિતવાદી ગોપાળરાવ દેશમુખે (૧૮૨૩-૯૨) વિધવાવિવાહ, અસ્પૃશ્યતાનિવારણ, રૂઢિભંગ અને બ્રાહ્મણવર્ચસ્વના ખંડનનો પ્રચાર કર્યો, વિષ્ણુબુવા બ્રહ્મચારી (૧૮૨૫-૭૧)એ વૃદ્ધો નાની કન્યાને પરણ્યા હોય તો એમને તેમની પાસેથી છીનવી યોગ્ય વરને આપવા અને અછૂતોને સમાન ગણવા જણાવ્યું. જોતીબા ફુલે (૧૮૨૮-૯૦)એ બ્રાહ્મણોના વિરોધને પુસ્તક, ખાસ પત્ર ને સંસ્થા મારફત પરાકોટિએ પહોંચાડી દલિત કોમોને બ્રાહ્મણ વિરુદ્ધ તૈયાર કરી, આપદ્ગ્રસ્ત વિધવા માટે પ્રસૂતિની સગવડ કરી એમનાં બાળકોને બચાવવા અને ઉછેરવાનું માથે લીધું, એકવીસની ઉમરે શાળા સ્થાપી શિક્ષણ આપવાની સાચી ધગશે પત્નીને એ શાળામાં શિક્ષિકા બનાવી, ને કૃષ્ણની અનીતિ વિરુદ્ધ લખાણ કર્યું. રાનડે (૧૮૪૨-૧૯૦૧)એ ઉન્નતિ એક દિશામાં નહિ પણ બધી દિશામાં સાથે થાય એ સૂત્ર નિરૂપ્યું, સાચા શ્રીમાનથી પ્રેરાઈ ન્યાય દયા અને શાસ્ત્રાધાર પર ભાર મૂકી સ્ત્રીનિંદા, વિધવાવિવાહની બંધી વગેરેનો વિરોધ કર્યો, સંમતિવયના ખરડાનો પક્ષ લીધો ને ન્યાયવૃત્તિથી પ્રેરાઈ વિભક્ત કુટુંબનો બોધ કર્યો. ભાંડારકરે (૧૮૩૭-૧૯૨૫) જાતિભેદ, પુનર્લગ્ન, સ્ત્રીશિક્ષણ માટે શાસ્ત્રાધારે ને અસ્પૃશ્યતા-નિવારણ માટે બુદ્ધિ ને અનુભવને આધારે બોધ આપ્યો, ને પ્રગતિશીલ વિચારો ધરાવવા સાથે તે અમલમાં મૂકવા સુધારકોને ઉદ્બોધન

કર્યું. ચંદાવરકરે બુદ્ધિને ઠીક લાગે ત્યાં શાસ્ત્રાજ્ઞાને બાજૂએ મૂકવાની સલાહ આપી. આગરકરે બુદ્ધિપ્રામાણ્યવાદ ને મિલ સ્પેન્સર વગેરેના વ્યક્તિસ્વાતંત્ર્ય વગેરે વાદોનું નિરૂપણ કર્યું.

મુંબઈ ઇલાકાની જે નેટિવ એજ્યુકેશન સોસાયટીએ મહારાષ્ટ્ર ઉપર ઉપકાર કર્યો તેણે જ સ્થાપેલી શાળાઓએ ગુજરાતમાં પણ જ્ઞાન, નવજાગૃતિ અને સુધારો ફેલાવ્યાં. ૧૮૨૬ માં એની દસ શાળાઓ સ્થપાઈ. '૪૪ માં દુર્ગારામ વગેરેએ માનવધર્મસભા સ્થાપી. '૪૮ માં એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટની સ્ટુડન્ટ્સ લિટરરી એન્ડ સાયન્ટિફિક સોસાયટી સ્થપાઈ. '૪૯ માં એના પારસી સભ્યોએ જ્ઞાનપ્રસારક મંડળી સ્થાપી. એ સોસાયટીના પ્રમુખ પ્રો. પેટનના પ્રયત્નથી '૫૧ થી સંસ્થાએ સ્ત્રીકેળવણીનો પ્રયત્ન શરૂ કર્યો. એ જ સાલમાં સંસ્થાના ગુજરાતી હિંદુ વિદ્યાર્થીઓએ બુદ્ધિવર્ધક સભા સ્થાપી. તે જમાનામાં આગળ આવેલા ગુજરાતના ઘણાખરા ભણેલા આગેવાન પુરુષોએ આ સંસ્થાના હોદ્દેદારો અને કાર્યકર તરીકે ઉત્સાહથી ભાગ લીધો. એ સંસ્થાએ સભાઓ ભરી એમાં 'વિષયો' વંચાવ્યા, સ્ત્રીકેળવણી માટે શાળાઓ સ્થાપી અને 'બુદ્ધિવર્ધક' પ્રસિદ્ધ કરવા માંડ્યું. '૫૨ માં સુરતમાં પહેલી કન્યાશાળા સ્થપાઈ. '૫૫ માં જુવાન કરસનદાસે સુપ્રસિદ્ધ 'સત્યપ્રકાશ' શરૂ કર્યું. '૫૯–'૬૦ માં નર્મદે "વૈધવ્યચિત્ર" અને "દેશાભિમાન" રચ્યાં. '૬૦માં મુંબઈમાં પહેલવહેલું ગુજરાતી પુનર્લગ્ન થયું, નર્મદે જદુનાથ મહારાજ સાથે વિધવાવિવાહ વિશે વાદ કર્યો અને મહીપતરામે સમુદ્રગમનની બેડી તોડી. '૬૧ માં મહારાજ બદનક્ષી કેસમાં કરસનદાસને વિજય મળ્યો, ને વૈષ્ણવ મહારાજોના અનાચાર ઉઘાડા પડયા. '૬૨ માં કરસનદાસ વિલાયત ગયા. '૬૪ માં નર્મદનાં "હિંદુઓની પડતી" અને "હિંદુઓની સ્થિતિ" લખાયાં. '૬૮ માં અમદાવાદમાં પુનર્લગ્ન એસોસિયેશન સ્થપાયું. '૬૯–૭૦ માં નર્મદે નર્મદા સાથે પુનર્લગ્ન કર્યું, ને 'દાંડિયો' શરૂ થયું. '૭૧ માં મુંબઈમાં શેઠ

માધવદાસ રઘનાથદાસ અને ધનકોરનું પુનર્લગ્ન થયું.

વ્યક્તિવાર કાર્યનો વિચાર કરીએ તો દુર્ગારામે (૧૮૦૯–૭૮) સુરતના ચકલે ચકલે ફરી વહેમ, જાદૂ વગેરે વિરુદ્ધ ને વિધવા-વિવાહની તરફેણમાં ઉપદેશ આપ્યો ને માનવધર્મસભા સ્થાપી તેમાં સામાજિક ઉન્નતિ આદિના પ્રશ્નોની ચર્ચા કરી; ખ્રિસ્તી બનેલા પારસીને ફરી પારસી કરી સુધારાએ હિમાયત કરેલ અંગ્રેજી કેળવણી સામેના પ્રત્યાઘાતને અટકાવ્યો. પાંચ દશકે પુસ્તક પ્રચારક મંડળી સ્થાપી, ને છાપવાનું યંત્ર આણ્યું. નર્મદે (૧૮૩૩–૮૬) વહેમખંડન, પરદેશગમન, સ્ત્રીઓને છૂટ, સ્ત્રીકેળવણી, વૈધવ્ય વગેરે વિશે ધમક-ભર્યો ઉપદેશ આપ્યો, જદુનાથ મહારાજ સામે પડકાર કર્યો, સુધા-રકોને જાતિભેદ તોડી નાખવા હાકલ કરી, એક વિધવાને આશ્રય આપી જ્ઞાતિબહાર મુકાયો ને એક બીજી વિધવા સાથે લગ્ન કર્યાં. કરસનદાસ મૂળજીએ વિધવાવિવાહની તરફેણ કરતાં ઘર છોડ્યું, મહારાજ બદનક્ષી કેસમાં મહારાજભક્તિના કુરિવાજ ઉપર કુઠારા-ઘાત કર્યો. મહીપતરામે (૧૮૨૯–૯૧) સમુદ્રગમન કર્યું. ભોળાનાથે (૧૮૨૩–૮૬) પોતાના જીવનમાંથી અનેક કુરૂઢિઓને તિલાંજલિ આપી, ને મહીપતરામ સાથે વર્ષો સુધી સંબંધ રાખી નાત બહાર રહ્યા. બંનેએ ભેગા મળી પ્રાર્થનાસમાજ સ્થાપ્યો. દલપતે (૧૮૨૦–૯૨) 'વેનચરિત' રચી વિધવાવિવાહને ઉત્તેજન આપ્યું ને બાળલગ્ન વિરુદ્ધ ગરબીઓ લખી. સૌરાષ્ટ્રના આદિ સુધારકો મણિશંકર જટાશંકર કીકાણી (૧૮૨૨–૮૪) અને ભગવાનલાલ ઇંદ્રજીએ તથા પ્રાણલાલ મથુરાદાસ, ભોગીલાલ પ્રાણવલ્લભ વગેરેએ સારો પ્રચાર તથા કેટલુંક નગદ કામ કર્યું. મહારાષ્ટ્રથી અમદાવાદ આવી વસેલા ગોપાળરાવ દેશમુખે પુનર્વિવાહોત્તેજક સભા સ્થાપી.)

આમ એક તરફથી ચારે બાજુ સુધારાનો જુવાળ ચડ્યો, તો બીજી તરફ તેમાં ઓટ આવતાં પણ બહુ વાર ન લાગી. ૧૮૭૦–૭૫ લગભગ બધા પ્રાંતોમાં જૂના હિંદુ ધર્મનું પુનરુત્થાન થયું તે

જ ગાળામાં એ બધા પ્રાંતોમાં સુધારાએ સંરક્ષકવૃત્તિ ધારણ કરવા માંડી. ગુજરાત અને મુંબઈની વાત કરીએ તો ઘણાખરા સુધારકોએ અત્યાર સુધી મોટે ભાગે માત્ર વાતો કરી હતી, પોતાનો ઉપદેશ અમલમાં બહુ ઓછો મૂકયો હતો. જાતિભેદ દૂર કરવા ગુજરાતી કે દક્ષિણી કોઈ તૈયાર નહોતું થયું. મહારાજ બદનક્ષી મુકદ્દમામાં કરસનદાસ વિજયી થયા ત્યારે કોઇએ એમને અભિનંદન આપવાની પણ હિમ્મત ન કરી ને કરસનદાસ પોતે પણ થાકી ગયા હોય તેમ વેપારમાં જોડાઈ ગયા. '૬૪–૬૫ માં શેરસટ્ટામાં બધા પડી ભાંગ્યા ત્યારથી બુદ્ધિવર્ધક વગેરે સુધારક સંસ્થાઓનું તેજ પણ ઊતરી ગયું. નર્મદે સુધારાનું વિસર્જન કરી લખ્યું: "તીસ વર્ષનો અનુભવ કહે છે કે સુધારાનું દેશાભિમાન તે સ્વદેશી ધર્મ–નીતિ–રીતિ વિષે દેશી સમસ્તનું બહુ કાળનું જે ઉત્તમ પ્રકારનું અભિમાન તેને નિંદી નિર્મૂળ કરવાને મથન કરે છે." તે મરતાં પહેલાં કહી ગયો હતો: "જવાનીઆ સુધારાવાળા મારી ઉપર કરડી નજર કરતા હશે પણ હું કહું છે કે તેમનાજ મંડળમાં એક જુવાન ઉછરે છે જે પરિણામે મારાજ વિચાર તેમને ગળે ઉતારશે." આ સુધારક તે મણિલાલ. તેમણે સ્ત્રીકેળવણી, પરદેશગમન, કન્યાવિક્રય, બાળલગ્ન, જ્ઞાતિબંધન, વગેરે બાબતોમાં સુધરવાનો ઉપદેશ આપ્યો. પણ, દેશભરમાં જાગેલા સ્વદેશાભિમાનના જે જુવાળે કદાચ નર્મદ પાસે પક્ષ બદલાવ્યો એ જ જુવાળની અસરથી મણિલાલે પણ કેટલીક બાબતોમાં સંરક્ષકવૃત્તિ ધારણ કરી. ૧૮૮૯–૯૦ લગભગ, સંમતિવયના વાદ વખતે, એમની એ વૃત્તિ પ્રબળ રીતે વ્યક્ત થઇ.

આમ સમગ્ર જનતા અને લોકનેતાઓનું વલણ સુધારાની કંઈક વિરુદ્ધ જેવું હતું ત્યારે સુધારકોમાંના એકના પુત્રે સુધારાનું પુનઃસ્થાપન કરવા જબરા પ્રયત્નો કર્યા. નાના તો પણ એ સિંહના બાળકે[1] પોતાના પત્રમાં સ્ત્રીઓનો પક્ષ લઈ જબરી લડત ચલાવી

[1] સ્વ, પૃ. ૧૭; વલ્લભ પોપટની ઉક્તિ.

એ સુધારક તે મહીપતરામ, ને એ સિંહનું બાળ તે રમણભાઈ. રમણભાઈનો સંસારસુધારો બે માર્ગે વ્યક્ત થયો છે: એમના જીવનમાં અને એમનાં લખાણોમાં. અહીં માત્ર એમના વાઙ્મયમાં વ્યક્ત થતા સુધારાનો વિચાર કરીશું.

એ જમાનામાં બાળલગ્ન, કજોડાં, વિધવાવિવાહ, કેફી વ્યસનોનો ત્યાગ, સમુદ્રગમન, કન્યાકેળવણી, નાતવરા, કન્યાવિક્રય, મરણપરણના ખર્ચ અને જાતિભેદ એ મુખ્ય સાંસારિક પ્રશ્નો હતા. રમણભાઈની ઉત્તર વયમાં એમાં કોઈક કોઈક નવા પ્રશ્નો ઉમેરાયા હતા. બંગાળ, મહારાષ્ટ્ર, અને રમણભાઈના પુરોગામી ગુજરાતી સુધારકોએ એ બધાં દૂષણો વિરુદ્ધ લખાણ કર્યું હતું. રમણભાઈએ પણ એ બધા જ વિષયો વિરુદ્ધ ઓછુંવત્તું લખ્યું છે, પણ તેમાંનું ઘણુંખરું મુખ્ય વક્તવ્ય તરીકે નહિ પણ અછડતું છે. દુર્ગારામ મહેતાજી, નર્મદ, કરસનદાસ, દલપતરામ વગેરેનાં લખાણો જોડે રમણભાઈના અલ્પસંખ્ય સામાજિક લેખો સરખાવતાં કહી શકાય કે એ બધાએ મુખ્યત્વે સુધારાનું ઉદ્બોધન કરેલું, જ્યારે રમણભાઈએ 'સુધારો કરો' એવો બોધ કરવાને બદલે મુખ્યત્વે સુધારો શા માટે કરવો જોઈએ તે સમજાવી વિચારશીલ માણસનું આખું માનસ સુધારાને અનુકૂલ બનાવવા પ્રયાસ કર્યો; સુધારાની હાકલ પાડવા કરતાં સુધારાની ફિલસૂફી સમજાવવાનું કામ વધુ કર્યું. આ તફાવતનું કારણ એમના સમયમાં ઉદ્બોધનકાળ પૂરો થયેલો—એ ભૂમિકા પસાર થઈ ગયેલી તે, ને કદાચ એ સર્વ સુધારકો કરતાં એમની બુદ્ધિ વધુ તલગામી હતી તે હશે.

રમણભાઈને મન સંસારસુધારો ઐહિક સુખસગવડ પ્રાપ્ત કરવાનું સાધનમાત્ર નથી; એનું મૂળ ઊંચી ભાવનાઓમાં રહેલું છે.

"સંસારસુધારાની પ્રથમ ભાવના તે સ્વતંત્રતા છે. દરેક પુરુષને અને દરેક સ્ત્રીને સ્વતંત્રતાનો અમુક અધિકાર છે......અપરાધ સિવાય કોઈ વ્યક્તિની સ્વતંત્રતા છીનવી લેવાય નહિ અને અપરાધ માટે પણ

ફંડ પૂરતી જ તે લઇ લેવાય. આ મહાન ભાવના રાષ્ટ્રીય જીવન પેઠે સામાજિક જીવનમાં પણ પ્રવર્તવી જોઈએ[2]......

સંસાર સુધારામાં રહેલી બીજી ભાવના તે સમાનતાની છે. અને, તે સ્વતંત્રતાની ભાવના સાથે નિકટ અને આવશ્યક સંબંધથી જોડાયેલી છે. સમાનતા વિના સ્વતંત્રતા હોઈ શકતી નથી, અને જ્યાં સ્વતંત્રતા હોય ત્યાં સમાનતા હોવી જ જોઈએ[3]......

ત્રીજી ભાવના પ્રજાત્વની...છે. હિંદનું પ્રજાબળ સમગ્ર કરવા માટે હિન્દી પ્રજાનાં સર્વ અંગો સશક્ત અને સંવાદી થઇ પ્રજાત્વની ભાવનાને પ્રફુલ્લ કરે તે માટે, પ્રજાના સામાજિક જીવનમાંના રોગપૂર્ણ અને અસ્વસ્થ અંશો દૂર કરી આરોગ્ય અને સ્વસ્થતાનું પ્રવર્તન કરવું એ ભાવના પણ સંસાર સુધારાને પ્રેરનારી છે.[4]

આ ત્રણ મુખ્ય ભાવનાઓ ઉપરાંત તેમણે સુનીતિ દયા અને શિષ્ટતાની ભાવનાઓ પણ ગણાવેલી છે. તેઓ લખે છે કે નારી-પરતંત્રતા, બાળલગ્ન, કન્યાવિક્રય, કજોડાં, ફરજિયાત વૈધવ્ય, જ્ઞાતિના વાડામાંથી જીવનસાથી પસંદ કરવાની ફરજ, કુમારિકા રહેવાની છૂટનો અભાવ, સ્ત્રીકેળવણીનો અભાવ, ઓઝલ અને પરદેશગમનની મનાઈથી સ્વતંત્રતાની ભાવનાનો, અને જાતિભેદ, અસ્પૃશ્યતા અને સ્ત્રીના વારસા તથા નાગરિકત્વના હકની મર્યાદિતતામાં સમાનતાની ભાવનાનો લોપ થાય છે, અને ઉપરનાં ઘણાંખરાં દૂષણોથી પ્રજાબળ સમગ્ર થતાંમાં અંતરાયો આવે છે. "સંસારમાં રહેનારાં લોકોને જ રાજ્યવ્યવસ્થા ચલાવવાની છે અને તેથી તેઓ જો સંસારને સ્વતંત્ર નહિ કરે અને એ રીતે શુદ્ધ અને બળવાન લોકમત ઉત્પન્ન નહિ કરી શકે તો રાજ્યને પણ સ્વતંત્ર કરી શકશે નહિ."[5]

૧૯૨૪માં અહમદનગર સંસારસુધારા પરિષદના પ્રમુખ તરીકેના અગ્રંથસ્થ ભાષણમાં તેમણે કહ્યું છે કે, સુધારાની જરૂરિયાત માત્ર વ્યક્તિગત કલ્યાણ અને સુખી ગૃહજીવન માટે જ નહિ, પણ તે

૨. ગ્રંથ ૨, પૃ. ૨૦૭-૨૦૮. ૩. પૃ. ૨૨૦. ૪. પૃ. ૨૩૦.
૫. પૃ. ૩૦૧-૩૦૨.

ઉપરાંત સ્વાતંત્ર્ય, સમાનતા, ન્યાય અને નીતિમત્તાના આદર્શો ઉપર રાષ્ટ્રિય જીવનનું ચણતર કરવા માટે છે એ વાત સદ્‌ભાગ્યે લોકોને સમજાતી જાય છે. ૭ વર્ષમાં સુધારાના પ્રયોજન વિશેનું રમણભાઈનું કથયિતવ્ય આમ જરા બદલાયું છે, જેમાં ન્યાયની ભાવનાનો ઉમેરો ધ્યાન ખેંચે છે. રમણભાઈએ સમાજશાસ્ત્રનો, તથા સમકાલીન લોકજીવન અને લગ્નવ્યવસ્થાનો પણ અભ્યાસ કર્યો હોવો જોઈએ એમ તેમનાં બે લખાણો પરથી જણાય છે.

તેમણે જાતિભેદ સામે વારંવાર અને સહુથી વધુ આવેગથી લખ્યું છે. જાતિમાં તેઓ વર્ણ અને જ્ઞાતિ બંનેનો સમાવેશ કરે છે.

હિંદુસ્તાનમાં સ્વતંત્રતાને અનુકૂળ થાય એવી રીતે સંસારસુધારો નથી તેના ઉદાહરણમાં જ્ઞાતિબંધનનો નિર્દેશ કરીશું તો બસ થશે... દાદાભાઈ નવરોજી પેઠે કોઈ ઊંચી નાતનો હિંદુ ગૃહસ્થ ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં દાખલ થાય એટલે પ્રથમ તો તેનો તેની નાતમાંથી બહિષ્કાર થાય. આ શું સ્વતંત્રતાની ભાવનાને અનુકૂલ થાય ?...નાતે પોતાનો ન ગણી દૂર કરેલો પુરુષ ઇંગ્લાંડમાં શું...આખી પ્રજાનો પ્રતિનિધિ ગણાય ? દેશકલ્યાણ માટે રાજકીય વિષયોમાં પ્રયત્ન કરવા..., દેશના હુન્નરોની વૃદ્ધિ કરવા સારું..., કે સ્વકલ્યાણ માટે જ્ઞાન સંપાદન કરવા અથવા વ્યાપારાર્થે સમુદ્રગમન કરવું...જ્ઞાતિની વ્યવસ્થા શું એને અનુકૂળ થઈ સ્વતંત્રતાને પુષ્ટિ આપે છે ? જ્ઞાતિબંધન કોઈ દિવસ એને અનુકૂલ થનાર છે ? યુરોપમાં અને અમેરિકામાં સ્વતંત્રતાનો પ્રયાસ કરનારા પુરુષો જે કલબો વગેરે વિવિધ નિમિત્તે સમાગમો અને મેળાપો કરી શકે છે તે જ્ઞાતિભેદ હોય ત્યાં થઈ શકે ? કોંગ્રેસના મેળાવડા સમયે વ્યવસ્થા કરતાં જ્ઞાતિભેદ અનુકૂળ લાગે છે ? ત્યાં જ્ઞાતિભેદ સર્વથા માન્ય થાય છે ?...[૬]

જાતિભેદે સદ્‌ગુણ અને દુર્ગુણની કિંમત સરખી કરી નાખી છે, અને એમ ઠરાવ્યું છે કે "આચરણ નીતિવાળાં કરો કે અનીતિવાળાં કરો, તેની ફીકર નહિં પણ દાલ ચાલતી ક્રિયાઓ કરો અને ખાવાપીવાના વિધિ પાળો એટલે ધર્મ પળાયો.[૭]

---

૬. પૃ. ૨૯૦.

૭. ધસ ૧, પૃ. ૧૩૬–૧૩૭.

બીજા સુધારા પરિપૂર્ણ રીતે અમલમા આવશે એટલે જ્ઞાતિભેદનો સુધારો વગર પ્રયાસે અને વગર જોખમે આપોઆપ અમલમાં આવશે એમ માનીને બેસી રહેવું એ યથાર્થ છે?...પરદેશગમન છૂટથી ન થવા દેનાર..., કજોડા કરાવનાર..., બાળલગ્નની ફરજ પાડનાર .., સ્ત્રીકેળવણીની આડે આવનાર..., વિધવાવિવાહના પ્રતિબંધને પ્રવર્તાવનાર . , ભારે ખર્ચ કાયમ રાખનાર તે જાતિભેદ છે; ત્યાં, તે મૂળમા જડ ઘાલી બેસનાર ઠ્ઠારો બીજા સુધારાનો પરિપૂર્ણ વિકાસ થવા દેશે, અને પોતાના નાશ માટે સુકરતા કરી આપશે એવી આશા બાંધવી વ્યર્થ છે.[૮]

જાતિભેદનો વિરોધ કરવામાં એક મુખ્ય કારણ એમાં તરવરતો વર્ણવિદ્વેષ છે. અહમદનગર પરિષદના ભાષણમા તેઓ કહે છે કે અછૂતોની અસ્પૃશ્યતા દૂર થાય એટલેથી બસ નથી; એમની સાથે રોટી– અને બેટી–વહેવાર ન કરી શકાય એટલા એ નીચા છે એ માન્યતા દૂર ન થાય ત્યાંસુધી એમના પ્રશ્નનું નિરાકરણ ન આવી શકે. બીજે એક સ્થળે તેઓ લખે છે . "જાતિભેદ મુખ્યત્વે કરી બે બાબતમા છે, ભોજનવ્યવહારમાં અને લગ્નવ્યવહારમા...ઘણી નાતો એવી છે કે જેમના વચ્ચે ભોજનવ્યવહાર છે અને તેથી લગ્નવ્યવહાર થાય તો તે સામે વાંધો ટકી શકે નહિ. આ...થી...જાતિભેદ દૂર કરવાનું પ્રથમ પગલું તે ભોજનવ્યવહારના પ્રતિબંધ દૂર કરવામા રહેલુ છે. જ્યા ભોજનવ્યવહારનો સ્વીકાર થાય છે ત્યા સમાનતાના ભાવનો ઉદ્‌ભવ થયા વિના રહેતો નથી."[૯] 'વિલાયતમા પણ જ્ઞાતિભેદ છે જ' એવી દલીલનો રદિયો આપતા તેઓ કહે છે . "યુરોપમા ગુણકર્મથી જાતિઓ થાય છે અને બદલાય છે ..આ દેશની ન્યાતો ગમે તેવા ગુણકર્મથી પણ બદલાતી નથી અને તેથી જ તે મહા હાનિકારક છે."[૧૦]

બાળલગ્ન, જાતિભેદ, ફરજિયાત વૈધવ્ય, અસ્પૃશ્યતા, વૃદ્ધલગ્ન,

૮ ધસ ૨, પૃ ૩૩૦–૩૩૧.
૯. પૃ ૩૩૧ વળી જુઓ, પૃ. ૨૨૦–૨૨૪
૧૦ કસા ૨, પૃ ૨–૨૯૮.

કન્યાવિક્રય આ બધાં અનિષ્ટોમાં રમણભાઈનો મુખ્ય હલ્લો જાતિભેદ ઉપર હોવાનું કારણ એ કે જાતિભેદ જવાથી આમાંનું ઘણું ચાલ્યું જશે એમ એમણે માન્યું હોય. જેમ ગાંધીજીને આફ્રિકામાં જાતે સહન કરવું પડેલું તેથી અંગ્રેજી હકૂમતના અન્યાયનું સ્વરૂપ પ્રત્યક્ષ થયેલું તેમ મહીપતરામને જ્ઞાતિ તરફથી જે જે સહન કરવું પડેલું એ નાની વયમાં સાંભળ્યું હોય એની છાપ—એવું અંગત કારણ પણ સાથે સાથે હોય શકે.

રમણભાઈને મતે બીજું મોટું સામાજિક દૂષણ સ્ત્રીની પરતંત્રતા અને હીન દશા છે. તેમાંયે વિધવાના તો રમણભાઈ ગાંધીજી જેવા જ જબરા પક્ષકાર છે. પણ, વિધવા વિશે લખતાં ગાંધીજી જ્યાં એના જીવનની કરુણતા પર ભાર મૂકે છે, ત્યાં રમણભાઈ એની સ્વતંત્રતા પર પડતી તરાપને મુખ્ય લક્ષ્ય બનાવે છે :

વિધવાઓનું સ્વાતંત્ર્ય ખુંચવી લઈ હિંદુ સમાજ સ્વતંત્રતાની ભાવના સામેના અપરાધની ભારે શિક્ષાનો ભોગ થઈ પડ્યો છે. શુદ્ધ સરલ જીવનનાં અનેક સ્થાન નષ્ટ થઈને તે ઠેકાણે દુરાચાર, અનીતિ અને નિર્લજ્જતા પ્રવર્ત્યાં છે. માતાના અગાધ શિશુપ્રેમના અનેક સંભવ કદર્થિત થઈ તેને સ્થળે બાળહત્યા અને કઠોરતા ઉદ્ભૂત થયાં છે. ગૃહસ્થાશ્રમના હૃદયવિકાસથી થતા દેશોન્નતિના અનેક પ્રસંગ દબાઈ જઈ તેના ઇતિહાસની અધિકારિણી નિર્વેદ, નિરાશા અને દુઃખના ખાડામાં પડી છે. જ્યાં સ્વાર્થ, પક્ષપાત અને અન્યાયથી વિધવાઓની સ્વતંત્રતા છીનવી લેવામાં આવે, જ્યાં વિના અપરાધે વિધવાઓનાં હૃદય કચરી નાંખવામાં આવે, જ્યાં વિધવા તરફ દિલસોજી હોવાને બદલે તેને શાપિત ગણવામાં આવે, અપશુકનરૂપ ગણવામાં આવે, શાપનો ભારો ગણવામાં આવે; જ્યાં વિધવા માટે કુરૂપતા, કષ્ટ અને દાસત્વ નિર્માણ કરવામાં આવે, જ્યાં વિધવાઓનો વારસો પણ સંકુચિત કરી દેવામાં આવે, જ્યાં મનુષ્યપ્રકૃતિ વિરુદ્ધ વિધવાઓને પરાણે વૈરાગ્યમાં ઉતારવાના પ્રયત્નથી તેમને અનીતિના અને કઠોરતાના માર્ગમાં હડસેલી દેવામાં આવે, ત્યાં પ્રજામાં સ્વતંત્રતાની ભાવનાનો પરિપૂર્ણ ઉદય શી રીતે થાય ? શું દાસત્વના અને સ્વતંત્રતાના ઘૂંટડા વારાફરતી પી શકાય છે ? શું રાતે ગુલામગીરી અને દહાડે

સ્વતંત્રતા એવી વહેંચણી થઇ શકે છે? શું સંસારમાં પરતંત્રતાની ભાવના અને રાજ્યવહારમાં સ્વતંત્રતાની ભાવના એવો વિષયવિભાગ થઇ શકે છે?[૧૧]

સુધારકો વિધવાવિવાહનો બોધ આપે છે તો જાતે વિધવાને કેમ નથી પરણતા અને પોતાના સ્નેહી પાસે વિધવાવિવાહ કેમ નથી કરાવતા એ આક્ષેપનો જવાબ આપતાં રમણભાઈ કહે છે :

વિધવાવિવાહનો પ્રચાર તે કઇ જાતિભેદના નિકંદન જેવું સાર્વલૌકિક કર્તવ્ય નથી કે પ્રત્યેક વ્યક્તિએ તેનું આચરણ કરવું જ જોઇએ. આ દેશમાં વિધવાઓને બળાત્કારથી પુનર્લગ્ન કરતાં અટકાવવામાં આવે છે. પુરુષો જાતે અનેક વાર લગ્ન કરવાની છૂટ રાખી એક જ વાર લગ્ન કરવાની ઉત્તમ કહેવાતી ભાવના સ્ત્રીઓ પાસે પળાવે છે.. આ બળાત્કાર અટકાવવાનો હેતુ લક્ષમાં રાખી જેની ખુશી હોય તે વિધવા સ્ત્રીને ફરી લગ્ન કરવા દેવું એ જ વિધવાવિવાહની છૂટનો અર્થ છે. એ છૂટ હાલ નથી અને તે આપવી એ દુ:સાહસ ગણાય છે માટે જાતે તેમ કરી હિમ્મતનું ઉદાહરણ આપવું અને અનિષ્ટ રૂઢિનો ઉચ્છેદ આરંભવો એ કામ ઘણું સારું છે, એ સત્ય છે પણ તેમ ન કરનારા કહેવા પ્રમાણે કરતા નથી એ આક્ષેપ નિરક્ષરવર્ગમાં અજ્ઞાનજન્ય છે અને કેળવાયેલા વર્ગમાં ઈર્ષ્યાજન્ય છે સર્વ જનોએ વિધવા સાથે પુનર્લગ્ન કરવું એવું કોઇ સુધારકનું કહેવું છે જ નહિં. એક બળાત્કાર કહાડી તેને ઠેકાણે બીજો દાખલ કરવો એ સુધારાનો માર્ગ જ નથી.[૧૨]

નવા જન્મેલા બાળકને કાયમ માટે તજી દેવાની ઇચ્છાએ રઝળતું મૂકવાનો ગુનો જેમણે એક વાર કર્યો હોય, ને એ માટે સજા પામ્યાં હોય, તેમને છુટકારા પછી કેટલોક સમય પોલીસને પોતાના રહેઠાણ વિશે ખબર આપતા રહેવાની ફરજ પાડતા ધારા-ખરડા વિશે સરકારે તેમના વિચાર જાણવા માગેલા ત્યારે તા. ૮-૭-૧૩ના જિલ્લા માજિસ્ટ્રેટ ઉપરના પત્રમાં તેઓએ લખ્યું હતું :

---

૧૧. હસ ૨, પૃ ૨૧૪.

૧૨. કસા ૨, પૃ. ૩૦-૩૧

વિધવાઓ ગેરકાયદેસર બાળકનો ત્યાગ કરતાં અટકે એવો કોઇ પણ કાયદો આવકારપાત્ર છે. પણ આવા ગુના માટે સજા પામેલી વિધવાને વારંવાર પોલીસ થાણે હાજર થવાની ફરજ પાડવાથી એમની શરમમાં વધારો થશે, પોલીસ ખાતાના નીચલા માણસોના સંસર્ગમાં આવવાથી એમના માર્ગમાં ઘણાં પ્રલોભનો ઊભાં થશે, અને એ વિધવાઓ સગર્ભા છે એવી ખોટા નામની અરજીઓને પરિણામે એમને વારંવાર હેરાનગતી ભોગવવી પડશે. વળી છુટકારા પછી પરણી ગયેલી અથવા સારું જીવન જીવવાનો નિર્ધાર કરી ચૂકેલી વિધવાને પોલીસ પાસે હાજર થવાનું કહેવું અયોગ્ય ઠરે. મહીપતરામ અનાથાશ્રમમાં આવેલી સગર્ભા વિધવાઓને અમે સારા પવિત્ર વાતાવરણમાં રાખવા પ્રયત્ન કરીએ છીએ, અને એક વાર અમારી સંસ્થામાંથી પાછી ગયેલી પ્રસૂતા વિધવા ફરી કદી સગર્ભા થઇને પાછી આવી નથી. આથી આ કાયદો કરવા જેવો નથી.

આવી જ ઝીણી અવલોકનશક્તિ અને વહેવારબુદ્ધિ, સુકુમારવૃત્તિ અને સ્ત્રીના હિતની બૂઝ તેમણે 'જ્ઞાનસુધા' વ. ૯, અં. ૩-૪માં "લગ્નના હક્ક અને કેદ" નામના લેખમાં દર્શાવી છે. સ્ત્રી ધણીનું ઘર માંડી લગ્નનો હક પૂરો ન કરે તો ધણી એને કેદમાં મોકલવાની અરજી કરી શકે એવી, તે પહેલાં થોડાં જ વર્ષ થયાં દાખલ થયેલી કલમ રદ કરવા માટે ધારાસભામાં રજૂ થયેલો ખરડો જે રીતે ઊડી ગયો એની વિગત આપી એ ખરડાની આવશ્યકતા દર્શાવી એ લેખમાં તેઓ કહે છે કે હિંદુ કે મુસ્લિમ કાયદો લગ્નને કરાર નહિ પણ પવિત્ર બંધન ગણે છે. એટલે લગ્નના કરારનો ભંગ થયો અને પતિને નુકસાની ગઇ એમ માની એ કરાર પૂરો ન કરતી ગણાતી પત્નીને જેલમાં મોકલવાની રીત હિંદુ ને મુસ્લિમ લગ્નભાવનાની વિડંબનારૂપ છે. ઘણી હલકી કોમના પુરુષો આ કલમનો લાભ લઇ જેલની ધમકી આપી સ્ત્રીનાં માબાપ પાસે પૈસા માગી એ પૈસા આપે તો જ સ્ત્રીને લગ્નના હક પૂરા કરવાની

ફરજમાંથી છૂટી કરે છે. આ રીતે કાયદાનો ઉપયોગ બલાત્કારે નાણાં પડાવવામાં થાય છે. અને તેઓ કહે છે: "ધણી ધણીઆણીએ સાથે રહેવાની તકરારમાં સ્ત્રીને કેદખાનામાં મોકલવાનો આગ્રહ કરવો ઉચિત નથી, અને તેમ કર્યાથી સુખ થવાને બદલે કલેશવૃદ્ધિ થાય છે, તથા એવો વહીવટ જનસમાજની સ્થિતિ નીચી કરે છે."[૧૩]

રમણભાઇ બહુપત્નીત્વના વિરોધી હતા એ "સમાધાન" નામના ઉપદેશ અને કલાપીની જયંતી પ્રસંગેના તેમના પ્રમુખ તરીકેના પ્રવચન[૧૪] પરથી જણાય છે. નોંધપોથીમાં તેમણે 'શાકુન્તલ'નો

असंशयं क्षत्रपरिग्रहक्षमा
यदार्यमस्यामभिलाषि मे मनः ।

શ્લોક ઉતારી તેની નીચે લખ્યુ છે: "કેળવાયેલું સંસ્કારી આર્યમન કદીય બહુપત્નીત્વની છૂટ આપે ખરું ?"

આમ વિધવા અને સ્ત્રીની ઉન્નતિ પરથી આપણે લગ્ન પર આવીએ છીએ. લગ્નમાં તેઓ પસંદગીને મહત્ત્વ આપતા જણાય છે. "સરસ્વતીચંદ્રનું અવલોકન" માં તેઓ લખે છે: "કુસુમસુંદરી અને સરસ્વતીચંદ્ર બન્નેની ઇચ્છા ન છતાં સંબંધીઓના આગ્રહથી તેમનું થયેલું આ લગ્ન ભાગ્યે જ પ્રશંસનીય ગણાશે."[૧૫] "સમાધાન" માં તેઓ કહે છે, મૂર્તિપૂજાનો સમાવેશ થતો હોવાને કારણે જેને હિંદુ લગ્નવિધિ અમાન્ય હોય તેવા હિંદુને કાયદો મુશ્કેલીમાં મૂકે છે; કારણ તે વિધિથી લગ્ન ન કરનારને બ્રાહ્મો મેરેજ ઍક્ટ—રજિસ્ટરી લગ્ન પ્રમાણે પરણવાનો વિકલ્પ રહે છે,

---

૧૩. એમની કાનૂની દષ્ટિ કેવી ઝીણી અને સબળ હતી તે વિઠ્ઠલભાઇ પટેલ (ધરા ૨, પૃ. ૨૨૬-૨૨૮) અને ચીમનલાલ સેતલવાડ (સંગ્રહ) જેવા કાયદાનિષ્ણાતોના ધારાખરડામાં એમણે દર્શાવેલી ઝીણી ક્ષતિઓ અને ઉપર્યુક્ત બે કાયદા ખરડા-ઉપરના એમના વિચારો પરથી જણાઇ આવે છે.

૧૪. ગુર્જરસાક્ષરજયન્તીઓ, બીજી આવૃત્તિ, પૃ. ૧૫.

૧૫. કસ્રા ૩, પૃ. ૩૬૫-૩૬૬.

પણ તેમ કરતાં પોતે હિંદુ, ખ્રિસ્તી, જ્યૂ, મુસલમાન, પારસી, બૌદ્ધ, શીખ કે જૈનધર્મ પાળતો નથી એવું જાહેર કરવાની ફરજ પડે છે. લગ્નમાં આવતી આવી મુશ્કેલી દૂર કરવા[15] સર્વ કોઇ કાયદેસર લગ્ન કરી શકે એવો ( ધર્મમૂલક નહિં પણ ) વ્યવહારમૂલક કાયદો ( સિવિલ મેરેજ ઍક્ટ) " થવાની જરૂર છે.[16] ૧૮૭૨ ના ઉપર્યુક્ત બ્રાહ્મલગ્નવિષયક કાયદામાં ફેરફાર કરતો જે ખરડો '૧૧માં ભૂપેન્દ્ર બસુએ રજૂ કરેલો એ વિશે ઉત્તર વિભાગના કમિશ્નરે માગેલ અભિપ્રાય મોકલતાં તેમણે જણાવ્યું છે કે 'ઉક્ત કાયદો બ્રાહ્મ ખાતર થયો હતો, પણ એ કાયદા પ્રમાણે પરણતાં જે બ્રાહ્મ પોતે હિંદુ મટ્યા નથી એમ માને છે એમને પણ તેવું જાહેર કરવું પડે છે. વળી, બ્રાહ્મ ન હોય એવા હિંદુને પણ નાતબહાર લગ્ન કરતાં, ચાલુ કાયદાની એવા લગ્નને મંજૂરી ન હોવાથી, રજિસ્ટરી લગ્ન કરવાં પડે છે, ને એમાં માન્યતા વિરુદ્ધની આવી જાહેરાત કરવી પડતાં નૈતિક અધઃપતન થાય છે. રજિસ્ટ્રેશન ન કરાવે તો હિંદુ વિધિએ પરણે, ને બાળકો ગેરકાયદેસર ગણાય; યા પરણ્યા વિના સાથે રહેવું પડે. આ પાછલી બંને રીતો હિંદુ સમાજ માટે વિઘાતક છે. વળી આંતરજાતીય લગ્નો ગુજરાતમાં ઘણાં થાય છે. માટે આંતરજાતીય લગ્નને કાયદેસર ઠરાવતો બસુનો ખરડો મંજૂર થવો જોઇએ. બસુનો ખરડો પસાર ન થતાં ૧૯૧૮ લગભગ વિઠ્ઠલભાઇ પટેલે રજૂ કરેલા આ જ આશયના ખરડાને તેમણે " હિન્દુ સમાજમાં પ્રવર્તી રહેલી અસમાનતા દૂર કરવામાં અને હિન્દુ પ્રજાનું ઐક્ય સાધવામાં...મહત્ત્વનું પગલું " ગણાવ્યો છે.[17]

જાતિ, સ્ત્રીની ઉન્નતિ ને લગ્ન ઉપરાંત રમણભાઇએ સમુદ્રગમન, આહારના વિધિનિષેધ [18] વગેરે વિષયો ઉપર કંઇક લખ્યું છે,

૧૬. ધસ, ૨. પૃ. ૧૦૬-૧૦૭.

૧૭. પૃ. ૨૨૫. રમ. પોતાને હિન્દુ જ ગણાવતા.

૧૮. "પાપ", "યત્નસાધ્ય સ્વતંત્ર્ય", "આર્યન બ્રધરહુડ કોન્ફરન્સ".

દારૂબંધી અંગે એક્સાઇઝ કમિટીએ પુછાવેલા પ્રશ્નોના બહુ ઉપયોગી જવાબો આપેલા છે, ને ૧૯૨૪ માં પોતાના અંતિમ સુધારક લેખ—અહમદનગર પરિષદનું ભાષણ—માં વેશ્યાના ઉદ્ધારની વાત પણ કરી છે. 'ભદ્રંભદ્ર' અને 'રાઇનો પર્વત' માં પણ રમણભાઇએ સુધારક વિચારો દાખલ કરેલા છે, જે તે તે પ્રકરણમાં કંઇક જોવાશે.

પણ આ બધા સુધારો કરવો કેવી રીતે? એ માટે તેમણે રાનડેમાંથી આ પાંચ પદ્ધતિ ટાંકેલી છે: (૧) બંડની એટલે કે સામાન્ય સમાજથી પોતાનું જુદું મંડળ સ્થાપી પોતાની માન્યતા મુજબ સુધારા કરવાની, (૨) સંસારસુધારા માટે જ્ઞાતિના બંધારણનો ઉપયોગ કરવાની ઉર્ફે અંદરથી સુધારો કરવાની, (૩) ધર્મના આચાર્યોની અને શાસ્ત્રોની સહાયતા લેવાની, (૪) સુધારાપ્રેમીઓ પાસે સુધારા કરવાની પ્રતિજ્ઞા લેવરાવવાની, (૫) કાયદાની મદદ લેવાની.[૧૯] રમણભાઈ એક બીજી પદ્ધતિ પણ ગણાવે છેઃ સહુથી ઓછો પ્રતિરોધ થાય એ માર્ગે કાર્ય કરવાની.[૨૦] આમાંની ત્રીજી પદ્ધતિ લગભગ નકામી નીવડે એવી છે, કારણ કે આપણે ઇચ્છીએ છીએ તે બધા સુધારાને અનુકૂળ શાસ્ત્રાર્થ અથવા શાસ્ત્ર-વચન કે ધર્માચાર્યોની અનુમતિ મળી શકે એમ નથી.[૨૧] પાંચમી અનિચ્છનીય છતાં મહત્ત્વના મુદ્દાઓમાં વારંવાર બહુ કામ લાગી છે, અને બાકીની જે સમયે જેની જરૂર હોય તે પ્રમાણે વિચાર કરી ઉપયોગમાં લેવા જેવી છે. રમણભાઇને મતે સહુથી ઓછા પ્રતિરોધની પદ્ધતિનો અર્થ એ નથી કે સર્વત્ર સુધારાનો ઉપદેશ એકદમ ન કરવો, અથવા સંસારસુધારો તરત અમલમાં આવી શકે એવો નથી. ચંદાવરકર કહે છે તેમ "તેનો અર્થ એવો છે કે સુધારાનો પ્રયાસ કરવાની સાથે તે સામેનો વિરોધ એ રીતે ઓછો કરતા જવું કે જેમ બને તેમ ઓછો વિરોધ નડે."[૨૦]

૧૯. ધસ ૨, પૃ. ૧૧૮-૧૧૯. ૨૦. પૃ. ૨૦૧-૨૦૩.
૨૧. પૃ ૧૯૫

પદ્ધતિ વિશેના રમણભાઈના આ વિચારો રાનડેના પોતાના વિચાર કરતાં ઘણી રીતે જુદા પડે છે. સામાન્ય સંજોગોમાં રાનડે પહેલી એટલે કે જનસમાજથી જુદા પડી ધર્મની ભૂમિકા પર એક ખાસ મંડળ સ્થાપી તેના આશ્રયે સુધારા કરવાની પદ્ધતિ અસ્વીકાર્ય ગણે છે, કારણ તેથી તો એક વધુ નાત ઉત્પન્ન થાય,[૨૨] અને માને છે કે બને ત્યાં બધે જ શાસ્ત્રાધાર આપવા, ને "જૂની પરંપરાને અનુસરી ફેરફાર કરવો," જેથી જનસમાજની સહાનુભૂતિ મેળવી શકાય.[૨૩] કાનૂની મદદની પદ્ધતિને તેઓ સહુથી ઓછો ઉપયોગ કરવા જેવી ગણે છે.[૨૪]

સુધારો અખત્યાર કરવાની પદ્ધતિઓ વિશે રમણભાઈ અહમદનગર પરિષદના ભાષણમાં કહે છે, કે ગાંધીજીના નેતૃત્વ હેઠળ કૉંગ્રેસે દારૂની લત, અસ્પૃશ્યતા વગેરે વગેરે સામાજિક દૂષણો ચોકી સત્યાગ્રહ ઇત્યાદિ સીધાં પગલાં વડે દૂર કરવાનો નિર્ણય કર્યો છે તે મોટી ભૂલ છે. ચોકીથી કાયમ માટે દારૂની દુકાનો બંધ કરાવી શકાય નહિ, ચોકી અમર્યાદિત સમય સુધી નભાવી શકાય નહિ, ચોકી કરનારાઓ મદ્યપીને થોડી ક્ષણોમાં જે સલાહ આપે તે વધુ લાંબાં વ્યાપક અને સમજૂતીભર્યા સલાહ, શિક્ષણ અને કેળવણીની ગરજ સારી શકે નહિ. કોઈને અછૂત ન ગણવા એ સાચું, પણ તેથી ત્રાવણકોર પાસે વાઈકોમમાં મંદિર પાસેના રસ્તા પરથી સવર્ણોની ધાર્મિક લાગણી દુભવીને કાયદાનો સામનો કરાવી અછૂત કોમોને પસાર થવા કહેવું અને તેમની પાસે એ રીતે સત્યાગ્રહ કરાવવો, ને એમ કરી પોલીસને પગલાં લેવાની ફરજ પાડવી, એ યોગ્ય નથી. આને બદલે સવર્ણોની સમજશક્તિ અને ન્યાયબુદ્ધિ

---

૨૨. ભાગ ૨, પૃ. ૨૭૬. આ વાત સાચી છે. બ્રાહ્મોએ ઊલટી એક નાત વધારી એ આપણે પ્ર. ૭માં જોઈ ગયા.

૨૩. ભાગ ૨, પૃ. ૨૭૬-૨૭૭, ૨૮૦-૨૮૧, ૨૮૨. આકામ, પૃ. ૧૨૭.

૨૪. ધર્મ ૨, પૃ. ૧૮૮.

પર પોતાના જાતિદાખલાથી — અછૂતોને અડકીને અને પરિણામો-ની પરવા કર્યા વિના તેમની સાથે ભળીને — અસર કરવી એ વધુ સારો ઉપાય છે.

આમ સોળ વર્ષ પછી, જીવનના અંતિમ ભાગમાં, બંડ વિશેના રમણભાઈના વિચારોમાં કાંઈ પલટો આવ્યો છે? "વિધવા-વિવાહ અને સમુદ્રગમનના વિષયમાં" "બંડની પદ્ધતિમાં જ સમાવેશ" પામતી "ઉચ્છેદક પદ્ધતિ"ને તેઓ યોગ્ય ગણે છે,[૨૫] પણ એ પદ્ધતિમાં માણસ જાતે પોતાના ઉપર અમુક ક્રિયા કરે છે, જ્યારે આમાં સુધારાવાંછુ મવાલી યા સવર્ણો ઉપર પોતાની ઇચ્છા લાદે છે એ તફાવત આ બે પદ્ધતિમાં છે ખરો; પણ રમણભાઈએ પાછલા માર્ગોનો નિષેધ એ દૃષ્ટિએ નથી કર્યો લાગતો. એમણે લાગણી દુખાવાની વાત કરી છે, ને એમના માનસ સાથે એ બહુ જ સુસંગત છે. પણ તે તે સમયમાં લાગણી તો બંને માર્ગથી સરખી જ દુખાઈ હશે. ને આગલી બંને રૂઢિ પણ ધાર્મિક જ ગણાતી. આમ રમણભાઈની વિચારસરણી સુસંગત નથી. તેમના માનસને ચોકી ને સત્યાગ્રહ અયોગ્ય લાગ્યા તેનું કારણ આપણે પાંચમા પ્રકરણમાં જોયું તે જ, સામુદાયિક હિલચાલોને સમજી એની કદર કરવાની અશક્તિ, છે પણ ગાંધીજીએ સામુદાયિક પદ્ધતિ સ્વીકારી એનાં ફળ આટલે વર્ષે આપણે જોઈ શકીએ છીએ. સામુદાયિક હિલચાલ સિવાય આટલી અણધારી ઝડપે ફેરફાર ન થાત, ને આટલી રાજકીય એકતા ન આવત. એક ઉદાહરણ લઈએ તો દા. આંબેડકર રાષ્ટ્રની કારોબારીમાં આપણી સાથે આવેલા એમાં રાજકીય કારણો હશે ખરા, પણ એની ભૂમિકા તો એવા સત્યા-ગ્રહોથી જ તૈયાર થઇ.

એક બાજૂ આ અંતિમ માર્ગનો વિરોધ કરનારા રમણભાઈ બીજી બાજૂ આપણું પ્રાચીન તે બધું જ સારું એવા સનાતનીઓના

૨૫. પૃ ૧૯૦-૧૯૧.

મત અને પ્રચારનો પણ વારંવાર વિરોધ કરે છે. એને તેમણે 'મિથ્યા દેશાભિમાન'નું નામ આપ્યું છે. તેઓ કહે છે, સુધારકો ઉપર એક

.આરોપ એ છે કે સુધારાવાળા પાશ્ચાત્ય આચારના મોહથી અંજાઈ જઈ તેનું અનુકરણ કરવા પ્રયત્ન કરે છે અને આર્ય રૂઢિઓનું રહસ્ય વિચાર્યા વિના તેના ઉચ્છેદક થાય છે...સ્વદેશનો આચાર તજી પરદેશનો આચાર ગ્રહણ કરવો એ દેશાભિમાન વિરુદ્ધ કહેવાય છે. આર્યો બીજા દેશમાંથી આ દેશમાં આવી વસ્યા અને હવે આ દેશને પોતાનો કહે છે, તે છતાં સ્વદેશાભિમાનમાં હાનિ આવતી ન હોય તો બીજા દેશના રીવાજ સ્વીકારવામાં સ્વદેશાભિમાનને તો એથી પણ ઓછી હાનિ છે. વાસ્તવિક રીતે તો આ રીવાજ અમારો જ, એમ કોઈ પ્રજાથી હમેશ કહી શકાતું નથી... હિંદુસ્તાન જેવા સંસર્ગથી અથડાતા દેશમાં પણ મુસલમાનોના અનેક રીવાજો દાખલ થયા છે. પહેરવેશ મુસલમાની સાધારણ થયો છે, સભ્યતાની રીતોમાં મુસલમાનોનું અનુકરણ થયું છે......

વળી અનિષ્ટને ઇષ્ટ કહી દેશમાં હાનિકારક રીવાજ ચાલુ રાખવા પ્રયત્ન કરવો એ દેશાભિમાન કહેવાય જ નહિ. વૃથા દેશાભિમાનથી રૂઢિયોના કલ્પિત બચાવ અને હેતુ બતાવવા એ ઇતિહાસના સારનું અજ્ઞાન બતાવે છે.[૨૬]

મણિલાલ નભુભાઇને રદિયારૂપે લખેલા "લેખકો અને સુધારકો"-માં નર્મદ જેવાના પક્ષપરિવર્તન અને પીછેહઠનાં તેઓ જે અનેક કારણો જણાવે છે તેમાં આ મિથ્યાભિમાનનો પણ સમાવેશ કરે છે:

પૂર્વના કેટલાક સુધારકોનો ઉત્સાહભંગ, નિરાશા, અને તેથી થયેલા પ્રત્યાઘાત; હાલના કેટલાક કેળવણી પામેલા જનોની લોકપ્રીયતા; કેટલાકની દરેક જૂની વાતનો બચાવ ગમે તેમ જોડી કહાડી પ્રસન્ન થવાની અને પ્રસન્ન કરવાની વૃત્તિ, કેટલાકની રાજકીય હક્કો મેળવવાના પ્રયાસમાં લોકનિર્બળતાનું સંગોપન કરી દેશની પ્રજાની પ્રીતિ સંપાદન કરી તેમને પોતાની સાથે શામિલ કરવાની ઇચ્છા, તેમજ પ્રજાની અયોગ્યતા જણાઈ આવે એવી બધી વાતો રાજ્યકર્તાની દૃષ્ટિથી દૂર રાખ-

૨૬. હસ્ત ૨, પૃ. ૩૧-૩૨.

વાની ઇચ્છા; કેટલાકની કઠિન શ્રમ કરવાની નામરજી તથા બેદરકારી; કેટલાકની સુધારક પક્ષના અગ્રેસરોની પ્રતિષ્ઠાની ઈર્ષા; કેટલાકની ઇતિહાસના પ્રકાશ વિના શાસ્ત્રીઓ જેવા એકદેશી સંસ્કૃતના અભ્યાસથી થયેલી મતાંધતા: ઇત્યાદિ અનેક કારણો એ પરિવર્તનના આવિર્ભાવનાં...છે.[૨૭]

રમણભાઈના સુધારાને લગતા વિચારો જોતાં જણાય છે કે એના પર તે સમયના બધા સુધારકોના વિચાર પર હતી તે મિલના વ્યક્તિસ્વાતંત્ર્યવાદ અને સમાનતાવાદની પ્રબળ અસર છે. એકવાર મિલના આ વાદોએ રાજકારણ, સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર બધાંમાં વર્ચસ મેળવ્યું હતું. એ વાદોને લીધે એ માન્યતા વ્યાપક બની હતી કે વ્યક્તિને એને જે સાચું અને ઠીક લાગે તે રીતે વર્તવા દો; વ્યષ્ટિનો એ રીતે વિકાસ થતાં સમષ્ટિનો વિકાસ એની મેળે થશે. પણ પાછળથી એ માન્યતાની ભૂલો સમજાવા લાગી, ને આજે તો એ સિદ્ધાંતોને જીવનનાં બધાં ક્ષેત્રોમાંથી તિલાંજલિ અપાય છે, ને એ બધા વ્યવહારોમાં વ્યક્તિનું સુખ નહિ પણ સમાજનું હિત લક્ષમાં લેવું જોઈએ એ સિદ્ધાંત સ્વીકારાયો છે—વ્યષ્ટિવાદનું સ્થાન સમષ્ટિવાદે લીધું છે. રમણભાઈના સુધારાની આ પહેલી મર્યાદા. એમના સુધારાની બીજી મર્યાદા એ હતી કે એણે ગાત્ર કાનૂની દૃષ્ટિએ વિચાર કરી સમાજની એ જાતની મર્યાદા દૂર કરવા પ્રયત્ન કર્યો; આધ્યાત્મિક દૃષ્ટિ એમાં ઊગી નહિ, વિધવાને પરણવાનો હક છે એ વાત એમણે કરી, પણ વિધવાનો સંયમ પ્રશસ્ત છે એ વાતની કદર એ ન કરી શક્યો. કદાચ એ એમને દેખાયુ જ નહિ. સંકુચિતતા એ સુધારા સંપ્રદાયની ત્રીજી મર્યાદા હતી. એમણે સાંસારિક બાબતોમાં સુધારણાનો વિચાર કર્યો, પણ એનાથી આગળ વધી દલિતો અને પતિતો, મજૂરો, ગરીબોના હક્ક, વેશ્યા વગેરેનો વિચાર ન કર્યો. એ એમની દૃષ્ટિમર્યાદામાં ઊગ્યું જ નહિ, ઊગ્યું ત્યાંય બહુ સ્વલ્પ ઊગ્યું.

આ મર્યાદાઓ ગુજરાતમાં ગાંધીજીથી દૂર થઇ. ૧૯૨૧ માં

---

૨૭. કસા ૩, પૃ. ૩૧૯.

અમદાવાદમાં મળેલી સમાજસુધારા પરિષદમાં રમણભાઇના ભાષણનો વિરોધ કરતાં પૂ. ગાંધીજીએ બતાવ્યું હતું કે વ્યક્તિનો નહિ પણ સમાજનો વિચાર થવો જોઇએ–હક કરતાં ધર્મ અને સંયમને પ્રાધાન્ય મળવું જોઇએ. ગાંધીજીએ વિધવાનો સંયમ પણ વખાણ્યો છે. એમણે કિસાનપ્રવૃત્તિ શરૂ કરી, ને હરિજનપ્રવૃત્તિમાં નવું જ પ્રસ્થાન કર્યું. આમ ગાંધીજીએ સુધારાને વધુ વિસ્તૃત કર્યો ને એને હક કરતાં વધુ ઊંચી ભાવનાઓ તરફ વાળ્યો.

રમણભાઈએ પરંપરાથી સ્વીકારેલા ને પુરસ્કાર કરેલા સંસાર-સુધારા–સંપ્રદાયની મર્યાદાઓ છતાં કહેવું જોઇએ કે એ પરંપરાની દૃષ્ટિ પ્રામાણિકપણે જનહિતની હતી, એના પર આરોપ મુકાય છે એવી છૂટછાટ મેળવી મજા મારવાની, સ્વાર્થની નહોતી. એ પરંપરાની સુધારકપ્રવૃત્તિએ વિચારને જાગ્રત કરવાનું મહત્ત્વનું કામ કર્યું. એના પર આત્યંતિક ઉચ્છેદકતાનો આરોપ મુકાતો તેય બરાબર નહોતો, કારણ કે કોઈ પણ નવીન પ્રવૃત્તિ કરનાર સમાધાન કે સમન્વયની વાતો કરે તો એનું કામ આગળ વધે જ નહિ.

આ સબળ સુધારકોની પરંપરામાં રમણભાઇનું સ્થાન ક્યાં આવે ? હિંદમાં સંમતિવયનો વાદ જામ્યો ત્યારે તેમણે નાની વય છતાં પ્રબળ યુયુત્સાથી 'સુદર્શન'નો સામનો કર્યો, ને ત્યારથી તે યુગમાં અનન્ય ગણાય એ રીતે 'ભદ્રંભદ્ર' મારફત રૂઢિ અને એના અંધ રક્ષકોનું મર્દન કર્યું. આમ બહુ જ પ્રબળ રીતે શરૂઆત થયા પછી તેમના સુધારા વિશેનાં લખાણોમાં ઓટ આવી, જે અંત સુધી ચાલુ રહી. તેમણે દુર્ગારામ, નર્મદ કે દલપત જેટલા આવેગથી સુધારાનો મૌખિક કે લેખરૂપ બોધ ન આપ્યો. એમનું વ્યક્તિત્વ પણ નર્મદ જેટલું નહોતું. એમણે નર્મદ, દલપત કે નવલની જેમ સુધારા માટે પત્રો ન રચ્યાં, નર્મદની જેમ ઠોક પાડતું 'હિંદુઓની પડતી' કે દલપતની જેમ સળંગ 'વેનચરિત' ન આપ્યાં. આ અને સુધારા-વિષયક લેખોની અલ્પતાથી એવો ભાસ થાય ખરો, કે રમણભાઇ

સુધારક કુટુંબમાં જન્મેલા અને યુવાનીમાં સુધારાનો પ્રચાર કરેલો તેથી જ સુધારક ગણાય છે, બાકી એ પ્રખર સુધારક નહોતા પણ આ ભાસ તે આભાસ જ છે. સુધારાના લેખોની ઓછાશનું કારણ આપણે ઉપર જોયું તેમ, 'ભાઈઓ, સુધારો કરો' એમ કહેવાની જરૂર રહી નહોતી તે છે. આમ છતાં તેમણે સુધારાનું કેટલુંક-તત્ત્વ-જ્ઞાન સમજાવ્યું છે, 'ભદ્રંભદ્ર' જેવું અભૂતપૂર્વ કટાક્ષકથન તથા હાસ્યોત્પાદક કલાહીન સુધારાપ્રચારવાળાં 'વનરાજ ચાવડો' અને 'સધરાજેસંઘ'ને પડછે અનુપમ કલા અને રસિકતાથી દીપતું 'રાઇનો પર્વત' આપ્યું છે. આમ એ સાચા સુધારક હતા એટલે જ એમને નડિયાદ અને અહમદનગરની સુધારાપરિષદોમાં પ્રમુખ-સ્થાન મળ્યું. તેઓ સ્ત્રીકેળવણી અને આંતરજ્ઞાતીય ભોજનની દિશામાં કામ કરી અંતે નાતબહાર પણ મુકાયા. ટૂંકમાં, સુધારક પરંપરાના એ છેલ્લા પ્રખર પ્રતિનિધિ હતા, ને ઘણાખરા સુધારકો કરતાં વધુ સુકુમાર અને વિશુદ્ધ માનસ અને હૃદયવાળા હોઈ એ સર્વેમા મણિરૂપે દીપતા હતા. 'આ આખા પ્રકરણનું સમાપન એક જ વાક્યમાં કરવું હોય તો એમ કહી શકાય કે રમણભાઈએ જીવન અને લેખન બંને મારફત આપણે ત્યા કદી ઉત્કટ નહિ બનેલી સુધારાની પ્રવૃત્તિની દિશામાં નગીન કાર્ય કર્યું છે; અને આમ છતા એમના જીવનમા ધર્મ, જનસેવા અને સાહિત્ય કરતા સુધારાનું સ્થાન ઓછા મહત્ત્વનું જણાય છે /

## પરિશિષ્ટ : 'વિવાહવિધિ'

બહુ જાણીતી ન થયેલી આ પુસ્તિકામા રમણભાઈએ બે હ.પ્ર, 'સંસ્કાર-પદ્ધતિ' નામનું એક પુસ્તક અને 'જ્ઞાનદીપ' નામના મરાઠી સામયિકમાં ભાંડારકરે આપેલા બ્રાહ્મ વિવાહવિધિ ઉપરથી "ગુજરાતના વડનગરા નાગર બ્રાહ્મણોમા ચાલતો વિવાહવિધિ"[૧] આપવા પ્રયત્ન કર્યો છે. તેઓ લખે છે, "સૂત્રકાર ઋષિઓના સમયમા લગ્ન કેવી દૃષ્ટિથી જોવાતાં અને તે પ્રસગે કેવી પ્રતિજ્ઞાઓ અપાતી તે બતાવવું એ આ પુસ્તક

પ્રસિદ્ધ કરવાનો હેતુ હોવાથી આચારની સર્વ સૂચનાઓ અહિં મૂકી દીધી છે. આચારની સૂચનાઓમાં મંત્ર કે શ્લોક આપવાનું નથી, તેથી તેમાં પણ મદદ નથી."[1]

વકીલોના કહેવાથી તેમણે નેશનલ ઇન્ડિયન એસોસિયેશનની મુંબાઈ શાખાનાં પ્રમુખ શ્રીમતી એરટનને આ પુસ્તિકા "માનપૂર્વક અર્પણ" કરેલી છે. રમણભાઈએ પુસ્તકમાં આખા વિધિની રૂપરેખા સમાવી હોવી, અંગ્રેજોને ઉપયોગી થાય એ જાતની, આઠ પાનાંની અંગ્રેજી પ્રસ્તાવના મૂકી છે તેનું કારણ પણ આ જ હશે.

અંગ્રેજી પ્રસ્તાવનામાં રમણભાઈએ પુસ્તકરચના માટેનાં બીજાં બે કારણો પણ જણાવેલાં છે: લગ્નમાટેનું યોગ્ય વય દર્શાવવું અને વર પોતાના કુટું-બમાં વધૂને જે સ્થાન આપવાની પ્રતિજ્ઞા લે છે તેને આધારે હિંદુ સમાજમાં સ્ત્રીની સ્થિતિનું દર્શન કરાવવું.

આમ વિવાહવિધિ બતાવતાં બતાવતાં પ્રૌઢ લગ્ન અને નારીપ્રતિજ્ઞાનો—વસ્તુતઃ વરપ્રતિજ્ઞાનો—પક્ષ સ્થાપવો એ આ પુસ્તકનું સહ-કે અનુ-પ્રયોજન બની ગયું છે.

રમણભાઈની કલમને તે ઉપર્યુક્ત પ્રયોજનને અનુરૂપ કથનો પણ પુસ્તકમાં આવી ગયાં છે: "અભ્યાસનો સમય પૂરો થયા પછી લગ્ન કરવાનો જેનો ચાહ ન પામ્યો, ત્યારે તેમ કરવાની ખોટી પ્રતિજ્ઞા લેવાની શી જરૂર?"[1] "વસ્તુતઃ વરકન્યાનાં લગ્ન નથી થતાં. લગ્ન બે ગોરનાં થાય છે; કારણ વર અને કન્યાના પિતાએ બોલવાનાં વચન તે તે પક્ષના ગોર જ બોલે છે."[2]

પુસ્તકમાં કટાક્ષ સાથે પ્રૌઢિ પણ આવી જાય છે. "'હામી આ સહુ તારું છે,' એ વચન બાળકને બોલવાનું છે એમ કોણ કહેશે? પત્નીસાથેના સંબંધની સપ્તપદીમાંની અને બીજી ગંભીર પ્રતિજ્ઞાઓ નાના બાળક પાસે લેવડાવવી એ નિર્દયતા આચરતાં દરેક વિચારવંત મનુષ્યે સંકોચ પામવું જોઈએ......જ્યાં ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતાં તેના ગૌરવનું ભાન થવું જોઈએ ત્યાં માત્ર નિરર્થક દમ્ભ પર હાસ્ય ઉપજે છે."[1]

રમણભાઈએ આ પુસ્તિકા તૈયાર કરવામાં ખૂબ મહેનત લીધી લાગે છે. એમની ચોકસાઈ એમાં તરી આવે છે. પુસ્તકમાં ચોકસાઈ ઉપરાંત

---

૧. પ્રસ્તાવના. ૨. પ્રિફેસ, પૃ. 5–6.

કેટલીકવાર તેમની ઝીણી તલગામી દષ્ટિ પણ દેખાઈ આવે છે: તેઓ કહે છે કે સમગ્ર વિધિમાં વરના પિતાએ કાંઈ ભાગ ભજવવાનો નથી એ વસ્તુ બતાવી આપે છે કે વરની ઉમર આખા કાર્યનો નિર્વાહ જાતે કરી શકે એટલી મોટી હોવી જોઈએ; કન્યાનો પિતા યુગ, વરસ, ઋતુ, દિવસ, ખંડ, પ્રાંત, ગ્રામ, વરકન્યાના ગોત્ર-પ્રવર વગેરે બધું સંપૂર્ણ વિગતવાર કહે છે તે હકીકતના અજ્ઞાનને બહાને પાછળથી કોઈ પક્ષ ફરી ન જાય તે માટે ૐ રૂપ રૂપમૂવાળા શ્લોક વિશે તેઓ કહે છે: "આ મંત્રના અર્થ પરથી જણાય છે કે એને અને આરસી રાખવાની ક્રિયાને કંઈ સંબંધ જ નથી. આ મંત્રનો પહેલો શબ્દ રૂપ છે અને આરસી રૂપ જોવા આપવાની છે, માત્ર એટલા પરથી આ ક્રિયા વખતે આ મંત્ર ભણવાનું કોઈ અર્થ નહિ સમજનારે વેદના મંત્રના ઉચ્ચારનો મહિમા માની ઠેરવેલુ જણાય છે મધુમતી આ મંત્રને પણ મહુડાના હાર પહેરાવવાની ક્રિયા જોડે કંઈ સંબંધ નથી. એ મંત્રનો પહેલો શ મધુ છે તેથી અર્થ સમજ્યા વિના કોઈએ મધુક (મહુડા) જોડે સંબંધ બેસાડયો છે."[3]

પ્રનીતિ

એકંદરે સમગ્ર પુસ્તકમાં વિવાહવિધિ આવશ્યક છે એવું ઠરાવવાની અને વૈદિક સમયની પ્રજાના જીવનનું સાચું ચિત્ર આપવાની શક્તિ રહેલી છે શુદ્ધ વૈદિક વિધિએ લગ્ન કરવઆવૃત્તિ કરવી જ્ઞાતિબંધુઓને પુસ્તક કામ લાગ્યું અને તેથી તેની બીજી પણ ઉપયોગ પડી એ વહેવારુ લાભને પડખે પુસ્તકના આ મૂલ્ય અ કાવું જોઈએ.

સામગ્રી:

આજકાલચા 'મહારાષ્ટ્ર. એન્સાઇ ,પીડિયા ઑફ રીલિજિયન ઍન્ડ ઍથિક્સ. કવિતા અને સાહિત્ય (૨ ). ગુજરાતી સાહિત્યની રૂપરેખા. ગુર્જરસાક્ષર જયન્તીઓ. ધર્મ અને ,નાજ (૧, ૨) ફર્બસ ગાઈલરટોન્સ ઇન ગુજરાતી લિટરેચર. ભારતના ,હાન પુરુષો (૨). મહારાષ્ટ્રિય જ્ઞાન- કોશ. વિદ્યાબહેને આપેલી માહિતી. હિસ્ટ્રી ઑફ બ્રાહ્મસમાજ. સમાજ- સુધારાનું રેખાદર્શન. સ્વ. રમણભાઈ.

૩. પૃ. ૨૨.

## પ્રકરણ ૯ : : वादे वादे जायते तत्त्वबोधः

મતભેદ એ કોઈ પણ દેશની વિદ્યાસમૃદ્ધિનું સુચિહ્ન છે, ને જેમ વસ્તુગત્યા અનિવાર્ય છે તેમ લાભકારી છે. સત્ય છે તે એવું નથી કે મતાંતર સહન નહિ કરી શકે. એકાન્ત શુદ્ધ કે એકાન્ત દુષ્ટ, એવી કોઈ વસ્તુ નથી. — મણિલાલ નભુભાઈ

જેને મૂળે ગ્રંથસંદર્ભ જ નથી સમજાતો તેવા અનધિકારી લોક ગમે તે લખે તેને ઉત્તર આપવા કોઇ વિચારવાન્ તો પ્રવૃત્ત થાય નહિ, પણ જ્યારે શાંત મનથી અને દલીલ સાથે કોઈ વિવાદ કરે...ત્યારે તો આ રીતિની ચર્ચા ચલાવવી એ કેવળ સત્યનિર્ણય માટે જ, એટલે કોઈ પણ રીતે વિદ્વન્મર્યાદાની બહાર નથી. — મણિલાલ નભુભાઈ

રમણભાઈ તથા મણિલાલ નભુભાઈના દાખલામાં તો બન્યું એવું કે એ બે સામસામા પક્ષમાં પડયા : — મણિલાલના ગુણ જુવે તે રમણભાઈમાં, રમણભાઈના ગુણ જુવે તે મણિલાલમાં, ગુણ જોઈ જ ન શકે, 'એમ લગભગ ઇ. સ. ૧૯૦૦ લગી ચાલ્યું. ખરી રીતે આજે આપણે જોઈ શકીએ છીએ, કે રમણભાઈ ઉચ્છેદક હતા જ નહીં, મણિલાલ સ્થિતિરક્ષક રૂઢિપરસ્ત હતા જ નહી'. બંને સમાજમાં તેમ સાહિત્યમાં સંસ્કૃતિવિકાસ ઇચ્છતા હતા, પરંતુ જૂનામાં તેમ નવામાં ઉભયના રાગ અને ઉભયના દ્વેષ જરા જુદા જુદા અંશો વિશે બંધાઈ ગયા. જે જૂનાને મણિલાલ પૂજ્ય અને શ્રેયસ્કર ગણતા તેમાંના મોટા ભાગને રમણભાઈ પણ તેવું જ ગણતા. જે નવાને રમણભાઈ વાંછતા હતા તેમાંના મોટા ભાગને મણિલાલ પણ વાંછતા હતા. પરંતુ પક્ષ બંધાયા તે બંધાયા. માનવી જાતે જ જરા વાનર, જરા સામસામા દાંત કચકચાવવાનો રસિયો, જરા હઠીલો અને કલહપ્રિય તેથી માનવસમાજમાં ભલભલા પણ પક્ષિલ દુરાગ્રહમાં ફસી પડે છે. — બળવંતરાય ઠાકોર

ધર્મ, સાહિત્ય અને સંસારસુધારા ઉપરાંત એક બીજી દિશામાં પણ રમણભાઈની કલમે ગતિ કરી છે. સાહિત્યકાર અને ધાર્મિક સામાજિક પ્રચારક ઉપરાંત, અથવા પ્રચારક હોવાથી જ, તેઓ જબરા વિવાદકાર પણ બન્યા છે.

રમણભાઈના લેખક તરીકેના જીવનમાં 'સુદર્શન' સાથેના એમના વિવાદો મહત્ત્વનો ભાગ ભજવે છે, એનું ગ્રંથપૂર મોટું છે, બંને પક્ષકારો સમર્થ હોઈ એ વિવાદો ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં કાયમનું સ્થાન પામ્યા છે. બીજા સામાન્ય વિવાદની જેમ તે હીનતામાં ઊતરી પડતા નથી. આવા લેખો સાહિત્ય ન હોય તોય એના સર્જકના સ્વભાવનું એક વિશિષ્ટ પાસું દર્શાવે છે, અને અર્વાચીન મહારાષ્ટ્રની તવારીખ આલેખનાર શ્રી. પાધ્યે અને ટિકેકર કહે છે તેમ, "...કયા વિષય પર શેને માટે વાદ જાગે છે અને એમાં તત્કાલીન કાર્યકર્તાનું પક્ષાભિમાન કેવી રીતે દૃષ્ટિએ પડે છે, તે જણાતાં તે સમાજની મનોવૃત્તિ સમજવામાં ઘણી મદદ મળે છે."[૧] આ સર્વ કારણે રમણભાઈના એ સ્વરૂપનો આ પ્રકરણમાં જુદો વિચાર કરીશું.

આપણે ત્યાં મનાયું છે કે રમણભાઈ અને મણિલાલ વચ્ચે ભારે વાદવિવાદ થયા, ને તે 'કુસુમમાલા' પરથી. આ માન્યતા 'ફર્ધર માઇલસ્ટોન્સ,' પૃ. ૧૩૮–૧૩૯ ઉપરથી પ્રચારમાં આવી લાગે છે. દી. બ. ઝવેરીએ ત્યાં આપેલું વિધાન ઘણાખરાએ સ્વીકારી લીધેલું છે. પણ એમાં ઘણી વિગતો એટલી ખોટી છે, કે બધી સાચી વિગતો અહીં આપવી આવશ્યક લાગે છે: ત્યાં લખ્યું છે તેમ મણિલાલે 'પ્રિયંવદા' અને 'સુદર્શન'માં માસાનુમાસ નહિ પણ 'પ્રિયંવદા'ના — એ બે પત્રો સમકાલીન હતાં જ નહિ — માત્ર ૧૮૮૮ના જાન્યુઆરીના અંકમાં 'કુસુમમાલા'નું અવલોકન પ્રસિદ્ધ કર્યું.

મણિલાલના એ અવલોકનની શરૂઆત આ રીતે થાય છે: "આ લઘુ કાવ્યગ્રંથ અવલોકન કરતાં અમને ઘણો હર્ષ થાય છે, અને આપણા ગુર્જર મંડળના 'ગ્રેજ્યુએટ'ના હાથથી રચાયેલો હોવાથી વિશેષ. શુભ આશાની પ્રેરણાથી સંતોષ ઉપજે છે."[૨]

---

૧. આજકાલચા મહારાષ્ટ્ર, પૃ. ૩૦૦.  ૨. સુ, પૃ. ૮૩૩.

આખું અવલોકન વાંચતાં જણાય છે કે તેમણે એ પુસ્તકને હાર્દિક આવકાર આપ્યો છે, ને એકથી વધુ સ્થળે એનાં વખાણ કર્યાં છે.[૩] પણ સુમેધાવન્ત હોવા છતાં મણિલાલને કેટલીક વાર અમુક વાક્યો પુખ્ત વિચાર અને અર્થની બરાબર તુલના કર્યાં વિના ગમે તેમ લખી નાખવાની ટેવ હતી, અને કંઈક "મિથ્યા દેશાભિમાન"ને લીધે એમનાથી કેટલીક વાર પશ્ચિમની કેટલીક વસ્તુઓ કે રિવાજો ઉપર વિના કારણે ટીકા થઈ જતી, યા જાણીબૂઝીને તેમ કરતા. આ અવલોકનમાં પણ તેમણે 'કુસુમમાલા'ને આવકાર આપતાં સાથે સાથે બીજા જ વાક્યમાં "છુટાં છુટાં કાવ્યકુસુમની માલા રચવામાં જે કારીગરી વપરાઈ છે તે હાલમાં સર્વને મોહ પમાડનાર પાશ્ચાત્ય રીતિની છે, છતાં સસાર છે, એ વિશેષ ચમત્કૃતિ!" એવો આક્ષેપ કર્યો. આ પછી તેમણે લખ્યું :

પાશ્ચાત્ય દેશમાં કુસુમનાં જાતિ ને રંગ અત્રે પણ ન જોવામાં આવે એવાં આકર્ષક ને ભભકદાર નીપજે છે, પણ તેમાં સુગંધ ક્વચિત જ હોય છે; એમ પાશ્ચાત્ય કાવ્યકુસુમો પણ પ્રાયશઃ રસરૂપ-સુગંધવર્જિત છતાં કોઇ નવીન રૂપરંગથી જ આકર્ષક હોય છે. આર્યસાહિત્યમાં કાવ્યનો આત્મા રસ ગણ્યો છે તેમ પાશ્ચાત્ય સાહિત્યમાં નથી એમ નહિ, પણ પાશ્ચાત્ય સાહિત્યમાં કેવળ રસ એ જ કાવ્યનું પ્રાણપ્રદ લક્ષણ એમ નિર્બંધ નથી. વિશ્વચમત્કૃતિનાં વર્ણન આર્યસાહિત્યમાં ઠામઠામ છે, પણ તેમને કાવ્યત્વમાં ખપાવનાર કોઈ રસાશ્રય કાવ્યના અંગમાં તે પડયાં હોય છે, તે છે. પાશ્ચાત્ય સાહિત્યમાં તેવાં કાવ્યને સ્વતંત્ર જ કાવ્યત્વ આરોપાયલું છે.[૨૪]

આ પછીની પંદર લીટીમાં અંગ્રેજી કવિતાનું સ્વરૂપ દર્શાવતાં મોટે ભાગે તેમણે એનું ઉદારહૃદયી ગુણદર્શન જ કરાવેલું છે, અને તેને અંતે લખ્યું છે: "આની ઉત્તમ પદ્ધતિનું કાંઈક દર્શન કરાવવાનો

૩. રમ.ને આ વાત સમજાઈ છે એમ "કવિતા"માં નહિ પણ દસ વર્ષ પછી લખાયેલા "હૃદયવીણાનું અવલોકન," કલા ૨, પૃ. ૧૬૧-૧૬૨ પરથી જણાય છે...

આ કુસુમમાલા પ્રયત્ન છે.' ખરી રીતે આ અવલોકન—એમણે 'કુસુમમાલા' 'વિરહ' આ એક જ લેખ લખ્યો છે, દી. બ. ઝવેરી લખે છે તેમ લેખમાલા નહિ—એ જાતની કવિતાની પ્રશંસા કરે છે, અને એકંદરે અંગ્રેજી કવિતાના પણ ગુણ જ દર્શાવે છે. આ અવલોકનની શરૂઆત પણ એ જ જાતની છે, અને એમાં દી. બ. ઝવેરી સૂચવે છે તેમ ખ્રિસ્તી ધર્મમત હોવાનું કોઈ સ્થળે કહ્યું નથી. પણ મણિલાલે બીજા અને ત્રીજા વાક્યમાં જે લખ્યું હતું તેનું નિમિત્ત લઈને 'જ્ઞાનસુધા'માં નહિ પણ 'બુદ્ધિપ્રકાશ'માં ટુકડે ટુકડે પ્રસિદ્ધ થયેલા પોતાના "કવિતા" નામના મહારેલા ભાષણમાં રમણભાઈએ લખ્યું:

અમે અગાડી કહી ગયા છીએ કે કવિતાનું સામાન્ય લક્ષણ સર્વ દેશમાં એક જ હોય અને તેની ઉત્પત્તિ એક જ રીતે થાય. તેથી રા. મણિલાલે 'પ્રિયંવદા'મા કરેલી "છુટા છુટા કાવ્યકુસુમની માલા......એ વિશેષ ચમત્કૃતિ" આ ટીકા તદ્દન અપ્રસ્તુત અને અયુક્ત છે. હાલમાં ભૂલ ભરેલે રસ્તે ચડેલા સ્વદેશાભિમાનનો જે વા વાય છે તેની આ અસર છે. રાગવ્યંજકકાવ્ય છુટા છુટા જ હોય એ અમે ઉપર બતાવ્યુ છે. સંસ્કૃત કવિતાસાહિત્યમા પ્રેરણાનુ મહત્ત્વ વિશેષ ચર્ચાયુ નથી તેથી તેમા છુટાં છુટા કાવ્યોની માલા ઘણી જ થોડી છે. માટે એ રચવામા વધારે કેળવાયેલી પાશ્ચાત્ય કારીગરી પર દોષદૃષ્ટિથી જોવું એ સ્વદેશાભિમાન કહેવાતુ હોય તો ભલે, પણ સાહિત્યના વિષયમા તો એ ઉપપત્તિવિરોધ કે અયોગ્યતા જ ગણાય [૪]

આગળ ચાલતાં 'ભામિનીવિલાસ' અને 'મેઘદૂત' અનુક્રમે છૂટા છૂટાં કાવ્યોનો સંગ્રહ અને ટૂંકા વૃત્તાંતનું નાનું કાવ્ય છે એમ જણાવી તેઓ કહે છે: "તેથી આ પાશ્ચાત્ય કવિતાનું વિશેષ લક્ષણ નથી પણ ઉત્તમોત્તમ કવિતાનું અવશ્ય વિશેષ લક્ષણ છે. 'પાશ્ચાત્ય કુસુમો પ્રાયશઃ રસરૂપગંધવર્જિત છે' આ વાક્ય રા. મણિલાલનું પાશ્ચાત્ય કવિતાનું જ્ઞાન કેટલું છે તે બતાવી આપે છે.

[૪] કવિતા ૮, પૃ. ૨૮.

આથી ઉપર બતાવેલી એમની ભૂલનું કાંઈ કારણ મળે છે ખરૂં... ' પાશ્ચાત્ય કવિતામાં કેવળ રસ એ જ કાવ્યનું પ્રાણપ્રદ લક્ષણ એમ નિર્બંધ નથી. ' આ સ્વેચ્છાથી સ્વીકારેલું અજ્ઞાન પણ ઉપરનાં જ કારણો '[ અજ્ઞાન; નિષ્કારણ ઈર્ષ્યા ] નું ફલ છે." આમ કહીને તેમણે જણાવ્યું છે કે મિલ્ટન, લી હંટ ને જગન્નાથ ત્રણે રસમયી કવિતા ઉપર ભાર મૂકે છે. તે પછી તેઓ લખે છે: "રા. મણિલાલે કુસુમમાલામાં સર્વ વર્ણનાત્મક કાવ્ય છે એમ જે દોષનો આરોપ મૂક્યો છે તે તદ્દન ગેરવાજબી છે."[૫]

આખો " કવિતા " નિબંધ એકસઠ પાનાંનો છે. એમાં લગભગ સાત પાનાં ' કુસુમમાલા ' ના વિવરણનાં છે, ને તેમાંના દોઢેકમાં જ મણિલાલના વિચારની ઉપર પ્રમાણે ભૂલ દર્શાવેલી છે.

મણિલાલ જેવા પ્રસિદ્ધ લેખકના ને એકંદરે પ્રશંસાત્મક અવલોકનનું ખંડન કરવા રમણભાઈ કઈ વૃત્તિથી પ્રેરાયા હશે? રમણભાઈનાં વાક્યોમાં સ્પષ્ટવક્તૃત્વ કે કંઈક પરુષતા હોય તોપણ તેમની આ પ્રવૃત્તિ સાધારણ રીતે મનાય છે તેમ મણિલાલ પ્રત્યે દ્વેષ કે ઈર્ષ્યા યા નરસિંહરાવ પ્રત્યેના પક્ષપાતથી નથી થઈ. પશ્ચિમની પરંપરા વગેરે પ્રત્યે સારો આદર; પ્રેરણાથી જન્મેલાં ' ગોલ્ડન ટ્રેઝરી ' જેવાં રસધ્વનિ કાવ્ય એ જ શ્રેષ્ઠ ને સાચાં કાવ્યો એવું શિક્ષણ ને અનુભૂતિ તાજાં જ પ્રાપ્ત કરેલાં, ને નરસિંહરાવની કવિતામાં એનું ઉત્તમ ઉદાહરણ જડેલું; વીસની જ ઉમર એટલે જે ઠીક લાગે તે તડ ને ફડ કહેવાની વૃત્તિ, ને વારસામાં મળેલો નીડર સ્વભાવ; પોતે જે માને છે એ સાચું જ છે એવી યુવકસુલભ દૃઢ પ્રતીતિ; આ કારણો ભેગાં મળતાં એમણે મણિલાલ જેવા જાણીતા લેખકની પણ જે ભૂલ જણાઈ તે સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી. એ જ નિબંધમાં સવાબે પાનાં ભરી તેમણે ' કાંતા 'નાં અહોભાવી વખાણ પણ કરેલાં છે. મણિલાલની ઈર્ષ્યા હોત તો તેઓ આ વખાણ ન જ કરત.

૫. કસા ૧, પૃ. ૨૯.

મણિલાલ અને રમણભાઈની આ નાનકડી ચર્ચાચર્ચી ગતાનુ-ગતિકતા—મૂળ સાધન સુધી ન જવાની વૃત્તિ—ગુજરાતી સાહિત્ય-ક્ષેત્રમા કેટલી વ્યાપક છે તેનું ઠીક ઉદાહરણ પૂરું પાડે છે. પ્રો. બ. ક. ઠાકોર મણિલાલની 'કુસુમમાળા' ની ટીકાનો બચાવ કરે છે, પણ મણિલાલે મુખ્યત્વે વખાણ જ કર્યાં છે, એમ એ પણ નોંધતા નથી. મણિલાલ સાથે બહુ નિકટ સબંધવાળા આનદશંકર પણ લખે છે, "'કુસુમમાળા'ના કુસુમો એમને નિર્ગંધ વિલાયતી ફૂલ લાગ્યા."[1] "કવિતા" લખાયુ ત્યારે રમણભાઈની ઉમર માત્ર વીસની હતી એનો પણ કોઇને ખ્યાલ નથી આવ્યો એમ લાગે છે કે એક પચ્ચીસી પહેલાનો ઇતિહાસ આલેખતા દી. બ. ઝવેરીથી 'કુસુમમાલા' અને 'હૃદયવીણા' અગેની આ બને સાક્ષરોની કલમબાજી ભેળવાઈ ગઈ છે, કારણ 'હૃદયવીણા' પર ખ્રિસ્તી ધર્મનો આરોપ હતો, એનુ વિવેચન 'સુદર્શન'મા છપાયુ હતુ, ને એ અવલોકનનું રમણભાઇનુ વિવેચન અનેક હપ્તાઓ સુધી 'જ્ઞાનસુધા'મા ચાલ્યુ હતુ પાશ્ચાત્ય કુસુમો ગધરહિત ન હોવાનું પણ રમણભાઈએ "કવિતા"મા નહિ પણ એમા જ કહ્યુ હતુ.

વિશ્વનાથ વૈદ્યે '૯૦ મા' સરસ્વતીચદ્રનું અવલોકન' એ નામનુ એક નાનુ પુસ્તક લખી એના પર મણિલાલ પાસે પ્રવેશક લખાવ્યો. એ "ઉપોદ્ઘાત" મા મણિલાલે લખ્યુ "એ પ્રસગનો લાભ લઈ મારા મનમા જે વિચાર અવલોકન સબધે કાઇક રમી રહ્યા છે તે જ પ્રદર્શિત કરવા ઉચિત ધારું છુ" એમનો આ નિબધ સારો છે, પણ જરા ઉતાવળા અનુમાનો કરવાની ને ઝડપી નિર્ણયો નિશ્ચિત રૂપે લખી નાખવાની એમની ટેવને લીધે તેમા પણ કેટલાક અત્યુક્તિ-ભરેલા વિધાનો થઈ ગયા છે. એમના લેખનો સારાશ એ છે કે—

ટીકા એટલે નિંદા એ અર્થ પ્રચલિત થયો છે તે ખોટો છે. આવો લોકભ્રમ અયોગ્ય ટીકાકારોના આચરણથી પેદા થયો છે નિંદાને

---

1. પરિષદ-પ્રમુખોના ભાષણો, પૃ. ૩૮૨

બદલે સાચો મતભેદ દર્શાવ્યો હોય તો ખોટું નથી. મતાંતર સહન કરવું એ ઉદાર બુદ્ધિનું ફલ યા લક્ષણ છે. 'ટીકા' શબ્દ પ્રાચીન સમયમાં વિવરણ કે વિવેચન માટે વપરાતો. હાલ પાશ્ચાત્ય રીત પ્રમાણે જે ગ્રંથ-વિવેચનો થાય છે તેને ટીકા નામ યોગ્ય નથી. એને અંગ્રેજીમાં 'રિવ્યૂ' કહે છે, અને તેનો ધાત્વર્થ 'પુનરવલોકન' છે. ટીકામાં જે હોય તેનું જ સ્ફોટન થાય છે, અવલોકનમાં તે ઉપરાંત તે વિષયનું સાંગસ્ફોટન નિરૂપાય છે. દોષ કાઢવા બેસવું એ અવલોકન નથી. સ્ફોટનમાં અવલોકનકારના નવીન વિચારો ન આવે પણ મૂળ લેખકના મતને નવીન સ્વરૂપે વધુ સુસ્પષ્ટ કરીને મૂકવામાં આવ્યા હોય. વળી અવલોકન સમગ્ર ચિત્રનું થવું જોઈએ, તેની રેખારેખાનું નહિ. [ભાવ મણિલાલનો; શબ્દો મારા ].

આમ મણિલાલે આખા નિબંધમાં એક નવું દૃષ્ટિબિંદુ રજૂ કરવા પ્રયત્ન કર્યો છે. તે એ કે સમકાલીનો જે અવલોકન કરી રહ્યા છે તેમાં ટીકા એટલે કે દોષદર્શન પ્રધાન હોય છે, અને વિવેચકનું જે મુખ્ય કાર્ય, પુસ્તકને સાચા સ્વરૂપમાં વાચક સમક્ષ રજૂ કરવાનું, તે તેઓ કરતા નથી. વિવેચન કરતાં એમણે આ વસ્તુને પ્રાધાન્ય આપવું જોઈએ. આ કથયિતવ્યને ભારપૂર્વક મૂકવા માટે મણિલાલે કેટલીક અત્યુક્તિ કરી છે, જે નિર્વાહ કરી લેવાય એવી છે. પણ રમણભાઈએ એમના એકેએક વિધાનની સ્વતંત્ર સૂક્ષ્મ અને સખ્ત પરીક્ષા કરેલી છે. મણિલાલના બધા મહત્ત્વના લેખો બારીકાઈથી વાંચનારા રમણભાઈના વાંચવામાં એ લેખ આવ્યો. તેમણે પોતાની નોંધપોથીમાં અંગ્રેજીમાં લખ્યું : ૨૯-૭-૯૦

મણિલાલ ન. દ્વિવેદી. ખોટા પાયાથી શરૂઆત કરે છે. પદ્ધતિ ખોટી. નારીપ્રતિષ્ઠા—અદ્વૈતવાદ માની શકાય તેવો છે એટલા ખાતર એને ગૃહીત કરી લે. મત આપવાની પદ્ધતિ કદી પાયથેગોરાસના આંકડાના સિદ્ધાંતનું ફલ હોઈ શકે ? ધારજભરી સંપૂર્ણ વિચારણાને ભોગે સંપૂર્ણતા અને સર્વ-ગ્રાહિતાનો આભાસ. જુઓ 'નારી પ્રતિષ્ઠા', 'અવલોકન' ['સરસ્વતીચંદ્રનું અવલોકન'નો ઉપોદ્ઘાત] અને બીજી બધી કૃતિઓ.

આ પછીને પાને અંગ્રેજીમાં લખ્યું છે :

મણિલાલના વિવેચન વિશેના વિચારો. વિચિત્ર ને મૂર્ખતા ભર્યા. બધાં

પુસ્તકો હંમેશાં સારાં જ હોય ને વિવેચકો હમેશ પૂર્વગ્રહદૂષિત કે ઈર્ષ્યાળુ જ હોય ? વિવેચકે વિવેચન માટે માત્ર સારા ગ્રંથો જ પસંદ કરવા ? ૨-૮-૯૦.

ક્રિટિક—ન્યાયાધીશ, લવાદ (ગ્રીક ક્રિનો—ન્યાય કરવો). એનો અર્થ મણિલાલ કરવા માગે છે તેમ વકીલ નથી. ૩-૮-૯૦

આ પછી બે મહિના રહીને 'બુદ્ધિપ્રકાશ' માં "સરસ્વતીચંદ્રનું અવલોકન" એ મથાળે રમણભાઈએ એ પુસ્તક અને એના ઉપોદ્‌ઘાતની આલોચના શરૂ કરી અને તેમાં નોંધપોથીનાં બીજોનો પણ ઉપયોગ કર્યો. એમાંથી એક લાંબું અવતરણ લઈશું, જેથી એમની કડક ભાષા અને મણિલાલના કર્યાં સ્વભાવલક્ષણ અને નિરૂપણ-પદ્ધતિ સામે એમનો ચાલુ વિરોધ છે તે જોઈ શકાશે :

ગંભીર વિચારના પરિણામ તરીકે જે વિચાર પ્રસિદ્ધ કરવામાં આવે તે અસમગ્રદર્શી, સ્વમતાભિમાની, અને વિવેકરહિત હોય એ ઘણું નિરાશાજનક અને શોચનીય છે રા. મણિલાલના સર્વ વિષયનિરૂપણમાં આ સૂત્ર જોતા આવીએ છીએ કે તે એકાદ પક્ષ—તે માનવો એ સારું લાગે છે એ જ કારણસર—સ્વીકારી તે પર સર્વ વિચારઘટના બાંધે છે આ દોષ મૂલક્ષતિકારી છે. વિમર્શન વિના સ્વીકારેલો મૂળ પક્ષ પછીના સર્વ અન્વેષણને નિરર્થક કરે છે. સમગ્ર વિષય ઉપરના ગ્રંથકારના સર્વ વિચાર સંબદ્ધ હોય છે, અને સ્પષ્ટતાથી તેમને પ્રસિદ્ધ કરી વાચક આગળ મૂકનાર જ્યાં ખામી હોય ત્યાં તે સમજે નહિં તો તેનું અજ્ઞાન અને બતાવે નહિં તો વચન ..રા મણિલાલના સાહિત્યશાસ્ત્રના પ્રયાસને નિરર્થક કરનાર અને અવલોકનના તત્ત્વને ઉંધું વાળનાર આ તરગતુ કારણ એ જડે છે કે એક તો, અવલોકનકારને યોગ્ય ઠેકાણે પણ દોષ કાઢનો જોઈ દોષ કાઢવો એ જ અવલોકનનો હેતુ છે એમ અજ્ઞાન લોક સમજે એ ચિંતાએ દોષ કાઢવો એ અપરાધ છે એવી ભ્રાન્તિ ઉત્પન્ન કરી છે; બીજું, સંપૂર્ણતાભાસના લોભથી વિવેચન કરનારના સંપ્રદાય પ્રમાણે પ્રસ્તુત વિષય માટેના સંકેતિત શબ્દની વ્યુત્પત્તિથી આરંભ કરતા બાકીની સ્થિતિ ચિત્તમાં આવી શકી નથી...રા. મણિલાલ કહે છે, "અવલોકનનો હેતુ તો માત્ર એટલો જ છે કે પ્રકૃત વિષય જેવો આલેખાયો હોય તેવો સ્પષ્ટ કરતાં તેના

૧૮૮૪ માં સ્વ. મલબારીએ 'બાળલગ્ન' અને 'બલાત્કારનું વૈધવ્ય' નામની પુસ્તિકાઓ બહાર પાડી તે હિંદી સરકાર અને પાર્લામેન્ટ પર વિચારણા અને અમલ માટે મોકલી. '૮૫-'૮૬ માં સરકારે પ્રાંતિક સરકારો મારફત મોટા અધિકારીઓ અને ખાનગી માણસોના એ બાબતો પર અભિપ્રાય મંગાવ્યા. બહુમતી એ બે દૂષણો અટકાવવા માટે કાયદા કરવાની વિરુદ્ધ પડી. ૧૮૮૯ માં દયારામ ગિદુમલે કાયદામાં સંમતિવય પતિ માટે બારનું કરવું એવી માગણી કરતું એક અંગ્રેજી ચોપાનિયું બહાર પાડ્યું. ટિળકે એક નાનું પુસ્તક લખી એનો વિરોધ કર્યો. ૧૮૯૦ માં મલબારી વિલાયત ગયા અને સ્ત્રીની ઉન્નતિ માટે ત્યાંથી પ્રયત્નો કરવા મંડ્યા. એ જ સાલના ઑગસ્ટમાં બંગાળમાં હરિમોહન મૈતી નામના એક બીજવરે પોતાની અગિયાર વર્ષની બાળપત્ની ફૂલમણિ દાસી સાથે સમાગમ કર્યો, અને એના આઘાતથી તે મરણ પામી. કાયદો દસ વર્ષની પત્નીને સહવાસક્ષમ ગણતો હોવાથી આ અનાચાર બન્યો. સંમતિવય વધારવાના મલબારીના પ્રયત્નોને આથી ઉત્તેજન મળ્યું ને ૧૮૯૧મા સર સ્કોબલે એ વય દસને બદલે બારનું કરવાનો ખરડો વાઇસરોયની કાઉન્સિલમાં રજૂ કર્યો. આ ખરડાને ન્યાયમૂર્તિ રાનડે, ન્યાયમૂર્તિ તેલંગ, અને ભાંડારકર જેવા બીજા સુધારકોએ ટેકો આપ્યો, તો બીજે પક્ષે એ સામે અનેક બાજુએથી વિરોધ ઊઠ્યો. ટિળકે કહ્યું કે આપણા સામાજિક રિવાજ પારકી સરકાર બદલે એ ન ચાલે. બીજાઓએ કહ્યું કે હિંદ ગરમ દેશ છે, એમા છોકરીઓ બહુ વહેલી રજસ્વલા થાય છે. જો બાર વરસ પહેલા છોકરી રજસ્વલા થાય તો એ તે વય પહેલા એના પતિ સાથે રહે એમા શો વાંધો છે? વળી, પતિને એના સમાગમની ના કહેવી એ એના હક પર તરાપ મારવા જેવું અને ધર્મની આજ્ઞા વિરુદ્ધનું છે. દેશભરના સુધારક અને સનાતની નેતાઓ ને પત્રોએ આ વિશે પોતાના મંતવ્યોનો જોર-શોરથી પ્રચાર કરવા માંડ્યો. દલીલો ઉપરાંત બંને પક્ષે એકબીજા

સામે—રૂઢિચુસ્તોએ ખાસ—મશ્કરી, ઉપહાસ, નિર્ભર્ત્સના અને અશ્લીલ ભાષાનાં શસ્ત્ર ઉગામ્યાં. મણિલાલે 'સુદર્શન'માં સંમતિવય દસનું બરાબર છે, બારનું ન હોવું જોઈએ એવો પક્ષ ભારપૂર્વક માંડ્યો. 'જ્ઞાનસુધા'એ આવેગપૂર્વક એ પક્ષનો વિરોધ કર્યો. 'બુદ્ધિપ્રકાશ'માંની બે ચર્ચા આપણે જોઈ. પણ 'જ્ઞાનસુધા' પૂરતી રમણભાઈ અને મણિલાલના વિવાદની શરૂઆત આ પ્રશ્નથી થઈ.

રૂખમાબાઈ મુકદ્દમા અંગે મણિલાલના "લગ્નવિધિ વિચાર" અને "દાદાજી વિ. રકમાંબાઈ" એ બે લેખ ઉપલબ્ધ છે, પણ 'જ્ઞાનસુધા'એ આ વાદ અંગે કોઈ લેખ લખ્યા હોય તોય તે વિશે કાંઈ માહિતી ઉપલબ્ધ નથી. સ્ત્રીની સ્થિતિની સુધારણા અને સંમતિ-વય વિશેનો એમનો વાદ કેવો તેજીલો અને રસિક હતો તેનો ખ્યાલ આવે, રમણભાઈ મણિલાલના વૈમનસ્યની ભૂમિકા સહેજ વધુ સ્પષ્ટ થાય, અને એ વિવાદનો ઇતિહાસ જળવાઈ રહે, તે માટે એમના વિવાદની બધી ઉપલબ્ધ સામગ્રી જોઈ જઈશું. પાક્ષિક 'જ્ઞાનસુધા' મળતું ન હોવાથી આ માટે મણિલાલના લેખો અને અવતરણોનો વિશેષ ઉપયોગ કરવો પડશે.

આ વાદમાં મણિલાલે પહેલો લેખ "લગ્ન વિષે કાયદો" '૮૬ના ઑક્ટોબર-નવેંબરમાં લખ્યો. મણિલાલ રક્ષકમતના પક્ષકાર હતા જ, પણ આ લેખથી રક્ષકમતના લડવૈયા તરીકેની એમની કાર-કિર્દીની શરૂઆત થઈ. એ વિશેનો એમનો બીજો લેખ "પીનલકોડનો સુધારો" મે '૮૯ ના 'પ્રિયંવદા' માં છપાયો. આ લેખ દયારામ ગિદુમલના ચોપાનિયા વિશે લાગે છે. ત્રીજો લેખ, ઑક્ટોબરમાં 'સુદર્શન' માં પ્રસિદ્ધ થયેલો "મી. મલબારીનો છેલ્લો પ્રયત્ન," સ્વ. મલબારીએ સ્ત્રીની ઉન્નતિ વગેરે માટે જે પ્રયત્નો કરવા માંડેલા તેની સામે છે. એમાં તેમણે સંમતિવય ચોદનું અથવા તેથી વધુ હોવું જોઇએ અને બાળક ઉમરમાં પરણેલાંઓને ઉમર લાયક થયા પછી માબાપે કરેલાં લગ્ન ફરી તપાસી યોગ્ય લાગે તો તે રદ

કરવાની છૂટ આપવી જોઇએ એ મલબારીની માગણીઓ વિરુદ્ધ કલમ ચલાવી છે. મલબારીના બીજા મુદ્દા વિરુદ્ધ એમણે લેખની ઉપાન્ત્ય કંડિકામાં જે કહ્યું છે તેમાં કેટલુંક વિચારવા જેવું તો છે જ.

મંમતિવયનો વાદ આમ જોર પકડતો હતો ત્યાં એક બીજો બનાવ બન્યો, જેને લીધે 'જ્ઞાનસુધા'–'સુદર્શન' ની ચર્ચાચર્ચીમાં સમાજ સાથે કેળવણી અને ધર્મ પણ ઉમેરાયાં. અમદાવાદની ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં એક પ્રીતિભોજન પ્રસંગે વિદેશી લેડી સુપ્રિન્ટેન્ડન્ટ જમતી બાળાઓને અડકી, પરિણામે તેમણે ખાધું નહિ, આથી કે બીજા કોઈ કારણસર તેમને ત્રણેક કલાક ગોંધી રાખવામાં આવી એવો ચોંકાવનારો અહેવાલ ત્યારનાં વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયો. આ અહેવાલ પરથી મણિલાલે એ જ અંકમાં "સ્ત્રી કેળવણીની દશા" નામનો લેખ લખી ચિંતા વ્યક્ત કરી. પરિસ્થિતિની વિષમતા દર્શાવતાં તેમણે એમ પણ લખ્યું કે "આપણા ગુજરાતી ટ્રાન્સલેટર પોતાના તરફના [ પાઠ્ય ]પુસ્તકોમા ધીમે ધીમે મપ્રદાય, શાસ્ત્ર, પંથ સર્વની નિંદા કરી ક્રીશ્ચીઆનીટીનું સહજમા મળે ઉતરે તેવુ રૂપાંતર પ્રાર્થનાસમાજ તેનો પગપેસારો કરાવતા જાય છે."[૮] એ જ અંકમાના "શિક્ષણવિચાર" નામના લેખમાં તેમણે લખ્યું :

.. પ્રાચીન શિક્ષણપદ્ધતિ કેવી હશે એમ કોઈ પૂછશે, અને નવા વહીવટમા પરેલા "ગુજરાત શાલાપત્ર" ના એકાદ બે અંકોને વિષે જે કેવલ અજ્ઞાન ભરેલુ અને અવળું લખાણ આવ્યું હતુ, તે ઉપરથી દોરવાઈ કોઇને એ શંકા હજી પણ અધિક બળથી ઉઠતી થશે...

દેશની ઉતરતા દરજ્જાની[૯] નીશાળોમા . જે પુસ્તકો ચાલે છે તે એવા પ્રકારના છે કે તેમા સસારવ્યવહાર સબધી કાંઇ પણ ફીકામા આવતુ નથી, ધર્મ બાબત જરા પણ વિવેક સમજાતો નથી જાણે કે એ પુસ્તકો ભણનારને નીશાળમાથી નીકળીને કોઇ સંન્યાસીના મઠમા દાખલ થવાનુ હોય, કે તુરત જ મરી જવાનુ હોય ને તેથી બીજી કશી કર્તવ્યતા બાકી ન રહેતી હોય...બિચારા બાલકો . અમુક રાણીને લીધે અમુક થયુ એમ

૮. સુ, પૃ ૪૪૫. ૯ નીચલા વર્ગો

જેમ તેમ યાદ રાખે છે, પણ ક્વચિત જ સમજી શકે છે કે સ્ત્રી-પુરુષનો સંબંધ શું છે, કેવો છે, ને કેમ ચાલવો આવશ્યક છે, તથા ખરા સ્ત્રીપુરુષના ઉત્તમ ગુણ શાને કહેવાય છે. ધર્મ વિષે પણ એવું જ છે... તેમના આગળ કોઈ "પરમેશ્વર" એવા પ્રાણીનું કે પથ્થરનું નામ દેવામાં આવે છે ખરૂં, પણ તેમના સમજવામાં તો એટલું જ આવે છે કે માણસે જેમ બને તેમ સર્વ ધર્મની નિંદા કરવી, કશું પાળવું નહિ, બહુમાં બહુ કરવાની ઇચ્છા હોય તો પ્રાર્થનાસમાજમાં જઇ પરમેશ્વરની સ્તુતિ ગાવી...

પ્રેમ ! એ શબ્દથી આપણા અગ્રણીઓ અગ્નડાશે !...પણ એ હૃદય-તત્ત્વને અતિ ઉચ્ચ રૂપે પ્રફુલ્લ કરવામાં જ શિક્ષણનું ઉત્તમ કર્મ સમાય છે.૧૦

આ બે લેખોમાં પ્રાચીન સમયની કેળવણીની સ્થિતિનું અજ્ઞાન, પાઠ્યપુસ્તકોમાં પ્રાચીન અને પ્રાચીન ધર્મના ખંડનપૂર્વક પ્રાર્થના-સમાજનો પ્રચાર, અને પ્રેમ શબ્દ ને ભાવના પ્રત્યે સૂગ—આ સર્વ આક્ષેપો મહીપતરામ સામે છે, કારણ તે વખતે નવલરામ હયાત ન હોવાથી 'શાળાપત્ર' પાછું મહીપતરામના હાથમાં આવ્યું હતું. સનાતની હિંદુધર્મમત પ્રત્યે ઉપેક્ષા તથા પ્રાર્થનાસમાજી માન્યતાનું સ્પષ્ટ પ્રતિબિંબ એમના 'વનરાજ ચાવડો' અને સૌમ્યતર સ્વરૂપે 'સધરા જેસંઘ'માં મળે છે, જેમાં 'વનરાજ ચાવડો' પાઠ્યપુસ્તક હતું; અને નરસિંહરાવ નોંધે છે તેમ મહીપતરામ "સરકારી બુક કમિટીના સેક્રેટરી તરીકેની લાંબી કારકિર્દીમાં...અનીતિમય પુસ્તકાદિ સામે ચાલુ વાંધા દર્શાવતાં બહુ વાર અતિ શુદ્ધિના દાસ થઈ જઇને બીજે છેડે જતા હતા. લોકોમાં માન્યતા હેવી હતી કે 'પ્રેમ' શબ્દથી એઓ ભડકતા હતા. અને એ શબ્દ આવ્યો તો તે પુસ્તક નામંજૂર કરતા હતા. આ વાત જો કે સર્વાંશે સત્ય નહોતી તથાપિ મૂળ પાયે ખોટી નહોતી."૧૧

---

૧૦. સુ. પૃ. ૪૪૨–૪૪૫. વળી જુઓ પૃ. ૪૩૪. (ઑગસ્ટ, '૮૫) આ છેલ્લામાં 'સરકારી કાવ્યદોહન'ના સંપાદકની સૌમ્ય ભાષામાં પણ સચોટ ને સાચી ટીકા કરેલી છે; ને એ સંગ્રહના સંપાદક મહીપતરામ જ હતા. ૧૧. સ્મ, પૃ. ૪૨.

લેડી વિદ્યાબહેન કહે છે કે મહીપતરામ પરના આ આરોપનો તેમણે પોતે કાંઈ જવાબ ન આપ્યો—'સુદર્શન' સાથેની ચર્ચામાં એ નહોતા ઊતર્યા—કે રમણભાઈના મણિલાલ ઉપરના પ્રહારોમાં એ વસ્તુ કારણભૂત નહોતી બની. આમ છતાં એ સમયે બંને પત્રો વચ્ચેના વાદમાં આ આક્ષેપોથી કંઈક તેજી આવી હોય તો નવાઈ નહિ. ઉપલબ્ધ પુરાવા પ્રમાણે તો 'સુદર્શન'ના આ અંક પછી જ 'જ્ઞાનસુધા' અને એની વચ્ચેની પ્રસિદ્ધ પટાબાજી શરૂ થઈ અથવા એટલી ઉત્કટ બની; જો કે એનું કારણ મહીપતરામ કરતાં વધુ સંમતિવય અને પ્રાર્થનાસમાજ ખ્રિસ્તી જેવો હોવાનો 'સુદર્શને' કરેલો આક્ષેપ હોય. 'સુદર્શન'ના એ અંકમાંના સંમતિવય અંગેના "મી. મલબારીનો છેલ્લો પ્રયત્ન" નો રદિયો તરત જ નરસિંહરાવે 'જ્ઞાનસુધા'માં એ જ મથાળે આપ્યો, અને એ છૂટી પુસ્તિકારૂપે પ્રસિદ્ધ કરી જનતામાં વહેંચ્યો. ઘણે ભાગે એ ઉપલબ્ધ નથી.

"ક્રીશ્ચીઆનીટીનું સહજમાં ગળે ઉતરે એવું સ્વરૂપ પ્રાર્થનાસમાજ" છે એ મણિલાલના પ્રાસંગિક આરોપનો પણ 'જ્ઞાનસુધા'માં રદિયો આપવામાં આવ્યો.[૧૨] આમાંની એક કંડિકા આપણે પ્રકરણ સાતમાં જોઈ છે. નવેંબરના 'સુદર્શન'માં મણિલાલે "સામાજિક સુધારણા" નામના લેખમાં 'જ્ઞાનસુધા'ના વિધાનોનું ખંડન કરતાં જે કહ્યું છે તે પરથી 'જ્ઞાનસુધા'એ 'સુદર્શન'ને કેવો રદિયો આપ્યો હશે તેનો કંઈક ખ્યાલ આવે છે:

પોતાના સિદ્ધાંતો ઉપર આસ્થ અને વિપક્ષમતનું યથાશક્તિ પર્યાલોચન, એ બે વાત પણ લેખમાં સિદ્ધ જણાતી હોય તો પછી તેના અભિપ્રાય ગમે તેવા હોય, તેના નિર્ણય કોઈને ન ગમે તેવા હોય, તો તેટલા જ માટે તેને બાલકબુદ્ધિ, નિંદાપરાયણવૃત્તિ, દોષદર્શનની ટેવ, ને ઉપરાંત આત્માભિમાન, એ દોષ ચઢાવવા યોગ્ય નથી...ધર્મસંસાર સંબંધી અમારા લેખોમાં જ્ઞાનસુધાને અભિમાન અને દોષદૃષ્ટિ એ બે જ જણાય છે એ શોચનીય છે. યુક્તિવિરુદ્ધ, સાભ્યતાહીન, ને દેશાભિમાનનો

૧૨. ઘસ ૧, પૃ. ૩૯.

વૃથા આડંબર, એવું જ અમારૂં બધું એ વિષય કહેવાનું તેને જણાયું છે.

યુક્તિ, સત્ય, દેશાભિમાન બધાં સારે ભાગ્યે એક જ જણને વરી બેઠેલાં નથી એટલું ઠીક છે. એટલે સર્વસંપન્ન જ્ઞાનસુધાને સમજાવવા માટે નહિ, તોપણ અમારા બચાવ માટે બે બોલ બોલવાનો અવકાશ છે....મનુસ્મૃતિમાં ઋતુકાલ પછી લગ્ન કરવાની પરવાનગી જ્ઞાનસુધાને જડી છે તે ક્યાં છે? વળી ઉપનિષદનો આધાર બતાવી છત્રીશ શ્લોદર્શન પછી સ્ત્રીને પરણવાનું કહે છે તે પણ વિધિ છે કે વિકલ્પ છે? વૈકલ્પિક બ્રહ્મચર્ય તો મરણપર્યંત પણ પળાય છે.

બીજી વાત જ્ઞાનસુધાને નાપસંદ પડી છે તે એ છે કે સ્ત્રીકેળવણીની બાબતમાં અમારા વિચાર જુદા પ્રકારના છે...હાલની કેળવણીથી સ્ત્રીત્વ નાશ નથી પામતું તે બતાવવાને તેઓ મીસીસ ફોસેટના વિચાર ટાંકે છે તો તેની સામે નારીપ્રતિષ્ઠામાં હાલની કેળવણીથી સ્ત્રીત્વ નાશ પામે છે એ મતલબના જે વિચાર અમે ટાંકી બતાવ્યા છે તે ઉપરાંત અમેરિકાના પ્રોફેસર કોપનો વિચાર છે તે પણ ઉમેરીએ છીએ...એક જ દેશના એક જ પ્રકારના સમર્થ વિદ્વાનોમાં એ બાબતમાં બે મત છે ને તેમાંનો એક મત ગ્રહણ કરવાની અમે જરૂર વિચારી તેમાં જ્ઞાનસુધાને શું માઠું લાગી ગયું? ફક્ત નિંદા નિંદા એમ બૂમ પાડી માટે વાત પતી જતી નથી...તેઓ...નારીપ્રતિષ્ઠામાં જે સ્ત્રીઉપયોગી વિષયો ગણાવેલા છે તે ઉતારીને કહે છે કે "જે કેળવણીની રા. મણિલાલ નિંદા કરે છે તે જ એમના વિચાર પ્રમાણે જરૂરની છે." હજી પણ અમે કહીએ છીએ કે નારીપ્રતિષ્ઠામાં બતાવેલી કેળવણી પૂરેપૂરી જરૂરની છે, પણ તે લેખમાં બતાવેલી કેળવણી તે જ, તમે જે કેળવણી સ્ત્રીઓને હાલ આપો છો તે છે એમ શું તમે કહેવા માગો છો?...

અમને તો એમ જ લાગે છે કે આ બધો શ્રમ જ્ઞાનસુધાએ માત્ર પ્રાર્થનાસમાજ અને ગુજરાતી ટ્રાન્સલેટર બેના રક્ષણાર્થે જ ઉઠાવ્યો છે... અમે જે લખ્યું છે તેનાં અમારી પાસે કારણો છે. સંપ્રદાયશાસ્ત્ર પંથાદિની નિંદાનાં ઉદાહરણ અને પ્રાર્થનાસમાજ જેવા ઉપદેશનાં ઉદાહરણ સરકારી ખાતામાં ચાલતા વનરાજ ચાવડામાં જોયા પછી જ અમે આ બધું લખેલું છે...એટલાથી જ્ઞાનસુધાને સંતોષ ન હોય તો બુક-કમીટીમાં જે ધોરણે કામ ચાલે છે તે ઉપર લક્ષ લગાડી જોવું...તમે પોતે જે સત્ય શોધો છો તેને અમે પણ શોધીએ છીએ...

પ્રાર્થનાસમાજ ક્રીશ્ચીઆનીટીને મળતી છે કે નહિં એ બાબત જ્ઞાનસુધા કાંઇક સંબાણથી લખે છે; પણ તેણે જે તફાવતો બતાવ્યા છે તે તો ઉપર ઉપરના પુરાણ જેવા ભાગને લગતા છે. અમારે કહેવાની મતલબ મૂળ સિદ્ધાન્તો વિષે છે. તટસ્થ કર્તા ઈશ્વર, જીવ, અને જગત, અને તે ઈશ્વરનું નિરાકારત્વ એ સિદ્ધાન્તો જેવા જ સિદ્ધાન્ત ક્રિશ્ચીઅન ધર્મમાં છે અને તે ધર્મનો મૂળપ્રકાર પણ પ્રાર્થનાસમાજ જેવો જ છે. એ બાબત અધિક વિવેચન "સિદ્ધાન્તસાર"ના દશમા પ્રકરણમાં છે, તે જોઈને વિશેષ વિચાર કરશો જ્ઞાનસુધાને ઠીક પડશે

અમે પોતે તો નિરંતર જે ખરૂ જણાય તેને ગ્રહવા ખુલ્લે હૃદયે તૈયાર જ છીએ.[૧૩]

એ જ અંકથી મણિલાલે "પૂર્વ અને પશ્ચિમ" નામનો એક લાંબો લેખ શરૂ કર્યો. એના પહેલા જ હપ્તામાં તેમણે પુનરુચ્ચારણ કર્યું કે,

ગુજરાત શાલાપત્રમા હાલના તંત્રીએ કે કોઈએ એમ લખ્યું હતુ કે શિક્ષણપદ્ધતિની આપણા પ્રાચીન આર્યોને ખબર જ ન હતી. તેના આધારમા એટલુ જ બતાવવામા આવ્યુ હતુ કે તે સમયે નિશાળો, હાલ આપણે જે જંગલી ગામડી નિશાળો જોઈએ છીએ તેવી હતી...... લખનારને આપણી પ્રાચીન શિક્ષણપદ્ધતિની રીતિનુ કે હાલની શિક્ષણપદ્ધતિમાની ખામીનું જ્ઞાન જ જણાતુ નથી ..એક આપણા જાણીતા અને પ્રખ્યાત ગૃહસ્થ લોકો કાઇક વિદ્વદ્વર્ગમા પણ ખપે છે ને અનેક બાબત ઉપર અભિપ્રાય પણ આપતા હશે તેમણે એક વાર કોઈને એવું પૂછ્યુ કહેવાય છે કે સંસ્કૃતમા "ફીલસુફી" કાઇ હશે ? આવું છેક મૂળ સુધીનું અજ્ઞાન છતા તે જ લોક એવી બુમો મારવે અને એવા અભિપ્રાય આપવે તત્પર રહે છે કે શાસ્ત્રમા કાઈ નથી, બધા ગપ્પા છે.[૧૪] ..

'શાલાપત્ર'ના તંત્રી ઉપરાંત "જાણીતા અને પ્રખ્યાત ગૃહસ્થ" પણ મહીપતરામ જ સંભવે છે, કારણ સરકાર એમને વિવિધ બાબતોનાં ઓચરિયાં અભિપ્રાય માટે મોકલતી હશે; બુકકમિટીમાં એ પુસ્તકો વિશે અભિપ્રાય આપતા, સંમતિવય વગેરે વિશે પણ આપ્યા હશે.

---

૧૩. સુ. પૃ. ૩૪૪-૩૪૫. ૧૪. સુ. પૃ. ૪૬૫-૪૬૬.

કદાચ એ તેમના શિષ્ય હરગોવિંદદાસ કાંટાવાળા પણ હોય.

આ જ અંકમાં પ્રસિદ્ધ થયેલા "ઋતુકાલ" નામના લેખમાં 'પ્રજા જેમ સુધરતી જાય છે તેમ લગ્ન મોડાં જ થતાં જાય છે તે જોતાં સંમતિવય માટે કાયદાથી નિયમ દેરવવાની જરૂર નથી' એમ જણાવી પોતાની વાતની પુષ્ટિમાં મણિલાલ લખે છે: "ભણેલા કે અભણ ગમે તે લોક પોતાની બાળકીઓને ગમે તે વયે પરણાવતા હશે, પણ તેથી એમ અર્થ નથી થતો કે તે જ વયે તેમની પાસે ઘર પણ મંડાવરાવતા હશે."[૧૫] નવલરામ ત્રિવેદી એમના આ વિધાનને હસી કાઢે છે, પણ એ પ્રતીતિકર છે. રમણભાઈનાં પુત્રી શ્રી સરોજિની મહેતાએ તે પુષ્ટ કરેલું છે.[૧૫અ] મણિલાલ આગળ કહે છે: "એ બાબતમાં અમારો અનુભવ તો સ્પષ્ટ રીતે એવો છે કે જ્યાં બહુ સુધારો થયેલો હોય છે અને લોકોના આવેશ વધારે ઉશ્કેરાય તેવા સહવાસ હોય છે અને છોકરીઓ બાર વર્ષે સાસરે જાય છે; તેના કરતાં મધ્યમ પ્રકારનાં ગામોમાં ચૌદ વર્ષે જાય છે; ને તેથી ઉતરતાં ગામડાંમાં તો સોળ કે સત્તર વર્ષે જાય છે અને ગામડાંની સંખ્યા નગર કે શહેર કરતાં લગભગ દશગણી છે."[૧૫]

'૯૦ના ડિસેંબરના અંકમાં તેમણે "સંસાર સુધારો" નામના લેખમાં સંમતિવયના કાયદા વિરુદ્ધ, ને સ્ત્રી ઘર ન માંડે તો એને કેદમાં મોકલવાની જોગવાઈની તરફેણમાં શાસ્ત્ર, યુક્તિ વગેરે દર્શાવ્યાં. કેટલીક જગ્યાએ મણિલાલની દલીલો ને દલીલ કરવાની રીત સ્મિત પ્રેરે છે. અંતિમ કંડિકામાં તેઓ લખે છે:

ઘણાક નવા વિચારવાળા......આખા હિંદુસ્તાનની વસ્તીને નામે પોતાના જ વિચારને સર્વના વિચારરૂપે જણાવી સરકાર પાસે કાયદો માગવા સુધી પણ ચૂકતા નથી. આવી રીતિકૃતિને અભિમાન, દુરાગ્રહ, કે તેથી પણ વધારે કડવું જે કુપનામ આપવું હોય તે અપાય, પણ નવા વિચારવાળાને જ્યારે દીલ્હીના ધર્મ મહામંડળે જેમ હવણાં જ આખા ભારત-

૧૫. સુ, પૃ. ૪૦૬. ૧૫અ. 'ગુજરાતની લગ્નવ્યવસ્થા અને કુટુંબસંસ્થા.'

નો સ્પષ્ટ વિચાર જણાવ્યો તેમ, કોઈ છૂટો છવ યો અમારા જેવો નિર્બળ માણસ ખરી વાત, અને જનસમુદાયનો ખરો વિચાર જણાવવા, પ્રયાસ કરે છે, ત્યારે જે દૂષણ પોતે વહોરેલાં છે તે તેઓ સામાને ચઢાવી તક-રાર બંધ કરવા પ્રયાસ કરે છે। તેમને અમારા જેવાનો નિર્માલ્ય પ્રયાસ "દિગ્વિજય" લાગી બીહીવરાવે છે ને તેથી તેઓ એવા દિગ્વિજયવાળાને શીખામણ આપવા નીકળી પડે છે. પણ અમારે કોઇના શિષ્ય કે ગુરુ થવાની ઇચ્છા નથી. તેમ જેમની પાસે શીખામણ અને અભિમાનાદિ આરોપો વિના બીજી દલીલો નથી, તેમની સાથે વાત કરવામાં સાર નથી.[૧૬]

આ પાછલાં વાક્યો 'જ્ઞાનસુધા' માટે જ હશે. મણિલાલના આ ટૂંકા લેખમાં તર્કચ્છલ, પરસ્પર વિરોધ વગેરે પૂરતાં છે, જો કે કુશલતા વડે એ થોડાં થોડાં ઢંકાયેલાં છે. કદાચ નરસિંહરાવે આ લેખ સામે "સુદર્શનકાર અને સાંસારિક સુધારો" નામનો કડક લેખ 'જ્ઞાનસુધા'માં ને છૂટો પ્રસિદ્ધ કર્યો.

'૯૧ના જાનેવારીમાં મણિલાલે "સુધારકો" નામના લેખમાં સુધારકો વગેરે સામે બહુ આવેશથી લખ્યું, જેનું કારણ નરસિંહ-રાવનો આ લેખ જણાય છે. આ એ ચર્ચાની પરાકાષ્ઠાનો તબક્કો છે :

જેઓ વિપક્ષમતવાળાને દુરાગ્રહી, ભ્રમિત, અંધ, કે વાદનું સ્વરૂપ ન સમજનારા, એવાં વિશેષણમાત્રથી જ કે જરા પણ છાજે નહિ તેવા કોઇ પ્રકારના આડકતરા દબાણથી જ, પતવી દેવામાં કૌશલ્ય સમજે છે; વિપક્ષમતવાળા કોઈ વાતની દલીલો આપતાં છેવટે 'આ ઉપરથી એમ સિદ્ધ થાય' એમ લખે એ પણ જેમને પોતાના ધારણ કરેલા જ્ઞાનનું અપમાન થયા બરાબર લાગી જાય છે; જેઓ દુરાગ્રહમાં સત્ય પરત્વે પણ આંખો મીંચે છે; જેઓ પોતાના અન્ય આવેશોનો અન્ય પ્રકારે ઉભરો કાઢે છે, એવા વાદ કરનારને તો કોઇ વખત પણ પૂરા પડી શકા-વાનું નથી. વિતંડા એમ તેઓ જેને વારે વારે કહે છે તેનું ખરું ઉદા-હરણ આવી રીતભાત તે જ છે. પણ જો સત્યનો જ નિર્ણય કરવો હોય તો આવેશને આધીન ન થતાં શાન્ત બુદ્ધિથી, અને વાક્ચાતુર્ય કે વાક્-ચ્છલનાં શસ્ત્ર માત્ર દૂર રાખી, પરીક્ષા કરવી જોઈએ.[૧૭]

---

૧૬. સુ, પૃ. ૩૪૮. ૧૭. સુ, પૃ. ૩૪૯.

વગેરે. વાકછલ ઇત્યાદિ જે આરોપ 'જ્ઞાનસુધા' મણિલાલ પર મૂકતું તેને જ મળતા મણિલાલ 'જ્ઞાનસુધા' પર મૂકે છે તે વાંચતાં જરા મજા આવે છે.

સંમતિવય વિશેનો મણિલાલનો તે પછીનો "આપણું કર્તવ્ય" ૯–૧–૯૧ ને દિવસે એ ખરડો વરિષ્ઠ ધારાસભામાં દાખલ થયો અને સિલેક્ટ કમિટીને સોંપાયો તે પછીને મહિને લખાયેલો છે. આ લેખમાં "સ્ત્રી સાસરે ન જાય તો ધણી દાવો કરે તેમાં તેને સજા થાય છે તે ન થવી જોઇએ, બાર વર્ષ પહેલાં લગ્ન થાય તો તે સાસરે વળાવતી વખત કન્યા રદ કરી શકે, વિધવાને લગ્ન કરવું સુતર પડે માટે તેને એક નવા રજિસ્ટ્રાર મારફત લગ્ન કરવાની છૂટ આપવી, વિધવા ફરી લગ્ન કરે તો પણ તે પોતાના પ્રથમના ધણીની મીલકતની વારસ રહી શકે, એ વાતને નામદાર વાઇસરૉયે બહુ ઉત્તમ દલીલોથી નાપસંદ કરી કાઢી"[૧૮] તે પ્રત્યે તથા "નવા ફેરફારથી આ દશની ઉમરને બદલે બાર વર્ષ કરવાં એવો વિચાર છે, પણ તેમાં અગત્યનો ફેરફાર એવો રાખ્યો છે કે જ્યારે ધણી એ ગુનાથી ગુનેગાર થતો હોય ત્યારે પોલીસ વગર વારંટે પકડી શકે નહિ. પોલીસ તરફથી જે જુલમ થવાનું ભય રાખવામાં આવતું હતું તે આમ દૂર કરવાનો હેતુ રાખેલો છે,"[૧૯] તેના પ્રત્યે સંતોષ વ્યક્ત કર્યો છે. તેઓ ઉમેરે છે, કાયદો સત્કાર્ય માટે ગતિ પેદા કરી શકતો નથી, એ તો કેળવણી વગેરેથી પ્રજામાનસનો ક્રમશઃ પલટો થતાં જ થઇ શકે. અહમદનગર સંસારસુધારા પરિષદના ભાષણ-માં રમણભાઇએ "સીધાં પગલાં"નો વિરોધ કરતાં દારૂબંધી પરત્વે "સમજાવટ"નો આગ્રહ કર્યો છે ત્યાં આ જ વિચારબીજ અનુસ્યૂત જોઈ શકાય છે. સરકારની '૮૬ની એક જાહેરાતમાં પણ એ બીજ રહેલું છે. આગળ ચાલતાં શાસ્ત્રમાં પહેલા ઋતુએ જ કન્યા પતિ પાસે હોવાનું કહ્યું છે એમ પુરવાર કરવા માટે કેટલાક પુરાવા આપી

---

૧૮. સુ, પૃ. ૪૦૮. ૧૯. સુ, પૃ. ૪૧૩–૪૧૮.

ઝુંબાસે આખી સનાતની પ્રજાને આ ખરડો પસાર ન થાય તે ટે એ વિરુદ્ધ આમજનતામાં પ્રચાર કરવાની, એ ખરડાથી એને હિતમાર કરવાની જરૂર જણાતી છે.

આ વિશેનો તેમનો છેલ્લો લેખ તે "ગારુડતંત્ર". લેખની રૂઆત આ રીતે થાય છે :

સંમતિવયનું બીલ કાયદારૂપે પસાર થઇ ચુક્યું છે. હુલ્લડવેળા આનું રિણામ આવ્યું છે. બીલ જ્યાંસુધી કાયદો થયું ન હતું ત્યાંસુધી મય પક્ષના આગ્રહવાળાએ જે યુદ્ધ મચાવ્યું હતું તે હવે શાંત પડયું .. છતાં તેના છુટાછવાયા પ્રતિધ્વનિ હજુ કદી કદીથી સંભળાય છે... અમારા ઘણા વાચકો તરફથી, એવી આગ્રહપૂર્વક ભલામણ થઇ છે, કે તેમાંના જે જે ધ્વનિ અમારા પ્રતિ કદિઇ હોય તેમની સારાસારતા અમે ...રકી માનીએ છીએ તે અમારે જણાવવું...

...વાદની પ્રવૃત્તિ જ્યાં સત્ય નિર્ણયાર્થે હોય ત્યા જ સાર્થ છે. બાકી બીજા જે જે ઉદ્દેશથી તેવી પ્રવૃત્તિ થાય તે બધા ઉપર વિચારવાને તો દુર્લક્ષ જ રાખવું જોઈએ મિથ્યારોપ અને અનુદારતા, એ જ જે પ્રવૃત્તિમા મૂળભૂત છે તે પ્રવૃત્તિને મૌન એ જ ઉત્તર યોગ્ય છે છતા અમે આટલું જ કહીને બેસી રહીએ તો ગારુડીખેલના આચાર્યો આને પણ ગારુડીખેલ સમજી લઇ જગતની આંખમા ધૂળ નાખવાનો પ્રયાસ કરે, માટે અમે જે મિથ્યારોપ અને અનુદારતા પ્રતિપક્ષીને આરોપીએ છીએ તે સાબીત કરી આપવી એ જ આવી ભ્રમણામાથી વાચકવર્ગને બચાવવાનો... માર્ગ છે દિગ્માત્ર કહીએ ..[૨૦]

લેખમાંના નીચેના ઉલ્લેખો પરથી તે 'જ્ઞાનસુધા' વિરુદ્ધ છે એ વિશે શંકા રહેતી નથી. એટલે એમનાં લખાણોને ગારુડીખેલ નામ પણ 'જ્ઞાનસુધા'એ જ આપ્યુ હશે.

...કાયદો તો આખા દેશને ગળે પડનારો છે માટે સર્વને માટે કાયદો ન માગતા થોડાને માટે માગવો એવી પણ અમારી "સીફારસ" હતી તેનો ઉત્તર પણ એટલો જ શોધી કાઢયો છે કે અમારે જુદું એવું કાંઈ જોઇતુ નથી. "કેમ નથી જોઈતુ ?" તમે હાલ જુદા નથી ? પ્રાર્થના સમાજ વગેરે શું છે...

---

૨૦, સુ. પૃ. ૪૧૩.

...કાળાને ધોળું કે ધોળાને કાળું પણ, એક વખતે, તેઓએ કર્યું લીધું હોય છે...'અવલોકન' સંબંધી અમારા નિયમો ઉપર બુદ્ધિપ્રકાશમાં જે આડંબર આવે છે તેમાં પણ એ વાત પ્રતિપદે સ્પષ્ટ થાય તેમ છે.[૨૧]

મણિલાલના આ લેખનો કેટલોક ભાગ એવા આવેશ અને બળતા હૃદયથી લખાયેલો છે, કે એ બાબતને એમના અહંભાવની, રૂઢિચુસ્તોની મહાન ઝુંબેશના પરાજયની એમના અહંભાવ પર થયેલી તીવ્ર અસરની, અને 'જ્ઞાનસુધા'માંના આરોપોની દાહકતાની દ્યોતક ગણવી જોઈએ. અને 'જ્ઞાનસુધા'માંનો ઠીક ભાગ રમણભાઈએ લખ્યો હશે એમાં શંકા નથી.

મણિલાલના આ લેખનો વિજયી 'જ્ઞાનસુધા'એ શો જવાબ આપ્યો હશે તે જાણવાનું સાધન નથી, પણ તા. ૧–૭–૯૧ થી ૧૫–૮–૯૧ ના અંકોમાં રમણભાઈએ પોતાનો "પ્રાર્થનાની જરૂર" નામનો ઉપદેશ પ્રકટ કર્યો. એમાં તેમણે મણિલાલે '૯૦–૯૧ ના ડિસેંબર ને જાન્યુઆરીના 'સુદર્શન'માં પ્રસિદ્ધ કરેલા "પ્રાર્થના" લેખના પાંચ સાત મુદ્દાનું ખંડન ને તે ઉપરાંત પ્રાર્થના વિશે કેટલુંક બીજું નિરૂપણ કરેલું છે. (પાક્ષિક 'જ્ઞાનસુધા' તો જળવાયું જ નથી, પણ આપણા સદ્ભાગ્યે પાક્ષિકમાંનો આ અને બીજા ત્રણ ધાર્મિક લેખો 'ધર્મ અને સમાજ'માં જળવાઈ રહ્યા છે.) મણિલાલે "પ્રાર્થના"-ના સૌમ્ય લેખમાં જણાવ્યું હતું કે <u>પ્રાર્થનાથી ઈશ્વર પ્રસન્ન થતો નથી</u>, <u>પણ વૃત્તિ સ્થિર કરવા તે જરૂરની છે; ને કેટલીક વાર તે ફલ તાણી લાવે છે, જો કે ફલપ્રાપ્તિ એ કંઈ શ્રેયનો માર્ગ નથી.</u> બંને લેખો સાથે વાંચતાં દેખાય છે કે રમણભાઈના રદિયા કોઈક જગાએ કાંઈક દૂરાકૃષ્ટ છે, અને મણિલાલની કીર્તિને એમનો એ લેખ બહુ ઝાંખી પાડી શકે તેમ નથી. આ લેખમાં તેમણે "સાંસારિક અને ધાર્મિક ઉન્નતિના શત્રુવર્ગ તરફથી પ્રગટ થતું સુદર્શન" એવો પ્રયોગ કરેલો છે. જોવાનું એ છે કે અત્યાર સુધી લેખોદ્વારા થતી

૨૧. સુ. પ. ૪૧૫, ૪૧૭.

ચર્ચા, કાંઇ નહિ તો આ દાખલા પૂરતી, પ્રાર્થનામંદિરની વેદી સુધી પહોંચી ગઇ છે; કારણ ઉપદેશો મંદિરમાં જ અપાતા.

મણિલાલે સપ્ટેમ્બર '૯૧ ના 'સુદર્શન'માં "દેશાભિમાન" નામના વિચારપૂર્ણ લેખમાં લખ્યું કે સુધારક અને ક્ષેમવૃત્તિવાળો એ બંને પક્ષો પોતાને દેશાભિમાની કહેવડાવે છે, પણ "ખરી વાત આ બન્ને વાતની વચમાં જ રહી ગઈ છે." સત્ય એ જ સાચી વસ્તુ છે, અને જો કોઈને વેદ વગેરેમાં સત્ય દેખાય તો એના પર મિથ્યા સ્વદેશાભિમાનનો આરોપ કેમ મૂકી શકાય? આ પછી મણિલાલની વાત પક્ષાભિમાનથી સહેજ રંગાય છે. એ કહે છે કે પ્રાચીન પક્ષવાદીઓ પર મિથ્યાભિમાનનો આરોપ મૂકનાર પોતે જ દેશાભિમાનથી ઠગાયેલા છે. લેખમાં અન્યત્ર તેઓ કહે છે: "અદ્વૈતમત માનનારને ખરો કે ખોટો એકે દેશાભિમાન જ નથી, તેને તો પોતે જે સત્ય શોધે છે તે મુસલમાન, પારસી, ક્રીશ્ચીઅન જેનામાં હોય ત્યાંથી ગ્રાહ્ય છે....પણ પ્રતિપક્ષીઓ જેમાં દેશાભિમાન માને છે તે વાત ક્વચિત પરધર્મને કે પરદેશીય વિચારને મળતી હોય, ને તે કોઈ બતાવે ત્યારે ગર્જના કરી તેનો નિષેધ કરવા ઉભા થાય છે. પ્રાર્થનાસમાજ ..ને ઉદ્દેશીને મારૂ આ લખવું થાય છે."[૨૨] આ પછી પોતાના મતનું સમર્થન કરવા ભાંડારકરનું એક અવતરણ ઉતારી તેઓ કહે છે: "પોતે દેશાભિમાનની બામનમાં ગમે તેવા નિયમો રચવા, કલ્પના અને વેદશાસ્ત્રાદિનાં બને તેટલાં વચનોને પણ તે કલ્પનાને માર્ગે પ્રાચીન ટીકાકારોની વિરુદ્ધ થઇને પણ ઉતારવા, એ ખોટા દેશાભિમાનથી ઠગાયાનું પરિણામ? કે કેવલ સત્યપરાયણ રહી પારકું પોતાનું સર્વત્ર જ્યાં સત્ય હોય ત્યાંથી સ્વીકારી, પ્રાચીન ટીકાકારોના આશયને અનુસરતાં વેદશાસ્ત્રાદિમાંથી જ તે સત્ય જડે તો તેમને સત્ય કહી, જે વર્તે છે તેનું વર્તન દેશાભિમાનની ખોટી લાગણીથી ઠગાયાનું પરિણામ?" પોતાના

૨૨. સુ, પૃ. ૪૬૦.

ઉપર મુકાતા મિથ્યા દેશાભિમાનના આરોપને માટે મણિલાલને સ્વતંત્ર લેખ લખવો પડે એવું રમણભાઈના "પ્રાર્થનાની જરૂર"માં નથી. આ જોતાં એવું અનુમાન થાય છે કે માર્ચ અને સપ્ટેંબર વચ્ચે "જ્ઞાનસુધા"માં મણિલાલના દેશાભિમાનને સ્પર્શતો એક ખાસ લેખ હશે; યા એકથી વધુ લેખોમાં એ વિશે કાંઈ કહેવાયું હશે.

૧૫-૯-૯૧ ના 'જ્ઞાનસુધા'માં પ્રસિદ્ધ થયેલા "બ્રાહ્મધર્મ અને ક્રિશ્ચિઆનિટી"માં રમણભાઈએ સુદર્શનકારના આ લેખનો રદિયો આપતાં લખ્યું, કે સપ્ટેંબર '૯૦ના 'સુદર્શન'માં પ્રાર્થના-સમાજને "ક્રીશ્ચીઆનીટીનું સર્વેશમાં મળે ઉતરે એવું રૂપાંતર" કહેવામાં આવ્યો હતો એટલે એ બંને ધર્મ વચ્ચેનો તફાવત 'જ્ઞાન-સુધા'એ વિસ્તારથી દર્શાવ્યો હતો. હવે ફરી સપ્ટેંબર '૯૧ ના 'સુદર્શન'માં "પ્રાર્થનાસમાજને અને ક્રિશ્ચિઆનિટીને કાંઈ મળતાપણું છે." એવી વધારે સલામતી ભરેલી અને ગમે તેમ સરકી જવાનું બની શકે એવી કોટી "નો સુદર્શનકારે આશ્રય કર્યો છે. મણિલાલની બીજા ધર્મમાંથી સારું તત્ત્વ ગ્રહણ કરવાની વાતો એ માત્ર ડંફાસ છે. ઇન્દ્રિયુસ્ત ધર્મરક્ષકોએ કદી એમ કહ્યું નથી કે 'બાયબલ' 'કુરાન' કે 'અવેસ્તા'નું એક પણ તત્ત્વ પોતાના ધર્મ-ગ્રંથોમાં નથી અને એ ધર્મગ્રંથોમાંથી તે લેવા જેવું છે. ખ્રિસ્તી-અને બ્રાહ્મ-ધર્મ વચ્ચેનો તફાવત બતાવી તેઓ પોતાની વાતના સમર્થનમાં ભાંડારકરમાંથી બીજાં બે અવતરણ આપે છે. પણ રમણભાઈએ આપેલાં આ અવતરણ મણિલાલે ટાંકેલ ભાંડારકરના અવતરણનું બળ ઓછું કરી શકતાં નથી. (વસ્તુતઃ રાનડે અને ભાંડારકરની ધર્મદૃષ્ટિ રમણભાઈ કરતાં વધારે ઉદાર હતી.)

અત્યાર સુધીની ચર્ચાચર્ચાને મણિલાલ-રમણભાઈના વિવાદનો પહેલો તબક્કો કહી શકાય. આ તબક્કો 'કુસુમમાલા' અને "અવલોકન"-ની ચર્ચા તથા મલબારી-સંમતિવયની ચર્ચા એ બે ભાગમાં વહેંચાઈ જાય છે. આ પછી પોણાત્રણ વરસ સુધી આ બે મહારથીઓએ

સુદવિરામ સેવ્યો છે. પણ એ દરમિયાન મણિલાલના સીધા લેખનકાર્ય વિના 'જ્ઞાનસુધા' 'સુદર્શન'નો વિવાદ ચાલુ રહે છે. ચોથા પ્રકરણમાં જોયુ તેમ ૬–૧–૯૨ ને દિવસે આનંદશંકરે મુમુક્ષુના ઉપનામથી કેટલાક પ્રશ્નો 'જ્ઞાનસુધા'ના તંત્રીને પુછાવ્યા. એ પ્રશ્નો આ :

(૧) .. 'પરજીવન' નું પરમાર્થસ્વરૂપ શું છે ?

(૨) જે પરજીવન તથા પૂર્વજીવન પ્રકૃતિરૂપ અનંતતત્વાવસ્થા છે તે અને સમાનધર્મિ છે કે ભિન્નધર્મિ ? જો સમાનધર્મિ હોય તો અનંતતત્વમાંથી આત્માની પ્રચ્યુતિ થવાનું શું કારણ ? જો ભિન્નધર્મિ હોય તો તે ભેદ શો છે ?

(૩) જીવ ઈશ્વરનું ઐક્ય નહિ પણ 'સામીપ્ય' એટલે શું ? તે સિદ્ધ છે કે સાધ્ય છે ? છે તે જ અનુભવવાનું હોય, તો તે હાલ નથી અનુભવી શકાતું તેનું કારણ ? વેદાન્તીઓનો દ્વૈતાનુભવ માટે કરેલો ખુલાસો આ મતમાં સ્વીકાર્ય છે ? . મેળવવાનું છે, તો તે મેળવવાની વસ્તુનું સ્વરૂપ શું છે ? દૈશિક અને કાલિક સામીપ્ય તો ઈશ્વરના સર્વવ્યાપકત્વથી અને નિત્યત્વથી છે જ, એટલે તે સાધ્ય ન હોઇ શકે પ્રકારકૃત સામીપ્ય માનવામા તે સામીપ્યની મર્યાદા ક્યા રાખવી ?

(૪) મોક્ષાવસ્થામા સુખાભિવ્યક્તિ છે કે માત્ર આત્યન્તિક દુઃખધ્વંસ છે ? જો સુખાભિવ્યક્તિ હોય, તો તે સુખ નિત્ય છે કે અનિત્ય તથા તદનુસાધક દેહાદિક છે કે કેમ ?

(૫) મોક્ષાવસ્થામા જીવ અને ઈશ્વર સમાન છે ? જો સમાન હોય, તો અનેકેશ્વરવાદ પ્રાપ્ત થઇ અપસિદ્ધાન્ત પણ કેમ ન થાય ? જો કાઈ પણ ભેદ રહેતો હોય તો તે શો છે ? તે સુખાવસ્થામા ઈશ્વર અને જીવનો સેવ્યસેવકભાવ કાયમ રહેવાનો કે નહિ ? અને જો રહેવાનો, તો તે શા કારણથી ?

(૬) આ સર્વ નિર્ણય માટે તર્ક પ્રમાણ છે ? કે શાસ્ત્ર ? કે માત્ર સ્વેચ્છા જ ?[૨૩]

બ્રાહ્મમતની આમૂલાગ્ર ચકાસણી કરે એવા આ સમર્થ ને

---

૨૩. આ૦, પૃ ૩૨૭–૩૨૮

સૂક્ષ્મ પ્રશ્નોને સાચી જિજ્ઞાસાનાં ફળ ગણી તેનો જવાબ દૈશુઆરીના 'જ્ઞાનસુધા'માં આપવામાં આવ્યો :

(૧) પરજીવનનું પરમાર્થ સ્વરૂપ વિશિષ્ટ રૂપે અલ્પજ્ઞ મનુષ્યની બુદ્ધિથી અગમ્ય છે, પરંતુ સામાન્ય રૂપે...એ જ કે–પરમ–પુરુષ પરમાત્માનું, નિરંતર અને આનંદ, જ્ઞાન, પ્રેમ અને ભક્તિથી વિશિષ્ટ, સામીપ્ય... ઐહિક મૃત્યુ પછી દુષ્કર્મફળના ભોગની અવસ્થાને અંતે એ પરજીવનનો આરંભ છે. એ જન્માંતર તો નથી જ. લોકાન્તર...આ જીવન તે જ આ લોક એમ ગણે તો છે. આ લૌકિક પૃથ્વી તે જ આ લોક એમ ગણે તો લોકાન્તર છે જ એમ પણ ના કહેવાય અને નથી એમ પણ ના કહેવાય. કારણ કે પરજીવન તે દેશાન્તર નથી; અલબત્ત કાલાન્તર તો છે, અને તે અવસ્થાન્તર જ છે.

(૨) પૂર્વજીવન (પૂર્વજન્મ નહિં, પણ પ્રકૃતિરૂપ અનંતત્વાવસ્થારૂપ પૂર્વજીવન) અને પરજીવન તે બંને સમાનધર્મ નથી પણ ભિન્નધર્મ છે.

"સમાનધર્મિ હોય તો...શું કારણ?" આ પ્રશ્નમાં એક બે ખામી છે. સમાનધર્મ હોય તો જ "શું કારણ?" એ પ્રશ્ન નીકળે છે એમ નથી. અને "શું કારણ?" એ પ્રશ્ન આ ઠેકાણે,—'ઈશ્વરે જગત્ રચ્યું શું કામ?' 'પાપનું તત્ત્વ શું કામ બનાવ્યું?', ઇત્યાદિ કૂટ પ્રશ્નો જેવો વૃથા પ્રશ્ન જ છે...

ભિન્નધર્મ આ રીતે છે;—પૂર્વજીવન તો નિર્દોષ અમલિન જ છે, પરંતુ પરજીવન ઇહજીવનના દુષ્કર્મના ફલનાં પરિણામથી સ્પૃષ્ટ છે. પરજીવન તે ઐહિક મૃત્યુથી નથી આરંભાતું પણ મૃત્યુ પછી દુષ્કર્મ ફલભોગની સમાપ્તિએ થાય છે એમ ઉપર કહ્યું છે, તે દૃષ્ટિએ તો પરજીવન તે પૂર્વજીવનથી ભિન્નધર્મ નથી પરંતુ સમાનધર્મ જ છે. ભિન્નધર્મત્વ તો ઐહિક મૃત્યુ પછી જ એકદમ આરંભાતા પરજીવનને વિષે ગણવાનું છે. તો પણ એ મૃત્યુ પછી દુષ્કર્મફલ ભોગવ્યા પછી આરંભાતા પરજીવનમાં પણ પૂર્વજીવનથી એક પ્રકારનું ભિન્નધર્મત્વ છે. તે એ કે પૂર્વજીવન નિતાન્ત વિશુદ્ધ હતું, અને આ પરજીવન તો અનુતાપાદિક સ્થિતિમાંથી વિશુદ્ધિ મેળવીને પ્રાપ્ત કરેલું તેથી પૂર્વાનુભવના સંસ્કારને લીધે એક પ્રકારના વિલક્ષણ આનંદાદિકના અનુભવથી વિશિષ્ટ આ પરજીવન છે.

(૩) 'સામીપ્ય' એટલે પૂર્ણગુણ પરમાત્મા પરમપુરુષના દિવ્ય

સ્વરૂપનું આધ્યાત્મિક દર્શન થાય, અને તે અનુભવાય એમ દ્વૈતભાવે સ્થિતિ, અને મોક્ષનું સામીપ્ય નિરતરનું છે "સામીપ્ય" એ મુક્તિ નથી કહી પણ નિરતરનુ સામીપ્ય તે મુક્તિ કહી છે સામીપ્ય મનુષ્યને સિદ્ધ નથી પણ સાધ્ય છે...વેદાન્તીઓ દ્વૈતાનુભવ માટે ખુલાસો કરે છે ત્હેનો સમાવેશ "માયા", "બ્રહ્મ" અથવા "વિકાર" મા થાય છે, પણ તેમા એક દૂષણ આવે છે, અને તે હમારે અસ્વીકાર્ય છે

એ સામીપ્ય દૈશિક નથી (અવસ્થા તે કાલમા જ છે એટલે એ રીતે માત્ર વ્યક્તકાલિક છે એ સામીપ્ય આવસ્થિક છે ) એ પાપાચરણ નષ્ટ થતા સદાચરણના જ્ઞાન અને બળસહિત ઈશ્વરકૃપાને યોગ્ય થઇ ભક્તિભાવે રહેવાની એ અવસ્થા છે "ત્હેની મર્યાદા ક્ય્હા રાખવી ?" એ પ્રશ્નનો ઉત્તર સામીપ્યના સ્વરૂપમા તેમ જ જીવાત્મા દુષ્કર્મફલ ભોગવીને તે પછી પરજીવનમા—સામીપ્યમુક્તિમા—પ્રવેશ કરે છે તે ખુલાસામા આવી જાય છે એ સામીપ્ય (સદાચરણના) સબળ જ્ઞાનનુ છે "પ્રમારકૃત"નો બીજો અર્થ પૃચ્છકના મનમા ઉદ્દિષ્ટ હોય તો તે સમજાય એમ નથી.

(૪) પેલા કૂટપ્રશ્ન જેવો પ્રશ્ન છે સુખાનુભવ માટે દેહાદિક જોઈએ જ એમ આવશ્યક નથી મોક્ષમા વાસ્તવિક રીતે સુખાનુભવ શી રીતે થાય છે તેનુ સવિસ્તર જ્ઞાન અ'પજ્ઞ મનુષ્યની બુદ્ધિશક્તિથી અતીત છે.

(૫) મોક્ષાવસ્થામા જીવ અને ઈશ્વર સમાન નથી, પણ એ બેમા ભેદ રહે છે બેનુ પૂર્ણસ્વરૂપ પરમપુરુષ પરમાત્માના પૂર્ણસ્વરૂપના પૂર્ણજ્ઞાન ઉપર આધાર રાખે છે અને તે જ્ઞાન મોક્ષાવસ્થામા જ પ્રાપ્ય છે તો એ ભેદનુ વિશિષ્ટ અને પૂર્ણસ્વરૂપ મનુષ્યની બુદ્ધિની બહાર છે પરમાત્માના સર્વશક્તિમત્ત્વ પૂજ્યત્વ, વગેરે ગુણો જીવાત્મામા નથી એટલે ભેદનુ અસ્તિત્વ સ્પષ્ટ છે

"ભેદ શાથી છે ?"—આ પ્રશ્ન તો આ પ્રથમ પ્રશ્નથી પણ વિશેષ કૂટપ્રશ્ન છે અને વૃથાપ્રશ્ન છે માણસને પૂછડા ને શીંગડા કેમ ના કર્યાં ? બે આખ્ય વચ્ચે નાક કેમ કર્યું ? હેવા હેવા પ્રશ્નો જેવો જ આ પ્રશ્ન છે કર્તાએ પોતાની સૃષ્ટિ પોતાથી ભિન્ન શા માટે કરી, કર્તા જ શા માટે છે, બ્રહ્મ–ચૈતન્ય હેતુ કંઇ શા માટે છે અસ્તિત્વ જ શા માટે છે—એ પ્રશ્નનો ખુલાસો મનુષ્ય પાસેથી મળી શકે એમ નથી

એ સુખાવસ્થામા ઈશ્વર અને જીવનો સેવ્યસેવકભાવ કાયમ રહેવાનો.

"શા કારણથી ?"—એ પ્રશ્ન તો પાછો પેલા રત્નપ્રશ્નો જેવો જ. હેવા પ્રશ્નોનો ઉત્તર મનુષ્ય સૃષ્ટિના આરંભથી આપી શક્યો નથી, આપી શકતો નથી, અને આપી શકનાર નથી. ઈશ્વરે પોતાને સેવક બનાવી જીવાત્માને ગૌણ કેમ ન કર્યો કે બન્નેને સમાન કેમ ન કર્યાં એ જ પાછું આ પ્રશ્નનું અંત્ય સ્વરૂપ છે.

(૬) આ સર્વના નિર્ણય માટે શાસ્ત્ર પ્રમાણ નથી; સ્વેચ્છા પણ પ્રમાણ નથી; તર્ક—એ શબ્દના વિશાળ અને ઉચ્ચતમ અર્થમાં, તર્ક (એ "તર્ક"માં "સહજ ઉપલબ્ધિ"નો પણ સમાવેશ થાય છે તે તર્ક) પ્રમાણ છે.

આ ખુલાસાઓ ઉપરથી આનંદશંકરે મુમુક્ષુ ઉપનામે "પ્રાર્થના-સમાજના મોક્ષ સંબંધી ધર્મસિદ્ધાંતો" એ મથાળે નીચેના પ્રત્યુત્તરો 'સુદર્શન'માં પ્રકટ કર્યા :

(૧)...આ અવસ્થાને વાસ્તવિક માનવામાં આદિમાન ભાવરૂપે વિનાશિતા—અનિર્મોક્ષ પ્રસંગ આવે છે. એક વસ્તુને જન્ય માની વિનાશિ ન માનવી એ યુક્તિવિરુદ્ધ છે. તે દશામાં સર્વ સંગત થયું એમ નથી કહી શકાતું કારણ કે એ રીતિએ તો સર્વ વિચાર બંધ પડી આનંદ, જ્ઞાન, પ્રેમભક્તિ ઇત્યાદિ કલ્પવાને પણ કંઈ આધાર રહેતો નથી. માટે સ્વવ્યાઘાતક દલીલને અવકાશ નથી. આ અવસ્થાન્તરને કાલ્પનિક પણ મનાતો નથી, કેમ કે તેમ કરવામાં માયાવાદ—અનિષ્ટાપત્તિ પ્રાપ્ત થાય છે.

(૨) ..પૂર્વજીવનને અન્તે દુષ્કર્મફલભોગ જ આરમ્ભાશે અને સુકર્મફલ-ભોગ નહિ આરંભાય એ શી રીતે બણ્યું ? તેમજ દુષ્કર્મફલભોગ સાન્ત થશે અને સુકર્મ-ફલ-ભોગ અનન્ત થશે એ પણ અયોગ્ય કલ્પના છે. મનુષ્ય-જીવિત પરિચ્છિન્ન છે, અને તદ્ઘટક સદાચરણ-દુરાચરણ પણ પરિચ્છિન્ન જ છે, માટે તેનાં ફલ પણ શાશ્વત ન હોઈ શકે. ઈશ્વર-ઇચ્છા-કૃપા વિષે અત્રે વાત જ કરવાની નથી કારણ કે આપણે સો વિશ્વનિયમ નક્કી કરી આ વ્યવસ્થા બાંધવાની છે તેમાં આવી પ્રમાણરહિત કથા ઉત્તરરૂપે આવી શકતી નથી. વળી આ મતમાં પૂર્વજીવનથી પરજીવનમાં વિશેષાધાયક વસ્તુ પૂર્વાનુભવસંસ્કાર છે. આ સંસ્કાર પરિચ્છિન્ન હોવાથી તત્કાર્ય પણ પરિચ્છિન્ન હોવું જોઈએ. જેટલું સંસ્કારનું બળ તેટલું જ અનુભવનું વૈલક્ષણ્ય પ્રાપ્ત થાય, વિલક્ષણ આનંદરૂપી મોક્ષ નિત્ય-નિરતિશય બને નહિ.

આ ટે૦ ક૦ ણે પૂર્વજીવનને પરજીવન-સમાનધર્મિ માન્યું હોય તો અનંતત્વાવસ્થામાંથી આત્માની પ્રચ્યુતિ થવાનું શું કારણ ? એમ વ્યાજબી રીતે પ્રશ્ન કરી શકાય છે કેમકે એ પદાર્થને સમાનધર્મિ માન્યા છતાં એકને અનંત અને બીજાને સાન્ત માની શકાતો નથી. આવા પ્રશ્નમાં કોઈ વૃથાત્વ કે 'કૂટત્વ' નથી, પણ માત્ર તે પરસ્પર અવિરોધિ છે કે નહિ એટલું જ જોવું છે માટે સમાનધર્મિ ભિન્નધર્મિનો વિકલ્પ મૂકયો છે, બાકી વસ્તુતઃ તો કારણકલાપ બધો નિત્ય હોય તો તેમાંથી અનિત્યની ઉત્પત્તિ જ સંભવતી નથી આ વાત નીચે "સ્પષ્ટ થાય છે"

(૩)...'આવસ્થિક માનતાં અવસ્થા (=પ્રકાર)ની મર્યાદા ક્યાં રાખવી ? એ પ્રશ્ન કાયમ રહે છે. અર્થાત્—પ્રકારતાવચ્છેદક સર્વ ધર્મમાંથી કેટલાની કેટલે સુધી વૃદ્ધિ થવાની ? અને તે મર્યાદા સ્થાપવામાં સ્વેચ્છા શિવાય બીજો શો આધાર ? એક ઉદાહરણ તરીકે, મનુષ્યશક્તિનું શું થવાનું ? એની વૃદ્ધિ કેમ અટકી શકે ? એની પરિસીમા ક્યાં આવે ? એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે સાતિશય પ્રકારમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થયા જાય અને અનિર્મોક્ષ પ્રસંગ આવે, પણ સાતિશય કદાપિ વાસ્તવિક રીતે નિરતિશય થઈ શકે નહિ .

(૪). દેહ વિના સુખોત્પત્તિ શા પ્રમાણને આધારે સ્વીકારી ? મોક્ષાવસ્થામાં દેહ છે એમ સિદ્ધ કર્યા વિના સુખોત્પત્તિ જ સિદ્ધ થવાની નથી આ કૂટ પ્રશ્નનો નીવેડો લાવ્યા વિના મોક્ષનું સ્વરૂપ જ નક્કી થશે નહિ. વળી જન્ય સુખ તે નિત્ય શા રીતે બને ? દેહાદિક વિના જો સુખાનુભવ શક્ય મનાતો હોય તો તે સુખ આત્માનો સ્વાભાવિક ધર્મ થઈ આત્માની સમકાલીન સત્તાવાળું, એટલે અનાદિ અનંત થાય. અને પછી હાલ તે નથી અનુભવાતું તેની ઉપપત્તિ કરવા માટે માયાવાદ અવલંબવો પડે. ઈશ્વર સ્વેચ્છાથી જીવાત્મામાં સુખ ઉત્પન્ન કરે છે એમ કહેતાં વિશ્વનિયમની બહાર વાત જાય છે, અને તે યુક્તિ-વિચારમાં અગ્રાહ્ય છે. વળી આ ઉત્તર સ્વીકારતાં છતાં પણ મત નિર્દોષ થતો નથી. કેમકે, આ સુખોત્પાદન-ઇચ્છા નિત્ય માનવા જતાં સુખ નિત્ય થવા જાય છે, અનિત્ય માનતાં કારણાન્તરે કલ્પના કરવી પડે છે, અને અનવસ્થાદોષ લાગે છે.

(૫)..હાલ ભેદ છે એમ માની લીધું, પણ તેથી મોક્ષાવસ્થામાં ભેદ રહે છે એ કેમ સિદ્ધ થાય ? શું એમ કહેવું છે કે જે હાલ છે તે મોક્ષા-

વસ્થામાં પણ રહે ? તો પછી પૂર્ણજ્ઞાન થવાનો શો સંભવ ? હાલના સર્વશક્તિમત્ત્વાભાવ ઉપરથી પરજીવનમાં પણ સર્વશક્તિમત્ત્વાભાવનું અનુમાન થતું હોય તો પૂર્વજીવનના દોષાભાવ ઉપરથી હાલ દોષાભાવનું અને હાલ દોષાભાવ ઉપરથી પરજીવનમાં દોષાભાવનું અનુમાન થાય અર્થાત્ ત્રૈકાલિક દોષાભાવ—વિશુદ્ધિ—માયાવાદનો આશ્રય !...

સમાજબંધુઓના સિદ્ધાંતમાં ફૂટ-અફૂટનો વિભાજકધર્મ શો છે એ સમજાતું નથી. અહીં તો અન્યકારણવિષયક પ્રશ્નને પ્રયોજન સંબંધે ગણવામાં તેઓએ ભૂલ ખાધી છે. 'મનુષ્યને પૂંછડાં ને શીંગડાં કેમ ન કર્યાં ?' એ પ્રશ્નને વૃથાપ્રશ્ન ગણીએ પણ તેઓના ઉપદેશ પ્રમાણે તો મનુષ્ય આવતી કાલે રીંછ નહિ ને ઉંટ થઈ જશે અને પછી સદાસર્વદા ઉંટ જ રહેશે એમ કદાચિત્ કોઈ આવીને કહે તે પણ સ્વીકારી લેવું જોઈએ ! અને તેનું કારણ ના પૂછાય ! કેમકે કારણ સંબંધી પ્રશ્નો તો કૂટપ્રશ્ન-વૃથાપ્રશ્ન ! "સુખાવસ્થામાં ઈશ્વર અને જીવને સેવ્યસેવકભાવ કાયમ રહેવાનો !" કારણ ? કારણ કાંઈ નહિ !

'સહજોપલબ્ધિ !'—કોની ?

(૬)...આ 'સહજ ઉપલબ્ધિ' આત્માનો સ્વાભાવિક ધર્મ હોય તો તે નિરંતર અનુભવાય,...પણ તેમ તો થતું નથી. માયાવાદનો આશ્રય...તેમને અનિષ્ટ છે. ત્યારે તેને કદાચિત્ આત્માનો ઉત્પાદ-વિનાશાલિ ધર્મ માનવાનો પક્ષ સંભવે, પરંતુ તેમાં પણ વારંવાર પ્રમાણ-તર્કને આધારે કરાતા તત્ત્વવિનિશ્ચયાભ્યાસને કારણરૂપ માનવું જોઈએ, કેમકે અકારણ કાર્યોત્પત્તિ તો પ્રોફેસર હક્સલી કહે છે તેમ મનુષ્યકલ્પનાથી બહિર્ભૂત છે. એટલે આખરે કેવળ તર્કને આધારે ખુલાસો કરી લેવામાં કાંઇ હરકત જણાતી નથી. વળી ખરી પોઠી 'સહજ ઉપલબ્ધિ' એક હોય એમ કેમ બને ? તેમ વેદાન્તીઓની 'સહજ ઉપલબ્ધિ'નો અનાદર પણ કેમ થાય ?

આ સાદા પણ સમર્થ રદિયાથી રમણભાઈને જે ઝાળ ચડી તેનું પ્રતિબિંબ મે અને જૂનના 'જ્ઞાનસુધા'માં તેમણે આપેલા પ્રત્યુત્તરમાં આવતા નીચેના જેવા શબ્દોમાં જણાય છે :

એ ચર્ચાપત્ર ખરેખરી સત્યશોધનની ઇચ્છાથી શંકાનિવારણાર્થ આવેલું હમે ધાર્યું હતું. પણ એ ચર્ચાપત્રીએ પ્રત્યુત્તર...પ્રસિદ્ધ કર્યો છે

તે પરથી જણાય છે કે તેની "સ્વતન્ત્ર રીતે આ સર્વ સિદ્ધાન્તો તપાસવાની ઇચ્છા નથી, પણ માત્ર તે પરસ્પર અવિરોધિ છે કે નહિ એટલુ જ જોવું છે " સત્યશોધનની ઇચ્છા વિના મિથ્યા ખંડન-મંડનના વાગ્યુદ્ધમા કાલક્ષેપ કરવા કરતા બીજા કર્તવ્યની હમારે વધારે અપેક્ષા છે; કેમકે હેવી સાઠમારીમા યશ કે આનંદ માનનારને અનુભવ મેળવવાનું યોગ્ય [ સ્થાન ] તે કહેવતરૂપ થયેલી 'શાસ્ત્રીઓની સભા' છે [૨૪]

આ પ્રશ્નની યોગ્યતા વિશે હઠ કરવામા હમને ખાલિશતા સિવાય બીજું કાઈ જણાતુ નથી [૨૫]

વગેરે. પ્રત્યુત્તરનું ખંડન તેમણે આ રીતે કર્યું: અસ્તિત્વ અને બ્રહ્મને પર્યાયરૂપ કરી નાખનાર વેદાંતી પરિણામે ઈશ્વર નથી એમ કહેનાર જ છે. પણ આર્યપ્રજાના માનસમા નિયતા ઈશ્વરની દૃઢ સ્થપાયેલી માન્યતાના ડરથી વેદાંતીથી પોતાનો નાસ્તિકવાદ ખુલ્લો પાડી શકાતો નથી. અને એ નાહિમ્મતને કારણે પોતાને માયામય અને અજ્ઞાનમય લાગતા ધાર્મિક આચાર વિચાર મૂગે મોએ સ્વીકારી લે છે. ઈશ્વરમા વિશ્વાસ એ "જંગલીપણાની રહી ગયેલી નિશાની" છે એમ ગણી લોકો માને છે તેવો ઈશ્વર ન માનતા "પરમાર્થદશામાં પોતાને ઈશ્વર માનવો" એ તેમની રીત છે, અને તે "હડહડતી નાસ્તિકતા છે." " "મુમુક્ષુ" ચર્ચાપત્રી "ઈશ્વર-ઇચ્છા-કૃપા વિષે અત્રે વાત જ કરવાની નથી." હેવા હેવા વાક્યથી ઈશ્વરેચ્છાને વિષવત્ ત્યાજ્ય ગણવાની સૂચના કરે છે, પણ, ઈશ્વર છે કે નહિ, ઈશ્વરેચ્છા ન હોય તો ઇચ્છા કરનાર ઈશ્વર પણ હોય કે નહિ એ પ્રશ્ન પર મૌન ધારણ કરે છે." અહીં "વિષવત્ ત્યાજ્ય" એ રમણભાઈનો ઉમેરો છે. તેઓ આગળ કહે છે "દરેક મતવાદી પોતાનો મત ન માનનારને કે પોતે જેને સ્થાપિત મત ગણતો હોય તે ન માનનારને નાસ્તિક કહે છે." પણ સુપ્રસિદ્ધ ઈશ્વરસ્વરૂપ ન માનવુ એ પક્ષ પોતાનો હોય તો "તેનો સ્વીકાર કરતા સંકોચ શા માટે હોવો જોઈએ ?" "ચર્ચાપત્રીની આ અસ્પષ્ટતાનો બોજો તેને શિર સોંપી

---

૨૪. ધસ ૧, પૃ. ૬૩. ૨૫. પૃ ૭૯

કહીશું કે હમે સર્વશક્તિમાન ઈશ્વરનું અસ્તિત્વ દૃઢભાવથી માનીએ છીએ." અને ઈશ્વર હોય તો તેની ઇચ્છા કે કૃપા વિશ્વનિયમની બહાર શા માટે?

(૧) જન્યનો અવશ્ય નાશ એ કાંઈ અનુભવસિદ્ધ વાત નથી. નાશ એ જન્ય વસ્તુઓનો સ્વાભાવિક ધર્મ નથી. જન્ય હોય તે વસ્તુ વિનાશી હોવી જોઇએ એ સિદ્ધ ન થતાં સુધી એ ન માનવું "એ યુક્તિવિરુદ્ધતા નથી." નાશનો આપણને અનુભવ જ નથી. "જડ પદાર્થમાં અમુક ગુણ સંક્રાન્ત થાય, અમુક ગતિ, આકાર ઇત્યાદિ આવે કે ચેતન મનુષ્યાત્મામાં જ્ઞાન, પ્રેમ, ઉત્સાહ" વગેરે પ્રાપ્ત થાય તો "તે જન્ય વસ્તુઓ (ગુણો) બીજાં નાશકારી કારણ" આવ્યા વિના વિનાશ નથી પામતી.

(૨) મૃત્યુ પછી ભાન થતાં દુષ્કર્મ માટે પશ્ચાત્તાપ થયા વિના રહે નહિ. કેમકે કર્તવ્યજ્ઞાન જ અકર્તવ્ય માટે ખેદ ઉત્પન્ન કરે છે અને તેથી પ્રથમ દુષ્કર્મ ફલભોગ જ થાય. ત્યાં લગી સુકર્મ ફલભોગ શરૂ થઈ શકે નહિ. કેમકે દુષ્કર્મની અસર નષ્ટ થતાં સુધી સંપૂર્ણ સદાચરણ હોઈ શકે નહિ અને સંપૂર્ણ સદાચરણ વિના સુકર્મ ફલભોગ હોઈ શકે નહિ... સદાચરણનું પર્યાપ્ત જ્ઞાન અને બળ...પ્રાપ્ત થાય તેનો અર્થ જ એ કે દુષ્કર્મથી તે વિમુખ થયો...દુષ્કર્મ માટે હાવો સફલ પશ્ચાત્તાપ થતાં આત્મા ભૂત પાપિતા સંપૂર્ણ રીતે દૂર કરે અને કેવળ સદાચરણમાં જ પ્રવૃત્ત થાય એટલે દુષ્કર્મ ફલભોગ સમાપ્ત થાય અને સમાપ્ત થવાનું કારણ જ હેતું છે કે તે નિરંતર સદાચરણની પ્રવૃત્તિ જારી રાખે એટલે સુકર્મ ફલભોગ પણ નિરંતર જારી રહે...જન્યના નાશનો 'મુમુક્ષુ'નો વિચિત્ર નિયમ સર્વ કોઈને અસ્વીકાર્ય થશે. વેદાન્તી ચોર્યાશી લક્ષ અવતાર ભોગવી, કર્મબંધથી છુટી, અજ્ઞાનનો નાશ કરી, પોતાને બ્રહ્મ જાણી બ્રહ્મમાં મળી જવાની બ્રહ્મ થઈ જવાની આશા રાખે તે સર્વ મિથ્યા! કેમકે એ સર્વ પ્રયત્ન 'પરિચ્છિન્ન મનુષ્યજીવિતમાં' (કે વખતે થિયોસોફીસ્ટ મહાત્મા સ્વરૂપમાં) કરેલો માટે તેનાં ફળ શાશ્વત ન હોઈ શકે...ઈશ્વર મનુષ્ય પર કૃપા કરે છે એ વાત 'પ્રમાણરહિત' અને 'મુમુક્ષુ'નો આ નિયમ સપ્રમાણ! 'મુમુક્ષુ' પેઠે હમારે ઈશ્વરકૃપા

સર્પવત્ પરિહર્તવ્ય નથી માટે દૃઢતાથી કહીશું કે ..મનુષ્યને મોક્ષ મળે છે એ ઈશ્વરની કૃપા છે[૨૬]

...મોક્ષાવસ્થામા 'વિલક્ષણ આનંદનો અનુભવ' એ માત્ર પૂર્વાનુભવના સંસ્કારને લીધે છે. કર્મના ફલની અશાશ્વતતાનો મત અહીં તદ્દન અપ્રસ્તુત છે...પૂર્વે અનુભવ થયા તેના ફળનુ ગમે તે થાય પણ તેનુ જ્ઞાન કેમ નાશ પામે ?

"પૂર્વજીવન અને પરજીવન સમાનધર્મિ જ માન્યુ હોય તો અનંતત્વાવસ્થામાથી આત્માની પ્રચ્યુતિ થવાનુ શું કારણ ?" "પૂર્વજીવન સાન્ત શા માટે ?" અર્થાત્ આત્મા મનુષ્યરૂપે શા માટે જન્મે છે—એ પ્રશ્નમા 'મુમુક્ષુ'ને કુતૂહલ જણાતુ નથી ઈશ્વરે સૃષ્ટિ શા માટે ઉત્પન્ન કરી, મનુષ્યને શા માટે ઉત્પન્ન કર્યો એ પ્રશ્નનો ઉત્તર માગ્યાનુ શું ફલ ? ઈશ્વરનો સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો હેતુ કોણે મનુષ્યબુદ્ધિથી ગમ્ય કહ્યો છે ? ફક્ત ઈશ્વરનો અવતાર, પેગબર કે પુત્ર થવાનો દાવો કરે તે જ એ પ્રશ્નનો જવાબ દેવાનુ માથે લે[૨૭]

ઈશ્વરને જગત સર્જવાની ઇચ્છા શાથી થઈ અને મનુષ્યને જન્મ આપવાની ઇચ્છા કેમ કરી એનુ પૃથક્કરણ કરવુ ઇષ્ટ નથી અને શક્ય નથી. એ પ્રશ્ન જ કૂટ છે.

"વસ્તુત તો ... સભવતી નથી." અહીં પાછો અકારણ સ્વીકાર છે. વેદાતી 'નિત્ય' શબ્દના બે અર્થ કરે છે. શાશ્વત ટકે તે, વાસ્તવિક રીતે હોય તે વેદાન્તી "મનુષ્યજીવન શાશ્વત નથી માટે અનિત્ય છે એટલે (બીજા અર્થમા) વાસ્તવિક નથી, ભ્રાન્તિમય માયામય છે એમ અર્થ કરી અનુમાનનું કામ શ્લેષથી સાધી લે છે." આમ નિત્ય કારણકલાપમાથી અનિત્ય ન જ ઉત્પન્ન થાય એવી નિરાધાર દલીલ તેઓ કરે છે "નિત્ય કારણથી પરિમિત કાલસ્થાયીની ઉત્પત્તિ થાય તેમા શી યુક્તિવિરુદ્ધતા છે ?"

(૩) પરજીવન અનંત હોય એમા શો વાધો છે ? પરજીવનની મર્યાદા ગમે તેટલી ઓછીવત્તી હોય પણ એથી ઈશ્વરનુ અસ્તિત્વ

૨૬. ધસ ૧, પૃ ૬૭–૬૮. ૨૭. પૃ ૬૯.

માનવામાં શો બાધ? આમ આત્માની શક્તિની નિરંતર વૃદ્ધિ સ્વીકારતાં "મનુષ્યાત્માની શક્તિ આત્માનું સ્વરૂપ બદલી તેને મનુષ્યાત્માથી કંઇ જુદો કરવાની છે એમ કહેવું જ નથી. આત્માનું પરકાલજીવન ચાલ્યું જાય તેમાં દર ક્ષણે સુખાનુભવના સંસ્કાર વધતા જાય" તેમાં શી અનિષ્ટતા છે?[૨૮]

(૪) "મોક્ષાવસ્થામાં દેહ વિના સુખોત્પત્તિ શા પ્રમાણને આધારે સ્વીકારી?" નો જવાબ એ કે સુખ અને આનંદને એક જ અર્થમાં ગણતાં "સુખોત્પત્તિ માટે દેહ જોઇએ જ એમ કોઇએ સિદ્ધ કર્યું નથી." "નિરાકાર ઈશ્વરની સચ્ચિદાનંદ અવસ્થા દેહ વિના જ છે." "જડ દેહ તો...બ્રહ્મને છે જ નહિ!" અનુભવની શક્તિ આત્મામાં છે. સર્વાનુભવ આત્મા જ કરી શકે. "આત્માની પ્રવૃત્તિ સદાચરણ તરફ અને તેથી સુખાનુભવ પ્રાપ્ત કરવા તરફ છે." સુખ એ આત્માનો સ્વાભાવિક ધર્મ છે. પણ સ્વાભાવિક પ્રવૃત્તિને રોકી દઈ આત્મા પોતાના પ્રમાદથી દુર્વૃત્તિમાં લીન થાય છે અને વળી "સદાચરણબળથી દુર્વૃત્તિને દૂર કરી શકે છે એ સુપ્રસિદ્ધ છે." આમ સુખાનુભવ વિનાની અસ્વાભાવિક છતાં સાથેસાથું અસ્તિત્વ ધરાવતી દુઃખાનુભવની સ્થિતિ એને પ્રાપ્ત થાય છે. એટલે પૂર્વપક્ષ કરાયો છે તેમ એ સ્થિતિ ભ્રાંતિ નથી. સુખાનુભવ આત્માની સમકાલીન સત્તાવાળા નથી. "ઈશ્વરની 'સુખોત્પાદન ઇચ્છા' 'નિત્ય' છે ત્હેનો અર્થ ચર્ચાપત્રીએ હેવો કર્યો જણાય છે કે" ઈશ્વર પોતે જ ઇચ્છા ન બદલી શકે એટલે ધારે તો પણ એ પાપીને દુઃખી ન થવા દઇ શકે. આ "તો વિચિત્ર યુક્તિ છે!" પાપી દુઃખ પામે એ નિયમની પ્રવૃત્તિથી પુણ્યશાળીનું સુખ વધારે વિલક્ષણ થાય એવી ઈશ્વરની ઇચ્છા જણાય છે. એ પાપી પણ ધારે તો "પશ્ચાત્તાપથી...પુણ્યશાળી થાય છે તેથી ઈશ્વરની સુખોત્પાદનની ઇચ્છા વાસ્તવિક રીતે બદલાતી નથી. નિત્ય હોવાનું કારણ ઇચ્છા છે

---

૨૮. પૃ. ૭૭.

અને ઉપલા નિયમની પ્રવૃત્તિથી એક રીતે 'અનિત્ય માનતાં કારણાન્તર' એ પણ ઇચ્છા જ છે."

(૫) પરમાત્માએ સૃષ્ટિ કરી આત્માને ઉત્પન્ન કર્યો ત્યારથી તે પરમાત્માથી ભિન્ન છે. આત્માનાં જ્ઞાન, સદ્‌ગુણ તરફ સહજ પ્રવૃત્તિ, ઈશ્વરપર ભક્તિ એ સર્વ મોક્ષાવસ્થામાં જારી રહે છે. "જે છે તે શા માટે છે એ પૃથક્કરણમાં જ્યાં મનુષ્યબુદ્ધિથી ખુલાસો થઈ શકે તેમ ન હોય, જે જાણવાની મનુષ્યમાં શક્તિ ન હોય તે વિશેના પ્રશ્નને કૂટ" કહેવાય. આ કારણે પૂંછડાં-શીંગડાંનો પ્રશ્ન કૂટ કહેવાય જ. છતાં "મનુષ્ય આવતી કાલે રીંછ નહિ ને ઉંટ થઈ જશે" એ ત્યારે જ કૂટપ્રશ્ન ગણાય, કે જ્યારે એવો ફેરફાર સૃષ્ટિમાં થતો જોવામાં આવતો હોય. .આમ ન હોવાથી આ પ્રશ્ન ચિત્તભ્રમની અવસ્થાનો છે, જે નથી તે વિશે પુછાયેલો છે.

'પૂર્ણજ્ઞાન' ન થવાનું કારણ હાલ નથી. અને મોક્ષાવસ્થામાં છે માટે ત્યહાં પૂર્ણજ્ઞાન થાય છે. હાલનું અજ્ઞાનનું આવરણ મૃત્યુ પછી નથી રહેતું. હાલ જીવાત્મામાં સર્વશક્તિમત્ત્વાભાવ છે રહેવું કારણ એ છે કે સર્વશક્તિમાન કર્તાએ ઉત્પત્તિથી જ જીવાત્મામાં સર્વશક્તિમત્ત્વ મુકયું નથી, પોતાની સૃષ્ટિ પોતાનાથી ભિન્ન રાખી છે અને એ ભેદ નાશ પામવાનું કારણ જણાતું નથી...સર્વશક્તિમત્ત્વ આત્માની પરિમિત દશાની બહાર છે. પૂર્વજીવનમાં ભાવ છતાં ઇહજીવનમાં મનુષ્ય પોતાના પ્રમાદથી કર્તવ્યબુદ્ધિની ઉપેક્ષાથી દોષ કરે છે, તેથી દોષાભાવ જતો રહે છે...દોષ અને દોષાભાવ એ જીવાત્માની શક્તિની અંદરના વિષય છે.[૨૯]

(૬) સહજોપલબ્ધિ ઈશ્વરદત્ત પ્રેરણા હોવાથી શુદ્ધ ભાવે તપાસતાં વ્યક્તિ પરત્વે ભિન્નભિન્ન નથી હોતી. વ્યક્તિઓના મતાંતર એમાં નડતા નથી, અને તેથી જ તે સદાકાળની છે. કોની એ પ્રશ્નનો જવાબ એ જ કે શુદ્ધ અન્તઃકરણની. સંસારમાં પડી મનુષ્ય પ્રમાદથી, કર્તવ્યબુદ્ધિની અવગણનાથી એ સહજોપલબ્ધિની મદદ ગુમાવે છે, અનિષ્ટ સંસ્કારને પોતાના દોષથી પ્રબળ થવા દઈ એ ઉપલબ્ધિ

૨૯. પૃ. ૭૩-૭૪.

ભૂલી જાય છે. "એ વિસ્મૃતિ આમ કારણસર અને વાસ્તવિક છે," એ માટે માયાવાદનો આશ્રય લેવાની જરૂર નથી. માયાવાદ ઉપર કટાક્ષ કરતાં તેઓ કહે છે: "અજ્ઞાનનું અસ્તિત્વ એ જ ભ્રાન્તિ હોય" તો એને દૂર કરવા પ્રયત્ન પણ શેનો કરવાનો! "અજ્ઞાનીને અને પાપીને વિશુદ્ધ થવા યત્ન જ ન કરવો પડે!"

સહજોપલબ્ધિ અને તર્ક અન્યોન્ય મદદરૂપ છે; પણ તેથી તેઓનાં "સ્વતંત્ર પ્રમાણ જતાં રહેતાં નથી." એટલે અમે એ બંનેનો ઉપયોગ કરીએ છીએ એમાં અસંગતિ નથી. છતાં તર્કથી ખુલાસો ન મળતો હોય ત્યાં સહજોપલબ્ધિથી મળે છે. એ ઉપલબ્ધિ સમસ્ત મનુષ્યજાતિમાં શુદ્ધ રૂપે રહેલી હોઈ તર્કથી વિશિષ્ટ છે.

"પૂરવણી:—ઉપર્યું લખાઈ રહ્યા પછી હમારા પર "મુમુક્ષુ" તરફથી સભ્યતાને નહિ છાજતો પત્ર આવ્યો છે. સૌજન્યની મર્યાદાનો આ ભંગ "મુમુક્ષુ" થી થનો જોઈ ખેદ થાય છે."[30]

આનંદશંકરનો આ "સભ્યતાને નહિ છાજતો" પત્ર જોવા મળ્યો નથી, પણ તેમણે આ રદિયાનો છાપેલો જવાબ તો નથી જ આપ્યો. આ ચર્ચામાં રમણભાઈએ વેદાંતના મૂળભૂત સિદ્ધાંતોને પડકાર્યા છે. ઉ. ત., જન્ય હોય તે શાશ્વત ન હોઈ શકે. બીજી તરફથી ઈશ્વરવાદની કેટલીક મુશ્કેલીઓનો ખુલાસો મનુષ્યની અલ્પ મતિને લીધે આપી શકાતો નથી એમ કહીને તેઓ પોતાના મતને—ઈશ્વરવાદને—વળગી રહ્યા છે. આનંદશંકર–રમણભાઈનો આ વિવાદ બહુ જ સમર્થ છે, અને આપણા નિબંધસાહિત્યમાં સર્વ અંશોમાં આટલો શાસ્ત્રીય ઝીણવટભર્યો તેવો શુદ્ધ વિવાદ બીજો નહિ જડે. એ બંને પક્ષકારોની બુદ્ધિનું (અને વાણીનું) સામર્થ્ય દાખવે છે.

---

૩૦. આ સમગ્ર સારતારણ, ગ્રસ ૧, પૃ. ૧૩–૮૦. ફાસુમાં આ અને આ પૂર્વના લેખમાં લેખણી નરસિંહરાવ જેવી છે, પણ તે રમના જ છે એવી નોંધ ફાસુની ફાઈલમાં છે. કદાચ રમ એ આ લેખો પોતે લખ્યા છે એ વાત અસ્ફુટ રાખવા જાણી જોઈને લેખણી બદલી હોય.

રમણભાઈ–આનંદશંકર વચ્ચે એક બીજો વિવાદ પણ થયો છે, જે અહીં જ જોઇ લઇશું. ૧૮૯૭ માં 'પૃથુરાજરાસા' ના પ્રવેશકમાં રમણભાઈએ પૃથુરાજના મરણ પછી એ સમાચાર "સુણી રોયાં વન વૃક્ષ વેલીઓ" વગેરે પંક્તિઓને વૃત્તિમય ભાવાભાસ ગણાવી. જુલાઇ '૯૮ ના 'સુદર્શન'મા 'પૃથુરાજરાસા'-ના અવલોકનમાં મણિલાલે અને બરાબર એક વરસ પછી 'સુદર્શન'-મા પ્રસિદ્ધ થયેલા એક સ્વતંત્ર લેખમાં આનંદશંકરે લખ્યું કે જો રમણભાઈનો આ વિચાર સાચો ગણવામાં આવે તો જગત્સાહિત્યના અનેક ઉત્તમ નમૂનાઓને એ દોષવાળા ગણવા પડે. રમણભાઈએ ૧૯૦૦ ના ઑગસ્ટથી "વૃત્તિમય ભાવાભાસ" એ મથાળા નીચે શરૂ કરેલા પંચાનન પાનાના લેખમા આનંદશંકર અને મણિલાલ બનેનો આ વિચાર ભૂલભરેલો છે એવુ પ્રતિપાદન કરતા કહ્યુ કે આનંદશંકરે જે ઉદાહરણો આપ્યા છે તેમાના કેટલાકમા વૃત્તિમય ભાવાભાસ છે જ. પણ એ લોકપ્રિય થયેલા છે તે એમા રહેલા બીજા કવિત્વમય અંશોને લીધે તે ઉપરાત તેમણે કહ્યુ કે વૃત્તિમય ભાવાભાસ દોષ હોવા છતા ક્ષમાપાત્ર છે, કારણ કે અત ક્ષોભથી વ્યાકુળ થયેલુ કવિહૃદય પોતાના ભાવોનું સૃષ્ટિના પદાર્થોમા આરોપણ કરે એ સભવિત છે. પણ આ રીતે તટસ્થતા ગુમાવનાર કવિ સમગ્ર અખંડ સત્યનું પ્રતિબિંબ નથી જ ઝીલી શકતો. તે પછી છ વર્ષે નરસિંહરાવે "અસત્ય ભાવારોપણ" એ મથાળા હેઠળ સવત ૧૯૬૧–૬૨ ના શ્રાવણ–કાર્તિક–પોષના 'વસંત'મા એ ચર્ચા કરેલી છે, અને આનદશકર ને રમણભાઈ બનેના મતની ટીકા કરી પોતાને જણાતો એ બનેનો દૃષ્ટિદોષ દાખવ્યો છે, જો કે એકંદરે તેઓ રમણભાઈના પક્ષ તરફ ઢળે છે. આ પછી આ ચર્ચા પ્રા ડોલરરાય માકડે આગળ ચલાવેલી છે.[૩૧]

મણિલાલ–રમણભાઈના વિવાદનો બીજો તબક્કો આનદશંકર–

૩૧. 'કવિતા' માસિક, સપ્ટે, ઑક્ટો '૪૧

રમણભાઈના પહેલા વિવાદ પછી એ સવાએ-વર્ષે ઊપડે છે, ને તે પાછો સાહિત્યથી. આ ચર્ચા જોતાં જણાય છે કે બુકકમિટી અને ભાષાંતર ખાતાના મહીપતરામના કાર્ય ઉપરાંત એમના સંસ્કૃતના અજ્ઞાન અને સાદી તળપદી ભાષાના અત્યાગ્રહે પણ 'જ્ઞાનસુધા'–'સુદર્શન'ના વિવાદને પુષ્ટ કર્યો છે. વડોદરાના વિદ્યાધિકારી ને બુકકમિટીના સભ્ય, મહીપતરામના શિષ્ય ને રમણભાઈના મુરબ્બી હરગોવિંદદાસ કાંટાવાળાએ મણિલાલના 'બાલવિલાસ' અને એમનાં કેટલાંક સંસ્કૃતનાં ભાષાંતરોને અધરાં કહી નામંજૂર કરેલાં, ને એ વિશે વિરુદ્ધ અભિપ્રાય આપેલો તે અંગે એ બે વચ્ચે ૧૯૯૧થી શરૂ થયેલો ઝઘડો પણ આ વિવાદમાં ઘણો કારણભૂત બન્યો છે. કદાચ મણિલાલના લેખનો ગર્ભિત હેતુ કાંટાવાળાને ઉતારી પાડવાનો જ હોય. હવે એ વિવાદ જોઈએ.

જૂન '૯૪ના અંકમાં સુદર્શનકારે "ગુજરાતના લેખકો" નામનો એક લેખ લખ્યો. એમાં તેમણે કહ્યું કે ગુજરાતના લેખકોના પાંચ વિભાગ પડે છે: દલપતના નેતૃત્વ હેઠળ મહીપતરામ વગેરે સુધારક અમદાવાદી લેખકોએ સાદી ભાષામાં આમજનતા માટે લખવા માંડ્યું, ને એમના અનુયાયી સુધારકો આજે પણ અતિ સાદી ભાષાનો આગ્રહ રાખે છે આ વ્યાવહારિક પક્ષ. નર્મદના નેતૃત્વ હેઠળ સુરતી સુધારકો વધુ આવેશવાળી બાનીમાં લેખો લખવા મંડ્યા. આ ઉદ્ધત પક્ષ. આ બંને પક્ષો "સંસ્કૃતજ્ઞ ન હતા તેથી શુદ્ધ ગુર્જરગિરા લખવામાં વિજયી નિવડ્યા નથી."[૩૨] વિવેચક પક્ષ નવલરામનો. પ્રાચીન પક્ષ મનસુખરામ વગેરેનો, સંસ્કૃત તરફ ઢળતો. એ પક્ષના કેટલાક અનુયાયીઓ "અલ્પસાર અને બહુ વિસ્તાર" કરી માત્ર વાગાડંબર સેવે છે. "યથાર્થ" પક્ષવાળાએ... એવો નિયમ કર્યો છે કે વિષયને યથાર્થ રીતે યોગ્ય અધિકારીને ઉદ્દેશી સ્ફુટ કરી શકાય તે ઉપર મુખ્ય લક્ષ રાખી સહજ લખતાં

૩૨. સુ. પૃ. ૧૦૫.

પારિભાષિક સંસ્કૃત કે અસંસ્કૃત કે દેશી ગમે તે ભાષા આવી જાય તે વાપરીને શુદ્ધ લેખ લખવા આ પક્ષમા વિચારનું જ પ્રાધાન્ય છે "૩૩ આ પક્ષ નવીન ગ્રેજ્યુએટોનો છે, ને તેમા ગોવર્ધનરામ, હરિલાલ, કેશવલાલ, છગનલાલ પંડ્યા, બાલાશંકર, નરસિંહરાવ, રમણભાઈ, કાંત અને મણિલાલ પોતે આવે. આ લેખમા તેમણે 'અમુક પુસ્તક તો સમજાતું જ નથી' વગેરે ટીકા કરનારા સાદી ભાષાના આગ્રહીઓ અને બેસમજ અભિપ્રાય આપનારાઓ વિરુદ્ધ જરૂર કરતા વધારે વિસ્તારથી લખ્યું છે, જેમા એ ઓઠા હેઠળ મહીપતરામ અને કાંટાવાળા પર પ્રહાર પણ હશે. આમ છતા માન એના મૂળ વિચારપ્રવાહમા તો આ લેખ 'સરસ્વતીચંદ્ર' ના "અવલોકન" કરતા ઘણો વધારે નિર્દોષ છે પણ એમાની 'મહીપતરામે દલપતના નેતૃત્વ હેઠળ લખવા માડ્યુ, એ સુધારકોના વિચાર સાકડા અને ક્ષુદ્ર હતા, એમનામાથી કોઈને સંસ્કૃતનો પરિચય ન હોવાથી એમની ભાષામા સ્વારસ્ય ન આવ્યુ, સુધારકોના 'વનરાજ ચાવડો' 'ગર્ધવસેન' વગેરે પુસ્તકો અને લખાણો વાણિયાશાઈ બની રહ્યા—એ વાતો રમણભાઈને ખટકી રમણભાઈને એમ પણ લાગ્યુ હશે કે સુદર્શનકારે સાદી ભાષાના આગ્રહીઓ વિરુદ્ધ ઘણુ લખ્યુ છે ને એના નેતા આદિ સુધારકોને ગણ્યા છે, એટલે એમા મહીપતરામ પર પણ પ્રહાર હશે આ માન્યતા સુદર્શનકારના આ આક્ષેપગર્ભ *જણાતા વચનોથી પુષ્ટ થઈ હશે "આવા ક્ષુદ્ર લેખકોને જ વ્યવહાર* પક્ષના મૂળ સ્થાપનારાઓ ઉત્તેજન આપે છે, કેમકે તે પક્ષના અગ્રણીઓની પોતાની શક્તિ તેટલુ જ સમજવા જેટલી છે અને તેથી વધારે સારૂ કેવુ હોઇ શકે તેનો તેમને ખ્યાલ પણ નથી વ્યવહાર પક્ષના અગ્રણીઓ પોતાને આવા અનુકરણ કરનારાઓના દેવરૂપે થયેલા જોઇ પોતે પરમ પાંડિત્યને પામી ચુક્યા છે એમ માની, તેવો વ્યવહાર પણ કરતા થાતે છે, અને ગમે તેના ઉપર અભિપ્રાય આપતાં પાછા હઠતા નથી"૩૪

---

૩૩ સુ, પૃ ૧૧૧ ૩૪ સુ, પૃ ૧૦૬ વળી જુઓ પૃ ૧૦૮, ૧૦૯.

"સંસારસુધારણાના ઇતિહાસને વાસ્તવિક રૂપમાં દેખાતો ઢંકાવા ન દેવા"[૩૫] રમણભાઈએ એ લેખ વિરુદ્ધ જુલાઈ—ઑગસ્ટના 'જ્ઞાનસુધા' માં "લેખકો અને સુધારકો" નામનો કડક લેખ લખ્યો. એમાં તેમણે બતાવી આપ્યું કે દલપત સુધારકોનો નેતા નહોતો, મહીપતરામ વગેરેએ એની દોરવણી હેઠળ લેખનકાર્ય કર્યું નહોતું, ઝડઝમક કે શબ્દાળુતા સુધારક પક્ષની પ્રવૃત્તિનું પરિણામ નથી, લેખકોના વર્ગો શૈલી પ્રમાણે નહિ પણ વિચારસરણી પ્રમાણે બંધાય છે. વળી તેમણે 'કેટલાક સુધારકોને સંસ્કૃતનો અભ્યાસ નહોતો તે સાચું. પણ સારું ગુજરાતી લખવા માટે એવો અભ્યાસ અનિવાર્ય નથી, ને 'વનરાજ ચાવડો' અને 'પાણીપત' સારાં પુસ્તકો છે' એમ બતાવવા પ્રયત્ન કર્યો. મૂળ લેખમાં મણિલાલે ભૂલો પણ કરી છે, તો રમણભાઈએ ભૂલોના જવાબ આપ્યા છે, ભૂલો નથી ત્યાં ભૂલો ને આક્ષેપ કલ્પી લઈ એ સામે બચાવ રજૂ કર્યો છે, કેટલાંક સાચાં વિધાન કર્યાં છે, ને કોઈક ભૂલો પણ કરી છે. શરૂઆતમાં જ તેઓ કહે છે, કે મણિલાલે "યથેચ્છ પરપતાનો વ્યવહાર કર્યો છે. કારણ ગુપ્ત નથી રહ્યું. કદર નથી જાણતા—એ જ એ [ વ્યવહારપક્ષના ] અગ્રણીઓનો વાંક છે. તેઓ ' ગમે તેના ઉપર અભિપ્રાય આપતાં પાછા હઠતા નથી, ' એ જ સુદર્શનકારના રોષનું કારણ છે."[૩૬] રમણભાઈ સુદર્શનકારનું લક્ષ્ય, કાંટાવાળા, પારખી ગયા છે. પણ મણિલાલે "વાણીઆના ચોપડામાં લખવા જેવી" ભાષા કહી છે ત્યાં કાંટાવાળા વાણિયા હતા તેની અર્પિત ટીકા તો છે જ; પણ તેમ છતાં એ વિધાન લક્ષ્યાર્થમાંય લેવું જોઈએ. રમણભાઈએ એ વિધાન વાચ્યાર્થમાં લઈને વાણિયાના ચોપડાની કાનોમાત્ર વિનાની ભાષા અને સુધારકોની ભાષા વચ્ચેનો તફાવત બતાવી આપ્યો છે. "સાદી" ભાષાનો આગ્રહ રાખનારા "એમ કહેવા ઇચ્છે છે કે

---

૩૫. હાસ્ય ૩, પૃ. ૩૨૫. વળી જુઓ પૃ. ૩૨૩, ૩૨૪, ૩૦૧.

૩૬. હાસ્ય ૩, પૃ. ૩૦૧-૩૦૨.

લખાણને વાંચતાં બરાબર તે લખાણમાંનો અર્થ મનમાં આવવો જોઇએ "૩૭ થી શરૂ થતા વિવરણનું ખંડન પણ રમણભાઇએ શબ્દાર્થ પકડીને કર્યું છે. મણિલાલ વસ્તુતઃ સદ્યોબોધની વાત કરે છે; અને વિચારઘન સાહિત્યમાં શબ્દબોધ પછી કેટલીક વાર વિચાર કર્યા પછી જ સંપૂર્ણ ને યથાર્થ અર્થબોધ થાય છે એ હકીકત પર ભાર મૂકે છે. રમણભાઇ કહે છે કે ગમે તેવા સાદા વાક્યમાં શબ્દ-બોધ થાય તે ક્ષણે અર્થબોધ થાય એ વાત જ અશક્ય છે, તો એનો આગ્રહ સુધારકો કેમ જ કરે? રમણભાઇનું સદ્યોબોધ વિશેનું વિધાન સાચું છે, પણ તેથી મણિલાલની દલીલ ખોટી નથી ઠરતી. સુધારકોએ પાશ્ચાત્ય વસ્તુમાત્રને સ્તુતિપાત્ર ગણી એમ મણિલાલે જણાવ્યું છે તે સુધારાની શરૂઆતમાં ગુજરાત પૂરતું સાચું જ છે; પણ રમણભાઈ આ વસ્તુનો જવાબ આપવાને બદલે હિંદ બાબાના સુધારકોની પશ્ચિમ વિશેની સારાસારવિવેકી દૃષ્ટિની વાત કરે છે. રમણભાઇએ કહેલું સ્વીકારવા છતાં મણિલાલની વાત ખોટી નથી. મણિલાલે આદિ-સુધારકોમાં ભોળાનાથનુ નામ નથી ગણાવ્યું એ વિશે રમણભાઇ લખે છે: "તેમને સંસ્કૃત ભાષાનું સારુ જ્ઞાન હતું એ વાત સુધારાના આરંભ વિશેની ઉપરની સુદર્શનની કલ્પનાને પ્રતિકૂળ છે" એટલે તેમનું નામ તેમણે આપ્યુ નહોતું. આ લેખના જવાબમાં સુદર્શનકારે સાચા દિલથી જણાવ્યુ છે કે એ નામ પોતે સરતચૂકથી ભૂલી ગયા હતા.

સુદર્શનકારે ઓક્ટોબરના અંકમાં આ લેખનો બહુ સૌમ્ય રદિયો આપ્યો. એમા પોતાની સાહિત્યસેવા સત્કારવા માટે સુધારકોનો અને "સાહિત્યપ્રવાસની વિશિષ્ટતાનો સ્વીકાર કરવા "૩૮ની તત્પરતા માટે "જ્ઞાનસુધાના લખનાર" નો પણ તેમણે ઉપકાર માન્યો. રમણભાઇએ એમની ટેવ મુજબ ડિસેંબરના 'જ્ઞાનસુધા' માં એ જવાબનો જવાબ આપ્યો ને ઓક્ટોબરના લેખમાં વિવેચકને છાજે તેવી સૌમ્ય ગંભીર ભાષામાં ચર્ચા કરવા માટે મણિલાલનો બે સ્થળે

૩૭. સુ, પૃ. ૬૦૯. ૩૮. ૨મ.

આભાર માની બંનેને ઘણી બાબતમાં "ઐકયમત" થયું તેનો આનંદ વ્યક્ત કરી લેખ પૂરો કર્યો. મણિલાલના "ગૂજરાતના લેખકો"એ અનેક બાજુથી અનુદાર અને બેસમજ ટીકા નોતરી.

૧૮૯૫ ના જુલાઈ અને ઑગસ્ટના 'જ્ઞાનસુધા'માં 'સિદ્ધાંતસાર'ના પત્રરૂપ અવલોકનમાં કાંતે 'કાંતા' એ ઉપનામથી મણિલાલની તરફેણ કરતો એક પત્ર આપ્યો, જેની નીચે તંત્રીનોંધ લખનાં રમણભાઈએ બંને અંકોમાં મણિલાલ પર ટીકા કરી. આમાંની જુલાઈના અંકમાંની નોંધ અદ્ભુત છે.

...'દેશનો ખરો ઉત્કર્ષ કંઈક એમના [સિદ્ધાંતસારના કર્તાના] જેવી દૃષ્ટિએ દેશની ભૂત અને વર્તમાન સ્થિતિને જોયા વગર થવાનો જ નથી'[૨૯] એ શી રીતે તે તો અમે સમજી શકતા નથી. દેશની ભૂત અને વર્તમાન સ્થિતિ પર સિદ્ધાંતસારના કર્તાની દૃષ્ટિ આવી છે:— પ્રાચીનકાળમાં જે જે અભેદવાદની તરફના કે વિરુદ્ધના વિચાર થયા તે બધા અભેદવાદને સમર્થ કરે છે....' હાલ જે ચાલે છે તે બધું બરોબર છે.' શાસ્ત્રોનું સર્વથા અનુકરણ કરવું જોઈએ. બુદ્ધિ વાપરવી જોઇએ. હાલના સમયની મૂર્તિપૂજા 'પ્રતીકરૂપ' છે, સર્વમય બ્રહ્મની ભાવનાનું 'દરયચિત્ર' છે. અનેક દેવોની પુરાણકથાઓ એક અભિન્ન બ્રહ્મના જ્ઞાનમાં ગહન બોધદાયક છે. માટે આ સર્વ અતિયોગ્ય છે. પરંતુ પ્રકૃતિપર સર્વવ્યાપી નિશાણી છે. વેદો જ આખા હિંદુ ધર્મનું મૂળ છે, તો વેદાદિમાં મૂર્તિપૂજા છે? હો વા ન હો તેથી આપણને હાનિ નથી. મૂર્તિપૂજા ખરી છે. પુનર્લગ્ન આર્ય વ્યવસ્થાને અનુકૂલ નથી. 'બીજો પતિ એવો વિચારજ વ્યભિચાર ગણાય,' કેમકે આર્યધર્મમતે પુનર્જન્મથી 'મરી ગયેલો પતિ પણ હયાતજ છે.' પણ સ્મૃતિકારોએ 'નિયોગ'નું વિધાન કર્યું છે, 'કારણ સ્પષ્ટજ છે. આર્યલોકોને ધર્મ વિના બીજું મુખ્ય કર્તવ્ય હતું નહિ, એ જ તેમનું પરમ શ્રેય હતું.' નિયોગમાં પુનર્લગ્નના જેવી વિવાહની ગંભીરતા કે શુદ્ધતા હતી કે નહિ એ પ્રશ્ન જ નથી. પણ નિયોગમાં 'વીર્યરક્ષા પર આગ્રહ હતો.' 'નિયોગનું સારાખોટાપણું ચર્ચવું એ કર્તવ્ય નથી.' કલિયુગમાં તે નિષિદ્ધ

૨૯. કાંતાનાં વચન.

છે કેમકે તે યુગમાં તે યથાર્થ થવાનો સંભવ નથી. 'કન્યાનું લગ્ન સોળ વર્ષની વયે થાય ત્યાંસુધી સારૂં છે.' પણ ગર્ભાધાન તો બાર વર્ષે થવું જ જોઇએ. નહિ તો શાસ્ત્રાજ્ઞાના ઉલ્લંઘનથી પાપ થાય....

સંપ્રદાયો પર ધાન્તાને 'તિરસ્કારમય દયા' છે પણ 'જે દૃષ્ટિએ ઉત્પન્ન થવાનો છે તે પ્રમાણે તો એમ ન કહેવાય કે સંપ્રદાયાદિમાં જે કહેલું છે તે કેવળ ખોટું છે. પણ તેમાં જે મતાંતર વધારી દીધો છે તે મૂલ રહસ્ય સમજાયા વિના વધાર્યો છે એટલી અનિષ્ટતા છે' બાકી 'ભક્તિરૂપ ધર્મને તત્ત્વદૃષ્ટિ દ્વારા સ્થિર કરવાના પ્રયત્નમાંથી સંપ્રદાયોનો ઉદ્ભવ છે'!

સામાન્ય રીતે મણિલાલનાં લેખો ને દલીલો તે તે જગ્યાએ આવાં હાસ્યાસ્પદ નથી;[૪૦] પણ એ બધાંને આમ ભેગાં મૂકીને હાસ્ય– ને કટાક્ષ–કાર રમણભાઈએ પ્રતિસ્પર્ધીને રોમેરોમ ઝાળ ઉઠાડે એવો લેખ કેવી સરસ રીતે તૈયાર કર્યો છે! અને છતાં આ લખતા એ કદાચ પૂરા ગંભીર હતા — એમનો આશય હાસ્ય ઉત્પન્ન કરવાનો નહિ પણ મણિલાલની નેતાગીરીનું પોતાને પ્રતીત થયેલું મોમાથા વિનાનું બેજવાબદાર સ્વરૂપ યથાર્થ રીતે દર્શાવવાનો હતો.

---

૪૦. ૨૩ ના નિયોગવાળા ભાગ સાથે સરખાવો: 'સિદ્ધાંતસાર', પ્ર ૪ માના આ વચન: "જો સ્ત્રીને પુત્ર ન હોય, ને તેના પતિને એમ લાગે, કે પોતે પુત્ર ઉત્પન્ન કરી શકે એમ નથી તો તે, પોતાની પત્નીને, પોતાના નાના ભાઈને, એક પુત્ર ઉત્પન્ન કરવા માટે આપે. આનુ નામ નિયોગ. આ રીવાજ બહુ રીતે પળાયો હોય એમ લાગતુ નથી, પણ લખેલો છે ખરો એને ઉત્પન્ન થવાનુ કારણ સ્પષ્ટજ છે આર્યલોકોને ધર્મ વિના બીજુ મુખ્ય કર્તવ્ય હતુ નહિ, એજ તેમનું પરમ શ્રેય હતુ, એટલે આપણે, આગળ પિતૃઋણ કહી ગયા છીએ તે છોડવા માટે શ્રદ્ધા-જલિ દેનાર પુત્ર ઉત્પન્ન કરવોજ જોઇએ - પુત્ર ઉત્પન્ન કર્યા વિના પિતૃઋણ છૂટતુ નથી....આર્યલોકોને વ્યભિચારનો બહુ અનાદર છે, તે એટલે સુધી કે, ગુરુતલ્પગામી...જેવાને તો, દેહત્યાગ વિના બીજી શિક્ષા નથી. જેટલો વીર્યરક્ષા પર આગ્રહ છે, તેટલો ક્ષેત્રરક્ષા પર આગ્રહ છે પરાક્રમરૂ૧ વીર્ય અને શીલરૂપ રજ, ઉભયને સાચવવાના છે."

એ જ વરસના ઓગસ્ટના અંકમાં 'સુધારક' નામના મરાઠી પત્રમાં છપાયેલા એક લેખને આધારે રમણભાઈએ "સનાતન હિંદુધર્મ" નામનો કડક પણ તર્કશુદ્ધ લેખ લખી એવું પ્રતિપાદન કર્યું કે હિંદુધર્મનું કોઈ નિશ્ચિત સ્વરૂપ છે જ નહિ, એ ધર્મને સનાતન કહેવાનો કાંઈ અર્થ નથી :

જગતના કર્તા, નિયંતા, પરમાત્માની શ્રદ્ધાથી ભક્તિ કરવાનો આસ્તિકવાદ હિંદુધર્મમાં છે, તો મનુષ્યને બ્રહ્મ કહેવાનો અને આખરે બ્રહ્મના અસ્તિત્વની પણ ના પાડવાનો નાસ્તિકવાદ પણ હિંદુધર્મમાં સમાવેશ પામી શકે છે. હિંદુધર્મના ઘણાક પંથોમાં સુનીતિને ધર્મનું પ્રધાન અંગ ગણ્યું છે, તો કૃષ્ણની અનીતિના અનુકરણના ધોરણે બંધાએલા ગુરુપૂજાના માર્ગ અને સભ્ય વર્તનને અયોગ્ય વામમાર્ગ પણ હિંદુધર્મ કહેવાય છે...યજ્ઞયાગાદિ કર્મને કેવલ નિષ્ફલ અને નિરુપયોગી ગણી પરમ કલ્યાણ માટે જ્ઞાન અને ભક્તિમાં તત્પર થવાનો બોધ કરનાર મત હિંદુધર્મમાં પ્રધાનતા પામ્યા છે, તો યજ્ઞયાગથી જ મોક્ષ મળે છે એમ જે ગ્રંથોમાં અતિ સ્પષ્ટતાથી કહ્યું છે તે હિંદુધર્મના પરમમાન્ય પ્રમાણભૂત ધર્મગ્રંથો કહેવાય છે. મૃત્યુ પછી મનુષ્યો બીજા લોકમાં નિવાસ કરે છે અને ત્યાં રહ્યા રહ્યા વંશજો પાસે પિંડદાનની અપેક્ષા કરે છે એમ માની શ્રાદ્ધ કરવાના આચારનું હિંદુધર્મમાં વિધાન કર્યું છે, તો મૃત્યુ પછી મનુષ્ય આ લોકમાં ફરી જન્મ ધરે છે એ પુનર્જન્મમત પણ હિંદુધર્મમાં માન્ય છે. દયા ધર્મનું મૂળ છે એ મતનો હિંદુધર્મમાં સ્વીકાર થયો છે, તો પશુઓની હિંસા કરી બલિદાન આપવાનો ક્રૂર માર્ગ પણ સબળતાથી પોતાને હિંદુધર્મ કહેવડાવી શકે છે. એજ રીતે ઈશ્વરને નિરાકાર માનવા, સાકાર માનવા, ઈશ્વરનું એક અદ્વિતીય સ્વરૂપ પ્રતિપાદન કરવું, અનેક દેવોની પૂજા કરવી; શિવને એકમાત્ર સર્વમાન્ય પ્રભુ ગણવા, 'શિવ' શબ્દનો ગમે તે અર્થમાં ઉચ્ચાર કરવાથી પણ દૂર રહેવું; આ અને આવા અનેક પરસ્પર વિરુદ્ધ મતોનો હિંદુધર્મમાં સમાવેશ થાય છે.[૪૧]

અત્યાર સુધી રમણભાઈના ધર્મ પર પ્રહાર થતો, ને એમને બચાવ કરવા ઉદ્યુક્ત થવું પડતું. આ વખતે પહેલી જ વાર રમણ-

૪૧. ધસ ૧, પૃ. ૧૯૯–૨૦૦.

ભાઈએ મણિલાલના ધર્મમત પર પ્રહાર કર્યો, ને બચાવ કરવાનો વારો મણિલાલનો આવ્યો. '૯૫ના સપ્ટેમ્બરમાં એ જ મથાળે તેમણે રમણભાઈના લેખમાંની વિચારસરણીની ભૂલો દર્શાવવા પ્રયત્ન કર્યો; ભાષા સૌમ્ય વાપરી. ઑક્ટોબરના અંકમાં એ જ મથાળે આનો જવાબ આપતાં રમણભાઈએ પોતાના મતનું સમર્થન કરવાનો વિસ્તૃત પણ કંઈક પાંગળો પ્રયત્ન કર્યો. આ લેખમાં તેમણે સૌજન્યપૂર્વક ટીકા કરવા માટે સુદર્શનકારનો ઉપકાર માની "વિદ્દદ્વર્ગને યોગ્ય વિવેચનભાષાના નમૂના માટે એ લેખ તરફ દૃષ્ટિ કરવાની સર્વને વિનંતિ"[૪૨] કરી. આમ છતાં એમની ભાષામાં તો કટાક્ષ, ટેકડી વગેરે આવ્યા વિના ન જ રહ્યું. એના સારા ઉદાહરણ તરીકે એ લેખની છેલ્લી બે કંડિકા જોવા જેવી છે.

આ જ વર્ષના ડિસેંબરમાં પૂનામાં કૉંગ્રેસનું અધિવેશન ભરાવાનું હતું. સરકારી નોકરો સરકારની આંખમાં આવ્યા વિના કૉંગ્રેસનાં અધિવેશનોમાં હાજરી આપી શકે તે માટે રાનડે વગેરેએ અસલથી એવી યુક્તિ કરી હતી કે જે વર્ષે જે શહેરમાં કૉંગ્રેસ ભરાવાની હોય તે જ શહેરમાં તે પછીના દિવસોએ અખિલહિંદ સંસારસુધારા પરિષદ ભરાય; તેથી એ પરિષદમાં ભાગ લેવાને બહાને સરકારી અમલદારો કૉંગ્રેસમાં પણ જઈ શકે. દર વર્ષે અપાય છે તેમ આ વર્ષે અધિવેશનનો મંડપ સંસારસુધારા પરિષદની બેઠક માટે ન આપવો એવો દેશમાં શોર ઊઠ્યો, અને એ મતનો બહુમતીએ પરાજય થવા છતાં ઝગડાનું મૂળ દૂર રાખવા રાનડેએ એ અધિવેશન જુદા મંડપમાં ભર્યું. જાન્યુઆરી '૯૬ના 'જ્ઞાનસુધા'માં રમણભાઇએ આ ઘટનાની વિસ્તૃત નોંધ "સોશીઅલ કોન્ફરંસ" એ મથાળે પ્રકટ કરી. માર્ચના 'સુદર્શન'માં મણિલાલે "રાષ્ટ્રીય સભા અને સંસારસુધારા સમાજ" નામના લેખમાં લખ્યું કે 'સુધારક પરિષદને રાષ્ટ્રિય મંડપ વાપરવા ન દેવાયો તે સારું જ થયું એવો અમારો

---

૪૨. ઘરા ૧, પૃ. ૨૦૮.

મત છે.' આ વિચારપ્રેરક લેખમાં તેમણે એ દર્શાવવા પ્રયત્ન કર્યો કે હિંદમાં રાષ્ટ્રિય ઉન્નતિ અને સામાજિક ઉન્નતિ એ બંને પરસ્પર બહુ સંકળાયેલાં નથી. એપ્રિલના 'જ્ઞાનસુધા'માં રમણભાઇએ "સંસાર-સુધારા સમાજ" એ મથાળે 'આ મત ખોટો છે, કોઇ પણ દેશની ઉન્નતિ બીજી દિશાઓને ભોગે એક જ દિશામાં ન થઇ શકે,' એમ દર્શાવતો લેખ લખ્યો. જૂનના 'સુદર્શન'માં પોતાના જૂના મથાળા હેઠળ મણિલાલે રમણભાઇના કેટલાક લખાણનું બહુ જ તર્કશુદ્ધ ને સમર્થ વિશ્લેષણ કરી એમ દર્શાવવા પ્રયત્ન કર્યો કે આ બાબતમાં રમણભાઇને અને એમને ઘણી વસ્તુઓ એકસરખી ઇષ્ટ છે, માત્ર રમણભાઈ એ વસ્તુ સમજી શકતા નથી કે રાજ્યકર્તા પરદેશી હોવાથી રાજા અને પ્રજાનું હિત એક નથી, એટલે રાજકીય અને સામાજિક ઉન્નતિ બંને આવે સ્થળે સંકળાયેલાં હોતાં નથી. રમણભાઈએ આ લેખનો 'જ્ઞાનસુધા'માં ફરી જવાબ આપ્યો. મણિલાલે પોતાના લેખમાં પ્રાર્થનાસમાજનો ઉલ્લેખ કર્યો હતો તેના પોતે પહેલા રદિયામાં આપેલા જવાબને અનુલક્ષી તેમણે લખ્યું :

પ્રાર્થનાસમાજનો આ ચર્ચામાં સંબંધ ન છતાં સુદર્શનકારે આક્ષેપ-વૃત્તિ તૃપ્ત કરવા જે વાક્ય લખ્યું હતું તેનું અનૌચિત્ય દર્શાવવાનો અમે પ્રયત્ન કર્યો હતો. તે પરથી સુદર્શનકાર એટલું જ તાત્પર્ય લે છે કે પ્રાર્થનાસમાજનું નામ ગણાવ્યું તેથી અમને માઠું લાગ્યું છે. ગંભીર ચર્ચાને આમ આવેગમાં તણાઈ જતી જોઈ અને લઘુતાને લીધે ઉદારતા ક્ષીણ થતી જોઇ અમને ખરેખર ખેદ થાય છે. અમુક વ્યક્તિને કે અમુક મંડળને માઠું લગાડવાનો સવાલ જ નહોતો, પણ સાહિત્યનું [!] અને મોટા પ્રશ્નોના વાદવિવાદનું ગૌરવ સાચવવાનો સવાલ હતો. જે ઉતરતા વર્ગના ટીકાકારો વિષે સુદર્શનકાર ઘડી ઘડી ફરિયાદ કરે છે તેમને દૃષ્ટાંતથી યોગ્ય રીત શીખવવાની હોય તો આ આક્ષેપપરાયણ રીતિ તો તેમને શીખવવા જેવી નથી જ. સુદર્શનકાર કહે છે 'જે સ્વાતંત્ર્યના પવનનું પરિણામ સુધારો છે તે જ સ્વાતંત્ર્યનું રસાયન ધર્મમાં હોમાવાથી બની આવેલું સુવર્ણ પ્રાર્થનાસમાજ છે, એટલે અમારે તો સત્ય છે તે કહેવું જ પડે. અને કસોટીએ ચઢતાં જે કીમત થાય તે કહેવી

પણ પડે ' આ છેલ્લુ વાક્ય લખતા સુદર્શનકારને વિસ્મૃતિ થઈ ગઈ છે કે આ ચર્ચામા કસોટી ચઢાવી જ નહોતી, અને તે વિના કીંમત કરવાથી ફક્ત કીંમતની જ કીંમત થાય છે, બીજા કશાની કીંમત થતી નથી 'સ્વાત યના પવનને' સુદર્શનકાર અનિષ્ટ ગણે છે એ કઈ વિચિત્ર છે રાષ્ટ્રીય સસ્થામા સ્વાતત્ર્યની ભાવનાને અભિનદન આપવા તેઓ તત્પર છે, સસારમા યુરોપને દષ્ટાતે તેને અયોગ્ય ગણી આખરે આ દેશના 'પ્રાચીન શાસ્ત્રાદિ' 'તથા લોકવ્યવહાર' ને આધારે તેનો સ્વીકાર કરવા તેઓ ઇચ્છા દર્શાવે છે, અને અહીં તેને પવન કહીને સસાર અને ધર્મમા તિરસ્કારી દૂર કરવાની વૃત્તિ તેઓ દેખાડે છે અલબત સ્વાતત્ર્યભાવનાના મદિરમા તો આવી અસ્થિર વૃત્તિના ઉપાસકો તરફ બહુ શકાભરી દષ્ટિથી નજર કરવામા આવશે.

'જે સત્ય છે તે કહેવુ જ પડે' એ તો અલબત ધન્યવાદની વાત છે, અને એ કાર્ય ન છૂટકે દયા ખાતા ખતા થતુ હોય એવી ભાષામા તે જણાવવાની જરૂર નથી

છેવટે કહીશું કે સસારસુધારો એમ માનતો હોય કે તેનાથી જ આ જગત્ સ્વર્ગ થઈ જવાનુ છે તો તેમ માનવાની તેને સર્વ પ્રકારની છૂટ છે તેનુ માનીને તેવો અમલ કરવા સમાજ, કાયદા, ગમે તે કરે કરાવે તો તેમા પણ કોઈ પ્રતિબધ કરવા ઇચ્છતુ નથી' આ 'મતાતરસહન[૪૩] માટે સુધારકવર્ગ બહુ આભારી છે, પરતુ નિરાશા, વ્યગ્રતા, અને ક્રોધના આવા પ્રાકૃત વા ચોથી કાઈ દલીલ પ્રગટ થતી નથી ઊલટી દલીલની અવગણના પ્રગટ થાય છે[૪૪]

સસારસુધારા સમાજની આ ચર્ચા ચાલતી હતી તે દરમ્યાન માર્ચના 'સુદર્શન'મા મણિલાલે "સામયિક પત્રો" નામનો એક ટૂકો તટસ્થ ઉપયોગી લેખ પ્રકટ કર્યો, ને તેમા 'જ્ઞાનસુધા'નુ મૂલ્યાકન આ રીતે કર્યું "'સુધારા'ને નામે ચાલતી વ્યવહારભાવના અને બ્રહ્મોસમાજને નામે ચાલતી ધર્મભાવનાનો પક્ષ ધારણ કરી સારી વિદ્વત્તા સાથે ચર્ચા ચલાવે છે ક્વચિત્ 'ભદ્રભદ્ર' જેવી કોમને પણ

૪૩ 'અવલોકન' માનો મણિલાલનો પ્રયોગ, જુઓ આ પૂર્વે

૪૪ ધસર ૨ પૃ ૩૧૦-૩૧૨

લાગુ ન પડે અને તેથી કશી અસર ન કરી શકે તેવી વાર્તાઓ યોજવાની કે વ્રતાદિકનો મર્મ ન સમજતાં ઉપહાસ કરવાની વ્યર્થ પ્રવૃત્તિ કરે છે. સાક્ષરતા સારી છે.'' એપ્રિલમાં મુંબઇમાં સનાતનધર્મ પરિષદ મળી, ને તેમાં મણિલાલે એક નિબંધ વાંચ્યો, જે એ જ માસના 'સુદર્શન'માં પ્રકટ થયો. મેથી સપ્ટેમ્બરના 'જ્ઞાનસુધા'માં પ્રકટ કરેલા સ્વધર્મને નહિ પણ સત્યધર્મને વળગવું જોઇએ એમ સમજાવતા, પૂર્વાર્ધમાં સનાતનધર્મ પરિષદ કે સુદર્શનકારના કોઇ જાતના ઉલ્લેખ વિનાના "સ્વધર્મ પરધર્મ" નામના લેખના અંત તરફના ભાગમાં રમણભાઇએ જણાવ્યું કે: "..."સનાતનધર્મ પરિષદ" નામે જે એક સભા મળી હતી તેનો ઉદ્દેશ દરેકને પોતપોતાના ધર્મમાં કાયમ રાખવાનો પ્રયત્ન કરવાનો છે કે કેમ તે...જાણવામાં નથી પરંતુ એમ હોય તો એવો પ્રયત્ન સત્યની અને ધાર્મિકતાની વિવૃદ્ધિને કેવળ પ્રતિકૂળ છે એ ઉપરની ચર્ચાથી સમજાશે.''[૪૫] આ પછી તેમણે મણિલાલના પૂર્વોક્ત લેખમાંની "પોતપોતાનો સંપ્રદાય કે ધર્મ હોય તેને પૂર્ણ શ્રદ્ધાથી પાળવો એ જ ખરી ધાર્મિકતા છે" એ સલાહનું ખંડન કર્યું.

આ એકબીજાની કંઇકકંઇક કદર બૂઝતા અને કોઇકવાર એકમત અનુભવતા સવાબે વર્ષના ત્રીજા તબક્કા પછી આઠ મહિને રમણભાઇ–મણિલાલના વિવાદનો અંતિમ તબક્કો શરૂ થયો. 'હૃદયવીણા' બહાર પડતાં મણિલાલે એપ્રિલના 'સુદર્શન'માં એને અનેક રીતે ઉતારી પાડી. નરસિંહરાવ કહે છે કે, ચૌદ પંદર વરસ પર પોતે મણિલાલના 'ઉત્તરરામ ચરિત'ના ભાષાંતરમાં જે પ્રકારના દોષ કાઢ્યા હતા તે જ જાતના ખોટા દોષો એમાં તેમણે કાઢ્યા.[૪૬] એ

૪૫ ધસ ૧, પૃ. ૨૫૭

૪૬. ૨મ, પૃ. ૨૨૧. 'હૃદયવીણા'ના છંદોદોષ પરત્વે નરસિંહરાવનું આ વિધાન બરાબર છે; બાકીની બાબતો પરત્વે સિંહ ઉ. મણિલાલનું અવલોકન છપાયું તે સમયે એમણે પોતે પણ નરો.માં એવી કોઇ નોંધ કરી નથી.

અવલોકન લખતા 'કુસુમમાળા'ને પોતે બહુ વખાણી હતી એ વાતનુ પણ તેમને વિસ્મરણ થઇ ગયુ, ને "ગૂજરાતના લેખકો" (૨) (લેખકો અને સુધારકો "નો પ્રત્યુત્તર)ની બધી મીઠાશ એમને તજી ગઇ '૯૭ ના જૂનથી રમણભાઇએ આ અવલોકનનું અવલોકન 'જ્ઞાનસુધા'મા શરૂ કર્યું ને એમણે પણ 'લેખકો અને સુધારકો" (૨) ની મીઠાશ બાજુએ મૂકી — બલ્કે એમનાથી મુકાઇ ગઇ આ અતિ લાબા રદિયા અને અવલોકનમા રમણભાઇને સહજ સૂક્ષ્મ દર્શી દૃષ્ટિ, ને મે અન્યત્ર નોધેલી કવિતાનો મર્મ ગ્રહણ કરવાની શક્તિ ઉપરાત જવાબ આપવાની બાહોશ વકીલને જ સાધ્ય થાય એવી વિરલ કલા પણ દેખાઇ આવે છે સાહિત્યકીય મતાતરોની પટામાજીમા હકીકત, લાલવી, અને જરૂર પડતા હેતુદોષોની સહાયથી પ્રતિપક્ષીને માત કરવાનો સમર્થ પ્રયાસ કરતા આવા જબરા જવાબો ઓછા હશે અવલોકનમાના દસબાર મુદ્દા ઉપાડી રમણભાઇ તેનો આ પ્રમાણે જવાબ આપે છે

૪૭(૧) મણિલાલે લખેલુ પુસ્તકમા "બાહ્યદૃષ્ટિથી કરેલા વર્ણનો છે' રમણભાઇ ઉદાહરણો આપી આ વિધાન ખોટુ ઠેરવે છે ૪૮

(૨) મણિલાલે કહેલુ "આ કાવ્યસમૂહમા કેટલાક ખડકાવ્યો છે પણ વસ્તુના ધ્વનિથી તેમા આવતા વર્ણનોને પોષણ મળેલુ જણાતુ નથી' રમણભાઇ પુસ્તકમાના વર્ણનયુક્ત પણ ધ્વનરહિત કાવ્યો, સહેજ વૃત્તાન્તયુક્ત પણ વર્ણનરહિત કાવ્યો, અને ચદ્ર તારા વગેરે વર્ણ્ય પદાર્થો જાતે જ મુખ્ય વ્યક્તિઓ બની વૃત્તાન્તના પ્રવર્તક બન્યા હોય તેવા કાવ્યોને આ વિધાન લાગુ ન જ પડે એમ દર્શાવી કહે છે કે આ વિધાન માત્ર બાકી રહેલા "નાટક

૪૭ સગવડ ને વ્યવસ્થા ખાતર થોડો ભાગ આગળપાછળ ખસેડી આ આન્ડાવાર વર્ગીકરણ મે કર્યું છે

૪૮ દસા ૨, પૃ ૧૬૩-૧૬૭

એટલે નિશ્ચિત વાચ્યાર્થવાળા શબ્દો દ્વારા જ કવિ પોતાની રચના કરી શકે...નવી ભાષા યોજીને કાવ્ય કરે તો તે અરણ્યરુદિત જ થાય." રમણભાઈએ લખ્યું કે "નવી, અદ્ભુત, અપૂર્વ સૃષ્ટિ રચવી એ કવિનું કામ છે."શેલી કહે છે તેમ, "જાણે કોઈ દિવ્યતર સ્વરૂપનું" કવિના "સ્વરૂપદ્વારા પ્રકાશન થાય છે." તે વાણીમાં પ્રકટ કરતાં શબ્દોની રૂઢ અને સાધારણ શક્તિઓ બસ ન જ થાય. 'નેત્રકમલ', મહાભારતકારના 'પુણ્યશ્લોક' કે ગીતાકારના 'વિશ્વરૂપદર્શન' એ રુચિર શબ્દપ્રયોગોનો ઉપયોગ પહેલો થયો ત્યારે જનતા માટે નવો જ હતો. "શેક્સપિયર, કાલિદાસ, વગેરેનાં વચનો અને વાક્યો પ્રચલિત ભાષામાં સૂત્રરૂપે દાખલ થઈ ગયાં છે....તેનું કારણ એ જ છે કે...તેમણે...જુના પરિચિત શબ્દો વડે નવા અપરિચિત પદ બનાવ્યાં." "નવી ભાષામાં રહેલો અર્થ વ્યંગ્ય તો હોય જ, સર્વથા સ્પષ્ટ ન હોય, પરંતુ વ્યંગ્યત્વમાં જ કવિતાની ખુબી છે."[૫૩]

અહીં પણ બંનેની વાત સાચી છે. રમણભાઈ કહે છે તેમ ચમત્કૃતિ માટે અથવા નવીન વિચારસંભાર વ્યક્ત કરવા માટે જૂના શબ્દો નવા અર્થમાં અથવા તો નવા જ શબ્દો યોજવા પડે છે. હર્બર્ટ રીડ પોતાના ગદ્ય વિશેના પુસ્તકની શરૂઆતમાં કહે છે તેમ ગદ્યમાં શબ્દો તે ને તે અર્થમાં આવ્યા કરે, કવિતામાં તે ને તે શબ્દો હોય તોપણ હમેશાં નવા અર્થમાં આવ્યા કરે એ જ બંનેની ખૂબી અને શક્તિ છે. પણ જ્યાં જ્યાં સાચો કવિ નવા પ્રયોગો યોજે છે ત્યાં—શેક્સપિયર અને કાલિદાસના દાખલામાં દેખાય છે તેમ—એ બધાંની પાછળ એટલી કવિપ્રતિભા રહેલી હોય છે કે એના ચમત્કારને લીધે એ નવો અર્થ ઉપજાવી શકે છે. પ્રતિભા અને અર્થનો ચમત્કાર બંને નિર્બળ હોય ત્યાં એ ક્રિયા પ્રવર્તે જ નહિ. એવે પ્રસંગે જૂના શબ્દો નવા અર્થમાં હોય કે નવા જ શબ્દો હોય, પણ એવી કવિતા અરણ્યરુદિત જ બને. આવી નિષ્ફળતાનો

---

૫૩. પૃ. ૨૫૩–૨૬૬.

સહુથી અર્મદિગ્ધ દાખલો નર્મદનો છે. નર્મદની નિષ્ફળતા સૂચવે છે કે વાચ્યાર્થ બોધક તો હોવો જ જોઈએ. આ વાત સાચી છે તો સર્વથા સ્પષ્ટ નહિ એવા "વ્યંગ્યત્વમાં જ કવિતાની ખુબી છે" એ વાત, વ્યાવર્તક 'જ' કાઢી નાખીએ તો, ખોટી નથી. આપણે ત્યાં પ્રો. પાઠક મણિલાલની જેમ વાચ્યાર્થની સ્પષ્ટતાનો આગ્રહ રાખે છે,[૫૪] તો પ્રો. વિષ્ણુપ્રસાદ "કૃષ્ણકાટોરી"ના વાચ્યાર્થની સ્પષ્ટતા વિનાના વ્યંગ્યાર્થને પ્રશસ્ત ગણે છે. પશ્ચિમમાં આ મત ધરાવતો એક સંપ્રદાય પણ છે. અસ્ફુટ કાવ્યનો પક્ષ લેતાં ટાગોર કહે છે, "માણસના મુખમાથી એવી અનેક વાતો નીકળે છે જે પ્રકાશ અને અંધકારના મિશ્રણરૂપ હોય છે, જે સમજાતી નથી તેમ છતાં સમજાય છે, જેને છાયાના જેવી અનુભવીએ છીએ, છતાં પ્રત્યક્ષ કરતા વધુ સત્ય માનીએ છીએ. તે સર્વત્ર વ્યાપ્ત અસીમ અતિજગતનું રહસ્યકાવ્ય જ્યારે કોઈ કવિ પ્રગટ કરવા પ્રયત્ન કરે છે, ત્યારે તેની ભાષા સ્વાભાવિક રીતે જ રહસ્યમય બની જાય છે."[૫૫] આ મત સ્વીકારી લેતા પણ 'હૃદયવીણા'મા એ જાતનુ વાચ્યાર્થ પારનુ હૃદય-મનને સૌરભથી ભરી દેતુ વ્યંગ્ય નથી જ

(પણ) મણિલાલે લખ્યુ હતુ "દિવ્ય એ શબ્દમાં કોઈ મહોટુ કાવ્યત્વ અને વ્યજકત્વ આપણા આ કવિને લાગ્યુ છે અને ...ગમે તેને પણ 'દિવ્ય' એ વિશેષણ લાગવાથી ઘણુ ગૂઢ વ્યંજકત્વ આવી જતું હોય એમ તેઓ માને છે. પણ શબ્દશક્તિનો વિચાર કરતા સ્પષ્ટ જણાશે કે 'દિવ્ય' શબ્દની શક્તિ આપણા ગૂજરાતી વાચકોને હજી અવગત નથી, તેમ સસ્કૃતમાએ દિવ્ય એટલે 'દેવતા સબંધી' — 'સ્વર્ગનુ' એ કરતા કોઇ વધારે ભવ્ય અર્થ જાણવામા નથી. આ કવિને તો 'ડિવાઇન' ખાસ ઈશ્વરે પ્રેરેલું, મોકલેલું, ઈશ્વરી એ અર્થ . ઇષ્ટ છે" રમણભાઇ લખે છે,

૫૪. અર્વાચીન કાવ્ય-સાહિત્યના વહેણો, પૃ ૪૨
૫૫. ભુપ્ર, પુ. ૯૫, પૃ ૨૪૬.

વિષયની રચનાને મળતા સ્વરૂપવાળાં કાવ્યો વિશે" રહે છે, ને આવાં કાવ્યોમાં યથાવકાશ તેવું પોષણ મળેલું જ છે.[૪૯]

(૩) મણિલાલ કહે છે કે રાત્રિ, ચંદા, તારા વગેરે એનું એ જ બધાં કાવ્યોમાં આવ્યાં કરે છે. રમણભાઇ કહે છે, એ સાચું છે, પણ તેથી તે "કલ્પના કે અલંકારનું વૈચિત્ર્ય પ્રત્યેક પ્રસંગે જણાવી ન શકતાં, જુદા શબ્દોથી પણ તે ને તે જ રૂપે વર્ણવાયલાં આવે છે" એ વિધાન સાચું નથી. "પ્રકૃતિ અને મનુષ્યહૃદયનો સંબંધ દર્શાવનાર કવિની કૃતિમાં પ્રકૃતિના પદાર્થો ફરી ફરી આવે એ સ્વાભાવિક છે. એકવાર કાવ્યમાં વર્ણવેલા પદાર્થ કવિ શા માટે ફરી ગ્રહણ કરે?—એવો વાંધો લેવાને વાચકને હક નથી, કેમકે કયે પ્રસંગે કેવો પદાર્થ ભાવાનુકૂલ જણાય એવો નિયમ પ્રથમથી થઇ શકતો નથી, અને કવિત્વની સ્વયંભૂ ઉત્પત્તિ પ્રમાણે કવિનું હૃદય પ્રવૃત્તિ કરતું હોવાથી વિષયોની પસંદગીનું અમુક ધોરણ બાંધી શકાતું નથી. વળી, પ્રકૃતિના પદાર્થો એવા અખૂટ કવિત્વથી પરિપૂર્ણ છે કે પ્રત્યેક પદાર્થ નવા પ્રસંગોના નવા નવા ભાવોનો પ્રતિધ્વનિ આપી શકે છે અને નવી નવી વૃત્તિઓને અનુરૂપ થઇ શકે છે." અને 'હૃદયવીણા'માં આ વૈવિધ્ય છે જ, એ બધાં "તે ને તે જ રૂપે" આવતાં નથી.[૫૦] રમણભાઇએ અહીં કહેલી પુનરુક્તિની સાહજિકતા અને પ્રકૃતિના અખૂટ કવિત્વની વાત સાચી છે, પણ તે પ્રકૃતને લાગુ પડતી નથી. 'હૃદયવીણા'માં તે તે પદાર્થો જ નહિ, તે ઉપરાંત કલ્પના, ભાવ શબ્દો અને પ્રસંગો પણ લગભગ તેનાં તે જ છે.

(૪) આગળ ચાલતાં રમણભાઇ કહે છે, "સુદર્શનકારની અરુચિનું પૃથક્કરણ કરતાં તેમનો વાંધો વાસ્તવિક રીતે રસવિષયક નથી પણ ધર્મવિષયક છે." "આ કાવ્યના રચનારને તત્ત્વસંબંધે

૪૯. પૃ. ૧૯૭-૧૯૯.    ૫૦. પૃ. ૧૯૯-૨૦૫ ઈ.

કોઇ અમુક પ્રકારની અને ઘણું કરી ક્રીશ્ચીઅન ધર્મને અનુકૂળ આવે તેવી તત્ત્વવ્યવસ્થા ઇષ્ટ જણાય છે, ને તેનો રંગ તેના કાવ્યમાત્રને લાગ્યો છે" એ મણિલાલનું વિધાન સાચું નથી, પણ સાચું હોય તોય કવિતાનો કાવ્યરસ માત્ર એ કારણથી ઓછો ન થાય. બૌદ્ધ-ધર્મ ન માનનાર વ્યક્તિ 'લાઇટ ઑફ એશિયા' આસ્વાદી શકે તો પોતાનાથી વિરુદ્ધ ધર્મમતવાળાં કાવ્ય ગુજરાતીઓ કેમ ન આસ્વાદી શકે?[૫૧] રમણભાઇની આ વાત સાચી છે, તો સાથે જ એ પણ સાચું છે કે રસનું અધિષ્ઠાન ભાવકનું ચિત્ત છે. અને એ ચિત્તમાં જે જાતના સંસ્કારો ન હોય તે વિશેનું સાહિત્ય આસ્વાદ્ય ન બને. ઉ. ત. જો કોઈ ને ખ્રિસ્તી ધર્મ પ્રત્યે આદર જ ન હોય તો ઈશુ પ્રત્યે ભક્તિ દાખવતી કવિતા એને મનોરમ કેમ બને? સનાતની હિંદુઓ કરતાં જુદી માન્યતા હોવાથી સનાતનીઓને ભક્તિરસનો આસ્વાદ કરાવતી કૃષ્ણવિષયક કવિતા રમણભાઇને પોતાને શૃંગારવિષયક યા જુગુપ્સાકારક[૫૨] નથી લાગતી? એકંદરે, સામાન્ય ભાવકો માટે મણિલાલની વાત સાચી છે, વિશેષ સંસ્કારી ભાવકો માટે, આર્નોલ્ડનું ઉદાહરણ સૂચવે છે તેમ, રમણભાઇની. આમ સિદ્ધાંત પરત્વે બંને ઓછેવત્તે અંશે સાચા હોવા છતાં નરસિંહરાવ પરત્વે બંને ખોટા છે. 'હૃદયવીણા'ના પ્રાર્થનાસમાજી અંશોને લીધે કાવ્યો આસ્વાદ્ય નથી બનતાં એ વાત ખોટી છે. એની આંતરિક રસવત્તા બહુ ઊંચી નથી એ એનુ સાચું કારણ છે. 'લાઇટ ઑફ એશિયા'ને બહુ ઉત્તમ કાવ્ય ન ગણીએ તો પણ એના જેટલો રસ પણ 'હૃદયવીણા'મા ક્યાં છે?

(૫) સુદર્શનકારે લખ્યુ હતું કે "તે તે સમયના પરિપાક કરતાં શબ્દપ્રયોગ પરત્વે તો, કાવ્યની ભાષા હંમેશાં કંઇક પાછળ જ રહે છે...શબ્દની વ્યંજનાશક્તિ દ્વારા કાવ્યનો વ્યાપાર ચાલે છે,

---

૫૧. પૃ. ૨૧૬-૨૨૭.

૫૨. હસા ૨, પૃ. ૬૭-૭૦, ૭૬. વળી જુઓ પૃ. ૮૩.

દિવ્ય શબ્દ ' ગીતા ' અને બીજા અને ત્રીજા ' મુંડક 'માં પરબ્રહ્મ માટે અને લગભગ એ જ અર્થમાં બેવાર સુદર્શનકારની 'ગીતા'ની ટીકામાં તથા અનેકવાર એમના ' ચારિત્ર 'માં યોજાયેલો છે. " ગુજરાતના લેખકો "માં ગહન વિષય માટે અપરિચિત છતાં સંસ્કૃત શબ્દો વાપરવાની ભલામણ કરનાર સુદર્શનકારને માત્ર દિવ્ય ' શબ્દ સામે શો વાંધો છે તે સમજાતું નથી. " પ્રભુ ખ્રિસ્તની બાલ્યાવસ્થાના વૃત્તાન્તનો પ્રસંગ હોય ત્યાં ડિવાઇન ચાઇલ્ડ ( દિવ્ય બાલક ) પદથી ઇંગ્રેજીમાં તે પુરુષ ઉદ્દિષ્ટ થાય, પરંતુ એવા સંબંધ વિના પણ એ પદ ' કહીએ તો " ક્રાઇસ્ટ " એમ હરકોઇ સમજે ' એમ સુદર્શનકાર શા આધારે કહે છે તે જાણવામાં નથી;" વગેરે. ' હૃદયવીણા 'માં દિવ્ય શબ્દના ઉપયોગમાં " જે દોષ છે તે... એટલો જ કે કાવ્યોમાં એ શબ્દનો એ અર્થ ઘણે પ્રસંગે પ્રસ્તુત ભાવથી ફલિત થતા દઇ ' દિવ્ય ' શબ્દ ઘણો ઓછો વાપરવો જોઇતો હતો." અંતમાં તેઓ કહે છે, ' હૃદયવીણા 'માં દિવ્ય શબ્દ વારંવાર વપરાયો હોય તોય કવિએ ભાવની પુનરુક્તિ જ નથી કર્યા કરી.[૫૬]

રમણભાઈએ બતાવ્યું છે તેમ સંસ્કૃતમાં દિવ્યનો ' ડિવાઇન ' અર્થ થાય છે જ. મોનિયેર વિલિયમ્સ ને આપ્ટેના કોશો દિવ્યના આ અર્થને પહેલો મૂકે છે. આ કારણે, ને વિશેષ તો 'ડિવાઇન'-નો ભાવ કાવ્યમાં મૂકવો છે એટલે, દિવ્ય શબ્દ વપરાય તે ખોટું નથી; તે શબ્દ પ્રયોજાય તે સામે વાંધો ન હોવો જોઇએ. ઘણીવાર અર્વાચીન ગુજરાતી વિચારકો અને કવિએ પહેલાં અંગ્રેજીમાં વિચાર કરીને પછી સંસ્કૃત શબ્દો અંગ્રેજીના ભાષાંતર તરીકે જ મૂકે છે, કારણ તેઓ પ્રેરણા પશ્ચિમમાંથી લે છે. કવિ કે વિચારકના મનમાં પહેલાં ' ડિવાઇન ' શબ્દ જ આવે, ને પછી તેના યોગ્ય સમાનાર્થ શબ્દ માટે શોધ કરતાં તેને ' દિવ્ય ' જડે તે મૂકે. એટલે શબ્દની

૫૬. પૃ. ૨૨૩-૨૩૩.

શકિત પરત્વે મણિનાનનો વાધો નિષ્કારણ નથી, છતા ભાષા આ રીતે જ આગળ ચાલે છે વિવિધ કવિઓના પ્રયોગોને લીધે આજે 'દિવ્ય' શબ્દ ભાષામા આવી પણ ગયો છે પણ, પ્રકૃત કાવ્યના અનુભવમા ' દિવ ' સબધી ખરો વાધો એ છે કે બીજુ કાઇ ન મળે એટલે કવિ એ શબ્દ વાપરે છે, એ પ્રયોગ અતિ સામાન્ય થઇ જાય છે, ને એ શક્તિને બદલે શક્તિની ઊણપ બતાવે છે રમણભાઇએ મણિનાનના ' ચારિત્ર 'મા ' દિવ્ય ' ' ડિવાઇન 'ના અર્થમા વાપરેલો જણાવેલો છે, પણ ' ચારિત્ર 'માથી તેમણે પોતાની વાત પુષ્ટ કરવા જે અવતરણ ઉતાર્યું છે તે સમર્થ નથી "વિષય વાસનાથી વિભિન્ન એવા પ્રેમના દિવ્ય ભાવને લીધે જ આખી સૃષ્ટિનુ યૌવન અને સુરસ પણ સચવાય છે " આ અવતરણમા ' દિવ્ય 'નો અર્થ ' ઇશ્વરી ' જ થાય છે એમ ન કહેવાય એ લોકોત્તર 'ના અર્થમા પણ વપરાયો હોય

(પછ્યા) મણિનાને લખ્યુ હતુ, " ' અનતતા દેવી (ઇન્ફિનિટી) " નવદ્યવન " (ન્યૂ લાઇફ) (નાઇટ આફ્ટર ડેથ) અમરભૂ (ઇમ્મો ર્ટલ હેવન) અમૃતતત્ત્વસિંધુ ( ઓશન આવ્ ઇમ્મોર્ટાલિટી ) એવા કેવળ યુરોપીય વાચકથી અગરેજી આકારે સમજી અને ગ્રહી શકાય તેવી શક્તિવાળા શબ્દોને પ્રયોજી તથા ઉદ્દેશી જે કા યો રચાય છે તે કેવળ નીરસ અને ગ્રહણ પણ ન થઇ શકે એવા કિનષ્ટ કહેવાય તો તેમા આશ્ચર્ય નથી એ બધા શબ્દો ક્રીશ્ચિઅન ધર્મ જાણનારને પરિચિત હોઇ ધ્વનિના બોધક છે, આપણને કશો અર્થબોધ કરી શકતા નથી ' રમણભાઇએ લખ્યુ

આ 'આપણુ'મા સુદર્શનકારનો સમાવેશ થતો હોય તો દિલગીર છીએ પરતુ તેમ નથી એ શબ્દોથી સુદર્શનકારને અર્થનો અને ધ્વનિનો બોધ થાય છે, તેમણે એ શબ્દોના 'અગ્રેજી આકાર' લખ્યા છે તેથી તેમને મતે પણ ઇગ્રેજી જાણનાર સુશિક્ષિત ગુજરાતીઓને તો આ શબ્દો- વાળા કાવ્ય કિલષ્ટ નહિ જ લાગે

અનંતતા, પરલોક, સ્વર્ગ, અમૃતત્વ : એ વિચારો આ દેશમાં પ્રવર્તતા ધર્મોમાં પરિપૂર્ણ રીતે સ્વીકારેલા છે...

સુદર્શનકારની ખાનગી રુચિ-અરુચિથી રસસાહિત્યમાં ફેરફાર થઈ શકે એમ નથી.[૫૭]

ઉપર્યુક્ત શબ્દોનો પ્રયોગ નરસિંહરાવે અંગ્રેજીમાંથી જ કર્યો છે એ મણિલાલની વાત સાચી છે. જૂનામાં આ વિચારો હતા જ એ રમણભાઈના વિધાનને અમુક અંશે સાચું માનીએ તોપણ નરસિંહરાવે એ વિચારો વેદાદિમાંથી કે જૂની કવિતામાંથી નહિ પણ અંગ્રેજીમાંથી જ લીધેલા છે. જૂની કવિતામાં આવા પ્રયોગો અપવાદરૂપે જ મળી આવે છે, અને તે પણ સ્વલ્પ. એટલે એ વખતના માત્ર ગુજરાતી ભણેલાઓ આવા પ્રયોગો નહિ સમજતા હોય એ વાત સાચી છે. પણ આપણી કવિતા અંગ્રેજીમાંથી પ્રેરણા ને અનુભવ લેતી હોય તો આમ બને એ સ્વાભાવિક છે, એનો બીજો ઉપાય નથી. મણિલાલ પોતે પણ નરસિંહરાવથી વધુ સારા બીજા પ્રયોગો બતાવી શકતા નથી. આ રીતે શબ્દો લેવામાં ભૂલ થતી હોય તોય એ અતિ સામાન્ય ને ક્ષમ્ય છે. મણિલાલની તરલા પણ કાંતાના બગાનો હાર કાપતી વખતે પોતાના હૃદયને હિમ્મતવાન થવાનું કહેતાં 'બી એ મન'ના પર્યાયવાચક "મનુષ્ય થા"નો પ્રયોગ ક્યાં નથી કરી બેસતી? વળી જુદા જુદા ભાવકોને આવા નવીન શબ્દોથી કેટલીક વાર જુદો જુદો અર્થબોધ પણ થતો હશે. છતાં ભાષા એ રીતે જ સમૃદ્ધ થાય છે. ધીમે ધીમે આવા પ્રયોગો પ્રચલિત થાય છે. નરસિંહરાવનો 'અમૃતત્વસિંધુ' નવીનોએ અપનાવી પણ લીધો છે.

(૫૬) "દિવ્ય સુંદરીઓનો ગરબો" વિશે મણિલાલે લખ્યું હતું, "'દિવ્ય સુંદરી' એ શબ્દની શક્તિ જ પ્રથમ તો આપણા વાચકોને જડવાની નહિ, પછી......ગરબાને શી રીતે ગ્રહણ કરે?

૫૭. પૃ. ૨૩૩–૨૪૦.

તેમાં પણ તે દિવ્ય સુંદરીઓ ચંદા, શુક્રતારા ને તારા સખી એવી દેખીને તો કાનને ક્લેશ જ થાય, કેમકે ચંદ્ર કે શુક્રને સખી–રૂપે આપણો વાચક વર્ગ ઓળખતો જ નથી." રમણભાઈ કહે છે:

શબ્દની અભિધાશક્તિનો પ્રશ્ન જ નથી, કેમકે 'દિવ્ય' અને 'સુંદરી' શબ્દના સાધારણ અર્થ સર્વ કોઇ જાણે છે. એ શબ્દથી શું લક્ષિત છે એ જ સવાલ છે. કાવ્યને મથાળે 'દિવ્ય સુંદરી' શબ્દ વાચતા કઈ સ્ત્રીઓનો કાવ્યમા ઉદ્દેશ કર્યો હશે એમ વાચકોને શંકા થાય અને કાવ્ય વાચ્યા વિના એ શંકાનું નિવારણ થાય નહિં એમ સુદર્શનકારનું કહેવું હોય તો તે વિશે તકરાર નથી.

...'ક્રીશ્ચીઅન ધર્મ જાણનાર યુરોપીય વાચકો' કાવ્ય વાચ્યા વિના 'દિવ્ય સુંદરી' શબ્દ વાચતા તરત તે શબ્દનો અર્થ ગ્રહણ કરી શકે એમ નથી. ક્રિશ્ચિયન ધર્મના ઉપદેશમા અથવા અભ્યાસમા (ચંદ્રા વગેરેના) ઉદ્દિષ્ટ અર્થમા એ શબ્દ આવતો નથી, તેમ જ એ શબ્દનો અર્થ એકદમ ગ્રહણ થઇ જાય એવું સામર્થ્ય એ ધર્મના અનુસરણથી પ્રાપ્ત થાય છે એમ કોઈ ચુસ્ત ક્રિશ્ચિયનોનુ પણ કહેવું નથી. એ સિવાયના બીજા ધર્મ જાણનાર અને બીજા દેશના વાચકો પણ એ જ પ્રમાણે 'દિવ્ય સુંદરી' શબ્દનો અર્થ કાવ્ય વાચ્યા વિના સમજી શકે એમ નથી 'મેઘદૂત' 'કુમારસંભવ', ઇત્યાદિ શબ્દો પણ એવા છે...

અને કાવ્ય વાચ્યા પછી 'દિવ્ય સુંદરી' નો અર્થ સમજાય જ છે.[૫૮]

રમણભાઈની આ વાત યથાર્થ છે.

(વ્રૈ) રમણભાઈ આગળ કહે છે, ચંદ્ર અને શુક્રને સખી કલ્પવામા નવીનતા છે, પણ તે "કાવ્યત્વની વિરોધી શી રીતે છે?" 'કાવ્યપ્રકાશ'ના દસમા ઉલ્લાસના એક ઉદાહરણમા રાત્રિને કાપાલિકી ને ચંદ્રને તેનું મુદ્રાકપાલ કહેલું છે, 'કાદંબરી'માં "ચંદ્રને સિંહનુ...તથા અંધિકારને હાથીના ગણ્ડસ્થલનુ રૂપક આપ્યુ છે." નર્મદે 'ચંદા' શબ્દ ચાંદની ને ચંદ્ર બંનેના અર્થમા વાપર્યો છે. "સંસ્કૃત...માં તારા શબ્દ...પણ છે, તેમ જ રોહિણી વગેરે નક્ષત્રોને ચંદ્રની સ્ત્રીઓ કલ્પી છે તેથી સ્ત્રીત્વના આરોપની કલ્પના

૫૮. પૃ. ૨૪૨-૨૪૫

છેક નવીન તો નથી જ. વળી...સંસ્કૃત કવિતામાં સ્ત્રીજાતિવાળા ઉપમેય કે ઉપમાન સાથે ઉપમામાં ઘટના થવા સારુ પુરુષજાતિ-વાળા શબ્દોને વ્યાકરણના પ્રત્યયો લગાડી સ્ત્રીજાતિવાચક કરવામાં આવે છે...'ભુજલતા', 'બાહુલતા', 'ખડ્ગલતા'.[૫૯] રમણભાઈની આ વાત પણ સાચી છે.

(૧૯) મણિલાલ:

"પંથ અરણ્ય ચીરી જતો રે અંતે, જ્યહાં ઊંચી કમાન,
દ્વારપાલ મૃત્યુ નામક દીસો જાઉં તે મહીંથી અવસાન."

એ "દિવ્ય કિનારા"-વાળા કાવ્યમાંની કડી કોણ સમજી શકશે? પ્રથમ તો 'દિવ્ય કિનારા' એ જ આંટી છે, ત્યાં આ કડીનો એક અક્ષર ગુજરાતી વાચક ગ્રહણ કેમ કરશે? બનીયનના પીલ્ગ્રીમ્સ પ્રોગ્રેસમાં આવાં વાક્યો ઘણાં છે, ને ત્યાં તે દેશના વાચકને સુગમ છે. પણ આ દેશના કાવ્યમાં તેવાં વચનો શબ્દમાત્ર જ છે.

રમણભાઈ કહે છે કે "ભવસાગરની પાર ઉતરવાની કલ્પના" ગુજરાતીમાં સાધારણ છે, "તો એ પ્રમાણે સાગર ઉતરતાં અંતે જે 'પાર' આવે તેને 'કિનારા' કહેવાની કલ્પનામાં એવી શી વિચિત્રતા છે કે ગુજરાતી વાચકથી તે સમજાય જ નહિ!" ઈશ્વરના નીલકંઠ કવિએ આનંદધામને ઓવારા કહ્યા છે. "મૃત્યુને દ્વારપાલ કહેવાની કલ્પના નવીન છતાં તેમાં અસાધ્યતા કાંઈ પણ નથી." ઋગ્વેદ ૧૦-૧૪ માં પણ "પરલોકમાં જવાના પંથની... અને તે પંથના રક્ષક ઉભેલા હોવાની કલ્પના" છે. 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ'ની કલ્પનાઓ પણ એ લખાયું તે વખતે નવીન જ હતી.[૬૦] મણિલાલના પૂર્વપક્ષનું રમણભાઈનું આ ખંડન બરોબર છે, પણ તેથી એ કાવ્ય, અમે તે કારણે, અરસિક છે એ વાત ખોટી પડતી નથી.

(૧૯) મણિલાલે લખ્યું હતું કે "દિવ્ય સુંદરીઓનો ગરબો" સાથે "વલ્લભ ભટ્ટનો...'આનંદ' કે 'શણગાર'નો ગરબો સરખાવો

૫૯. પૃ ૨૪૫-૨૪૮. ૬૦. પૃ. ૨૪૯-૨૫૧.

તો શબ્દશક્તિના સ્વરૂપ ઉપર કાવ્યોનો કેવો આધાર રહે છે તે સહજમાં સમજાઈ જશે " રમણભાઇ લખે છે, " સુદર્શનકારની ભલામણને લીધે અમે સરખામણી કરી જોઇ છે. પણ તેથી શબ્દશક્તિના સ્વરૂપ વિશે સહજમા કે મુશ્કેલીથી કાંઈ પણ સમજી શકાતુ નથી." તેઓ ઉમેરે છે, બન્ને વચ્ચે તુલના માટે સમાનધર્મ કે તેને સ્થાને વિરોધ છે જ નહિ, એટલે તુલના નિરવકાશ છે, માત્ર ગરબો શબ્દની સમાનતાથી મણિલાલે—કદાચ નરસિંહરાવની ટીકા કરવા જ—જે બેજવાબદાર વિધાન કર્યું હતુ તેને રમણભાઈ આ રીતે તોડી પાડે છે. ઉદાહરણ માટે અવતરણો આપી તેઓ કહે છે કે શબ્દશક્તિ " દિવ્ય સુદરી " કાવ્યમા છે, " આનંદ " કે " શણગાર "મા નથી.[૧૧]

(૧૭) " ઉત્તરા અને અભિમન્યુ "માના

ઢળેલ ભૂમિથી નેનો ગોપિયા પતિનેનમા,
લસતા દીર્ઘ પક્ષ્મોમા આંસુડા ગૂથીને નવા

વિશે સુદર્શનકારે લખ્યુ હતુ " નયનો પતિના નયનમા . "રોપવા" અને દીર્ઘ પાપણોમા " આંસુડા ગુથવાનો " શ્રમ લેવો તે શા માટે ? . " ગુથવાનો " પ્રકાર નવો જ છે.. "ગુથીને" એને ઠેકાણે "ગુથાયા" એમ હોત તો રસભગ ન થાત . અંગ્રેજી કવિઓના કાવ્યોનુ અનુકરણ કરવામા શબ્દશક્તિ ઉપર લક્ષ રહ્યુ નથી, અને અનુકરણને બદલે વિકરણ થઇને રહ્યુ છે. " એના જવાબમાં રમણભાઇ કહે છે

'ગૂથીને' એ કર્તૃપદવાચક છે ખરૂ, પણ, ક્રિયા વિચારપૂર્વક પ્રયાસ કરી કર્યાનો અર્થ અહીં ઇષ્ટ નથી એ સ્પષ્ટ છે ..

કર્મવાચ્ય ઉદ્દિષ્ટ હોવા છતા અકુશળતાને લીધે કર્તૃવાચ્ય 'ગૂંથીને'નો ઉપયોગ થયો છે એમ પણ કહી શકાશે નહિ. પાપણોમા આસુ ગૂંથાઇ રહ્યા હતા એટલુ જ વિવક્ષિત નથી, પરંતુ એ ગુથાયેલા આસુવાળા નયન ભૂમિથી ઢળેલાને પતિનેનમા રોપ્યા એવો અર્થ છે, તેથી,

૧૧. પૃ ૨૬૬–૨૭૧

આંસુ ગુંથાયાં તે વખતે—તે પછી તરત જ રોપવાની કર્તૃત્વવાચક ક્રિયા ઇચ્છાપૂર્વક કરી એવું તાત્પર્ય છે. માટે, ગુંથવાની કર્મવાચક ક્રિયાને કર્તૃત્વથી અર્પિત કરી 'ગૂંથીને' એવી કવિત્વમય વાણી વાપરી છે.

વળી પ્રેમાનંદના ' અભિમન્યુ આખ્યાન 'માંની આ પંક્તિઓ પરથી જણાશે કે કવિતામાં કર્તૃ–કર્મ–વાચકનો ભેદ "બહુ બારીકીથી સચવાતો નથી":

> કાં પ્રિયા આંખડલી રાતી કરો,
> મારા સમ જો આંસુડાં ભરો.[૬૨]

નરસિંહરાવની પંક્તિઓમાં મણિલાલે બતાવેલી ભૂલ સાચી છે. રમણભાઇએ ટાંકેલું પ્રેમાનંદનું ઉદાહરણ એનો બચાવ કરી શકતું નથી, કારણ કે તેમાં અભિમન્યુ ' ન ભરો ' એવી વિનંતિ કરતો હોવાથી કવિ કર્તૃત્વ આરોપે છે. આમ છતાં નરસિંહરાવની એ ભૂલ નાની છે; એ કાંઇ મોટો કાવ્યદોષ નથી.

(૬) નરસિંહરાવની

> રે ઘેલી ! પાપ તુજ ઘોર સ્વરૂપ ધારી

એ પંક્તિને કોઇક કારણે સુદર્શનકારે

> રે ઘેલા પાપ ! તુજ ઘોર સ્વરૂપ ધારી

એ રીતે ટાંકી પાપનું સજીવારોપણ ખ્રિસ્તી ધર્મની અસર છે, આપણે પાપને પુરુષેચ્છારહિત જ ગણીએ છીએ, અને તેથી " આખું કાવ્ય શુષ્ક પડી " ગયું છે એમ કહ્યું હતું. સાચી લીટી ટાંકી રમણભાઈ કહે છે, " ' આખું કાવ્ય શુષ્ક પડી જાય છે ' એ ટીકાથી તો એવો સંશય ઉત્પન્ન થાય છે કે સુદર્શનકારે આખું કાવ્ય વાંચ્યું છે કે નહિ. કારણ કે, પાપના જીવારોપણને ( અગર પાપને સંબોધન કર્યું હોય તો તે સંબોધનને ) આખા કાવ્યના તાત્પર્ય સાથે નિકટનો સંબંધ જરા પણ નથી." વળી હિંદમાં લક્ષ્મી, યમ, શક્તિ, અગ્નિ વગેરેને દેવ તરીકે કલ્પવામાં પણ જીવન અને પુરુષેચ્છાનો આરોપ

---

૬૨. પૃ. ૨૭૩–૨૭૮.

છે જ[૬૩] "રે ઘેલી ! પાપ તુજ" નુ મણિનાલને હાથે થયેલુ રૂપાતર, એ પક્તિમા છદોદોષ બતાવતા એમણે પકડેલો 'રે' મૂકી દીધો છે એ હકીકત અને "આખુ કાવ્ય વાચ્યુ છે કે નહિ" જેવો વાકખડ રમણભાઈ એવી રીતે મૂકે છે, કે જેથી પ્રતિપક્ષીની બેદરકારી ઉઘાડી પડે છે, ને સુદર્શનકારે તોનન વિના દ્વેષબુદ્ધિથી 'હૃદયવીણા'ને ઉતારી પાડયુ છે એ તેમના વિધાનને પુષ્ટિ મળે છે

(૭) મણિનાલે લખ્યુ હતુ કે "અલૌકિક રજની" નામનુ કાવ્ય અગ્રેજીમા સાધારણ કવિઓ લખે તેવુ છે, ને તેમા ભાવના આરોપણનો પ્રયાસ અતિ દુર્બલ છે "જે "ગૂઢ વાત" ત્યા રજની આદિના સમાગમનુ નિમિત્ત કલ્પી છે, તે ગૂઢની ગૂઢ જ રહે છે, ધ્વનિથી પણ વાચકને ભાન થતુ નથી" રમણભાઈએ બતાવ્યુ કે આમાના પહેલા બે આરોપ નાપાયાદાર અને ત્રીજો સમજ વિના થયેલો છે[૬૪]

(૮) મણિનાલે લખ્યુ હતુ કે "તિમિરનું ગાન" મા જગતના દુ ખ પ્રપચ વગેરેના ધ્વનિને ગાન માન્યુ છે તેથી કલ્પનાની દુર્બળતા જણાય છે જે ઉત્તમ અગ્રેજી કવિઓએ વિશ્વના વ્યાપારમા ગાનનો આરોપ કર્યો છે તેમણે ઉચ્ચતાવાળા ઉન્નત જીવનને જ ગાન કલ્પ્યુ છે રમણભાઈએ લખ્યુ

ઇગ્રેજ કવિઓની આ કલ્પનામા કાવ્યત્વ છે એમ અહી તો સુદર્શનકાર અગીકાર કરે છે

કવિતામા હર્ષ કે શોકની સુખ કે દુ ખની પરાક્રમ કે પ્રપચની પુણ્ય કે પાપની હકીકત હોય, તેના રગમા ઉજ્જ્વલ પ્રકાશ હોય કે ઘેરી છાયા હોય, તો પણ તેમા ચિત્તાકર્ષકતા હોય તો તેથી આનદ થાય છે એ જ પ્રમાણે, સગીતના સ્વરમા વિનાશના જયધ્વનિ હોય કે વિલાપના દીન રવ હોય તેના સવાદમા સ્નેહના પ્રતિ ધ્વનિ હોય કે દ્વેષના પ્રતિ ધ્વનિ હોય પ્રસન્નતા હોય કે ઉદ્વેગ હોય તો પણ, તેમા મધુરતા હોય તો તે આનદકારક થાય છે

[૬૩] પૃ ૨૪૦-૨૪૨ [૬૪] પૃ ૨૭૧-૨૭૨.

વિશ્વમાં દુઃખ, પ્રપંચ અને ક્લેશ વાસ્તવિક છે, તેના અનુભવના સ્થાયીભાવ મનુષ્યહૃદયમાં રહેલા છે, તો એ અનુભવના પુનઃસાક્ષાત્કારમાં રસિકતા કેમ ન હોય ?૬૫

(૯) મણિલાલે થોડા રેખતા અને એક રોળા તથા એક વસંતમાં છંદોદોષ કહ્યો હતો. એ છંદોનાં માપ વગેરે બતાવી રમણભાઈ કહે છે કે વસ્તુતઃ 'હૃદયવીણા'માં એ દોષ નથી. આ મુદ્દા માટેની સામગ્રી એમને કદાચ નરસિંહરાવ પાસેથી જ મળી હોય.૬૬

(૧૦) સમાપન તરીકે મણિલાલે લખ્યું હતું : "આવી રીતે તત્ત્વવિચારના ભિન્નત્વથી, શબ્દશક્તિના આગ્રહથી, કે અંગરેજી નમુનાનું અનુકરણ કરવાની લાલસાથી આ કાવ્યમાં અનેક પ્રકારે કાવ્યત્વની ક્ષતિ થઈ છે. જ્યાં જ્યાં એવી વક્રતા નથી ત્યાં ત્યાં કાવ્ય સારાં અને હૃદયગ્રાહી છે એ પણ કહેવું જોઇએ. ...આદિ કાવ્યો બહુ ઉત્તમ અને સારાં છે......આપણી ભાષામાં નવી જ પદ્ધતિની અને અંગરેજી અનુકરણવાળી કવિતાના નમુનારૂપે પુસ્તક ભાષાના અભ્યાસીઓને, વિચારક્રમના વિલોકનારને, અને નવી કવિતાના શોકીનોને સંગ્રહમાં રાખવા યોગ્ય છે."૬૭ આ પરત્વે રમણભાઈ લખે છે, "દોષ વિશે આટલો વિસ્તાર કરી ગ્રંથના ગુણ વિશે આમ બે જ લીટી લખવામાં ન્યાયની અપૂર્ણતા છે. એ કાવ્યોની ઉત્તમતા અને શોભાનું વિવેચન થયું હોત તો તે અસ્થાને ન થાત."૬૮

વિવેચકે ગુણ અને દોષ બંને દર્શાવવા જોઇએ એમ માનનાર રમણભાઈ એમ પણ માને છે કે માત્ર ધર્મવિચારનું વિધાન કે ઉપદેશ કાવ્ય બનતું નથી.૬૯ છતાં આ ચર્ચાના અંતભાગમાં તેમણે 'સુદર્શન'ના અવલોકનથી નિરપેક્ષ જે વિવેચન કર્યું છે તેમાં દોષદર્શન નથી કર્યું, કે ઉપર પદ્યમાં ઉતારેલી નરસિંહરાવની

૬૫ પૃ. ૨૭૮-૨૮૧. ૬૬. પૃ. ૨૮૧-૨૮૮; નરો, તા. ૨૬-૫-૯૭. ૬૭. સુ, પૃ. ૬૬૮-૬૬૯. ૬૮. પૃ. ૨૮૧. ૬૯ જુઓ પ્ર. ૧૦; કસા ૨, પૃ. ૭૧-૭૩.

કવિત્વરહિત ધર્મવિચારની બે પંક્તિઓની વિરુદ્ધ કાંઇ નથી કહ્યું. કદાચ એમને સાચેસાચ આ સંગ્રહમાં કાંઇ ટીકાપાત્ર ન જણાયું હોય.

"હૃદયવીણાનું અવલોકન" આખું વાંચતાં એવી છાપ પડે છે કે રમણભાઈને સુદર્શનકારની વિપરીતતાનું મુખ્ય કારણ તેમને નરસિંહરાવ ખ્રિસ્તીધર્માનુયાયી જેવા જણાતા તે લાગ્યું છે. મણિલાલના લેખમાં ખ્રિસ્તીધર્મનો ઉલ્લેખ છે ખરો, કદાચ એમના મનમાં એનું પ્રાધાન્ય પણ હોય, છતાં કાગળ ઉપર તો મણિલાલે મુખ્ય આક્ષેપ નવી ભાષા સામે કર્યો છે, જેવી ભાષાનો વિરોધ પાછળથી ખબરદારે અને બીજા સાધારણ વાચકોએ કરેલો છે, ને જે આક્ષેપનો પ્રતિકાર સુંદરમે 'પ્રસ્થાન'માં કરેલો છે. મણિલાલની ફરિયાદ ભાષાને અંગ્રેજી સાહિત્યમાં પરિચિત એવા નવા ભાવ-પર કરવા સામે છે, જ્યારે ખબરદારની એને સંસ્કૃત શબ્દ-પર કરવા સામે છે. છતાં બંને પશ્ચિમની પ્રજાના સંપર્કથી આપણને જે નવી જાતનું ભાવ-સંચલન થયું તે અને તે કરતાં વિશેષ તે વ્યક્ત કરવા યોજાયેલી ભાષા સામે છે—વસ્તુતઃ એકરૂપ જ છે. પણ નવીન કવિતાનો આ વિરોધ ૧૯૩૦-૩૫થી કે ૧૮૯૭થી નહિ પણ તેથીયે વહેલો—લગભગ અર્વાચીન કવિતાની શરૂઆત થઈ ત્યારથી જ—થયેલો છે. 'નર્મકવિતા'માં નર્મદ પણ કહે છે, "મારી કવિતા ઘણા લોકથી સમજાતી નથી, એવો ચાર પાસ પોકાર ઉઠી રહેલો." મણિલાલ-રમણભાઈનો આ ઉહલો વિવાદ નવીન કવિતા સમજવાની કેટલી મુશ્કેલી છે તે બતાવે છે. નરસિંહરાવ પ્રત્યેના મણિલાલના દ્વેષ કે રમણભાઈના રાગ અંગે કેટલાક ટકા બાદ કરીએ તોપણ એક જ જાતની વિદ્યા પામેલા એક જ યુગના બે સમર્થ વિવેચકો ને વિદ્વાનોના અભિપ્રાયમાં કેટલો ભેદ પડે છે!—અને છતાં બંનેમાંથી એક પણ એની સાચી પારખ કે મૂલ્યાંકન કરી શકતા નથી. આટલે અંતરેથી આપણે કહી શકીએ કે એકે એ ગ્રંથને વધારે પડતો વખોડ્યો છે, બીજાએ એને વધારે પડતો વખાણ્યો છે. છતાં એમણે જે

જાતની ચર્ચા કરી છે તેની આપણા વિવેચન માટે બહુ મૂલ્યવાન છે; એવી ચર્ચાથી કવિ, વિવેચક, વાચક ને ભાષાશાસ્ત્રી શબ્દ-પરીક્ષામાં જાગરૂક બને છે, શબ્દને યોજવા તોલવા ને મૂલવવાની એમની શક્તિ વધે છે, ને પરિણામે કાવ્યસર્જન, વિવેચન, રસાસ્વાદન અને ભાષાસમૃદ્ધિ એ સર્વ દિશામાં લાભ થાય છે. આમ આ ચર્ચા ભવિષ્યની પેઢીએ અભ્યાસ કરવા યોગ્ય બની છે.

રમણભાઈનો આ લેખ પૂરો થયો તે પહેલાં—૧૮૯૮ના અંતિમ ચરણમાં—મણિલાલનું અવસાન થયું. આમ એ મરણ પામ્યા ત્યારે બંને પ્રતિપક્ષી જ રહ્યા. આગલા એક બે વિવાદમાં થયેલું ઐકમત્ય, વચ્ચેના વિવાદોની સૌમ્યતા, અને કદાચ કાંતના સમાધાન કરાવવાના પ્રયત્નો—આ બધાંને કારણે કાંતે કે બીજા કોઈએ એ બેને મિત્ર યા વૈમનસ્યરહિત બનતા જોવાની આશા રાખી હોય તો તે બર આવી નહિ. મણિલાલના આ કમનસીબ લેખથી એ બધું માર્યું ગયું.

આવી છે મણિલાલ-રમણભાઈના સમગ્ર વિવાદની આછી છતાં સિલસિલાબંધ રૂપરેખા. અર્વાચીન ગુજરાતી લેખકોની કલમબાજી કે ઝગડાઓમાં મણિલાલ-રમણભાઈના પહેલાં કે તેના સમકાલે દલપત-નર્મદનો, હાસ્ય વિશે નર્મદ-નવલનો, સામળ ચડે કે પ્રેમાનંદ એ વિશે 'ગુજરાત શાલાપત્ર'-'બુદ્ધિપ્રકાશ' વગેરેનો, રમણભાઈ-આનંદશંકરનો, "ગુજરાતના લેખકો" પરત્વે મણિલાલ અને સમકાલીન પત્રોનો—એટલા ધ્યાન ખેંચે છે. એ પછી આજ સુધી અનેક ઓછાવત્તા મહત્ત્વના ઝગડા થયા છે, જેમાં પ્રેમાનંદનાં નાટકાદિ પરત્વે નરસિંહરાવ-કાંટાવાળાનો બહુ મહત્ત્વનો છે. આજ સુધીના બધા વિવાદોમાં એ અને મણિલાલ-રમણભાઈનો એ બે જ સહુથી લાંબા છે. તેમાંયે મણિલાલ-રમણભાઈના વિવાદનું વિષયવૈવિધ્ય કાંટાવાળા-નરસિંહરાવના વિવાદમાં નથી.

૧૮૮૮માં રમણભાઈએ આ વિવાદોની શરૂઆત કરી ત્યારે, કે '૯૦માં "અવલોકન"નું ખંડન કર્યું ત્યારે સુપ્રતિષ્ઠિત મણિલાલે

જવાબ આપવાની પરવા કરી નહિ. પણ મંમતિનયની ચર્ચા વખતે આવેશ, ઝનૂન, વ્યગ્રતા ને ગરમી એવા ઉગ્ર હતા કે મણિલાલને 'જ્ઞાનસુધા' જોડે ચર્ચામા ઊતરવુ પડયુ તોપણ, ઘણીવાર વિવાદની શરૂઆત રમણભાઈએ કરી ને મણિલાલે અમુક વાર જ પ્રત્યુત્તર આપ્યા. બનેમાં ઊગતા લેખક રમણભાઈ હતા એટલે આ જ સ્વાભાવિક છે. મણિલાલે એમને જવાબ આપવા કલમ ઉપાડી એ જ એમને માન આપવા બરાબર—પોતાની સાથે ચર્ચા કરવાના અધિકારી ગણવા બરાબર હતુ. એમની સામે કટિબદ્ધ થવામા રમણભાઈનો હેતુ સ્વાર્થનો, ઈર્ષ્યાનો કે મોટાઈ મેળવવાનો નહોતો. તેમને મણિલાલમા મિથ્યાભિમાન, મિથ્યા દેશાભિમાન, મન ફાવતી એક વાત પકડી લઈ તેનો પુરસ્કાર અને બચાવ કરવાની ટેવ, પરસ્પર વિરોધ,[૭૦] બહુજનસમાજને ગમે વાતને યોગ્ય કહી સસ્તી કીર્તિ મેળવવાની વૃત્તિ અને દંભ જણાતા, ને તેથી તે એનો વિરોધ કરતા. આ વિરોધ એમણે બહુ સમર્થ રીતે—નીડરતાથી અને સામે મોએ કર્યો છે. તેનો પાયો તીવ્ર બુદ્ધિમત્તા તથા ઊંડી વિદ્વત્તા અને બહુશ્રુતતા પર રચાયેલો છે. તે ઉપરાત યુદ્ધની બીજી અનેક કળાઓમા પણ તેઓ સિદ્ધહસ્ત છે. વસ્તુમા ઊંડા ઊતરવાની,[૭૧] એકદમ ગતિ કર-

૭૦. આ વાત સાચી છે હ ત સુ, પૃ. ૪૦૭ (૧)મા મણિલાલ એ અર્થનુ કહે છે કે 'પશ્ચિમને લીધે ધર્મબળ ઓછુ થયુ, તેથી હૃદયબળ—નૈતિક હિંમત—ઓછુ થયુ, ને સાહેબ આગળ ટીલુ કરીને જતા પણ સંકોચ થવા લાગ્યો હવે પાછુ તિલક વગેરે શરૂ થયુ છે, જેનુ કારણ શાસ્ત્રોનુ પર્યાલોચન અથવા પાશ્ચાત્ય જડવાદમાથી પ્રાપ્ત થયેલ નિશ્ચય છે ત્યારે, એ પુરવાર થયુ કે જડવાદ જ હૃદયબળ ક્ષીણ કરે છે '

૭૧. હ. ત સમગ્ર "હૃદયવીણાનુ અવલોકન", "મોક્ષવિચાર"મા વેદાતનું ખંડન કરનાર અનેક પ્રાચીન મહાપંડિતોને પણ ન સમજાયેલા નિત્ય શબ્દના વિભિન્ન અર્થો શોધીને ઉઘાડી પાડેલી એ મતની એ વિરોની પોકળતા.

વાની, પ્રતિપક્ષીના લખાણમાંથી જ કાંઈ શોધી કાઢી એ વડે એને પકડવાની,[૭૨] અનિષ્ટાપત્તિની,[૭૩] નિર્ભર્ત્સનાની,[૭૪] નર્મ મર્મ કટાક્ષ

---

૭૨. ક. ત. કાંતાના પત્ર ઉપરની નોંધ. બીજું ઉદાહરણ: મણિલાલે કાંટાવાળાના 'પાણીપત' કાવ્યના રમએ ટાંકેલા ઉદાહરણ પરત્વે "ગુજરાતના લેખકો (૨)"માં જે પ્રત્યુત્તર આપ્યો હતો તેને અંગે રમ લખે છે:

"ભાવ ધરે" એ શબ્દો જ સુદર્શનકારને 'ભાવનાને બદલે બજારના ભાવનું ભાન કરાવી પાછા વેપારશાહમાં જ તાણી જાય છે.' એમ હોય તો ખરેખર અમે દિલગીર છીએ. કેમકે, એ સંકટ તો એમને ઘડીઘડી નડતું હશે...

શેક્સપીઅરે પણ

"Pawn their experience to their present pleasure".

'તેઓ તરતની મજા માટે અનુભવને ઘરેણે મૂકે છે.'

"He is wit's peddler; and retails his wares
At wakes and wassails."

"તે વાક્ચાતુર્યનો વહોરો છે; અને જાગરણમાં તથા મદિરાપાનની ઉજાણીઓમાં પોતાનો માલ ફુટક વેચે છે."

આવાં વચનોમાં 'વેપારશાઈમાં તાણી' જવાનો અપરાધ કર્યો છે; અને 'વેપારશાહ વિચાર'વાળા નહિ પણ 'નિત્યાનન્દ'ના રહસ્યચિન્તનથી ભરેલા "પ્રેમજીવન"ના સમર્પણમાં

"હાટે હાટે વ્હોરતા હોય, કોઈ ખાટે કોઈ મુળગું ખોય,
ધન વ્હોરતિયા જેણે વસ્તુ જોઈ, અખા પ્રેમના પાત્ર વડા નર સોઈ."

એ અખાનાં વચન વેપારશાઈમાં તણાઈ જવાની બીક છતાં ઉતારવાં પડયાં છે: એવા શંકરના ઘડી ઘડી થયેલા અનુભવે જ

'ખરી આશાવલ્લો પાયો ચણાવી તે ઉપર કીરમત '

એવી કડિયાકારીગરની ઉપમાને સ્વીકાર્ય કરી હશે. (કલા ૩, પૃ. ૩૩૧-૩૩૨) "ખરી આશા..." મણિલાલની પંક્તિ છે.

૭૩. 'રિડક્ટિયો એડ એબ્સર્ડમ' ક. ત. "લેખકો અને સુધારકો (૨)" માં તેઓ લખે છે:

ને ઉપહાસની,[૭૫] ગમે તે સ્થળેથી પોતાને અનુકૂળ પુરાવો કે સામગ્રી

---

વનરાજ ચાવડામાંથી અમે આપેલા ઉદાહરણમાં શત્રુથી ઘેરાયેલા નગરમાં કેસરીયા કરવાનો નિશ્ચય કરનાર ભૂપતિ સમક્ષ ક્ષત્રિયો રાજ્ય-ભક્તિ અને દેશભક્તિનો સંકલ્પ દર્શાવવા તરવાર ઉઘાડી ઉંચી કરે એ પ્રસંગમાં 'શૂરત્વની ઉન્નત ભાવના' ન હોય તો... 'પરેડ' માં કે યુદ્ધમાં સરદાર 'ફાયર' એવી આજ્ઞા કરે તે પરથી સર્વ સૈનિકો એક-સામટા બહાર કરે એ પણ બાલચેષ્ટા જ કહેવાશે, કેમકે સાતતાલીઆમાં સાતમી તાળીએ બાલકો પણ એવી જ એકસામટી ચેષ્ટા કરે છે! અને મરણ નિશ્ચિત હોય તેવે સમયે કર્તવ્ય ખાતર યુદ્ધમાં જવા તત્પર થવું એમાં તે શૂરત્વની ભાવના શાની હોય? મરણનો અત્યંત ભય હોય ત્યારે આપઘાત કરવો તેના જેવી એ કૃતિ છે! (કસો ૩, પૃ ૨૩૨)

૭૪. "સાક્ષર વર્ગમાં આવી રાજદરબારી ખટાઈ ક્યાંથી આવી?" (કસો ૨, પૃ. ૩૬૬)

૭૫. નો ઉકમાનું અવતરણ બીજું ઉદાહરણ: "લેખકો અને સુધારકો" માં જ્હે જ્હે સ્થળે તેઓ કહે છે

'અમદાવાદવાળા વ્યાવહારિક લેખકો' ની આ ભાષામાં અમને તો 'ખેડુતો અને દુકાનદારોના વેપારની ગંધ' આવતી નથી. વખતે એ અમારી નાસિકાનો દોષ હશે (કસો ૩ પૃ ૩૧૧)

સુદર્શનકાર જેને 'પ્રાચીનવર્ગ' કહે છે તે વિશે તેમણે જે સાવ-ચેતીથી દૂર રહે રહે અસ્પષ્ટ પણ સમર્મ વચનો કહ્યાં છે તેથી વાર્તાનું સ્મરણ થાય છેઃ—એક રાજાને સ્વપ્ન આવ્યું કે મારા બધા દાંત પડી ગયા. આવા સૂચનનો અર્થ જાણનાર એક જણને બોલાવી પુછતાં તેણે રાજાને કહ્યું કે સ્વપ્નનો અર્થ એવો છે કે આપના બધા સગાં વહાલાં આપના પહેલાં મરી જશે રાજાએ ક્રોધ કરી તે અનિષ્ટ બોલનારને શિક્ષા કરી બીજાને બોલાવી પુછતાં તેણે સ્વપ્નનો એવો અર્થ રાજાને કહ્યો કે આપના બધા સગા વહાલા કરતાં આપનું આયુષ્ય વધારે થશે રાજાએ પ્રસન્ન થઇ તેને ઈનામ આપ્યું. આ પાછલા ઉક્તિપ્રકારનું જ જાણે અનુકરણ 'પ્રાચીનવર્ગ' વિશેના વિચાર દર્શાવતાં થયેલું જણાય છે. (કસો ૩, પૃ ૩૧૭-૩૧૮)

વળી સિસાઅ પરની નોંધ, "સનાતન હિંદુ ધર્મ (?)" ની છેલ્લી બે કંડિકા, ઇ

શોધી કાઢવાની,૭૬ લઘુલાઘવીની ને તરલતાની—એમના વિવાદોમાં એવી વિવિધ શક્તિઓ નજરે પડે છે. ગમે ત્યાંથી હથિયાર શોધી લાવનાર રમણભાઈથી શસ્ત્રના વાજબી-ગેરવાજબીપણા પ્રત્યે કોઇવાર દુર્લક્ષ થઇ ગયું છે. આમ છતાં તેઓ વાક્છલ, વિતંડા, દૂધમાંથી પોરા કાઢવા વગેરે હલકા વિવાદકારોનાં શસ્ત્રોનો ઉપયોગ નથી જ કરતા. તેઓ પ્રતિપક્ષીની કોઇ નાની ભૂલ પકડીને પછી વારંવાર એ ને એ ભૂલ આગળ કરી એને પરેશાન નથી કરતા. રમણભાઇની વિવાદ-પદ્ધતિ ઉચ્ચ હોવાનો મણિલાલે એકથી વધુ વાર સ્વીકાર કર્યો છે ને "ગૂજરાતના લેખકો" વખતે તો શબ્દાર્થ પણ ન સમજનારા પ્રતિપક્ષીઓથી કંટાળી 'જ્ઞાનસુધા'ના વિવાદનો હવાલો આપી વિષ્ણુશર્માની પ્રસિદ્ધ ઉક્તિ—" पण्डितोपि वरं शत्रुः " યાદ કરી છે.

રમણભાઈએ કરેલાં ખંડનોમાં દલીલ અને આવેશ બંને જોવામાં આવે છે. એકંદરે તેઓ દલીલો શાંત ચિત્તે કરે છે; જો કે એમાં પણ કોઇકવાર વેગ આવી જાય છે. આ વેગનું કારણ પોતાનું

---

૭૬. પ્રાચીન સાહિત્ય અને મણિલાલમાંથી શોધેલો 'દિવ્ય' શબ્દ; "મારા સમ જો આંસુડાં ભરો", આનંદ ઓવારા, નોં. ૭૨.

આ શક્તિનો વિનિયોગ 'ભદ્રંભદ્ર'માંનાં પાત્રોની ખોટી દલીલોમાં પણ દેખાય છે. ત્રવાડી ભદ્રંભદ્રને મુક્કો મારે છે તેનો બચાવ કરતાં વલ્લભરામ કહે છે, "શું પાર્વતીના સ્નાન સમયે શિવને ઘરમાં પેસતાં અટકાવી ગણપતિએ તેમને "જટા સાહીને નાખ્યા અને ટીકા પાટુ અને ગડદા" લગાવ્યા તેથી શિવના મહાદેવત્વને હાનિ થઈ હતી? શું પાતાળમાં અહિરાવણના દ્વારપાળ મકરધ્વજે પોતાના પિતા હનુમાનને "બહુ ક્રોધથી મુષ્ટિકા હણી" તેથી હનુમાનના મરુત્સુતત્વમાં હાનિ થયેલી કહિ મનાઈ હતી?" (ભદ્રં, પૃ. ૧૯૬) વલ્લભરામ પોતે કૃષ્ણના અવતાર છે એ વાત સ્પષ્ટ કહે તેમાં હરકત નથી એવું પ્રતિપાદન કરવા ત્રવાડી કહે છે, "અવતારી પુરુષોને માટે આત્મપ્રશંસા એ દોષ નથી નહિં તો, શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણ કહે છે કે "હું આવો છું ને મેં આમ કર્યું" તે આત્મપ્રશંસા દોષ ન કહેવાય? (પૃ. ૧૯૫)

વિધાન સાચું હોવાની દઢ પ્રતીતિ છે. આમ યુદ્ધકુશળ રમણભાઈ યુયુત્સુ પણ હતા. "ગારુડતંત્ર" જેવામાં મણિલાલ ઝનૂન દાખવે છે, છતાં એકંદરે એ બે પૈકી રમણભાઈમાં યુદ્ધનો વેગ વધારે છે. તેમનામાં કોઇકવાર પુણ્યપ્રકોપનાં પણ દર્શન થાય છે. એકંદર આવેગ ઓછો છતાં મણિલાલ જવાબ આપતાં કેટલીક વાર વ્યાકુળ બની જાય છે, તો આવેગ વધુ છતાં રમણભાઈ પ્રતિપક્ષીના દરેક વાક્ય અને દલીલ પર સ્થિર મનથી વિચાર કરે છે, અને "સંસારસુધારા સમાજ" કે "હૃદયવીણાનું અવલોકન"માં જણાય છે તેમ, એ દલીલ તોડવા માટે બનતી સામગ્રી ભેગી કરે છે. જરૂર પડે ફાઇલો, પુસ્તકો વગેરે પણ ઉથલાવે છે. એમની અતિશય તીવ્ર યાદશક્તિ રદિયા આપવાના કાર્યમાં એમને મદદરૂપ થાય છે. આ સર્વને લીધે તેઓ વધુ સારા રદિયા આપી શકે છે. "હૃદયવીણાનું અવલોકન" અને બીજી અનેક બાબતોમા તેમણે જે રીતે મણિલાલની દલીલો અને વિધાનો તે વિરુદ્ધના સધ્ધર દાખલા આપીને—કાંઇ નહિ તો આપાતતઃ—તોડયાં છે તે જોતાં લાગે છે કે ઘણી વાર મણિલાલે ગૂંગળામણ અનુભવી હશે—અકળાઇ ઊઠયા હશે.

વિવાદમાં <u>નમતું આપવાનું</u> રમણભાઈ શીખ્યા જ <u>નથી</u>. ગમે તે વિષયની ચર્ચા હોય, પ્રતિપક્ષીએ ગમે તેવો સચોટ જવાબ આપ્યો હોય કે તેમની સાથે સમ્મત થતો હોય, પણ રમણભાઈ પ્રત્યુત્તર આપવાના જ. યુયુત્સા ને યુદ્ધકૌશલ ઉપરાંત રમણભાઇના વિજયમાં સત્યનો પણ ફાળો છે. મણિલાલ ન્યાયાધીશ નહિ પણ વકીલ હતા,[૭૭] ને પ્રાચીન હિંદુધર્મ ને સંસ્કૃતિનો બચાવ કરતાં ક્વચિત્ ગપગોળા ફેંકતાં કે દલીલ દઢાડતાં અચકાતા નહિ. તેમના પ્રતિપક્ષીઓમાં એમ મનાતું કે કેટલીક વાર તેઓ પોતાની વાતના સમર્થનમાં કલ્પિત

૭૭. એક સ્થળે એ પોતે જ કહે છે, "પ્રાચીન વાતોને માન આપનાર વર્ગના એક વકીલ તરીકે મને એ બાબત ખાતરીથી બોલવાનો હક છે." (મવિ, પૃ. ૨૩૬-૨૩૭)

લેખોના પણ હવાલા આપતા.[૭૮] આથી, ઊલટું રમણભાઈમાં, ક્વચિત્ ઉપર નિર્દેશેલા અપશબ્દપ્રયોગ છતાં, સત્યનિષ્ઠા ખૂબ છે. મણિલાલમાં દેખાતા સ્પષ્ટ પરસ્પર વિરોધનો અભાવ અને દલીલ પરત્વે મણિલાલની ઢીલાશને પડછે રમણભાઇની ચોક્કસતાએ પણ એમના વિજયમાં સારો ભાગ ભજવ્યો છે.

આ સમગ્ર ચર્ચા જોતાં સમજાય છે કે મણિલાલના સાહિત્યવિષયક લેખો સામે રમણભાઇ કાંઇ લખતા તો તેમને ઝાઝ નહોતી ચડતી; પણ ધાર્મિક કે ધાર્મિકતાના પાસ કે અંશોવાળી સામાજિક બાબતો વિશેના તેમના મતનું રમણભાઇ ખંડન કરે તે એમણે ચલાવી લીધું નથી. રમણભાઈ બંને બાબતોમાં લગભગ સરખો જ આવેગ દાખવે છે. છતાં, સાહિત્યમાં આ બંને સાક્ષરો કેટલીક વાર એકમત થતા, ધર્મની બાબતમાં કદી નહિ.

વિવાદનો આ ઇતિહાસ બતાવે છે કે સાક્ષરો, રાજકારણપટુઓની જેમ, ઉમર વધતાં સૌમ્ય થતા જાય છે. મણિલાલ, 'મુમુક્ષુ' અને રમણભાઈ એ ત્રણે સમર્થ લેખકોનાં જુવાન વયનાં લખાણોમાં યુયુત્સા, કટાક્ષ અને 'હું કહું છું તે જ સાચું છે' એવી પ્રતીતિનાં ઓછેવત્તે અંશે દર્શન થાય છે; ઉમર વધતાં એમાં સૌમ્યતા વિવેક અને તોલન પ્રવેશે છે. મણિલાલે અવસાનની આગળનાં વરસોમાં "નવીન અને પ્રાચીન",[૭૯] "સુધારાનું ધોરણ" વગેરેમાં બહુ જ સૌમ્ય વિવેક દાખવ્યો છે. 'મુમુક્ષુ'ના પ્રત્યુત્તર 'આપણો ધર્મ'માં દાખલ કરવાનું આનંદશંકરને અયોગ્ય જણાયું છે. પોતાના અંતિમ વિવાદ સુધી કડક રહેલા બહ્રભદ્રકાર ૧૯૦૪માં 'કવિતા અને સાહિત્ય'ની પ્રસ્તાવનામાં લખે છે, "આમાંના કેટલાક નિબન્ધોમાં બીજા લેખકો સાથે વાદવિવાદ કે ઉત્તરપ્રત્યુત્તર રૂપની

---

૭૮. જુઓ પ્ર. ૧૪, પરિશિષ્ટ આ.

૭૯. સુ. પૃ. ૨૭૫-૨૮૦; ખાસ કરીને પૃ. ૨૫૮-૩૩૯, ૩૦૬ (૨).

ચર્ચા છે, તેમા જ્યા કોઇ ઠેકાણે ટીકાનાં સખત વચનો છે ત્યા તે વચનો હવે બદલી શકાયા હોત તો મને આનન્દ થાત ''

મણિલાલ સાથેની ચર્ચાચર્ચીથી રમણભાઇને ઘણા ફાયદા થયા. યુવાન રમણભાઈ મણિલાલ જેવા જાણીતા લેખક સામે લખીલખીને બહુ ઝડપથી આગળ આવ્યા. એ દલીલબાજી અને ખંડનમંડનથી એમના મન અને કલમને કસાવાનો અવકાશ મળ્યો. આ ચર્ચાઓને લીધે તેઓ ઘણુ લખી શક્યા. જો 'ભદ્રંભદ્ર'ને પણ આ ચર્ચાચર્ચીના અંગરૂપ ગણીએ તો તેમનાં લખાણનો એકતૃતીયાંશથી વધુ ભાગ મણિલાલ સાથેના એમના ઝગડાનુ સુપરિણામ છે.

રમણભાઈ અને મણિલાલનો વિવાદ એ ગુજરાતી સાહિત્યની મહત્ત્વની મૂડી છે. એ વિચારપ્રેરક નીવડ્યો, એનાથી અનેક મુદ્દા પર પ્રકાશ પડ્યો. બને ચર્ચાકારોમા વિવાદની ઓછીવત્તી ગરમી ભલે હોય, સામાન્ય વિવાદકારોની જેમ ક્ષુલ્લકતા નહોતી એનો પ્રવર્તક હેતુ અંગત સ્વાર્થ કે દ્વેષબુદ્ધિ નહોતા. એ ચર્ચા અંગત નહોતી બની જતી, અમુક ધોરણથી નીચે નહોતી ઊતરતી. સામાન્યત બને પોતાને જે સત્ય દેખાતુ તે આગ્રહ અને પ્રતીતિથી લખતા આમ એ બેના વિવાદથી વિવાદનુ સાહિત્ય વધાયુ, ને એની સાચી પરપરા બધાઈ.

**સામગ્રી :**

આજકાલચા મહારાષ્ટ્ર આપણો ધર્મ કવિતા અને સાહિત્ય (૧, ૨, ૩) ગુજરાતની લગ્નવ્યવસ્થા અને કુટુબસસ્થા ધર્મ અને સમાજ (૧-૨) પરિષદ પ્રમુખોના ભાષણો. ફર્ધર માઈલસ્ટોન્સ ઇન ગુજરાતી લિટરેચર મણિલાલ નભુભાઈ દ્વિવેદીનુ જીવનચરિત્ર મણિલાલની વિચારધારા. સમાજસુધારાનુ રેખાદર્શન. સુદર્શન ગદ્યાવલિ સસ્કૃત કોશો સ્મરણમુકુર.

# પ્રકરણ ૧૦ : : વિવેચન

વિવેચના કલાસખી છે તેમ શાસ્ત્રસખી પણ છે. કવિતા અને સાહિત્ય-કૃતિઓના ગુણદોષ, જાતિ, પ્રકાર, સિદ્ધિ, કલાસામગ્રી, આદિ તપાસવાં એ વિવેચનાનું પ્રિય કાર્ય છે. જાણીતા દાખલાઓ સાથે નવાને મૂકી સરખામણીઓ કરવી ભેદો જોવા અને તારતમ્ય વિચારવાં, એ વિવેચનાની પ્રિય પદ્ધતિ છે આમ કરતાં...સજાતીય શાસ્ત્રોના મુકાબલા પણ થાય છે...વળી કાળબળે બે જુદી જુદી સંસ્કૃતિઓ પાસે પાસે આવી જાય, ત્યારે વાઙ્મયની સાથે તેમની કલાશાસ્ત્રમંડળી અને રસમીમાંસા પણ એક બીજીને ભેટે છે અને એક બીજી ઉપર પડે છે. એક બીજીને ચૂમે પણ ખરી, એક બીજીને કચરે અને કરડે પણ ખરી. જે બુદ્ધિઓ આ કુરકુરિયાં-જોડીનાં ચેષ્ટા સ્પર્ધા અને મેળ ઝગડા, આ બે જુદી જુદી પરિસ્થિતિમાં ઉછરેલી બહેનોનાં રીસામણાં મનામણાં અનુભવવા જેટલી અધિકારી છે, તે તુર્ત જોઈ પણ લે છે, જે આ બે બહેનો જેવી દેખાય છે ખરી, પણ તે બે નહિ એક જ હોવી જોઇએ. અથવા હોવી જોઈએ એક તો તે શી રીતે, એ નવો પ્રશ્ન, સંક્રાંતિ સમયની ગુંચકોકળીના બીજા પ્રશ્નો જેવો જ મહાપ્રશ્ન, એ વિરલ બુદ્ધિઓમાં જન્મે છે.

સંસ્કૃત પંડિત મણિલાલ "પ્રિયંવદા" અને "સુદર્શન"ના તંત્રીનું કર્તવ્ય બજાવતાં વિવેચક થયા, તો આ પ્રશ્ન એમના ચિદાકાશમાં પણ ઉત્થાન પામી એમની વિચારણામાં સ્થાન પામે બલ્કે આસન જમાવે, એમ બનવું પ્રથમ દર્શને સૌને સંભવિત લાગે. તથાપિ એમ બન્યું જ નહીં...રમણભાઈની આ વિષય ઉપરની વિચારણા અંગ્રેજી અને કિંચિત્ યુરોપી સાહિત્યના શોખથી અને પાશ્ચાત્ય કાવ્યમીમાંસાના શિષ્યવેષે શરૂ થાય છે. પરંતુ સંસ્કૃત કવિતાસૌંદર્ય પણ એમને ઓછું પ્રિય નહીં. તથા કૉલેજના અભ્યાસ દરમ્યાન કાવ્યપ્રકાશ જેવા પ્રમાણગ્રંથમાં પ્રવેશ પામેલા, એટલે સંસ્કૃત કાવ્યમીમાંસાથી પણ એ આકર્ષાયા અને પરિચય વધતાં તેમાં પણ એમને સત્ય જિજ્ઞાસા અને તર્કબલ ઉપરાંત ઘણું સુસ્થાપિત સત્ય જોવામાં આવ્યું. પરિચય અને મનન વિશેષ વધતાં, સંસ્કૃત અને પાશ્ચાત્ય બંને મીમાંસામાં એમને કેટલુંક અવ્યવસ્થિત અને તેથી જ અન્યોન્યવિરુદ્ધ જેવું તો કેટલુંક અન્યોન્યપૂર્તિ જેવું, અને

ઘણું તો એક બીજાના જુદા જુદા ઇતિહાસ અને વિકાસક્રમને લીધે જ ભિન્નરૂપ પણ તત્ત્વમાં અન્યોન્યસમર્થક બની શકે એવું...લાગવા માંડયું. અને વિવેચના તો એમણે થોડી જ કરી; આ બે ભિન્નરૂપ વિજ્ઞાનેતિહાસ રસમીમાંસાને બને તેટલી એક બીજી સાથે ઘટાવવાના ઉચ્ચતર પ્રદેશમાં એમણે પોતાની વિવેચનાપ્રવૃત્તિ વિશેષ ચલાવી. — બળવંતરાય ઠાકોર

સાહિત્યકાર રમણભાઈનો શુદ્ધ સાહિત્યવિષયક મુખ્ય ફાળો ત્રિવિધ : વિવેચન, હાસ્ય અને 'રાઈનો પર્વત'. આ ત્રણેમાં એમની સેવા એકસરખી મૂલ્યવાન છે. છતાં એમાં તરતમતાનો ભેદ કરવો હોય તો વિવેચનને અગ્રસ્થાને મૂકવું પડે, કારણ એનું ગ્રંથપૂર હાસ્ય ને નાટક કરતાં વધારે છે ને એનું લેખન છેક ૧૮૮૭થી ૧૯૨૬ સુધીના કાલપટ પર વિસ્તરેલું છે. એમનો છેલ્લો લેખ પણ વિવેચનનો જ છે.

આધુનિક વિવેચનની ઝાંખી, આછીપાતળી શરૂઆત દલપત-નર્મદથી થઈ. તે સમય પૂર્વે કવિતામા મુખ્યત્વે ધર્મનું પ્રાધાન્ય હતું. પણ દલપત-નર્મદ ને તેમના સહકારીઓએ કવિતામાં સુધારાનો બોધ દાખલ કર્યો. તેમના વખતમાં ઘણાખરા કવિઓ ગમે તે વિષય પર કવિતા કરતા, ને ઝડઝમક, પ્રાસ, ચિત્રકાવ્ય વગેરે કવિતાને ઉપકારક અંશો ગણાતાં. જાણીતા કવિઓ પોતાની કવિતા સભા વચ્ચે ગાઈ સંભળાવતા, ને શીઘ્રકવિતા પ્રશંસા પામતી. બોધ ઉપરાંત નર્મદે આત્મલક્ષી પ્રણયકાવ્યો, કુદરતવિષયક કાવ્યો તથા ચિંતનમૂલક કાવ્યોની શરૂઆત કરી. કવિતા કરતા વિવેચન વધારે આગળ વધ્યુ હતું. સિદ્ધાંત પૂરતું તે રસને કાવ્યનો આત્મા ગણતું, તેનું પ્રયોજન ઉપદેશ નહિ પણ આહ્લાદ ગણાવતુ, કવિતાના સ્વરૂપને યોગ્ય વસ્તુને જ કાવ્યદેહ અર્પવામા માનતું, ઝડઝમક શીઘ્રકવિતા તથા શબ્દચાતુરીને અયોગ્ય કહેતું, ને નીતિમાન કાવ્ય કે નાટકને જ આવકારપાત્ર જણાવતું.

કવિતા કેવી હોવી જોઈએ વગેરે વિચારો દલપતે પદ્યમાં દર્શાવ્યા છે, છતાં ગદ્યવિવેચનની મંદમંદ શરૂઆત નર્મદથી થાય છે.

એ કાવ્યનો આત્મા રસ અને ઉદ્દેશ આનંદ ગણે છે. તે "માને છે કે બાહ્ય જગતનું પ્રતિબિમ્બ કવિમાનસ પર પડવાથી તેને એક પ્રકારનો રસ પડે છે; જે રસને એ તર્ક વડે રંગીને અલૌકિક રીતે ભાષા દ્વારા જગત સમક્ષ વ્યક્ત કરે છે. એટલે, રસ જેમાંથી જન્મી શકે છે તે કવિનો જુસ્સો, તેમાં તર્ક ઉમેરવાની બુદ્ધિ, તથા એ બધાંને તાદશ રીતે વ્યક્ત કરવા માટેની 'ચિત્ર પાડવાની શક્તિ', કાવ્યસર્જનના માનસવ્યાપારમાં જોઈએ છે."[1] કવિતામાં બે ભાગ રસ ને એક ભાગ તર્ક જોઈએ. રસથી હૈયું ભેદાય છે ને તર્કથી લહેર આવે છે."[2] શીઘ્રકવિતા, ઝડઝમક ને પરાણે આણેલા અંત્યપ્રાસ પ્રત્યે તેને અણગમો છે. તે બધા વિષયોને કવિતાને યોગ્ય ગણતો જણાવ છે. લિરિકને તે 'ગીત કવિતા' કહી એને ગાવા માટેનું ગાયન જ ગણે છે. એ ભક્તિ પરત્વે નરસિંહની, રસ પરત્વે પ્રેમાનંદની, ને લાગણી પરત્વે દયારામની કવિતાને ઉત્તમ ગણે છે. વિવેચક તરીકે તે અશ્લીલ કે ગ્રામ્ય સાહિત્યનો વિરોધી છે. એણે સંશોધનપૂર્વક કવિચરિતો રચી કવિઓની શૈલીની ચર્ચા કરી છે, નાટક વિશે સામાન્ય માહિતી આપતું પ્રાથમિક રેખાંકન કર્યું છે, અને સાહિત્યવિવેચનાની આવશ્યકતા દર્શાવી આપી છે.

નર્મદના સમકાલીન નવલરામની વિવેચના વધુ વિશાળ શાસ્ત્રીય તલગામી અને ઠરેલ હતી. કાવ્યનો આત્મા, રસ અને તર્કની તરતમતા ને ઝડઝમક વિશે એમના વિચારો નર્મદ જેવા જ છે, પણ એ અક્ષરમેળ કરતાં દેશી પદો ગરબી વગેરેને નિયમબદ્ધ કરી શાસ્ત્રશુદ્ધ બનાવી પ્રયોજવાના મતના છે. આ ત્યારની કાવ્યસ્થિતિનું ફલ હશે.

તેમણે અનેક કવિઓની શૈલી વિશે ચર્ચા કરી છે. શબ્દલક્ષી અથવા ચાતુર્યપ્રધાન શૈલી તે કવિ દલપતરામની, 'અર્થલક્ષી' અને 'શાસ્ત્રીય' છતાં 'કિલષ્ટ' એવી શૈલી કવિ નર્મદાશંકરની, 'એકાગ્ર' અથવા સંક્ષિપ્ત,

---

૧. હીરા મહેતા, આવિ, પૃ. ૧૬-૧૭. ૨. જૂનું નર્મગદ્ય, પૃ. ૪૬૯.

પાંડિત્યસરી અને અર્થલક્ષી શૈલી નવલરામની પોતાની, 'સર્વાંગ દૃષ્ટિવાળી' એટલે રસળતી અને તરંગી શૈલી સામળની તેઓ માને છે કે 'વિષયાનુકૂળ' શૈલી હોવી જોઈએ અને એ ભાગ ને અર્થલક્ષી શૈલી તેવા પ્રકારની છે તેમાં "વાક્યના એકેએક પ્રયોજનવાળા હોવા જોઈએ " તે સંક્ષિપ્ત હોવી જોઈએ અર્થગૌરવ અને વ્યંજનાયુક્ત તથા શાસ્ત્રીય હોવી જોઈએ નર્મદની કવિતા આવી 'શાસ્ત્રીય' હતી[૩]

"કવિ નર્મદની કવિતા"માં તેઓ એને નરસિંહ, પ્રેમાનંદ ને દયારામ કરતાં ચડિયાતી ગણાવે છે, તો વધુ પરિપક્વ ઉંમરે લખાયેલા "પ્રેમાનંદ"માં પ્રેમાનંદને રસનિરૂપણમાં શ્રેષ્ઠ ગુજરાતી કવિ કહે છે તેઓ લિરિકને 'સંગીતકાવ્ય' અને 'ખંડકાવ્ય' કહી 'સ્વાનુભવી' અથવા 'અંતઃસ્થિત'ના વર્ગમાં મૂકે છે લિરિકો દેશી, ગરબી પદ વગેરેમાં લખાવા જોઈએ વીરકવિતા 'સર્વાનુભવિ' અથવા 'બાહ્યસ્થિત' છે આપણે હજી કાવ્યનો પાઠ કરતા શીખ્યા નથી એટલે એમાં પણ હાલ તો દેશીઓ જ વાપરવી, માત્ર એકતાનતા ટાળવા ઢાળો બદલતા રહેવું સાચી કવિતામાં હૃદયના ભાવો સ્વાભાવિક રીતે પિંગળના નિયમોને વશ વર્તે છે જગત અથવા સંસારના "સ્વરૂપનું ખરેખરું પૂર્ણ ચિત્ર તે ઉત્તમ કવિતા"[૪] સંગીતકવિતામાં જગતનું "અપૂર્ણ" દર્શન છે, વીરકવિતામાં એનું 'સ્થાયી' દર્શન છે, એટલે વીરકવિતા ઉત્કૃષ્ટ કાવ્યપ્રકાર છે કલાકૃતિઓ સંપૂર્ણ નીતિવાળી હોવી જોઈએ કાવ્યમાં સર્વ પ્રકારનો વિવેક જાળવવા કવિએ શુદ્ધ રસજ્ઞતા કેળવવી જોઈએ તે માટે ઊંચી કેળવણી તથા રસશાસ્ત્રનો ઊંડો અભ્યાસ'[૫] જોઈએ સંસ્કૃત, અંગ્રેજી વગેરે ભાષાસાહિત્યના અભ્યાસ સાથે દુનિયાનો સીધો અનુભવ ખૂબ આવશ્યક છે

નવલરામ કહે છે કે ઊંચાં નાટક "રસમય અને રસોદ્દેશી"[૬]

---

૩ એજન પૃ ૪૫ ૪૬

૪ શ્રી નરહરિ પરીખની 'નવલગ્રંથાવલિ', પૃ ૧૮૬

૫ એજન, પૃ ૫૧ ઉપર ઉદ્ધૃત ૬ એજન પૃ ૫૨ ઉપર ઉદ્ધૃત.

હોય છે. નાટકની કલા અત્યંત અઘરી છે. "અનેકવિધ પાત્રો રચવાને માટે નાટ્યકારમાં 'સર્વાનુભવી કવિત્વ' તથા 'સંસાર-વ્યવહારના લક્ષપૂર્વક અવલોકન'ની જરૂર હોય છે."[૭] "રસિક પ્રસંગ તથા રસમય વાણી દ્વારા પાત્રપ્રકાશ કરવો એ જ કવિતાનું સાફલ્ય છે."[૮] નાટક એ લોકો પર સહુથી વધુ અસર કરનાર સાહિત્યપ્રકાર છે. પણ "સુબોધ એ સારા નાટકનું સ્વાભાવિક ફળ છે,...તેનો ઉદ્દેશ નથી." આથી, પાત્રોનાં આચરણ દ્વારા વ્યંજનાત્મક રીતે બોધ અપાવો જોઈએ. "શુદ્ધ અને ઊંચા રસમાં સ્વાભાવિકપણે જ સારો બોધ સમાયેલો છે."

દર મહિને નિયમિત રીતે ગ્રંથાવલોકન કરવાની શરૂઆત નવલરામે કરી. એ સ્પષ્ટવક્તા વિવેચક હતા, "સારા ગ્રંથને જ વખાણવા અને નઠારાને તોડી પાડવા"[૯] એ વિવેચકનો ધર્મ ગણતા, પણ પોતાના પ્રારંભક જમાનાને ધ્યાનમાં લઈ એકંદરે સૌમ્ય ભાષામાં લખતા, ને સિદ્ધાંત તરીકે પણ તેમ કરવું યોગ્ય ગણતા. તેઓ વિવેચન કરતાં યોજના (ડિઝાઇન) અને કૃતિ (એક્ઝિક્યુશન) ઉપર દૃષ્ટિ રાખતા. યોજના ખરાબ હોય તો કૃતિ ખરાબ જ હોય, પણ યોજના સારી હોય તો કૃતિ સારી પણ હોય, ખરાબ પણ હોય. એમના વિવેચનમાં નર્મદની જેમ પૂર્વગ્રહો ને અંગત માન્યતાનો મમત ભાગ્યે જ જણાતો. એ પૂરી સમતુલા જાળવતા. એમણે હાસ્ય વિશે માનસશાસ્ત્રની પદ્ધતિથી ચર્ચા કરી છે, ને તેમ કરતાં સંસ્કૃત સાધનોનો સારો ઉપયોગ કર્યો છે. આ ઉપરાંત તેમણે સંસ્કૃતમયતા અને જોડણીની અરાજકતા ટાળવા ઉપાયો દર્શાવ્યા છે. આનંદશંકર કહે છે, "એમનામાં સાહિત્યના ગુણદોષ સમતોલ બુદ્ધિથી પારખવાની અદ્ભુત સ્વાભાવિક શક્તિ,

૭. હીરા મહેતા, આવિ, પૃ. ૫૩
૮. આવિ, પૃ. ૫૩ ઉપર ઉદ્ધૃત.
૯. આવિ, પૃ. ૫૮ ઉપર ઉદ્ધૃત

પણ બહુ વિશાળ જ્ઞાનથી એ સંસ્કાર પામેલી નહિ, તેમ વિશાળ બનેલી પણ નહિ."[૧૦]

નવલરામનું અવસાન થયું તે જ વર્ષમાં યુનિવર્સિટીમાં અપાતી ઉચ્ચ સંસ્કૃત ને અંગ્રેજી કેળવણીથી વિભૂષિત થયેલા રમણભાઈએ પશ્ચિમના વિવેચન ને નવી પદ્ધતિના વિવાદના હથિયારથી સજ્જ થઈ આપણા વિવેચનક્ષેત્રમાં પ્રવેશ કર્યો. એમના પહેલા જ નિબંધથી સૂચવાય છે તેમ, એમના વિવેચનનો પ્રધાન ઉદ્દેશ સાહિત્ય—ખાસ કરીને કવિતા—નું સાચું સ્વરૂપ સમજાવવાનો જણાય છે. એમને મતે મોટા માણસોએ સારા ગદ્ય ને સુંદર પદ્યમાં વ્યક્ત કરેલ વિચારો ને લાગણીઓ અથવા "વિચાર દર્શાવવાની પદ્ધતિમાં જ્યાં ઉદાત્તતા અને ઉત્તમતા રહેલી હોય" તે સાહિત્ય.[૧૧] તેમાં કવિતા, કલ્પના અને રસિકતાના ગ્રંથો, ઇતિહાસ, વક્તૃત્વકલા, રસશાસ્ત્ર, વ્યાકરણ, ભાષાશાસ્ત્ર, તત્ત્વચિંતન, ધર્મવિચાર, સમાજશાસ્ત્ર, રાજનીતિ, શિક્ષણકલા અને પદાર્થોના સામાન્ય ધર્મો ને નિયમોના નિરૂપણ ઉપરાંત જેમાં કાંઈ વિશેષ હોય તેવા વિજ્ઞાન વિશેના ઉત્તમ ગ્રંથોનો સમાવેશ થાય.[૧૨]

રમણભાઈ કહે છે કે "દરેક ભાષાની પ્રજામાં ગદ્ય કરતાં પદ્ય પહેલું લખાય છે,"[૧૩] એટલે "માણસમાં કવિત્વશક્તિ સ્વાભાવિક છે."[૧૪] પણ અંતઃક્ષોભ હોય તો જ કવિતાનો જન્મ થાય છે—તે ન હોય તો ગમે તેટલા પ્રયત્ન કરવા છતા કવિતા ઉત્પન્ન થતી નથી. આમ કવિને ઇચ્છા થઈ આવે ત્યારે નહિ પણ અંતઃક્ષોભની ઘડીએ આકસ્મિક રીતે જ ઉત્પન્ન થતી હોવાથી કવિતા "સ્વયંભૂ અને સ્વચ્છંદ છે."[૧૫] અંતઃક્ષોભ થયા પછી

---

૧૦. 'સાહિત્યવિચાર', પૃ. ૩૩, ઇ. ૧૧ કસા ૩, પૃ. ૫૭.
૧૨ કસા ૩, પૃ. ૨૦–૨૪, ૨૬૭–૨૭૦, ૫૫–૫૭
૧૩ કસા ૧, પૃ ૨. ૧૪. કસા ૧, પૃ ૩.
૧૫. કસા ૧, પૃ ૯

કવિતા તે જ ક્ષણે લખાય, અથવા તો એ ક્ષોભ સંભારીને અમુક વખત પછી લખાય અંતઃક્ષોભ બહુ ટૂંકજીવી છે, પ્રેરણા "બુઝાતા અને રાખ વળે જતા અંગારા જેવી છે," એટલે "શુદ્ધ પ્રેરણામય કાવ્યો ઘણાં ટૂંકાં હોય છે."[૧૬] બાકીનાં — લાંબાં — કાવ્યોમાં પ્રેરણા ઉપરાંત કલ્પના વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે "વર્ણનાત્મક કાવ્ય કલ્પનાથી જ થાય છે."[૧૭] એટલે "અન્તર્ભાવની પ્રેરણા એમાં બહુ જ થોડી જોવામાં આવે છે." પ્રેરણા સ્વલ્પજીવી જ હોવાથી ટૂંકાં કાવ્યો — ઊર્મિકાવ્યો જ શ્રેષ્ઠ છે. અહીં રમણભાઈ નવલરામથી જુદા પડે છે, વળી "કવિતા સારૂં ઉત્તમ અને ધન્ય મન જોઈએ. આવાં મન હમેશ નહિ પણ કોઈ શ્રેષ્ઠ ભાગ્યશાળી ક્ષણમાં જે કરે તે કવિતા "[૧૮]

માત્ર સૃષ્ટિનું અનુકરણ કરવાની વૃત્તિથી કવિતા ઉત્પન્ન થતી નથી, તેમ માત્ર કલ્પનાવ્યાપારથી કવિતા ઉત્પન્ન થતી નથી; કવિતા એ બંને વ્યાપારનો સુસમન્વય છે — એ કલ્પના કરે છે, પણ તે સૃષ્ટિ અને તેના નિયમોને વશ વર્તીને. આત્યન્તિક કલ્પનાવાદનો વિરોધ કરતાં રમણભાઈ કહે છે કે "કલા કુદરતથી જુદી જ છે"[૧૯] એ સાચું, "પણ તેનો હેતુ કુદરતની જ ખોટ પૂરી પાડવાનો છે. કલા કુદરતનું અનુકરણ ન કરી શકે તો...નિષ્ફળ થયેલી ગણાય. તેથી કવિતા કલા છતાં તેને સત્ય સ્વીકારવું પડે."[૧૯]

સમકાલીન ગુજરાતી સાહિત્યમાં આ જાતની સાચી કવિતા "હજારમાંથી એક ભાગ જેટલી પણ નથી."[૨૦] કવિતાભાસી પદ્ય ટાંકીને રમણભાઈ આવેગપૂર્વક સમજાવે છે કે કાવ્યને અનુચિત વિષયો પર રચાયેલી, ચાતુરીની, તથા શીઘ્ર કવિતામાં અંતઃક્ષોભ કે લોકોત્તરતા ન હોવાથી તે સાચી કવિતા નથી.[૨૧] શબ્દાલંકાર, શબ્દો

૧૬. કસા ૧, પૃ. ૨૦. ૧૭. કસા ૧, પૃ. ૨૯.
૧૮. કસા ૧, પૃ. ૧૧. ૧૯. કસા ૧, પૃ ૮-૯.
૨૦. કસા ૧, પૃ. ૧૩.
૨૧. કસા ૧, પૃ. ૬૨-૬૩, ૧૩-૧૮, ૨૮૫-૨૮૭.

ગોઠવવાની ચતુરાઈ, અલંકાર ખાતર અલંકાર, કે વ્યંગ્ય વિનાનો કલ્પનાનો ચમત્કાર તે કવિત્વ નથી ખરી રીતે તો જેમાં વ્યંગ્યાર્થ હોય તે જ કવિતા એટલું જ નહિ પણ 'કવિને અજ્ઞાતનું દર્શન થાય, વ્યંગ્યનું ભાન થાય, ત્યારે જ કવિત્વ'' જન્મે કવિતામાં અમૂર્ત નહિ પણ મૂર્ત જ નિર્વાહ્ય છે[૨૨] વીરવિજયની 'હિતશિક્ષા' કે નિષ્કુળાનંદના સાધુજનના આચાર વિશેના પદ્ય કવિતા નથી, પણ પ્રેમાનંદનું ''જૂની વેલ્ય ને ધૂસરી વાંકી' વાળું વર્ણન કવિત્વમય છે, કારણ કે એમાં સાધુજનનું મૂર્તિમંત ચિત્ર અપાયેલું છે[૨૩]

મોટા ભાગની સમકાલીન કવિતાને એક સપાટે હાંકી કાઢી રમણભાઈ આમ્રા ''જોરસા'થી[૨૪] જન્મેલી કવિતાને જ પ્રથમ સ્થાન આપે છે પ્રકરણ બીજામાં જોયું તેમ રમણભાઈ અભ્યાસ કરતા તે કાળમાં અંગ્રેજી વિવેચનમાં ઊર્મિને જ પ્રાધાન્ય આપવામાં આવતું પાઠ્યપુસ્તક તરીકે ચાલતી પાલગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી'માં પણ ટૂંકા ટૂંકા ઊર્મિકાવ્યો જ હતા આમ રમણભાઈનો ઊર્મિ અથવા પ્રેરણા તરફનો પક્ષપાત તેમના અભ્યાસ અને તત્કાલીન અંગ્રેજી વિવેચનાના એ જાતના ઝોકના પરિણામરૂપ છે આ પક્ષપાતને કારણે તેમણે 'ગોલ્ડન ટ્રેઝરી'ની સ્પષ્ટ અસરવાળી 'કુસુમમાળા'ને આ શબ્દોથી બિરદાવી

અંતર્ભાવપ્રેરિત કવિતાની તૃષાથી ગુજરાતી સાહિત્યમાં ફરતાં બધે જલશૂન્ય રણ દેખી નિરાશ થયેલા મનને આશ્વાસન આપનારી હર્ષમાં લાવનારી એક જ નદી હમણાં કોઈ પર્વતમાંથી નીકળી છે નદીના ખાબોચિયાં કોઈ કોઈ ઠેકાણે હશે પણ વિરત રથી વહેતી ખરેખરા લક્ષણવાળી કાવ્યસરિતા તો કુસુમમાળા જ છે સુગ્ન અરણ્યમાં એ લીલું કુંજધામ દેખી કોનું મન આનંદમાં આવી કૂદવા નહિ માંડે[૨૫] ગુજરાતી કવિતામાં કુસુમમાળાને અમે પ્રથમ પદવી આપીએ છીએ નરસિંહ મહેતાની કવિતા બાલ્યાવસ્થામાં છે તેની કલ્પના વિશાળ નથી તેના

૨૨ કસા ૧, પૃ ૨૮૫–૨૮૮ ૮૭ ૮૯ ૨૩ કસા ૧, પૃ ૨૭૦, ૨૫૨ ૨૭૩
૨૪ કસા ૧, પૃ ૧૫ ૨૫ કસા ૧ પૃ ૨૩

ભાવ ગંભીર નથી; સુંદરતાના સરોવરમાંથી તે માત્ર આચમન જ કરે છે. પ્રેમાનંદની મનોહર કલ્પના બહુ દૂર ફરી ન વળતાં પોતાના ચક્રમાં જ નિરંતર નૃત્ય કરે છે......તેનામાં સ્વાનુભવરસિકત્વ નથી, અને તેનું સર્વાનુભવરસિકત્વ વિશાળ કલ્પના કે વિવિધ જનસ્વભાવની પરીક્ષાથી અંકિત નથી, માટે વિસ્તારથી વહેતી ખરેખરાં લક્ષણવાળી કાવ્યસરિતા તો "કુસુમમાળા" જ છે.[૨૬]

ઊર્મિકાવ્યો જ શ્રેષ્ઠ છે એ માન્યતા, 'ગોલ્ડન ટ્રેઝરી'નું અહોભાવી વાચન, નરસિંહરાવનાં ઊર્મિકાવ્યોમાં ઊતરેલું એનું તાદૃશ ને ગુણવંતું પ્રતિબિંબ, અને 'કાન્તા'નાં પદ્ય બાદ કરતાં તે વખતના ગુજરાતી સાહિત્યમાં તેમની કવિતાને પડખે મૂકી શકાય તેવી સારી કવિતાની અલ્પતાને લીધે રમણભાઈથી, નરસિંહરાવની કવિતાનાં બેહદ વખાણ થઈ ગયાં છે. રમણભાઈને એક પ્રવર્તમાન સંપ્રદાય, જેને નવલરામે દલપતશાળા કહી છે, તેનું ખંડન કરી તે સાથે પોતાનો અંતઃક્ષોભજનિત ઊર્મિકાવ્યનો મત માંડવાનો હતો એ પણ એમની અત્યુક્તિનું એક વાજબી કારણ છે. એવા જોરશોરની તેવા પ્રસંગે જરૂર પડે જ. આ ઉપરાંત મણિલાલનાં 'કુસુમમાળા' અને 'હૃદયવીણા'નાં અવલોકનો આ અતિશયતાનું એક નિમિત્તકારણ બન્યાં છે. અંતઃક્ષોભ અને લાગણી માટેના આવા આગ્રહને લીધે રમણભાઈ પ્રો. ઠાકોરના વિચારઘનતાવાદથી જુદા પડે છે. પણ "રમણભાઈની વિવેચનશક્તિની કદર એમના યુવાવસ્થાના લેખોથી થાય છે એમાં કાંઈ ભૂલ દેખાય છે"[૨૭] એ આનંદશંકરના યથાર્થ શબ્દોમાં કાંઈક સૂચિત થાય છે તેમ, રમણભાઈએ આ એકાંતિક ઊર્મિવાદ પાછળથી છોડી દીધો જણાય છે. ૧૮૮૮માં ઊર્મિ વિશે ઉપલા વિચારો પ્રકટ કર્યા પછી ૧૯૦૦માં વૃત્તિમય ભાવાભાસ અંગે તેઓ કહે છે કે લાગણી પર કવિની બુદ્ધિનો કાબૂ ન હોય, ઊર્મિમાં કવિ ઘસડાઈ જાય તો કાવ્ય નબળું બને.[૨૮] ૧૯૦૧માં અલંકાર અને તે

૨૬. કસા ૧, પૃ. ૬૦-૬૧.
૨૭. પરિષદ પ્રમુખોનાં ભાષણો, પૃ ૩૮૫. ૨૮. કસા ૧, પૃ. ૨૧૦.

પાછળ રહેલી કલ્પના વિશે લખતાં એક અવતરણ પરત્વે તેઓ કહે છે, "કુરાન્યનું વર્ણન તે જાતે જ કવિત્વમય નથી, તે લાગણીનો નહિ પણ વિચારનો વિષય છે. એવા બુદ્ધિવિષયના લેખમાં કલ્પનાની સહાયતા લીધાથી પણ કવિત્વ આવતું નથી. કવિત્વ તે જાતે જ સ્વયંભૂ ઉદયથી હૃદયોર્મિમાં ઉદ્ભૂત થાય છે. અને એવી ઊર્મિની ક્ષણે કવિને થયેલું દર્શન વ્યંગ્ય કરી તે પ્રકટ કરવાના પ્રયાસમાં કવિ કલ્પનાનો ઉપયોગ કરે છે ત્યારે કલ્પના ભાવવિષયક થાય છે. તે વિના વપરાયેલી કલ્પના કેવળ વિચારવિષયક હોય છે અને એકલી કલ્પનાના ચમત્કારને કવિત્વની પદ્મી ઘટતી નથી."[૨૯] એકવાર આમ કહી બારચૌદ પાનાં પછી કહે છે, "ભાવપ્રેરણાની ઉત્કટતા સાથે કલ્પના અને અનુકરણ બન્ને અંગનો યથેચ્છ ઉપયોગ થયો હોય તેવાં ઉત્તમ કાવ્યોમાં કલ્પનાનો ઉત્કર્ષ ખિલી રહે છે....... કલ્પના અને અનુકરણ વિનો એકલી પ્રેરણાથી રચાયેલી કવિતા કાવ્યસમૂહમાં બહુ થોડી હોય છે, કેમકે કલાવિધાન વિના મૂર્તરૂપ ઘડી શકાતાં નથી અને આકૃતિની સુંદરતા આવી શકતી નથી."[૩૦] ૧૯૦૭માં પણ તેઓ આવું જ કહે છે, "કવિતાની ઉદ્ભવશક્તિ સાથે અલંકારો જોડાયેલા નથી, પણ કલ્પનાવ્યાપાર જે કવિતાની કલા છે તે સાથે જોડાયેલા છે. પણ, કવિતાની ઉદ્ભવશક્તિ સાથે કલાની પ્રવૃત્તિ ઘણું ખરૂ ચાલે છે જ"[૩૧] ૧૯૨૦માં તેઓ કહે છે.

> કવિઓ બીજાઓના વિચારના જ્ઞાનથી નહિ પણ સ્વયંભૂ ઊર્મિથી પ્રેરાઈને કાવ્ય રચવામા પ્રવૃત્ત થાય છે...સામાન્ય સાહિત્યના બહોળા વાચનના પરિણામે કવિના અંતરાત્માના મંદિરમા અનેક વિચારમૂર્તિઓ તર્કખંડમાથી નીકળી ભાવખંડમા પ્રવેશ કરી રસમયબને છે.[૩૨]

'૨૬મા તેમણે ભારપૂર્વક કહ્યું છે, કે કાવ્યમાં પ્રતિભા ઉપરાંત

૨૯. કસા ૧, પૃ. ૨૮૭ ૩૦. કસા, ૧, પૃ ૨૯૯, ૩૦૧.
૩૧. કસા ૩, પૃ. ૮૮. ૩૨. કસા ૩, પૃ ૨૧–૨૨.

વ્યુત્પત્તિ અને અભ્યાસ પણ જોઈએ જ;[33] અને વ્યુત્પત્તિનો અર્થ જ્ઞાન છે. પ્રો. ઠાકોર પણ કહે છે, "ઊર્મિકાવ્ય ઉત્તમ, એવાં એવાં ગંભીર સ્ખલન એમનાં શરુવાતનાં લખાણોમાં છે ખરાં. પરંતુ......પરિચય મનન અને વ્યુત્પત્તિ જેમ જેમ વધતાં ગયાં, તેમ તેમ......જૂના ઠીંખાઉ દશાના ગ્રહ ગળતા ગયા છે, અને તુલનાશક્તિ પરિપક્વ સૂક્ષ્મોદાર બનેલી જોવામાં આવે છે."[34]

રમણભાઈને મતે અંતઃક્ષોભપ્રેરિત કવિતા સ્વાનુભવરસિક તેમ સર્વાનુભવરસિક હોય. "સર્વાનુભવરસિક કવિતામાં કવિથી પૃથક્ બાહ્ય વસ્તુસ્થિતિનું ચિત્ર હોય. એમાં કવિ પોતાનું અંતઃસ્વરૂપ ગુપ્ત રાખી જુદાં જુદાં રૂપ અને નવી નવી સ્થિતિ સાથે એકાત્મ થઈ સૂક્ષ્મ પરીક્ષાથી ચમત્કાર આપે છે."[35] સર્વાનુભવરસિક કવિતા "સૃષ્ટિરચના, પ્રસંગ અને જનસ્વભાવ: એ ત્રણેના અનેકતાને લીધે થોડા કે ઘણા સંકુલ સંયોગોની બનેલી હોય છે."[35] સૃષ્ટિરચનાથી વર્ણનાત્મક કાવ્ય બને. કવિઓને સૃષ્ટિનિરીક્ષણમાં અનેક અને વિવિધ ઉદ્દીપન જડે છે, સહકારી ભાવ અને અનુભાવ થાય છે. કેટલાક પ્રકૃતિકવિઓને સૃષ્ટિમાંના કોઈક એક વિષયથી અંતઃક્ષોભ થાય છે તો બીજા કેટલાકને તેમાંના કોઈક બીજાથી. શેલીને સ્કાયલાર્ક વગેરે પક્ષીથી, વર્ડ્સ્વર્થને ડેફોડિલ વગેરે ફૂલથી, ભોળાનાથને ખગોળને જોતાં. પણ કવિમાં માત્ર સૃષ્ટિરચનાવિષયક કવિતા રચવાની જ "શક્તિ હોય તો તેની કવિતા ઘણી ઉતરતી પંક્તિની થાય."[35] "પ્રસંગથી કલ્પનાને જે વિષય મળે તેથી ચમત્કારજનક બનાવ કે ચિત્તનું આકર્ષણ કરે એવું કોઈ કથાનું વૃત્તાન્ત આપવામાં કવિની શક્તિ જણાય. પણ સર્વાનુભવરસિક કવિનો સહુથી ઉત્તમ વિષય જનસ્વભાવ છે. જનસ્વભાવના ચિત્રથી નાટક બને."[35]આ સર્વ છતાં નવલરામથી ઊલટું રમણભાઈ સ્વાનુભવરસિક કવિતાને જ શ્રેષ્ઠ ગણે છે, કારણ

૩૩. કસા ૩, પૃ. ૬૬. - ૩૪. સ્વ. પૃ. ૨૭૮-૨૭૯.
૩૫. કસા ૧, પૃ. ૩૫-૩૮. ૩૫. કસા ૧, પૃ. ૩૭.

કે કવિ પોતાના અનુભવના જેવુ વર્ણન બીજાના અનુભવનું ન જ કરી શકે[३१]

કાવ્યનું પ્રયોજન પરમ આનંદ આપવાનું છે.[३१अ] આ આલંકારિકો નર્મદ ને નવલનો જ મત છે, ને આલંકારિકોમાથી મેળવ્યો જણાય છે. કવિમાં પ્રેરણાથી સત્ય જોવા[३७] અને વસ્તુઓ પાછળની વિશેષતાનું દર્શન કરવાની શક્તિ હોઈ[३८] કવિતા સત્ય અને સૌંદર્યની રસદ્વારા પ્રાપ્તિ કરે છે; વિશ્વના ચમત્કારો કે સંભ્રમનો ખુલાસો આપે છે.[३९] આમ કવિતા જ્ઞાન આપે છે; પણ એ જ્ઞાન ઉપદેશમય નથી હોતું; એ કવિતામા અંતર્ભૂત બની જાય છે. આ ઉપદેશોન્મુખ નહિ એવા જ્ઞાનને લીધે જ કવિઓ જનસમાજના શિક્ષક, ગુરુ, અને પેગંબરનું સ્થાન ભોગવે છે.[४०] આ મત આલંકારિકો અને નવલરામને મળતો જ છે.

રસ બાબતમા સંસ્કૃત આલંકારિકોને જ અનુસરતા હોવા છતા ભક્તિ એ પણ બધા વ્યાપીભાવોથી જુદી એક એટલી મા તેથી વધુ મહત્ત્વની ચિરસ્થાયીવૃત્તિ હોઈ ભક્તિને જુદો જ રસ ગણવો જોઈએ એમ તેમણે કહ્યુ છે. પરમેશ્વર સિવાય બીજા કોઈ દેવદેવીને ન માનતા પ્રાર્થનાસમાજી રમણભાઈનો એક વિશિષ્ટ મત એ છે કે ઈશ્વર પ્રત્યેના કાવ્ય જ ભક્તિકાવ્ય કહી શકાય, દેવદેવી પ્રત્યેના કાવ્ય નહિ આથી કૃષ્ણ– કે કૃષ્ણગોપીશૃંગાર–વિષયક કવિતા ભક્તિકાવ્ય નથી[४१] દયારામનું "લોચનમનનો ઝગડો" અથવા તો નરસિંહે વર્ણવેલો ગોપીઓનો કૃષ્ણપ્રેમ સારી કવિતા છે પણ ભક્તિકાવ્ય નથી, કારણ કે એમા "મનુષ્ય પરની ભક્તિના

૩૧ કસા ૧, પૃ ૫૪, ૫૮–૫૦ ૩૧અ. કસા ૧, પૃ. ૨૪૬
૩૭. કસા ૧, પૃ ૨૦૫, ૨૦૭, ૨૧૦, ૨૨૧–૨૨૨.
૩૮. કસા ૧, પૃ. ૩૧૯–૩૨૨
૩૯. કસા ૨, પૃ. ૨૯૭, ઘસ ૨, પૃ ૮૧–૮૨
૪૦. કસા ૧, પૃ. ૩૨૫. ૪૧. કસા ૨, પૃ ૬૭

કે માનુષ પ્રેમનાં જ ચિત્ર...આપ્યાં છે અને ભક્તિરસની ગહનતા, અનંતતા, અદશ્યતા, અસ્પૃશ્યતા, અમૂર્તતા, અન્તર્વૃત્તિનું અમૃતત્વ તરફ ઉદ્‌બોધન નથી."[૪૨]

વળી "ભક્તિ ગમે તેટલી દૃઢ હોય તો પણ જ્યારે તે ઉચ્ચ કવિત્વથી મિશ્રિત થાય છે ત્યારે જ...ભક્તિનો ભક્તિરસ થાય છે."[૪૩] ઉ. ત. ભક્તિકાવ્ય ગણાતાં નરસિંહ મહેતાનાં ઘણાં પદોમાં ભક્તિ છે, પણ તેનો રસ થયો નથી. "એમ લાગે છે કે કવિની લાલિત્ય ઉત્પન્ન કરવાની શક્તિ કૃષ્ણગોપીના અયોગ્ય પ્રેમકથનમાં ખપી ગઈ છે; તેથી બીજા રસમાં વિચરતાં માધુર્ય વિનાના શુષ્ક શબ્દોમાં તેને પોતાના ભાવ વર્ણવવા પડે છે."[૪૪] ઉત્કટ નીતિપ્રેમી રમણભાઈ પ્રાચીન ભક્તિસાહિત્યના આ શૃંગાર—ખાસ કરીને કૃષ્ણગોપીના 'અયોગ્ય' સંબંધ ને ઉઘાડા જેવા શૃંગાર—ની બહુ વિરુદ્ધ છે. નવલરામની જેમ કવિતામાં નીતિના આગ્રહી હોવાથી[૪૫] તે 'પૃથુરાજરાસા' માં અમુક પંક્તિઓને અતિ શૃંગારી ગણે છે, દયારામ અને નર્મદની અનીતિની ટીકા કરે છે, અને "નિર્મર્યાદ શૃંગારવર્ણન"ને કાલિદાસનું એક મોટું દૂષણ ગણાવે છે.[૪૬]

ભોળાનાથ જેટલી ઊંચી કે સાચી ભક્તિકવિતા કોઈ પણ પ્રાચીન કે અર્વાચીન કવિએ લખી નથી.[૪૭] તેમની ભક્તિકવિતાની શ્રેષ્ઠતાનું એક કારણ એ છે કે તેમનું આલંબન સર્વશક્તિમાન ઈશ્વર છે; અને "આલંબનના ગુણ જેમ ઉત્તમ તેમ કવિની ચિત્તવૃત્તિ ઉત્તમ જણાય છે."[૪૮]

ભક્તકવિ 'હું પાપી છું' વગેરે કહે છે ત્યારે એ પોતાનો નહિ પણ ઈશ્વર સમક્ષ ઊભેલા સાધારણ મનુષ્યોનો અનુભવ વર્ણવે

૪૨. કસા ૨, પૃ. ૭૬–૭૭.
૪૩. કસા ૨, પૃ. ૭૯.	૪૪. કસા ૨, પૃ. ૭૮.
૪૫. કસા ૧, પૃ. ૩૩૮–૩૪૩	૪૬. કસા ૨, પૃ. ૧૬૦, કસા ૩, પૃ. ૨૦૧.
૪૭. કસા ૨, પૃ. ૯૮, ૬૭–૯૮.	૪૮. કસા ૨, પૃ. ૯૩

છે. આમ એ કવિતા સર્વાનુભવરસિક છે. આમ છતાં એ સૃષ્ટિ-રચના, વૃત્તાંત કે જનસ્વભાવનું ચિત્ર યાને નાટક એ ત્રણ વિભાગોમાં આવતી નથી. એ "નાટકથી ઇતર રીતે જનસ્વભાવનું ચિત્ર આપનારી સર્વાનુભવરસિક કવિતા છે."[૪૮] ઘણીવાર તેમાં સ્વાનુભવ ને સર્વાનુભવનું મિશ્રણ હોય છે.[૪૯]

રમણભાઈએ મમ્મટ વગેરેએ વર્ણવેલી રીતિને 'શબ્દરીતિ' ગણાવી બીજી બે રીતિની ચર્ચા કરી છે. આમાંની એક 'વાક્યરીતિ'. શબ્દ-રીતિ કરતાં કવિની બાની—આ વાક્યરીતિ—વધારે મહત્ત્વની છે. પણ બન્ને રીતિને "ગૌણતામાં નાખી ઉત્તમ રૂપે રહેલી એક બીજી જ રીતિ છે, અને તે જ ખરેખરી કવિત્વરીતિ છે. એ રીતિ તે ભાવ દર્શનરીતિ છે." આના ઉદાહરણ અર્થે તેમણે નરસિંહરાવ, કાંત અને હરિલાલ ધ્રુવનાં કેટલાંક કાવ્યો લઈ એ કવિઓએ પોતાના વિષયને અને ભાવને કઈ કઈ રીતે બહલાવ્યા છે તેનું ટૂંકું પણ બહુ માર્મિક દર્શન કરાવેલું છે.

રમણભાઈ કહે છે કે ઘણી વાર કવિતાને સંગીત ઉપકારક હોય છતાં "કવિતા તે સંગીત નથી."[૫૦] કવિતા ગદ્ય પણ નથી. "કવિની સૃષ્ટિને કંઈક કૃત્રિમ પણ ખાસ જાતની ચારુતાવાળી વાણી"—છંદની જરૂર પડે છે.[૫૧] કવિના મનની ભાવનાને છંદ સાથે કાંઈ સંબંધ હોતો નથી, છતાં છંદ લખાણોને અમુક જાતનો વળાંક આપે છે. "ચિત્તવૃત્તિ પોતાને અનુકૂળ છંદ શોધી લે છે."[૫૨] કાવ્ય રચતી વેળાએ ભાવના તથા કલ્પનાનો ઉલ્લાસ કરતાં વિચારોનો ઉપયોગ કરવામાં આવે છે અને આ વિચારો બહુધા આરંભેલા છંદ પ્રમાણે ઘડાય છે.[૫૩] આ છેલ્લી પોતાની નવી શોધને તેમણે ઉદાહરણોથી પુષ્ટ કરી છે. "રા. મણિશંકરના 'વસંતવિજય'માં ઘડી ઘડી વૃત્ત બદ-

૪૯. કસા ૨, પૃ. ૧૨, ૬૧–૬૪.
૫૦. કસા ૧, પૃ. ૮૩.
૫૧. કસા ૧, પૃ. ૮૫.
૫૨. કસા ૨, પૃ. ૨૨૦.
૫૩. કસા ૧, પૃ. ૮૬.

લાય છે તે આ પ્રમાણે વિચારોને વૃત્તાધીન ન થવા દેવું છષ્ટ જણાયાથી.''[૫૩] સ્વાનુભવરસિક કવિતામાં એક જ વૃત્તિ હોવાથી તેમાં એક જ છંદ હોય તે સ્વાભાવિક, પણ સર્વાનુભવરસિક કાવ્યોમાં અને જેમાં "વિવિધ પુરુષો, પદાર્થો, સત્ત્વો કે તત્ત્વોનાં સંભાષણો ગાન કે ઉચ્ચારણનો પ્રસંગ'' હોય ત્યાં છંદ બદલાય એ સ્વાભાવિક.[૫૪] છંદ માત્ર "જે વિષયો ભાવોદ્દીપનના અને રમણીયતાના ચમત્કારના''[૫૫] હોય તેમને માટે છે, કવિતાભાસી જોડકણાં માટે નહિ. એવી સમકાલીન અકાવ્ય છાંદસ કવિતાને તેમણે સખત શબ્દોમાં ઉતારી પાડી છે. આમ છંદની જરૂર છતાં "આવેગથી આંદોલન પામતું ગદ્ય કવિત્વમય ભાવોને કંઈક ઉશ્કરવાને શક્તિમાન થાય છે અને... કવિતાનું વિરોધી નથી.''[૫૬] "કવિતામાં સંગીત હોય ત્યાં સંગીતનું સ્વરૂપ પોતાની અસર કરે છે અને સંગીતમાં કવિતા હોય ત્યાં કવિતાનું સ્વરૂપ પોતાની અસર કરે છે.''[૫૭] છંદ અને તાલ વિશે તેમણે કેટલાક મહત્ત્વનો વિચાર કરેલો છે:

> કવિતા મોટેથી વાંચવાનો અથવા વાંચી સંભળાવવાનો અભ્યાસ બહુ ઓછો થઈ ગયો છે, અને દરેક વાંચનાર પોતાની મેળે ધાંટા પાડ્યા વિના કાવ્ય વાંચી લે એ પદ્ધતિ સામાન્ય થઈ ગઈ છે. આને લીધે કવિતામાં તાલનું મહત્ત્વ પણ ઓછું થઈ ગયું છે, અને માત્રામેળ છંદો જ્યાં તાલનું મહત્ત્વ વિશેષ હોય તેમાં માત્રાને આધારે કવિતા રચાય અને તાલની અવગણના થાય એમ બનવા લાગ્યું છે. ઇચ્છિં અનુસાર આન્દોલનવાળી વાણીમાં રચના થાય તેથી કવિતાના ગુંજનમાં તાલ અવશ્ય આવવાનો અને આન્દોલન સુવ્યવસ્થિત હશે ત્યાં તાલનો નિયમ યથાર્થ રીતે સચવાવાનો. પરંતુ તાલ સંબંધી જે શિથિલતા દાખલ પામી છે તે સમૂળગી કાઢી નાખી શકાય તેમ નથી. અક્ષરમેળ વૃત્તની લઘુ ગુરુ માપવાળી તથા યતિના વિરામવાળી રચનાની અશિથિલતા જેવી ગુંજનની સુંદરતા માટે આવશ્યક છે તેવી તાલની વ્યવસ્થા આવશ્યક નથી અને

૫૪. કલા ૧, પૃ. ૮૧, ૮૩-૯૦. ૫૫. કલા ૧, પૃ. ૯૨.
૫૬. કલા ૧, પૃ ૧૦૩. ૫૭. કલા ૧, પૃ. ૧૧૧-૧૧૨.

પદ્યના ગૌરવથી બોલવાની જ ટેવ થયે તાલનો અનાદર નહીં થશે તેમ નથી. વળી જ્યાં ચરણનો અમુક અક્ષર લઘુ કે ગુરુ જોઈએ એ નિયમ સાચવ્યાથી તાલ જાળવવાનો દોષ તેને ટેકાવે ગૌરવથી બોલવા વિના છંદ રચનાર તાલ કરતાં લઘુગુરુ અક્ષરના નિયમ પર વધારે ધ્યાન દે એવો સંભવ છે. ઉદાહરણ, હરિગીત છંદમાં દરેક ચરણમાં અમુક ઠેર માત્રા આવે, અને 'ત્રીજી ઉપર પછી ત્રણ ગણતર પર એમ આઠ તાલ છે,' તથા તાલમાં જગણ ન આવે. એ દરેક સંકુલ નિયમને બદલે 'ગાગાલગા, ગાગાલગા, ગાલલગા' એ માપનો નિયમ સચવાય અને દરેક 'ગાલગા'માં આવેલી માત્રાએ લઘુ અક્ષર આવે એ નિયમ પળાય તો તાલનો નિયમ આપોઆપ સચવાય અને જેટલામી માત્રા પર તાલ હોય તે માત્રા અને તે પછીની માત્રા મળીને ગુરુ અક્ષર થવો જોઈએ એ નિયમ આપોઆપ સચવાય......અક્ષરમેળ રચનામાં લઘુગુરુ અક્ષરની મર્યાદા સાચવવાથી પણ જળવાય છે અને તાલ આપોઆપ આવી રહે છે એથી રચનારને સુકરતા લાગે છે.

...માત્રામેળ રચના મૂળ અક્ષરમેળ રચના પરથી ઉદ્ભવેલી હોવાથી અને એક ગુરુ અક્ષરની બે માત્રા લઘુ અક્ષરથી દર્શાવવાની રચના અથવા બે લઘુ માત્રાને બદલે એક ગુરુ અક્ષર મૂકવાની છૂટ હવે ઉપયોગમાં હોવાથી માત્રામેળ રચનાને અક્ષરમેળ કરવાની ગોઠવણ આ રીતે ઉપયોગમાં આવી શકે છે માટે એમ થતાં તાલને આપોઆપ જાળવવા થઈ કવિતાને તાલ વિનાની સળંગ થતી અટકાવવાનો સવાલ કર્યો છે.[58]

૧૮૯૫માં તેઓ લખે છે, મનહર છંદમાં યતિનો નિયમ શિથિલ કરી પ્રાસ કાઢી નાખી લીટીને સળંગ બનાવવા બ્લૅન્કવર્સની દિશામાં કંઈક સિદ્ધિ સાધી શકાય છે. ૧૯૨૦માં કહે છે, "વીરરસની એવી શૈલીના કાવ્ય રચનાર કવિ જાગશે ત્યારે તેને હાથે આપોઆપ અનુકૂળ છંદ ઉપજશે"[59] ઘણું ભાગે આ પછી તેમણે પોતે લખવા ધારેલા બીજા નાટક માટે એક નવો સળંગ છંદ યોજવા પ્રયત્ન કરેલો, જો કે તે પ્રયોગ સફલ નહોતો થયો.[60]

૫૮. કસા ૩, પૃ. ૬૧-૬૨
૫૯. કસા ૩, પૃ. ૩..
૬૦. રવ, પૃ. ૩૨-૩૩

પ્રાસ વિશે રમણભાઈએ કહ્યું છે કે :

પ્રાસથી સંગીતની શોભા વધે છે.[૬૧]

...પરંતુ, કવિતામાં પ્રાધાન્ય શબ્દધ્વનિનું નહિ પણ શબ્દ વડે થતા નિવેદનનું છે. તેથી સ્વર અને વ્યંજન બંને મળી થતા આખા શબ્દની પુનરુક્તિ થાય તો તે દોષ થઈ પડે અને એના એ શબ્દ ફરી આવવાથી નવીનતાની ખોટ પડે, અને તેથી ભાવશ્રેણીમાં વિઘ્ન થાય, કેમકે એનો એ શબ્દ ફરી આવવાથી એનો એ વિચાર પણ ફરી આવે. આ કારણોને લીધે પ્રાસનું એવું ખાસ સ્વરૂપ બંધાયું છે કે વ્યંજનો જુદા હોય પણ સ્વર એના એ રહે. આને લીધે શબ્દોની પુનરુક્તિ થતી નથી અને સ્વરની પુનરાવૃત્તિમાં જે સંગીતમય શોભા છે તે સચવાય છે.[૫૭]

વાક્ચાતુર્યમાં તથા હાસ્યરસમાં પ્રાસ ઉપયોગી થઈ પડે છે.[૬૨]

અસરકારક ઉક્તિને પ્રાસ સુદૃઢ કરે છે.[૬૨]

પ્રાસના નવી જાતના રુચિર પ્રયોગોનાં ઉદાહરણ તરીકે તેમણે નરસિંહરાવ ને કાંતમાંથી દષ્ટાંતો આપ્યાં છે.

ટૂંકમાં, રમણભાઈનાં કાવ્ય વિશેનાં મંતવ્યોનો નિષ્કર્ષ આ છે:

સ્વાભાવિક પ્રતિભા (દિવ્ય શક્તિ) જેનામાં વિશેષ હોય તે જ કવિ થઈ શકે છે. એવા કવિને અલૌકિક ચમત્કારનું ભાન થાય તેવે ધન્ય પ્રસંગે લાગણી થવાથી કંપતેલા ચિત્તક્ષોભના બળથી પ્રેરાઈ કવિ પોતે દીઠેલો ચમત્કાર અને તેથી થયેલા ભાવ વાણીમાં પ્રકટ કરવા પ્રયાસ કરે ત્યારે કવિતા સ્વયંભૂ ઊર્મિથી ઉદ્ભૂત થાય છે. ચમત્કારનું દર્શન તથા કવિત્વમય ભાવ વાણીમાં પ્રકટ કરતાં આવેગથી ઉછળતા હૃદયની અસરને લીધે કવિની વાણી પણ આંદોલન અને આવેગવાળી થઈ છંદ સરખી રચનામાં ઘડાય છે. કલ્પના અને અનુકરણની કલાઓ કવિતાને સફળ તથા સુશોભિત કરે છે, કવિતામાં સૌંદર્ય આણે છે, અને કવિતાને જગતની સૃષ્ટિનો નમુનો બનાવી નવા નવા માર્ગમાં ગતિ કરાવે છે. કવિના ભાવ અગેય રાખી મૂર્ત રૂપોમાં માત્ર તેનો ધ્વનિ કરી વિશદ ચમત્કાર તથા ભાવ કવિતામાં દર્શાવવામાં આવે છે કવિતાના એ સર્વ પ્રયાસનો હેતુ કવિને થયેલો પરમ આનંદ યાદ રાખી જનસમાજને તે આનંદના અનુ-

૬૧. કસા ૧, પૃ. ૧૦૭. ૬૨. કસા ૧, પૃ. ૧૮૮.

અવમાં સામિલ કરવાનો હોય છે. એ પરમ આનંદ સાથે પરોક્ષ રીતે સત્ય, જ્ઞાન, અને ભાવની પ્રાપ્તિ થાય છે, પણ તે કવિતાના પ્રત્યક્ષ હેતુ હોતા નથી. કવિત્વનો વ્યાપાર વિચાર-વિષયક નહિં પણ ભાવ-વિષયક હોય છે. પણ ભાવને લીધે કવિનું આત્મબળ ઘટતું નથી. કવિત્વની ઊર્મિ કવિને સત્યનાં પરમ તત્ત્વોની ઝાંખી કરાવે છે, અને કવિતા એ તત્ત્વોથી વિરુદ્ધ હોતી નથી. કવિતા આત્માની ઉન્નતિ કરે છે, અને આત્માને સામર્થ્ય આપે છે. કવિતા સર્વ રીતે નીતિમય અને નીતિપોષક હોય છે.[૬૩]

કવિતા વિશેના રમણભાઈના આ બધા વિચારોમાંના કેટલાક ચિંત્ય છે; જેમકે, વર્ણનાત્મક કવિતામાં અંતર્ભાવની પ્રેરણા બહુ થોડી હોય છે એ વિધાન. ખરી વાત એ છે કે કોઈપણ સાચુ કાવ્ય ભાવ થયો હોય તો જ રૂપ પકડે.

પ્રેરણા ટૂંકજીવી છે એ વાત સાચી, પણ તેથી ટૂંકાં ઊર્મિકાવ્યો જ શ્રેષ્ઠ એ માન્યતા સાચી નથી, કારણ કે પ્રેરણાનું બીજ લઈને કવિની કલા તેના પર ચાલે તે પ્રક્રિયા કરી શકે છે, શક્તિ હોય તો એના ઉપર મહાકાવ્ય જેટલી વિસ્તારી રચના પણ કરી શકે છે. વાલ્મીકિનું એવું ઉદાહરણ તેમણે પોતે જ નોંધેલુ છે.[૬૪] અને આ કલાની શક્તિ, આપણે ઉપર જોયુ તેમ, ઉમર વધતી ગઈ તેમ એ સ્વીકારતા ગયા છે. લાંબી કવિતા ઊર્મિકાવ્ય કરતાં વધારે ઊંચી છે એ નવલરામનો મત પણ ખોટો છે; ઉત્કૃષ્ટતાની બાબતમાં એક ઊર્મિકાવ્ય ને એક મહાકાવ્ય સરખા હોઈ શકે. પણ, મુક્તક કે ઊર્મિકાવ્ય કરતા વીરકવિતા કે મહાકાવ્યમાં વધુ પ્રતિભાની જરૂર પડે છે એ અર્થમાં નવલરામનુ વિધાન સાચું છે.

સ્વાનુભવરસિક કાવ્ય[૬૫] જ શ્રેષ્ઠ છે, કારણ કે કવિ પોતાના અનુભવના જેવું બીજાના અનુભવનુ વર્ણન ન કરી શકે એ રમણભાઈનું યુવાન વયનુ વિધાન પણ ચિંત્ય છે. શેક્સપિયરે લિયર,

---

૬૩. કસા ૧, પૃ ૩૪૭-૩૪૮. ૬૪. કસા ૧, પૃ. ૨૨-૨૩

૬૫. આ ઊર્મિકાવ્યથી જુદા છે, કારણ એમા કરુણપ્રશસ્તિ વગેરે લાંબાં કાવ્યો પણ આવે છે.

ધ્યાગો કે હેમ્લેટનાં જે ચિત્રો દોરેલાં છે તે કોઈપણ સ્વાનુભવરસિક કાવ્ય કરતાં ચડિયાતાં છે. 'હેમ્લેટ' કે 'કિંગ લિયર'ને રમણભાઈ પોતે પણ 'રકાયલાર્ક' કરતાં ઊતરતાં કાવ્યો ભાગ્યેજ કહે. તેઓ કદાચ આ વિષમતાનો બચાવ એ રીતે કરે કે 'શેકસપિયરે જે ભાવો વર્ણવ્યા છે તે જાણે જાતે અનુભવીને જ વર્ણવ્યા છે.' પણ જો આ તર્ક ઉપપન્ન હોય તો એમ કહેવું જોઇએ કે બધી ઉત્તમ કવિતા—પરલક્ષી કે આત્મલક્ષી—કવિના પોતાના જ અનુભવની છે. અને બધી ઉત્તમ કવિતા એકના જ અનુભવની હોય એ અશકય છે. અને એ અશકયતામાંથી ખસવા એમ સ્વીકારીએ કે કવિનો અનુભવ એટલે એણે પોતાના દેહમાં લીવેલો અનુભવ નહિ પણ બીજામાં પણ જોયેલો અનુભવ. તો પછી પરલક્ષી કવિતા હલકી હોવાનું કારણ રહેતું નથી. અને, એ જ સાચો મત છે. કવિની વિશેષતા જ એ છે કે કલ્પનાચક્ષુથી એ બીજાના અનુભવોને પોતાના કરી શકે છે, એટલું જ નહિ, પણ કેવળ કલ્પનાથી કવિ નવા જ અનુભવો કરી શકે છે, અને એ રીતે કરેલા અનુભવોને એ આત્મલક્ષી કે પરલક્ષી કાવ્યોમાં વ્યકત કરે છે. કયાને કયા પ્રકારમાં વ્યક્ત કરવો એનો કોઈ નિયમ કરી શકાય તેમ નથી.

પ્રાચીન આલંકારિકોએ ભક્તિને જુદો રસ નથી ગણ્યો, કારણ કે એમણે શૃંગારમાં જ એનો અંતર્ભાવ કરેલો છે. રમણભાઇએ પ્રેમલક્ષણા ભક્તિવાળી કવિતામાં જે વાંધા બતાવ્યા છે તે તે કવિતા પૂરતા સાચા છે. ઈશ્વરભક્તિને પ્રેમલક્ષણામાં લઈ જવાથી અનર્થ થયો છે એ પણ સાચું છે, ને તેથી આપણે એ પ્રવાહથી પરાઙ્મુખ પણ થઇએ. પણ, ભક્તિ દાસ્ય કે સંતાનભાવ ધારણ કરી શકે,[૬૬] તો આ સ્વરૂપ કેમ ન લઈ શકે ? શિલડું દાંપત્ય એ તો માનવીના હૃદયની સહુથી નજીક રહેલો ને સહુથી વધુ ઉત્કટ ભાવ છે.

૬૬. ધસ ૧, પૃ. ૨૪–૨૫. ખ્રિસ્તીધર્મે, બ્રાહ્મધર્મે અને રમ.એ ઈશ્વરને અનેકવાર પિતા કહેલા છે.

માનવજીવનનો ઉત્કટમાં ઉત્કટ સંબંધ લઈ ઈશ્વર સાથે એવા સંબંધે જોડાવા ઈચ્છવામાં તત્ત્વદૃષ્ટિએ કંઇ ખોટું નથી.

કૃષ્ણવિષયક કાવ્યો ભક્તિકવિતા ન હોય કે ઊંચામાં ઊંચી ભક્તિકવિતા ન બની શકે એમ કહેવું એક બીજી રીતે પણ ઉપપન્ન નથી. કવિએ કૃષ્ણ કે રામને ઐતિહાસિક જ આલેખવા એવું બંધન નથી. ભાવના બદલાતા આપણે રામ કે કૃષ્ણને બદલે નવા દેવો કે અવતારો નથી કલ્પતા, માત્ર તેમના સબંધી ખ્યાલ બદલીએ છીએ. આથી પોતાને જે સ્વરૂપ ઠીક લાગે તેમાં એ પાત્રોને આલેખવાની કવિને છૂટ હોય છે ને એને ઉત્તમમાં ઉત્તમ સ્વરૂપે આલેખવાનો એને અવકાશ મળે છે—કવિઓએ એમને વિવિધ સ્વરૂપે કલ્પ્યા પણ છે. આમ કૃષ્ણમા અનીતિ જણાતી હોય તો એ દૂર કરી શકાય છે, રમણભાઈના પ્રિય પુસ્તક[૧૭] 'ગીતા' મા એને આપ્યુ છે એટલું ઉદાત્ત સ્વરૂપ પણ આપી શકાય છે. આટલો અવકાશ છતા કવિ એના આલંબનને યોગ્ય કે મહાન સ્વરૂપે ન કલ્પે તો તે એની અગત મર્યાદા છે; તેથી એ 'પાત્ર' પ્રત્યેની બધી ભક્તિકવિતામાં ભક્તિનો આવિર્ભાવ અલ્પ નથી થઈ જતો.

ઈશ્વરને જો પિતા કે પતિ ગણાય, તો એને દેવી યાને માતા ગણવામા શો વાંધો આવે? ઊલટું, પિતા કરતા માતાનું વાત્સલ્ય વધુ વિખ્યાત છે જેમ જન્મભૂમિને પિતૃભૂમિ પણ કહીએ ને માતૃભૂમિ પણ કહીએ તે માત્ર ભાષાનો પ્રશ્ન છે, તેમ આ એક રીતે ભાષાનો—આયોજનનો પ્રશ્ન બની રહે છે. કદાચ અવતારવાદમા ઈશ્વરને વધુ રીતોએ પણ ભજી શકાતો હોય. પણ ઈશ્વરનો આ સ્વરૂપવિસ્તાર માત્ર અવતારમા માનનાર હિંદુ જ સમજી શકે તેમ છે.

"ભક્તિ...ઉચ્ચ કવિત્વથી મિશ્રિત થાય છે ત્યારે જ રમણીયતા ધારણ કરે છે" એ વાત સાચી છે, પણ એ દૃષ્ટિએ તેઓ

૧૭. તેમણે એની અનેક આવૃત્તિઓ વસાવેલી, એના અનેક શ્લોકો તેમને જિહ્વાગ્રે હતા ને વ્યાખ્યાન–કીર્તનોમાં 'ગીતા'નો ઉપયોગ કરતા.

નરસિંહનાં ભક્તિકાવ્યો વિશે જે કહે છે તે બધું એકસરખું સ્વીકાર્ય નથી. નરસિંહની પ્રેમલક્ષણા ભક્તિની કવિતાથી અસંતોષ થયો હોય તોય એની કવિતાને બાહ્યાચરયાની, વિશાલ કલ્પના અને ગંભીર ભાવ વિનાની કહી શકાય એમ નથી. જોવા જેવું એ છે કે એમણે જેમની કવિતાને પડછે એ કવિતાને ઊતરતી કહી છે એ નરસિંહરાવ ચુસ્ત સમાજી ને દૃઢ નીતિઆગ્રહી હોવા છતાં એની કવિતાની કદર કરી શકયા છે. તેઓ તો એનાં અમુક કાવ્યોને કવિકલ્પના કરી શકે એવું ઊંચામાં ઊંચું ઉડ્ડયન ગણે છે. આનું કારણ એ છે કે રમણભાઈ નરસિંહની ભક્તિકવિતા પર ઊતર્યા, જ્યારે નરસિંહરાવે એની તત્ત્વજ્ઞાનની કવિતા લીધી.

ભક્તકવિ 'હું પાપી છું' વગેરે કહેવામાં પોતાની સ્વાનુભૂતિ નહિ વર્ણવતો હોય એ વિધાન પણ ચિંત્ય છે. તેમણે પોતે જ પોતાના ઉપદેશમાં ઈશ્વરને ઉદ્દેશીને 'અમે કેટલા બધા પાપી છીએ' વગેરે કહ્યું છે. કદાચ "સ્વહૃદયપરીક્ષા"માં તેમણે સૂચવ્યું છે તે જ સાચું છે—ભક્તોની "વધતી જતી વિશુદ્ધિપ્રિયતા[૧૮]"—બીજી રીતે કહીએ તો અતિ તીવ્ર નીતિમત્તા ને ધર્મપ્રેમમાંથી આ વૃત્તિ જન્મતી હોય.

કવિતા બોલાતી મટી ગઈ માટે આપણે તાલબદ્ધ માત્રામેળો છોડી અક્ષરમેળમાં ગયા એ કારણ પ્રબળ લાગતું નથી. ચિંતનપ્રધાન કવિતાને સંસ્કૃત વૃત્તો વધુ માફક આવે છે. કદાચ એ જ એનું નિયામક કારણ હોય. એમ જણાય છે કે અક્ષરમેળમાં પણ તાલ છે એમ એ માનતા હોય. 'દલપત પિંગળ'માં આવાં ચિહ્નો આપ્યાં છે તે પરથી કદાચ એમની આ માન્યતા બંધાઈ હોય. પણ અક્ષરમેળમાં તાલ છે એમ કહેવું શાસ્ત્રીય નથી. તાલ હંમેશાં કોઈ પણ નિયમિત અંતરે આવે છે, અને એવું નિયમિત અંતર અનાવૃત્તસંધિ અક્ષરમેળમાં દેખાતું નથી. માત્રામેળ રચના મૂળ અક્ષરમેળ ઉપરથી

૧૮. ધસ ૧, પૃ. ૨૨૧.

ઉદ્‌ભવી હોવાનું માનવાનું કોઈ કારણ એમણે આપ્યું નથી. એ વિધાન ખોટું જ છે, ને કોઈક વાર એમનામાં જે અશાસ્ત્રીયતા આવી જતી[૬૯] તેનું દ્યોતક છે.

વિવેચન બે જાતનું હોય છે. એક સિદ્ધાંતો વગેરેને લગતું સર્વસામાન્ય, બીજું વિશેષ કૃતિઓનું. કૃતિવિશેષના અવલોકનમાં પણ સૈદ્ધાંતિક વિવેચન ઘડાતું આવે છે. કાવ્યસામાન્ય વિશે અતિશય વિસ્તારી ચર્ચા કરવા ઉપરાંત રમણભાઈએ ભોળાનાથની સર્વ કવિતા, 'કુસુમમાળા', 'હૃદયવીણા', 'પૃથુરાજરાસા' અને 'વિભાવરી સ્વપ્ન' વિશે પોતાના વિચારો અવ્યવસ્થિત રીતે દર્શાવેલા છે. કૃતિવિશેષ અને કવિવિશેષમાં તેઓ ભોળાનાથને ઊંચી પંક્તિના ભક્તકવિ ગણે છે. 'વિભાવરી સ્વપ્ન'ના કવિમાં અનન્યસામર્થ્ય છે. એનું કારણ "નિપુણતાના સંચયમાં નથી પરંતુ લાગણીની ઉત્કટતામાં છે."[૭૦] એની ભાષામાં "પ્રૌઢતા અને અર્થગર્ભત્વ" છે. ભીમરાવ પર કાલિદાસની અસર છે. શબ્દલાલિત્ય, સંસ્કૃત કવિઓ જેવી ભારપૂર્ણ અને દૃઢ આકૃતિવાળી શૈલી, અને કાલિદાસ જેવાં ઉપમાનો શોખ એ તેમના મુખ્ય ગુણો છે. કેટલીક જગાએ આવતું "નિર્મર્યાદ શૃંગારવર્ણન" અને અવિશદતા એ તેમના મુખ્ય દોષ છે.[૭૧] ભીમરાવનું હૃદય "રસથી...ઉભરાતું...પૃથુરાજના ચરિતમાં જે રસ પ્રગટ થયા હતા તે સર્વ પોતાના સંસ્કાર વડે ગ્રહણ કરી લઈ તે સર્વનો ઉલ્લાસ કરવા...સમર્થ" છે. એ કાવ્યમાં જે ઉત્કર્ષ સમાયો છે તે ગુજરાતી સાહિત્યમાં ચિરકાળ જાળવી રાખવા જેવો છે.[૭૨] આ બંને પુરતોનું રમણભાઈનું વિવેચન જરા અહોભાવી છતાં યથાર્થ છે.

'રાઈનો પર્વત'ના લેખકે નાટક વિશે ઠીક ઠીક વિવેચન કરેલું

૬૯ જુઓ પ્ર. ૧૧ ને ૨૧, પૃ. ૩૫, ૩૫૭, ઇ.
૭૦. કક્ષા ૨, પૃ. ૧૨૪-૧૨૫. ૭૧. પૃ. ૧૫૮-૧૬૧.
૭૨. પૃ ૧૨૬-૧૨૭.

છે. આપણે જોયું તેમ રમણભાઈ નાટકને સર્વાનુભવરસિક કવિતાનો સહુથી ઉત્તમ આવિર્ભાવ માને છે. આગળ ચાલતાં એઓ જણાવે છે, "ખરેખરા સર્વાનુભવરસિક કવિની શક્તિ નાટકમાં જનસ્વભાવનાં ચિત્ર આપવામાં અને જુદા જુદા પ્રસંગે જુદી જુદી વૃત્તિવાળાં સ્ત્રીપુરુષોના મનની આબેહુબ સ્થિતિ અને ભાવ દેખાડવામાં જણાય" છે.[૭૩] જનસ્વભાવનાં ચિત્રો આપવામાં અદ્‌ભુત કૌશલની અપેક્ષા હોવાથી નાટકનું કવિત્વ વિરલ છે,[૭૪] ને નાટકની ઘટના કુશલ કવિનું કામ છે.[૭૫] આવા કવિમાં માત્ર જનસ્વભાવના નિરીક્ષણની શક્તિ હોય તે ન ચાલે. તે સાથે જ એનામાં "જ્યાં જ્યાં નિરીક્ષણ કરે ત્યાં ત્યાં ચમત્કાર અને ચેતના" જોવાની શક્તિ હોવી જોઇએ.[૭૬] નાટક પણ અંતર્ભાવ એટલે કે ચિત્તક્ષોભ હોય તો જ રચી શકાય છે.[૭૭]

નાટકમાં "જ્યાં ભાવ એકાએક એકઠો થઈ જાય છે, જ્યાં વધતો વધતો રસ સમગ્ર થાય છે"[૭૮] ત્યાં પદ્ય વપરાય છે. અમુક પાત્ર ગદ્યમાં વધુ બોલે ને અમુક પદ્યમાં બોલે એવા નિયમને બદલે, ભાવ વધે ત્યાં દરેક પાત્ર પદ્યમાં બોલે એ નિયમ વધારે સાચો છે. સંપૂર્ણ કવિતા હોવાથી નાટકમા પદ્યકવિતા વારંવાર આવે એ સંભવિત છે.[૭૮] "પદ્યમાં કે ગદ્યમાં કોઈ પણ પાત્રની વાણી એકે પ્રસંગે અસ્વાભાવિક ન હોવી જોઇએ. રસ વિશેષ હોય ત્યાં પદ્ય હોવું જ જોઇએ; સર્વપ્રસંગે પદ્ય છતાં સ્વાભાવિકતા રહે તો કવિની વિશેષ ખુબી."[૭૮]

આમ નાટકમાં કાવ્યત્વ ને પદ્ય હોવું જ જોઇએ, પણ સંગીત તો "જ્યાં મનોભાવનો સંગીતમય આવિર્ભાવ યથાયોગ્ય હોય અથવા

૭૩. કસા ૩, પૃ ૭૨ વળી જુઓ કસા ૧, પૃ. ૩૩, ૩૪.
૭૪. કસા ૩ પૃ ૨૫૧. ૭૫. કસા ૩, પૃ. ૨૪૨, ૨૪૬, ૨૫૧.
૭૬. કસા ૧, પૃ ૩૭-૩૯. ૭૭. કસા ૧, પૃ. ૧૦, ૩૮-૩૯.
૭૮. કસા ૧, પૃ ૪૪-૪૫, કસા ૩, પૃ. ૨૪૬-૨૪૭.

સંગીતનો ખાસ પ્રસંગ હોય" ત્યાં જ આવે.[૭૯] નાટક ભજવવા માટે જ હોય છે,[૮૦] એટલે એમાં સંગીત આવે તો એનું સ્વરૂપ ઓપેરા જેવું બની જાય છે વન્સમોરની વિચિત્ર પ્રથાથી આ અરાજકતામાં વધારો થાય છે. એથી વખત બગડે છે, અને તેને તે વાત ફરી આવવાથી "નાટકનું સ્વરૂપ રચવામાં ભારે ક્ષતિ થાય છે" વન્સમોર મળે ત્યારે પાત્રે માત્ર ડોકું નમાવી ઉપકાર માનવો જોઈએ. તખ્તા પરથી પડદા રોશની વગેરેનો ધખારો, ગરબા નાચ બાળાઓની કે કસરતબાજોની કસરત, ટપ્પો ને ધૂમધડાકા, શૃંગાર વીર ને કરુણ રસના પ્રસંગે પણ વિદૂષકના ઉપહાસ, હાસ્યપાત્ર ધપ્પાબાજી મુક્કામુક્કી ને હોમરસ્ગી, સાત વર્ષના બાળકના મુખમાં મુકાતા પ્રેમ કે વીરત્વના ભાષણો દૂર થવા જોઈએ[૮૧] રંગભૂમિ પરથી નીરસ અને પ્રાકૃત અંશોનો સર્વથા પરિહાર થવો જોઈએ પ્રયોગ પર ધ્યાન નથી અપાતું તે વધારે અપાવું જોઈએ[૮૨] આમ પ્રયોગો પર ધ્યાન આપવાનું કહેવા છતા રમણભાઈ કહે છે કે નાટક પાત્રોના અભિનય માટે નથી જોવાનું, પ્રયોગ માટે પણ નથી જોવાનું. એ બે તો જોવાના સાધન છે "એ વડે કવિતા જોવાની છે"[૮૩] કારણ નાટક એ "વર્ણવેલી અવસ્થાનું અનુકરણ કર્યાથી ગ્રહણ કરવાની"[૮૪] દૃશ્યકવિતા છે. આ ભરતાદિનો જ મત છે. ૧૮૮૮નો આ વિચાર તેમણે પાછળના વર્ષોમા થોડો ફેરવી ૧૯૨૦, '૨૩ '૨૬મા અભિનય અને દૃશ્યકવિતા બનેને સમાન સ્થાન આપ્યુ છે, જો કે '૨૬મા એમ કરવા સાથે અભિનય દ્વારા કવિતા દર્શાવવાની છે એ વાત પણ કહી છે.

---

૭૯. કસા ૩, પૃ. ૭૦ ૮૦ કસા ૩, પૃ ૨૫૨

૮૧. કસા ૧, પૃ ૧૭ કસા ૩, પૃ ૧૬. ૪૧-૪૨, ૧૯ ૨૯૦, ૨૯૫, હાસ્ય', પૃ. ૧૭ ૮૨. કસા ૧, પૃ ૪૭

૮૩. કસા ૧, પૃ ૪૪. વળી જુઓ કસા ૩, પૃ ૭૦

૮૪. આવિ, પૃ ૧૦૧ ઉપર ઉદ્ધૃત

૮૫. અનુક્રમે કસા ૩, પૃ ૪૧, ૨૯૪, ૨૯૫, ૭૦

નાટ્યલેખકો ઉપર્યુક્ત અધમ સ્થિતિમાંથી રંગભૂમિનો ઉદ્ધાર કરવાને બદલે રંગભૂમિની હીન ઘરેડમાં ઘસડાઈ જાય છે તેમ ન બનવું જોઈએ.[૮૬] શ્રમ લેવાની અનિચ્છાને લીધે સારા લેખકો નાટક પર હાથ અજમાવતા નથી અને નવા સામાન્ય લેખકો શ્રમ લે છે, પણ તેમને સાચી દિશાનું ભાન નથી. આ બંને વિષમતા દૂર થઈ નાટકનું સાહિત્ય ખૂબ ખેડાવું જોઈએ. રંગભૂમિ બગડેલી હોવાથી સારાં નાટકો રચાતાં નથી તે જ રીતે સારાં નાટકો રચાતાં નથી એટલે પણ રંગભૂમિનો ઉદ્ધાર થતો નથી. આ પરિસ્થિતિ જવી જોઈએ, અને જશે એવો અભિલાષ અસ્થાને નથી. ગુજરાતીઓ દેશદેશનાં સમર્થ નાટકોનો અભ્યાસ કરે તો આ અભિલાષ વહેલો સિદ્ધ થાય.[૮૭] આમ છતાં ગુજરાતીમાં પશ્ચિમની ઢબના "લઘુભાર" અને સંવાદપ્રધાન હળવાં નાટકો પ્રત્યે જે વલણ કંઈક દેખાવા લાગ્યું છે તે યોગ્ય નથી, કારણ માનવ સ્વભાવનાં સૂક્ષ્મ પૃથક્કરણ અને અન્વેષણ ન થાય "ત્યાં સુધી નાટકસાહિત્ય સામર્થ્યહીન રહે છે."[૮૮] પહેલાં "સર્વાનુમતરસિક કવિતાની મહનતા યથાર્થ રીતે દર્શાવનારાં સાહિત્ય થાય તે પછી એવા લઘુભાર સાહિત્યનો અવકાશ આવે"[૮૮]

નાટકમાં બોધ આવે તોપણ તે ભાષણિયા ઉપદેશના રૂપમાં કે ઉઘાડો દેખાઈ આવી રસક્ષતિ કરે તે રીતે ન મુકાવો જોઈએ.[૮૯]

ટૂંકમાં, રમણભાઈ નાટકને કવિતા અને અભિનય એ બે પાંખે ઊડતું પક્ષી ગણે છે. લઘુભાર નાટકો પહેલાં લખાય તો પછી વધુ સંકુલ નાટકો લખાય જ નહિ એ રમણભાઈની માન્યતા અનુભવે સાચી પડી છે. પણ તેઓ નાટકને કવિતા ગણે છે તે ચિંત્ય છે. અત્યાર સુધી આપણે નાટકને કાવ્યનો ભાગ ગણતા

૮૬. કસા ૩, પૃ. ૨૯૫-૨૯૬.
૮૭. કસા ૩, પૃ. ૪૨, ૭૧, ૨૯૪-૨૯૫. ૮૮ કસા ૩, પૃ. ૭૧.
૮૯. કસા ૧, પૃ. ૪૭, કસા ૩, પૃ. ૨૫૨.

છીએ, પણ તે બરોબર નથી. નાટકનું ઉપાદાન જીવતું
–શરીરવાળો, વાચિક આંગિક આદિ અભિનય કરતો નટ
છે. આપણા ચિત્ત ઉપર સંસ્કાર પડે છે તે તેના જ પડે છે.
તત્ત્વતઃ નાટક એ સાહિત્ય કે કવિતા કરતાં ભિન્ન કલા બને
ગીત, સાહિત્ય વગેરે એમાં જુદાં પાડીએ છીએ તે તો પૃથ-
–વ્યાપારથી. અને એમ કરતા પણ સાહિત્યને એનાં ઘણાં
નોમાંનું એક જ ઉપાદાન ગણીએ છીએ. વાંચતાં એક જાતનું
; કે એક જાતની અસર કરતું નાટક ભજવાતું જોતાં જુદી
લગે છે કે જુદી જાતની અસર કરે છે તે પણ એ જ
ત કરે છે કે એ કવિતા કરતાં ભિન્ન છે એટલે, કવિ લખે
। માટે નાટકને કવિતા ભલે કહો, બાકી એમાં કવિતા નથી
તી, એમાં ઉપર્યુક્ત વિશિષ્ટ કલા—નાટકનાં સર્વ ઉપાદાન ભેગાં
બનતી 'નાટ્યકલા' જોવાની છે. રમણભાઇનું રંગભૂમિની હીન
| નિદાન પણ સંતોષકારક નથી. બધી પ્રજાઓમા વસ્તીના
થર એકસરખા હોતા નથી, પણ આપણે ત્યાં એ તફાવત
વધુ ઉત્કટ છે. વળી ઉજળિયાત અને નીચલી પરજ વચ્ચે
ક પૈસાદાર છતાં સંસ્કૃતિમાં ઓછી હિંદુ કોમો અને સંસ્કૃતિની
ક ઊણપોવાળી અહિંદુ કોમ આવે છે. આમ આપણી પ્રજા
ડિયા છે, એટલે આપણી રંગભૂમિ મહારાષ્ટ્રિય રંગભૂમિ જેવી
થઈ નથી; જલદી થાય તેવો સંભવ નથી. વળી કંપનીઓનો
મોટો એટલે યોગ્ય નહો તો થવો જ જોઇએ. આ નહો એકનું
નાટક વારંવાર ભજવાય તો જ મળે,[૯૦] અને ખિચડિયા નાટક
ખિચડિયા પ્રજાને તેટલા બળથી આકર્ષી શકે. રંગભૂમિની હીન
નું કારણ આ છે.

નાટકવિશેષ પર આવતાં રમણભાઈને મતે રંગભૂમિને

૯૦. સરખાવો પ્ર. ૧૭, પરિશિષ્ટ સૈમા રાપની આવક વિશે બાપુ-
નાયકની ઉક્તિ, ઇ.

સુધારવાની દિશામાં ડાહ્યાભાઈ ધોળશાજી, કાઠિયાવાડ નાટક મંડળીના સંચાલક વિશ્વનાથ અને રણછોડભાઈ ઉદયરામે સારા પ્રયત્નો કરેલા છે, તો 'મુંબઈની ગુજરાતી' અને 'મોરબી' નાટક મંડળીએ કેટલાંક સારાં ભાવપૂર્ણ કાવ્યો આપ્યાં છે. શોકાંતિકાઓ જરૂરની છે, અને 'લલિતાદુઃખદર્શક'ને શોકપર્યવસાયી બનાવીને રણછોડભાઈએ એક મહત્ત્વનું પ્રસ્થાન કર્યું છે.[૯૧] ગુજરાતી નાટક દ્વારા સર્વાનુભવરસિકતાને એના બધા અંશોમાં, પરિપૂર્ણ રીતે પ્રકટ કરવામાં અત્યાર સુધીમાં 'કાંતા'નો એક જ સફલ પ્રયોગ થયો છે :

ગુજરાતી ભાષાનાં નાટકોમાં એક જ ખરેખરું નાટક જોવામાં આવે છે. તે સિવાય ખરેખરી દૃશ્ય કવિતા બીજા કોઈ નાટકમાં માલમ પડતી નથી. જનસ્વભાવનું ખરું ચિત્ર અને અનુભવેલા ભાવનો કવિતામાં અનુપ્રવેશ 'કાન્તા' સિવાય બીજું કોઈ નાટક આપતું નથી...'કાન્તા' સર્વ રીતે દોષરહિત છે કે તેમાં ઉત્કૃષ્ટતાની પરાકાષ્ઠા છે એમ અમારું કહેવું નથી. કોઇક ઠેકાણે એમા અલંકાર દોષવાળા છે, કોઈક ઠેકાણે વસ્તુસંકલનામાં કૌશલ નથી અને કોઈક ઠેકાણે પાત્રના ચિત્રમાં એકરૂપતા તૂટે છે. પણ એ દોષો અનુકૂલ માર્ગે જતી વિશેષ બુદ્ધિશક્તિનાં પદસ્ખલન છે, અલ્પબળનો પર્વત ઉલંઘવાનો નિષ્ફળ પ્રયત્ન નથી. છે તેવું પણ એ નાટક ગુજરાતી ભાષામાં અનુપમ છે. વિશિષ્ટ સર્વાનુભવરસિક કવિત્વનાં બીજ એમાં રહેલાં છે. સુંદર કલ્પનાનો વિલાસ, સર્વ ઇન્દ્રિયોના સુખનો ઉત્કટ અભિલાષ, સર્વાનુભવનો કૌશલથી સ્વીકાર, સૃષ્ટિલીલાનું અનેકરૂપે દર્શન, રુચિથી વર્ણન તરફ વલણ, (અને અનુપ્રાસ ન રાખવાની વૃત્તિ): મહા સર્વાનુભવરસિક કવિનાં આ સર્વ લક્ષણ 'કાન્તા' પ્રથમ પ્રયત્ન છતાં તેમાં જેવામાં આવે છે. પણ તે સર્વ બીજરૂપે.[૯૨]

૧૮૮૮ માં આ કહ્યા પછી ૧૯૦૯ માં તેમણે "કુશળતાથી રેલી સંકલના" એ વિશેષ ગુણનો તેમાં ઉમેરો કર્યો છે.[૯૦]

દોષસ્વીકાર છતાં 'કાંતા'નાં રમણભાઈએ કરેલાં વખાણ વધારે પડતાં છે. એની કેટલીક ખામીઓ બહુ ગંભીર છે. તરલા કાંતાનો

૯૧. કસા ૩, પૃ. ૨૫૪, ૨૩૭–૨૪૯; ૨૫૪; ૪૧; ૨૪૭–૨૪૮.
૯૨. કસા ૧, પૃ. ૫૦–૫૨.

હાર તોડી નાખે અને તેથી કાંતા સુરપાળ મરી ગયો એમ માની લે એ અનુપપન્ન છે. એ હારનો આખો અંકોડો બહુ જ નિર્બળ છે. પણ એથીય વધારે નિર્બળ, અસંભવિત, ન સમજાય એવી નાટકની રાજકીય ખટપટ છે. એ બધી ખટપટ હરદાસની આસ-પાસ આકાર પામે છે. એ ખટપટના પ્રવર્તક હેતુઓ તદ્દન અસંગત અને અસંભવિત લાગે છે. સુરપાળની પત્ની આદર્શ સતી છે તેમ છતાં હરદાસ એમ માને છે કે એ પોતા પર આસક્ત છે, તેથી સુરપાળ સાથે તેનું મન ઊચક થાય છે. છતાં ને સુરપાળ સાથેની મૈત્રી ચાલુ રાખવા ઇચ્છે છે અને સાથે સાથે કાંતાના સતીત્વની કસોટી કરવાની ઇચ્છા કરે છે; કરણને હરાવીને સુરપાળને રાજ્ય અપાવવા માગે છે અને તે માટે પહેલાં કરણનો વિશ્વાસ મેળવવા માટે ખુદ સુરપાળને કરણને સોંપી દે છે; કરણ સાથેના પ્રસંગથી કાંતાના સતીત્વની કસોટી થાય છતાં તેનું રક્ષણ થાય એમ ઇચ્છે છે. ટૂંકમાં આ આખા નાટકનુ કાર્ય કરનાર મુખ્ય પાત્ર હરદાસ છે ને તેની મારફત જે જે કાર્યો કરાવ્યા છે તેનાં પ્રયોજનો કે હેતુઓ પરસ્પર સંગત નથી. લેખક અર્ધદગ્ધ, અડધુ લાગણીના અતિરેક-વાળું, અડધુ નીતિના આગ્રહવાળું, અર્ધ વફાદાર તેમ છતાં અડધુ ઈર્ષ્યાવાળું એવું કાઇક પાત્ર ઘડવા ગયા છે, પણ એ બધા અંશોમાંથી સુઘટિત વ્યક્તિત્વવાળું પાત્ર રજૂ થઇ શકયુ નથી. કરણ જેવી વિષયલંપટ વ્યક્તિના મુખમાં જે કવિત્વભર્યા શ્લોકો મૂકેલા છે તે એવા સ્વભાવમા ન હોઇ શકે.

રમણભાઇ કહે છે કે કવિતામા રસ ઘાડો હોય છે, નાટકમાં ઘણી વાર એ ઘાડો થાય છે, પણ નવલકથામાં એવાં સ્થાનો ઓછાં આવે છે. આમ છતાં નવલકથાની સર્વાનુભવરસિકતા તો કાયમ જ રહે છે. જનસ્વભાવનું અને સૃષ્ટિરચનાનું આલેખન કરવાનો એમાં પૂરો અવકાશ છે. કુશળ લેખક આ સ્વભાવાલેખન જાતે વર્ણવીને નહિ પણ પ્રસંગો દરમ્યાન પાત્રનાં કાર્ય અને ઉક્તિથી જ જાહેર કરે છે. *ઊમાનંદ, સામળ વગેરેનાં આખ્યાનો અને વાર્તા કરતાં શૈલી, વસ્તુ,*

વાહન વગેરેમાં નવલનું સ્વરૂપ જુદું પડે છે. એનું અત્યારનું સ્વરૂપ અંગ્રેજી નૉવેલ અને ચમત્કાર દૂર કરેલ રોમાન્સના સ્વરૂપ પરથી ઘડાયેલું છે.[૯૪]

આપણી નવલ અંગ્રેજીની જેમ ઐતિહાસિક ને સામાજિક હોય છે, પણ ધીરેધીરે ઐતિહાસિક ઓછી થઈને સામાજિક કાંઈક પ્રધાન થવા લાગી છે. ગુજરાતી નવલો એકંદરે મધ્યમ અને ઓછી ગુણવત્તાવાળી છે. આપણા સંકુચિત જીવનમાં અદ્‌ભુત પ્રસંગોનો અભાવ, કથાનિર્મિતિને બદલે ચિંતન ને મીમાંસા તરફ ઢળી જવાની આપણી વૃત્તિ, ઓછી મહેનતે લખી શકાતી નવલિકા તરફ લેખકોનું ધ્યાન, નવલનું સ્વરૂપ બહુ સહેલું હોઈ એના પર કલમ ચલાવતા ગમે તેવા લેખકો, અને વિસ્તારી પ્રયત્ન કરવા જેટલી સમર્થ કલ્પના ધરાવનાર લેખકવર્ગ બંધાયો નથી તે–એ આ સામાન્યતાનાં કારણો છે. પશ્ચિમના સુખદ સંસર્ગથી આપણા જીવનનાં અનેક ક્ષેત્રોમાં ખૂબ ચેતન આવ્યું છે, અને નવલકથા માટે એમાંથી ઘણી સામગ્રી મળી શકશે. આપણા લેખકો પ્રયત્ન કરે તો એમાંના ઘણા નવલકથાની દિશામાં સફળ થઈ શકે. નવલકથા લખવામાં તેમણે અદ્‌ભુતતા, કુશળ વસ્તુસંકલના અને ભાવનામયતાને સાધ્ય ગણવાં જોઈએ. આ ઉપરાંત ઐતિહાસિક નવલ માટે ઇતિહાસના અભ્યાસની, અને સામાજિક નવલ માટે કલ્પનાશીલતાની જરૂરિયાત હોય છે. સામાજિક લેખકોએ પોતાની નવલકથામાં સમકાલીન પ્રશ્નો સૂચવી, તેનું પૃથક્કરણ કરી, તેના ઉકેલ બતાવવા જોઈએ. [૯૫]

રમણભાઈને મતે ગુજરાતી સાહિત્યમાં એક જ પૂરેપૂરી સમર્થ નવલકથા છે, અને તે 'સરસ્વતીચંદ્ર.' ૧૮૯૧માં તેઓ લખે છે: "આ નવલકથાની અપૂર્વ ચમત્કારિતા માત્ર તેના વાર્તારસમાં જ નહિ પણ વિશેષે ઉચ્ચ સુન્દરતાના મોહપાશમાં છે. કોઈ કુશળ

૯૪. હસા ૩, પૃ. ૪૨. ૯૫. હસા ૩, પૃ. ૪૨–૪૪, ૬૭–૬૯, ૨૬૩–૨૬૪.

અને ગંભીર નિર્દેશક સાથે જનસ્વભાવના પ્રદેશમાં પરિક્રમણ કરીએ છીએ એવું વાંચનારને સતત ભાન થાય છે. રચનારનો પ્રબળ કલ્પનાપ્રભાવ સાનન્દાશ્ચર્ય ઉત્પન્ન કરે છે. કંઇ કંઈ ભાવ અને ભાવનાઓનું સૂક્ષ્મ અવલોકન કરી તેને વિસ્તારથી પ્રકટ કરવાની તેમની શક્તિ વિસ્મય પમાડે છે અને સંસ્કારો જાગૃત કરી વાચનાર-ને અદ્‌ભુતતામાં લીન કરે છે."[૯૬] ૧૯૦૩ માં તેઓએ લખ્યું, "દેશપ્રીતિ...સાથે પરમ વિદ્વત્તા, ઉંચી રસિકતા, વિશાળ કલ્પના તથા કુશળ લેખનશક્તિનો સમાગમ થયાથી 'સરસ્વતીચંદ્ર' એ ગુજરાતી સાહિત્યમાં ભૂષણરૂપ ગ્રન્થ બન્યો છે." ૧૯૦૭ માં, ગોવર્ધનરામના અવસાન પછી તેમની સમગ્ર આલોચના કરતાં તેમણે 'સરસ્વતીચંદ્ર' ભાગ ૧ ને એમનું શ્રેષ્ઠ સર્જન ગણાવ્યુ,[૯૭] ને '૨૩માં—શ્રી મુનશીનો ઉદય થઇ ગયો હતો તે પછી—ગોવર્ધનરામને માનદંડ બનાવી લખ્યું, "ગોવર્ધનરામ પછી એક જ સમર્થ નવલ-કથાકાર ગુજરાતી સાહિત્યમાં થયા છે."[૯૮]

'સરસ્વતીચંદ્રે' ગુજરાતી સાહિત્યમાં નવલકથાનાં બલ, તેજ ને માહાત્મ્ય વધાર્યાં છે. અદ્‌ભુત કલ્પનાશક્તિ, પારાવાર શક્તિપૂર્વક રચાયેલાં જનચિત્રો તથા સરસ ભાવો અને ભાવના પ્રેરવાની તેમાં આશ્ચર્યકારક શક્તિ છે. અલબત્ત, એના પહેલા ભાગમાં કલ્પના-શીલતા અને ઘટના છે, બીજામાં માત્ર સામાજિક અવલોકન છે અને ભાવનાને સ્થાને વાસ્તવિકતા વધારે છે, ત્રીજામાં કથાભાગ થોડો છે, અને ચોથામાં નવલનું સ્વરૂપ લગભગ લુપ્ત થઇ ગયું છે.[૯૯]

વિશ્વનાથ વૈદ્ય કૃત 'સરસ્વતીચંદ્રનું અવલોકન' પર અને એ સમગ્ર કૃતિ–મુખ્યત્વે એના પહેલા ભાગ–પર વિવેચન કરતાં તેઓ લખે છે:

૯૬. કસા ૨, પૃ. ૩૨૬.

૯૭. "સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી: એમનો ઉચ્ચ વાઙ્‌-પ્રસાવ," 'નિબન્ધમાળા,' પૃ. ૧૨૧.

૯૮ કસા ૩, પૃ. ૨૮૮–૨૮૯.

૯૯. કસા ૩, પૃ. ૨૧૨

ગ્રન્થ...ઉન્નત ભાવનાઓથી પરિપૂર્ણ છતાં તે ભાવનાઓનો અધિષ્ઠાનભૂત આદર્શ...એકે જડતો નથી...અમુક પાત્રમાં અમુક ઉચ્ચ ભાવનાઓ છતાં ને પાત્રોનો સમસ્ત સ્વભાવ...એવો છે કે તે ભાવનાઓનાં સ્થાન થવાને, એટલે અંશે આદર્શ થવાને તે પાત્રો અયોગ્ય છે...જે પાત્રમાં જે ઉત્તમના ગુણો હોય તે તેને શોધવી લેઇએ.

...આ અકુશલવાનું કારણ વૃત્તિઓના સ્વાભાવિક ઉદ્રેક તરફ ગ્રન્થકારની તિરસ્કારયુક્ત અરુચિ જણાય છે 'જન્મના કારભારી,' બુદ્ધિબળથી સર્વ સંપત્તિ અને સંકટને જીતનાર, નિર્ધન અવસ્થામાંથી ભાતમહેનતથી ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરનાર, વિદ્વાન અને સદ્ગુણીને આશ્રય આપનાર, રાજમહેલમાં દુરાચારને અટકાવનાર, આસપાસનાં ખટપટ મંડળો કરતાં એ વિષયમાં અતિ ઉચ્ચ પદે રહેનાર બુદ્ધિધન માટે વાંચનારના મનમાં પૂજ્યભાવ ઉત્પન્ન કરી તે જ પાત્રને 'સારો અર્થ અને સારાં સાધન' જાણવાને અસમર્થ, સરસ્વતીચંદ્ર જેવા વિદ્વાનની સ્વતંત્રતા અને નિઃસ્પૃહા...ને તિરસ્કારબુદ્ધિથી જોનાર, 'નિશાચરવૃત્તિના પ્રસંગ તટસ્થ રહી ક્ષમા કરનાર' બનાવી જે ઉન્નત ભાવનાઓ માટે તે ઉચ્ચ ગણાય તે જ ભાવનાઓના અંશમાં તેને નીચ દર્શાવતા ગ્રન્થકાર જાણે કે વાંચનારની વૃત્તિ વહેતી કરી તેના ઉત્સાહને ઘડી ઘડી ભગ્ન કરી નાખે છે...

...નવીનચંદ્ર સરખા વિદ્વાન પાસે બુદ્ધિધનને અન્યકાર રાજ્યકાર્યધુરંધર કહેવડાવે છે ત્યારે વાંચનાર સંશયગ્રસ્ત થાય છે. [૧૦૦]

સરસ્વતીચંદ્રનું પણ એમ જ છે.

રા વિશ્વનાથ કહે છે કે 'વિચાર દર્શાવતાં સરસ્વતીચંદ્ર એવા કંઈ ઉદ્ગાર કહાડે છે કે, જાણે કોઈ સામાન્ય સ્થિતિનો મનુષ્ય બળાત્કારે અને અરુચિથી ઉચ્ચ સ્થિતિને યોગ્ય વ્યવહાર કરતો હોય.'...એ વિરોધ... વાંચનારના ઉત્સાહને ખંડિત કરી દે છે. સરસ્વતીચંદ્ર કોઇ ઠેકાણે ગંભીર તત્ત્વચિંતન કરનાર...અને કોઈ ઠેકાણે મનના વ્યર્થ હવાઇ તરંગો બાંધનાર...કોઈ ઠેકાણે વિદ્વત્તાથી વિવેકયુક્ત વિચાર કરનાર...અને કોઈ ઠેકાણે વિદ્વત્તાથી મૂર્ખ થયેલો...કોઈ ઠેકાણે રસિક...અને કોઈ ઠેકાણે વિરક્ત 'પત્થર' જણાય છે...આવા દ્વિત્વથી નાયક ઘડીમાં માનનીય લાગે

---

૧૦૦. કસા ૨, પૃ. ૩૨૬-૩૩૧, ૩૩૪.

છે ને ઘડીમાં હાસ્યાસ્પદ લાગે છે ..પાત્રોનાં લક્ષણની ઘટનામાં કર્તાએ વૃત્તિઓના સ્વાભાવિક ઉદ્વેગ તરફ . અવગણનાપૂર્ણ અરુચિ સીનીસિઝમ દર્શાવી છે. ૧૦૧

માત્ર કુમુદ આમાં અપવાદ છે. એ વાસ્તવિકતાનું નહિ પણ ભાવના અને આદર્શનું ચિત્ર છે.

કુમુદસુંદરીનું આ ભાવનામય સ્વરૂપ કલ્પિત છતાં તેમાં 'સંભવની શક્યતા' રહેલી હોવાથી તે સ્વરૂપનું ચિત્ર બહુ પ્રિયકર થઈ પડે છે. તેનું ભાવનામય બંધારણ એવો મોહ ઉત્પન્ન કરે છે કે તેના ચરિતમાં વાસ્તવિકતાનો અંશ જ્યાં કંઈક વિશેષ બહાર આવે છે ત્યાં રા. વિશ્વનાથ અપ્રસન્નતા દર્શાવે છે કૃષ્ણકલિકા અને પ્રમાદધનના અપરાધના પ્રકરણમાં કુમુદસુંદરીને થયેલા રોષનું વર્ણન તેઓ અનુચિત ગણે છે. તેઓ કહે છે, 'આથી તો સામાન્ય સ્ત્રીનો સ્વભાવ પ્રદર્શિત થય છે; તેમાં પણ એક ખંડિત નાયિકાનો.'.. કુમુદસુંદરી પણ સ્ત્રી છે અને પરણેલી સ્ત્રી છે તો તેનામાં સ્ત્રીની અને પરણેલી સ્ત્રીની લાગણી કેમ ન હોય ? ખંડિત-નાયિકાત્વ શું મોભાથી ભાવનામય ઉન્નતિથી-વિરોધી છે ? આ પ્રસંગથી પ્રમાદધનનું કુલક્ષણ જણાતાં તેથી ઉલટી કુમુદસુંદરીની સુશીલતા પ્રકાશી નીકળે છે, અને પતિને ક્ષમા કરવાનો અવકાશ આવ્યાથી તેનો ઉદાર સ્વભાવ ઉત્તેજિત થાય છે ૧૦૨

ગોવર્ધનરામની પાત્રાલેખનની કુશળતા વિશે લખતાં તેઓ લખે છે:

રાજ્દરબાર સાથે જોડાયેલા મનુષ્યો અને કુટુંબોના વર્તનની છાપ તેમને હાથે થતાં રાજ્યકાર્યો ઉપર પડી છે તેમ એ રાજ્યકાર્યોની અસર તેમના જીવનમાં પ્રતિબિંબિત થઈ છે અને એ સંકુલ ઘટનાઓ રચતાં ગ્રન્થકારે જનસ્વભાવના પૃથક્કરણમાં ઉંડો પ્રવેશ કર્યો છે. શઠરાયના કારભારમાં સહુ અમલદારો ફોજદારી કાયદામાં ન્હેવા એક એક ગુનાહ કરનારા છે તો શઠરાયનો કુટુંબવર્ગ પણ સર્વ દુષ્ટતાથી ભરેલો છે અને, બુદ્ધિધનને કારભારમાં કેટલાક શુભ અંશ દાખલ કરવાનો અભિલાષ છે તો બુદ્ધિધનના ગૃહસંસારમાં પણ સદ્ભાવનાઓને પુષ્ટ કરનાર પ્રવૃત્તિઓ રહેલી છે શઠરાયના ગૃહની અનીતિનું વર્ણન નિરર્થક છે એમ રા. વિશ્વનાથ વાંધો લે છે તે કંઈક ખરો છે.

---

૧૦૧. કસો ૨, પૃ ૩૪૪-૩૪૫, ૩૪૭. ૧૦૨ કસો ૨, પૃ ૩૫૭.

અનીતિનું વર્ણન કંઈક ઓછું આપવામાં વધારે વિવેક હતો... વાસ્તવિકતા ખાતર મર્યાદાનો કે ભાવનાનો ભોગ આપી શકાતો નથી. ...'મલિન ચિત્ર' અને 'મલિન માણસોનાં ચિત્ર'માં બહુ ફેર છે...મલિનતાનું વર્ણન નહિં પણ સૂચન કર્યાથી સર્વ ઇષ્ટ પ્રયોજન પાર પડી શકે છે. ૧૦૩

પુસ્તકના વર્ણન વિશે તેઓ કહે છે :

કથામાં સ્થળે સ્થળે વર્ણન છે અને તે સર્વ ચમત્કારયુક્ત છે. પણ, ...વર્ણન વાંચનારની દૃષ્ટિ આગળ મૂળ સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવી શકતાં નથી તે છતાં એ વર્ણનોમાં ચમત્કાર જણાય છે...રૂપકોની અપૂર્વતા ચમત્કાર ઉત્પન્ન કરે છે, પણ ઘણીકવાર તેથી રસિકના અપ્રસન્ન થાય છે. કલ્પનાબાહુલ્યથી સૌહિત્ય (સેટિટી) થાય છે, કુતૂહલ તૃપ્ત થયા પછી પણ અલંકારનું પૂરણ થયું જ જાય છે. આ બાણભટ્ટની શૈલી છે. અપૂર્વતાની ક્ષુધામાં આ શૈલી કોઈક વખત અરુચિકર કલ્પના પણ સ્વીકારી લે છે...ગ્રામ્યતાનો નિષ્પ્રયોજન ઉપયોગ રસમાં વિના કારણ ભંગ કરે છે અને...જુગુપ્સા ઉત્પન્ન કરે છે. ૧૦૪

ચોથા ભાગમાં અનેક વિષયોનો અને અનેક શૈલીઓનો સંગ્રહ છે. 'નવલકથા' કરતાં 'પુરાણ' અથવા 'અનેકચર્ચાસંગ્રહ' નામ તેને વધારે ઉચિત છે...

નવલકથામાં વિષયાંતર થઈ શકે છે...પરંતુ...વૃત્તાન્તને પુષ્ટ કરવા સારુ તે માત્ર ક્વચિત્ ક્વચિત્ આવી શકે છે. ૧૦૫

એમ ન થતાં એનો અતિરેક થાય તો વૃત્તાંતનું સાતત્ય, વાર્તારસ, રમ્યાનુભવ અને પાત્રોના રેખાંકનની સમગ્રતા ખંડિત થાય. ચર્ચાનો અમુક ભાગ મહાભારતનું રૂપક કલ્પી નિરૂપાયો છે. મહાભારતકારને રૂપક ઉદ્દિષ્ટ હતું કે નહિ તે લેખક કહેતા નથી, પણ "'રૂપક કેમ ઉદ્દિષ્ટ ન હોય' એ કાંઇ રૂપક ઉદ્દિષ્ટ હોવાનો પુરાવો નથી."૧૦૫ વિસ્તારી રૂપક હોય તો વ્યાસ એનો નિર્દેશ કરે જ. "મહાકવિની કલ્પનાને અન્ય કવિઓ અનેક રૂપ આપે છે તે પરથી તે

૧૦૩. કસા ૨, પૃ. ૩૩૮–૩૪૦. ૧૦૪. કસા ૨, પૃ. ૩૨૪–૩૨૫.
૧૦૫. કસા ૨, પૃ. ૩૫૬–૩૫૯.

રૂપ તે મહાકવિએ ગર્ભિત રાખેલું હરતું નથી જે રાજકીય ભાવના એનો મહાભારતના રૂપકમા સમાવેશ કર્યો છે તેમાની કેટલીક તો આધુનિક છે મહાભારતમા રૂપક ઉદ્દિષ્ટ હો કે ન હો, પણ, વિચારો પ્રદર્શિત કરવાના કલાવ્યાપારમાં રૂપકની કલ્પના કરવામા કાઇ હાનિ નથી માત્ર એ કલ્પના છે તે કેવળ ગુપ્ત રહેવુ ન જોઇએ"
" પરતુ . આ રૂપક પણ બહુ વિસ્તારી થઇ ગયુ છે"૧૦૫

ગોવર્ધનરામે સરસ્વતીચદ્રને ગર્ભશ્રીમત કલ્પ્યો છે તે વિશ્વનાથને વાસ્તવિકતાની દૃષ્ટિએ અને સરસ્વતીચદ્રની વર્તણૂક જોતા સ્વાભાવિક નથી લાગતું પણ એને એવો કલ્પ્યો છે તે રમણભાઇ યોગ્ય જ માને છે, એ એવો છે તો જ એના ઉદારતા, ત્યાગ વગેરેના ચિત્રો રજૂ થઇ શકયા છે "રા વિશ્વનાથ કહે છે કે 'મનથી ચિતવેલ એક પતિ જતા પછીથી અન્યની સાથે લગ્ન કરવુ પડ્યુ તે સમજુ બાળાને ગણિકાકર્મ બરાબર ભાસે છે' આ તો ખરુ નથી જ" એથી કુમુદનો આનદ લુપ્ત થઈ ગયો છે એટલી વાત સાચી, પણ "લગ્નની ભાવના તેના મનમા ઘણી દૃઢ છે" ૧૦૬

લગ્ન પછી કુમુદસુદરી સરસ્વતીચદ્ર તરફ ખેચાઇ તોય સતી ખરી એ વિશ્વનાથની શકા ગોવર્ધનરામને નથી ઊઠી સરસ્વતી ચદ્રને મોએ તેમણે એને સીતાથીય ચડિયાતી સતી કહી છે આ ધોરણ સાચુ છે "અનુપમ સતીત્વ વિના કુમુદસુંદરી અશુદ્ધિ પર આવો જય મેળવી શકત નહિ પણ વળી એ આખુ પ્રકરણ સૂક્ષ્મ તાથી વાચતા જણાશે કે કુમુદસુંદરીએ મનમા કાઇ દુષ્ટ વિચારો બાધ્યા નહોતા" સભ્રમમા જ એ બારણા તરફ ગઈ, ને દુ વૃત્તિએ મનમા પ્રવેશ કર્યો ત્યા તો તેણે ઉત્કૃષ્ટ સતીત્વથી તેનો પરાભવ કર્યો ૧૦૭

લેખકના માન્યતાઓ, વાચન, અભ્યાસ વગેરેનું એના વિવે ચનોમા જાણતાં–અજાણતા કેવુ પ્રતિબિબ પડે છે એનુ આ અવ-

---

૧૦૬ કસા ૨, પૃ ૩૫૧ ૧૦૭ કસા ૨ પૃ ૩૫૩ ૩૫૪

લોકન સરસ ઉદાહરણ બની રહે છે. વિદ્યા અને કેળવણી માટે અત્યંત આગ્રહી રમણભાઇ 'બુદ્ધિધન રાજકારભાર માટે વિદ્યાની જરૂર નથી એનું નિદર્શન છે' એવા વિશ્વનાથના મતનો પ્રબળ વિરોધ કરે છે,[૧૦૮] ને અન્યત્ર કહે છે, કુમુદની વિદ્યા જ એને પ્રમાદધન જેવા કુસ્વામી પ્રત્યે વફાદાર બનાવે છે.[૧૦૯] કુમુદના પાતિવ્રત્ય પ્રત્યેનો રમણભાઇનો આદર લગ્નની ભાવના ને સંસ્થા તથા એની પવિત્રતા પ્રત્યે તેમને જે આદર હતો તે દર્શાવે છે. આ અને વિધિ[૧૦૯] પ્રત્યેનો આદર તથા સમાજસંરક્ષણ તથા લોકગોપનની વૃત્તિને લીધે જ રમણભાઇ સાધ્વીઓ કુમુદનું પ્રમાદ સાથેનું લગ્ન પ્રમાદની હયાતીમાં પણ અધર્મ્ય અને વ્યર્થ ગણે છે એ વાતને "આશ્ચર્યજનક" કહી ઉમેરે છે, "સુંદરગિરિની નીચે આવેલા સંસારના જીવનમાં એ વિચાર ગ્રહણ કરવા યોગ્ય છે એમ માનતાં વાચકને સંકોચ લાગશે."[૧૧૦] ગૃહસ્થાશ્રમ પ્રત્યે પક્ષપાત ને સંસારથી ભાગતા સંન્યસ્તજીવન વગેરે પ્રત્યે અણગમો કે ઉદાસીનતા ધરાવનારા, સુધારાપ્રેમી ને સ્ત્રીસન્માનવૃત્તિવાળા રમણભાઇ કહે છે:

સાધુ સ્ત્રીઓનું ઉંચું જ્ઞાન, ઉચ્ચ ભાવનાઓ અને દૃઢ પ્રતીતિ બહુ પ્રશંસાયોગ્ય છે મોહિની નિઃશંકપણે કહે છે કે 'પિતાએ બળાત્કારે કે આજ્ઞાવડે પુત્રીની પાસે પ્રતિજ્ઞાઓ લેવડાવવી એવું કોઈ શાસ્ત્રનું શાસન કે વિધાન નથી...' ચંદ્રાવલી સરસ્વતીચંદ્ર - ને ઉપદેશ કરે છે કે "માત્ર શમસુખના અભિલાષથી અથવા પરમ જ્યોતિના યોગના લોભથી કુમુદસુંદરીને તેની સંમતિ વિના દૂર રાખતા હો તો તમે અલખમાર્ગનો યોગ સમજ્યા નથી...આ ગિરિરાજના યોગીયો અલક્ષ્ય અને લક્ષ્ય ઉભયના યોગી છે અને લક્ષ્યનો તિરસ્કાર કરવામાં પોતાના અદ્વૈતને બાધ ગણે છે.' આવી વિચારવંત અને આવી હિંમતવાળી સ્ત્રીઓનું દર્શન આધુનિક હિંદુ સંસારમાં નહિ તો હિંદુસ્તાનમાં કોઈ પર્વત પર રહેલા સાધુમંડળમાં પણ ગ્રંથકારે આપ્યું છે તે માટે તેમને ધન્યવાદ આપવો જોઇએ...

---

૧૦૮ કસા ૨, પૃ ૩૩૪-૩૩૬. ૧૦૯. જેમકે લગ્નવિધિ.

૧૧૦ કસા ૨, પૃ. ૩૬૧.

સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરી 'હૃદયના વિવાદથી વરી ચુકેલા છતાં' સરસ્વતીચંદ્ર 'દેખીતુ લગ્ન' અન્ય સાથે કરવા કબુલ થાય એ પ્રીતિના પૂર્વે આવી ગયેલા નિરૂપણને નિષ્ફળ કરે છે.[૧૧૧]

"હૃદયવીણાનું અવલોકન"ની જેમ આ પણ રમણભાઈનું એક ઉત્તમ અવલોકન છે. એક વ્યક્તિમા પરસ્પર વિરોધી ગુણો રહી શકે નહિ એ રમણભાઈની દૃઢ માન્યતા છે, અને ભક્તિ કવિતાના નિરૂપણ વખતે તેમણે એ વ્યક્ત કરેલી છે. આ અવલોકનમા તેઓ એ માન્યતા વધુ સ્પષ્ટ રીતે ઉદાહરણસહિત રજૂ કરે છે.

માણસોમા પરસ્પર વિરોધી ગુણો તો હોય જ, પણ એનાથી વ્યક્તિત્વ વિસંગત ક્યારે બને એ વિશે મતભેદ હોઇ શકે. અને 'સરસ્વતીચંદ્ર'મા ક્યાંક ક્યાંક એવુ આવી ગયુ છે, જેથી આવો મતભેદ પ્રવર્તે. પણ એક વસ્તુ આપણે ધ્યાનમા રાખવી જોઇએ ગોવર્ધનરામને 'સરસ્વતીચંદ્ર' દ્વારા એક જાતનું લગભગ સમગ્ર જીવનનું દર્શન આપવાની મહત્ત્વાકાંક્ષા હતી અને એવી મહત્ત્વાકાંક્ષા હોવાથી એ પોતે જે મુખ્ય વિચાર કરતા હોય તેના પૂર્વ ને ઉત્તર સર્વ પક્ષોનો એક સાથે વિચાર કરી લેવા ઇચ્છે છે. અને એ બધુ એ પોતાના પાત્રોમા જ આરોપે છે, એટલે આને 'સરસ્વતીચંદ્ર'ની એક જાતની આયોજનરીતિ ગણવી જોઇએ ગોવર્ધનરામમા માનવ લાગણી માટે અરુચિપૂર્ણ અવગણના હતી એમ કહેવા કરતા આ લાક્ષણિકતા હતી એમ કહેવુ વધુ યોગ્ય છે એમા જગતમા વાસ્તવિક સ્વભાવના જેવા મનુષ્યો મળે છે એ સાથે થોડી અસગતિ દેખાય છે, પણ એ માફ કરવા જેવી છે એથી થોડીક સુસગતિને ભોગે જીવનના વિશાળ ફલક વિશે જાણવાનું મળે છે એ લાભ થાય છે, ને એ વસ્તુ જુદી રીતે રસપોષક બને છે.

ગોવર્ધનરામમા જાતિનેય અનકારો વારવાર આવે છે તેનું એક કારણ એ છે કે આપણા શાસ્ત્રો વગેરેમા સૃષ્ટિની ઉત્પત્તિ

૧૧૧ કસા ૨ પૃ ૩૬૬

આદિ માટે એ પરિભાષા વારંવાર વપરાઈ છે, ને એમ થતું રૂઢ બનતાં એ શબ્દો અશ્લીલતા ખોઇ બેસે છે. વળી સંસ્કૃત શૃંગારી સાહિત્યના અભ્યાસી ગોવર્ધનરામને જે ગ્રામ્ય ન લાગે તે એ જ સાહિત્યના અભ્યાસી મહીપતરામના નીતિમાન પુત્રને ગ્રામ્ય પણ લાગે. આમ છતાં, રમણભાઇએ ગો. મા. ત્રિ. ના જાતીય અલંકારો માટે કરેલી ટીકા કરવા જેવી છે. નરસિંહરાવે પણ એ કરેલી છે. કુમુદના ખંડિતનાયિકાત્વ અને એના લગ્નપાતિવ્રત્ય વિશેના વિશ્વનાથના મતનું રમણભાઇનું ખંડન એમની ઝીણી વિચારક દૃષ્ટિ દાખવી આપે છે.

રમણભાઇએ શૈલી, એનું પ્રયોજન, ગુણદોષ વગેરે વિશે પણ વિચાર કરેલો છે : "લખનારનો ઉદ્દેશ સફલતાથી પ્રગટ થાય, લખનારનો ઇષ્ટ અર્થ સામર્થ્યથી પ્રકાશિત થાય તે રીતે ભાષા વાપરવાનો પ્રકાર તે શૈલી છે"[૧૧૨] એવી વ્યાખ્યા આપી કવિત્વરીતિ વિશેના પોતાના વિચારોની પુનરુક્તિ કરતાં તેમણે કહ્યું છે કે "લેખક જે દૃષ્ટિબિંદુઓથી વસ્તુઓ અને વિચારોને જુએ છે તેને અનુકૂલ તેની ભાષાનું રૂપ ઘડાય છે."[૧૧૩] "શિષ્ટ લેખકોની શૈલી સાધારણ ભાષાથી જુદી હોય છે...દરેક શિષ્ટ લેખકને પોતાની જુદી શૈલી હોય છે."[૧૧૩]

શૈલીના ગુણો વિશે તેઓ કહે છે, ભાષામાં પ્રસાદ (પર્સ્પિક્યુઇટી) હોવો જોઇએ તે "નીતર્યાં પાણી જેવી સ્વચ્છ" હોવી જોઈએ. ભાષા ને શબ્દપસંદગીમાં સમતોલન (સેનિટી) ને વિવેક (જસ્ટનેસ) હોવાં જોઇએ. "જ્યાં ગંભીર વિચાર દર્શાવવા સારુ યોગ્ય સામર્થ્યવાળા શબ્દો ગુજરાતી ભાષામાં ન જડે ત્યાં તેવા શબ્દો સંસ્કૃત ભાષામાંથી લેવા" જોઇએ. વિષય શૈલીની વિશેષતા માંગી લે ત્યારે ત્યાં તેવી વિશેષતાવાળી શૈલી વાપરવી જોઇએ. એ સ્થાને સામાન્ય વાતચીત કે વ્યવહારની ભાષા ન ચાલે. વળી, લેખકની શૈલી એ વિશેષતાથી ઘડાઇ ન હોય તો એનામાં "અસ્પષ્ટતા, ક્લિષ્ટતા,

૧૧૨. હાસ્ય ૩, પૃ. ૨૭૫. ૧૧૩. હાસ્ય ૩, પૃ. ૨૭૬.

સાધારણતા, નિ સારતા, વાતચીતની પ્રાકૃત ભાષા સાથે શાસ્ત્રીય ગહનતા મિશ્ર થવાથી ઉદ્દભવતી કઠોરતા વગેરે " આવી જાય છે. બાલોપયોગી સાહિત્ય, કેવલ હકીકતકથન કે સારતારણ, મૂળ તત્ત્વોની યાદી વગેરેમા સાદી ભાષા જોઇએ, " પણ વક્તવ્ય તે પ્રકારનું ન હોય ત્યા લેખકની વિશેષતા વિનાની 'સદી' શૈલી લેખકના વિચાર સાથે સુઘટિત થતી નથી." "ભાષાનો અમુક પ્રકાર લેખકની મનોવૃત્તિથી ઘડાયેલો ન હોય...અથવા તો કોઇ બીજા લેખકની વિશેષ શૈલીના રૂપમા ઘડાયો હોય તો તે વિષય-નિરૂપણને અનુચિત થઇ પડી વ્યર્થ થાય છે" શૈલીના બીજા દોષો આ છે લેખનમા શબ્દાળુતા, નિરર્થક વાક્યવિસ્તાર, અવિશદત્વ, અસ્પષ્ટતા, દ્વિઅર્થીપણાના આભાસથી થતો ગૂચવાડો, નિરર્થક ઝડઝમક, ખાસ કારણ વિના "કર્તા, કર્મ અને ક્રિયાપદની ઉલટ-સુલટ અન્વયવાળી વાક્યરચના" ન જોઇએ "માત્ર વાગ્વિસ્તાર રચવા સારૂ અને પ્રૌઢતાનો દેખાવ કરવા સારૂ સસ્કૃત શબ્દો વાક્યોમા ભરી દેવા ન જોઇએ," અથવા જે ફારસી શબ્દો ગુજરાતીમા રૂઢ થયા છે તેમને સ્થાનભ્રષ્ટ કરી સસ્કૃત શબ્દો દાખલ કરી દેવા ન જોઇએ[૧૧૪] શ્રી ત્રિશેના રમણભાઇના આ વિચારો બહુ જ ઉચિત છે ને મનનયોગ્ય છે એ ધ્યાનમા રાખવુ જોઇએ કે તેઓ ગૌરવ અને પ્રૌઢત્વના ભોગે સાદી શૈલી પ્રયોજવાના વિરોધી હતા

હાસ્ય વિશેનુ રમણભાઇનુ વિવેચન લાબુ છે. ' હાસ્યરસ "મા રમણભાઈએ હાસ્યરસ અને હાસ્યના જુદા જુદા અનેક પ્રકારો માટે એટલી સામગ્રી ભેગી કરેલી છે કે એ તે વિષયના એક નાના આકર ગ્રથની ગરજ સારે તેમ છે રમણભાઇએ હાસ્યરસ વિશે સ્વતત્ર ઊડો અને પર્યેષક વિચાર કરેલો છે એમ એમના આ બૃહન્નિબધ ઉપરથી જણાઈ આવે છે. તેઓ કહે છે

૧૧૪ કસા ૩, પૃ ૨૭૭ ૨૮૦ શૈલી વિશે વિશેષ કસા ૩, પૃ ૫૩-૫૪, ૨૧૯-૨૨૦ ઉપર છે

કેટલાકનું માનવું એવું છે કે હસવી વખતે હસનાર હાસ્યપાત્ર કરતાં પોતાને ચઢીઆતો ગણે છે, અને એ રીતે કુતેહ અને કીર્તિની વૃત્તિઓ હાસ્યરસના મૂળમાં રહેલી છે...

હાસ્યરસને પ્રસંગે ચઢીઆતાપણાનો અનુભવ થાય છે, એ ખરૂં છે, પણ, "હું કુશળતાથી ચઢીઆતો છું, અને તે મારાથી ઉતરતો છે" એવું અભિમાન એ અનુભવમાં હોતું નથી. જ્યાં અભિમાન હોય છે ત્યાં હાસ્યરસ હોતો નથી...

હાસ્યરસના અનુભવમાં રહેલું ચઢીઆતાપણું...વિષમતાથી ઉત્પન્ન થાય છે. સામસામી આવેલી બે સ્થિતિઓ સરખી નથી હોતી, પણ, તેમાંની એક સ્વાભાવિક તથા યથાયોગ્ય હોય છે અને બીજી વિલક્ષણ તથા વરેહવાર હોય છે; ત્યારે તે સ્થિતિઓ એકબીજાથી વિષમ થાય છે; પણ, તે વિષમતા એના એ વિષયની હોય છે. જે લક્ષણ એકમાં સ્વાભાવિક રીતે હોય છે તે જ લક્ષણ બીજામાં હોવાં જોઇએ છતાં નથી હોતાં અગર મરડાઈ ગયેલાં અને વાંકાં થઈ ગયેલાં હોય છે. આ રીતે સમાનતાનો પ્રસંગ હોવા છતાં જ્યાં અસમાનતા હોય છે અને એવી સરખામણીમાં બે સ્થિતિઓ એકબીજાને અનુકૂળ જણાવી જોઇએ છતાં વિચિત્ર રીતે પ્રતિકૂળ જણાય છે, ત્યાં વિષમતા ઉત્પન્ન થાય છે આ વિષમતાના અનુભવને પ્રસંગે આપણે સ્વાભાવિક અને યથાયોગ્ય સ્થિતિ પારખી શકીએ અને સાચવી શકીએ તેવા છીએ, આપણે સરખામણીમાં અનુકૂળતા પ્રકટ કરી શકીએ તેમ છે, અને એથી જે ઉતરી સ્થિતિ છે તેમાં આપણે નથી, એવું ભાન હાસ્યરસ અનુભવનારને થાય છે, અને એ ભાનથી તેને પોતાનું ચઢીઆતાપણું લાગે છે...

એડીસને કહેલો બીજો અંશ આશ્ચર્ય—હાસ્યરસમાં બહુ વિશેષતાવાળો છે. બે સ્થિતિઓ સામસામી આવી એકાએક અણધારી રીતે અથડાય એ હાસ્યરસ માટે પરમ આવશ્યક છે...

હાસ્યરસનું આશ્ચર્ય તે અદ્ભુતરસના વિસ્મયથી જુદી જ વૃત્તિ છે... આ આશ્ચર્ય વિચિત્રતાના દર્શનથી તત્કાલ ઉત્પન્ન થાય છે અને વિચિત્રતાની પાછળ કંઇ રહેલું છે એવો ખ્યાલ આવતો નથી ત્યારે હાસ્યરસનો પ્રસંગ આવે છે...

માત્ર બેડોળ દેખાવ કે વેડફવાળા ઉચ્ચાર પ્રદર્શિત કરવાના હેતુથી જ્યાં દેખાવની કે શબ્દની વિકૃતિ રચવામાં આવે ત્યાં હાસ્ય બહુ ઉતરતા

પ્રકારનું હોય છે પણ એવા ભેડોળપણાથી કે વૈકલ્યથી કોઈક જાતની મૂર્ખતા કે હીનતા દર્શાવવાનો હેતુ હોય ત્યાં હાસ્ય ચઢીઆતા પ્રકારનું હોય છે...

બીજા રસોમાં કલ્પનાશક્તિ રસમય ચિત્ર શોભાવવામાં સહાયભૂત થાય છે, પણ હાસ્યરસમાં તો હાસ્યના પ્રસંગો ઉદ્દ્ભૂત કરવા સારૂ કલ્પનાની જરૂર પડે છે. ઉદ્દીપનોનું હાસ્યરસમાં એટલા પ્રાધાન્યથી દર્શન થાય છે કે ઉદ્દીપનોને લાવી હાજર કરનાર કલ્પના બહુ આગળ પડતી જણાય છે...

પ્રો. બર્ગસન કહે છે કે જ્યાં માનવ અંશ ન હોય ત્યાં હાસ્યરસ હોઈ શકતો નથી અર્થાત્ માનવ સિવાય બીજા કોઈ વિશે હાસ્ય ઉત્પન્ન થઈ શકતું નથી ... હાસ્યરસમાં માનવ અંશ જોઈએ એ ખરૂં છે, પરંતુ, પ્રો. બર્ગસનના મતનું તાત્પર્ય એમ હોય કે એકલા હાસ્યરસમાં જ માનવ અંશ આવશ્યક છે તો તે ખરૂં નથી. શૃંગારરસમાં પણ માનવ અંશ... આવશ્યક છે...સારસ...વગેરે પક્ષીઓના વૃત્તાંતમાં શૃંગારરસ હોવાની કલ્પના થાય છે તે માત્ર મનુષ્યના ભાવનું આરોપણ હોય છે કદાચ એમ કહેવામાં આવશે કે અદ્દ્ભુતરસ તથા ભયાનકરસ માનવ અંશ વિના ઉદ્દ્ભૂત થઈ શકે છે કેમ કે જડ પ્રકૃતિમાં પણ એ રસના સ્થાયિભાવ વિસ્મય અને ભયના સ્થાન જોવામાં આવે છે, એ ખરૂં છે, પરંતુ, વિસ્મય અને ભય માણસને જ હોઈ શકે છે, સાગરને કે પર્વતને કે જંગલને એ ચિત્તવૃત્તિઓ હોઈ શકતી નથી. ૧૧૫

બર્ગસનમાં બીજી પણ ભૂલ છે:

પ્રો. બર્ગસન બીજો અંશ એ દર્શાવે છે કે હાસ્યને પ્રસંગે લાગણીનો અભાવ હોવો જોઈએ. તેઓ કહે છે કે માણસનું ચિત્ત જ્યારે સર્વાંશ: શાંત અને અક્ષુબ્ધ હોય ત્યારે જ હાસ્યરૂપી વિકૃતિ થઈ શકે છે...

અહીં પ્રો. બર્ગસન ભાવ અને સમભાવ વચ્ચેના—લાગણી અને દિલ-સોજીની લાગણી વચ્ચેના—ભેદની અવગણના કરે છે અને તેથી આવું ભૂલ-ભરેલું અનુમાન બાંધે છે. આપણા હૃદયમાં હાસ્યપાત્ર મનુષ્ય તરફ સમ-ભાવ ન હોય ત્યારે બીજા ભાવ હૃદયમાં હોઇ શકે છે, તેના તરફ દિલ-સોજીની લાગણી ન હોય ત્યારે બીજી લાગણી હોઇ શકે છે હાસ્યની

૧૧૫. હાસ્ય, પૃ. ૫-૨૩

વૃત્તિ એ જાતે જ એક ભાવ છે...એ સમેની સ્થિતિ ભાવહીન નહિં પણ ભાવમય હોય છે...

આશ્ચર્ય અને વિષમતા પ્રો. બર્ગસન કહે છે તેવા ગૌણ અંશ નથી. પ્રસંગાનુસરણની...અશક્તિ (ઇનઇલાસ્ટિસિટી) તે આખરે વિષમતા જ છે...

આશ્ચર્ય પણ ગૌણ અંશ નથી, 'ઇનઇલાસ્ટિસિટી' આશ્ચર્ય આગળ ગૌણ છે. 'ઇનઇલાસ્ટિસિટી' ના દર્શનથી આશ્ચર્ય થતું ન હોય તો એ દર્શન હાસ્યરસ માટે નકામું છે...

"વિટ"ની અસર ક્ષણિક હોય છે અને "હ્યુમર"ની અસર ચિર-સ્થાયી હોય છે...

'આવું કોઇ દિવસ બન્યું નથી,' એ લાંધો હાસ્યરસવાળી કૃતિ સામે લઇ શકાય નહિં- 'એવું બની શકે તેમ હોય' તો બસ છે. [૧૧૬]

હાસ્ય વિશેની બર્ગસનની વિખ્યાત પુસ્તિકા બહાર પડ્યા પછી, જાણવામાં, વર્ષો સુધીમાં એની વિરુદ્ધ કાંઇ લખાયું નહોતું. પણ એ બહાર પડી ને હિંદમાં આવી[૧૧૬ક] તે પછી તરત જ રમણભાઇએ એના કેટલાક વિચારોની ચકાસણી કરી બર્ગસનની ભૂલો પ્રતીતિકર રીતે દર્શાવી આપી છે. તેમણે એડીસને આપેલા 'હ્યુમર'ના પેઢીનામાની ખામીઓ દર્શાવી છે તે પણ તેમની સ્વતંત્ર વિચારશક્તિ દાખવે છે.

આ નિરૂપણમાં રમણભાઇએ પોતાના વખતના અને તે પહેલાંના બધા યશસ્વી લેખકો લઇ લીધા છે. અલબત, એમાં ફ્રોઇડ, યુંગ, મેક્ડુગલ વગેરે માનસશાસ્ત્રીઓ રહી જાય છે. પણ તેમણે આ નિબંધ લખ્યો તે વખતે તે બહુ લબ્ધપ્રતિષ્ઠ નહોતા થયા. વળી એ મનો-વૈજ્ઞાનિકોની ઘણીખરી વિદ્યા તો શોધો '૧૪-'૧૮ ના યુદ્ધમાં ઘણો વિકાસ પામી, જ્યારે આ લેખ તે પહેલાનો છે. પણ રમણભાઇએ જેટલી ચર્ચા કરેલી છે તેટલી સમર્થ છે.

કટાક્ષકથનમાં વ્યક્તિઓ ઉપર કટાક્ષ થઇ શકે કે નહિ એ વિશે બે જાતના મતો પ્રવર્તે છે. રમણભાઇએ બંને જાતનો અભિ-પ્રાય આપેલો છે :

---

૧૧૬. પૃ. ૨૪-૬૯. ૧૧૬ક. અમેજી આર્યાંતરાપે.

જે મનુષ્ય હાસ્યપાત્ર હોય તેની અંગત ખાસીઅતો વર્ણવ્યાથી નહિં પણ તેવી જાતના મનુષ્યોની સામાન્ય ખાસીઅતો વર્ણવ્યાથી હાસ્યરસ ઉત્પન્ન થાય છે; અને કટાક્ષકથનના પ્રહાર તે જનસમાજનો સડો દૂર કરવાના હેતુથી જ કરવાયોગ્ય છે, તે વ્યક્તિઓ પર નહિં પણ નમુનાઓ પર જ થવા જોઈએ તથા, તેની રચનામા પક્ષપાત ન જોઈએ ૧૧૭

ઉપહાસની કથા કોઇ ક્ષુદ્રક વ્યક્તિ...ના ચિત્રરૂપ હોતી નથી. પણ અમુક જાતના નમુના (ટાઇપો)ના ચિત્રરૂપ હોય છે. મનુષ્યસ્વભાવમા રહેલી વિલક્ષણતા દર્શાવવી એ હાસ્યમય કથાનો ઉદ્દેશ છે અને તે માટે હાસ્યમય નમુના જ ઉપયોગી થાય છે.. હાસ્યરસના પાત્રો આ રીતે નમુના હોવા જોઇએ.૧૧૮

બર્ગસન કહે છે તેમ

હાસ્યપાત્ર માણસ તે નમુનો જ હેય છે . હાસ્યમયતાનુ નિરીક્ષણ સામાન્ય ભાવ (જનરાલિટી)વાળુ થાય છે, બીજાના સ્વભાવની પરીક્ષા કરતા ઉપર ઉપરના અંશો જ ગ્રહણ કરે છે, અને તેથી મનુષ્યો એકબીજાને મળતા જણાય એટલે સુધી જ તેમના લક્ષણ તે નિરીક્ષણને પ્રાપ્ત થાય છે એ નિરીક્ષણ એથી વધારે ઉંડુ ઉતરતુ નથી અને ઉંડું ઉતરવા જાય તો મનુષ્યોના પૃથક્ વ્યક્તિત્વ સુધી જઇ પહોચે, તથા બહારના પરિણામ અને અંદરના કારણનો સંબધ હાથ લાગતા હાસ્યમયતા લુપ્ત થઇ જાય આ રીતે વિલક્ષણ સ્વભાવના અનેક માણસોનો સરેરાશ અંશ હાસ્યનુ ઉપાદાન બને છે વળી દૂષણ સુધારવુ એ હાસ્યનો હેતુ હોય છે તેથી જેમ બને તેમ વધારે માણસોને લાગુ પડે એવી હાસ્યની વૃત્તિ હોય છે. આ કારણથી હાસ્યમય દર્શન વ્યક્તિમા નહિં પણ જાતિમા ઉદ્ભૂત થાય છે એક જ વ્યક્તિમા સ્થપાઇ ગયેલા હોય એવા લક્ષણો નહિ પણ અનેક વ્યક્તિઓમા પ્રગટ થઇ શકે એવા લક્ષણો હાસ્યમય દૃષ્ટિ પસંદ કરે છે.૧૧૯

આથી ઊલટો, વ્યક્તિ પર કટાક્ષના શર સાધી શકાય એ મત:

જે દોષ, દુર્ગુણ કે મૂર્ખતા જનસમાજને કટકરૂપ થઈ પડે છે તેને તિરસ્કારપાત્ર બનાવવા, જે જાતના માણસોમા એવા અનિષ્ટ અંશ હોય

---

૧૧૭. પૃ. ૯૬-૯૭ ૧૧૮ પૃ ૮૩. ૧૧૯. પૃ. ૮૪-૮૧

તેમને હાસ્યપાત્ર બનાવી તેમના પર કટાક્ષકથનના પ્રહાર કરવા, એ જનસમાજની સેવા છે....

શિક્ષા કરવાનો અધિકાર સામાજિક સુધારણાની ખરેખરી તીવ્ર ઇચ્છા ધારણ કરનારને જ મળે છે....

હાસ્યપાત્રમાં ખરેખરા દોષ હોય ત્યારે જ આ તિરસ્કાર અને અપમાન યથાર્થ થાય છે.[૧૨૦]

ડ્રાયડન કહે છે તેમ "કવિ કોઇ અમુક માણસની સામે લખાણ કરે તે વાજબી ગણવાનું બીજું કારણ એ છે કે તે જનસમાજને પીડારૂપ થઇ પડ્યો હોય છે."[૧૨૧] માર્ક પેટીસન કહે છે તેમ "એ નક્કી છે કે પોપનાં કટાક્ષકથનનાં બાણ ..એવા ઘણાએકને વાગ્યાં કે જેમના નઠોર હૃદય પર અપકીર્તિ સિવાય બીજા કશાથી અસર થાય તેમ નહોતું."[૧૨૨]

આમ રમણભાઇની માન્યતા કટાક્ષકથનમાં જનસમાજને ત્રાસરૂપ થઇ પડી હોય એવી સમકાલીન વ્યક્તિઓ ઉપર કટાક્ષ—તે પણ ક્રૂર—થઇ શકે એ પક્ષ તરફ ઢળે છે.

વિવેચન વિશેનું રમણભાઇનું છૂટુંછવાયું વિવેચન આ રીતે સંકલિત કરી શકાયઃ વિવેચનનું પ્રયોજન ચતુર્વિધ છેઃ એથી વાચકોને સારાં પુસ્તક વાંચવાની અભિરુચિ ઉત્પન્ન થાય[૧૨૩]–માર્ગદર્શન મળે,[૧૨૪] સારાં પુસ્તકોની વૃદ્ધિ થાય અને નિઃસાર પુસ્તકોને ઉત્તેજન ન મળે, મનુષ્યવર્ગના વિચાર વ્યવસ્થિત અને નિયમિત થાય, [૧૨૩] સર્વ વિષયનું સાહિત્ય નિયંત્રિત થાય અને યોગ્ય મર્યાદામાં આવે.[૧૨૪]

સેન્ટ્સબરી કહે છે તેમ <u>વિવેચકે બહુશ્રુતતા કેળવવી જોઇએ. કોઇપણ ઉપયોગી પુસ્તક કે સાહિત્ય એના વાચનમાંથી બાકી ન રહેવું જોઇએ.</u> એણે આખો વખત સાહિત્ય કૃતિઓ અને પુસ્તકોની સરખામણી કર્યા કરવી જોઇએ. એણે પોતાનું મન એવું નિર્મળ <u>રાખવું જોઈએ કે લેખકની કૃતિને એના યથાર્થ સ્વરૂપમાં ગ્રહણ</u>

૧૨૦. પૃ. ૧૦૮–૧૦૯. ૧૨૧. પૃ. ૪૭. ૧૨૨. પૃ. ૬૯.

૧૨૩. કસા ૩, પૃ. ૭૭–૭૮. ૧૨૪. કસા ૨, પૃ. ૨૯૯–૩૦૦.

કરી શકાય[૧૨૩] એણે અવલોક્ય પુસ્તકનો વિગતવાર અભ્યાસ કરવો જોઇએ, એ જ વિષયના બીજાં પુસ્તકો સાથે એની સરખામણી કરવી જોઇએ, એ વિષયને લગતા બીજા લેખકોના ઉપયોગી વિચારો દર્શાવવા જોઇએ; વિવેચ્ય પુસ્તકમાનાં મંતવ્યો વિશે પોતાને કોઇ ખાસ વિચારો હોય તો તે પણ જણાવવા જોઇએ.[૧૨૫] અવલોકતા પોતે જે વિધાનો કે ખામીઓ બતાવે તેને અતરંગ પુરાવાથી પુષ્ટ કરવા જોઇએ.[૧૨૬] માત્ર ગુણદર્શન એ અવલોકન નથી. દોષો પણ વિના સંકોચે યથાસ્થિત રજૂ કરવા જોઇએ. પારસી વોરા કે મુસલમાનનું તો ગુણદર્શન જ કરવું એવો સિદ્ધાત ન રાખવો. એથી એ લેખકને સાચું માર્ગદર્શન મળતું નથી, સુધરવાનો અવકાશ રહેતો નથી.[૧૨૭]

'છન્દ, ભાષા, શૈલી વગેરે વિશેના 'નિયમો' તો સમયે સમયે બદલાયા કરે છે એટલે એ મહત્ત્વના નથી, પણ સમસ્ત કૃતિની અસર વાચકો પર કેવી થાય છે, તેનાથી તેમની કલ્પના કઇ રીતે ઉત્તેજિત થાય છે આદિ 'સિદ્ધાંતો' જ મહત્ત્વના છે' એવા મતમાં વિવેચકે ન તણાવું જોઇએ, કારણ કે ભાષા, શૈલી વગેરે પણ રસિકતાના ધોરણથી પ્રયુક્ત થાય છે, જે ધોરણ કોઇ પણ જમાને બદલાતું નથી. આથી પરીક્ષા કરતી વખતે 'સિદ્ધાંતો' સાથે 'નિયમો' પણ લાગુ પાડવા જોઇએ. આમ છતા નિયમો કયા લાગુ પાડવા, ને કયા અમુક નિયમ લાગુ ન પડ્યા હોય તો ચાલે તે વિવેચકે સમજવું જોઇએ.[૧૨૮]

વિવેચનમા વિવેચકનો કલ્પનાપ્રભાવ આવિર્ભૂત કરવાનો, કે તેના પોતાના ભાવ પ્રકટ કરી રસનિષ્પત્તિ કરવાની નથી હોતી. વિવેચનમા ગંભીર મતનથી સદસદ્વિવેક કરવાનો હોય છે.

૧૨૫ "સરસ્વતીચંદ્રનું અવલોકન", કસા ૨, પૃ. ૩૦૬–૩૦૮.

૧૨૬. કસા ૨, પૃ. ૨૧૬.

૧૨૭ કસા ૩, પૃ ૮૧–૮૨, ૨૬૪, ૭૮, ૨૯૮–૨૯૯, કસા ૨, પૃ. ૩૦૫–૩૦૮

૧૨૮ કસા ૩, પૃ. ૭૯ ૮૦

વિવેચન વિશેના આ નિયમોમાંના ઘણા રમણભાઈએ પોતાની વિવેચનામાં ઉતાર્યા હતા. તેમનું વાચન વિશાળ અને ઊંડું હતું. તેમણે ઘણા સમકાલીન ને તે પૂર્વેના અંગ્રેજ ને કોઈક યુરોપી વિવેચકોનાં પુસ્તકો, અત્રત્ય આલંકારિકોના અમુક ગ્રંથો, શેક્સ્પિયર ઉપરનાં અનેક વિવરણો, ગુજરાતના ઘણાખરા સમકાલીન કે કંઈક આગળના કવિઓ અને લેખકોનાં પુસ્તકો ને કવિતા, 'બાયબલ,' 'ગીતા', કેટલાંક ઉપનિષદો અને સ્મૃતિઓનો તલસ્પર્શી અભ્યાસ કર્યો હતો.

એકંદરે તેમનાં અવલોકનો પૂર્વગ્રહવિમુક્ત હતાં. પણ નરસિંહરાવની અને ભોળાનાથની કવિતાનું વધુ પડતું ગુણદર્શન, એને પડછે મૂકવામાં નર્મદ, દલપત અને એ સંપ્રદાયના બીજાઓનું વધુ પડતું દોષદર્શન, "ગૂજરાતના લેખકો" જેવા મણિલાલના લેખોમાં જ્યાં કદાચ એમનો પ્રહારનો હેતુ ન હોય ત્યાં પણ એ જોવાની વૃત્તિ—આ બધી વસ્તુઓ બતાવે છે કે તટસ્થ ને સત્યશીલ હોવા છતાં એમના મગજની આરસી પૂર્વગ્રહોને લીધે કે સ્વમતસંરક્ષણવૃત્તિને લીધે સર્વાંશે—ઠેઠ સેન્ટ્રલથી માગે છે તે અંગે નિર્મળ નહોતી રહી શકી. પણ સમકાલીન સાહિત્યનું સાચું મૂલ્યાંકન બહુ ઓછા કરી શકે છે. નવલરામ જેવા સમતોલ વિવેચક પણ બાલાશંકરની કદર ક્યાં કરી શક્યા છે? એટલે આ મર્યાદા માનવસુલભ છે.

રમણભાઈ અવલોકય પુસ્તક કે લેખનો, ને તે કોઈ બીજા પુસ્તકનું અવલોકન હોય તો તે મૂળ પુસ્તકનો, ઝીણવટથી અભ્યાસ કરતા; પોતાનાં વિધાનોને શક્ય હોય ત્યાં આંતરિક પુરાવાથી પુષ્ટ કરતા. તેઓ ગુણ અને દોષ બંને દર્શાવતા, ને તે બહુ સ્પષ્ટ શબ્દોમાં. તેમણે પોતાના પહેલા જ લેખમાં મણિલાલ જેવા નામીના પંડિતની ભૂલ દર્શાવી તથા "છન્દ અને પ્રાસ"માં પીટીટની કવિતા વિશેનાં મિસ્ત્રીનાં અજ્ઞાનમૂલક ખાટચારણિયા મંતવ્યોની ટીકા કરતાં સાથે સાથે એ પ્રસિદ્ધ કરોડપતિની કવિતાઓ પર વિશદ હિંમત ને નિઃસ્પૃહ સ્પષ્ટવક્તૃતાથી પ્રહાર કર્યો.

વિવેચનની રમણભાઈની રીતિઓ એકથી વધારે જાતની છે. સામાન્ય સિદ્ધાંતનિરૂપણ વખતે તેઓ ઘણીવાર જુદાજુદા અનેકોના મત આપી પોતાને ટીકા કરવાની હોય કે ઉમેરવાનું હોય તે ઉમેરતા જઈ સિદ્ધાંતો, વ્યાપ્તિઓ, વ્યાખ્યાઓ તારવતા જાય છે. કવિતા કલ્પનાજન્ય કે અનુકરણજન્ય તે ચર્ચા, "હાસ્યરસ"નો લેખ અને આઠમી પરિષદના વ્યાખ્યાનમાં સાહિત્યની વ્યાખ્યા ને વ્યાપ્તિનો નિર્ણય એ આનાં ઉદાહરણ છે. "હૃદયવીણાનું અવલોકન" પણ એક રીતે આ જ રીતિનું પ્રકારાંતર છે. ૧૨૯ કવિતાવિષયક સિદ્ધાતનું કે કાવ્યવિશેષનું નિરૂપણ કરતાં તેઓ હેય અને ઉપાદેય એ બંને જાતનાં ઉદાહરણો આપે છે, ને પોતાને ઇષ્ટ કવિતાની સામે અનિષ્ટ ટાંકી એ વચ્ચેનો તફાવત બતાવતા જાય છે. ઉદાહરણ તરીકે, નરસિંહરાવ સામે દલપત નર્મદ ભુલાભી મોહન વગેરેની, ને ભોળાનાથ સામે નરસિંહ કે દયારામની. આને લીધે તેમની સામે એ આક્ષેપ થયો કે તેઓ નરસિંહરાવની સારામા સારી કવિતા સામે દલપતની ખરાબમા ખરાબ શોધીને ટાંકે છે, અથવા, સારા ઉદાહરણ જોઇએ ત્યારે નરસિંહરાવમાંથી અને ખરાબ જોઇએ ત્યારે દલપતમાંથી આપે છે. પણ આમ થવું સ્વાભાવિક છે. પોતાને દલપતસંપ્રદાય અત્યંત અમાન્ય અને નરસિંહરાવની કવિતા અત્યંત સંમાન્ય લાગતી એ હકીકત હતી, ને ઘણીવાર પોતાની એ પ્રતીતિની સત્યતા બતાવવા તો એ અવતરણો આપતા. અને કવિતાભાસી જોડકણાં, ઇચ્છા હોય તોય, દલપત વગેરેને બાજૂએ મૂકી નરસિંહરાવ કે કાતગાંથી થોડાં શોધી શકાય તેમ હતાં? અને તેઓ દલપતની પંક્તિઓ ટીકા કરવા માટે જ ઉતારતા, એની ખરાબ પંક્તિઓ જ ઉતારતા, એ વાત પણ સાચી નથી. ૧૩૦

૧૨૯. પ્ર ૯ મા લખ્યું તેમ એમા તેમણે મણિલાલના વિચારો ઉતારી તેના પર વિવરણ કરેલું છે.

૧૩૦. તેમણે 'ફાર્બસવિલાસ'ને પછી 'ફાર્બસવિરહ'મા કવિત્વ

પુરોગામી પ્રકરણમાં આપણે કંઇક જોયું છે કે રમણભાઇમાં કોઇ પણ પદ્યપંક્તિઓમાં જે શબ્દપ્રયોગ, અલંકાર કે અર્થ આવતો હોય તેના સમાંતર યા તેથી ભિન્ન શબ્દપ્રયોગ, અલંકાર કે અર્થવાળી બીજી પદ્યપંક્તિઓ સ્મરણમાંથી ટાંકવાનું કે પુસ્તકો આદિમાંથી શોધી કાઢવાનું અસાધારણ સામર્થ્ય હતું. વિવેચક રમણભાઇની આ વિશિષ્ટ શક્તિનું વિશેષ નિદર્શન પીરીટ કૃત 'મારી મજેહ'ના તેમના વિવરણ અને પ્રકરણ ૯ માં જોયું તેમ મણિલાલના ખંડનમાં જડે છે.

નવલરામની જેમ તેમના પર લગભગ બધાં જ પુસ્તકો અવલોકન માટે આવતાં ન હોવાથી, સમયના અભાવને લીધે, અને તેમના જમાનામાં આગળના કરતાં વધારે પુસ્તકો બહાર પડતાં હોવાથી રમણભાઇ જીવનના પાછલા ભાગમાં નવલરામની જેમ એકેએક સમકાલીન પુસ્તક વાંચી શકતા નહોતા; પણ આનંદશંકરે કહ્યું છે તેમ એમનો મૂળભૂત અભ્યાસ નવલરામ કરતાં ઘણો વિશાલ અને

છે એ તે બંનેમાંથી અવતરણો આપી દાખવ્યું છે (કસા ૧, પૃ. ૧૭-૧૮), પ્રાસના નિદર્શન તરીકે દલપતરામના એક કાવ્યનો હવાલો આપી બીજા "સુપ્રસિદ્ધ" માંથી ઉતારો કર્યો છે (પૃ. ૧૮૫-૧૮૭), અનુપ્રાસ માટે એમનાં બે કાવ્યોમાંથી લીટીઓ ઉતારી વખાણી છે (પૃ. ૨૯૦-૨૯૧) અને "કવિતાની નીતિમયતા કવિ દલપતરામે બહુ યથાર્થ રીતે બતાવી છે" એમ કહી એ દર્શાવવા એમના એક કાવ્યમાંથી પંક્તિઓ ટાંકી છે. (કસા ૧, પૃ. ૩૪૦-૩૪૧). અહીં એ પણ નોંધીશું કે "કવિતા"માં જ તેમણે દલપતની કેટલીક કવિતા "રસમય" હોવાનું સ્વીકાર્યું છે, અને એમની અવસાનનોંધ લેતાં લખ્યું છે કે, "તેમની કવિતા સરળ, નીતિમય, ઉપકારક અને મનોરંજક છે...આધુનિક સમયમાં પદ્યરચનાના સાહિત્યનો ગુજરાતી ભાષામાં એમણે આરંભ કર્યો છે. કવિતામાં અનીતિના અંશમાત્રનું પણ દૂષણ ન જોઈએ એવો એમનો દૃઢ આગ્રહ હતો. એમના ગ્રંથ ગુજરાતી ભાષામાં સદૈવ વંચાશે અને એમના નામનું સદૈવ ઉપકારપૂર્વક સ્મરણ થશે.

"...સાહિત્ય માટેના તેમના પ્રયાસ...ભવિષ્યમાં ફલદાયરૂપ થાય...એ અમારી પ્રાર્થના છે." (જ્ઞાસુ. વ. ૧૨. અં. ૪-૧૨).

ઊંડો હતો. અવલોકન કરતાં સામાન્ય રીતે તેઓ નવલરામની જેમ પુસ્તકની રૂપરેખા નહોતા આપતા;[૧૩૧] કે એટલા ટૂંકામાં નહોતા પતાવતા.[૧૩૨] એમનાં અવલોકનો નવલરામ કરતાં વધુ સમર્થ, સૂક્ષ્મ અને તલગામી છે. રમણભાઇનો સમગ્ર શક્તિપિંડ મણિલાલ કરતા કદાચ ઊતરતો છે. એમણે મણિલાલ જેવા એકંદરે સમતોલ અને થોડામાં પણ કહેતા, ને સાથે સાથે જ સાહિત્યના કોઇ સિદ્ધાંતો નિરૂપી લેતાં અવલોકનો નથી લખ્યાં. આમ છતાં સમગ્રપણે એમનું અવલોકન મણિલાલ કરતા ઊતરતું નથી; ને મણિલાલે સૈદ્ધાંતિક વિવેચનના લેખો ભાગ્યેજ લખ્યા છે ત્યારે રમણભાઇના એવા લેખો ઘણા છે. વિવેચક નરસિંહરાવના મુખ્ય ગુણો આ ખૂબ વિગતોમા ઊતરવાની શક્તિ, ઊંડી પૃથક્કરણશક્તિ, એ બંને હોવા છતા વિષયનો ગૌણ કે મહત્ત્વનો એકે મુદ્દો ધ્યાન બહાર ન રહી જાય એવી સર્વગ્રાહી પર્યેષણ– ને ગ્રહણ–શક્તિ તથા એ બધા છતા સમગ્રદર્શન સાચા પ્રમાણમા થાય એવી અભિવ્યક્તિશક્તિ, અને ગુણ અને દોષનું સૂક્ષ્મ અને એકે બાજૂ રતિભાર પણ વત્તુંઓછુ ન ઢળે એવું તોલન નરસિંહરાવના આ ગુણો રમણભાઇમા એટલા પ્રમાણમા જણાતા નથી કલેકટર નરસિંહરાવને પ્રોફેસર આનંદશંકર કરતા જાહેરસેવક રમણભાઇને અભ્યાસનો સમય ઓછો મળ્યો હોઇ એ બે કરતા તેમનું વાચન ઓછુ હોય એ બનવા જોગ છે. એમનામા આનંદશંકરની સૂક્ષ્મ પર્યેષક દૃષ્ટિ હશે, પણ તેમના લાઘવ, સૌમ્યતા, સર્વત્ર અસરકારી ભાષા ને સંપૂર્ણ સમતોલન કંઇક ઓછા છે. પણ, કાવ્યની ઝીણી ખૂબીઓ અને ખામીઓ પારખવાની રસિકતા એમનામા આનંદશંકર કરતા ઘણી વધારે છે[૧૩૩] ઠાકોરની જેમ

---

૧૩૧. સ્મરણ અપવાદો: "વિભાવરી સ્વપ્ન," "મુકુલમર્દન".

૧૩૨. વીસપચીસ અવલોકનાત્મક નોંધો જ્ઞાનસુધામા દટાયેલી પડી છે, પણ એ મહદંશે પરિચયનોંધો છે, અવલોકન નથી.

૧૩૩ ખુદ આનંદશંકરે લખ્યુ છે: "કાવ્યના વિવિધ તત્ત્વોનું તેમજ ગુણદોષનું પૃથક્કરણ કરી, કાવ્ય વિચારવાની અદ્ભુત શક્તિ સ્વ. રમણ-

રમણભાઈ એક વિશિષ્ટ સંપ્રદાયના પ્રણેતા છે, પણ એમની અર્થ-ઘન-શૈલી તેમની પાસે નથી. પ્રો. ઠાકોરે વિશેષતયા કાવ્યો વાંચી વાંચીને પોતાની વિવેચનદૃષ્ટિ ને તે પરથી કાવ્યના સિદ્ધાંતો ઘડ્યા, જ્યારે રમણભાઈએ એકંદરે પશ્ચિમના અને થોડા સંસ્કૃતના વિવેચન-ગ્રંથો વાંચી કાવ્યો સાથે સરખાવતા જઈ એ નિયમો આત્મસાત્ કર્યા, ને પછી [૧૩૪]કાવ્યો ને વિવેચનગ્રંથોનો અભ્યાસ વધારી પોતાનું જ્ઞાન વધારે સૂક્ષ્મ ને ચોક્કસ કર્યું.[૧૩૪] પણ ઠાકોર જેમ કોઈકવાર દોષૈકદૃષ્ટિ થઈ જાય છે કે દોષ દર્શાવવાને જ વિવેચનનો વિષય પસંદ કરે છે એવું રમણભાઈ ભાગ્યેજ કરે છે.

આમ એકંદરે પોતાના સમકાલીન વિવેચકો કરતાં વધુ ચડિયાતા ન હોવા છતાં સમગ્રપણે જોતાં રમણભાઈએ એ બધા કરતાં વિવેચના વહેલી, બહુ આવેશપૂર્વક ને વિપુલ પ્રમાણમાં કરી; એટલે યોગ્ય રીતે જ નવલરામ પછીના પ્રથમ વિવેચક એ ગણાયા. તેમણે સમકાલીન કુકાવ્યો પર પ્રહાર કરી કરીને એનો પ્રચાર ઘટાડી લોકોને-તે કરતાં વિશેષ કવિઓને-સાચાં કાવ્ય કેવાં હોય તે સમજાવ્યું, કાવ્યના આયોજન આદિની ઝીણી ચર્ચા કરી, નરસિંહરાવ કાંત ને તેથી કાંઈક ઓછે અંશે ભોળાનાથની કવિતાનું ગુજરાતી વાચકોને હાર્દિક ગુણદર્શન કરાવ્યું અને પૂર્વ અને પશ્ચિમની વિવેચનાનો તત્ત્વદૃષ્ટિએ સમન્વય કરવાના માર્ગનું દિગ્દર્શન પણ કરાવ્યું.

**સામગ્રી :**

આપણું વિવેચનસાહિત્ય. કવિતા અને સાહિત્ય (૧-૩) જ્ઞાનસુધા. ગુજરાતી ઍન્ગ્લેજ ઍન્ડ લિટરેચર. (ઠક્કર વ્યાખ્યાનો). જૂનું નર્મગદ્ય. દિગ્દર્શન. નવલ ગ્રંથાવલિ (૨) નવલ ગ્રંથાવલિ (નરહરિ પરીખ). નિબંધમાળા. વિદ્યાબહેને આપેલી માહિતી. હાસ્યમંદિર સાહિત્યવિચાર. સ્વ. સર રમણભાઈ.

---

ભાઈ જેવી ગુજરાતના કોઈ વિદ્વાનમાં જોવામાં આવી નથી...” ('પૃથુરાજ-રાસા'નું અવલોકન, દિ, પૃ. ૩૭૬).

૧૩૪. સરખાવો, કસા, પ્રસ્તાવના.

# પ્રકરણ ૧૧ : ભાષાવિષયક નિબંધો

અનેક વિષયોમા અવગાહન કરનારી રમણભાઈની બુદ્ધિશક્તિએ ભાષાશાસ્ત્રના વિષયને પણ અસ્પૃષ્ટ નહોતો રાખ્યો એ વિશે એમણે ચાર નિબંધો લખ્યા છે

"ગુજરાતી ભાષાનો આરભ" (૧૯૦૯) ના નિબધમા તેમણે "આ દેશમા પડેનવહેલી કયા સમયમા અને કયા રૂપમા બોલાતી ભાષાને ગુજરાતી ભાષા કહેવી એ નક્કી કરવા"[૧] નો પ્રયત્ન કર્યો છે તેઓ કહે છે કે હેમચદ્રે घहिल्ल, विट्टाल, फोड केर, तण શબ્દો આપ્યા છે, સવત્ ૧૫૦૮ મા લખાયેલ 'વસંત-વિલાસ'મા 'ખેલન' અને 'મડનરેસિ' એ અપભ્રશને મળતા રૂપો વપરાયા છે, તથા 'મુજરાસા'માથી તેમણે ટાકેના દુહાઓ ગુજરાતીને બહુ જ મળતા આવે છે એટલે અપભ્રશ એકવાર ગુજરાતમા જ બોલાતી એ વિશે શકા નથી હેમચદ્રે અપભ્રશના પાયામા શૌરસેની રહેલી હોવાનુ જણાવ્યુ છે, પણ સાચુ તો એ લાગે છે કે અપભ્રશ સિધના પૂર્વપ્રદેશમાથી ગુજરાતમા આવી, શૂરસેનમાથી નહિ[૨] અમુક એક નિશ્ચિત સમયથી અમુક પ્રદેશમા અમુક ભાષા બદનાઈ અને બીજી શરૂ થઈ એમ ચોક્કસપણે કહી ન શકાય, છતા જૂની ગુજરાતીની શરૂઆત લગભગ 'મુગ્ધાવબોધ ઔક્તિક' (સવત્ ૧૪૫૦) પછીથી ગણી શકાય[૩]

આ નિબધ તેમણે વ્રજલાલ શાસ્ત્રીનો 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ', હરિલાલ અને કેશવલાલ ધ્રુવે પ્રકટ કરેલ 'મુગ્ધાવબોધ ઔક્તિક' આદિ જૂની ગુજરાતીના પુસ્તકો, કેશવલાલનો 'મુગ્ધાવબોધ'નો પ્રવેશક અને બીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ સ્થાનેથી તેમણે આપેલા ભાષણને આધારે લખ્યો જણાય છે.

"ગુજરાતી ભાષાનુ બધારણ" (૧૯૧૨) ની શરૂઆતમા

---

૧ મસા ૩, પૃ ૧૧૧ ૨ પૃ ૧૧૪ ૧૧૬ ૩ પૃ ૧૧૯–૧૨૦

તેમણે ભાષાની ઉત્ક્રાંતિ ને પ્રાણીઓની ઉત્ક્રાંતિ વચ્ચે સામ્ય છે એમ વિસ્તારથી જણાવ્યું છે. (આ ભાગ તેમણે કોઈ પાશ્ચાત્ય ભાષાશાસ્ત્રીના વિવરણને આધારે લખ્યો લાગે છે, કારણ કે તે વખતે પશ્ચિમના વિદ્વાનો ભાષાને એક જીવંત પિંડ ( ઓર્ગેનિઝમ ) જેવી ગણતા. મૅકડોનાલ્ડે તો 'શબ્દોનાં જીવનચરિત્રો' એ મથાળે પુસ્તક પણ રચ્યું છે. પણ આજે આપણે નોંધવું જોઈએ કે ભાષા એ સ્વતંત્ર રીતે વિકસી શકે એવો જીવન્ત એકમ નથી—એનું જીવન ભાષા બોલનાર કરતાં જુદું પડી શકે તેમ નથી. એટલે, બોલનારથી નિરપેક્ષ રીતે ભાષા બદલાઈ શકે તેમ નથી.) આ રીતે શરૂઆત કરી તેમણે ગુજરાતી મૂળ કઈ ભાષામાંથી ઉત્પન્ન થઈ અને કયે તબક્કેથી એને ગુજરાતી ગણી શકાય તેનો સૌ પહેલાં પરામર્શ કરેલો છે : સંસ્કૃતમાંથી પ્રાકૃત, પ્રાકૃતમાંથી અપભ્રંશ અને અપભ્રંશમાંથી ગુજરાતી જન્મી. સંસ્કૃત ભાષા એક સમયે અવશ્ય બોલાતી એમ તેમણે ટૂંકમાં પણ સમર્થ રીતે દર્શાવેલું છે.[૪] આ પછી તેમણે સરસ રીતે દાખવ્યું છે કે ગુજરાતીના પ્રત્યયો બદલાયા છે કે જતા રહ્યા છે, શબ્દોનાં ઉચ્ચાર અને રૂપ બદલાયાં છે, છતાં વાક્યરચના અને બહુધા "શબ્દોમાં રહેલું વાગ્બલ પણ"[૫] સંસ્કૃત જેવું જ કાયમ રહ્યું છે.

ભાષાના ચાર પ્રકારો માટે 'અન્વયાધારક્રમ', 'ચોંટાડેલું રૂપ', 'સંયોગમય રૂપ' અને 'પૃથક્કરણવાળી ઘટના' એ નામો યોજી તેઓ કહે છે કે ગુજરાતી ભાષા ત્રીજામાંથી ચોથા ક્રમમાં જઈ રહી છે; ત્રીજી અને સાતમી વિભક્તિઓ અન્વયાધાર છે, બાકીની તેવી નથી.[૬] તેમણે યોજેલી આ ચાર પરિભાષા નરસિંહરાવ કે કમલાશંકર જેટલી સારી નથી.

વિભક્તિ અંગે તેઓ કહે છે કે પહેલી બીજી માટે પ્રત્યય નથી,'

---

૪. પૃ. ૧૩૫. ૫. પૃ. ૧૩૬, ૧૩૫-૧૪૦. ૬. પૃ. ૧૪૦-૧૪૨.

૭ત્રીજીનો 'એ' પ્રત્યય ह्न>इ>એ એ ક્રમમા આવેલો છે ચોથાનો પૃથક્કરણાત્મક 'ને' એક મતે લગિમાથી લગિ>લા>નેપાળી लै> ને એ ક્રમમા, તો બીજે મતે છઠ્ઠીના અર્થના રૂપને સાતમીમા મૂકવાથી આવ્યો છે. પાચમીના 'થી–થકી'ના મૂળ માટે ચારેક વિકલ્પો આપી તેમણે કહ્યુ છે કે એ પ્રત્યય નથી, ઉપસર્ગ છે છઠ્ઠીનો 'નો' ઉપસર્ગ તન પરથી આવેલો છે સાતમીનો 'ઇ' સસ્કૃતમાથી આવેલો છે, જો કે વધુ પ્રચલિત તો મધ્યે માથી આવેલો ઉપસર્ગ 'મા' છે અને તેઓ કહે છે કે ગુજરાતીમા ફારસી શબ્દો આવે છે પણ ફારસીનુ સ્વધારણ નહિ 'કારખાનુ', 'પચનામુ' વગેરે શબ્દો ફારસી 'કારખાનેહ' કે 'પંચનામેહ' પરથી નહિ પણ હિદી 'कारखाना', 'पचनामा' વગેરે પરથી આવ્યા છે 'વડોદરુ', 'ધધુકુ' 'ધોળકુ' વગેરે નામો મુસ્લિમ આગમનમા 'વડોદરા', 'ધધુકા', 'ધોળકા' બન્યા, કારણ ફારસીમા નાન્યતર જાતિ નથી ૭

વિષયના પ્રારભિક અભ્યાસ તરીકે આ આખો નિબધ ઉપયોગી છે, પણ નરસિહરાવે એક સમર્થ લેખમા૮ બતાવ્યુ છે તેમ એમા નાની મોટી અનેક ભૂલો થયેલી છે, જેનો સારાશ૯ આ છે

સસ્કૃતમા પ્ર, પરા વગેરે સમૂહોના પૂર્વગો માટે જ ઉપસર્ગ શબ્દ વપરાય છે રમણભાઈએ વિભક્તિપ્રત્યયો માટે, બીજા અનુગો માટે અને તે ઉપરાત 'કરીને' 'માટે' 'અદરથી' વગેરે સ્વતત્ર શબ્દો માટે પણ 'ઉપસર્ગ' શબ્દ વાપરી નિષ્કારણ રૂઢિભગ કર્યો છે ને તેથી ગૂચવાડો થાય છે

રમણભાઈએ એક સ્થળે 'ચદ'ના 'પૃથિરાજરાસા'ના ''दृह नट्ट स्यान सुनिये न कान''નુ સસ્કૃત રૂપાતર 'श्रवणीय न कर्णे' કરી કાનને સપ્તમીમા ગણ્યો છે, પણ સચો પ્રયોગ 'कर्णेन शृणोति' ગણવો જોઈએ ગુજરાતીમા 'કાને સાભળવુ'મા પણ તૃતીયા જ છે. 'सुनिये' અને સુણીએને સસ્કૃત 'श्रवणीय' પરથી નહિ પણ પ્રાકૃત 'सुणिज्जइ' પરથી વ્યુત્પન્ન કરવા જોઈએ

૭–૭ પૃ ૧૪૨ ૧૫૨ ૮ સુદર્શન મ. ૧ ૯ મારા શબ્દોમા

એ: સિવાયની બધી વિભક્તિઓના પ્રત્યયો વ્યસ્ત દશાના ગણી તેઓ ગુજરાતીને લગભગ ચોથા ક્રમમાં જઈ રહેલી ગણે છે, પણ વસ્તુતઃ ગુજરાતી મુખ્યત્વે ત્રીજા ક્રમમાં જ છે: ગુજરાતીના બધા પ્રત્યયો જુદા સ્વતંત્ર શબ્દો ન રહેતાં ઘસાઇને પ્રત્યયોમાં જ ઉપયોગમાં લઈ શકાય એવું રૂપ પામ્યા છે, અને જે ધાતુ સાથે જોડાય તેના અંત્ય ભાગમાં ફેરફાર કરવાની શક્તિ ધરાવે છે 'વડે' 'ઉપર' 'સાથે' જેવા અનુગ વપરાયા હોય ત્યારે જ ક્રિયાપદ વ્યસ્ત દશામાં ગણી શકાય.

રમણભાઈએ તૃતીયાના 'એ'ને માત્ર કરણવાચક જ ગણ્યો છે. પણ કર્મણિમાં તૃતીયાનો 'એ' કર્તૃવાચક પણ થાય છે. દાખલા તરીકે, 'ઘોડે મારી લાત, બે ઊઠાં સાત.' એમાં 'ઘોડે' કર્તરી તૃતીયા છે, કારણ કે 'મારી' એ કર્મણિ ભૂતકાલ છે. 'સાહેબે ઘોડાદારને ચાબુકે ચાબુકે માર્યો'. આમાં 'સાહેબે' કર્તરિ તૃતીયા છે, અને 'ચાબુકે' કરણે તૃતીયા. [ 'બૃહદ્ વ્યાકરણ'માં પણ નરસિંહરાવના આ મતને પુષ્ટિ મળે છે. (પૃ. ૧૫૪–૧૫૫) છતાં એ નોંધવું જોઇએ કે સંસ્કૃત પદ્ધતિ પ્રમાણે વિચારતાં રમણભાઈએ કહ્યું છે એમ પણ કહી શકાય—આપણું વ્યાકરણ સ્થિર થયું ન હોવાથી એ મતનો પણ અનાદર ન કરી શકાય.]

રમણભાઇ કહે છે કે ભાષાની વ્યસ્ત દશાને લીધે સાતમીના સમસ્ત પ્રત્યય 'એ' નું બળ નરમ થઈ 'માં' એ વ્યસ્ત પ્રત્યયનો પ્રચાર વધ્યો છે. આ કારણ બરાબર નથી, કારણ કે 'મધ્ય'માંથી આવેલો 'માં' પણ સ્વતંત્ર શબ્દ તરીકે વાપરી શકાય એવો ન રહ્યો હોવાથી અને જે શબ્દ સાથે વપરાય તેમાં ફેરફાર કરી શકતો હોઇ પ્રત્યય જ છે. ખરી વાત એટલી જ કે 'એ' અને 'માં' બંને જુદી જુદી રીતે વપરાય છે, અને એમની શક્તિ પણ જુદી જુદી છે. 'માં'નો પ્રયોગ કદાચ કાંઈક વધતો જાય છે એ ખરું છે.

વિભક્તિપ્રત્યયોમાં એક જાતની તો ક્રિયાપદનાં રૂપાખ્યાનોમાં એથી ઊલટી જાતની ભૂલ રમણભાઈએ કરી છે. તેમણે વિભક્તિના બધા સમસ્ત પ્રત્યયોને વ્યસ્ત ગણ્યા છે તો ક્રિયાપદમાં વસ્તુતઃ વ્યસ્તદશા પ્રધાનપદે પ્રવર્તે છે ત્યાં સમસ્તદશા વધુ પ્રવર્તતી હોવાનું કહ્યું છે. આમ થવાનું કારણ એ જણાય છે કે તેમણે વિધિવર્તમાન, નિર્વિકલ્પભૂત અને ભવિષ્યકાળનાં રૂપો પરથી જ અનુમાન બાંધ્યું છે. ખરી રીતે તેમણે શુદ્ધ વર્તમાન,

પૂર્ણભૂત અને બીજાં મુખ્ય અને વ્યાપક સ્વરૂપો તરફ ધ્યાન આપવું જોઈતું હતું. ગુજરાતીમા 'તે આવે' એ સમસ્ત દશાનું રૂપ પૂર્ણ વર્તમાન સૂચવતું નથી એને સ્થાને 'તે આવે છે' જેવું વ્યસ્ત દશાનું રૂપ જ વાપરવું પડે છે. શુદ્ધ વર્તમાનનું રૂપ 'સુણીએ' નહિ પણ 'સુણીએ છીએ' થાય તેનો એમને ખ્યાલ નથી રહ્યો એમ લાગે છે. આ જ રીતે 'આવ્યો' એ સાચો ભૂતકાળ નથી. 'આવ્યો હતો' એમ લખવાથી જ ભૂતકાળનો સાચો અર્થ પ્રતીત થાય છે આમ ક્રિયાપદમા વ્યસ્તદશા જ પ્રધાન છે. રમણભાઈએ 'છે' અને 'હતું'ની સાથે 'થશે'ને પણ સહાયકારક ક્રિયાપદ ગણાવ્યુ છે !

રમણભાઈ કહે છે કે 'અનુભવવુ' 'વિચારવુ' વગેરે ક્રિયાપદો 'અનુભવ' 'વિચાર' ઇત્યાદિ ભાવવાચક નામો પરથી બન્યા છે આ વિધાન બરાબર નથી એ એને મળતા બીજાં ઉદાહરણોથી સ્પષ્ટ થશે. 'અવલોકવુ' 'વિચરવુ', 'સ્મરવુ' વગેરે ક્રિયાપદો 'અવલોક' 'વિચર' 'સ્મર' શબ્દો પરથી આવ્યા નથી, કારણ કે એક પક્ષે ભાવવાચક 'અવલોક' શબ્દ ગુજરાતીમા પરિચિત નથી, તો બીજે પક્ષે 'વિચર', 'સ્મર' વગેરે જેવા ભાવવાચક શબ્દો સંભવતા જ નથી. તો, આ ઉદાહરણોમા સંસ્કૃત ધાતુ પરથી ક્રિયાપદો આવ્યા એમ સ્વીકારવું પડશે આ જ ન્યાયે 'અનુભવવુ' અને 'વિચારવુ'ને પણ નામધાતુને બદલે ક્રિયાધાતુ ગણવા જોઈએ 'વિચારવુ' જેવાને નામધાતુ પરથી બનેલુ ક્રિયાપદ ગણ્યુ હોવાથી રમણભાઇ એમ કહે છે કે સંસ્કૃત ભાવવાચક નામોના જ ક્રિયાપદ બની શકે છે, ફારસી ભાવવાચક નામોના નહિ. ખરી રીતે એ સ્થાને એમ કહેવુ જોઇએ કે 'ધાતુ પરથી જ ક્રિયાપદ બને, નામ પરથી ન બને' એ નિયમ માત્ર સંસ્કૃતને નહિ પણ ફારસીને પણ લાગુ પડે છે.

બીજી વિભક્તિને પ્રત્યય જ નથી :એ રમણભાઇના વિધાનને અમુક અપવાદો છે. ઉ. ત. 'હું શું રામશકરને ખાઈ જવાનો હતો, કે મો બતાવતો નથી ?' 'મે' ચાકરને માર્યો'

અમુક નામો અકારાન્ત છે એ વિશે હુર્નલ અને બીમ્સના મતોનો ઉલ્લેખ કરી રમણભાઈ હુર્નલના લઘુતાદર્શક 'ક'ના પ્રક્ષેપના સિદ્ધાંતને બાજુએ મૂકી બીમ્સના સ્વરભારવાદને સ્વીકારે છે, પણ બીમ્સનો વાદ ખોટો છે અને હુર્નલનો સાચો છે એ નરસિંહરાવે સારી રીતે બતાવી આપેલું છે.

ક્ષતિઓ દર્શાવવા છતાં નરસિંહરાવે રમણભાઈના નિબંધને "સમર્થ"[10] કહી લખ્યું છે, "રમણભાઈનો આ નિબંધ ખાસ ધ્યાન ખેંચનારો છે. છેલ્લી સાહિત્યપરિષદ્‌માં જે થોડાક નિબંધો ખરા ગુણવાળા આવ્યા હતા, તેમાં પણ ઉત્તમ પદવીનો આ નિબંધ છે."[11]

"જિપ્સી અને ગુજરાતી ભાષાઓમાંના સામાન્ય અંશ" (૧૯૨૦) એ '૧૯માં પૂનામાં ભરાયેલી ઓરિયેન્ટલ કૉન્ફરન્સ સમક્ષ રમણભાઈએ વાંચેલા અંગ્રેજી નિબંધનું રૂપાંતર છે. આમાં તેમણે જિપ્સીઓની બોલીમાંના શબ્દોનું હિંદુસ્તાનની ભાષાઓના શબ્દો સાથે સામ્ય બતાવી જણાવ્યું છે કે તેમાં પણ ગુજરાતી સાથે તેને વિશેષ સામ્ય છે: સં. शाव > પ્રા. छावो > ગુ. છૈયો થાય છે, તો જિપ્સી 'ચાવો' નો અર્થ પણ એ જ છે. ગુજરાતીમાં ઘણાં નામો ઓકારાન્ત છે, ને એનું સ્ત્રીલિંગ ઈકારાંત થાય છે, તેમ જિપ્સી ભાષામાં પણ 'ગેરો (માણસ)', 'રકલો (છોકરો)', 'રકલી (છોકરી)' વગેરે જેવાં ઓકારાન્ત-ઈકારાંત નામો છે; ત્યારે સિંધી સિવાય હિંદની બીજી પ્રાંતિક ભાષાઓમાં ઓકારાંત નથી. ગુજરાતીમાં સંબંધક 'કેરો' અને 'કેરી' વપરાય છે. જિપ્સી ભાષાના સર્વનામનાં ઘણાં રૂપોમાં પણ બીજી હિંદી ભાષાઓ કરતાં ગુજરાતી સાથે વધુ સામ્ય છે.

આ નિબંધ ઓરિયેન્ટલ કૉન્ફરન્સ સમક્ષ વંચાયો ત્યારે હાજર રહેલા વિદ્વાનોમાંના આચાર્ય વુલ્નરે કહેલું કે "જિપ્સીઓ હિંદુસ્તાનમાં હતા ત્યારે પણ તે ભ્રમણ કરનારી પ્રજા હોય અને તેથી હિંદુસ્તાનના જુદા જુદા પ્રાન્તોની ભાષાના અંશ તેમની બોલીમાં આવી ગયા હોય એમ પણ બને; કારણ કે, ગુજરાત સિવાય બીજા પ્રાન્તોની ભાષા બોલનારને પણ એમ લાગે છે કે જિપ્સીઓની ભાષા અમારી ભાષાને મળતી છે."[12] આ કારણે કે ગમે તેમ, ઓરિયેંટલ કૉન્ફરન્સના અહેવાલમાં એ નિબંધ નહોતો લેવાયો. છતાં

---

૧૦. મ. ૧, પૃ ૫૬૭. ૧૧. મ ૧, પૃ. ૫૦૫

૧૨. રમઃ કસા ૩, પૃ. ૧૬૭–૧૬૮.

નરસિંહરાવ એ અહેવાલમાં ન છપાયો તેને "ખેદની વાત" ગણે છે.[૧૩] ગુજરાતી નિબંધમાં–કદાચ બુહ્‌નરની ટીકા પરથી–રમણભાઈએ નીચેનું વાક્ય ઉમેરી પોતાનો મત વધુ ચોક્કસ કર્યો છે: "જિપ્સીઓ હિંદુસ્તાનની જે ભાષા લઇને નિકળ્યા તેમાં એવા અંકુર હતા કે જે દિશામાં ગુજરાતી ભાષાના અનેક અંશ કાલક્રમે બંધાયા તે જ દિશામાં જિપ્સીઓની ભાષાના એ અંકુર બંધાયા, અને તેથી એ બન્ને ભાષામાં એના એ અથવા ઘણા સરખા બીજરૂપ અંશ હોવા જોઈએ."[૧૨]

આ લેખનો વિષય અને પ્રતિપાદન જોતાં તરત જ જણાશે કે એ મહત્ત્વનો છે, અને આપણે ત્યાં આવા ભાષાઓ–બોલીઓ વચ્ચેનું સામ્ય દાખવતા લેખો બીજા કોઈએ લખ્યા નથી. જિપ્સી બોલી સંસ્કૃતમાંથી નીકળી છે એ વાત પશ્ચિમમાં પ્રસિદ્ધ હતી ને તે બોલીનું સ્વરૂપ જણાવતાં પુસ્તકો અંગ્રેજીમાં ઉપલબ્ધ હતા,[૧૪] પણ તે પછીનો વિસ્તાર રમણભાઈનો પોતાનો છે.

"ગુજરાતી અને મારવાડી ભાષાઓનું સગપણ" (૧૯૨૦)માં એમણે જુદાં જુદાં કારણો આપી બંને ભાષાઓ વચ્ચેના અન્યોન્યસમાન અંશો દર્શાવવા પ્રયત્ન કરી એક સમયે બૃહદ્ મારવાડ અને ગુજરાત એ બંને સ્થળે એક જ ભાષા પ્રવર્તતી હતી એ વિદ્વાનોએ સ્વીકારેલી વાતનું વિશેષ પ્રતિપાદન કરવા પ્રયત્ન કર્યો છે. એમ કરતાં તેમણે ટેસિટોરીના પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની વિશેના લેખનો તથા ગ્રિયર્સનનો ઠીક ઠીક ઉપયોગ કર્યો છે; પણ આટલા મુદ્દા એમના પોતાના જણાય છે: ઝાલોરના રાજાની આજ્ઞાથી એના પૂર્વજની યશોગાથા ગાતો 'કાન્હડદે પ્રબંધ' ઝાલોર મારવાડની પ્રજાને સમ-

---

૧૩. સ્વ, પૃ. ૨૮–૨૯.

૧૪. 'ધ જિપ્સીઝ પાર્સન' નો નિર્દેશ રમ. ના નિબંધમાં છે. એ ઉપરાંત તેમણે 'ધ ઇંગ્લિશ (જિપ્સી લૅંગ્વેજ' સંગ્રહ) નો ઉપયોગ પણ કરેલો છે, ને તે આના કરતાં વિશેષ.

જાય તેવો જ હોય. એની ભાષા ગુજરાતી અને મારવાડી બંનેને મળતી આવે છે.[૧૫] "ગુજરાત અને મારવાડની રાજકીય સ્થિતિ એક સરખી હતી તે સમયે બન્ને પ્રદેશમાં રાજ કરનારી રાઠોડ, સોલંકી, પરમાર, ચૌહાણ વગેરે રજપૂત જાતોની હાલ પણ એ બન્ને પ્રાંતમાં ગાદીઓ છે. તેમના પરસ્પર સંબંધથી ભાષાના સામ્યને... પોષણ મળતું."[૧૫] ભવાઈની શરૂઆતમાં જે પદ્યો બોલાય છે તેમાં

> મારૂ વારા દેશમાં, દીઠાં ત્રણ રતન;
> એક ઢોલો, દુજી મારૂડી, ત્રીજો કસુંબો રંગ.
> મારૂડી નાહે ગંગાજળા, ફરી વેણ સુહાય;
> ચંદન કેરે ઊડવે, બાળો નાગ જકોરા ખાય...[૧૫]
> મારૂનો દેશ રૂડો રે...
> દીવલડો બળે મહાજમ રાત[૧૫]

વગેરે પંક્તિઓમાંના શબ્દો અને ઉલ્લેખો પરથી જણાય છે કે ભવાઈઓ મારવાડમાં ઉદ્‌ભવેલી. 'સિદ્ધહૈમ'ના "ઢોલ્લા મઈ તુહું વારિયા..." એ શબ્દો પરથી જણાય છે કે અપભ્રંશમાં ઢોલ્લા એટલે સ્વામી યા નાયક.

ઢોલ્લા શબ્દમાં રહેલી નાયકની નાયિકા પ્રત્યેની આસક્તિ પરથી ગુજરાતી ભાષામાં "ઢોલા" શબ્દમાં સ્રીવશતાના ગુણની લક્ષણા થઈ અને તે પરથી "ઢોલો" એટલે "નિર્બળ મનનો" "મૂર્ખ" એવો અર્થ રૂઢ થયો છે. પરન્તુ "ઢોલા" નો અસલ અર્થ મારવાડી ભાષામાં કાયમ રહ્યો છે..."મારૂ" એટલે "મિત્ર" "પ્રીતમ" એ અર્થ ભવાઈની સાખીમાં ઠરિય છે...આ રીતે "મારૂ" અને "મારૂડી" તે મારવાડનાં મનુષ્ય નહિં પણ "નાયક" અને "નાયિકા"—એ અર્થ સૂચવે છે કે, મારવાડના લોકોએ પોતાનામાં રસિકતા હોવાની કલ્પના કરેલી તેથી એ એ પદ યોજ્યેલાં. આવાં વર્ણન કરી...નાટ્યપ્રયોગનો આરંભ કરવાની પ્રથા મારવાડમાં જ ઉત્પન્ન થયેલી એમાં સન્દેહ રહેતો નથી. તેમ જ એ નાટ્યપ્રયોગો યોજ્યા ત્યારે મારવાડ અને ગુજરાતની ભાષા એક હોવાથી ગુજરાતમાં પણ તે એ જ રૂપમાં પ્રવર્ત્યાં એમ અનુમાન થાય છે. કાળ-

૧૫. કલા ૩, પૃ ૧૭૫-૧૭૮.

ક્રમે ગુજરાતની ભાષાના ફેરફાર સાથે ભવાઇની ભાષા બદલાઈ પણ ગાવાના પદ અને ભજવવાના ખેલ કાયમ રહ્યા...

...આ પરથી ફલિત થાય છે કે મારવાડનું અને ગુજરાતનું ભવાઈનું આ સાહિત્ય સામાન્ય હતુ અને એક જ ભાષામા હતુ [૧૫]

રમણભાઇની સૂક્ષ્મ દૃષ્ટિ લેખની અંતિમ કંડિકામાં દેખાય છે:

હાલની રાજકીય વ્યવસ્થાની ઘટનામાં મારવાડ અને ગુજરાત જુદા પડી ગયા છે, અને, એ બે દેશ વચ્ચે સાહિત્યને સંબંધ રહ્યો નથી. મારવાડી ભાષામા વર્તમાન સમયનુ સાહિત્ય ન્યૂન હોવાથી મારવાડી ભાષા હિન્દી ભાષાનુ ઉપરીપણું સ્વીકારતી જણાય છે અને મારવાડના લેખકો આદર્શો માટે હિન્દી તરફ વળતા જણાય છે...વર્તમાન ગુજરાતી ભાષામા વર્તમાન હિન્દી ભાષા કરતા સાહિત્ય વધારે ખીલેલુ છે. વળી, નામની વિભક્તિઓની તેમ જ ક્રિયાપદના ભેદ, કાળ, પ્રયોગ વગેરેની વિવિધતા અને વિપુલતા ગુજરાતીમા હિંદી કરતા વધારે છે...મારવાડી ભાષા જો ગુજરાતી ભાષા તરફ વળશે તો નજીકની પેઢીની એ તેની મ્હોટી બ્હેન વૃદ્ધિ પામવામા તેને ઘણી સહાયભૂત થશે એ નિસ્સંદેહ છે

રમણભાઈનું હિન્દીની સ્થિતિ વિશેનું આ નિદાન અને મારવાડી લેખકોને આપેલી સલાહ બહુ જ સાચા છે, જો કે હવે મારવાડીઓ હિંદી તરફ નિશ્ચિતપણે વળી ચૂકયા છે, ને ત્યાંથી ગુજરાતી તરફ વળે તેમ નથી જ.

આમ રમણભાઇને હિંદી ભાષાસાહિત્યના સામાન્ય સ્વરૂપનો સાચો ખ્યાલ હતો, જો કે ભાષાશાસ્ત્ર વિશેના ચારે નિબંધોમા તેમણે કરેલા અમુક વિધાનો પરથી જણાય છે કે તેમને વ્યાકરણશુદ્ધ હિંદી નહોતું આવડતું—'બજાર હિંદી'ને જ તેમણે શુદ્ધ હિંદી ગણેલું.

આમ કેટલીક બાબતોમાં મહત્ત્વની ક્ષતિઓ છતાં એકંદરે વિચારતાં કહેવું જોઇએ કે નાનપણથી ભાષાઓ વગેરે સરખાવ્યા કરનારા રમણભાઇમા ભાષા પારખવાની દૃષ્ટિ અને વિચક્ષણતા છે, અને તે ઉપરાંત આ નિબંધો તેમના ઉત્સાહ, તેજસ્વી બુદ્ધિ અને ભાષાસાહિત્યનો સાચો રસ બતાવે છે.

**સામગ્રી:** કવિતા અને સાહિત્ય ૩). ૫ ઇંગ્લિશ જિપ્સી લેંગ્વેજ. બૃહદ્ વ્યાકરણ. મનોમુકુર (૧).

# પ્રકરણ ૧૨ : : કવિતા

આપણા જમાનાને કાજે આ પણ કવિ-આત્મા મોકલનારે તો મોકલ્યો હતો; કિંતુ આપણો સ્થૂલ જમાનો ... રમણભાઈના ઉચ્ચ શુદ્ધ કવિત્વનો શતાંશ પણ ખીલવી ન શક્યો. પ્રતિભાસંપન્ન આત્માઓ કલ્પવૃક્ષ જેવા હોય છે: તમે ઇચ્છો તે ફુલ તમે ચાહો તે ફલ તમે એ કલ્પવૃક્ષ ઉપરથી મેળવી શકો. તમે રમણભાઈના ચિત્તતંત્ર ઉપરથી કવિતાકૃતિઓના ફલ તો—અરેરે! શતાંશે પણ નથી લીધા.

—બળવંતરાય ઠાકોર

'ઉત્સાહ, તેજસ્વી બુદ્ધિ અને સાચો રસ—ભાષાવિષયક નિબંધોનાં આ લક્ષણો રમણભાઈની કવિતામાં પણ દેખા દે છે.

એ વખતે તેમની આસપાસનું બધું વાતાવરણ કવિતાનું હતું. ત્યારના કૉલેજિયનો પણ કવિતા કરતા જ. રમણભાઈની સહેજ પહેલાંના વિદ્યાર્થીઓમાં નરસિંહરાવ, મણિલાલ અને હરિ હર્ષદ અને એમના સમકાલીનોમાં કેશવલાલ, મણિશંકર અને ઠાકોર કાવ્યો રચતા. વળી કાવ્યકલારંગી ભોળાનાથના કુટુંબનો એમને તો નિકટનો પરિચય હતો. પરિણામે કૉલેજના છેલ્લા વર્ષમાં હતા ત્યારે જ તેમણે કાવ્યપ્રવૃત્તિ આરંભી દીધી.

એમની સમગ્ર કવિતા 'કવિતા અને સાહિત્ય ભાગ ૪'નાં ચોત્રીસ કાવ્યો, કીર્તનમાં દટાયેલાં પાંચ છ ખંડ–કે પ્રસંગ–કાવ્યો, 'રાઈનો પર્વત'નાં બે ગીતો, એક લાવણી, ચાર યુગ્મશ્લોકી ને એક ત્રિશ્લોકી કવિતા ને છૂપાસી શ્લોકો તથા શ્રી વિદ્યાબહેન પાસે જળવાઈ રહેલાં પાંચ અપ્રકટ કાવ્યો એ છે. આ પાંચ કાવ્યો પ્રસિદ્ધ કરવાની રમણભાઈની ઇચ્છા નહોતી.[1] પણ એ પાંચમાંની કોઈ કૃતિ એવી નથી કે જે પ્રકટ ન થવાથી રમણભાઈની ઉપલબ્ધ કવિતા પરથી થતા એમના મૂલ્યાંકનમાં ઝાઝો ફેર પડે.

એમની પહેલી કવિતા "જાગ્રત!" (૧૮૮૬, એપ્રિલ) દલપત-

૧ મુલા. (૧).

શૈલીની છે, પણ એનો વિષય હરિલાલના દેશાભિમાનના કાવ્યોની વધુ નજીક છે; હરિલાલનાં ઠીક પાડતા કાવ્યો વાચીને વિનીત ને રાજભક્ત રમણભાઈને ભાષાતર[2] માટે એ ઉદ્દામ કાવ્ય લેવાનું મન થયુ હશે. એ કેટલેક સ્થળે અપુષ્ટાર્થ દોષવાળા કાવ્યત્વ વિનાની કવિતા છે. તે પછીની કવિતા "સુધારકને ઉત્સાહ" (૧૮૮૬, ડિસેંબર) ચડિયાતી નથી. એનો વિષય નર્મદ જેવો વધુ છે એ જ સાલની "કાલ" એ બે કરતા ઘણી ચડિયાતી છે. જાણે કે એ કાવ્યથી કવિએ નર્મદ દલપતનું અનુકરણ મૂકી પોતાને ઠીક લાગે તે માર્ગે વિચરણ કરવા માડ્યું છે.[3] આ પછીની "કઇ કીર્તિ સાચી?" (૧૮૮૭) પાછી સામાન્ય બની જાય છે. "આશા" (૧૮૮૭) જહેમતપૂર્વક તૈયાર થયેલી છે, પણ "કાલ" કરતા ઊતરતી છે.

આ બધા કાવ્યોમા ચિત્તક્ષોભ કરતા વિચાર અને કેટલાકમા તો 'ચાલો કવિતા કરીએ'ની વૃત્તિ વધુ લાગે છે, પણ અનુક્રમમા તે પછી આવતી "તુ ગયુ!" (૧૮૮૮)મા ચિત્તક્ષોભ જનકકારણ છે એ સ્પષ્ટ છે. એ કાવ્યની શરૂઆત આગળના બધા કાવ્યો કરતા અપૂર્વ ને પ્રતિભાયુક્ત છે

ત્યારે ગઈ શું અહિંથી પ્રિયા તુ? મૂકી ગઇ આ આ હઈયુ રિબાતુ!

આગળ ચાલતા રમણભાઇ કહે છે

ગ્રહો ફરે છે રવિ આસપાસ, છાયા ફરે જ્યા વચમા પદાર્થ,
પ્રદક્ષિણા એ પ્રિય કેરી સર્વ, કયા હુ ફરુ રે! તુજ વીણ મધ્યે?

---

૨. ૬૫.

૩. એક નજીવી છૂટ બાદ કરતા કાવ્યનુ વ્યાકરણ શુદ્ધ છે, છંદમા ને વાણીમા પ્રવાહિતા આવી છે, ને આગલા બે કાવ્યોમા વ્યગ્યનો બિલકુલ અભાવ હતો તે અહીં દૂર થયો છે આખા કાવ્યમા કવિને ઉદ્બોધન કરતા વધારે મહત્ત્વનું કથયિતવ્ય છે, અને વક્તવ્યને જુદી રીતે વાળવાની, અંતમા વધુ ચોટવાળો વિચાર મૂકવાની આવડત પણ એમા આવી છે. અલબત, એ વિચાર એ જોઈએ તેવી સારી રીતે રજૂ કરી શક્યા નથી

આખા કાવ્યમાં એક પણ લીટી નિરર્થક નથી. કવિએ પોતાનો ઊભરો, વિલાપ, આક્રોશ કે એવી ઓછી કલાત્મક બાબતોમાં ઠાલવવાને બદલે અજબ સંયમ રાખ્યો છે. એ સંયમ, એની સાથે ભળેલી સૂક્ષ્મ કલા, અને ભાવના ઉદ્રેકથી–ચિત્તક્ષોભથી સ્વાભાવિક રીતે આવીને કાવ્યના દેહ ને આત્મા સાથે ઓતપ્રોત થઈ ગયેલા યથાસ્થિત અલંકારો : આ બધાને લીધે આ કાવ્યે આપણા સાહિત્યમાં હમેશનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. આગલી કવિતામાં કવિએ છંદ પર જે પ્રભુત્વ મેળવવા માંડયું હતું તે અહીં સંપૂર્ણ થયું છે.

હવે વિશેષ નોંધપાત્ર કાવ્યો જ જોઈશું. "તું ગઈ" પત્નીવિરહ આલેખે છે, તો "સર્વસ્વ" (૧૮૮૯) પ્રિયતમા–પ્રશસ્તિ છે.[૪] ફારસી લઢણના પ્રણયકાવ્યને રમણભાઈ બહુ સરસ રીતે ઉતારી શક્યા છે. એ વાતાવરણ માટે એમણે ગઝલનું સ્વરૂપ સ્વીકાર્યું છે, ને દિલ, ખુશી, મઝા, ખૂબી, ચીઝ, નરગિસ, ઝુલ્ફાં, દિલદાર, ગમગીની, બેચેની, ગમ, જુદાઈ, લાચારી, મદદ, હાલત, સબબ, માશૂક, દીદાર, ખ્યાલ, ખ્વાબ, દોલત, ઉમેદ, જાન, જબાન, ફિરદોસ, ખાકસાર, જહાન એ ફારસી શબ્દો વાપર્યા છે. સંસ્કૃત તત્સમ શબ્દો છે જ નહિ, તો નેન ને છબી જેવા તદ્ભવ શબ્દ એમના વિશિષ્ટ સ્વરૂપને લીધે, ને કવિતા શબ્દ આજુબાજુના વાતાવરણને લીધે, ફારસી શબ્દોમાં ભળી જાય છે.

---

૪ રમની કવિતાની છપ્ર જોતાં જણાય છે કે તેઓ કાવ્યની નીચે જમણે છેડે રચ્યાસાલ લખતા, ને જો કોઈ કાવ્ય અંતઃક્ષોભજન્ય હોય તો તેને મથાળે ડાબી બાજુ અંતઃક્ષોભની સાલ લખતા. આ કાવ્યનો ક્ષોભ '૮૮માં છે, જે કદાચ વિદ્યાબહેન સાથેનાં વેવિશાળ લગભગ એમને જોતાં થયો હોય, ને કાવ્ય લગ્નની આસપાસ યા તે પછી લખાયું હોય–આમ ન બને? ક્ષોભ અને સર્જન વચ્ચે આટલો ગાળો બીજા કોઈ કાવ્યમાં નથી. રમનાં અંતઃક્ષોભવાળાં કાવ્યો જ સારાં થાય છે, પ્રાસંગિક એટલાં સારાં નથી થતાં, અને અંતઃક્ષોભ વિના રમ. જેવા આવો વિષય ઉઠાવતા નથી હતા.

અમુક શૈલીની કવિતા રચવાનો સભાન પ્રયત્ન હોવા છતા એમા કૃત્રિમતા, આડમ્બર કે અપર્યાપ્તતા આવ્યા નથી. કાવ્યમા લાગણીની તીવ્રતા છતા આર્યતા માગી લે તેવો સંયમ, કાવ્યઘટના મા કલાના નિયમ માગી લે તેવી પ્રમાણસાધક યોજના ફારસી ગઝલ (પ્રણયગીત)ની રૂઢ વિચારશૈલી — એ સર્વ ગુણો પ્રગટ થાય છે.[૫] કોઈ પણ રીતિ, ભાવ વગેરે ઝડપથી અપનાવવાની રમણભાઈની શક્તિ પણ આ કાવ્યમા જણાય છે. રમણભાઈ જેવા ગભીર જીવન દૃષ્ટિવાળા કવિએ આવુ રગદર્શી કાવ્ય આવી સરસ રીતે રચ્યુ એથી વિશેષ ચમત્કૃતિનો અનુભવ થાય છે.

'૮૬–૮૯ના ત્રણ વર્ષોમા લખાયેલું આ નવમુ કાવ્ય છે. પણ તે પછીના કાવ્યો સાધારણ રીતે ઘણે લાબે અતરે લખાયા છે. ૧૮૮૭ મા સામાન્ય પદ્યની વિરુદ્ધ ભાષણ આપવા[૬] ને ૮૮ મા એ વિરુદ્ધ સખ્ત શબ્દોમા લખવા[૭] છતા રમણભાઈએ ૮૯ સુધી કેટલાક સામાન્ય પદ્યો રચ્યા હતા, પણ હવે જાણે તેમણે પુસ્તકસુલભ કવિદેવત્વ બાજુએ મૂકી પ્રેરણાની આજ્ઞા થાય ત્યારે જ કલમ ઉપાડવાનો નિર્ણય કરી લીધો.

"સર્વસ્વ" પછી બે વરસનો ગાળો કાવ્યો રચાયા વિના વહી જાય છે. એ દરમ્યાન મહીપતરામનુ અવસાન થાય છે, અને જમીનમા વહેતું રમણભાઈનું કાવ્યઝરણુ ફરી બહાર આવે છે. "દેહાવસાન" ('૯૧) "તું અને હું" કરતા ઓછુ ઉત્કટ છે. એમા લાગણી કરતા વિચાર વધુ વરતાય છે, પણ એ સ્વાભાવિક પણ છે. પત્ની ને પિતા વચ્ચે ભેદ હોય જ. પત્નીનું મરણ અકાળે થયુ હતું. પિતાનું મરણ આકસ્મિક છતા સૃષ્ટિક્રમને અનુરૂપ હતું. પણ આ ઉપરાત વિશેષ કારણ એ છે કે કાવ્યની કલ્પના જ નાની ને ટૂકી

૫ નરસિંહરાવ, રવ, પૃ ૪૭

૬ એલ્ફિન્સ્ટન હૉલેજનું "કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ"

૭ કવિતા'

છે. એની ભંગી એવી પસંદ થયેલી છે કે એ લાંબી ન ચાલે કે એમાં ખાસ ભવ્યતા ન આવે :

જે ચક્ષુ યુગ્મે બહુ કામ પ્રેર્યાં, ઉત્સાહ ઔદાર્ય મહત્ત્વ આશા
તે શું મિચાયાં સ્વજનોનિ તર્ફ, નાખ્યા વિનાએ પ્રિય દૃષ્ટિ એક.

પહેલી કડીમાં આમ ચક્ષુની વાત કરી બીજી અને ત્રીજીમાં વાણી અને હૈયાની વાત કરેલી છે. છેલ્લી કડી વધુ અણિયાળી છે :

આરંભિને જાગ્રતિ આપી જેણે, અનેક ઉત્કૃષ્ટ પ્રવર્તનોને,
જોયા વિના એકનિએ સમાપ્તિ સુતા સુતા તે ધરિ દીર્ઘ શાન્તિ.

આ પછી રમણભાઈનો કવિતાપ્રવાહ બીજાં ત્રણ વર્ષ સુધી જમીનમાં જ વહે છે. પિતાના મૃત્યુના પ્રસંગે "દેહાવસાન"ને જન્મ આપ્યો, તો એક કાવ્યગાન સાંભળવાથી "બારણે પુકાર" ('૯૪)ને જન્મ મળ્યો. ભોળાનાથે રચેલ "બારણે પુકાર" કાવ્ય એમના પુત્ર કૃષ્ણરાવને મોંએ અસાધારણ મધુર હલકે સાંભળતાં એમને એ કાવ્યનો જે નવો જ અર્થ સમજાયો, એ કાવ્યનું સાચું હાર્દ મનોનયન સમક્ષ પ્રત્યક્ષ થયું તેનું સુંદર, મનોહારી, હૃદયંગમ વર્ણન એમાં આપેલું છે.[૮]

૪-૯-૯૫ એ જન્મી ૬-૫-૯૬ ને દિવસે અવસાન પામેલા પુત્રના વિરહનું કાવ્ય "રેખાચન્દ્રતા" ('૯૬) "દેહાવસાન" કરતાં ચડિયાતું છે. "સ્તોત્ર—પ્રભુમય જીવન" (૧૯૦૦) બહુ જાણીતું છે. એક સારા ભક્તિકાવ્ય તરીકે એણે આપણા સાહિત્યમાં સ્થાન પ્રાપ્ત કરી લીધેલું છે.

---

૮. ભોળાનાથના કાવ્યની શરૂઆત આ રીતે થાય છે :
"દયાસિંધુ તારે બારણે પુકારું દીન બાળ, કૃપાસિંધુ–દીનબંધુ–તારે બારણે."
ઈશ્વરને બારણે પુકારવાનો વિચાર જ માનવની કલ્પનાને છંછેડે તેવો છે. પરિણામે ભોળાનાથના આ કાવ્યથી સુપરિચિત સમાજીઓ રમ. અને નરસિંહરાવનાં કુલ ત્રણ કાવ્યો ઉપર એની અસર પડી છે: રમ. નાં "બારણે પુકાર", રાનડે વિશેનું "દયાસિંધુ તારે બારણે પુકારે દીન બાળ" અને નરસિંહરાવનું "મંગલ મંદિર ખોલો...દ્વાર ઢળ્યો શિશુ ભોળો."

ધરીને ઉરમા રસની પ્રતિમા—જંહિં ઉન્નતિનો સ્થિર છે મહિમા
સ્મરી આકૃતિ એ નિજ પીંછિ ધરે, અનુસાર જ ચિત્ર પછી ચિતરે;
જયમ ચિત્રક એ મન-મૂર્તિ વડે, બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે;
ત્યમ જીવનના પટની ઉપરે, મુજ લેખન તે તુજ સાક્ષી પુરે.

એ પંક્તિઓની કલ્પના ખરેખર અદ્ભુત છે, અને રમણભાઈનું માનસ સાચા મર્મવિદ્ કવિનું હતું એમ દર્શાવી આપે છે. આમ છતાં એ પંક્તિઓ એ પણ બતાવી આપે છે કે પોતાના એ ભાવને જોઈએ તેટલી સરસ રીતે કવિ વ્યક્ત કરી શક્યા નથી. ઉપર્યુક્ત ભાવ જેવો સરસ છે, તેવુ જ ચિત્તહર શરીર અને મનના જુદાજુદા ભાગમા આવી વસનાનુ કવિએ ઈશ્વરને કરેલુ આવાહન છે. કાવ્યની કલારચના જોઈએ તેટલી માતબર નથી કદાચ આવા ભાવો માટે તોટકની પસંદગી પણ ઉચિત નથી આ સ્તોત્ર ગવાય ત્યારે એની શક્તિ વધુ સ્પષ્ટ રીતે બહાર આવે છે.

"વિભૂતિપ્રાર્થના" ('૧૧)મા રમણભાઈએ બહુ કવિત્વમય બાનીમા મેઘધનુષની રેખાઓ, સોમબિંબનો મધુર અમૃતભર્યો રસ, સરિજ્જલની ઉલ્લસતી ગતિ, પવન-ઉરે વિચરતા નાદો અને ઈશ્વરી કૃપાસુધાની વિભૂતિ પોતાને બક્ષવા સર્વવિભૂતિમૂલ પ્રભુને પ્રાર્થના કરી છે.

"બિમ્બપ્રતિબિમ્બ" (૧૯૧૧ કે '૧૨) આખુ સંબોધનના રૂપમા છે. શરૂઆતમા કવિ ગિરિને સંબોધન કરે છે, અને પાચમી કડીથી "તમ આશ્રિત હું ગિરિરાજ વિભો!" એમ આખી કવિતાને ઈશ્વરસંબોધનમા પલટી નાખે છે રમણભાઈ ઈશ્વરને કહે છે કે મારા "જીવન-ભાવ-વિચાર સહુ" તમારા પર નાખું છુ, અને તમે તેનું પ્રતિબિંબ પાડો, એ વસ્તુઓની પ્રતિચ્છાયા આપો. આમ કવિ પોતાને બિંબરૂપ ગણી ઈશ્વરને મુકુર કલ્પે છે, અને એ મુકુરને કાર્યકર બની સાચુ પ્રતિબિંબ આપી બિંબને યથાતથ સ્વરૂપે ઓળખવાની સુવિધા કરી આપવા વીનવે છે, કારણ

પટબાહ્ય વડે જગરૂપ વીંઝ્યાં, પરખાય નહીં પ્રતિછાય વિના;
બહુ ઘોષ મહીં ધ્વનિ જોડ મળ્યા, નહિ વીજુ પ્રતિધ્વનિ જાય કળ્યા.

આખા કાવ્યમાં રમણભાઈનો વિચાર ઈશ્વરને જ સંબોધવાનો છે, પણ બીજી અને ત્રીજી કડીનું વર્ણન તો માત્ર પર્વતને જ લાગુ પડે, ઈશ્વરને લાગુ ન પાડી શકાય, તેવું છે. કાવ્યમાંની

મુજ-જીવન-ભાવ-વિચાર સહુ, ગિરિ! નાખું છું એ તમ ઉપર હું.

એ લીટીઓ લાલિત્યહીન છે. આ લીટીઓને મળતો ભાવ નાનાલાલે તે પહેલાં લખેલા "પ્રભો! અન્તર્યામી" વાળા કાવ્યની એક કડીમાં છે :

> પિતા! પેલો આધે જગત વીંટતો સાગર રહે,
> અને વેગે પાણી સકલ નદનાં તે ગમ વહે;
> વહો એવી નિત્યે મમ જીવનની સર્વ ઝરણી
> દયાના પુણ્યોના તુજ પ્રભુ! મહાસાગર ભણી.

"હેકેટોમ્સ ઑફ બ્રોકન હાર્ટ્સ"[૯] એવા પેટામથાળાવાળા "શતક્રતુ" (૧૮૯૯) માં રમણભાઈ પૂછે છે કે સો યજ્ઞોથી ઇંદ્રાસન મળે, ગ્રીકો ને રોમનો ઘાતકી બની સો બળદોને સાથે હોમે તેથી દેવદેવી પ્રસન્ન થઈ શકે, તો દેવવર્ગે હૃદયયજ્ઞમાં પુણ્ય કેમ નહિ માન્યું હોય? પછી રમણભાઈ દેવોને પૂછે છે કે પશુ વિનાનો પણ યજ્ઞ હોય છે તે તમે જુઓ છો ખરા?

ને કો વસે છે કહિં દેવ એવો, સ્વભાગ માગે હૃદયેથી તેવો?
ને હવ્ય માટે કરિ ખંડ ખંડ, જે અગ્નિ પ્રેરે હૃદયે પ્રચંડ?
ને ભસ્મ તેની જ્વલતી સદા રહે, એ વૈર ક્યાંનું મનુજોથી વાળે?

પછી માનવનું હૃદય કેવે કેવે પ્રસંગે સહસ્રખંડ થાય છે એ વર્ણવી તેઓ કહે છે કે આવું બલિદાન નિષ્ફળ જાય છે એ જોઈ માનવ શાંતિ ખોઈ બેસે છે. પણ પછી તરત જ વિચારપલટો થાય

---

૯. કવિતાની વિદ્યાબહેન પાસેની હપ્રતો પરથી જણાય છે કે કેટલીક વાર રમ.ને મથાળું અંગ્રેજીમાં સૂઝતું, દ. ત. "કાલ" ને "તત્કાલ-મહિમા"ને નામે છપાયેલી કવિતાને ત્યાં માત્ર અંગ્રેજી મથાળાં આપ્યાં છે.

છે–આવી અનવસ્થા છતાં એક પ્રશાતિદાતા એવો છે કે જે કોઈ પણ જાતનું બલિદાન લેતો નથી ને છતાં શ્રેયનું દાન દે છે. આ કવિતામાં નરસિંહરાવને એક ભૂલ એ લાગી છે કે એમાં "સો યજ્ઞ એમ ભરતખંડની કલ્પના, અને સો બળદ (શત ઉક્ષ) એક યજ્ઞમાં હોમવાની પ્રાચીન ગ્રીસ અને રોમની પ્રજાની રૂઢિ એ બે વચ્ચે મિશ્રણ થઈ ગયું છે."[૧૦] નરસિંહરાવની આ માન્યતા સંપૂર્ણ રીતે સાચી લાગતી નથી કદાચ રમણભાઈએ એ બે જુદીજુદી કલ્પનાએ દાખવા–એક જ સંદર્ભમાં મૂકવા ધાર્યું છે. પણ, નરસિંહરાવની આ ગેરસમજ પેટામથાળા પરથી થઈ હશે. ભારતી કલ્પના પ્રમાણે, 'શતક્રતુ'નો અર્થ સો યજ્ઞ કરનાર, ઇંદ્ર, અથવા (કલ્પનાવિસ્તારથી) હૃદયની આહુતિ આપનાર–એ કરી શકાય. આમાથી રમણભાઇએ પહેલા કે ત્રીજા અર્થને બદલે યજ્ઞોથી તુષ્ટ થનાર ઇંદ્ર, (ને તે ઉપરાત કદાચ 'હેકેટોમ'–સો યજ્ઞ) એ અર્થ કર્યો છે.[૧૧] પણ કાવ્યની ભૂમિકામાં રહેલી સાકેતિક હકીકતો એ જે અર્થ કરવા માગે છે તેને અનુકૂળ નથી. કાવ્યનો અર્થ જોઈએ તેટલો સ્ફુટ નથી. દાખલા તરીકે ઉપર ઉતારેલી પંક્તિઓમાની છેલ્લી બે. પહેલી ચારમાં 'એવો કોઈ દેવ વસે છે ?' એવો પૃચ્છાનો ભાવ છે, અને આ બે લીટીમાં કદાચ એવો એક દેવ છે, ને તે આ રીતે બલિદાન લે છે એમ સ્વીકારી લેવામાં આવ્યુ જણાય છે. પોતાના લાબા વિવરણમાં નરસિંહરાવે આ બે પંક્તિઓ વિશે કાંઈ કહ્યુ નથી. (વસ્તુત પાછલી બે પંક્તિઓ એ ને એ દેવ વિશે ચાલુ લાગે છે.) કાવ્યનો અંત પણ રમણભાઈ બરાબર રીતે લાવી શક્યા નથી. આખું કાવ્ય વાચતા એવો ભાસ થાય છે કે ઈશ્વરના શ્રેયદાતૃત્વવાળી છેલ્લી કડી કદાચ

---

૧૦ સ્વ, પૃ. ૫૯

૧૧. વળી કાવ્યમા હૃદયના સો ખંડોનો ઉલ્લેખ છે તેમ એના "ના જો ગણાયે શત કે સહસ્ર" એવા ખંડોનો પણ ઉલ્લેખ છે અને એકએક યજ્ઞમા હૃદયનો એકએક જ ટુકડો હોમવામા આવે છે એવો કોઇ ઉલ્લેખ નથી

પાછળથી ઉમેરવામાં આવી હોય. ખામીઓ છતાં એમાંનાં ભાવ ને પ્રવાહિતાને લીધે કાવ્ય વાંચવા જેવું બન્યું છે. જે વિભાવોથી હૃદય શત-સહસ્ર ખંડ થાય છે તેનું વર્ણન હૃદયસ્પર્શી છે.

"તુંગભદ્રા" (૧૯૦૩) રમણભાઈની અત્યાર સુધી જોયેલી કવિતામાં નવી ભાત પાડે છે. "મદ્રાસ જતાં રેલવેના પુલ પરથી જણાયેલા દેખાવ ઉપરથી"[૧૨] લખાયેલી આ કવિતામાં કાવ્યચમત્કાર એક વિશિષ્ટ ભંગી ઉપર આધાર રાખે છે. અહીં કવિની કલ્પના મૂળ વિષયના સાધર્મ્યનું નહિ પણ વૈધર્મ્યનું અવલંબન કરીને આગળ વધે છે. કવિ કહે છે કે 'તુંગભદ્રામાં શિલાઓ જલપ્રવાહને રોકતી નથી, પણ ઊલટો રમ્ય બનાવે છે, જ્યારે મારા હૃદયમાં એમ નથી.'

પ્રશાંતિ આવી હૃદયે ન મારે, ન ત્યાં શિલા ને જલ મિશ્ર થાયે;
રચે ન અન્યોન્યની રમ્યતા ત્યાં, ને ના ગ્રહે માર્ગ જુદા જુદા ત્યાં.

નરસિંહરાવ કહે છે: "પ્રકૃતિના પ્રથમ દર્શને સામાન્ય સ્વરૂપના જણાતા પદાર્થો કવિહૃદયને કેવી રીતે ઉદ્બોધક બને છે" તે આ કાવ્યમાં "દૃશ્યમાન થાય છે."[૧૩]

આ કાવ્યમાં જોયેલી તોલનની શક્તિ ધીમેધીમે બીજાં કાવ્યોમાં વિકસતી જતી લાગે છે. અહીં હૃદય અને નદીનું ગુણવૈધર્મ્ય સમતોલ વાક્યોમાં મૂક્યું છે, તો "યાચના" (૧૯૧૦)માં કવિ પ્રભુ અને પોતાની વચ્ચે દીનબંધુત્વ, દાનેશ્વરીત્વ, અનાથનાથત્વ પરત્વે તફાવત દર્શાવી[૧૪] અને પ્રભુને પોતાને દીન, ધનલોભરહિત અને અનાથ બનાવવાની વિનંતિ કરી કહે છે: "ને નાથ-બંધુ-ધન મુજ થાઓ"

"મુલ્યજ્ઞાન પ્રાર્થના" (૧૯૧૧) માં કવિ કહે છે: માનવો ઐહિક પદાર્થોની કીમત પૈસાથી આંકે છે, પણ અપ્રતિમ ઈશ્વરને

---

૧૨. કસા ૪, પૃ ૧૫૬. ૧૩. રવ, પૃ. ૫૮.

૧૪. આવો માનવ ને ઈશ્વરનો વિરોધ પ્રાચીન પદોમાં મળી આવે છે સરખાવો તુલસીદાસનું "તૂ દયાલુ, દીન હૌં, તૂ દાનિ, હૌં ભિખારી; હૌં પ્રસિદ્ધ પાતકી, તૂ પાપપુંજ હારી" અને મીરાંનાં "તુમ ભયે મોતીન ને મૈં ભઇ ધાગા" તથા "જો તુમ તોરો પ્રિય, મૈં નહિ તોરો."

ધૂળ જેમ ઉવેખે છે તેઓ બધા રસોમા મધુને આદર્શ ગણે છે અને રસેશને વીસરી જાય છે તેઓ પદ્માની કાંતિ અપ્રતિમ ગણે છે, પણ અદ્ભુત જ્યોતિસ્વરૂપ તેમને દુર્ગમ અધકાર ભાસે છે કાવ્યને અ તે કવિ

સુવર્ણથી કે મધુથી ન થાવુ જે મૂલ્ય તારૂ નહિ પદ્મથી જે

તે મૂલ્યજ્ઞાન બક્ષવાની એને પ્રાર્થના કરે છે "ઈશ્વરાજ્ઞાનું વહન" (૧૯૧૧)મા તેઓ અસ્તિનાસ્તિ જણાવવાને બદલે માનવ અને ઈશ્વર વચ્ચેનો સંબધ રોચક રીતે એકએક ટૂકી લીટીમા સામસામો મૂકી બતાવે છે

હુ બાણ તારૂ પ્રભુ! તુ ધનુર્ધર હલેસુ હુ ને પ્રભુ! છે તુ નાવિક વગેરે આ યુગ્મો કવિત્વમય છે, અને દરેક પ કિતમા 'પ્રભુ' શબ્દની પુનરુક્તિ થાય છે એટલે કાવ્ય કૃત્રિમ બનવાને બદલે ભાવપ્રાણિત રહે છે "વિભૂતિપ્રાર્થના" (૧૯૧૧)મા કવિ કહે છે

> પૂરો છો પ્રભુ જે જે રેખાઓ મેઘધનુષને રગે
> સ્ફુટ અસ્ફુટ અર્ધસ્ફુટ પૂરો મુજ હૃદયને બધે અગે
> સિચો છો પ્રભુ જે જે અમૃતભર્યો રસ મધુર સોમબિબે
> જીવન બહુ બહુ દેતો સિચો મુજ હૃદયને બધે રગે

વગેરે કવિતા કૃત્રિમ એટલા માટે નથી લાગતી કે કવિ પૂરો, સિચો, ત્રેરો, ફૂકો એવા જુદા જુદા ક્રિયાપદોથી અને હૃદયને અગે, રગે રૂપે વિગરે જેવા જુદા જુદા આધારોથી વૈવિધ્ય ને અસર પ્રગટતા જાળવી શકયા છે જો કે એકદરે કવિતા ઊચી નથી

રમણભાઈની લાબી કવિતા—ખડ- કે પ્રસગ-કાવ્યો—કીર્તનો મા દટાયેલી છે '૯૯ના કીર્તનમાની આડત્રીસ કડીની વૃષ્ટિ વિશેની વૃત્તબદ્ધ કવિતાને ખડકાવ્ય કહી શકાય એના પાઠના ભાગમા નિરૂપણપદ્ધતિમા આખ્યાનકવિતાના કઇક અશો પ્રવેશ પામે છે ૧૯૦૦ના કીર્તનમાનો પદર કડીનો દયાનદ સરસ્વતીનો પ્રસગ લેખકની આખ્યાનકાર તરીકેની શક્તિ દાખવે છે એમા વૃત્તો

પણ આવે છે. '૦૩ના કીર્તનમાંનો નવ કડીનો ગદાધરસ્વામીનો પ્રસંગ નિરૂપણુરીતિમાં જૂની કવિતાને તેથીયે વિશેષ અનુસરે છે. '૧૨ના કીર્તનમાંનું ઓગણીસ કડીનું તુકારામનું ચરિત એકંદરે જૂની ઢબનું જ છે. આમ એમનાં કથાકાવ્યો કે પ્રસંગકાવ્યોમાં તેઓ જૂની અને નવી બંને રીતિનો સમન્વય કરી શકે છે; છતાં એકંદરે તેઓ ખંડકાવ્યની પદ્ધતિ પરથી આખ્યાનની પદ્ધતિ તરફ ઢળતા ગયા છે, જેનું કારણ કીર્તનનું વિશિષ્ટ સ્વરૂપ છે.[૧૫]

રમણભાઈનાં ગીતોમાં સહુથી મધુર 'રાઇનો પર્વત'માંનાં "રસ સુખકર ઘન શો વરસી રહ્યો" અને "વીનવૂં માર્ગ કરો, વહે મુજ નાવ" છે. "સુરદાસની યાચના" ('૯૮) પણ જરા ઘરેડિયું છતાં મધુર છે.

'રાઇનો પર્વત'માં રમણભાઇનાં છ્યાસી મુક્તકો સંગ્રહાયેલાં છે.[૧૬] એમાંનાં કેટલાંકમાં સરસ કવિત્વ, ભાવ, ચિંતન, હથોટી અને છંદોનૈપુણ્ય રહેલાં છે.[૧૭]

નીચેના સંસ્કૃત ઢબના શ્લોક પણ સારી કવિતામાં ગણના પામી શકે :

---

૧૫. તેઓ દયારામકૃત મીરાંબાઈના આખ્યાન વગેરેમાં પોતાની પંક્તિઓ ઉમેરતા તેને એક વિશિષ્ટ પ્રકાર ગણી શકાય, જો કે એવા દાખલા ગણતર જ છે.

૧૬. આંક ૧૩-૧૪ના શ્લોકયુગ્મ, ને આંક ૪૧-૪૩ના ત્રણ શ્લોક વગેરેને મુક્તકથી વધુ મોટાં સારાં ટૂંકાં કાવ્યો જ ગણવાં જોઈએ.

૧૭. જેમ કે, રાઈ—ક્યાં વર્તમાનતણિ ભાવિ શું થાય સંધિ,
તે ઝાંખવા ઉંચું ઉડે મુજ ચિત્ત વેગે;
સીમા અભેદ્ય નડતી સઘળી દિશામાં;
પાછું પડી ભમિ ભમી ગુંચવાય ચિત્ત. (પૃ. ૮૦)
રાઈ—પાસે સુધાસરિત ને મુજ કંઠ શુષ્ક !
પાસે પ્રદીપનિધિ ને મુજ ચક્ષુ ફક્ત !
પાસે સુવાસભરિ શીતલ વાટિકા ત્યાં,
હું છિન્નભિન્ન ભટક્યો તૃણ ઝાંખરામાં ! (પૃ. ૧૩)

ચૈતન્યથી વિહીન તો ય પશુઓ જેને તજે ભીતિથી,
તેવી આ યુવતી અહીં પડિ અને—બ્હીતો હું પાછો હઠું।[18]

જગદીપ—પ્રેમસ્ફુલ્લિંગ લાવેલો વડવાનલમાધિ એ;
રોપવા આપણી માંહે તોડિયાં જડ બન્ધનો.[19]

આ બંને શ્લોકોમાં 'કાવ્યપ્રકાશ'ના અભ્યાસી રમણભાઈની સ્ફુટ વાચ્યાર્થ પાછળ સ્ફુટ વ્યંગ્યાર્થ મૂકવાની પ્રશંસાપાત્ર શકિત પણ જણાઈ આવે છે. પહેલા અસાધારણ શકિતવંતા શ્લોકમાં તેઓ કામવૃત્તિને સ્વાભાવિક રીતે જ પશુ સાથે સરખાવે છે, અને શુદ્ધ સાત્ત્વિક નિર્મળ સૌંદર્યનો વિજય બતાવવા કહે છે કે લીલાવતી એટલી સુંદર હતી કે એને જોઈને કામવૃત્તિ સ્થગિત થઈ. બીજા શ્લોકમાં જડ બંધનો એટલે વાચ્યાર્થમાં ઝૂલતો ઝાંપો યા બીજી રીતે લેતાં મગરમચ્છનાં દેહબંધનો. વ્યંગ્યાર્થ છે રાઈ-વીણાના લગ્નમાં રહેલા રૂઢિબંધનના વિચ્છેદનો. અને વડવાનલ સૂચવે છે કે એ વિચ્છેદ વિલાસ કે ઔદ્ધત્યમાંથી નહિ પણ પાવક ભાવનામાંથી જન્મ્યો છે.

'રાઇનો પર્વત'ના કેટલાંક મુકતકો ઊર્મિકાવ્ય બની રહે છે, જ્યારે બીજાં કેટલાંક પ્રકૃતિવર્ણનના સુંદર નમૂના બને છે. આમ કેટલાંક મુકતકો અનન્ય છે તો કેટલાંક સામાન્ય પણ છે.[20]

આમ રમણભાઈની કવિતા બિલકુલ શિખાઉની રીતે શરૂ થઈ પરિપક્વ સ્વરૂપે પહોંચે છે, તો બીજી બાજુ પ્રયોગદશા પણ એમાં લગભગ અંત સુધી રહે છે

એમની કવિતાનું ગ્રંથપૂર નાનું છે, પણ શૈલી, રીતિ, કાવ્ય-સ્વરૂપ, વિષય અને મન શક્તિ એ દરેકમા એનુ વૈવિધ્ય ઘણું છે.

---

૧૮. પૃ. ૧-૫. ૧૯. પૃ. ૧૩૦ બીજા કેટલાક સારા શ્લોક પ્ર. ૧૭મા ઉતારેલા છે ૨૦. ઉ. ત.: રાઈ—સામો જઈ જે ઘા કરે . . (પૃ ૧૫), પહેલો પુરવાસી—ઉતરે રસનો ઘુટડો. . . . (પૃ ૬૦), પૃ ૬૦ ઉપરનો હીન ઘનાક્ષરી, ઇ ૪

પ્રેમાનંદ, દલપત, નર્મદ વગેરે સર્વની શૈલીના અંશો એમની શૈલીમાં છે; છતાં તેઓ બીજાના અનુકરણમાં ઘુસડાઈ ગયેલા નથી કે તેમની શૈલીને વશ થઇ ગયેલા નથી. એ શૈલીઓ તેમણે પોતાના કાવ્યસર્જન માટે સ્વતંત્ર રીતે પ્રયોજેલી છે; પોતે પ્રકાશમાં આણેલા નરસિંહરાવ કે કાન્તની પણ એમની કવિતા પર છાપ નથી. એઓ એ બંનેની જેમ સભાનપણે સૌંદર્યલક્ષી નથી. એમની ગદ્યશૈલીની જેમ એમની કવિતાશૈલીનું લક્ષ્ય પણ અંગાંગનું નિરૂપણ કે શબ્દાદિનું સૌંદર્ય નહિ પણ સમગ્ર કથયિતવ્ય છે. આમ હોવાથી તે પોતાના ઘણાખરા સમકાલીનોથી જુદા પડે છે.

રમણભાઈની કવિતામાં શૈલીવૈવિધ્યની જેમ સ્વરૂપ– અને વિષય–વૈવિધ્ય પણ ઘણું છે. એમણે લાંબાં કથા– કે પ્રસંગ–કાવ્યો, ગીતો, ઊર્મિકાવ્યો અને મુક્તકો એ સર્વ પ્રકાર ખેડયા છે. એમની કવિતામાં પ્રણય, ચિંતન, પ્રકૃતિ, વિરહ અને ભક્તિનાં દર્શન થાય છે, જેમાંનાં પહેલાં ત્રણ તો અર્વાચીન અને નવીન કવિતાના જ ખાસ વિષયો છે.

શ્રી. સુંદરમ્ કહે છે કે રમણભાઈની કવિતામાં દૃઢ રૂપનો પદ્યબંધ, ઔચિત્યભરી શબ્દપસંદગી, પ્રવાહી ને પ્રાસાદિક નિરૂપણ, શબ્દ ને ભાવનું સૌંદર્ય, તેજસ્વી કલ્પના, "વિરલ ઉચ્ચ ભાવાનુભવ", અને "સૂક્ષ્મગ્રાહી બુદ્ધિનો તર્કયુક્ત વિચારસંભાર" નજરે પડે છે.[૨૧] આમ અંતઃક્ષોભવાદી કવિનાં કાવ્યોમાં વિચારઘનતા કે કલ્પના પણ એટલો જ ભાગ ભજવે છે. "તું ગઈ" "સર્વદેવ", "દેહાવસાન" "બારણે પુકાર" કે "પ્રભુમય જીવન"ના સ્તોત્રમાં જે ભાવ સર્વવ્યાપી છે, તો "રેખાયન્યના" જેવામાં ભાવોદ્રેક સાથે ચિંતન પણ ભળે છે, ને "શતક્રતુ" "તુંગભદ્રા" "વિભૂતિપ્રાર્થના" અને "બિમ્બ–પ્રતિબિમ્બ" જેવાંમાં ચિંતન પ્રધાન છે, ભાવાવેગ તેના કરતાં ગૌણ છે. જરૂર પડતાં તેઓ

૨૧. અહ, પૃ. ૨૨૯–૨૩૦.

મુખ્યત્વે કારીગીરી ને બુદ્ધિ પર આધાર રાખતાં વૃષ્ટિ કે છંદ-અહલ્યાનાં પ્રસાદગુણયુક્ત ખંડકાવ્યો પણ રચે છે. વસ્તુતઃ એમનાં સારાં કાવ્યોમાં યથાપ્રસંગ આત્મા ને હૃદયમનની બધી કલાઓ ભેગી થઈ પોતાનું શિલ્પ ઘડે છે. વિવેચક નિરૂપણમાં ચૂકે છે, કવિ-આત્મા ચૂકતો નથી.

આ છે રમણભાઈની કવિતા. એમાં સત્તરમા સૈકાથી ઠેઠ આજ સુધીની કવિતાનું આછું ઘેરું પ્રતિબિંબ પડયું છે, ને તે છતાં તેમની કાવ્યપ્રવૃત્તિ સ્વતંત્ર છે. '૮૯ લગભગ એમની કવિતા કંઈક પરિપક્વ થઈ તે પછીનાં કાવ્યોમાં પ્રતિભા ને વ્યક્તિત્વ બંને દેખાય છે, પણ સાચા કવિ થવા માટે પ્રયત્નની જે એકાગ્રતા જરૂરી છે તેનો તેમને વખત જ ન આવ્યો. તેમનામાં કાવ્યભાવ ને વૃત્તિ ગ્રહણ કરવાની સાચી પ્રબળ શક્તિ હોવા છતાં દુર્દમ્ય મહત્ત્વાકાંક્ષાને અભાવે આપણને સાચો, પ્રબળ કવિ સાંપડયો નહિ. પ્રો. ઠાકોર કહે છે તેમ "એમની કવિતાઓમાં...એમના નામ સાથે જોડાઈ જાય, રમણભાઈ એટલે ફલાણા કાવ્યના કર્તા કે ફલાણા વિશિષ્ટ કાવ્યરૂપના નિર્માતા એમ એમના યશશરીરનું તિલક બને, એવી એક નથી."[૨૨] આ વાત એક રીતે સાચી છે. એક જ સારા કાવ્યથી એમના સમકાલીન બુલબુલને પ્રસિદ્ધિ મળી, પણ કીર્તન અને શ્લોકો ઉપરાંત ચોત્રીસ સ્વતંત્ર કાવ્યો છપાવા છતાંયે રમણભાઈ એટલા પ્રસિદ્ધ ન થયા. પણ બુલબુલને પ્રસિદ્ધિ મળી તે એની રંગદર્શિતાને લીધે. બાકી સમગ્રપણે લેતાં એ રમણભાઈ જેટલા ઊંચા નથી. બુલબુલ કરતાં અનેક રીતે ચડિયાતા ઉમાશંકર આદિને પણ એક એક કાવ્યથી પ્રસિદ્ધિ નથી જ મળી. શિષ્ટ કાવ્યશૈલી એવી છે કે બહુ સફળતા મળે તો જ કવિ તરીકેની પ્રતિષ્ઠા મળે વળી એમ પણ ખરું કે વિવેચન, નાટક અને વાર્તાની શક્તિ

૨૨. ૨૫, પૃ. ૨૭૨ આ વિધાનનો નરસિંહરાને વિરોધ કર્યો છે (૨૫, પૃ. ૪૭-૪૮); છતાં હકીકત પૂરતુ એ વિધાન સાચું છે.

રમણભાઈમાં સ્વાભાવિક હતી, જ્યારે કવિતા એમના સાહિત્યસર્જનનો મુખ્ય પ્રવાહ નહોતો. કદાચ એમના અત્યંત વ્યવસાયી જીવનમાં આવા કવિત્વના વિષયો ચમકી ચમકીને ખોવાઈ ગયા હશે. નાટક જેવો વિષય એક વાર મનમાં આવી ગયા પછી નિરાંતે, ટુકડેટુકડે લખી શકાય. પણ ઊર્મિકાવ્ય એવી સૂક્ષ્મ ને ઝીણી વસ્તુ છે, કે ઘણી વાર કોઈ વિષયથી ભાવસંચલન થાય ને તરત જ એ સંવેદન કાવ્યમાં ઝડપી લેવામાં ન આવે તો તે વેરાઈ જાય. આમ રમણભાઈનાં ઘણાં કાવ્યો વેરાઈ ગયાં હશે.

પણ એમની કવિતા લોકપ્રિયતા, સંખ્યા કે ગુણવત્તા ઉપરાંત એક બીજી દૃષ્ટિએ જોવા જેવી છે. ' કવિતા અને સાહિત્ય 'માંની ચોત્રીસ કવિતામાંથી એક પ્રેમકાવ્ય ("તું ગઇ" બાદ કરતાં) છે, એક સુધારા માટેનું ઉદ્બોધન છે, બે ભાષાંતર છે, પાંચ મૃત્યુકાવ્યો (રાનડે વિશેનાં બે અને "તું ગઇ" સહિત) છે, પાંચ ("કાલ" "આશા" "તત્કાલમહિમા" "તુંગભદ્રા" "આનંદપૂર્ણ આવકાર") પ્રકીર્ણ છે, અને "શતક્રતુ" સાથે ગણીએ તો સોળ ઈશ્વરભક્તિની છે. બાકી રહેલી ત્રણમાંથી બે ("તેજ અને તિમિરથી અતીત" "બારણે પુકાર")માં ઈશ્વરધામનો જ સીધો યા આડકતરો ઉલ્લેખ છે અને ત્રીજી ("નવા સૈકાનો પ્રારંભ") માં ઈશ્વરપ્રાર્થનાનો સારો અંશ છે. કવિ સ્વાનુભવરસિક કાવ્યો રચતાં[૨૩] જે બાબત પોતાના હૃદયની સહુથી નજીક હોય તેને જ કાવ્યવિષય બનાવે. રમણભાઇનાં અરધાંથી વધુ કાવ્યો ઈશ્વરને લગતાં છે, ને કવનકાળના પાછલા ભાગમાં તો પ્રાસંગિક સિવાયનાં બધાંનો વિષય ઈશ્વર છે. એ દાખવી આપે છે કે રમણભાઇ ભક્ત પહેલા, સુધારક ("જાગૃત" "સુધારકને ઉત્સાહ") અને પ્રેમી ("રૈખાચન્યતા" "તું ગઇ" "સર્વસ્વ") પછી.

૨૩. ૧૫ બાદ કરતાં કીર્તનમાંની પૂર્વોક્ત પાંચ, ને ગદાધરસ્વામીવાળી પંક્તિઓ નીચે આપેલો એક બહુ નાનો પ્રસંગ તથા હાસ્યમાંની પાંચમાંની એક અધૂરી એ રમ.ની સર્વાનુભવરસિક કવિતા.

# પરિશિષ્ટ : : છંદ, લય, પ્રાસ

રમણભાઇનાં કવિતા અને શ્લોકોમાં છંદોવૈવિધ્ય પૂરતું છે. સંસ્કૃત સંસ્કૃતેતર રૂપમેળ ને માત્રામેળ છંદો, કીર્તનોમાના પ્રેમાનંદ ઢબના ઢાળો, લોકપ્રિય ગીતના ઢાળ, પદો, અભંગ હિંદી લાવણી આદિ સર્વના પ્રયોગ તેમણે કરેલા છે. 'રાઇનો પર્વત'ના શ્લોકમાં રમણભાઇએ અનુષ્ટુપ સહુથી વધુ વાપર્યો છે. તેમાં તેમણે શાર્દૂલ, મંદાક્રાન્તા, ઉપજાતિ, વસંતતિલકા વગેરે પ્રચલિત સંસ્કૃત વૃત્તોની સાથે શાલિની, રથોદ્ધતા, પ્રિયંવદા, વૈતાલીય, વગેરે તે કરતા ઓછાં પ્રચલિત વૃત્તોનો ઉપયોગ કર્યો છે વળી ચોપાઇ, દોહરા, સોરઠા, મનહર, ઘનાક્ષરી, ચામર તથા હિંડી પણ નજરે ચડે છે. એક ગીત ભૈરવીમા, બીજું ખમાચની ઠુમરીમા, ને દર્પણસ પ્રદાયી· ઓનું લાવણીમા છે 'વસંતવિજય' પ્રકટ થયા પછી લખાયેલ "આશા"મા પોતાની બીજી કવિતાઓની જેમ માત્ર એક સળંગ છંદ વાપરવાને બદલે તેમણે સ્રગ્ધરા, મંદાક્રાતા, શાલિની, મત્તમયૂર, વસંત, માલિની અને શાર્દૂલની ચાર ચાર લીટી યોજી તે પછી વધુ ચોટયુક્ત વિચાર મૂકવા આખી કવિતા એક કુંડળિયાથી વાળી લીધી છે. જો "આશા સર્વે શૂન્ય" એ ચરણને તેમણે નિયમ મુજબ દ્વિરુક્ત કર્યું ન હોત તો આખો કુંડળિયો ઉપરના સંસ્કૃત અક્ષરમેળ વૃત્તો સાથે છે તેના કરતા વધુ મેળ ખાત. આમેય સંસ્કૃત અક્ષરમેળ અને દેશી માત્રામેળનું આ મિશ્રણ સારું નથી; માત્ર પ્રયોગલાગે છે. બીજી એક જરા લાંબી કવિતામા તેમણે ઉક્ષી કડી જુદા છંદમા વાપરી કંઈક સૉનેટની જેમ કાવ્ય વાળી લીધેલુ છે. જ્યારે ભાવમા ખેચાય છે ત્યારે રમણભાઈ વધુ પ્રવાહી છંદો-રચના કરી શકે છે. ઉદાહરણ તરીકે 'બારણે પુકાર"માનો ચામર. નવા નાટક માટેનો એક અનુપલબ્ધ પ્રયત્ન બાદ કરતા તેમણે નવા છંદો નથી પ્રયોજ્યા કે જૂનામા થડભાજ નથી કરી "સુધારકને ઉત્સાહ"મા પાચ છ જગ્યાએ તેમણે યતિલોપની ભાવનાથી નહિ પણ સહજવૃત્તિથી વસંત-તિલકાની શોભાની યતિ જતી કરી છે બધા છંદોમા તેમને હરિગીત અને પછી ઉપજાતિ ઉપર સહુથી વધુ હથોટી બેઠી છે, જેનુ કારણ પાછલા છંદની ટૂંકી પંક્તિ ને પ્રમાણમા મુક્ત સ્વરૂપ, ને આગલામાનુ આવર્ત બીજ અને એનો અલ્પાયાસે મનમા દૃઢ ચોટી જતો વિશિષ્ટ તાલયુક્ત લલકાર. બહુ ઓછા સમયમાં છંદોરચના પર તેમનો હાથ બેસી ગયો છે. (કસા

૪માંની પહેલી સાત કે નવ કવિતામાં.) નરસિંહરાવે લખ્યું છે કે રમણભાઈ "સદલેપલબ્ધ કર્ણસિદ્ધિ"થી નહિ પણ શ્રુતિ ગણીને "છંદની ઘટનાની પરીક્ષા" કરતા. (૨૧, પૃ. ૨૫) આ વિધાનથી એવો ભ્રમ થવાનો સંભવ છે કે રમણભાઈ એ રીતે પદ્યો રચતા. પણ કવિતાનાં એમના દોષનાં દાખલાં કોઠિયાં જોતાં જણાય છે કે એ વાત સાચી નથી. હા, એ સંભવિત છે કે કોઈક કાવ્યો કે છંદોમાં એમને તેમ કરવું પડયું હોય; ને બાકી પદ્ય તૈયાર થયા પછી એમાં અશુદ્ધિ ન રહે માટે એ રીતે તપાસ કરી જતા હોય કે બીજાનાં પદ્ય તેમ તપાસતા હોય. નરસિંહરાવે રમણભાઇથી કદી છંદમાં ચૂક ન થતી હોવાનું જણાવ્યું છે (૨૧, પૃ ૨૫), પણ 'કવિતા અને સાહિત્ય' અને 'રાઇનો પર્વત' બંનેમાં છંદમાં કોઇ કોઈ સ્થળે ક્ષતિ રહી ગઇ છે. 'સ્વપ્ન' શબ્દમાં રમણભાઇ કદી 'સ્વ' થડકાવતા નથી. (જુ ત. રાપનું અર્પણકાવ્ય)

"સર્વસ્વ"માં તેઓ પંક્તિઅંતે ભાવવિરામ આવવો જોઇએ એ જૂની પરંપરામાં પહેલી વાર છૂટ લે છે:

દોલત બધી હમેદ ને મુજ જાન છે ત્યાં જ્યાં રહ્યાં
નરગિસ સરીખાં નેન ને જુલફાં છુટાં દિલદારનાં.

આગલી લીટી ટેકની સાથે મેળવવાનો આ પ્રયોગ છે. "તેજ અને તિમિરથી અતીત" ('૯૬,માં તેમણે કડી અંતે પૂર્ણવિરામ આવવું જ જોઈએ એ વલણબંધો જનો સંકેત તોડી એક વાક્ય સોળ લીટીનું બનાવ્યું છે. તેમ છતાં પંક્તિને અંતે થોડો પણ અર્થવિરામ આવે છે; અર્થાત્ છંદ સળંગ નથી બનતો. છંદની સળંગતા ન અપનાવી હોવાથી તેમને "જેનું સૌમ્ય પ્રથિત ન કરે ધ્વાન્તના શબ્દ કોઇ ?" (કસા ૪, પૃ. ૧૬૪) જેવી લીટીમાં 'સૌમ્યત્વ' અને 'અંધકાર' એ શબ્દોને બદલે વ્યાકરણદુષ્ટ પ્રયોગ કે અપ્રચલિત ભારે શબ્દ સ્વીકારવો પડયો છે.

એ કાવ્યમાં તેઓ પહેલી વાર પ્રાસ છોડે છે. પ્રાસમાં અંત્ય વ્યંજન સમાન ન હોય તોપણ ચાલે એમ માનતા હોવાથી (કસા ૧, પૃ. ૧૬૧) તેમણે એવા માત્ર એ સ્વરના પ્રાસ મેળવ્યા છે. (ઉ. ત. "રેખાશૂન્યતા"માં કહ્યું તે-પુંજે, સાથ-છાંય. વળી જુઓ રાપ, આં ૧૫ ઇ) તે જ વર્ગના બીજા કોઇ કે ઉચ્ચારમાં સરખા જણાતા વ્યંજનોના તેમના પ્રાસનો પણ આમાં સમાવેશ થાય; જેમ કે, એ સ્થળે ત-થના; ભોળાનાથની જેમ લ-ળના.'

પ્રાસ માટે સાનુનાસિક અને નિરનુનાસિક અક્ષર તેમને મન એક જ છે[1] જરૂર જણાતા કોઈક સમાન સ્વર-વ્યંજન-સ્વરના પ્રાસવાળી કવિતામાં પણ તેમણે એકાદ બે કડીમાં પ્રાસ જતો કર્યો છે કે માત્ર બે સ્વરનો પ્રાસ મેળવ્યો છે ("શરદૃતુ"માં) અંગ્રેજીની અસરથી તેમણે ૧, ૩, ૨, ૪ અને ૧, ૪, ૨, ૩ એ પંક્તિના પ્રાસો પણ મેળવ્યા છે; ("આશા," રાપ, આંક ૬૯) જો કે પાછલામાં ચોથી વાચતા પહેલીના પ્રાસનું અનુસંધાન રહે-તેથ વચ્ચે પરસ્પર પ્રાસ મળની બે લીટી આવી ગયા પછી- એ શકાસ્પદ છે. 'કવિતા અને સાહિત્ય (૪)'માં તેમણે સામાન્ય રીતે પ્રાસ જાળવ્યા છે. 'રાઇનો પર્વત'માં તે કરતા ઓછા જાળવ્યા છે (પ્રાસ વિનાના શ્લોક પ્રાસવાળા કરતા લગભગ અડધી સખ્યામાં છે.) નાટકના પાછલા ભાગમાં પ્રાસ વધારે છે, છતા અહીં પ્રાસનુ અવલંબન જુનવાણી માનસને લીધે નહિ પણ સૌન્દર્યસિદ્ધિ માટે જણાય છે

"સૂરદાસની યાચના" મૂળ કીર્તનનું પદ છે, ને તેમાં હાંસિયામાં રમણભાઈએ એક વાર "કરુણા નજર કરો રે—એ ચાલ" અને બીજી-વાર "કરુણા...એ ઢાળ" એવી નોધ કરેલી છે, તો 'કવિતા અને સાહિત્ય (૪)'મા એના ઉપર "પદ કાફી" છાપેલુ છે. ખરી રીતે આનો લય ધીરાની કાફીનો નથી, પણ 'ગાયન વાદન પાઠમાળા' પુ. ૧, વિભાગ ૧, ખંડ બીજામા મણિલાલના "પ્રેમની ઝલક છાઈ રે" એ પદને કાફી કહેલુ છે ને તેના પરથી આવા ઢાળને પણ કાફી કહેવાનો પ્રચાર થયો હશે. આનો ઢાળ "પ્રેમની ઝલક"વાળો જ છે

રસ સુખકર ઘનશો વરસી રહો ! વરસી રહો, વરસાવી રહો !

નો ઢાળ મણિલાલના "દગ રસભર મોરે દિલ છાઈ રહી" ના જેવો છે. રાનડેના અવસાન નિમિત્તના "દીનબંધુ તારે બારણે પુકારે દીન બાલ" ની પહેલી પંક્તિ ભોળાનાથના "બારણે પુકાર" ની જ છે, ને આખા કાવ્યમા એ જ લય ને એ જ પ્રાસયોજના રાખ્યા છે. ભોળાનાથે પોતાનો લય 'મેવાડો' નામે પ્રસિદ્ધ થયેલ "મારી ઝૂમા થારે હાથે મેવાડા રે મહીર" એ મારવાડી પદ પરથી લીધો છે.

**સામગ્રી :**

અર્વાચીન કવિતા. કવિતા અને સાહિત્ય (૪). કેટલાક કાવ્યો (૨). જ્ઞાનસુધાની ફાઇલો ભોળાનાથ સારાભાઈનુ જીવનચરિત. સ્વ. સર રમણભાઈ

૧. "આશા"મા. કામના શા-બદ્ધપાશા-ઉલ્લાસમા-શાન્ત "સૂરદાસની પ્રાર્થના"મા' ચા-યા, ક્યા-યા. રાપ આંક ૧૭મા પાદ્પ-રેદયાં

## પ્રકરણ ૧૩ :: નવલિકાઓ

જરા વિચિત્ર લાગે એવું છે, પણ રમણભાઈએ નવલિકાઓ પણ લખેલી છે. એમની પહેલી નવલિકા "ચતુર્મુખ"[૧] કૉનેન-ડૉઇલના નમૂના પર રચાયેલી સ્વતંત્ર ગુનાશોધકકથા છે, ને બીજી "બુટ્ટાદાર બંધ"[૨] કૉનેન-ડૉઇલની પ્રસિદ્ધ વાર્તા "ધ સ્પેકલ્ડ બૅન્ડ"નું "ઘણે અંશે ભાષાંતર અને કંઈક અંશે અનુકરણ" છે.[૩] 'સ્ત્રીબોધ અને સંસારસુધારો'ના ખાસ અંકમાં પ્રસિદ્ધ થયેલ "એક સંકટ-પ્રસંગ"[૪]ને પણ નવલિકા જ ગણવી પડશે. તે પછીની એમની વાર્તાઓ અનુક્રમે "તારાનું અભિજ્ઞાન"[૫] "ટપ્પાની મુસાફરી"[૬] તૈયાર છે"[૭] અને "ચીઠ્ઠી"[૮].

વકીલ, જાહેર સેવક, સેંકડો જાતના ટુચકાઓ અને વાર્તાઓના શોખીન, 'જ્ઞાનસુધા'ના તંત્રી અને સાહિત્ય- અને સમાજ-વિષયક નિબંધો, હાસ્યલેખો, કવિતાઓ, કટાક્ષકથન, નાટક, ધર્મલેખો વગેરે લખનાર રમણભાઈની સહુથી પહેલી વાર્તા ગુનાશોધકકથા હોય એ યોગ્ય જ છે, કારણ એ વાત એમના બહુવિધ માનસનું એક વિશેષ પાસું દાખવે છે. પણ આ વાર્તા કૉનેન-ડૉઇલના નમૂના પરથી રચી હોવાથી પહેલાં એના એક નમૂનાનું એમણે રૂપાંતર કેવું કર્યું છે તે જોઈ લઈએ.

ડૉઇલની "ધ સ્પેકલ્ડ બૅન્ડ" સરસ વાર્તા છે, પણ એકબે ભૂલભરેલી વિગતો પર જ એની માંડણી થઈ છે. અતિશય ભયનું વાતાવરણ હોવા છતાં છોકરીઓ પોતાના ઓરડામાં ફગફગિયું ફાનસ

૧. જાન્યુ.-ફેબ્રુ. '૯૭. ૨. માર્ચ-એપ્રિલ, '૯૭.
૩. હસા ૪, પૃ. ૨૫૦. ૪. ૧૯૦૮. ૫. જાન્યુ. '૦૯.
૬. સરકારી કેળવણી ખાતાની 'સાતમી ચોપડી'માં. સમય '૧૫ પછીનો?
૭. હાસ્ય', આવૃત્તિ બીજી-ત્રીજીમાં. એટલે એ પહેલી આવૃત્તિ ('૧૫) પછી લખાયેલી જણાય છે. વિ. પણ એનો સમય પાછળનો જણાવે છે.
૮. ૧૯૨૩-૨૬ના ગાળામાં

પણ ન રાખે એ સંભવિત નથી છોકરીઓ ફાનસ રાખે તો કાકો એનો જીવલેણ પ્રયોગ કરતા બહુ અચકાય.

પોતાને કરડનાર પ્રાણી સાપ છે એમ ઇગ્લંડની છોકરીને ખબર ન પડે, એ એને કોઇ વિચિત્ર બુટ્ટાદાર પટો માની લે, એ જોઇએ તેટલું સંભવિત નથી, છતા માની લઇએ. પણ ગામડાની હિંદી છોકરી તો તેને ઓળખી જ કાઢે, એને બુટ્ટાદાર પટો ગણે કે કહે નહિ આમ રમણભાઇએ સુંદર વાર્તા પસંદ કરી છે, પણ તેના મૂળમા એક બે એવા અંશો છે કે જે વાચકના મનમા ખૂચ્યા કરે.

રૂપાંતર કરતા તેમણે કેટલીક બાબતોમા હિંદી જીવનને અનુરૂપ ઠીક ફેરફાર કર્યો છે. મૂળ વાર્તા જેટલી મોટી છોકરીઓ આપણે ત્યા કુવારી સંભવે નહિ અને સોહાગણ હોય તો કાકાને ત્યા રહે નહિ એટલે રમણભાઇએ તેમને વિધવા કલ્પી છે. ઉદેરામ કે રુદેરામને છોકરો ન હોવાથી એ પિયર રહેતી હોય એ સ્વાભાવિક છે હિંદના ગામોમા 'કૉનબેન'ની પ્રથા નહોતી ને નથી હિંદમા પણ તે વખતે પંખા ખેંચવાની પ્રથા હતી, ને આજે પણ કોઈક સ્થળે હશે આથી રમણભાઇએ 'ડમી બેન'ની દોરીને સ્થાને પંખાની કલ્પના કરી છે વળી પંખાની દોરી ઘંટીની દોરી કરતા વિશેષ જાડી હોય અને સાપને તે વધુ ફાવે ડૉઇલે ચિત્તાને બગીચામા છૂટો ફરતો આલેખ્યો છે. પણ આવુ હિંસક પ્રાણી કૂતરાની માફક છૂટું મુકાય નહિ આથી લેખકે એને સ્થાને રાની બિનાડો મૂકયો છે ઉદેરામ–રુદેરામ તરવાડી, પરસન, સમરથ, કેસર વગેરે નામો ગામડાના વાતાવરણને બહુ અનુરૂપ છે મંદિર, ધર્મશાળા વગેરે રૂપાંતરો, છોકરીઓનો કાકો ચીરૂટને બદલે ગાંજાની ચલમ પીએ છે તે, કેસરનું આ વર્ણન "મુખાકૃતિ અને વસ્ત્ર પરથી જણાયુ કે તે ગામડાની છે તો પણ હાથે પહેરેલી ચુડ પરથી લાગ્યુ કે તે ગરીબ સ્થિતિની નથી," ઉદેરામ પાસે 'પોકર' ને બદલે હીંચકાનો ગજિયો વળાવી નાખવો—એ બધા સારા ફેરફાર છે.

રૂપાંતરિત વાર્તા ઉતાવળે લખાઇ છે, અને ઉપલક સારા ફેરફાર છતાં એમાં જોઇએ તેટલી એકાગ્રતા ને કારીગીરી નથી વપરાઈ. ભાષાંતર ઉતાવળે અને વહેતી કલમે કર્યું હોવાથી ભાષા ક્યાંક કઢોડી બની ગઈ છે. "બુટ્ટાદાર બંધ" એ મથાળું બરાબર નથી. પ્રાસ માટે 'બંધ' વપરાયેલો છે, પણ ગામડાની છોકરી એવો તત્સમ શબ્દ ભાગ્યેજ વાપરે.

"ચતુર્મુખ" આયોજનની દૃષ્ટિએ "બુટ્ટાદાર બંધ" નું પ્રતિબિંબ છે. અમુક પદ્ધતિનું અનુકરણ કરવામાં રમણભાઇ બાહ્ય દૃષ્ટિએ કેવા સફલ બની શકે છે તેનો ખ્યાલ "ચતુર્મુખ" પરથી આવે છે. અલબત, આ વાર્તામાં ડોઇલ જેટલો પ્રસાદ નથી, તોપણ એમાં ભેદભરમ ગૂંથવાની શક્તિ તો જણાઇ જ આવે છે સાથે ભેદ વાર્તાના અંત સુધી પકડાય નહિ એ રીતે જાળવી રાખવો એ ગુનાશોધકકથાના આકર્ષણની ચાવી છે. આ વાર્તામાં એક ઓરડા માંથી બીજા ઓરડામાં જતાં માણસ ગૂમ થઈ જાય, રાતે ભૂત દેખાય, છૂપા મંત્ર મળે, એનો એવી જ ગૂઢ માંત્રિક ભાષામાં ઉત્તર અપાય, ચડની વચ્ચેથી પ્રકાશ આવે ને માણસ નીકળે, મરેલો ગણાતો માણસ જ ગુનેગાર તરીકે પકડાય વગેરે ગુનાશોધકકથાને માટેની બહુ રોચક સામગ્રી છે. ગુનાશોધકકથા કઇ રીતે લખાય ને એમાં મુખ્ય ખ્યાલ શેનો રાખવાનો એ બાબત રમણભાઇએ બરાબર પકડી છે, અને જેવી સારી રીતે એ સમજ્યા છે તેવી જ સારી રીતે એનો અમલ કર્યો છે.

ભેદભરમની વાર્તામાં ખામીરહિત રહસ્યો મૂકવાનું કામ બહુ અઘરું છે અને કોનેન-ડોઇલ જેવો એ કલાનો નિષ્ણાત પણ પોતાની ઉત્તમ કૃતિમાં ઉપર જોયું તેવી ભૂલ કરી બેસે છે. અહીં રમણભાઈ પણ એવી ભૂલોમાંથી બચાત રહ્યા નથી મહાદેવ પેટી લેવા આવે એ બાબત વાર્તામાં મહત્ત્વની છે, કારણ કે મહાદેવ જીવતો હોવાનું ગુનાશોધકનું અનુમાન તે પરથી પુષ્ટ થાય છે; ને એના કાર્યને વેગ મળે છે. એ અગાસીમાં આવ્યો હોય છે તેથી જ કાતરિયામાં

શોધ કરવાનું સૂઝે છે, ને એ શોધને પરિણામે જ વિજય પાઠો મળે છે પણ વસ્તુત મહાદેવ સાચો વિધિ જાણતો જ હતો કારણ પાચમે દિવસે એ છોકરાને સુરાપાન જ કરાવે છે એ મત્ર એણે કે એના કોઈ શાગિર્દે લખ્યો હતો, કારણ એ સિવાય એમા થોડા સમય પર જ બધાયેલી ચોકની ફરસબદીનો કે થોડા સમય પર વિઠ્ઠલને આપવામા આવેના ઘરનો ( કેનના ઘર તરીકે ઉલ્લેખ ન હોય આમ રમણભાઈએ મહાદેવને પેટીની બહુ જ જરૂર બતાવી છે, પણ વસ્તુત એને એની જરૂર હતી જ નહિ એમા એવુ કશુ નહોતુ કે જે એ ન જાણતો હોય, અને એ કોઈના હાથમા ન આવે એવે સ્થળે પડી હતી એટલે મહાદેવ પેટી લેવા આવે એ અશક્ય છે વળી પેટીમાનો મત્ર આટલો અદ્યતન છે એ વાર્તાના વાતાવરણ સાથે બગત નથી થતુ ને મહાદેવ પોતે જ લખેલી કે લખાવેલી ચિઠ્ઠીમાની વિગતોને કદાચ આમ ત્રણ ત્રણ પેટીમા સીન ન કરે

ભોયરાના જે ત્રણ મો ગુનાશોધક શોધી શકવાનો હોય છે તેની વિગત મત્રમા ટૂ કાક્ષરીમા આપવામા આવી છે, ને જે એ શોધી શકે તેમ નથી તેની જાણે ગુનાશોધકને સરળતા કરી આપવા આખા શબ્દોમા આપવામા આવી છ ખરી રીતે ચારેમા એકધારા ટૂ કાક્ષરો કે આખા શબ્દો જોઈએ મત્રમા વિરામચિહ્નો બહુ જ કાળજીપૂર્વક મુકાયા છે ભોયરાનું પહેલુ મુખ જુદુ છે, બીજુ ને ત્રીજુ એક જ ઘરમા પાસે પાસે છે, તો ચોથુ જુદુ છે આ ત્રીણે ફરક મત્રમા "૧ ૨ ૩ ૪." એ રીતે દર્શાવેલો છે મંત્રનો પ્રત્યુત્તર લખતા ગુનાશોધક ૪ પછી માત્ર એક પ્રશ્નવિરામ મૂકે છે ઓછામા ઓછુ ગુનાશોધકનું લખાણ સમજાય એટલુ સસ્કૃત તો મહાદેવ જાણતો જ, છતા હજી થોડા અક્ષરો પણ ઠીક પ્રચલિત હતા એ જમાનામાં વિરામચિહ્નોની આ ઝીણવટ મત્ર લખનારને આવડી હશે કે મહાદેવને સમજાઈ હશે ?[૯]

---

૯ ભોયરાના ચોથા મુખનો પરિચય જમણેથી ડાબે વાચવાનો

"૪ યા મુખમાંથી તે [ મહાદેવ ] રાત્રે ખબર કઢાવવા નીકળશે એ નક્કી હતું"[૧૦] એવું અનુમાન વાર્તામાંનો એક મહત્ત્વનો આંકડો છે. એ અનુમાન ઉપર જ મંત્રશોધક પોતાની ચિઠ્ઠી મૂકે છે, અને, એ ચિઠ્ઠી મૂકવા પરથી જ એને અંતિમ વિજય મળે છે. પણ મહાદેવ બહાર નીકળશે એવું ગુનાશોધકનું અનુમાન જોઈએ તેટલું વજ્રદાર્ણું નથી. જે મહાદેવે આવું વિલક્ષણ બુદ્ધિચાતુર્યયુક્ત કાવતરું યોજ્યું તેને એમ નહિ લાગ્યું હોય કે ત્રણ 'ઢાંકણાં'ની પોતાને ખબર છે એવા સમાચાર ગુપ્ત રાખવાને બદલે ગુનેગારને જણાવી દેવામાં કોઇ ગૂઢ હેતુ રહેલો હશે?

દરિદ્રી મહાદેવ પાસે બે ઘર હોય? વિઠ્ઠલ જેવો આખા દિવસનો નોકર હોય? ચોક અને ભીંત બંધાવવાના પૈસા હોય?

રેલ્વે અકસ્માતોમાં મરેલાઓની યાદી હમેશ બહાર પડતી નથી; ને પડે છે તોયે તે સંપૂર્ણ હોતી નથી. વળી, એમાં મહાદેવનું નામ આવત તોય તે એનાં સગાંઓએ પૂરું પાડ્યું હોત; એટલે એ દષ્ટિએ પણ એ યાદી ખોટી જ હોત.

અકસ્માત પછી આટલે લાંબે વખતે વિઠ્ઠલને પોટલું ને પાઘડી મળ્યાં એનાથી મહાદેવનાં સગાંવહાલાંને શંકા થવી જોઈતી હતી. અકસ્માત પછી મળી આવેલી બધી ન–ધણિયાતી વસ્તુઓ રેલ્વે લઇ જાય, ને ખોવાયેલી મતાના ખાતામાં રાખે. આમ છતાંય કોઇ વસ્તુ રહી જાય તો તે વિઠ્ઠલ પહોંચે તે પહેલાં કાં તો આજુબાજુના લોકો કે ઉંવરે વનચરો તાણી જાય. આમ પાઘડી–પોટલું વિઠ્ઠલ એ અકસ્માતનું

---

છે. એમાં "ડઆકાં. વળાત" લખ્યું છે તેને બદલે "ડઆ . કાં વળાત" ન જોઇએ? છે તેમ તો "તળાવ કાં ઝાડ" એવું અનુમાન થવાનો વધુ અવકાશ. અને એમ થાય તો તો એકથી વધુ તળાવો અને અગણિત ઝાડોમાં વસંતરાય ક્યાં શોધે? પૃ. ૨૯૭ ઉપર વસંતરાયની ઉક્તિમાં કૌંસ મુકાયા છે તે પણ ભૂલ છે, જો કે એવી ભૂલ પાશ્ચાત્ય અને અત્રત્ય બધા લેખકો કરે છે.

૧૦. કથા ૪, પૃ ૨૧૩

સ્થળ જોવા ગયો તે પૂર્વે થોડા વખત પડેલા જ મહાદેવે ત્યા મૂકેલા મહાદેવ આટલું બધુ કરી શકે, વિઠ્ઠલ એની તપાસમા નીકળ્યો છે એ જાણી શકે, એની પૂઠ પકડી એ અમુક સમયે અકસ્માતને સ્થળે પહોચશે એવુ સફળ અનુમાન કરી શકે, એ અસંભવિત છે. રમણભાઇએ માત્ર મહાદેવે એ પોટલુ મૂકયુ એવુ અનુમાન કર્યું એ અનુમાનના પરિણામોનો વિચાર ન કર્યો

પણ મહાદેવને મરણ પામેલો જાહેર થવાની જ શી જરૂર હતી ? એની યોજના એવી પાકી હતી કે માત્ર ઘર વેચીને પત્નીને લઇને બહારગામ ચાલ્યો ગયો હોત તોપણ એના પર કોઇને શકા ન આવત એટને પોતા પર આરોપ ન આવે એ માટે આટના બધા, હદથી વધુ, સજાગ થવાની એને જરૂર નહોતી આપણે મરી ગયેલો માનતા હોઇએ તે જ માણસને ગુનેગાર બતાવી ચમત્કૃતિ વધારવા રમણભાઈએ આમ કર્યું છે પોતાના અનુષ્ઠાન માટે મહા-દેવને વિઠ્ઠનવાળા ઘરની જરૂર હતી એમ ગુનાશોધક કહે છે, પણ તે ખોટુ છે સાધનાનુ નામ દઈ વસ્તુત તો રમણભાઇએ એ ઘરનો ઉપયોગ માત્ર વિઠ્ઠન પર ગુનો ઢોળી પાડવાના મહાદેવના પ્રયત્ન માટે કર્યો છે જૂનામા ભોયરાનું એક મો પડે છે ખરુ, પણ તે વાર્તામાં કોઇ રીતે કામ આવતુ નથી[११] મલ્લીનાથે ' ત્રિમુખોડથવા " લખ્યુ હોત તો આ ઘરમાથી એ મુખ પણ ન નીકળત અને ભોયરુ, એમાના દેવ કે વાર્તાનું નામ કોઇ પણ જાતની રસન્યૂનતા વિના "ત્રિમુખ' કરી શકાય તેમ છે

મહાદેવ બહુ પહોચેનો છે, એટલે એ ગરીબ હોય કે પૈસાદાર, એકે રીતે પોતાનું ઘર વિઠ્ઠનને આપી દે એવો સભવ બહુ ઓછો છે[१२] આમ વિઠ્ઠનવાળુ ઘર મહાદેવ પર શક લાવવામા વસતરાયને

---

૧૧ એટલુ જ નહિ, વસતરાય જેવો ચાલાક માણસ પણ ચિઠ્ઠી મૂકયા પછી એ દાદર પર ચોકી મૂકવાની જરૂર જોતો નથી

૧૨ અને એ ઘર વિઠ્ઠલને સાથેસાથ આપી દેવાની એને જરૂર પણ

ગમે તેટલું કામ લાગ્યું હોય, પણ રમણભાઈને તો એ આડે જ આવ્યું છે. ૧૮૭૦–૮૦ લગભગ બંધાતાં મુંબઈ બહારનાં ઘણાંખરાં ઘરોમાં ચોક રહેતા જ. એ છતાં મહાદેવના ઘરમાં ચોક નથી તે નવાઈભર્યું છે. એનું ઘર બહુ નાનું હતું એટલે એમાં ચોક નહોતો એમ ગણીએ, પણ સુંદરલાલના "બહુ વિશાળ"[૧૩] ઘરમાં પણ ચોક નથી–ચોક નહિ હોય એમ એમના "એ ચોકવાળું ઘર અસલ મારું પોતાનું નહિ"[૧૪] એ શબ્દો પરથી લાગે છે. આવા ખાનદાન વસ્તારી કુટુંબને રહેવાના મકાનમાં ચોક ન હોય તે વિચિત્ર લાગે છે.

એક બીજી ભૂલ મકાનોની રચનાની કલ્પનામાં દેખાય છે: મહાદેવે નાના ચોકમાં ફરસબંદી કરી ભોંયરામાંથી ઢાંકણું ત્યાં મૂક્યું; અથવા તો, ચતુર્મુખ દેવ કે ચતુર્મુખ ભોંયરું જનું હોવાથી એનું દ્વાર એ પડતર જમીનમાં હશે; ને તે દ્વાર પર એણે ખૂબીથી ફરસબંદી કરાવી લીધી. આ પછી ગૂમ થઈ જવાના ઇરાદાથી તે દૂરને સ્થળે ગયો. ગૂમ થવાના અથવા મરણના સમાચાર મળ્યા પછી પોતાની સ્ત્રી પાસેથી સુંદરલાલ મકાન ખરીદી લેશે એવું એનું અનુમાન તો વાજબી હતું. પણ બને કરારમાં બારણું મુકાવી સુંદરલાલ ચોકને આમ ઉપયોગમાં લેશે એ એનું અનુમાન કદાચ સહેજ વધુ પડતું ન કહેવાય?

આમ વાર્તામાં દોષો બહુ છે, પણ વાર્તાની ખૂબી એવી છે કે તે એટલી સહેલાઈથી દેખાતા નથી. દોષની બહુલતા અને સહેલાઈથી ન પરખાવા એ બંનેનું કારણ એ છે કે વાર્તાની ગણતરી–એનું આયોજન બહુ અટપટું છે. છતાં ઘણા દોષો એવા છે કે જેથી વાર્તાના પાયામાં જ ઘા પડે છે; વાર્તા વાસ્તવિક રીતે ઊભી જ થઈ શકતી નથી.

---

નહોતી. પોતાની સ્ત્રી એ ઘર ગમે તેને વેચી ન નાખે અને વિજય ગૂમ થાય તે દિવસે એ વિઠ્ઠલના તાબામાં હોય તેટલી જ સાવચેતી એને રાખવાની હતી. વિઠ્ઠલને થોડાંક વર્ષ માટે વગર ભાડે ઘર વાપરવા આપીને પણ તે એમ કરી શકત.

૧૩. પૃ. ૨૦૧. ૧૪. પૃ. ૧૯૮.

"બુટ્ટાદાર બંધ"ની જેમ આ વાર્તા પણ ઉતાવળે લખાયેલી જણાય છે. રમણભાઈને બાંધકામનો અનુભવ છતાં ઉતાવળમાં ઊભણીને બદલે પાયો શબ્દ વપરાયો છે, ને કંડિકાકરણમાં ખામીઓ આવી ગઈ છે.[૧૫]

રમણભાઈએ સમગ્ર આકલન ઉપરાંત કેટલીક વિગતોમાં જાણતાં અજાણતાં ડોઇલનું અનુકરણ કરેલું છે. ઘરાક આવે એનાં કપડાં વગેરે પરથી એની પ્રવૃત્તિ વિશે બયાન કરી એને ચમકાવવું, એની પાસેથી બહુ જ વિગતવાર અહેવાલ માગવો ને તે લેતી વખતે પણ વચ્ચે ઉપયોગી સવાલો પૂછવા, ગુનાવાળા સ્થળની બારીક તપાસ કરવી—આ ત્રણ ગુનાશોધક પક્ષે, ને ભયકારણ શું ને કેવા સ્વરૂપનું છે તે ન જાણવાને લીધે પરાકાષ્ઠાના કલાકોમાં ગૂઢ-ગંભીર, ગૂંગળાવતા, ડરામણા વાતાવરણની અનુભૂતિ—આ ગુનાશોધકના સાહસના સાથીદાર મિત્ર-વાર્તાનું કથન કરનાર-ને પક્ષે. પોલીસની જડતા પરના કટાક્ષ તો ડોઇલ વગેરેમાં પણ છે; પણ, આ વાર્તામાં એક જગ્યાએ આછડતો તો બે જગ્યાએ સ્પષ્ટ ઉલ્લેખ છે.[૧૬] એમ લાગે છે કે રમણભાઈ વકીલ હોવાથી પોલીસખાતાની મૂર્ખાઈઓ સમજતા, એની અયોગ્ય રીતરસમો અને નીચું નૈતિક ધોરણ જાણતા. પ્રકરણ આઠમામાં એવો એક ઉલ્લેખ આપણે જોયો છે, અને 'ભદ્રંભદ્ર'માં પણ પોલીસ પર કટાક્ષો છે.[૧૭]

---

૧૫. એની પહેલી કંડિકા બહુ જ લાંબી છે; અઢી પાનાંની. અનેક વિષયોનો સમાવેશ આ એક જ કંડિકામાં કરેલો છે અંતિમ ભાગમાં એક અઢી પાનાની ને બીજી સવાત્રણ પાનાની કંડિકા આવે છે. અઢી પાનાંની કંડિકામાં અનેક બાબતોનો સમાવેશ થયેલો છે

૧૬. અનુક્રમે પૃ. ૧૯૫-૧૯૬, ૨૦૨, ૨૧૪.

૧૭. "સાહેબ આવ્યા, સાહેબ આવ્યા એવી વાત ચાલી રહી. ઠેકાણે ઠેકાણે લાંબા થઈ સુતેલા પોલીસના સિપાઈઓ ઓશીકે મુકેલી ચોટલીમાંથી ડગલા કહાડી ખંખેરી પહેરી ટટાર થવા લાગ્યા અને કમરેથી સિપાઈગીરી છટકી જતી હોય તેમ ખેંચી ખેંચીને પટા બાંધવા લાગ્યા" (પ્ર.

રસ પડે એવી વાત એ છે કે કોનન-ડોઇલ ઉપરાંત 'ભદ્રંભદ્ર'ની-નાતનું સાજનું ભાગ્યા પછી ભદ્રંભદ્ર શહેર બહાર ભાગી જાય છે ને તેમને જે અનુભવ થાય છે તે ભાગની-થોડી અસર આ વાર્તા પર પડી છે.' શહેર બહારની તલાવડીને કાંઠે લીલાદેવીના મંદિરના ભોંયરાનું એક દ્વાર છે તો અહીં પણ શહેર બહારના એક તળાવને કાંઠે ચતુર્મુખ દેવના ભોંયરાનું એક દ્વાર છે. ભદ્રંભદ્ર સીધા માર્ગ મૂકી ખેતરો ખાડા ટેકરા વગેરે ઓળંગી તળાવ પાસે પહોંચે છે, તો વસંતરાય વગેરે પણ શહેર બહાર ઘણા આડાઅવળા રસ્તા વટાવ્યા પછી પોલા થડ પાસે પહોંચે છે. આ વાર્તાના તળાવના કિનારાના વર્ણનમાં જે જાતનું ગૂઢ, ગંભીર ને ભયાનકતાના પાસવાળું વાતાવરણ છે તેને મળતું જ વાતાવરણ 'ભદ્રંભદ્ર'માં પણ છે. 'ભદ્રંભદ્ર'નો આ ભાગ લગભગ ૧૮૯૫ની શરૂઆતમાં 'જ્ઞાનસુધા'માં છપાયેલો.

આ વાર્તાની કથનકલા સારી છે, ને આપણી ટૂંકી વાર્તાઓના રામમોહનરાય દેસાઈ જેવા, રમણભાઈના લગભગ સમકાલીન, આદિ-લેખકોના કરતાં એમાં સંવાદ વગેરેની શક્તિ વધુ સારી છે. ખામીઓ હોવા છતાં વસ્તુકલ્પનાની શક્તિ તો તે વખતની ટૂંકી વાર્તામાં અજોડ છે.

'સ્ત્રીબોધ અને સંસારસુધારો' નામના તત્કાલીન પ્રતિષ્ઠિત પત્રના સુવર્ણજયંતી અંકમાં છપાયેલી "એક સંકટપ્રસંગ" રૂપક જેવી છે. એનો સમય: એ પત્રની સ્થાપનાનો; શેરથેલછામાં મુંબઇ દેવાળિયું બની ગયું તે પછી તરતનો. મધરાતનો વખત છે. પાલવાબંદર પર એક યુવક કોઇની રાહ જોતો હોય તેમ અધીરાઇથી આંટા મારી રહ્યો છે. થોડી વારમાં એક ખાલી હોડી આવીને ત્યાં નાંગરે છે. કેટલાક પહેરો

૨૫) "પોલીસના સિપાઈએ દોડવાની ઉત્સુકતા બતાવી ધીમે ધીમે ચાલી "ખડા રખો"ની બુમો ગાડા પાછળ દોડાવી." (પ્ર. ૧૦) વળી પ્ર. ૧૨ અને કંઈક અંશે પ્ર. ૩૦નું સિપાઈઓનું ભદ્રંભદ્ર પ્રત્યેનું વર્તન.

પછી શહેર તરફથી એક પાલખી આવે છે. ને તેમાંથી એક પરમ લાવણ્યવતી અલંકારવિભૂષિત સુંદરી ઊતરે છે એ પેલી હોડીમાં બેસવા જાય છે. ત્યાં યુવક એને ઘૂંટણિયે પડીને અટકાવે છે. એ એને વિનંતિ કરે છે કે 'ન જાવ' સ્ત્રી–એ દેવી છે–કહે છે, 'મુંબઇને મારી કદર નથી, એટલે હું તો જઇશ જ. ' યુવક કહે છે, 'આપને પ્રાપ્ત કરવાની મુંબઇને ભારે તાલાવેલી છે; પણ આપને કેમ પ્રાપ્ત કરવાં તે એને આવડયુ નહિ.' દેવી કહે છે, " મારું દર્શન કરી શકે તેને જ હું ચતુર ગણું છુ. બીજા સર્વને મૂર્ખ માનું છુ...એ મારો સ્વભાવ છે " અને મૂર્ખો પાસે હું રહેતી નથી. પેલો યુવક–"સંસારસુધારો"–પોતાને દેવીની કેટલી કદર છે તે સમજાવે છે, અને એના બીજા એક સ્વરૂપનો ઉલ્લેખ કરે છે " જેઓ તમને સરસ્વતીથી જુદાં ગણે છે-વિરોધી ગણે છે, તેઓ માત્ર ઉપાસકવર્ગની અપૂર્ણતા તરફ દૃષ્ટિ કરે છે. તમારા જુદા જુદા સ્વરૂપના ઉપાસકો તમારી એકાત્મતા સમજતા નથી." આ પછી યુવક દેવીને બીજા એક દૃષ્ટિબિંદુએ વિચાર કરવા કહે છે " સ્ત્રી જાતિ..., જે કદી તમને કલંકિત નથી કરતી.. તેમા શ્રાનો સરસ્વતીરૂપે વિકાસ કરવાનો મારો નમ્ર પ્રયાસ તમને સુવિદિત છે.. તમે ચાલ્યા જશો તો એ પ્રયાસનું શુ થશે ?.. સરસ્વતીની પ્રાપ્તિથી આશીર્વાદ દેતા સ્ત્રીવર્ગનુ મુંબઇને દર્શન નહિ કરવા દો ? " દેવી પીગળે છે, ને મુંબઇના બજારો તરફ પાછા ફરે છે. રમણભાઇ ચમત્કારમા માનતા ન હોવાથી પેલો યુવક " દર્શન સ્વપ્નમય હતુ કે વાસ્તવિક " એના વિચારમા પડે છે.

'સંસારસુધારો' અને 'સ્ત્રી' શબ્દોને સમાવતી, એ પત્ર જ્યાં જન્મ્યુ ને જ્યાંથી પ્રકટ થતુ તે શહેરની સ્ત્રીઓના ઉદ્ધારની વાત કરતી તથા એ પત્રોના જન્મસમયની આસપાસ આકાર ધરતી આ વાર્તા એ ખાસ પ્રસંગ અંગે મહેનત લઇ રચાયેલી છે. ઉન્નતિ બધી દિશામા થવી જોઇએ એ માન્યતાએ કવિઓ–લેખકો દ્વારા અવગણનાપાત્ર ગણાતી શ્રીને આવકાર, બધા કલ્યાણ

ને ઊર્જસ્વિતા એકરૂપ જ છે—શ્રી ને સરસ્વતી બંને એક જ કલ્યાણ-માતાનાં પાસાં છે એ કથયિતવ્ય, રૂપકનું સાંગોપાંગ નિર્વહણ, વાર્તાની શરૂઆતનું ગંભીર, વાસ્તવદર્શી વાતાવરણ—આ બધું આવકારપાત્ર છે. પણ, આપણા આધુનિકોને ગદ્યરૂપકોનો કંટાળો છે. વળી, સમાજ-સુધારાને વ્યક્તિ કલ્પવી, ને ઉપર કહેલી માન્યતાઓ ને સિદ્ધાંતોને વાર્તામાં સંવાદના રૂપમાં મૂકવા, એ કાંઈ બહુ કલામય ન કહેવાય.

"તારાનું અભિજ્ઞાન" વાર્તા તરીકે બહુ કાચી છે. ટૂંકી વાર્તામાં કોઈ એક વિચાર બીજરૂપે હોવો જોઈએ એ સાચું, પણ એ વિચારને બહુ સુંદર, રોચક ને કલાત્મક વસ્તુ-વાઘો પહેરાવવો જોઈએ, અને એ વિચાર, એ સંદેશો સાધારણ રીતે ગર્ભિત રાખવો જોઈએ-સ્પષ્ટ શબ્દોમાં ન મૂકવો જોઈએ. અહીં આ બંને અંશમાં રમણભાઈએ કચાશ રાખી છે. એમણે જે વસ્તુ ગૂંથ્યું છે તે સુંદર રસિક ને કલાત્મક નથી ને તેમાં બોધ ઉઘાડો પડી જાય છે. વાર્તા સાંભળવા અને કહેવાના શોખીન રમણભાઈને—"ચતુર્મુખ"માં જોયું તેમ—વાર્તાનું વસ્તુ કલ્પી કાઢવામાં બહુ મુસ્કેલી પડતી નહિ. અહીં પણ એમણે વાર્તા કલ્પી કાઢી છે, પણ "ચતુર્મુખ" જેટલી સારી રીતે તેઓ એ વસ્તુનો નિકાલ નથી કરી શક્યા.

પ્રેમી પતિપત્નીને ભેગાં કરવા માટે આટલો મોટો રેલ્વે-અકસ્માત કરવો પડે તે કલ્પનાનું અકૌશલ છે. ટ્રેનવહેવાર શરૂ થયા પછી પણ હરિવિઠ્ઠલ ત્યાં જ રહે છે એ માટેનું કારણ જોઈએ તેટલું પ્રતીતિકર નથી. એની કડક સ્ત્રીએ આ નિર્ણય અંગે કાંઈ વાંધો ન લીધો એ પણ પ્રતીતિકર નથી. હરિવિઠ્ઠલની સ્ત્રીનું પાત્ર એક વાર મૂક્યું, ને એક વાર એનો અમુક જાતનો વર્તાવ બતાવ્યો, તો પછી બીજી વાર એ એ સ્વભાવથી ઊલટી જઈ નિષ્ક્રિયતા ધારણ કરે તો એનું કારણ આપવું જોઈએ.

જેઠાણીનો પત્ર એક કોયડો છે. તારા એને પાનની પેટીમાં ગણી મૂકતી? મરણપથારીએ પડેલી જેઠાણી કાગળ લખવા બેઠેલી?

તે પણ ચાળીસ વર્ષ પહેલાંની ગુજરાતી સ્ત્રી? એવો પત્ર આવેલો તો એ જગજીવન પર મોકલીને એને સાચી પરિસ્થિતિ કાઇએ સમજાવી કેમ નહિ? એમ થાય એ જ સહુથી વધુ સંભવિત; ને તો વાર્તા માટે પાયો જ રહેતો નથી. બીજું, જગજીવન તો માંદવામાં પડ્યો લાગે છે, તો પાનની પેટી હરિવિઠ્ઠલનો ઉતારો મૂકી ત્યાં ક્યાંથી આવી?

એકંદરે આખી વાર્તામાં અપ્રતીતિકરતા, અસંભવ અને અકસ્માતબાહુલ્યના દોષો છે, ને ગુણો ખાસ કોઈ નથી. રમણભાઇ ધારત તો અપ્રતીતિકર અંશો ને અકસ્માતોની હારમાળાને જરા ટૂંકી બનાવી શકત. પણ વહેતી કલમે વાર્તા લખી નાખતાં તેમને એ સૂઝ્યુ નથી.

સંદેશ પરત્વે, પ્રભુની લીલા અગમ્ય હોય તોય તેને વાર્તાના અંતે હરિવિઠ્ઠલના મોંમાં મૂકવામાં તો સીધા કથનનો જ આભાસ થાય છે. વાર્તામાં આવતા જગજીવનના "ઈશ્વર સર્વ મધુર વસ્તુઓની પ્રાપ્તિ એક સાથે જ કરાવે છે" અને હરિવિઠ્ઠલના "સહુ ઈશ્વરેચ્છા હશે તેમ થશે"ને સાદા, સ્વાભાવિક, પ્રસંગાનુરૂપ કથન તરીકે સ્વીકારી શકાય, પણ "આને મદદ કરવાની ફરજ આપણે માથે આવી છે તો તે ખુશાથી કબુલ કરી લેવી એ આપણું કામ છે. અગાડી કેમ થશે એ ઈશ્વરના હાથમાં છે" એ વાક્યમાં તો લેખકનો ધાટો સ્પષ્ટ વરતાય છે. હરિવિઠ્ઠલના પાત્રને કદાચ રમણભાઇના પોતાના ઢાળાનું ઈશ્વરશ્રદ્ધાળુ પાત્ર કલ્પીએ, પણ તારા પણ "ઈશ્વર પરની શ્રદ્ધાને કલ્પના ઉચિત નથી, ઈશ્વરને યોગ્ય લાગે તે જ થાય છે" એવા વિચાર કરે છે તે તો તેથી પણ વધુ અનુચિત લાગે છે. જ્યાં સાદું પાત્ર ચાલે ત્યાં ટૂંકી વાર્તામા પણ હરિવિઠ્ઠલ જેવું પાત્ર મૂકવુ ને જે સાદી અવિશ્વાસ–ત્યાગ–ભૂલની પ્રતીતિ–પુન સ્વીકાર ઢબની વાર્તા છે તેને 'આ બધુ ઈશ્વરની ઇચ્છા મુજબ બને છે' એવા પાયા પર મૂકવી એ બહુ વધારે પડતુ છે.

"ટપ્પાની મુસાફરી" રહેય સ્વરૂપની સુંદર વાર્તા છે, ને એમાં રમણભાઇની દરેક વસ્તુને રમૂજી દષ્ટિકોણથી જોવાની તથા જનરીતિ ને જનસ્વભાવનું અવલોકન કરવાની શક્તિનું સારું પ્રતિબિંબ પડ્યું છે.

"તારાનું અભિજ્ઞાન" ના જ વર્ગમાં આવતા કેંદ્રવિચારવાળી "તૈયાર છે" એના કરતાં વધુ કુશળતાપૂર્વક લખાયેલી સંવાદપ્રધાન રમૂજી વાર્તા છે; ને એમાં ધ્યાન ખેંચે એવા દોષ નથી. આગગાડીમાં મુસાફરી કરતાં લેખકને અનેક બાબતોની–જેમાં મુખ્ય અત્યારની ખામીઓ જેમાં ન હોય તેવી સૃષ્ટિ રચવાની–તૈયાર યોજનાવાળા ગૃહસ્થનો ભેટો થાય છે. સૃષ્ટિના નાશની આગાહી, ને પ્રલયની વાતો વાંચી એ મહેરબાનને ઘણો આનંદ થાય છે, કારણ કે તો જ એમની યોજનાને અવકાશ મળે. લેખક સાથેની એની વાતચીતમાં એની યોજનાની અને એના માનસની પોકળતા ઉઘાડી પડે છે. વાર્તાને અંતે લેખક પૂછે છે, "એક જણની ઇષ્ટ યોજના અમલમાં મુકવા જતાં બીજા હજારોનું શું થાય તે વિષે વિચાર કરવાની યોજના તમારી પાસે તૈયાર છે?" યોજનાવિશારદ કહે છે, "તૈયાર નથી."

"ચીઠ્ઠી" નવલિકાની દૃષ્ટિએ એમની કલાની પરમ ટોચ છે. એ એટલી નાટ્યાત્મક છે કે ભજવી શકાય છે અને ભજવાઇ પણ છે.

રમણભાઇની નવલિકાઓના બે વર્ગ પડે છે: એક ભેદપ્રધાન, એક હેતુપ્રધાન. કંઇક વાર્તા સર્જવાની સ્વાભાવિક શક્તિ ને શોખને લીધે, ને કંઇક 'જ્ઞાનસુધા'ના અંકોને હળવા બનાવવા તેમણે આ પ્રવૃત્તિ આદરી જણાય છે. ભેદપ્રધાન નવલિકાઓ માટે વિશેષ કારણ એ કે તે પ્રકાર એ વખત માટે નવો હતો, બુદ્ધિપ્રધાન હતો, ને અનૈતિક નહોતો. "બુદ્દાદાર બંધ" સમર્થ લેખકની હોઇ નિર્દોષ હતી. વળી, પોતે વકીલ હતા એટલે પણ આવી વાર્તા તરફ આકર્ષાય. એમની હેતુપ્રધાન વાર્તાઓમાં "ચીઠ્ઠી" ને "ટપ્પાની મુસાફરી" જ ઊંચું કલાસ્વરૂપ પામી છે; બાકીનીમાં માત્ર પ્રયોગદશા છે. આમ છતાં વાર્તાનું સ્વરૂપ એમને અવગત છે, ને બહુ ઓછી વાર્તા લખવા

છતાં રામમોહનરાય જેવા એમના સમકાલીન વાર્તાકારો કરતાં તેઓ ઘણી વધુ શક્તિ દાખવે છે. તેમણે પોતાની વાર્તાઓમાં નિરર્થક પીંજણ કોઈ જગ્યાએ કર્યું નથી, ને વાર્તાઓની શરૂઆત પણ કોઈ જાતની નકામી પ્રસ્તાવના કર્યા વિના કરેલી છે. આ રીતે ટૂંકી વાર્તાના ટૂંકા સ્વરૂપને એ બરાબર વળગ્યા છે. એમ લાગે છે કે તેમણે ટૂંકી વાર્તાની દિશામા પ્રયત્ન ચાલુ રાખ્યો હોત તો એમાં પણ સિદ્ધિ મેળવી શકત.

સામગ્રી :

કવિતા અને સાહિત્ય (૪) જની સરકારી વાચનમાળા ધ રપેકલ્ડ બૅન્ડ. હાસ્યમંદિર. સ્ત્રીબોધ અને સંસારસુધારો.

## પ્રકરણ ૧૪ : : ભદ્રંભદ્ર

રમણભાઈએ હાસ્યના મંદિરની રચના કરી છે, પરંતુ એના પર કલશ-સ્થાને શોભે છે 'ભદ્રંભદ્ર'.. ભદ્રંભદ્રને પછાડ કરે એવો મહાનુભાવ હાસ્યસૃષ્ટિમા હજી જન્મવો બાકી જ છે.—જ્યોતીન્દ્ર દવે

પરિશીલનને અભાવે રમણભાઈ સારા નવલિકાકાર થઇ શક્યા નહિ; પરિશીલનને કારણે સારા અને કદાચ આખા હિંદના પહેલા ને એકમાત્ર વિખ્યાત કટાક્ષકથાકાર બની શક્યા.

તેમણે લખ્યુ છે, "જનસમાજમા પ્રવર્તતા અનિષ્ટ અંશ સુધારવા માટે જ કટાક્ષકથનનો ઉપયોગ થઈ શકે છે, તેથી, કટાક્ષકથનનો ઉપયોગ કરનારના અંત:કરણમા એવા સુધારા માટે ખરેખરી ઉત્કંઠા હોવી જોઇએ. જનસમાજનો અપરાધ કરનારને જનસમાજ તરફથી એવી શિક્ષા કરવાનો અધિકાર સામાજિક સુધારણાની ખરેખરી તીવ્ર ઇચ્છા ધારણ કરનારને જ મળે છે."[1] અને તેમને પોતાને સમાજસુધારણાની આવી તીવ્ર ઇચ્છા હતી. સંમતિવયના ખરડા વખતે તેમણે જોયુ હતુ કે રૂઢિચુસ્તોની જડતા અને કૂપમંડૂકતા

[1] હામ, પૃ ૧૦૫.

કઈ કક્ષા સુધી જઈ શકે છે. નાતને અતિશય મહત્ત્વ આપવું, આપણું તે બધું સારું જ છે એમ કહેવું, આપણા ધર્મને સર્વશ્રેષ્ઠ ગણાવવો, એ સનાતન અને અપરિવર્તિત છે એમ માનવું, આપણાં ધર્મપુસ્તકોને ઈશ્વરલિખિત કહેવાં અને એ બધાં જુદા જુદા કાળમાં લખાયેલાં હોઈ તેમાં પરસ્પર વિરોધ હોય તો પણ એવો વિરોધ છે જ નહિ એમ માનવું-મનાવવું, રૂઢિને પણ શાસ્ત્ર જેટલું જ મહત્ત્વ આપવું, બ્રાહ્મણ વર્ગે મફતિયા ભોજન અને દક્ષિણા તરફ મીટ માંડીને બેસવું, સંમતિવયનો વધારો વિધવાવિવાહ અને સ્ત્રીકેળવણી-નો વિરોધ કરવો, જમાના પ્રમાણે બદલાવાની સાફ ના પાડવી, પર-દેશગમનના લાભોને નજરમાં ન લેતાં તેને ઉતારી પાડવું—આ અને આને મળતાં દૂષણો સમાજમાં વ્યાપક હતાં, ને ખોટી દલીલોથી એ જડતા અને દૂષણોનો બચાવ કરવામાં આવતો. આ સર્વ સામે સુધારક રમણભાઈનો પુણ્યપ્રકોપ જાગે એ સ્વાભાવિક હતું.

પણ કટાક્ષકથન માટે સમાજસેવાની ભાવના ઉપરાંત હાસ્ય-વૃત્તિ પણ હોવી જોઈએ. હાસ્ય ઉપજાવવાની શક્તિ પણ રમણભાઈમાં જન્મસિદ્ધ હતી ને અભ્યાસકાળથી જ કેળવાયેલી હતી. આમ પુણ્યપ્રકોપ અને હાસ્ય એ બંનેની સહાયથી એમણે કટાક્ષકથન દ્વારા પોતાનું એ સમાજસુધારાનું કાર્ય પાર પાડવાનો નિર્ણય કર્યો; ને મહાન કટાક્ષકથાકાર સર્વાંટિસનો નમૂનો પસંદ કરી સ્વપ્નદ્રષ્ટા ભદ્રંભદ્ર અને તેના 'રફવાયર' અંબારામને કલ્પિત અનિષ્ટો દૂર કરી વિજય મેળવવા મુંબઈ-અમદાવાદના પટ ઉપર રમતા મૂકી દીધા.

આ પુસ્તકમાં ભદ્રંભદ્રના પાત્રની રેખાઓને એમણે એવો ઉઠાવ આપ્યો છે કે ભદ્રંભદ્ર અને ભાદ્રંભદ્રય એ શબ્દો વેદિયાપણાના પર્યાય તરીકે આપણી ભાષામાં ચલણી બની ગયા છે.[૨]

---

૨. દાખલા તરીકે, ર. વ. દેસાઈની 'પૂર્ણિમા'માં અવિનાશને 'સુધારાનો ભદ્રંભદ્ર' કહેવામાં આવ્યો છે. (પૃ. ૨૧૩) 'ભાદ્રંભદ્રય'નો પ્રયોગ તો '૦૨ જેટલો વહેલો મળી આવે છે. (તા. ૨ ૯-૦૨ નું 'દેશભક્ત', "પ્રમપુરંદરનો ભેદ;" જો કે ત્યાં ભાદ્રંભદ્ર છપાયેલું છે.)

એ ભદ્રંભદ્રનો સ્વભાવ હાસ્યપાત્ર છતાં ગમી જાય એવો બનાવવો કે તિરસ્કારપાત્ર અને ઘૃણાપાત્ર, એનો વિચાર પણ રમણભાઈને જ્ઞાત કે અજ્ઞાતપણે કરવો પડયો હશે. તેમણે એને તિરસ્કારપાત્ર કરતાં હાસ્યપાત્ર બનાવવા વધુ ધાર્યું છે. અથવા બીજી રીતે કહીએ તો, હાસ્ય અને ઉપહાસ એ બંને ભાવો એને જોતાં જાગે એવો પ્રયત્ન એ કટાક્ષકથાકારને હાથે થયો છે. તેમણે એને સેમ્યુઅલ બટલરના સર હુડીબ્રાસ જેવો હલકો અને ક્ષુદ્રકારપાત્ર નથી બતાવ્યો. બીજી બાજુ, પિક્‌વિકના જેવો "દયાળુતા અને માનવતાનો અવતાર"[૩] પણ એ નથી. કિવશૉટ જેટલી માનવતા, પરોપકારિતા કે પ્રતિજ્ઞા પાલનનો આગ્રહ પણ એનામાં નથી. પિક્‌વિક માટે કહેવાય છે કે એ જનતાજનાર્દન માટે છે, એ પુસ્તકે ઇંગ્લંડમાં લોકશાહીનો બહોળો પ્રચાર કર્યો છે પુસ્તક જેમ આગળ વધે છે તેમ પિક્‌વિક વધુ ને વધુ ગુણવાન ને ગમી જાય તેવો થતો જાય છે—એના એ અંશો પ્રકાશમાં આવે છે. ભદ્રંભદ્રની બાબતમાં એથી ઊલટું બને છે, કારણ કે એ પુસ્તકનો આશય પિક્‌વિકની જેમ આમ જનતા પ્રત્યે સહાનુભૂતિ દાખવવાનો નથી, પણ એક ખાસ વર્ગે વિકસાવેલા સામાજિક અનિષ્ટ તરફ તિરસ્કાર જાગ્રત કરવાનો છે. પહેલા સાત પ્રકરણ સુધીમાં ભદ્રંભદ્ર મૂર્ખ અને બની જાય એવો લાગે છે, પણ સાથે જ પોતાના સેવાવ્રતમાં દઢ અને હરજીવન પ્રત્યે ઉદારતાવાળો છે. પણ પુસ્તક આગળ વધતા એના દંભ, બીકણુતા, ક્ષુદ્રતા અને કીર્તિમોહ છતા થવા માડે છે[૪]

ભદ્રંભદ્ર પછી બીજું નોંધવા જેવુ પાત્ર હરજીવનનું છે. મન્જેના ધુતારા (પ્લીઝિંગ રાસ્કલ્સ) જેવા પાત્રો અને તેમના વિશે લખાયેલી

---

૩. ડિકન્સના પોતાના જ શબ્દ ('પિક્‌વિક પેપર્સ', પ્ર ૫).

૪ આગ આ ચાર અમર પાત્રોને પાત્રાન્તર્ગત ગુણવત્તા પ્રમાણે ગોઠવીએ તો ચડવાક્રમમા હુડીબ્રાસ, ભદ્રંભદ્ર, કિવશૉટ અને પિક્‌વિક એમ મૂકવા પડે.

ખાસ કથાઓએ જગતના હાસ્યસાહિત્યને પુષ્ટ કર્યું છે. રમણભાઈનો હરજીવન એ વર્ગનો છે. સફાઈભરી આકર્ષક ચિત્તહર ચિત્તોલ્લાસક વાતો કરવી, અને બીજાને ચિરંજીવી ન નીવડે એવાં નાનાં હળવાં ક્ષમ્ય નુકસાનો કરી એનો લાભ પોતે ખાટી જવો-'મજેના ધુતારા'નાં આ લક્ષણો લેખકે આ કૃતિમાં બહુ સરસ રીતે ઉતારેલાં છે. હરજીવનની આગગાડીમાંની, ટપાલ અને એના ડબ્બા વિશેની, પોલીસચોકી વિશેની, આગગાડી અને જેલમાંની ન્યાયની, આગગાડી અને મુંબઈમાંની મહાદેવ અને ગણપતિની, વગેરે વાતો ખૂબ મજા પડે તેવી છે.

જનતાને પણ આપણે એક રીતે પાત્ર ગણી શકીએ. આમ-જનતાની રીતભાત, ઢબછબ, લાક્ષણિક ટેવો, બોલચાલની લઢણો વગેરેનો ઉપયોગ સારું હાસ્ય ઉત્પન્ન કરી શકે છે. રમણભાઈએ આગગાડીના ઉતારુઓ અને મજૂરો, મુંબઈના ગાડીવાળા, વક્તાઓ અને સભાજનો, મોટા ઘરના નોકરો, ચોરને પકડનારાઓ, ભરવાડ વગેરેની પ્રાકૃત લાક્ષણિકતાઓ અને વિશિષ્ટ બોલી હૂબહૂ સ્વરૂપમાં ઉતારી જનસ્વભાવ અને લોકજીવનના પોતાના વ્યાપક અવલોકન વડે હાસ્ય રજૂ કર્યું છે.

વાર્તાત્મક હાસ્યપુસ્તકોમાં થોડા શબ્દમાં પાત્રને ખડું કરી પછી તે કઢંગી પરિસ્થિતિમાં મુકાય એમ કરવામાં આવે છે. અહીં લેખકે એવું-પરિસ્થિતિનું—હાસ્ય પણ છૂટથી વહેવડાવ્યું છે. કઢંગી પરિસ્થિતિ બે જાતની હોય છે : નાની, જરા વિસ્તૃત રમણભાઈએ પોતાના નાયક અને ઉપનાયકને આ બંને જાતની કઢંગી પરિસ્થિતિમાં રમતા મૂક્યા છે. ભદ્રંભદ્રને રેંકળા પાસે બળદની લાત વાગે છે, માધવબાગ સભામાં મંચ પરથી ભાષણ કરવાને બદલે સભાસ્થાનમાંની એક પાટલી પરથી ભાષણ કરતાં તેઓ ગબડી પડે છે, વગેરેને નાની પરિસ્થિતિઓ ગણી શકાય. તેઓ વલ્લભરામના ઘરમાં પેસે છે તે મોટી પરિસ્થિતિનો દાખલો છે. હાસ્યમય પરિસ્થિતિ ઉત્પન્ન કરવાનું

એક સાધન ગેરસમજમાથી ઉત્પન્ન થતા ગોટાળા આલેખવાનું છે ભદ્રભદ્ર હરજીવન જેવા લુચ્ચાને સજ્જન, સુશીલ, વિદ્વાન ગણી લે છે તેમા અને તેથી વિશેષ તો વહનભરામ અને એના ઘરના માણસો ભદ્રભદ્ર અને અંબારામને ચોર ગણી લે છે તેમા આવુ હાસ્ય છે.

પાત્ર અને પરિસ્થિતિના હાસ્યથી ઊતરતો એક હાસ્યપ્રકાર અડપલા (પ્રેકિટકલ જોક) નો છે રમણભાઇએ હાસ્યના આ પ્રકારને પણ જતો કર્યો નથી રસોયો ભદ્રભદ્રના પાટલા નીચે લખોટીઓ મૂકે છે તે વિનોદ આ પ્રકારનો છે

હાસ્યનું એક સાધન પાત્રોની અને લેખકની ભાષા છે એક રીતે ભાષાની વિચિત્રતા તે પણ પાત્રની વિચિત્રતા છે, કારણ કે પાત્રના વિશિષ્ટ માનસ ને સ્વભાવમાથી જ એ જન્મે છે વિચિત્ર ભદ્રભદ્રમા ઉક્તિવૈચિ ય પણ પૂરતું છે

'પૈસા આપવા એ મરાગ્રહપાલનુ કર્તવ્ય છે'

'કાગપાલ ક્રીયો!'

'નિયુક્તાધિકારી'૫

'તમારૂ નામ શું?'

'વિદ્યમાન ભદ્રભદ્ર'૬

શાસ્ત્રમા હું બાવળના વૃક્ષ જેવો છુ પાસે આવો તો કાટા વાગે અને દૂર નાસો સળગાવો તો એવો તાપ કોઈનો નહિ, અને બારે માસ ઘરમા ભરી મૂકો ૭

આપનો ધધો વાચાળતાનો છતા આપ વાચાળતાની વિરુદ્ધ છો એથી બ્રાહ્મણ, ભોજનવિરુદ્ધ હોય તેવુ આશ્ચર્ય થાય છે ૬

પ્રત્યેક વાત ટુકામા કહી દેવાના અનેક લાભ છે અને તે વિશે મારે પ્રથમ વિસ્તારથી વિવેચન કરવુ આવશ્યક છે ૮

પાશ્ચાત્યો ગટરમાથી દુર્ગંધ નીકળી જવા ભુગળા મુકે છે તો એવા જડ પદાર્થોને જે ઇન્સાફ મળે છે તે આશાભગ પામેલા હૃદયોને "લાઈબલ"ની છુટ રૂપે ન આપવો ?૯

---

૫ પૃ. ૬૦૮. ૬ એ ૨૫ ૭ પૃ ૯૮ ૮ પૃ ૧૨૯

રમણભાઈએ ભદ્રંભદ્ર અને બીજાં પાત્રોનાં મોંમાં સંસ્કૃતમય ગુજરાતી મૂકી તેવી ભાષાનો ઉપહાસ કર્યો છે. બારીકાઈથી જોતાં આખા પુસ્તકમાંની સંસ્કૃતમય ભાષા એકથી વધુ જાતની છે. એમાં રમણભાઈએ વ્યક્તિપરત્વે ભેદ પાડવા ધાર્યો છે. પણ, ઠેઠ સુધી તેઓ પોતાના એ નિર્ણયને વળગી રહી શક્યા નથી. એમ લાગે છે કે પુસ્તકના છેલ્લા ભાગમાં કાં તો એમને વિસ્મૃતિ થઈ છે અથવા તો બેદરકારી ને ઉતાવળમાં ઢીલું મૂક્યું છે. દોલત એ યાવની નામનો ત્યાગ કરી ફારસી કે અંગ્રેજી — કોઈ પણ યાવની ભાષાનો શબ્દ ન વાપરવાનો નિર્ણય કર્યા પછી ભદ્રંભદ્ર સંસ્કૃતમય ભાષાના અનેક વિવિધ આવિર્ભાવો બતાવે છે. "મોહમયીની મૂલ્યપત્રિકા," "અગ્નિરથસ્થાપનસ્થલ" વગેરે પ્રયોગોથી એ આપણને આશ્ચર્યમાં નાખી દે છે. પણ પ્રસન્નમનશંકરના ભત્રીજા કુશલવપુશંકર એમનાથી આગળ વધે છે. માધવબાગ સભામાં તેઓ "ઈશ્વરપ્રણીતપ્રમાણુજન્યનિત્યત્વઇતરદેશશાસ્ત્રકારાસિદ્દત્વ" એ પ્રયોગથી કોઈ પણ સંસ્કૃત વૈયાકરણ કે નૈયાયિક ઉપર પોતાનું વર્ચસ સિદ્ધ કરે છે.

ભદ્રંભદ્ર અને કુશલવપુશંકર સંસ્કૃતનું વીર્ય શબ્દોમાં પ્રકટાવે છે તો સંસ્કૃતમય ગુજરાતીના પિતા પ્રસન્નમનશંકર ક્રિયાપદ, વિશેષણ અને વિભક્તિપ્રત્યય વગેરે પણ સંસ્કૃત જ યોજે છે. "પ્રસન્નમનશંકર"ના પ્રકરણમાં એમની એવી ભાષાનાં આપણને પહેલાં દર્શન થાય છે. એ આખા પ્રકરણમાં સંસ્કૃતમય ગુજરાતીના બે સુંદર નમૂના મળી આવે છે. અંગ્રેજી શબ્દો મારેના સંસ્કૃત પર્યાયો રચવામાં તેઓ ભદ્રંભદ્રને પણ હરાવે તેવા છે. પુસ્તકમાંની એમની પહેલી જ ઉક્તિ એની પ્રતીતિ કરાવે છે. (એ હવે પછી ઉતારીશું.) વિભક્તિ વગેરેમાં સંસ્કૃતનો ઉપયોગ ન કરનારા ભદ્રંભદ્ર પણ, મન બહુ વ્યગ્ર થઈ જાય ત્યારે, પ્રસન્નમનશંકરનું જ અનુકરણ કરી બેસે છે. કોર્ટમાંનાં એમનાં વચનોમાં પાંચ વાર સંસ્કૃતમય લઘુભાષણો આવે છે. "આર્યનીતિરીતિગીતિધીતિપીતિપ્રીતિભીતિ"

શબ્દનો ઉપયોગ તો તેઓ કોર્ટમાં કરે છે જ, પણ તે ઉપરાંત ત્યા પ્રસન્નમનશંકરની જેમ વિશેષણ, ક્રિયાપદ, વિભક્તિ વગેરેમા પણ સંસ્કૃતનો ઉપયોગ કરે છે. દાખલા તરીકે

કેવું વિપરીતમ્! માર મેં ખાધો અને માર મારવાનો અપરાધી પણ હું? અરે ભ્રષ્ટ થઈ છે બુદ્ધિ જેની એવા 'સત્ય' બોલ! અંગશક્તી હું રાક્ષસસમઃ નથી, મારૂ બલં વાચાયા છે, શરીરે નથી. હું જો તંબો ઉખેડી શકતો હોત તો તુ તારા મિત્રાણિ અને સુધારાવાળા આજ જીવન્તઃ ક્યાથી હોત? મારી વાચા એવી સમર્થ છે કે તે વડે સર્વ હણાઈ ચૂક્યા છે, તેમના જરીપુરાણા ખોખા જ રહ્યા છે. પરંતુ મારા પર શરીરોપરિ પ્રહારસ્ય આરોપ મુકવો એ શું જે પ્રાચીનતા તને ઇષ્ટ છે, જે પ્રાચીનતા મને ઇષ્ટ છે, જે પ્રાચીનતા આર્યોને ઇષ્ટ છે, જે પ્રાચીનતા દેવોને ઇષ્ટ છે, જે પ્રાચીનતા દાનવોને ઇષ્ટ છે, જે પ્રાચીનતા બ્રહ્મર્ષિઓને ઇષ્ટ છે, જે પ્રાચીનતા—[૬]

જગતમાં અપુર્વ એ વાક્ય ન્યાયાધીશના વિક્ષેપથી અધૂરું રહે છે.

સામાન્ય રીતે વલ્લભરામનું સંસ્કૃત આ ત્રણે કરતા જરા જુદી જાતનું છે. એની સંસ્કૃતમયતામા નવીન ક્રિયાપદો ખાસ ધ્યાન ખેંચે છે.[૯]

"સનાતન આર્યધર્મના સદોદિત યશઃપૂર્ણ વિજય"ની પતાકા ફરકાવવા ઇચ્છતા ભદ્રંભદ્ર ભાષાની જેમ ઉપમારૂપક પણ સંસ્કૃતસદૃશ વાપરે એ દેખીતું છે. અલબત, આ અલંકારો રમણભાઈએ ઉપહાસ માટે જ પ્રયોજેલા છે, અને એ ઉપહાસ પુરાણોમાંના અથવા તો કહેવાતા આર્યમતવાદીઓના પ્રિય વિષયોનાં ઉપમાનો લઈને કરેલો છે. આગગાડીમાં ભદ્રંભદ્ર કહે છે.

કેવી મૂર્ખતા! માધવબાગની વાત જાણતા નથી? જે સમાનદ

૯. ઉ. ત. "અદ્‌ભુત દર્શન"મા એ કહે છે, "ઉપરના સર્વ વિચાર મેં જાતે જ કર્યાં નથી, અને તે મારા પોતાના છે એમ હું કોઇને ભાષતો નથી અને એમ માનવાનુ કોઇને કારણ પ્રાપ્યુ નથી પરંતુ આપણા શાસ્ત્રમા જે જે બહુ બહુ વાતો કથી છે તે કહેવાને હું ઉદ્દેશું છુ. શાસ્ત્રથી ડાહ્યા થવાને હું ધૃષ્ટતો નથી." (પૃ. ૨૦૧)

સમાચાર દશ દિશામાં પ્રસરી રહ્યા છે, પૃથ્વીના ચતુરન્તમાં વ્યાપી રહ્યા છે, દિગન્તમાં રેલી રહ્યા છે; જે સભાના સમાચારના આઘાતથી મેરુ પર્વતની અચલતા સ્ખલિત થઈ છે, દધિસમુદ્ર શાકદ્વીપને ઉલંઘી દુગ્ધસમુદ્ર સાથે એકાકાર થઈ ગયો છે; જે સમાચારથી સુધારાવાળા યવનાદિ શત્રુગણ ભયગ્રસ્ત થઇ પલાયન કરતાં પડી જઇ શેષનાગના શીર્ષને ધબકારાથી વ્યથા કરે છે, આશ્રયસ્થાન શોધતાં અરણ્યવાસી તપસ્વીઓની શાંતિ ભગ્ન કરે છે, આર્ત્તસ્વરથી દેવોની નિદ્રા હરી લે છે; જે સભાના દર્શન સારૂ આવતા કરોડો જનોના ટોળાએ માર્ગમાંના વ્યાઘ્ર વરૂને ભય પમાડી પોતે ઉજ્જડ મુકેલા ગૃહોના નિવાસી કર્યાં છે, જે સભાના દર્શન સારૂ ઉતરી આવતા દેવોના વિમાનથી સૂર્ય આચ્છાદિત થતાં બ્રહ્માંડમાં અંધકાર વ્યાપી રહ્યો છે, જે સભાના દર્શન સારૂ સમુદ્ર ઘડી ઘડી ઉંચો થઈ નિરાશ થઇ પાછો પડે છે, તે માધવબાગની સભાથી તમે અજ્ઞ છો! અપશોચ! અપશોચ![૧૦]

ભદ્રંભદ્રની સાથે રહીને એમના પટ્ટ શિષ્યને પણ "આર્યતામય" ઉપમારૂપક વાપરવાનો ચેપ લાગ્યો છે.[૧૧]

ઊંચા હાસ્યનાં જનકતત્ત્વો માત્ર પરિસ્થિતિ અને પાત્ર કે એની ભાષા જ નથી; એમની સાથે વાતાવરણ ભળે છે ત્યારે જ એ અદ્ભુત કીમિયો પૂરેપૂરો સધાય છે. હાસ્ય માટેનું આવું અપ્રરંગી વાતાવરણ મુખ્યત્વે શૈલીથી ઘડાય છે. અને જો વાર્તામાંનું કોઈ પાત્ર જાતે જ વાર્તા કહે તો તો વાતાવરણને સર્વ સિદ્ધિઓ આવી મળે છે. રમણભાઈએ આમાંની પહેલી શક્તિ અને બીજી યુક્તિ બંનેનો મનોહર ઉપયોગ કર્યો છે.

---

૧૦. પ્ર. ૩, પૃ. ૯-૧૦.

૧૧. "શોધ કરવામાં બનેલું સાહસ" માં એ કહે છે: "પૂર્વકર્મ મુનિને સ્વર્ગમાંથી નીચે પાડે છે તેમ ભદ્રંભદ્ર મને કાતરીઆમાંથી નીચે ઉતારી કોઠી પર પડયા." પછી "ઉમનો સમાગમ થતાં જેમ ઉમ લાડુને ઓળખે છે અને લાડુ ઉમને ઓળખે છે તેમ ધરધણીએ અમને [illegible] એ ધરધા [illegible]"

આંમારામ મુખે બોલતા રમણભાઈનું શૈલીમાધુર્ય અનન્ય છે. વાણીની વિવિધ શક્તિને તેઓ અનેક રીતે વિનિયોગમા લે છે દાખલા તરીકે, તેમની વર્ણનની શક્તિ આ પુસ્તકમા સોજે કળાએ ખીલેલી છે.[૧૨] માધવબાગ સભા, વંદાવધ, કોર્ટ,[૧૩] કોર્ટના સાક્ષીઓએ કરેલું વર્ણન જમણવાર વગેરે એના બહુ જ સરસ ઉદાહરણો છે. સ્થિર વર્ણન કરતા ક્ષોભ અને ગતિના વર્ણન કરવાનું કામ અઘરું છે, પણ રમણભાઇ તેના વર્ણન સરસ રીતે કરી શકે છે; અને તે પણ તેમા રમૂજ ભેળવીને.[૧૪] પ્રસંગોની જેમ રમણભાઇ વ્યક્તિનાં વર્ણન પણ રમૂજપૂર્વક કરી શકે છે પહેલા અને સત્તરમા પ્રકરણ-

---

૧૨. બહુ જાણીતુ થયુ નથી લાગતુ એવુ એક ઉદાહરણ. "ભોજન કરતા ક્ષુધા જાય તેમ ગાડી ચાલતા રાત જણાયા વિના જતી રહી. પાશ્ચાત્ય જડવાદની ભ્રષ્ટ રીતિ પ્રમાણે કુકડા બોલતા સભળાયા વિના વહાણું વાયુ અને દાતણ કર્યાં વિના દહાડો ચડયો દિવસ તપવા માડયો તેથી અમદાવાદ આવ્યુ, કે અમદાવાદ આવ્યુ તેથી દિવસ તપવા માડયો તે સમજણ ન પડી. પણ એટલી તો ખબર રહી કે અમારા હૃદય તો તે કારણોથી સ્વતંત્ર જ તપતા હતા અમારા એકલાના જ હૃદય તપ્ત નહોતા ઇન્જીનનુ હૃદય પણ તપ્ત હતુ, પૈડાનુ હૃદય પણ તપ્ત હતુ. આર્યધર્મનો ચમત્કાર જ એવો છે કે એકની ભ્રષ્ટતા સર્વ કોઈને તપ્ત કરે છે" (પૃ ૯૨) એ પછીની કડિકાનું વર્ણન પણ નોંધપાત્ર છે.

૧૩. "વદાના વધ વિષે પુરાવો ગડબડ વધતી જ હતી, ઘટતી નહોતી" વાળો અનુપમ ભાગ (પૃ ૨૬૪-૨૬૫)

૧૪ ઉ ત માધવબાગ સભાનું કેટલુક વર્ણન એક જુદી જાતનું ઉદાહરણ : "ભદ્રભદ્રમા ભરેલી આર્યતાના ભારથી ગોમાતા વધારે કુદવા લાગ્યા અને ભદ્રભદ્ર માણસો સાથે તેમજ ઓટલા અને ભીંત સાથે અથડાવા કુટાવા લાગ્યા છોકરાઓ તેમના પર પત્રાળીમાના વિવિધ પદાર્થો ફેંકવા લાગ્યા અને બીજાઓ પુછડે સુકી દેવાની સનાઇ ધાટા કાઢી આપવા લાગ્યા પણ ભદ્રભદ્ર કશાથી ડગ્યા નહિ. પુછડે લટકતા તે આખી નાતમા ફરી વળ્યા અને શહેરમા બીજે પણ ફરવા નીકળી પડત, પરંતુ ગોમાતા હસ્તપ્રહારથી તેમને નીચે નાખી દઈ ચાલતા

માંના દેલિતશંકર અને ભદ્રંભદ્રનાં વર્ણન[૧૫] તથા તંદ્રાચંદ્રના દેખાવનું વર્ણન એના ઉદાહરણરૂપ છે. વ્યક્તિનાં વર્ણન કરતાં આખા સમાજનાં વર્ણનો કરવાની કલા વધુ અઘરી છે, પણ માધવબાગ સભા અને મુંબઇની ભીડ જેવાં વર્ણનો રમણભાઇની એ દિશાની સિદ્ધહસ્તતા દાખવે છે. પૃ. ૨૦૦–૨૦૧ પરનું સ્વપ્નનું, પૃ. ૨૧૩–૨૧૪ પરનું તંદ્રાચંદ્રનું, પૃ. ૨૪૯–૨૫૦ પરનું વંદાવધનું,[૧૬] અને પૃ. ૧૬૫–૧૮૪ પરનું અદ્દ્ભુત દર્શનનું—આ બધાં જ વર્ણન રમણભાઇની જુદી જુદી શૈલીઓ દર્શાવે છે. આ પુસ્તકથી રમણભાઇ આપણા સારામાં સારા વર્ણનકારો અને શૈલીકારોની હરોળમાં બેસે છે.

ગયાં." (પ્ર. ૨૭, પૃ. ૨૯૧) નો ૧૩ એ એનું ઉત્તમ ઉદાહરણ છે. એક બીજું ઉદાહરણ: "આ ભાષણ સાંભળવાને લોકોનો, ગાડાની આસપાસ કંઈ જમાવ થયો હતો. મ્યુનિસિપાલિટિનો નોકર કંઈ અજ્ઞાનથી કંઇક આશ્ચર્યથી અને કંઈક ક્રોધથી ભદ્રંભદ્રને ત્રાસ કરવાની ચેષ્ટા કરતો હતો, પોલીસનો સિપાઈ તેમને નીચે ઉતરવાનું નિમંત્રણ કરતો હતો, ગાડાવાળો આડે ચોઢી ચોડી ઉપર આવવાની બીક બતાવતો હતો. આ સર્વથી વિના કારણ ભડકી બળદ ગાડું લઈ નાઠા." (પૃ. ૬૪)

૧૫. એમાંનું પહેલું: "રથચંક્ર જેવી એમની ગોળ આંખો ચળક ચળક થવા લાગી. મોઢીના પોપડારૂપી એમના હૃદયમાં કીડીરૂપી હજારો તર્ક ઉભરાઇ ગયા. અંતે સમાધિ પુરી કરી શિવ મૌનભંગ કરતા હોય, રાત્રી પૂર્ણ થયે કુકડા નિદ્રામાં અશાંતિ દાખલ કરતા હોય, પત્રાળી પીરસાઈ રહે બ્રાહ્મણો 'ભો' ઉચ્ચાર કરીને બુભુક્ષાનો પરાભવ આરંભતા હોય તેવા શોભતા દોલતશંકર બોલ્યા..." (પૃ. ૨-૩)

૧૬. સાક્ષીઓ ક્યાં ઉભા હતા, દીવાનો પ્રકાશ ક્યાં પડતો હતો, મગનના ડાબા હાથમાં શું હતું, માથે શું હતું, પગે શું હતું, સાક્ષીઓ એકબીજાને કેવી રીતે જોઈ શકતા હતા અને એક બીજાના કાનમાં શું કહેતા હતા: એ બધી વિગતથી પોતાનું સત્યવાદિત્વ સાબીત કરી; વંદો કેવો કુદતો હતો, મગન કેવો પકડવા દોડતો હતો, આખરે કેવો વંદાને પકડ્યો, ટંટ લઈને તેને કેવો છુંદ્યો, કેવી રીતે તેની પાંખો ખરી ગઈ, પેટ દબાઇ ગયું, કેવો તે તરફડીયાં મારતો મૂઝ્યો હલાવવા લાગ્યો અને

વર્ણનો કરતાં સ્વાભાવિક રીતે જ રમણભાઈએ વારંવાર વ્યાજ-
વીરનો સફળ ઉપયોગ કર્યો છે. ઉપરની યાદીમાં એના ઉદાહરણ
પણ આવી જાય છે.[૧૭]

શૈલી અલંકારો વડે દીપે છે. રમણભાઈએ અલંકારો વાપર્યા
છે. એમનામાં અલંકારોનું, ખાસ કરીને વિવિધ નવીન ઉપમાઓ
યોજવાનું સામર્થ્ય ઘણું છે. વળી તેમનાં બધાં પાત્રો પોતપોતાની
પાત્રતાને માફક આવે તેવી ઉપમાઓ વાપરે છે.[૧૮] એ બધાં ઉપમા-
રૂપકો એમની વિવિધતા કટાક્ષ અને બાલકવત્ વિનોદવૃત્તિને લીધે
રુચિકર અને આનંદદાયક થઇ રહે છે.[૧૯]

---

અંતે કેવો શ્વાસોશ્વાસ લેતો બંધ થઈ ગયો એ વર્ણન સાક્ષીઓએ કર્યું.
કોર્ટમાં ભરાયેલા મનુષ્યો 'શિવ શિવ' કરવા લાગ્યા અને ખૂનની હકીકત
સાંભળવાની જિજ્ઞાસા તૃપ્ત કરવા કોર્ટમાં નિત્ય આવનારા માણસ આ
ત્રાસદાયક વૃત્તાન્ત સાંભળી ખિન્ન થઇ બહાર ચાલ્યા ગયા. (પ્ર. ૨૫)

૧૭. ઉ. ત નો. ૧૬. તે ઉપરાંત વ્યાજવીરના વૈવિધ્યમય નમૂ-
નાઓ તરીકે જુઓ પૃ. ૩૫૫ ઉપર ઉતારેલો માધવબાગ સભાના સમાચારનો
પ્રભાવ ("કેવી મૂર્ખતા !" વગેરે), અને અમદાવાદ પાછા ફરતા ભદ્રંભદ્ર
અને અંબારામ પર થયેલી અસર (નો. ૧૨).

૧૮ તેમના વિવિધ ઉપમાનો માટે જુઓ પૃ. ૯૭, ૯૨, ૯૪, ૯૫,
૯૬, ૧૧૭, ૧૨૫ ૧૨૭, ૧૩૫, ૧૪૯, ૧૫૧, ૧૫૩, ૧૬૨. ૧૬૫, ૧૭૧,
૧૮૧, ૧૮૩, ૨૦૧, ૨૧૭, ૨૩૨, ૨૩૬, ૨૪૪, ૨૪૯, ૨૬૬, ૨૬૮ ૨૬૯,
૨૭૨, ૨૭૫, ૨૮૨.

૧૯ ઉપર નથી નોંધ્યા તેવા કેટલાક ઉદાહરણો ' "જેમ ગોમાતા
પછાડી પુચ્છ હોય છે, ભોજન પછાડી દક્ષિણા હોય છે, ગર્દભના પુંછડા
પછાડી ડાગ હોય છે, તેમ મારા દોડવા પછાડી મોટું ફળ સમાયેલું છે."
(પ્ર ૨૪) "દૂધપાકમાં ડોયલાની પ્રમાણે વિસ્મયમાં જિજ્ઞાસા તરતી જણાવા
લાગી." (પ્ર. ૯) "આ બધી હકીકતથી ગભરાટ એટલો બધો વધી પડ્યો
કે વરઘોડો ઉભો રહ્યો, વાજાં વાગતાં બંધ થયા, સાજનના લોક ટોળે
વળ્યા, અને પાણીની બહાર કાઢેલા તરફડતા માછલા પેઠે હું ને ભદ્રંભદ્ર
બધાથી જુદા પડી એકલા દોડતા ચાલુ રહ્યા "

'ભદ્રંભદ્ર'માં શબ્દરમત,[૨૦] શ્લેષ[૨૧] અને ઝડઝમકનું[૨૨] હાસ્ય પણ આવે છે. કટાક્ષદ્વારા રમણભાઈએ અનેક સ્થળે હાસ્ય નિષ્પન્ન કર્યું છે એ જાણીતું છે.[૨૩] કેટલીક ઉપમાઓ વગેરે એમનો કટાક્ષનો આશય સારી રીતે પાર પાડે છે.[૨૪] સુજનના હાસ્યનો પણ રમણ-

૨૦ ઉ ત. "રાત્રિમાં થયેલા અનુભવ"માં ભદ્રંભદ્ર વલ્લભરામને કહે છે: "અમે સ્વપ્નામાં પણ એવું ધારીએ એમ તમે સ્વપ્નામાં પણ ધારો. એ તમારા આર્યપક્ષત્વને છાજતું હોય એમ સ્વપ્નમાં પણ ધારી શકાતું નથી."

૨૧. ઉ. ત. "......વલ્લભરામનું "રહસ્યલીલા" નામે કાવ્ય આપે વાંચ્યું જણાતું નથી.. ..."લીલા" અને રહસ્ય નામે કાવ્યમાં બે ભાગ છે. 'લીલા' કાવ્યરૂપમાં છે અને "રહસ્ય" ટીકા રૂપમાં છે. અધિકારીઓને "રહસ્ય"માં આનંદસ્થાન છે અને વલ્લભરામને પોતાને લીલામાં આનન્દ-સ્થાન છે. મારે વલ્લભરામની કૃપા હોય તો બન્નેમાં છે."

૨૨. ઉ. ત. "......હે અથાક અજુગતું છે......આપ અહીં વખાના માર્યા વખાણુની વખાર ઉઘાડો અને ધારો સંબંધ દેખાડો તો એ ખાડો છે પડવાનો......સભા મળેલી હતી સારી, મારી અને પ્રસન્નમનશંકરની —" (પ્ર. ૨૯) "અમે તો એટલું જાણીએ કે "ચંપકલાલ ચટ્ટ, નહિં ઘોડા નહિં ટટ્ટુ"......"કાવો પાવો પડશે અક્કલનો......તમારા જેવા કમ વિનાના કમાબાજ દુષ્ટો—" (પ્ર. ૨૯)

૨૩ ત્રણચાર લાક્ષણિક દાખલા: "હું સૌરાષ્ટ્રવાસી પડયો એટલે મારે જાતે તો શત્રુને પણ પ્રિયવચન કહેવાં પડે......" (પ્ર. ૯) "સુખનાં સાધનને તો સર્વ પ્રજાઓ આગ્રહથી વળગી રહે છે; પણ મોટાઈ તો આર્યોની જ કે તેઓ દુઃખનાં સાધનને આગ્રહથી વળગી રહે છે." (પ્ર. ૧૧૬) "હું કાંઈ સુધારાવાળો નથી કે મારા મત વ્યવહારમાં મુલત રાખવાનો મને કોઇ આગ્રહ કરી શકે." (પ્ર ૨૧) "આપણા દેશમાં નાત-જાત છે, જમણવાર છે, વાઘોડા છે, શું નથી તે પરદેશમાં જવું પડે?" (પૃ. ૩૪૦).

૨૪. ઉ. ત. "સદાવ્રતમાં ખીચડી વહેંચાતી વખતની ગોંસાઈઓની ધમાચકડી પણ આની આગળ શાંત ને નિયમસર હોય છે." (પ્ર. ૧)

ભાઇએ ઠીકઠીક ઉપયોગ કર્યો છે હરજીવનની ઉક્તિઓમા અને "અદ્‌ભુત દર્શન"મા એના અનેક ઉદાહરણો મળી આવે છે[૨૫]

બુદ્ધિભરી લુચ્ચાઇ (રનાયનેસ)નું હાસ્ય 'ભદ્રભદ્ર'મા ઠેરઠેર મળે છે[૨૬]

રૂઢિપક્ષના જાણીતા લેખક મણિલાલ અને એ પક્ષમા માનનારા બીજા કેટલાક વાક્‌છલ ને તર્કદોષનો આશ્રય લઇ રૂઢિપક્ષનો બચાવ કરતા એમ માનનાર રમણભાઇએ આ કટાક્ષકથામા રમૂજપ્રેરક વાક્‌છલ અને દૂષિત તર્કનો પણ ઉત્તમ વિનિયોગ કર્યો છે,[૨૭]

---

૨૫. હરજીવનની નાચેની ઉક્તિઓમા એ સૂચનની કલા બહુ સારી ખીલેલી છે હરજીવન એવી ગૂઢ સૂચનવાળી વાત કરે એ સ્વાભાવિક પણ છે 'શકરના ભગત છો કે ? આપણે તો ગણપતિની જ પૂજા કરવી " (પૃ ૧૮) 'મારે માધવબાગ પાસે થઇ મારબાવડીએ બહુવાર જવાનુ થતુ ત્યા બહુ મોટો મહેલ છે. સાત તો અગાસી છે ત્યાના લોક ડગલા કાળા જ પહેરવાના હુ ના ભણુ તેના શોકમા ગારા બેટા ચાલાક બહુ-મારવાડીનો, ફિરંગીનો, મોગલનો, ચીનાનો ગમે તેનો વેશ પહેરૂ પણ મને પારખી ન શકે" (પ્ર ૪) ગણેશ ચોરોના ઇષ્ટ દેવ છે એટલે પહેલી ઉક્તિમા એ ચોર છે એવુ સૂચન છે બીજુ વર્ણન મહારબાવડી પોલીસ-ચોકીનું છે

૨૬ ઉ ત આગગાડીમાની હરજીવનની ઘણીખરી ઉક્તિઓમા એ જાતનું હાસ્ય તરવરે છે (જુઓ નો ૨૫ પણ ) આપણે ભદ્રભદ્રની એવી એક ઉક્તિ જોઇશુ ' તમારા સર્વનું અટ્ટહાસ્ય અખડિત રહો પણ તે હાસ્યની શ્વેતતા મારા રુધિરથી રક્ત કરવી ઘટતી નથી મારૂ શરીર રોગવાળુ તથા દુર્બળ છે, તે ભક્ષ કરવાથી તમારી ક્ષુધા તૃપ્ત નહિ થાય " (પૃ ૨૦૩) આમા હકીકત અને વિધાનના વિરોધનું હાસ્ય છે એક બીજુ ઉદાહરણ વલ્લભરામ કહે છે, 'શાસ્ત્રમા માસનો નિષેધ છે પણ બન્ને (માસ અને મદિરા ) સાથે લેવાનો નિષેધ કોઇપણ સ્થળે નથી " (પૃ ૨૦૧)

૨૭ ઉ ત "' દુરાચાર અને હત્યા થાય છે એ અટકાવવા પ્રયત્ન કરવાની જરૂર નથી એમ તમે કહો છો ? " ઉત્તર કે ' હા, એમા જ અમારૂ આર્યત્વ છે , શાસ્ત્રના અનુસરણથી અનાચાર કે હત્યા થાય

એમ કરતાં તર્કદોષના લગભગ એકે એક પ્રકાર તેમણે પ્રયોજ્યા છે.

રમણભાઇને વિવિધ વ્યક્તિઓ અને વર્ગવિશેષોની ભાષાનો અભ્યાસ અને અનુકરણ કરવાની કુદરતી બક્ષીસ હતી ને અવલોકનથી તેમણે તે વિશેષ ખીલવી હતી. છઠ્ઠા પ્રકરણમાં જુદી જુદી જાતના વક્તાઓની ભાષાઓનું સરસ અનુકરણ કરેલું છે. એ ભાષણોમાંથી મુંબઇમરી ખોટા વાક્પ્રસારવાળી અંગ્રેજીમય ગુજરાતી બોલતા તંત્રીનું, ન્યાયના દંભવાળું કુશલવપુશંકરનું તથા નર્મદની આડંબરી ભાષા અને

---

એમ આર્યો માનતા જ નથી. 'જરૂર' એ યાવની શબ્દ તમે વાપર્યો માટે હવે વધારે ઉત્તર અમે નહિં આપીએ.'' " (પ્ર. 13) અહીં 'જરૂર' વસ્તુતઃ એ પોતે જ વાપરે છે.

" આપ [મારી પત્નીના શબના] અગ્નિસંસ્કાર વિષે કહો છો, અને તે સર્વથા શાસ્ત્રવિહિત છે......પ્રાણાન્તે પણ શાસ્ત્રો કે ધર્મનું ઉલ્લંઘન ન થવું જોઇએ. પણ આ છેલ્લું સૂત્ર ધ્યાનમાં લેતાં વળી વિચાર થાય છે કે પ્રાણાન્ત થાય તો પણ શું શબની પવિત્રતા સાચવવાના શાસ્ત્રોક્ત ધર્મનું ઉલ્લંઘન થવા દેવું જોઈએ ? નહિં જ. ધર્મ ખાતર પ્રાણાન્તની દરકાર ન રાખવી તો અગ્નિસંસ્કારની શા માટે રાખવી ?" (વલ્લભરામની ઉક્તિ. પ્ર. ૨૧)

"આપણા બધા રીવાજ બહુ લાભકારક છે તે બતાવી આપે છે કે આપણા જેવા વિદ્વાન...... ડાહ્યા......હોશિયાર બીજા કોઇ નથી. તો પછી આપણા જેવા લોકોના રીવાજ કેમ ખોટા હોય ?" (પૃ ૩૫)

"સ્વાભાવિક વિશ્વનિયમ એવો છે કે એક મોચી બે કાલબૂતનો ધણી હોઇ શકે, પણ એક કાલબૂતના બે મોચી ધણી હોઈ શકે નહિ. તે જ પ્રમાણે એક પુરુષને બે સ્ત્રીઓ હોઈ શકે પણ એક સ્ત્રીને બે પુરુષો હોઇ શકે નહિ." (પૃ. ૧૧૮ ૧૧૯)

" સત્યનારાયણની કથા અધુરી સાંભળીને ઉઠી જનાર જુજરો મનુષ્યો તત્કાલ મૃત્યુ પામ્યાના દાખલાં શું આપણે કલ્પી શકતા નથી ? એવા દાખલા બન્યા નથી માટે સિદ્ધાન્ત ખોટો થાય નહિં."

"સુધારાવાળા અમે તે શાસ્ત્રનાં પ્રમાણ બતાવે પણ જ્યાં સુધી મારા જેવા આર્ય તે સ્વીકારે નહિં ત્યાં સુધી સર્વ નિરર્થક છે." (પૃ. ૧૧૬)

તે ઉપરાંત બીજી અનેક બાબતોની ગંગા-જમની છાપવાળું ભદ્રંભદ્રનું ખાસ ધ્યાન ખેંચે છે. જીવનમાં હસવા ને મિત્રોને હસાવવા જેનો પોતે વારંવાર ઉપયોગ કરતા તે મારવાડીની બોલી તેમણે પ્રકરણ સાતમાં પ્રયોજી છે. તંદ્રાચંદ્રની હિંદીમિશ્રિત ને સખારામની મરાઠી-મિશ્રિત ગુજરાતી તો રમણભાઇ જ યોજી શકે એ ઉપરાંત જમાલ અને એના સાથીદારની ભાષા પણ રમણભાઇને આવડી છે.[૨૮] "ગ્રન્થકર્તાની પ્રસ્તાવના" માં તેમણે નર્મદના 'રાજ્યરંગ' ના અર્થ-હીન વાગાડંબરની નકલ કરી છે. અર્પણપત્રિકાના "શ્રૂયતામ્ શ્રૂયતામ્...દશ્યતામ્ દશ્યતામ્...ગૃહ્યતામ્ ગૃહ્યતામ્" વગેરેમાં પણ એ જ રીતે ભવ્યાડંબરની વિડંબના છે. "આપ સર્વનુ આર્યત્વ, આર્યપક્ષત્વ, આર્યપક્ષવાદત્વ, આર્યપક્ષવાદલીનત્વ, આર્યપક્ષવાદલીના-ભિમાનત્વ, આર્યપક્ષવાદલીનાભિમાનિકવૃત્તિત્વ, આર્યપક્ષવાદલીના ભિમાનિકવૃત્તિનિર્ભયત્વ જોઇ મારા હૃદયમાં જે ઉલ્લાસનો પ્રવાહ વહે છે..."[૨૯] જેવા વાણીના અનેક વિવિધ સમર્થ પ્રયોગો તેમણે કર્યા છે.

તે વખતના વર્તમાનપત્રોની ભાષામાં અંગ્રેજી રૂઢિપ્રયોગોનું શબ્દશઃ ભાષાંતર, ખાસ પ્રયોજન વિના કર્મણિનો પ્રયોગ, શબ્દના વાસ્તવિક સ્વરૂપનું અજ્ઞાન, લિંગદોષ, નિરર્થક પ્રત્યયો, નામ અને વિશેષણ વચ્ચે ગૂંચવાડો વગેરે દોષો નજરે પડતા. લેખકે આ પ્રકારની ઇચ્છારામ દેસાઇ વગેરે પત્રકારો અને તત્કાલીન 'પ્રજાબંધુ' વગેરે પત્રોની ભાષાની રમૂજી અનુકરણ દ્વારા ઠેકડી ઉડાવી છે :

૨૮. કાચી જેલના એ મિત્રોની ભાષા ઉકેલવી હોય તો એમાથી દરેક શબ્દ પછી આવતો "પાના" શબ્દ કાઢી બાકી રહેલા શબ્દોમાના પહેલા વ્યંજનને સ્થાને યોગ્ય વ્યંજન શોધીને મૂકવો જોઇએ. પરિણામ :

'જમાલ, ઘરાક ઠીક જણાય છે.'

બીજાએ ઉત્તર દીધો 'હા'

થોડીવાર મૂગા રહી પહેલાએ ફરી કહ્યુ, 'ગજવું જોઉ'! કંઇ હશે ?'

બીજાએ ઉત્તર દીધો, 'પીઉ.' (નલ પરથી)

૨૯. પૃ. ૧૨૯.

| 'ગુજરાતી' અને 'પ્રજાબંધુ' | 'ભદ્રંભદ્ર' ૨૦ |
| --- | --- |

### અંગ્રેજી રૂઢિપ્રયોગોનું ભાષાંતર

| | |
| --- | --- |
| આર્યધર્મીઓનો એક પણ વિષય લેખકની સુધરેલી કલમમાંથી છટકી જવા પામ્યો નથી; એક પણ પથ્થર ફેરવવો રહી ગયો નથી.[૩૧] | જો કે સુધારાવાળાઓએ એકે પથ્થર ફેરવવો બાકી રાખ્યો નથી... |
| શું ગ્રંથકાર એમ કહેવા માગે છે કે હિંદુ લોકો તેમની હાલની સ્થિતિમાં કાંઈ સુધારણાની જરૂર જોતા નથી ?[૩૨] | હું પોતાને નસીબવાન ગણી અભિનંદન આપ્યા વિના મદદ કરી શકતો નથી. |
| આ ગ્રન્થો પર જરાતરા પણ વિચાર આપવાથી દૂર રહેવું પડે છે.[૩૩] | આપણો અનુક્રમ કઈ લીટીઓ પર કરવો તે બાબતમાં પારસીઓને અને ઇંગ્રેજોને શું કામ નાક મુકવા દેવા ? |
| જાણવાનું નવું નથી કે તેઓમાં [અંગ્રેજોમાં] પણ આશ્ચર્ય છે.[૩૪] | તો પછી સુધારાના અમલને કામનું ખેતર જ નથી. |
| | રાજકીય હક્કો મેળવવામાં વિચારની વૃદ્ધિ રમતમાં લાવવાની શી જરૂર છે ? |

### પ્રયોજન વિના કર્મણિ-પ્રયોગ

| | |
| --- | --- |
| આ પદવી આપવા માટે અમને] માફ કરાશે ?[૩૫] | આપણાં કામ સમજવાને આપણે અશક્ત થતાં જણાવાઇએ. |

### શબ્દસ્વરૂપનું અજ્ઞાન

| | |
| --- | --- |
| લેખક...રૂપદારિદ્ર્ય અને આક્ષેપ કરે છે.[૩૫] | વિદ્વાનતાની શી જરૂર છે ? પરદેશજનનિવાસીઓ. |

---

૩૦. પૃ. ૩૦-૪૧.

૩૧. 'પ્રજાબંધુ', તા. ૨૮-૪-૦૧, "ભદ્રંભદ્ર" [અવલોકન].

૩૨. 'પ્રજાબંધુ', તા. ૧૪-૪-૦૧.

૩૩. 'ગુજરાતી', તા. ૨૮-૪-૦૧, "ભદ્રંભદ્ર" [અવલોકન].

૩૪. 'ગુજરાતી', તા. ૧૨-૫-૦૧.

૩૫. 'પ્રજાબંધુ', તા. ૨૧-૪-૦૧, ઇ ૪, "ભદ્રંભદ્ર".

સજીવાચિત્ર કલ્પ્યું છે.[૩૬]

એ કેવો દાર્શનિક[૩૭] નાટક છે?

### લિંગદોષ

અમારી તરફના ટિકાઓને સ્થાન આપવાનો અવકાશ એળે જ વહી જતો હતો[૩૩]

મેં ઘણીવાર સુધારાની હીલચાલ પર ટીકા કરેલા છે.

અમારા આ ટીકા માટે.[૩૮]

### નિરર્થક પ્રત્યયો

ઐક્યતા.[૩૯]

આપણામા લડવાનું ઐક્યત્વતાપણું હોય...

આવો અનુરચક ગ્રાહવાળો લેખ લખાય...[૩૩]

સુધારાની અગત્યતા સાબીત થયેલી બીના નથી.

કલ્પના પણ ક્ષણવાર સંભવતાનો ભાસ ઉત્પન્ન કરનારી જોઈએ.[૩૩]

### નામ-વિશેષણનો ગૂંચવાડો

આ લેખમા અમુક વ્યક્તિને ઉદ્દેશીને આક્ષેપ થયો હોય તો તે વાત વળી વધારે લજ્જારપદ ભરેલી ગણાય.[૪૦]

ગાલીયં વિચારની શી ખોટ છે?

મનસુખરામ સૂર્યરામના સંસ્કૃતમયતાના અતિરેકની ઠેકડી પણ તેમણે સરસ રીતે ઉડાવી છે.

'અસ્તોદય'

પ્રસન્નમનશંકરના શબ્દો

### નારીજાતિના પ્રત્યયનો ઉમેરો

ઇન્દ્રિયો . બુદ્ધિને પણ વિકારિણી કરી અસ્વસ્થા, નિર્બલા, અને અસાવધાના કરે છે[૪૧]

ઉભયની પ્રવૃત્તિ જ્યા સતતા ચાલી રહી છે...[૪૩]

યાચના સયુક્તિકા હતી.[૪૩]

---

૩૬. 'ગુજરાતી', તા. ૨૩-૬-૦૧.

૩૭. 'ગુજરાતી' પત્રમા આ શબ્દ વારંવાર અર્થહીન રીતે વપરાતો.(નમ) ૩૮. 'ગુજરાતી' તા ૨૬-૫-૦૧

૩૯. 'પ્રબન્ધ', તા ૭-૪-૦૧. ૪૦. 'પ્રબન્ધ', તા. ૧૯-૫-૦૧.

૪૧. પૃ. ૮૩ ૪૨ પૃ. ૧૫૦ ૪૩. પૃ ૩૪૨.

રામ, અનેક પ્રતિકૂલતાઓ અને વિવિધા વિપત્તિઓ જોઈ વિરમ્યા નહિ.૪૨

જગત્કર્તાની કોઈ કૃતિ નિરુપયોગિની નથી.૪૪

આપણા દેશની મહતી ચિન્તાકર્ષિકી ઉત્કૃષ્ટતાનું માહાત્મ્ય...૪૫

તેમની સુખિતા શાન્તા સ્થિતિ નિઃસંશય સ્પૃહણીયા છે.૪૬

## તત્સમ અવ્યય

સ્વાશ્રયતાનું સ્વરૂપ અપિ પૃથક્ હોતું નથી.૪૩

મહાજનો આ અસ્થિર અને શાશ્વતનશ્વર વિશ્વના પદાર્થ ઉપરિ પોતાના સુખદુઃખનો આધાર મૂલથી જ રાખતા નથી.૪૮

તે સમીપમાં અને અત્ર આપણે જોઇએ.૪૯

ઉક્ત ભૂતાર્થનું સત્ત્વ જોવાને દૂર જવાની અપિ આપણે [આપણને] અપેક્ષા નથી.૪૯

આવશ્યકતા તુ છે એવ. તસ્માત્...૪૫

## તત્સમ ક્રિયાપદાદિ

કાર્યોરૂપ લક્ષણોથી સ્વાશ્રયની શક્તિઓ અનુમાનાય છે.૫૦

વારંવાર વચતાં બાધ નથી કે...૫૧

મેં આપના આતિથ્યકારને ગૃહે શિવશંકર દ્વારા આપનું અન્વેષણ કરાવ્યું હતું. આપ સારું. મેં અશ્વદ્વયકૃષ્ટચતુશ્ચક્રકાયગ્રૂવાક્ષસપા-

૪૪. પૃ. ૨૨. ૪૫. પૃ. ૨૦. ૪૬. પૃ. ૧૬૯.

૪૭. પૃ. ૧૧૬. ૪૮. પૃ. ૧૭૦. ૪૯. પૃ. ૪૭. ૫૦. પૃ. ૧૨૬. મનસુખરામે 'અનુમન્' ધાતુ પરથી 'અનુમાનવું' ક્રિયાપદ થઈ શકે કે કેમ તે વિશે પૃચ્છા પણ કરી હતી. જુઓ પરિશિષ્ટ આ. ૫૧. પૃ. ૫૮.

તે સુખદુઃખો બહિર્ ભમે છે.૪૯

અભાવ છે એ પરીક્ષાય છે.૫૦

તે હાનિથી મનુષ્ય વંચી શકે તે સારૂ...૪૧

જેઓની આત્માનાત્માના વિવેકે જનિતા પ્રજ્ઞા—ભૂત વર્તમાન ભવિષ્યત્ ત્રૈકાલિક વિષય સંબન્ધિની શક્તિબુદ્ધિ-પ્રતિષ્ઠિતા છે તે.૫૧

ટાચ્છાદનસમેતરથ પ્રેષિત કર્યો હતો; પણ આપ સમિલિત થયા નહિં. આપનુ ચરિત્ર શ્રવણ કરી હું સાનંદાશ્ચર્ય પ્રાપિત છુ. આપ મોહમયીમા નિવાસ કરો ત્યાસુધી મમ આતિથ્ય ગૃહણ ક્રિયતામ્.૫૨

આખો બંધિત રાખવાની આવશ્યકતા તુ છે એવ. ૫૩

રૂઢ થઇ ગયેલા અંગ્રેજી શબ્દ માટે પણ ગુજરાતી પર્યાય બનાવવો

એક દ્વિચક્રી૫૩

દ્વિચક્રિ, ત્રિચક્રિ કિવા ચતુશ્ચક્રિ વાહન (..બે પયડા, ત્રણ પયડા, ચાર પયડાની ગાડી)૫૪

લોહમાર્ગ (રેલવે)૫૫

અગ્નિરથ (આગગાડી)૫૫

અશ્વદ્વયકૃષ્ટચતુશ્ચક્રકાચગવાક્ષ-સપાટાચ્છાદનસમેતરથ [બરૂમગાડી]

અક્ષરસમસનવ્યાપૃત પુરુષો૫૭ [કંપોઝીટરો]

વિચક્ષણતાથી મનસુખરામની ભાષાને પકડનાર રમણભાઈના ધ્યાનમાં તેમની કર્મણિ રચનાઓ નથી આવી :

મને ભોજન દેવાઓ.૫૮

"એ પ્રહર્તવ્ય લક્ષ્ય અવે તે' વિલોકાઓ." એમ ઉક્ત અર્જુન, કાર્મુકને મણ્ડલી કરીને ભાસને ઉદ્દેશીને સ્થિત થયો.. અર્જુને એમ ઉક્ત હૃષ્ટવત્રુરુદ્રદ્રોણ બોલ્યા કે-"મુક"......૫૯

૫૧ પૃ ૧૭૧. ૫૨. પૃ. ૬૬-૬૭ ૫૩. પૃ ૨૩ ૫૪. પૃ. ૧૯૧.

૫૫ પૃ ૭૮. મનસુખરામ અમેરુ સામાન્ય નામ માટે ગુજરાતી બનાવતા લગભગ હમેશા ઉપર આપ્યા છે તેવા અર્થો કૌંસમા કે નોધમા આપતા

૫૬ પૃ. ૭૦. ૫૭. પૃ. ૭૧. ૫૮. પૃ ૮૨.

૫૮ પૃ. ૩૩. આ ભાગ સંસ્કૃતનું ભાષાતર છે. ૫૯. પૃ. ૩૯. આ સંસ્કૃતનુ ભાષાતર છે

કરાયાં છે—શિખાયાં છે અસ્ત્રો જેઓએ એવા.૬૦

તેમણે પ્રસન્નમનશંકર કે બીજા કોઈ પાત્રના મોંમાં પણ આવી ભાષા નથી મૂકી. સંસ્કૃતમાં ળકાર ન હોવાથી મનસુખરામ એનો પૂર્ણ બહિષ્કાર કરી મલ્યા, ચલ્યા વગેરે પ્રયોગો વારંવાર કરતા તેનું અનુકરણ પણ રમણભાઈએ કર્યું નથી.

ઉપર ઉતારેલાં સમાંતર ઉદાહરણો પરથી જણાશે કે મનસુખરામ ક્રિયાપદોમાં ધ્યાન ખેંચે તેવા બે ફેરફાર કરતા. અનુમાન જેવા ગુજરાતીમાં માત્ર નામરૂપે વપરાતા શબ્દમાંથી ક્રિયાપદ કરવાનો,૬૧ અને બોલ, નીસર, ભમ, પરખ, બચ વગેરે તદ્ભવ ધાતુનું ફરી સંસ્કૃતરૂપ યોજી તેનાં રૂપાખ્યાન કરવાનો. રમણભાઈએ એને બદલે સંસ્કૃત રૂપાખ્યાનો આપ્યાં છે કે કર્મણિ ભૂતકૃદંતની સાથે સહાયકારક મૂકીને ક્રિયાપદરૂપે પ્રયોગ કર્યો છે. રમણભાઈએ શબ્દોનું સંસ્કૃતીકરણ કરવાની ટેવને પરાકોટિએ પહોંચાડી છે. "સંસ્કૃતપ્રાય શબ્દરચના શબ્દયોજના શબ્દરૂપ વગેરે"૬૨ના આગ્રહની હસનીયતા દર્શાવવા તેમણે મનસુખરામથી આગળ જઈને કોઈવાર વિભક્તિપ્રત્યય કે સર્વનામ ગુજરાતીને બદલે સંસ્કૃત વાપર્યાં છે; જેમ કે, "કાર્યપ્રસંગમાં કચિત્ ન્યૂનતા છે?"૬૩ "કોઈ...અસ્માકં દોષ ન દર્શાવે."૬૪ "કશ્ચિત્ એકદા અજ્ઞાન પણ અધુના ..."૬૫ ઇત્યાદિ.

એ નોંધવું જોઈએ કે ઉપર નિર્દેશેલા વિવિધ વાણીવિચિત્ર્યને પાત્રના સ્વભાવગત નિર્બળતાનું મર્મ ગણીએ, તો પુસ્તકમાં નર્મનું હાસ્ય ખાસ નથી. આપી તો 'ભદ્રંભદ્ર'ના હાસ્યપ્રકારો ગણાવવાનું કામ શરૂ કરવું સહેલું છે, પૂરું કરવું મુશ્કેલ છે. એ ગ્રંથ હાસ્યની કલાના અનેક અને વિવિધ નમૂનાઓનું સંગ્રહસ્થાન છે.

'ભદ્રંભદ્ર'ના આ બધા હાસ્યનું મૂળ પ્રયોજન રૂઢિચુસ્ત વર્ગ,

---

૬૦. પૃ. ૪૦. ૬૧. વલ્લભરામ આવા પ્રયોગો કરે છે એ આપણે જોઈ ગયા. ૬૨ તા. ૨૮–૮–૯૨ના 'ગુજરાતી'માં મનસુખરામના એક નિવેદન ઉપરની તંત્રીનોંધ જુઓ પરિશિષ્ટ ૧ા.

એનું વર્તન અને એની વિચારસરણીની ઠેકડી ઉડાવવાનું છે. એટલે હાસ્યના ઉપર્યુક્ત વિવિધ પ્રકારો અજમાવી રમણભાઇએ લોભિયા ગોર મહારાજને અને તેમના દ્વારા અપાતા પ્રાયશ્ચિત્તો,[63] હિંદુ ધર્મમાં દેવોની બહુલતા,[64] હાસ્યાસ્પદ હિંદુ ભૂગોળ, સામાજિક બાબતોમાં સુધારા ન ખપે પણ રાજકીય બાબતોમાં એ જોઇએ જ તેવી પરસ્પર વિરુદ્ધ માન્યતા,[65] મિથ્યા દેશાભિમાન,[66]જ આપણું જ્ઞાન મૂળથી જ સંપૂર્ણ હતું,[65] અને આગગાડી તાર વગેરે બધું જ આપણે ત્યાં હતું એવું પ્રતિપાદન,[66] રૂઢિઓના ખોટા ખુલાસા,[67] પદાર્થવિજ્ઞાનને રૂઢિચુસ્તો દ્વારા થતો સામનો,[67] ભૂદેવોની જન્મજાત સર્વોપરિતા,[68] સમુદ્રગમન સામેની સૂગ,[68] સમય પ્રમાણે બદલવાની અનિચ્છા,[68] રૂઢિપ્રેમ,[68] ભાંગનું ને સોમનું પ્રાચીન વ્યસન,[69] જાદૂમાં સેવાતી શ્રદ્ધા,[70] શાસ્ત્રોના પ્રમાણનો વારવાર થતો અર્થહીન આગ્રહ,[71] અર્થ નહિ પણ શબ્દને જ પ્રમાણ ગણવાનો આગ્રહ,[72] શાસ્ત્રમાંથી ગમતા જ અર્થ કાઢવાની શાસ્ત્રીઓની ટેવ ને વૃત્તિ,[73] યુક્તિ અને તર્કની અમાન્યતા,[74] શ્લોકોનો અર્થ કરવાની વિલક્ષણ રીતો, કપોલકલ્પિત શ્લોકો અને પૃથક્કરણમાહાત્મ્ય,[75] શાસ્ત્રમાં ગમે ત્યાં ગમે તેવા ચમત્કારો મૂકયા કરવાની ટેવ[76] ચમત્કારમાં શ્રદ્ધા,[77] મૂર્તિપૂજા,[78] આપણો વેશ બદલી ન શકાય એવો દુરાગ્રહ,[79] જ્ઞાતિમસ્યા,[80] નાત એ સર્વસ્વ છે એવી માન્યતા[81] જ્ઞાતિના વેરઝેર,[81] જ્યોતિષવિષયક શ્રદ્ધા,[82] 'ઇશ્વરાવતાર' કૃષ્ણની

---

૬૩ પૃ ૫, ૬૩ ૬૪ પૃ ૧૩ ૩૦૭ ૬૫ પૃ ૪૧ ૬૬ પૃ ૩૬, ૮૨ ૬૬ અ ઘણી જગ્યાએ ૬૭ પૃ ૩૬-૩૭ ૬૮ પૃ ૪૨ ૬૯ પૃ ૬૩

૭૦ પૃ ૬૬ ૭૧ પૃ ૭૨ ઇ ઇ ૭૨ પૃ ૧૪૨, ૨૬૭ ઇ અનેક સ્થળે ૭૩ પૃ ૭૪ ૭૪. પૃ ૧૧૪, ૧૪૨ ૭૫ પૃ ૧૨૫ ૭૬. વિશ્વરૂપદર્શન વખતે કૃષ્ણે ખાધેલા બગાસારૂપે, પૃ ૮૨ ૭૭ પૃ ૧૪૦, ૭૮. પૃ ૧૩૧, ૨૧૦ ૭૯ પૃ ૧૮૨ ૮૦ પૃ ૯૨ ૧૦૨ ૮૧ પૃ ૨૧૧ ૮૨ પૃ ૨૨૬

અનીતિ,[૮૩] અવતારોની કથા,[૮૪] સતી થવાની પ્રથા,[૮૫] કારણ વિના દુઃખ ભોગવવાની વૃત્તિ ને તૈયારી,[૮૬] ચોખ્ખાઈ પ્રત્યેની ઉદાસીનતા,[૮૭] બ્રાહ્મણોની ક્ષુદ્રતા અને જિહ્વાલૌલ્ય,[૮૮] તેમનો લાડુપ્રેમ,[૮૯] ઉપવાસ પહેલાંનો અત્યાહાર,[૯૦] હાસ્યાસ્પદ શુકનો,[૯૧] ક્રમશઃ જ્ઞાન અને સુખનાં સાધનો વધતાં જાય છે એ હકીકતની અવગણના,[૯૨] શિક્ષા કરતાં દેવદેવીઓ,[૯૩] મૃત્યુ પહેલાં કરાવાતું સ્નાન,[૯૪] શુભ પ્રસંગે વેશ્યાનો નાચ કરાવવાની પ્રથા,[૯૫] વિધવાવિવાહની મનાઈ,[૯૬] થિયોસોફી,[૯૭] બાલિશ અર્થવાદો,[૯૮] વગેરે ઉપર કટાક્ષ કરેલા છે. ટૂંકમાં અંગ્રેજીમય ગુજરાતી,[૯૯] છાપાંવાળાઓની લાંચિયાવૃત્તિ બેજવાબદાર ગપ્પાં અને અર્થહીન ટીકાઓ,[૯૯] અનેકઅર્થી ક્ષુલ્લકવિષયી કુકવિતા અને પ્રાસ,[૧૦૦] કોર્ટો[૧૦૧] અને પોલીસો ઉપરના કટાક્ષો બાદ કરતાં બીજા બધા જ 'સનાતન' હિંદુધર્મ, આંધળી રૂઢિચુસ્તતા અને બેફામ સંરક્ષણવૃત્તિ સામે છે.

આ પ્રકારનું 'ભદ્રંભદ્ર' પુસ્તકાકારે બહાર પડ્યા પછી ધીરેધીરે પ્રકાશમાં આવતાં એની સામે સનાતન ધર્માવલંબીઓનો 'પુણ્યપ્રકોપ' જાગ્રત થયો; કેટલાંક પત્રોએ એની સામે બહુ કડક લખાણ કર્યું. 'પ્રજાબંધુ'એ લખ્યું, "સુધારાએ અત્યાર સુધી જે જે સાહસ કરેલાં છે તેમાં આ લેખથી એક વિશેષ સાહસ અને અપ્રિય પ્રયાસનો ઉમેરો થઈ ને કડવાસભરેલી લાગણીને પોષણ મળેલું છે."[૪૦]

'ગુજરાતી'એ લખ્યું :

---

૮૩. પૃ. ૧૪૨. ૮૪. પૃ. ૨૧૮. ૮૫. પૃ. ૨૧૯. ૮૬. પૃ. ૨૫૬, ૩૨૭, ૩૧૩, ૩૩૦, ૧૧૮. ૮૭. પૃ. ૨૧૭, ૨૭૭. ૮૮. આખું "નાતનો જમણવાર." ૮૯. પૃ. ૧૮. ઇ.

૯૦. પૃ. ૨૬૧. ૯૧. પૃ. ૨૮૭. ૯૨. પૃ. ૨૦૭. ૯૩. પૃ. ૩૧૧. ૯૪. પૃ. ૩૧૪. ૯૫. પૃ. ૩૩૫. ૯૬. પૃ. ૧૧૬, ૧૨૧. ૯૭. પૃ. ૮૧–૮૨. ૯૮. પૃ. ૨૭૭–૨૭૮. ૯૯. પૃ. ૪૬, ૭૨. ૧૦૦. પૃ. ૭૨-૭૩, ૩૦૬, ૩૦૭. ૧૦૧ પૃ ૨૪૫-૨૪૬

अति मलिने कर्त्तव्ये भवतु खलानामतीव निपुणा धीः ॥
तिमिरे हि कौशिकानां रूप प्रतिपद्यते चक्षु ॥१०२

'સુદર્શન'ના તંત્રી આનંદશંકરે લખ્યુ

શોચનીય છે કે રા રમણભાઇએ ભદ્રંભદ્ર (નાયક,મા જેટલી મતાંધતા ચીતરી છે તેટલી જ મતાંધતા પોતામા દર્શાવી છે હરજીવન બાહ્ય અને આંતરનો ભેદ ન સમજી 'ન્યાય અને વેદાન્તની તુલના કરવા સારૂ એક દુકાનેથી ત્રાજવા લઈ ગયો' આપણા 'સુધારાવાળા'ઓ તો પારકા ત્રાજવા ઉપર દૃષ્ટિ સરખી પણ નાખતા નથી, કેમકે તુલના કરવાનું તેઓ પસંદ કરતા જ નથી, અને ≈રે છે તો તેમા હંમેશ પોતાના ઘરના જ ફાવતા ત્રાજવા વાપરે છે બિચારા હરજીવને 'સમીચીન' અને વિપરીત એવા બે પ્રકારના પ્રમાણ છે તેનો ભેદ પારખવા ન્યાયશાસ્ત્રનુ અધ્યયન કર્યું એને ખબર ન હતી કે ન્યાયશાસ્ત્ર હવે પ્રાચીન તર્કજાલનો કચરો હતો એમ સિદ્ધ થઈ ચૂક્યુ છે, અને "સમીચીન" અને "વિપરીત"ના બહુ સરળ લક્ષણ 'સુધારાવાળા'ને હાથ લાગ્યા છે. નવીન તે "સમીચીન" અને "વિપરીત" બે પ્રકારનુ, જે જે પ્રાચીન અને જે જે અમુક વ્યક્તિનું ।૧૦૩

. ...રા રમણભાઇના આ પ્રયત્નની નિષ્ફલતાનુ બીજુ કારણ એ છે કે 'સેટાયર'મા એના વિષય પ્રતિ જે થોડો ઘણો દયાભાવ હોવો જોઇએ–એમા પણ મનુષ્યત્વ [છે] એવો જે સ્વીકાર હોવો જોઇએ–એ બિલકુલ નથી ૧૦૪

આવા 'શોર્ટ કટ'ના રસ્તાઓ પરિણામે લાબા જ થઈ પડે છે યથેચ્છ અતિશયોક્તિ અને વ્યક્તિગત આક્ષેપોમા આનંદ માની તથા આવે સમયે સુધારાના પ્રશ્નની સર્વ ગભીરતા લોકદૃષ્ટિ આગળથી હરી લઈ, તથા ઉપહાસની એક ફૂંકથી સર્વ કચરો ઊડી જશે એમ મિથ્યા માની લઈ, સુધારાને સબળ કરવાને બદલે એના માર્ગમા એક વિક્ષેપ નાખ્યો છે.૧૦૪

'મહાકાલે' લખ્યુ

---

૧૦૨ 'ગુજરાતી', તા. ૭–૭–૦૧ ૧૦૩. દિ, પૃ ૨૬૧–૨૬૨ ૧૦૪. પૃ ૨૬૪ ૨૬૫

અને સંસ્કૃતિનાં દૂષણરૂપ માનતા. અનેક દેવો, મૂર્તિપૂજા અને કૃષ્ણની ભ્રમરવૃત્તિ સામેના આક્ષેપો એકાદ એકાદવાર જ આવે છે અને પ્રમાણમાં સૌમ્ય છે. હરજીવને કરેલો સમીચીન અને વિપરીતનો ઉલ્લેખ પણ આનંદશંકરને લાગે છે તેવો ટીકાપાત્ર નથી. વાર્તાના અંતિમ ભાગમાં — જેલમા ને પછી ખેલમાં — રમણભાઈ બધાં પાત્રોને ભેગાં કરવા માગતા હતા. આ પ્રયોજન માટે — હરજીવનનો જેલમાં ફરી પ્રકાશ કરવા — તેમણે ન્યાયશાસ્ત્રના સમીચીન વિપરીતનો પ્રયોગ કરેલો છે, એ ન્યાયને ઉતારી પાડવા માટે જ છે એમ ન કહી શકાય આનંદશંકરને આટલો પ્રકોપ થયો તેનું મુખ્ય કારણ એ સંભવે છે કે રમણભાઈએ શુદ્ધિનું સંરક્ષણ કરનાર એકમાત્ર લેખક મ. ન દ્વિવેદીની કદર કરવાને બદલે તેમને તોડી પાડવાનું વલણ લીધું. આનંદશંકરને મતે વેદાતીઓમાં નવી દૃષ્ટિવાળા એ એક જ હતા. એમને સબળ કરવા જોઈતા હતા. તેને બદલે રમણભાઈએ ઊલટા એમને નિબળ કર્યા[૧૦૧]

પ્રાચીન પક્ષવાદીઓને 'ભદ્રંભદ્ર' અતિશય ક્રૂર લાગ્યુ તેનું બીજું એક કારણ એ કે આપણે ત્યા કટાક્ષસાહિત્યની પરંપરા જ નહોતી, એટલે આ પુસ્તક સમજાતા વાર લાગી વળી પ્રજાએ એમાના કુરૂઢિ વગેરે સામેના આક્ષેપો ધર્મ સામેના ગણી લીધા ને ધર્મ પરની ટીકા સહન કરવાની સહનશીલતા આપણામા તે કાળે બહુ જ ઓછી હતી.

'ભદ્રંભદ્ર' પર એક વિચક્ષણ આરોપ એ છે કે એમા સુધારકોમા વિશેષ મળી આવે છે એવા કેટલાક દૂષણો આર્યપક્ષવાદીઓમાં આરોપવામાં આવ્યા છે. આથી પ્રહારનો હેતુ નિષ્ફળ જઈ ઊલટો એ પ્રહાર લેખકના જ પક્ષ પર થાય છે. આનંદશંકરે લખ્યુ હતું :

પ્રાચીનોમા ભાગ તથા મદિરાપાનનુ વર્ણન એ વર્ગ તરફ ધિક્કાર ઉત્પન્ન કરવાને બદલે કેટલાક 'સુધારાવાળા'ઓના વર્તનનુ સ્મરણ કરાવે

૧૦૧. સરખાવો પૃ. ૩૭૬ પરનુ આનંદશંકરનુ અવતરણ

પરમતઅસહિષ્ણુતારૂપ મોટા દોષને અધીન થવાથી કેવા અનર્થંકર ગ્રંથની પ્રસિદ્ધિ થાય છે તેના નમૂનારૂપ આ ભદ્રંભદ્ર છે

...રા. રમણભાઈને આપણા આર્યલોકોની પરંપરાથી ચાલી આવેલી રૂઢિઓમા એક પણ સારો અંશ જણાયો નથી. જ્યાં આર્યનામ સાથે આવો પ્રદ્વેષ હોય ત્યાં આર્યધર્મનું, આપણી સામાજિક સ્થિતિનું, આપણા નીતિના બંધારણનું નિષ્પક્ષપાત નિરીક્ષણ થવાનો સંભવ ક્યાં ?

...શું આ દોષોને ક્રમશઃ નિવારણ કરવામાં કચ્છરતી પ્રજાની બુદ્ધિ-શક્તિ તથા વ્યક્તિગત સુધારણા સમર્થ નથી કે આ અકાણ્ડતાણ્ડવ જેવો પ્રયોગ કરી જે જે વ્યક્તિઓમાં આ જાતિવિધ્વંસક દોષો રહ્યા હોય તેમને કર્કશ તથા તિરસ્કારયુક્ત વાણીથી અવળો વેગ ચડાવી વધારે અધઃપતન કરાવવામાં બુદ્ધિકૌશલ જણાવવાની અગત્ય પડી ?...

આપણા ધર્મ સાથે ઉપર વર્ણવેલા દોષોને જાણે સમવાયસંબંધ હોય એમ કલ્પી સઘળા પ્રાચીન વિચારોની એકજ સપાટે અયોગ્યતા પ્રતિપાદન કરવાનું સાહસ માત્ર રા. રમણભાઈ જ કરી શકે !

ટૂંકમાં, કોઈપણ જાતના દયાભાવ કે સમભાવ વિના એકસરખી ઉપહાસવૃત્તિથી આર્યધર્મના સારા અને ખરાબ બંને અંશો પર પ્રહાર કરવાનો એના પર આરોપ મુકાયો. પણ આ આરોપનો અર્ધાંશ ખોટા છે. બારીકાઈથી વિચારતાં જણાય છે કે રમણભાઈએ મોટે ભાગે હિંદુ ધર્મ અને હિંદુ સમાજના ખરાબ અંશોની જ મશ્કરી કરી છે. દાખલા તરીકે, કૃષ્ણે વિરાટસ્વરૂપદર્શન કરાવ્યું ત્યારે બગાસું ખાતાં અમુક શ્લોક એમના મોંમાંથી નીકળી ગયો એમ પાત્રમુખે કહેવડાવવા ધાર્યું છે૯૭ ત્યાં પણ મશ્કરી કૃષ્ણની કે વિરાટસ્વરૂપદર્શનની નહિ પણ પ્રાચીન પુરાણકારોની જ્યાં ત્યાં ગમે તેવા ચમત્કારો ઠઠાડી દેવાની ટેવની છે. વેદાંત, ન્યાય, અનેક દેવો, મૂર્તિપૂજા, કૃષ્ણની જારક્રીડા, શાક્તમત અને વિધવાવિવાહ–પ્રતિબંધ સામેની મશ્કરી હિંદુઓને ખૂંચે એવી છે ખરી, પણ પોતાને હિંદુ ગણતા રમણભાઈ[૧૦૫] એમાંની ઘણી બાબતોને સાથેસાથ હિંદુધર્મ

૧૦૫. વિ. નો તા ૩૦-૧૨-૪૭, ઇ.

અને સંસ્કૃતિના દૂષણરૂપ માનતા અનેક દેવો, મૂર્તિપૂજા અને કૃષ્ણની ભ્રમરવૃત્તિ સામેના આક્ષેપો એકાદ એકાદવાર જ આવે છે અને પ્રમાણમા સૌમ્ય છે હરજીવને કરેલો સમીચીન અને વિપરીતનો ઉલ્લેખ પણ આનંદશંકરને લાગે છે તેવો ટીકાપાત્ર નથી વાર્તાના અંતિમ ભાગમા — જેલમા ને પછી બેનમા — રમણભાઈ બધા પાત્રોને ભેગા કરવા માગતા હતા આ પ્રયોજન માટે — હરજીવનનો જેનમા ફરી પ્રકાશ કરવા — તેમણે ન્યાયશાસ્ત્રના સમીચીન વિપરીતનો પ્રયોગ કરેલો છે, એ ન્યાયને ઉતારી પાડવા માટે જ છે એમ ન કહી શકાય આનંદશંકરને આટલો પ્રકોપ થયો તેનું મુખ્ય કારણ એ મનાવે છે કે રમણભાઈએ શુદ્ધિનુ સરક્ષણ કરનાર એકમાત્ર લેખક મ ન દ્વિવેદીની કદર કરવાને બદલે તેમને તોડી પાડવાનું વલણ લીધુ આનંદશંકરને મતે વેદાતીઓમા નવી દૃષ્ટિવાળા એ એક જ હતા એમને સમળ કરવા જોઈતા હતા તેને બદલે રમણભાઈએ ઊલટા એમને નિર્મળ કર્યા[૧૦૬]

<u>પ્રાચીન પક્ષવાદીઓને 'ભદ્રભદ્ર' અતિશય ક્રૂર લાગ્યુ તેનું</u> બીજુ એક કારણ એ કે આપણે ત્યા કટાક્ષસાહિત્યની પરપરા જ નહોતી, એટલે આ પુસ્તક સમજાતા વાર લાગી વળી પ્રજાએ એમાના કુરૂઢિ વગેરે સામેના આક્ષેપો ધર્મ સામેના ગણી લીધા ને ધર્મ પરની ટીકા સહન કરવાની સહનશીલતા આપણામા તે કાળે બહુ જ ઓછી હતી

'ભદ્રભદ્ર પર એક વિચક્ષણ આરોપ એ છે કે એમા સુધારકોમા વિશેષ મળી આવે છે એવા કેટલાક દૂષણો આર્યપક્ષવાદીઓમા આરોપવામાં આવ્યા છે આથી પ્રહારનો હેતુ નિષ્ફળ જઈ ઊલટો એ પ્રહાર લેખકના જ પક્ષ પર થાય છે આનદશંકરે લખ્યુ હતું

પ્રાચીનોમા ભાગ તથા મદિરાપાનનુ વર્ણન એ વર્ગ તરફ ધિક્કાર ઉત્પન્ન કરવાને બદલે કેટલાક સુધારાવાળા ઓના વર્તનનુ સ્મરણ કરાવે

---

૧૦૬ સરખાવો પૃ ૩૭૬ પરનું આનદશંકરનુ અવતરણ

એવું છે. કેટલાક પ્રાચીનો મદિરાપાન કરતા એ ખરું. પણ 'સુધારાવાળા'-ઓમાં એ દુર્ગુણ એ કરતાં પણ વધારે વધી ગએલો અને અક્ષન્તવ્ય હતો એમ આજ સર્વનું માનવું છે.. જે દોષ થોડે ઘણે અંશે સ્વપક્ષમાં જ હોય તે પારકામાં છે એમ બતાવવા જતાં રસવિપર્યય થાય છે, અને સામા તરફ ધિક્કારને બદલે એના અન્યાયી પ્રતિપક્ષી સામે ક્રોધ ઉપજે છે. રા. રમણભાઈએ ભદ્રંભદ્રમાં ભાષણ કરવાનું શૂર પુષ્કળ બતાવ્યું છે, પણ અમને તો ભાષણની આ કલ્પના સાથે ભદ્રંભદ્ર કરતાં ટેબલ ઉપર હાથ ઠોકી ઠોકી દેશોદ્ધારનાં ભાષણો આપતો અને ખાનગી વર્તનમાં ગમે તેમ વર્તતો એવો 'સુધારાવાળો' વધારે સહેલાઇથી ઉપસ્થિત થાય છે[૧૦૭].

'મહાકાલે'—કદાચ 'સુદર્શન'નું અવલોકન વાંચી—લખ્યું હતું : "''સનાતન'' આર્યધર્મનાં વ્યાખ્યાનો વક્તાશ્રોતાના અધિકાર વિના અપાય છે તો તેવાંજ ''અર્વાચીન'' ધર્મનાં વ્યાખ્યાનો અધિકારનો લક્ષ રાખીને શું આપવામાં આવે છે ? ...બ્રાહ્મણો ઉદરંભર છે, લાડુ ઉપર જ એમની મમતા છે; ઠીક, પણ સોડાવોટર, લેમોનેડ, આઇસક્રીમ, પોર્ટવાઇન્ ઉપરની મમતા હાલ ક્યાં ઓછી છે...? એક પક્ષ ઉપર પ્રહાર કરવો એ નિષ્પક્ષપાતી સુધારકોનું કર્ત્તવ્ય નથી.''

'ભદ્રંભદ્ર' ઉપરનો આ આરોપ સાચો નથી. એક દૂષણ પોતાના પક્ષમાં હોય તેથી સામો પક્ષ એને ભૂષણ ગણીને અપનાવતો હોય તોય એની ટીકા કે ઉપહાસ ન થાય? રમણભાઇએ કર્યું છે એમ કરવું એ કાંઈ સાહિત્યનો દોષ નથી. વળી પ્રાચીન પક્ષવાદીઓમાં મદિરાપાન અને વ્યભિચાર દર્શાવાયાં છે, પણ તે મુખ્યત્વે શાક્તમતાનુયાયીઓમાં. તે વખતે ગુજરાતમાં શાક્ત ધર્મનું પ્રાબલ્ય હતું. નર્મદાશંકર મહેતાએ બાલાશંકર માટે લખતાં જણાવ્યું છે કે નડિયાદમાં તે વખતે ઘણા માણસો શાક્તમતાનુયાયી હતા ને મદિરાપાન કરતા. નડિયાદમાંથી એ પંથનું એક પુસ્તક પણ જડી આવ્યું છે. આમ રમણભાઇનો દારૂ વિશેનો આક્ષેપ નાપાયાદાર નથી. ને ભદ્રંભદ્રમાં ભાષણ કરવાનું જે શૂર દેખાય છે એ કદાચ 'ડૉન કિવક્ઝોટ' જેવા

---

૧૦૭. દિ, પૃ. ૨૫૯-૨૬૦.

મૂળ નમૂનાની અસર હોય. તદુપરાંત સુધારકોની જેમ સનાતનીઓ પણ ભાવણો કરતા જ. સુધારકો ભાવણખોર હોય તેથી ભાવણખોર સનાતનીનો ઉપહાસ ન જ કરી શકાય એમ થોડું છે ? ખાઉધરાપણું પ્રાચીનો અને અર્વાચીનો બંનેમાં વ્યાપક છે એ વાત સાચી પણ રમણભાઇનો કટાક્ષ એની સામે છે તે કરતાં વિશેષ ધાર્મિક તરીકે ખાય છે તેની સામે છે. ધર્મને નામે આટલું જ ખાણી રહે છે તેની સામે અને ધાર્મિક ગણાતી અધમ વૃત્તિ સામે તેઓ આંગળી ચીંધે છે. અને ભાગ અને મદિરાપાન વગેરેમાં જેટલો આશય સનાતન હિંદુ ધર્મનું એક સ્વરૂપ આવું છે એમ દર્શાવવાનો હશે તેટલો જ પહેલાંમાં રસિક પ્રસંગ મૂકવાનો ને બીજામાં વાર્તા સંભાર-વાનું સાધન મેળવી તે દ્વારા રસનિષ્પત્તિ કરવાનો હશે.

'ભદ્રંભદ્ર' પર બીજો એક આરોપ એ મુકાયો છે કે એમાં કેટલીક જીવંત વ્યક્તિઓને પાત્ર બનાવી તેમનો ઉપહાસ કરવામાં આવ્યો છે. 'ગુજરાતી' અધિપતિએ લખ્યું હતું.

અમદાવાદ તરફ કેટલાક સુધારાના નવીસદાઓ છે તેઓની વિરૂદ્ધમાં જેઓ કંઇકંઇ પણ સલવલાટ કરે છે તેમની વિરૂદ્ધમાં આ આખું સેટાયર છે; અને તેઓને ખુલ્લી રીતે નિંદવાની હિંમત ચાલતી નથી, ત્યારે અસેમરો બાયડીઓ પેરે મેણાટોણા મારવાને જ આ સેટાયર લખાયું છે...અમુક વ્યક્તિની નિંદા કરવા માટે આવા અધમ લેખો લખવા પ્રતિ વૃત્તિ હોરાઈ છે । અમદાવાદના કેટલાક સુધારાવાળાઓ; બ્રાહ્મણો કે જેઓ તેમની રીતિ સામા આક્ષેપ કરે છે તેઓની તરફ હંમેશાં કડક આંખે જોય છે, તેથી આ સેટાયરમાં તેવા બ્રાહ્મણો, નડિયાદના કેટલાક આગળ પડતા માણસો ને [૧૦૮]સુરત, ભાવનગર જેઓ અમદાવાદમાં જઇને રહ્યા છે અને અમદાવાદવાળાઓ ઉપર કડક નજરથી જોય છે ને તેઓને અમદાવાદીઓ સાથે સમાગમ નથી,[૧૦૮] તેવાઓને ઉદ્દેશીને આ સેટાયર લખાયલું છે [૩૬]

૧૦૮-૧૦૮ આ મોઘમ ટીકા કોને ઉદ્દેશીને છે, ને તેમાં કેટલું સત્ય છે તે જાણવાનું સાધન નથી. ભદ્રંમાં સુરતી-ભરૂચી ભાષાની નકલ તો નથી જ.

આનંદશંકરે લખ્યું હતું:

રમણભાઈ જેવામાં...અમુક વ્યક્તિ સામે આક્ષેપ કરવાની ખાસ ઇચ્છા ..માનતાં અમને ઘણી આનાકાની થઈ છે. પણ...આમ માન્યા શિવાય, કેટલાંક વચનો અને પાત્રો આ ગ્રન્થમાં કેમ દાખલ થયાં હશે એનો ખુલાસો કરવો અમને અશક્ય થઇ પડયો હતો.

...એ વિદ્વાને [મ. ન. દ્વિવેદીએ] એ વિષય હાથમાં લીધો તે પહેલાં 'તત્ત્વજ્ઞાન' તે શું અને એમાં ધટપટ અને કુટસ્થની શુષ્કવાર્તા શિવાય બીજું કાંઈ પણ હોઈ શકે કે કેમ તે વિષે ગુજરાત કેટલું અજ્ઞાન હતું ?...બીજા કોઇ કારણથી નહિ તો સામાન્ય તત્ત્વજ્ઞાન તરફ લોકરુચિ ઉત્પન્ન કરવા માટે જ રા. રમણભાઈ જેવા વિદ્વાને એની મહત્તાને માન આપવું જોઈતું હતું.૧૦૭

...અર્થાત્...માત્ર રસદૃષ્ટિએ વિચારતાં પણ એટલું સ્પષ્ટ છે કે આ ગ્રન્થમાં રા. રમણભાઈએ ઉપહાસની યોગ્યતા વિનાના ઘણા વિષયો ઉપહાસ માટે હાથમાં લીધા છે.૧૦૮

'મહાકાલે' લખ્યું હતું: "કટાક્ષમય રચનામાં જાતિચિત્ર હોવાં જોઇએ, વ્યક્તિચિત્ર મોટા દોષરૂપ ગણાય તેમ છે. રા. રમણભાઇ ચિત્ર તો જાતિનું કરવા ગયા છે પણ નજર આગળ ઉપહાસ કરવાને શોધી કાઢેલી ચારપાંચ વ્યક્તિઓ ખડી કરેલી હોવાને લીધે તે તે વ્યક્તિઓનો જ ઉપહાસ થયો છે, અને તે ઉપહાસ કરવામાં દ્વેષની છાયા લેખકના અંતઃકરણમાં પણ પ્રવર્તે છે..."

દેરાસરીએ આ ત્રણથી ઊલટો અભિપ્રાય આપ્યો હતો: "કોઈ પણ અમુક વ્યક્તિનું ઉપહાસ કરવાને એ પુસ્તક લખાયું છે એમ અમે માની સકતા નથી. આવા ગ્રન્થોમાં સહજ બને છે તેમ અમુક ભાગ વખતે અમુક વ્યક્તિને લાગુ પડી જાય છે અને એ વ્યક્તિ પોતાની ક્ષતિ પોતાને માલમ હોવાથી આ મારે માટે લખ્યું કહ્યું વગેરે માની લે એ સ્વાભાવિક છે...આવી અતિશયોક્તિને લીધે એ પુસ્તક કોઈ પણ એક વ્યક્તિને લાગુ પડતું જણાતું નથી."૧૦૯

પ્રો. ઠાકોર કહે છે: "પક્ષિલતા અને દ્વેષ જાણ્યે–અજાણ્યે રમણભાઇ

૧૦૯. 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન', પૃ. ૧૮૯. આ છેલ્લા વાક્યને મળતું મણિલાલનું વિધાન આપણે પ્ર. ૯ માં જોયું છે.

જેવાને હાથે પણ કલાસ્વાતંત્ર્યને નામે કેવા તો મેલા આક્ષેપો કરાવે છે, એ માનવીની પામરતાનું ભયંકર નિદર્શન જ "ભદ્રંભદ્ર"ના કેટલાક ભાગમાં મ્હને તો દેખાય છે."[૧૧૦] શ્રી કૃષ્ણલાલ ઝવેરી રમણભાઈની આ પ્રવૃત્તિમાં દ્વેષ નહિ, માત્ર ઉપહાસ જુએ છે.[૧૧૧] લેડી વિદ્યાબ્હેન લખે છે : "સદ્‌ગત મહાનુભાવ આત્માના જીવનમાં દ્વેષને ઓછામાં ઓછું સ્થાન હતું."[૧૧૨]

'માત્ર કોઈ એક કાળે કોઇ એક આવી વિચિત્ર વ્યક્તિ હતી એમ નહિ પણ આવી વિચિત્ર જમાત હોય છે, ને આ વ્યક્તિ તેમાંની એક પ્રતિનિધિ છે' એ અર્થમાં રમણભાઇ હાસ્યમાં જાતિ-ચિત્રને અનિવાર્ય ગણે છે; પણ જાતિ જ આવી શકે — કોઇ સાચી વ્યક્તિ નહિ, એ અર્થ, પ્રકરણ દસમામાં જોયું તેમ, તેમને સ્વીકાર્ય નથી. 'મહાકાલ'ના મતની જેમ તેમનો આ મત પણ સાચો અને પરંપરામાન્ય છે; પશ્ચિમના મહાન કટાક્ષકથાકારોએ વ્યક્તિચિત્રો પણ આપેલા છે. વસ્તુતઃ કટાક્ષકથન ત્રણ જાતનાં હોય છે : 'ડોન ક્વિશૉટ' જેવાં માત્ર જાતિ-ચિત્રનાં, 'હ્યુડીબ્રાસ' જેવા જાતિના પ્રતિબિંબરૂપ જીવંત વ્યક્તિઓના ચિત્રના, 'એબસેલોમ ઍન્ડ એકિટોફેલ' જેવાં એકંદરે જાતિને બદલે જીવંત વ્યક્તિના જ પ્રાધાન્યવાળાં. 'ભદ્રંભદ્ર' આ પૈકી બીજા પ્રકારની કટાક્ષકથા છે. એટલે એમાં વ્યક્તિચિત્ર પણ આવે જ. એટલે, "નજર આગળ ઉપહાસ કરવાને શોધી કાઢેલી ચારપાંચ વ્યક્તિઓ ખડી કરેલી હોવાને લીધે તે તે વ્યક્તિઓના જ ઉપહાસ થયા છે" એ 'મહાકાલ'ના અવલોકનમા સત્યાંશ છે, પણ તેનુ "ચિત્ર તો જાતિનું કરવા ગયા" એ વિધાન સાચું નથી. રમણભાઇને જાતિના જ ચિત્ર કાઢવાં હોત તો તેઓ જીવંત વ્યક્તિઓ અને પોતાનાં પાત્રો વચ્ચે આટલું બધું સામ્ય ન આવવા દેત.[૧૧૩] આ સંબંધમાં 'ભદ્રંભદ્ર'ની ટીકા

---

૧૧૦. ૨૧, પૃ ૨૮૨. ૧૧૧. તા. ૩૦-૬-૪૮નો
૧૧૨ તા ૨૬-૭-૪૮ નો ૧૧૩. સામ્ય માટે જઓ પરિશિષ્ટ આ.

કરવી હોય તો તે જુદા જ મુદ્દા પર કરવા જેવી છે. એમાંની વ્યક્તિની ટીકાઓ એ દોષ નથી, પણ એ ટીકા કરતાં હાસ્ય ઊડી ગયું છે, ને ઘણીવાર "હાસ્ય વિનાનો કટાક્ષ ભાંડણુ જ બની રહે"[૧૧૪] એ સ્થિતિ આવી ગઇ છે તે દોષ છે. વિવેચકોએ યોગ્ય ભારપૂર્વક નોંધ્યું નથી, પણ 'ભદ્રંભદ્ર'નો મોટો દોષ આ જ છે કે એમાં વચ્ચે વચ્ચે ઘણી વાર હાસ્ય ઊડી ગયું છે.

રમણભાઇએ મણિલાલ જેવા પ્રસિદ્ધ જનસેવકની ટીકા કરી એ માટે એમના મિત્રમંડળ (જેમાં ભોળાનાથના દીખળી પુત્રો–[૧૧૫] નો સમાવેશ થતો)ને સુલભ ઉપહાસ ઉપરાંતનું કારણ એ છે કે આનંદશંકર જેવાએ જે રીતે એમને જાણ્યા છે એના કરતાં જુદા જ સ્વરૂપે રમણભાઇ એમને ઓળખતા. મણિલાલની પ્રતિકૃતિરૂપ વલ્લભ-રામ પોતાની સ્ત્રીને મારી નાખે છે એ પ્રસંગે રમણભાઈએ ઘણે અંશે હાસ્યને જતું કરી ક્રૂર ને દંભી વ્યક્તિનું ગંભીર નિરૂપણ કર્યું છે; ઓળખાય એ રીતે પાત્ર મૂકી તેના પર આ જાતનો આરોપ મૂકયો છે. એ સાચું છે કે આ મશ્કરી મણિલાલના ઘરની પરિસ્થિતિ સમજ્યા વિના કરેલી ને અતિશય ક્રૂર લાગે છે. પણ તે ગાળામાં 'મણિલાલે પોતાની પત્નીને મારી નાખી' એવી વાત ફેલાયેલી; ને તે પરથી એ પ્રસંગ ઊભો થયો છે.

'ભદ્રંભદ્ર' પર બીજો એક આરોપ એ મુકાયો હતો કે એમાં હદ બહારની અત્યુક્તિ કરવામાં આવી છે. 'પ્રજાબંધુ'એ "આવી અસંભવિત અને અત્યુક્તિવાળી કલ્પનાઓ આ લેખમાં સ્થળે સ્થળે નજરે પડશે,"[૪૨] 'ગુજરાતી'એ "કલ્પનાથી એક સ્થૂળ ઊભું કરવામાં આવે...તેમાં હરકત નથી, પણ એ કલ્પના કેવળજ અસંભવ પર ન હોવી જોઇએ"[૪૩] અને આનંદશંકરે "પાત્રોના આચાર–વિચાર અને ભાષણોમાં......હદ ઉપરાંત અતિશયોક્તિ થઇ ગઇ

૧૧૪ 'એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા', ૮મી આવૃત્તિ, "સેટાયર."
૧૧૫. પુ છે : સમગ્ર નક્ષ, ૨મ, પૃ. ૧૧૫-૧૨૨.

છે"[૧૦૭] એવી ટીકા કરી હતી 'મહાકાલે' લખ્યુ હતું "આપણા સર્વ જુના વિચારોનો ઉપહાસ કરવામા અતિશયોક્તિની મર્યાદાનું પણ ઉલ્લંઘન કર્યું છે. ઉપહાસની શૈલી સ્વીકારવામા સત્યાર્થથી એટલે દૂર જવાયુ છે કે 'ભદ્રભદ્ર દીઠેના અદ્દભુત દર્શનનો એવ ગ્રંથકારની અનિચ્છા છતા પ્રકટ થઈ ગયો છે [?] " દેરાસરી લખે છે, "આ પુસ્તકમા જરૂર કરતા પણ વધારે અતિશયોક્તિ છે"[૧૦૯]

ખરી રીતે રમણભાઈએ જે અત્યુક્તિ કરેલી છે તે યોગ્ય છે, ટીકાપાત્ર નથી આ જાતના કટાક્ષકથન નીચે મજબૂત સત્ય પ્રવર્તતું હોવુ જોઇએ એવુ સત્ય હોય તો મશ્કરી અને અત્યુક્તિ થઇ શકે ચેસ્ટર્ટન કહે છે તેમ, "એક રીતે વિચારતા માત્ર સત્યની જ અત્યુક્તિ થઈ શકે, બીજી કોઈ વસ્તુ એ બોજો સહન ન કરી શકે."[૧૧૬]

વેદ, વેદાત વગેરેના ઉપહાસ બાદ કરતા જે દુર્ગુણો ઉતારી પાડવા રમણભાઇએ આ પુસ્તક લખ્યુ છે એ સાચેસાચ અસ્તિત્વ ધરાવતા હતા, આજે પણ એનો ઠીક ભાગ ઓછેવત્તે અંશે અસ્તિત્વ ધરાવે છે આ કૃતિમા રમણભાઇએ ઉપર જોયેલી કટાક્ષાર્હ સામ ગ્રીનો વિનિયોગ કરેલો છે તેમ કરતા તેમણે સર્જનાત્મક લેખકોના નિયમ પ્રમાણે જુદીજુદી રૂઢિચુસ્ત જીવત વ્યક્તિઓના કેટલાક સાચા અંશોને બદલ્યા છે કે આમતમ આગળ પાછળ ખસેડ્યા છે, તો કેટલાક મુખ્ય અને સર્વસામાન્ય અંશોને એ બધી વ્યક્તિઓના માનસ પર પાથરી દીધા છે અને કટાક્ષકથાકારને સ્વાભાવિક અને ક્ષમ્ય એવી છૂટ લઇ એ બધા પર રમૂજી અત્યુક્તિનો ઢોળ ચડાવેલો છે. આમ એક દરે લેખકની ઘણીખરી સામગ્રી ખરેખરી હોઇ એમનુ ચિત્ર પ્રમાણુમા વાસ્તવદર્શી બનેલુ છે "નાત મળી" "નાતનો જમણવાર," "કોર્ટમા 'કેસ ચાલ્યો'" વગેરે પ્રકરણુમા તેમણે જે અત્યુક્તિ કરેલી છે તે પણ મૂળ પરિસ્થિતિને વધુ ઉઠાવ આપવા માટે કલાકારને અપાતી છૂટ મુજબ કરેલી છે "શોધ કરવામા

૧૧૬ જુઓ પૃ ૧૦૦ ઉપર ઉદ્ધૃત

બનેલું સાહસ" જેવા બનાવો રોજિંદા નથી, તોપણુ એકવાર પાત્રોને એવી પરિસ્થિતિમાં મુકાયેલાં કલ્પીએ તો સ્વાભાવિક અને પ્રતીતિકર છે જ.

એ પ્રશ્ન ઊઠવાનો સંભવ છે કે ભદ્રંભદ્ર જેવું પાત્ર જગતમાં શકય છે ખરું? આવું મૂર્ખ અને ભ્રમિત પાત્ર વાસ્તવિક કહી શકાય? એ અંગે આનંદશંકરે પણુ કહ્યું હતું: "ગુજરાતી સાહિત્યમાં, બલ્કે જગતના સાહિત્યમાં, આ ગ્રન્થ એક અપૂર્વ ઉમેરો છે: એનો નાયક ત્રણુ લોકમાં પણુ મળવો કઠણુ...છે."૧૧૭ સાધારણુ જીવનમાં એવાં પાત્રો મળતાં નથી એ ખરું છે, પણુ એના સ્વભાવના અંશ વાસ્તવિક છે. એ અંશ ત્યારના સમાજમાં હતો. એ જ અંશને મોટો કરીને રમણુભાઇએ જીવતું પાત્ર બનાવ્યું છે. આ રીતે વાસ્તવિકમાં ને આમાં તફાવત એટલો જ છે કે આ વધુ મોટા ફલક ઉપર દોરાયેલું છે. સાહિત્યપરંપરાએ કટાક્ષકથનકારોને આ રીતની અત્યુકિત કરવાની છૂટ આપેલી જ છે. બીજી રીતે વિચારતાં, રમણુભાઇએ ભદ્રંભદ્રને એક જાતનો ભ્રમિત કલ્પેલો છે, અને એક વાર મગજ ભ્રમિત થયા પછી ઠેરઠેર, પ્રસંગેઅપ્રસંગે નાનામાં નાની વાતમાં કાંઇ પણુ વિભાવ મળતાં એનો આવેશ બહાર આવે એ સ્વાભાવિક છે. સર્વાંટિસે પણ કથામાં ને નાયકમાં આટલી અત્યુક્તિ કરેલી જ છે.

'ભદ્રંભદ્ર' ઉપરનો એક આરોપ એવો છે કે નાયકને વારંવાર માર મરાવી એ મારને હાસ્યનું આલંબન બનાવવામાં આવ્યો છે. આનંદશંકરે લખ્યું હતું: " જે રસનું આપણા પૂર્વજોને ભાન પણુ ન હતું અને જે ઉપજાવવા માટે પશ્ચિમમાં સ્વિફ્ટ, એડીસન, થેકરે, ડિકન્સ્ અને સર્વેન્ટિસ જેવા વિશાળ અને ઉદાર મગજોની જરૂર પડી હતી, એ રસને અખૂટ વહેવરાવવાની આ ગ્રન્થમાં એક સરલ અને સાદી યુક્તિ શોધી કાઢવામાં આવી છે: ભદ્રંભદ્ર ઉપર થોડા

૧૧૭. હિ, પૃ. ૧૫૬-૧૫૭.

ગડદાપાટુ કે મુક્કીઓ મારતાં તુરત જ સુધારાની કીર્તિરૂપ એવી નિર્મળ પવિત્ર અને પતિતપાવન હાસ્યરસની ગંગા વહે છે !"[૧૧૭]

'ભદ્રંભદ્ર'માં આવેલાં આ ગડદાપાટુ જૂની ઢબની મૂર્ખોની ભ્રમણકથાની પરંપરાની અસર છે. સાહસ કરવા નીકળેલો નાયક સાચો વીર કે યોદ્ધો હોય તો બધે વિજય મેળવે. એ મૂર્ખ હોય તો બધે પરાજય અને એના સ્વાભાવિક પરિણામરૂપ ધપ્પા મેળવે. છતાં રમણભાઇએ એ પરંપરામાં ઘણો સુધારો કર્યો છે: એમણે નમૂનારૂપે લીધેલ 'ડૉન કિવક્ષોટ' લખાણુ તે વખતે મધ્યકાળ હતો. મારામારી ધપ્પાબાજી વગેરે તે વખતે ઘણુ વધારે પ્રચલિત હતુ. તે વખતના લોકોની હાસ્યભાવના પણ વધારે ગ્રામ્ય ને બરછટ હતી. આથી સર્વાન્ટિસે પોતાના નાયક-ઉપનાયકને ઘણીવાર ક્રૂર રીતે માર ખવડાવ્યો છે.[૧૧૮] અને આવી હાડમારીઓને પરિણામે અંતે નાયકનું મરણ થાય છે. કિવક્ષોટ અને સાંકોને માર ખાતા જોઇ સર્વાન્ટિસનાં બીજાં પાત્રોને ખૂબ આનંદ આવે છે. રમણભાઇએ ઔચિત્ય બુદ્ધિ વાપરી આવા ક્રૂર અંશો અને ગ્રામ્ય વિનોદ ઓછા કર્યા છે. નાયક-ઉપનાયકને એમણે માર તો ખવડાવ્યો છે, પણ તેમ કરતાં એ વિશે પોતે "હાસ્યરસ" મા દર્શાવેલા વિચારને વફાદાર

૧૧૮. વીશીમાના મ્યૂલડ્રાઇવરો સાંકોને હાડકાપાંસળા એક થઈ જાય ત્યા લગી ઉછાળ્યા કરે છે ત્યારે બખ્તર પહેરેલા નકલી ગવર્નર સાંકો ઉપર એના નોકરો વારંવાર પગરખા મૂકીને આવ જા કરે છે. ડૉન પોતાની પ્રિયા કે એની તસવીરને જોયા વિના એને જગતની સર્વશ્રેષ્ઠ સુંદરી તરીકે સ્વીકારવાની ના પાડનાર વેપારી પર હુમલો કરવા જતા ગબડી પડે છે અને તેને સખત વાગે છે; એટલેથી બસ ન થતુ હોય તેમ વેપારીનો એક નોકર માર મારીને એને અધમૂઓ કરી નાખે છે ડૉનના ઘોડાને ઈજા કરનાર કેરિયરો પોતાના પેકસ્ટાફથી ડૉન અને સાંકોની પૂજા કરતા જાય છે. ડૉન લશ્કર ધારી ઘેટા પર હુમલો કરે છે ત્યારે ભરવાડો પથ્થર મારીને એના દાંત તોડી પાડે છે, ને જેમને છોડાવવામા ડૉનનો હાથ હતો તે કેદીઓ જ એને પથરા મારી ઘોડા પરથી નીચે પાડે છે ઇ.ઇ.

રહ્યા છે.[૧૧૯] આ વિશે થોડો વિશેષ વિચાર સોળમા પ્રકરણના અંત ભાગમાં કરીશું.

'ભદ્રંભદ્ર'માં ખાસ કોઇ સ્ત્રીપાત્ર નથી એ વસ્તુ કેટલાકને ખૂંચી છે. 'ગુજરાતી'એ લખ્યું હતું : "ઘરમાં ભટાણી–ડોન ક્વિઝોટની દેલસિનિયા–જેવી ભદ્રંભદ્રની આચાર્યણ કલ્પી નથી; નહિતર વળી આ ગ્રંથનો રંગ ઓર જણાતે! જેમ સ્ત્રી વિનાનું ચિત્ર બોડું બટાક, તેમજ સ્ત્રી વગરની વાર્તા લુખી લચરક! ફીકી ફચરક!"[૧૨૦] શ્રી ધનસુખલાલ મહેતા 'ભદ્રંભદ્ર' અને 'હાસ્યમંદિર' માટે લખે છે કે "તેમાં એક વિચિત્રતા જણાઇ આવશે ને તે એ કે એમાં કયાંય પણ સ્ત્રીપાત્ર આવતું નથી!"[૧૨૧] સ્વ. નવલરામ ત્રિવેદી કહે છે: "ક્વીઝોટ અને પીક્વીક એ વિદેશી વીરોને સુંદરીઓ સાથે મેલાપ થાય છે, ત્યારે...'ભદ્રંભદ્ર' શૂર હોવા છતાં તેને કોઇ સુંદરીનાં દર્શન થતાં નથી, પછી વરવાની તો વાત જ કયાં રહી?"[૧૨૨]

'પિક્વિક પેપર્સ'માં પિક્વિક ઉપરાંત એના ત્રણે સાથીઓ અને નોકર સ્ત્રીઓના પ્રસંગમાં આવે છે ને અંતે તેઓ પરણે પણ છે. પણ 'પિક્વિક પેપર્સ'નો પ્રવર્તક હેતુ પ્રવાસના રમૂજી પ્રસંગો વર્ણવી આનંદ આપવાનો છે, અને એની શરૂઆત વિડંબન (બરલેસ્ક) સ્વરૂપે થઇ હોવા છતાં તે પછી એ માત્ર રમૂજી ભ્રમણકથાનું

૧૧૯. હાસ્યના પાત્રની અલ્પજીવી હાનિ થાય અથવા તો એને અલ્પજીવી દુઃખ પડે-એ કાયમનાં નથી એવી ખાત્રી થાય તો એની હાનિ મૂકવામાં વાંધો નથી. (હાસ', પૃ. ૧૧ ઇ.)

૧૨૦ તા. ૨૩-૬-૦૧નું. અલબત, આ વિધાનમાં ટકટાકી પણ છે.

૧૨૧. સ્વ, પૃ. ૨૧૭. આ વિધાન સામાન્ય રીતે સાચું છે, જો કે પુસ્તકમાં લીલાદેવી તથા 'વલ્લભરામની સ્ત્રી'ને મુંબઇની ચાલી, વલ્લભરામનું ઘર તથા કોર્ટમાં (કાળજો) સામાન્ય સ્ત્રીઓ આવે છે.

૧૨૨. 'નવાં વિવેચનો', પૃ. ૧૦૦.

જ સ્વરૂપ ધારણ કરી લે છે. એટલે પાત્રો, પ્રસંગો અને પરિસ્થિતિનું વૈવિધ્ય સાધવા માટે લેખક વિનોદોત્પાદક સ્ત્રીપાત્રો મૂકે જ. વળી, શ્રીમતી બાર્ડૅલના પાત્રથી પિકિવકનાં ભોળપણ ઉદારતા વગેરે પર પ્રકાશ નાખવાની લેખકને સારી તક મળે છે. સર્વાન્ટિસને વીરવ્રુત્ત્વ પર પ્રહાર કરવા હતા. અને વીરવ્રુત્ત્વને પ્રિયતમા હોવી જ જોઇએ એટલે એને એવું પાત્ર સર્જવું જ પડે. રમણભાઇને આવું કોઇ કારણ નહોતું. એમને પુસ્તકમાં બધાં હલકાં પાત્રો જ મૂકવાં પડયાં છે; એમાં એકે સારું પુરૂષ પાત્ર પણ નથી આવતું. એટલે સ્ત્રીને મૂકવી હોય તો એવા કોઈ સ્વરૂપમાં જ મૂકવી પડે એમ તેમણે માન્યું હશે. અને નારીપ્રતિષ્ઠાના જબરા હિમાયતી હોવાથી તેમણે સ્ત્રીઓને વિના કારણે હલકી ચીતરવાનું યોગ્ય નહિ ગણ્યું હોય. અને સ્ત્રીની ખોટ ન લાગે એ રીતે તેમણે નિરૂપણ કર્યું છે. આ સર્વ છતા એ પણ કહેવું જોઇએ કે અપકર્ષ કર્યા સિવાય સારું સ્ત્રીપાત્ર ન જ મૂકી શકાય એમ નથી. 'ડૉન ક્વિક્ઝોટ'ના પાછલા ભાગમાં ડચેસ અને 'પિકિવક પેપર્સ' માં બાર્ડૅલ વ્યતિરિક્ત કેટલાંક ખાનદાન સ્ત્રીપાત્રો પણ આહ્લાદને પુષ્ટ કરે છે જ.[૧૨૩]

'ભદ્રંભદ્ર'નો શરૂઆતનો ભાગ જોતાં રમણભાઈની રચનાકલા

૧૨૩. ઉપર બે વિવેચકોએ ભદ્રંભદ્ર પરણેલા હતા કે કેમ તે પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે. રમણભાઈ સ્ત્રીઓ મારફત હાસ્ય ઉત્પન્ન કરવા નહોતા જ માગતા એટલે એક રીતે એ પ્રશ્ન નિરર્થક છે છતા એ પરણેલા હતા એમ માનવું હોય તો તે માટે આટલું સાધન છે : "અદ્‌ભુત દર્શન" ના પ્રકરણમા પૃ ૧૮૯ ઉપર તેઓ કહે છે, 'પ્રેમની સ્મૃતિ થઇ અને ગૃહ પ્રતિ ગમન કરવાની વૃત્તિ થઇ.' "કોર્ટમા "કેસ" ચાલ્યો" મા તેઓ વિદ્યમાન શબ્દ વાપરે છે તે અંગે તેમનો વકીલ કહે છે, "જે સ્ત્રી પોતાને 'સૌ.' કહેવડાવે તેના ધણીએ તો પોતાને 'વિ.' કહેવડાવવો જ જોઈએ, નહિં તો લોકોને શક પડી જાય કે ધણી હયાત ન છતા સ્ત્રી શા આધારે પોતાને સૌભાગ્યવતી કહેવડાવે છે" (પૃ ૨૦૬)

જણાઈ આવે છે. જેમને સહુથી વધુ ઉડાવવા હતા તે મણિલાલ નભુભાઈની પ્રતિકૃતિ વલ્લભરામનો ઉલ્લેખ આગગાડીમાં જ–બીજા પ્રકરણમાં, 'જ્ઞાનસુધા'ના પહેલા જ હપ્તામાં–થાય છે અને મુંબઈ-માંના પ્રસન્નમનશંકર, કુશલવપુશંકર વગેરે પાત્રો સાથે સંયોગ કરાવનાર રામશંકર અને શિવશંકર પણ આગગાડીના એ જ ડબ્બામાં છે. આ ડબ્બામાં પહેલવહેલી વાર મળતો હરજીવન મુંબઈ-માં પણ એકથી વધારે સ્વરૂપે મળે છે અને અંતે જેલમાં પણ એ રામશંકર અને શિવશંકર સાથે હાજર થાય છે. ભદ્રંભદ્રને જુદે જુદે સ્થળે પ્રવાસ કરાવવા માટે અમદાવાદથી મુંબઈ અને ત્યાંનું પ્રયોજન પૂરું થતાં પુનઃ મુંબઈથી અમદાવાદ લઈ જવાની યોજના પણ સારી છે.

પહેલાં છ પ્રકરણો એટલે કે "માધવબાગ સભા" સુધી સર્વાન્ટિસની ધાટીની આ એક પ્રકારની ભ્રમણકથા બરાબર ચાલે છે. પણ પછીનું પ્રકરણ ("જયયાત્રા") વાતોમાં પાછળથી જે દીર્ઘ-સૂત્રતા આવવાની છે એ વિશે જાણે આગાહી કરાવે છે. આઠમા પ્રકરણ ("હરજીવન અને શિવભક્ત")માં મુખ્યત્વે વાતચીત હોવા છતાં પણ વાર્તા કંઈક આગળ ચાલે છે, પણ નવમા પ્રકરણ ("પ્રસન્નમનશંકર") માં લાગી આવે છે કે રમણભાઈની સામગ્રી ખૂટી ગઈ છે, અને હવે એની ખોટ તેઓ વાતો દ્વારા જ પૂરી કરવા માગે છે. એ પછીના પ્રકરણ "વંદાવધ"માં પણ ઠેઠ પાછળના ભાગમાં જ રસ જામે છે, અને તે પણ પૂરેપૂરો નહિ. તે પછીનું "નાત મળી" નું પ્રકરણ પાછું લગભગ "માધવ-બાગ સભા" ની સરસાઈએ પહોંચે છે, અને તે પછીના "પોલીસ ચોકી" માં ફરી હરજીવન જેમાં વસતો હતો તે મુંબઈની યાદ આવે છે. છતાં એમાં ગંવારો કરતાં વર્ણન કંઈક વધુ છે. હરજીવનનાં પ્રક-રણોની સચોટતા ને વિનોદ એમાં નથી. એ પછીના પ્રકરણમાં "વિધવાવિવાહ"નું પુરાણ ડહોળાયેલું છે. તે પછીનાં "ભૂતલીલા,"

''ભૂતમ ડળમા પ્રવેશ,'' ''રસોઇ, રસોડુ અને ભદ્ર ભદ્ર,'' ''વિશ્રાન્તિ-વકીલ'' મા વાર્તારસ કઇક જુદે-નવે માર્ગે વળે છે અનુગામી પ્રકરણ ''શોધ કરવામા બનેલુ સાહસ'' પાછુ અમુક અશે પુસ્તકના શરૂઆતના ભાગની યાદ આપે છે પણ તે પછીના ''વલ્લભરામના દાવા'' જેવા પ્રકરણથી આપણી એ આશા જરા કુઠિત થાય છે તદ્દનુગામી ''ભદ્રભદ્રે દીઠેલુ અદ્‌ભુત દર્શન''નુ પ્રકરણ વર્ણનચાતુર્યનો બહુ જ ઊચો નમૂનો હોવા છતા જાણે જુદુ જ પડી જાય છે તે પછીના ''રાત્રિમા થયેલા અનુભવ''મા પણ પુસ્તકના શરૂઆતના ભાગની મજા આવતી નથી એમા પણ પાછલી છ સાત લીટી[૧૨૪] બાદ કરીએ તો અદ્‌ભુત રસ વધારે છે અને તે રીતે એ એની આગળના પ્રકરણના વર્ગમા આવે તેવુ છે અને એ લીટીઓ તો ગ્રથકાર આવૃત્તિમા ઉમેરેલી છે એ પછી ત્રણ પ્રકરણોમા તદ્દાયચદનુ આડપુરાણ આવે છે એમા ભદ્રભદ્ર અને એમનો શિષ્ય મુખ્ય પાત્રોને બદલે ઉપપાત્રો બની જાય છે, ને પુસ્તક કટાક્ષકથન છે એ વાત લેખક ભૂલી જાય છે. તે પછીના ''કોર્ટમા ''કેસ'' ચાલ્યો'' એ પ્રકરણમા રમણભાઈ ફરી-સોળે કળાએ ખીલે છે, પણ તે પછી ''બ્રહ્મભોજનની ચિંતા'' નુ પ્રકરણ સામાન્ય બની જાય છે ''નાતનો જમણવાર'' વર્ણનની દૃષ્ટિએ સારુ છે, પણ વાર્તામા એ આખુ પ્રકરણ કથાદૃષ્ટિએ જોઇએ તેટલુ એકરસ થતુ નથી ''કેસ ચૂકયો'' નો શરૂઆતનો ભાગ બાદ કરતા એમા વસ્તુ બહુ આગળ વધતુ નથી છેલ્લુ પ્રકરણ (''જેલમાથી નીકળ્યા અને ખેલમા ગયા'') એના વાતાવરણને લીધે આખા પુસ્તકમા જોઈએ તેટલુ બધ બેસતુ નથી, અને એમા પણ ત્રણ ચાર પાનામા આગળ છેડવા રહી ગયા હશે તેવા સુધારા વિષયક વાદવિવાદ આવે છે

---

૧૨૪ પાછળથી ખબર પડી કે શબ માત્ર મીણનુ હતુ અને તે પર ગુલાલ નાખી લોહીનો દેખાવ કર્યો હતો, તથા હમારા સન્માનાર્થે આ વિનોદની રચના થઇ હતી' ઇ

આ વિવરણથી જણાશે કે પુસ્તકનાં પહેલાં ૭ પ્રકરણ જેટલી એકરૂપતા સુસંવાદિતા પ્રવાહ તથા હાસ્ય પાછલાં પ્રકરણોમાં આવ્યાં નથી. આથી જ પ્રો. બ. ક. ઠાકોરને 'ભદ્રંભદ્ર' "બહુ લાંબું પડે છે",[૧૧૦] અને સ્વ. દેરાસરી[૧૨૫] તથા નવલરામ ત્રિવેદીને[૧૨૬] એક પુસ્તકમાં બે પુસ્તકનો આભાસ થાય છે. નવલરામ કહે છે: "રસ પાછલા ભાગમાં મોળો પડી જાય છે તેનાં કારણો લખાણનો જીવન સાથેનો સંપર્ક તદ્દન તૂટી જાય છે અને તેમાંનો સુધારા માટેનો જુસ્સો હદપાર વધી જાય છે તે લાગે છે."[૧૨૨] શ્રી. જ્યોતીન્દ્ર દવે કહે છે, એમાં શરૂઆતમાં જનસ્વભાવનાં અનેક સુરમ્ય ચિત્રો આવે છે, પણ પાછળથી માત્ર આપણા સમાજ અને અમુક ખાસ વ્યક્તિઓ પર જ લેખકની શક્તિ કેંદ્રિત થાય છે. "'જેલમાંથી ખેલમાં ગયા' એ આખું પ્રકરણ, શિવ અને પોદિયાની રમત, ભદ્રંભદ્રે કરેલો અદ્‌ભુત પ્રવાસ વગેરે માત્ર પૃષ્ઠસંખ્યા જ વધારે છે."[૧૨૬]

પ્રસંગો ખૂટતાં, સુધારાના એકે એક પ્રશ્નને આંબવાનો પ્રયત્ન થતાં, ને ભાષણ કરવાની વૃત્તિ બેફામ બનતાં એકવિધતા, દીર્ઘસૂત્રતા ને કંઈક પિષ્ટપેષણનો દોષ નિષ્પન્ન થઈ વાર્તારસ ઓછો થાય છે, કેટલીક વાર કંટાળો આવે છે. ઘણીવાર તો એક એક પ્રકરણમાં સુધારાને લગતા વિધવાવિવાહ, સ્ત્રીકેળવણી, સમુદ્રગમન જેવા એક એક વિષયની ચર્ચા કરી હોય એવો ભાસ થાય છે.[૧૨૭] સાતમા અને તેરમા પ્રકરણનાં મથાળાં પણ એ વાત ઉઘાડી પાડી દે છે. સુધારાના ઘણા ખરા પ્રશ્નોને સમાવી લેવા એ સિદ્ધાંત

૧૨૫. 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન,' પૃ. ૧૮૯.

૧૨૬. 'ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી, ૧૯૪૧-૪૨' વિભાગ ૩, પૃ. ૧૬૦-૧૬૧.

૧૨૭. અલબત, ભદ્રંનાં પ્રકરણો પાછળથી—તે પુસ્તકાકારે પ્રસિદ્ધ કરતાં—પાડવામાં આવ્યાં છે.

તરીકે ખોટુ નથી, પણ રસની ક્ષતિ વિના તેમ કરવા માટે બહુ સમર્થ કથાવિધાનની જરૂર પડે, જે આ પુસ્તકમા નથી અહીં વાતાવરણની એકસૂત્રતા નામશેષ છે, ને વિભાગોમા નહિ પણ સમગ્રપણે વિચારતા યોજના નહિવત્ છે, જેનું મુખ્ય કારણ કથા ટુકડે ટુકડે લખાઈ તે છે

રમણભાઈના બચાવમા એ વસ્તુ રજૂ કરી શકાય કે નવલ એ સાહિત્યસ્વરૂપ જ મૂળે બહુ શિથિલ છે, અને એમાયે બનાવોની પરસ્પર ઘટના ને પાત્રવ્યક્તિત્વમા અસંગતિ આવે, અને ઘણા અસભવિત પ્રસગો સાથે બને એ ભ્રમણકથા અને હાસ્યકથાના આયોજનના તો અગભૂત છે અને બધા હાસ્યકથાકાર કે ભ્રમણ કથાકાર વુડહાઉસ બની શકતા ન હોવાથી એનુ એ આયોજન સ્વીકારી લેવા જેવુ છે આમ છતા બીજે પક્ષે એ પણ સાચુ છે કે રખડુકથાની કડીઓ ઢીલી હોય એ ખરુ, પણ તે છેક 'ભદ્ર ભદ્ર' જેટલી ઢીલી નહિ ને એમા ક્રિયા તો આવ્યા જ કરવી જોઈએ

એક પચીસી પછી 'લાબા વખતથી બધાઇ ગયેલી લોકોની ધાર્મિક માન્યતાને દુખવનાર' તરીકે જેઓ વાયકોમ અછૂત-સત્યાગ્રહનો વિરોધ કરવાના હતા તેમને હાથે કાકાસાહેબે જેને 'અસિડ પ્રયોગ' કહ્યુ છે[૧૨૮] એવુ આ હથિયાર વપરાયુ પરિણામે તત્કાળ તો, સુદર્શન' અને 'મહાકાલે' આગાહી કરી હતી તેમ, એણે આપણા શાસ્ત્રી અને રૂઢિચુસ્ત વર્ગને સુધારા અને સુધારકો તરફ વધુ તિરસ્કારવાળો કર્યો હશે, પણ બહુ થોડા વખતમા એની સારી અસર સમાજ પર થવા લાગી ભદ્રભદ્રતામા રહેલા ઘેલછા કદચા પણુ અને હસનીયતા જનતાને સમજાવા લાગ્યા ધાર્મિક અને સામાજિક દોષો ઉપરાત ભાષણની દીર્ઘસૂત્રતા વાહિયાત દલીલો જેવા એમા આલેખવામા આવેલા દોષોની ઉપહાસપાત્રતા પણ લોકોએ જોઇ અને વર્જ્ય ગણી એવુ વર્તન કરનારની મશ્કરી

---

૧૨૮ રવ પૃ ૧૦૮

કરવા માંડી. શ્રી. ધનસુખલાલ કહે છે, "મિત્રોમાં કે સાધારણ સભાઓમાં' પણ જ્યાં સાચી દલીલોનો અભાવ જણાવા માંડે કે તરત જ હાજર રહેલામાંથી કોઈ બોલી જ ઊઠે કે, "અમેરિકામાં ઘોડા દોડે છે તેથી શું? સ્પેનથી આણીને ઘોડા ત્યાં છોડી મૂક્યા પણ તેથી શું? સમય–સમય–પ્રસંગ!" "શાંતં પાપં', અમ્બારામ, શાંતં પાપં" એ વાક્યથી ઘણા માણસોનાં લાંમાં ભાષણ ટૂંકાવી દેવામાં આવતાં હતાં."[૧૨૯]

. આમ ધીરે ધીરે 'ભદ્રંભદ્ર' અતિશય લોકપ્રિય થઈ પડ્યું. આનંદશંકર જેવા એના કટ્ટર વિરોધીએ પણ પાછળથી એને કંઈક વખાણ્યું.[૧૩૦] શ્રી. ધનસુખલાલ કહે છે, "એની લોકપ્રિયતાના સમયમાં ભદ્રંભદ્ર, અંબારામ અને વલ્લભરામનાં ભાષણો ઘણાને જિહ્વાગ્રે હતાં. ઘણાં માણસો એક જ જગ્યાએ જતાં હોય તો અવશ્ય સામો આવનાર પુરુષ એમ પૂછતો જ કે, "ક્યાં ચાલ્યા?" તરત જ પાંચ સાત મનુષ્યોના મુખમાંથી ઉત્તર મળતો કે "માધવબાગમાં." ...એ સમયે ભદ્રંભદ્રમાંથી કંઈક પણ બોલવું એમાં બોલનારની ઉચ્ચ હાસ્યરસિકતા જણાતી."[૧૨૯]

તે વખતે 'ભદ્રંભદ્ર' એટલું બધું લોકપ્રિય થયું હતું કે એમાંના અનેક ભાગો–કોર્ટનું દૃશ્ય તો ખાસ–શાળાઓ અને કોલેજોમાં વર્ષોવર્ષ ભજવાતા,[૧૨૯] અને લોકો તેને બહુ ઉત્સાહથી વધાવી લેતા. આમ 'ભદ્રંભદ્ર' આપણા સાહિત્યના ઇતિહાસમાં સીમાચિહ્નરૂપ થઈ પડ્યું અને વહેવારુ દૃષ્ટિએ પણ રમણભાઈએ એ મારફત ઘણું કાર્ય સાધ્યું.

## પરિશિષ્ટ ૩: પાશ્ચાત્ય કટાક્ષકથનોની અસર

આ પરિશિષ્ટ પાશ્ચાત્ય સાહિત્યની આ પુસ્તક પરની અસરનો મુદ્દો સ્વતંત્ર રીતે વિચારવા લખ્યું છે. 'ભદ્રંભદ્ર' પર પાશ્ચાત્ય હાસ્યકથનો અને હાસ્યપુસ્તકોની અસર છે જ. તે વખતે પશ્ચિમનાં વિવિધ સ્વરૂપો

૧૨૯. સ્વ, પૃ. ૨૧૪–૨૧૫. ૧૩૦. 'પરિષદ–પ્રમુખોનાં ભાષણો,' પૃ. ૩૮૫.

ને નમૂના લઈને અન્યત્ર લેખકો લખતા; ને આ દાખલામાં રમણભાઈએ પણ તેમ જ કર્યું છે. 'ભદ્રંભદ્ર'નું પ્રયોજન અને સ્વરૂપ–એનું આખું ખોખું કે ઢાળો 'ડૉન ક્વિક્ઝોટ'નો છે; ને એને એ ઘણી રીતે અનુસરે છે. કદાચ એ પુસ્તક પરથી જ રમણભાઈને 'ભદ્રંભદ્ર' લખવાનું સૂઝયું હોય. મુખ્ય રેખાઓ ઉપરાંત કોઈક વિગતો પણ એમાંથી સૂઝી લાગે છે. જેમ ક્વિક્ઝોટનું ચિત્ત વીરત્વવનાં પુસ્તકો વાંચીવાંચીને ભ્રમિત થઈ ગયું છે તેમ ભદ્રંભદ્રનું ચિત્ત સનાતન આર્યધર્મની શ્રેષ્ઠતા અને સુધારાની દુષ્ટતાના વિચારો કરી કરી ભ્રમિત થઈ ગયું છે ક્વિક્ઝોટ યોદ્ધાઓ (નાઈટો)ને અનુરૂપ પોશાક તૈયાર કરે છે; તો રમણભાઈએ ભદ્રંભદ્રને બ્રાહ્મણનો લાક્ષણિક પોશાક પહેરાવ્યો છે. ક્વિક્ઝોટ બીજા યોદ્ધાઓનો પરાજય કરવા નીકળે છે તો ભદ્રંભદ્ર સુધારકોનો પરાજય કરવા નીકળે છે. ક્વિક્ઝોટને તો સાચેસાચા ભાલાથી યુદ્ધ કરવાનું છે. ભદ્રંભદ્રને એ રીતે યુદ્ધ કરવાનું નથી, એનું બલ "શરીરશક્ત્યો નહિ પણ વાચાયા" છે, તો પણ "જયયાત્રા" જેવા પ્રકરણમાં એ યુદ્ધની જ વાતો કરે છે. ડૉન ક્વિક્ઝોટ વીશીને રાજમહેલ માની લે છે તો ભદ્રંભદ્ર જેલને મહેલ ગણે છે ડૉન ક્વિક્ઝોટને પવનચક્કી રાક્ષસ લાગે છે, ને ઘેટાનું ટોળું લશ્કરરૂપે ભાસે છે તો ભદ્રભદ્રને ભિખારીમા અને જાતજાતની વ્યક્તિઓમા સુધારાવાળા અને એમના સૈન્યના દર્શન થાય છે. ડૉન ક્વિક્ઝોટ અને સાન્કોને જેમ અનેક જગ્યાએ માર ખાવો પડે છે તેમ ભદ્રંભદ્ર અને અંબારામની પણ અનેકોને હાથે પૂજા થાય છે.

'ભદ્રંભદ્ર'ની શરૂઆતના "જયયાત્રા" સુધીના સાતેક પ્રકરણોનો ઢાળો ખાસ 'ડૉન ક્વિક્ઝોટ' જેવો છે, તો પહેલા છ પ્રકરણોમાની વિગતોની પૂરણી 'પિક્વિક પેપર્સ' જેવી વધારે છે હરજીવન ને શિવભક્તના પાત્ર ને એમની બનાવટો જિંગલ ને જોબ ટ્રૉટર પરથી સૂઝ્યા છે 'પિક્વિક પેપર્સ'નુ ત્રીજું પ્રકરણ, જેમા જિંગલનુ ઓળખાણ થાય છે, અને 'ભદ્રંભદ્ર'નુ ચોથું પ્રકરણ, જેમા હરજીવનનો પરિચય થાય છે, એ બંનેનાં મથાળા વચ્ચે અને જિંગલનો મળતિયો ટ્રૉટર સૅમ જોડે વાત શરૂ કરવાની જે કોશિશ કરે છે તેમા અને હરજીવન અંબારામ જોડે વાત શરૂ કરવા જે પ્રયત્ન કરે છે તેમા સામ્ય છે[1]

૧. સરખાવો ડિકન્સના પ્ર ૧૬ માના "Still the man kept ..

પિક્વિકની જેમ ભદ્રંભદ્ર પણ દરજીવન હુકમે હોય તો એને નશિયતે પહોંચાડવાનો એકેક વાર વિચાર કરે છે. અદાલતવાળું આખું પ્રકરણ પિક્વિકની અદાલત પરથી સૂઝ્યું લાગે છે. શ્રી પ્રસન્નમનશંકરની દેડકા વિશેની કવિતા શ્રીમતી ક્રિયો હંટરના "ઓડ ટુ એન એક્સ્પાયરિંગ ફ્રૉગ"ની સ્પષ્ટ કે નિગૂઢ અસર હોઈ શકે. "શોધ કરવામાં બનેલું સાહસ" એ 'પિક્વિક પેપર્સ'ના સોળમા પ્રકરણમાં પિક્વિક ગ્રૅટરનો પ્રેર્યો સ્ત્રીઓના છાત્રગૃહમાં ભેરવાઈ પડે છે તેની સંભવતઃ જ્ઞાત અસર છે. પુસ્તકને અંતે ભદ્રંભદ્રને આર્યપક્ષ તરફથી યથેચ્છ માન મળે છે તેનું સૂચન કદાચ 'ડૉન ક્વિક્ઝોટ'માં સાંકો પાંઝા અને 'ડેવિડ કૉપરફીલ્ડ'માં મિકોબર કથાન્તે ઈપ્સિત મેળવી શકે છે તેમાંથી મળ્યું હોય.

સેમ્યુઅલ બટલરના 'હુ ડી બ્રાસ' સાથે પણ 'ભદ્રંભદ્ર'ને સામ્ય છે. બટલરે રાજાનો પક્ષ લઈ તેને ઉથલાવી પાડનાર પોતાના સમકાલીન પ્યૂરિટનોનાં દંભ, અયોગ્ય વર્તણુક ને ધર્મઘેલછા ઉઘાડી પાડવા 'હુ ડી બ્રાસ' લખ્યું તેમ રમણભાઈએ સુધારાનો પક્ષ લઈ પોતાના સમકાલીન સનાતનીઓની ઘેલછા અને દાંભિક પોકળતા પર પ્રહાર કરવા 'ભદ્રંભદ્ર' લખ્યું. હુ ડી બ્રાસ અને બીજાં ઘણાં પાત્રો જીવતાં પાત્રોની પ્રતિકૃતિ છે. 'ભદ્રંભદ્ર'-માં પણ એમ જ છે. બટલરે સમકાલીન કવિઓની શૈલી વગેરે, કવિતાદેવીનું આવાહન, અમુક સમકાલીન કવિઓની રીતિ, 'અમુક વ્યક્તિ આ ગુણમાં ચડે કે તે ગુણમાં તે અમે નક્કી કરી શકતા નથી' એ રીતે પ્રશંસા કરવાની સમકાલીન વક્તાઓની ટેવ—આ બધાનું વિનોદી અનુકરણ કરેલું છે. એના ત્રીજા ભાગના બીજા અધ્યાયમાં સભામાં થતાં ભાષણો હાસ્યોત્પાદક રીતે મૂકવામાં આવ્યાં છે. 'ભદ્રંભદ્ર'માં પણ સમકાલીન વ્યક્તિઓનાં કવિત્વરીતિ, બોલચાલની લઢણો, વક્તવ્ય અને વક્તૃત્વની વિચિત્રતાઓ વગેરે વિડંબાયાં છે. ભદ્રંભદ્રનો સ્વાર્થ પણ પિક્વિક કે ક્વિક્ઝોટના નહિ પણ હુ ડી બ્રાસના સ્વભાવ તરફ વિશેષ ઢળે છે. 'હુ ડી બ્રાસ' માટેનાં 'કેમ્બ્રીજ હિસ્ટ્રી ઑફ ઇંગ્લિશ લિટરેચર' નાં આ વચનો 'ભદ્રંભદ્ર'ને પણ લગભગ સર્વાંશે લાગુ પાડી શકાય તેમ છે: "તેજસ્વી નર્મમર્મને કારણે પુસ્તકનો મોટો ભાગ રોકનાર ચર્ચાચર્ચી હળવી બને છે. દલીલો

"How are you, goverror ? " " અને પ્ર. ૪ માંનું "મારી સામે બેઠેલો...'હવે કયું સ્ટેશન આવશે ?' "

રમૂજી છે; અને હ બાણને લીધે નીરસ બની જાત એવી સામગ્રીને મર્માળી અમરગી ઉપમાઓ ઉઠાવ આપે છે '૨ હકિતઓનુ અતિશય હ બાણ પણ 'હુ ડી બ્રાસ'મા છે વે વાર્તાના પાછલા ભાગમા આરકથાઓ આવે એ તો 'ડૉન કિવકઝોટ'મા પણ બને છે, પણ વાર્તાના પાછલા ભાગમા માવજત જુદી બની જાય ૨એ સામ્ય તો હુ ડી બ્રાસ' સાથે જ છે ૨ આ સામ્યો છતા કર્તાએ 'ભદ્રભદ્ર' રચતા પહેલા હુ ડી બ્રાસ' વાચ્યુ જ હશે એમ ખાતરીપૂર્વક કહી શકાતુ નથી દી બ ઝવેરી કહે છે, " એ પુસ્તક વાચ્યુ હોય એની મને ખબર નથી વાચ્યુ હોય તો મને કહે "૪

## પરિશિષ્ટ આ : બિમ્બ–પ્રતિબિમ્બ

ભર્યુ છે એકદર દુનીયા વિષે જ્યા ત્યા વગોવાતુ —મણિલાલ નભુભાઈ૧

ઉપર જોયુ તેમ 'ભદ્રભદ્ર સામૂહિક તેમ અગત બને પ્રકારનુ કટાક્ષકથન છે એમાના અગત કટાક્ષો કોના ઉપર છે એનો વિચાર કરવો એ કાઈ શુદ્ધ વિવેચનના કે શુદ્ધ રસના પ્રદેશનુ કામ નથી પણ કર્તા કઇ રીતે પોતાના સર્જન માટે વસ્તુબીજ મેળવે છે એમા રૂપાતર કરે છે એને બહલાવે છે એ સર્જનના મનોવિજ્ઞાનનો પ્રશ્ન છે જ એ દૃષ્ટિએ, પશ્ચિમના કટાક્ષકથાસ પાઠકો પણ આવી વિગતો શોધીને આપવી યોગ્ય ગણે છે તેથી અને જે સાચી વ્યક્તિઓની પ્રતિકૃતિઓ કાઢવામાં આવી છે તેમના નામોનો સ્ફોટ થવાથી અગત રાગદ્વેષ જન્મવા કે વધવાનો અવકાશ ન રહે એટલા આપણે એમના સમયથી દૂર હોવાથી અહીં એવી વ્યક્તિઓ અને એવી બીજી કેટલીક સામગ્રીનો સ્ફોટ કરીશ એ લીધા વિના રમણભાઈની એ દિશાની શક્તિ અશક્તિનો સાચો ખ્યાલ પણ ન જ આવી શકે

વાર્તાના મુખ્ય પાત્રોમા ભદ્રભદ્ર ને અબારામ એ 'ડૉન ક્વિર્ઝોટ'-ના મૂળ નમૂના પ્રમાણે જુદા જુદા અશે માથી ઘડેલા કલ્પિત પાત્રો છે, જ્યારે બાકીના ઘણા નાના મોટા પાત્રોમા જીવત બિબોનુ પ્રતિબિબ પડેલુ છે આવા પ્રતિબિબો ઉપજાવતા કટાક્ષકથનકારનો પ્રયત્ન બિબ ને પ્રતિબિબના તદ્રુએ તદ્ર રેખાએ રેખા સમાન કરવાનો, બધુ સમસૂત્ર

---

૧ ૨ ૨ ભાગ ૫ પૃ ૭૫  ૩ જુઓ ૧૧૭૪-૮૦૦
૪ તા ૩૦ ૬-૪૮નો  ૧ આત્મનિમજ્જન', પૃ ૧૨

કરવાનો નથી હોતો. એ શક્ય પણ નથી. પણ કટાક્ષકાર બિંબની મુખ્ય વિચિત્ર કે હાસ્યાસ્પદ ખાસિયતોને પકડી એને વધુ મોટી કરી પ્રતિબિંબમાં દેખાવ આપે છે. અહીં રમણભાઈએ પણ એમ કર્યું છે.

બધી વિગતો સરખી નથી છતાં વલ્લભરામ તે મણિલાલ નભુભાઈ જ છે. નડિયાદમાં એમને નભુ ગોરનો મણિલાલ કહેનાર તો અહીં એને "શંભુ પુરાણીનો ભાણેજ વલ્લો" કહેવામાં આવ્યા છે.[૩]

પુસ્તકમાં આવતી વલ્લભરામની પહેલી જ ઉક્તિમાં મણિલાલની પ્રાચીન વસ્તુઓ રિવાજો રૂઢિઓ વગેરેનો ગમે તે રીતે બચાવ કરવાની, તે માટે ડી ક્વાટ્રેફેઝ,[૪] "પ્રમાણ બૂત દા. ટ્રૅચ"[૫] વગેરે અલ્પપ્રસિદ્ધ યા ઘણે ભાગે કલ્પિત પાશ્ચાત્ય વિદ્વાનોના અભિપ્રાય આપવાની, પ્રાણ-વિનિમય યોગ વગેરેના પ્રયોગો કરવાની, સાંસારિક ક્ષેત્રમાં સુધારાને અવગણવા છતાં રાજકીય ક્ષેત્રમાં તેને આવકારપાત્ર ગણવાની, અને હિંદનું તે બધું શ્રેષ્ઠ માનવાની ટેવનો તથા સંભવિતય વિદેશી સરકાર તરફથી નડી થાય તેના અણગમાનો પડઘો છે.[૬]

૨. ૨-૨. નસ.    ૩. પૃ. ૮.

૪. સુ, પૃ. ૪૩૧.    ૫. સુ. પૃ. ૬૫૩.

૬. "બ્રાહ્મણથી જનોઈ વિના બોલાય નહિ એને એ લોકો વહેમ કહે છે. પણ શાસ્ત્ર કહે છે કે ગાયત્રીમંત્રના ધ્વનિથી જનોઈના તાંતણા ફુલે છે અને તેમાં પ્રાણવાયુ રહી શકે છે. એ પ્રાણવાયુ શરીરની સ્વેદાદિ અશુદ્ધિને સુકવી નાખી આવરણ બની આકાશમાં ભમતા ભૂતદેહોના શરીરને સ્પર્શ થવા દેતો નથી......મોન્ટગ્રુફર, સ્મિક, વગેરે યુરોપના જગતપ્રસિદ્ધ વિદ્વાનોએ આ વાત કબુલ કરેલી છે. મેં હજારો વાર પ્રયોગ કરી એ અભ્યાસથી સિદ્ધ કરેલું છે...પાશ્ચાત્ય સુધારાના અંશો શું કામ આપણા દેશમાં દાખલ કરવા? હું રાજકીય સુધારા વિશે આ નથી કહેતો..... આપણા દેશમાંનું તો સર્વ શ્રેષ્ઠ જ. પાશ્ચાત્ય રાજ્યકર્તાને આપણા ગૃહસંસારમાં પડી તેમના અંશ દાખલ કરવા દેવા ન જોઈએ." (પૃ. ૩૮)

મણિલાલ જે પાશ્ચાત્ય વિદ્વાનોનાં નામ આપે છે તે ખોટાં જ છે એમ સૂચવવા રમણભાઈ વલ્લભરામમુખે "સ્વિટ્ઝરલૅંડના પ્રખ્યાત ડૉક્ટર નોઓડિ" (પૃ. ૧૬૫)નો ઉલ્લેખ કરાવે છે. બદ્રંસદ પોતે

મણિલાલ બહોળા રૂઢિપક્ષીઓના આગેવાન જેવા હતા તે વાતનું વલ્લભરામના આ શબ્દોમાં છે:

'એક વખત એવો હતો કે કંઈ ઇંગ્રેજી કેળવણી પામેલા તો ‌ુધારાવાળા જ હોય એમ મનાતું અને સર્વમાં તે જ અગ્રેસર હતા. ‌ુની પદ્ધતિના જનોને એથી ભારે મુશ્કેલી થઈ પડી હતી...તેમને ‌ોતાના વિચાર તજી દેવા નહોતા ગમતા. ઇંગ્રેજી કેળવણીનો ઉપયોગ સુધારા વિરુદ્ધ કરી તેમના મનને રુચતી પુષ્ટિ આપનારની આકાંક્ષા હતી અને તે જ પ્રમાણે કેળવણી પામેલા વર્ગને આર્યપક્ષમાં ભળ‌વામાં શાસ્ત્રીઓને શરણે જતાં લજ્જા લાગતી હતી...તે કારણથી તેમને પણ પોતાના વર્ગના કોઈ ગુરુની જરૂર હતી.'

...ત્રવાડી બોલી ઉઠયા, 'તે પુષ્ટિ આપનાર અને તે ગુરુ તે તમે જ.'૭

રૂઢિચુસ્તોને મતે ૮મણિલાલ રૂઢિચુસ્ત વેદાંતી સિવાયનાંની દલીલો ‌માં સિદ્ધહસ્ત હતા,૮ તો તેનું પ્રતિબિંબ ત્રવાડીની આ ઉક્તિમાં છે: ‌ભરામ, આજકાલ તો ગુજરાતમાં આર્યપક્ષ તમારા વડે જ દીપી છે બોલનારા, લખનારા બીજા છે, પણ વિદ્વત્તાભરેલી દલીલો આપી પક્ષનું સમર્થન તમે જ કરી શકો છો."૭

અમને સત્ય સર્વ સ્થળેથી સ્વીકાર્ય છે એમ મણિલાલે ઘણી વાર ‌છે. વલ્લભરામ પણ વારંવાર એમ જ કહે છે. પણ એનાં વચનોમાં ‌ાઈએ મણિલાલના એ દાવા વિશેનું પોતાનું દષ્ટિબિંદુ પણ સાથે સાથે ‌કરી દીધું છે:

| મણિલાલ | વલ્લભરામ |
| --- | --- |
| ‌મે પોતે તો નિરંતર જે ખરું ‌ય તેને ગ્રહવા ખુલ્લે હૃદયે ‌ જ છીએ.૯ | હું બહારથી તો એમ જ કહું છું કે જ્યાં હોય ત્યાંથી સત્ય લેવાને અમે તૈયાર છીએ. જુનું કે |

‌ત્ય નામોચ્ચાર કે પાશ્ચાત્ય પ્રમાણને અયોગ્ય ગણવા છતાં, ‌ભરામની જેમ "જગત્પ્રસિદ્ધ પંડિતશિરોમણિ મેક્સ્મ્યૂલર" (પૃ. ‌નું અવતરણ ટાંકે છે; અન્યત્ર મોન્ટ ક્વીલીનો પણ ઉલ્લેખ આવે છે.

૭. પૃ. ૧૬૨. ૮-૮. સરખાવો હિ, પૃ. ૧૭૦. ૯. સુ, પૃ. ૩૪૫.

ત્યારે સ્વતઃ સ્પષ્ટ છે કે જ્યાં સત્ય સમજાય ત્યાંથી તેને લેવું– सत्यं वदं धीमहि।...મારે આમાંનો એકે પક્ષ 'મારો' નથી. સત્ય જણાય તેનો 'હું' છું.૧૦

જો કોઈ અભિમાન હોય તો... માત્ર સત્યાભિમાન છે.૧૧

સત્ય સર્વદા સંતાતું ફરે છે, માટે ગમે તે સ્થલેથી ગમે તે દ્વારા પણ સત્ય શોધવામાં બાધ નથી.૧૨

નવું, આ દેશનું કે બીજા દેશનું, જે સત્ય હોય તે ગ્રહણ કરતાં અમને બાધ નથી. ત્યારે જ સત્યના શોધક તરીકે માથું ધરી શકાય છે. પછી જ્યારે અમુક નવી પાશ્ચાત્ય વાત સત્ય ઠરીને ગ્રહણ કરવાની આવે ત્યારે કયાં આપણે નથી કહી શકતા કે "તે અમારા સનાતન ધર્મથી વિરુદ્ધ છે? વેદ ઈશ્વરપ્રણીત અને તેને આધારે થયેલાં સ્મૃતિપુરાણ પણ તેવાં જ શબ્દપ્રમાણ, એટલે તેનું ઉલંઘન અમારાથી થાય નહિ'. વેદવ્યાસાદિ ઋષિઓથી અમે પોતાને વધારે ડાહ્યા સમજતા નથી.૧૩

સત્યનો અમારે નિષ્પક્ષપાત રીતે નિર્ણય કરવો છે એમ કહ્યા વિના તો ન ચાલે. પણ તેથી પ્રાચીન કંઈ મુકી દેવું પડશે એવા સંશયનું કારણ નથી...૧૪

વલ્લભરામનું આ વાક્ય વધારે સૂચક છે: "માત્ર સત્યશોધનના આડંબરની જ જરૂર છે, સત્યશોધનની જરૂર નથી. સત્ય તો અનાદિકાલથી આપણા પૂર્વજોને...અને તે દ્વારા આપણને મળી ચુકેલું છે. માત્ર આધુનિક પદ્ધતિનો વેશ સજવવો પડે છે"૧૫

મણિલાલને વારંવાર 'એટલે સિદ્ધ છે કે' 'એ તો સ્વતઃસિદ્ધ છે,' 'એ વાત અનાદિસિદ્ધ છે' એમ કહેવાની ટેવ પડી હોવાથી, અને વાતવાતમાં તેઓ હિંદુધર્મ કે ધર્મગ્રંથોને અનાદિ કહેતા હોવાથી રમણભાઈએ

---

૧૦. સુ, પૃ ૩૭૭. ૧૧. સુ, પૃ. ૪૧૦. ૧૨. સુ, પૃ. ૧૫૩. ૧૩. પૃ. ૧૬૩.
૧૪. પૃ. ૧૬૪. પૃ. ૧૬૬-૧૬૭ ઉપર ત્રવાડી આ બે અવતરણોને મળતું જ કહે છે. ૧૫. પૃ. ૨૧૪.

'સિદ્ધાંતસાર'નું નામ 'અનાદિસિદ્ધ વ્યવસ્થા' પાડયું છે. "વલ્લભરામના દાવા"માંની વલ્લભરામની ઉક્તિઓની શૈલી 'સિદ્ધાંતસાર' જેવી જ છે, જો કે અલ્પવિરામો તે કરતાં ઓછાં છે. "કરે નહિ', કરી શકે નહિ', કરી શકે એમ ઘટે નહિ'"[16] અને "હોઈ શકે નહિ', શક્યું નથી અને શકવાનું નથી" એ ઉક્તિઓમાં પણ એમની શૈલીનું જ સોપહાસ અનુકરણ છે[17] દાખલા તરીકે "અવલોકન"માં મણિલાલે લખ્યું હતું, "ત્યારે એ સિદ્ધ છે કે અવલોકનકારનો હેતુ વિષયના અનુબન્ધને અનુસારે તે વિષયને અધિક સ્પષ્ટ કરવા વિના બીજો છે નહિ, હોય નહિ, હોવો ઘટે નહિ"[18]

મણિલાલ સુધારક પક્ષનું ખંડન ને રૂઢિચુસ્ત પક્ષનું સ્થાપન કરવા ગમે તેવી દલીલો કરતા[19] તેનો ઉપહાસ અને તેના પરથી સૂચન લઈ કરેલું અનુકરણ 'ભદ્રંભદ્ર'માં ઘણે સ્થળે છે. મણિલાલ "વેદમંત્રોને જરા પણ ફેરફાર થયા વિના, અમુક ઉચ્ચાર સહિત અનંતયુગો સુધી જાળવી રાખવા જે પ્રયત્ન બ્રાહ્મણોએ કર્યો છે તે ઉપરથી ખરેખર તેનું અનાદિત્વ અને નિત્યત્વ સ્વતઃસિદ્ધ થાય"[20] જેવી દલીલો કરતા તો વલ્લભરામ કહે છેઃ

> "અનાદિસિદ્ધ વ્યવસ્થા" નામે પુસ્તકમાં મેં સિદ્ધ કર્યું છે કે...પૂર્વકાલમાં પણ કેટલાક [વિધર્મી] ધર્મોપદેશકોએ આપણા ઋષિઓના સરખા કેટલાક મત પ્રદર્શિત કર્યા છે તે પરથી એ જ સિદ્ધ થાય છે કે આપણો સનાતન ધર્મ ફરી ફરી અધર્મ દૂર કરવા અવતરે છે. ધર્મ તો દરેક પ્રજાના ઇતિહાસના આરંભથી જોવામાં આવે છે. માટે સર્વનો મૂળ આર્યધર્મ અનાદિ હોવો જોઈએ એ જ સિદ્ધાન્ત થાય છે.[14]
>
> આપણા શાસ્ત્રકારો ત્રિકાલજ્ઞાની હતા એ અનાદિ કાળથી સિદ્ધ છે. કેમકે હાલ પણ તેમના કેટલાક વચન ખરા પડે છે.[21]

---

૧૬. વલ્લભરામ, પૃ ૧૯૫.

૧૭. પુષ્ટિ દિ પૃ ૨૬૩ (૩) ત્યાં "એક વિદ્વાને" છપાયું છે ત્યાં "એ વિદ્વાને" જોઇએ. ૧૮. મં'વ, પૃ ૩૫૦

૧૯. પુષ્ટિ : આધનો પ્રવેશક, પૃ. ૧૬, ૨મ, પૃ. ૨૨૦.

૨૦. 'સિદ્ધાતસાર,' પૃ. ૬૧. ૨૧. પૃ ૧૬૭.

એક સ્થળે બાલારામ કહે છે:

મારે પણ એક વખત એક મુસાફરવાળા જોડે પાણીના બંબા વિષે તકરાર થઈ હતી. રસ્તામાં પીવાના પાણીનો બંબો હતો તે જોઈ તે કહે, "જુવો, તમારા બ્રાહ્મણોએ વેદના મંત્ર ભણાવ્યા પણ લોકોને મનમાન્યું પાણી આપવા બંબા ન કર્યા." મેં કહ્યું, "વેદ અનાદિ છે અને બંબો સાદિ છે," એટલે તે માત થઈ ગયો. "આદિ અનાદિનો ફેર સિદ્ધ કરો; વેદ અનાદિ હોય તો પણ તેના મંત્રના ઉચ્ચારથી શો લાભ છે?" એવા એવા અપ્રસ્તુત પ્રશ્ન હાર્યા છતાં તે પૂછવા લાગ્યો. મેં ઉત્તરમાં એ જ સિદ્ધાન્ત કહ્યા કે, "વેદની પહેલાંનાં પુસ્તકો કે વૃત્તાન્ત જડતાં નથી માટે વેદ અનાદિ છે એ સ્વતઃસિદ્ધ છે; તથા શબ્દ નિત્ય છે તેથી તેનું ફલ પણ નિત્ય છે, તેથી વેદરૂપ બ્રહ્મનો ઉચ્ચાર બ્રહ્મત્વની નિત્ય પ્રાપ્તિ કરાવે છે, એ તો બે ને બે ચાર એના જેવું સમજાય એવું છે. આર્ય શબ્દો કાંઈ પાશ્ચાત્ય શબ્દો જેવા નથી કે અર્થ સમજાયા પછી અને ચિત્તથી ભાવ ગ્રહણ કર્યા પછી તેમની અસર થાય. પાશ્ચાત્યોને તો 'સત્ય' શબ્દનો ઉચ્ચાર કર્યા પછી તેનો અર્થ જાણવો પડે છે, તેનું મહત્ત્વ ચિત્તમાં ઠસાવાથી ગ્રહણ કરવું પડે છે અને તે પ્રમાણે આચારવિચાર કરવા પડે છે ત્યારે ફળ મળે છે. 'ક્વિનિન' શબ્દનો ઉચ્ચાર કર્યા પછી તે શરીરમાં દાખલ કરવું પડે છે, ત્યારે તેની અસર થાય છે. પણ આર્યોને તો 'ઓમ્' ઉચ્ચાર કરતાં જ મોક્ષ મળી જાય છે." મારા આ અને આવા સર્વ નિશ્ચલ સિદ્ધાન્તો[૨૨] સૂત્રના આકારમાં એકઠા કરી તેનું પુસ્તક મેં પૃથ્વીના એકેએક દેશમાં દિગ્વિજય માટે મોકલ્યું છે.[૨૩]

ત્રવાડીની નીચેની ઉક્તિ મણિલાલના 'પ્રેમજીવન' અને 'અભેદોર્મિ'-માંનાં ટૂંકાં કાવ્યો ઉપરની બહુ લાંબી લાંબી નોંધો, એમના ચારિત્ર્યની

---

૨૨. આ શબ્દયુગ્મ પણ સૂચક છે.

૨૩. પૃ. ૧૬૦. વળી જુઓ પ્ર. ૧૫, પૃ. ૧૩૪. ઉપરનો છેલ્લો ઉલ્લેખ મણિલાલના કેટલાક ગ્રન્થો પશ્ચિમમાં પણ વંચાતા ને આધારભૂત ગણાતા તે પરથી લાગે છે.

શિથિલતા અને યોગ વેદાંત માયાવાદ વગેરેમા કરવામા આવતા અર્થ—કે રહસ્ય-દર્શનને અનુલક્ષીને લખાયેલી છે :

> વલ્લભરામનુ "રહસ્યલીલા" નામે કાવ્ય આપે વાચ્યુ જણાતુ નથી તેમા અજવાળાની અંધારાને નામે સ્તુતિ કરી છે અને અંધારાની અજવાળાને નામે નિંદા કરી છે અને આખરે બંનેનો અભેદ ગાયો છે ...
>
> ...એ તો મેં આપને એ કાવ્યનું રહસ્ય કહ્યું, લીલા તો જુદી જ છે "લીલા" અને "રહસ્ય" નામે કાવ્યના બે ભાગ છે. 'લીલા' કાવ્યરૂપમા છે અને "રહસ્ય" ટીકા રૂપમા છે. અધિકારીઓને "રહસ્ય"મા આનંદસ્થાન છે અને વલ્લભરામને પોતાને "લીલા"મા આનંદસ્થાન છે. મારે વલ્લભરામની કૃપા હોય તો બન્નેમા છે.[૨૪]

કૂવામાના ભોયરામાં લીલાદેવી ને નક્ષત્રો સાથે વલ્લભરામ પણ હતા, ને મણિલાલની નીચેની પંક્તિઓમા અજવાળા–અંધારાનો ઉલ્લેખ છે :

> બધી દુનીયા જુવે જેથી ગયા મુજ નેત્ર તે ફૂટી,
> બધી દુનીયાનું અજવાળું મને અંધારી તે ઊઠી ।૧

જોવા જેવુ એ છે કે ઘણી વાર વલ્લભરામ ઉપરાત પ્રાચીન પક્ષના મોવડી ભદ્રંભદ્ર અને કોઇક વાર બીજા કોઇ પાત્રની ઉક્તિદ્વારા મણિલાલની દલીલપદ્ધતિ કે બીજી અંગત ખાસિયતોનો ઉપહાસ કરવામા આવ્યો છે ઉદાહરણ તરીકે, ભદ્રંભદ્રના વિધવાવિવાહ અને સંમતિવય વિશેના વચનો મણિલાલના વિચારોનુ જ સોપહાસ અનુકરણ લાગે છે [૨૫] સંમતિવયના વાદ વખતે મણિલાલે લખ્યુ હતુ :

---

૨૪. પૃ. ૧૬૯–૧૭૦.

૨૫. દૃષ્ટાંત : "વિધવા થયે સંસારસુખ અટકે ત્યારે ફરી તેવા સુખની ઇચ્છા સ્ત્રીએ કરવી જ ન જોઈએ સંસાર મિથ્યા છે અને દુઃખથી ભરેલો છે, એવો ધાર્મિક ઉપદેશ આવે સમયે સાત્વન માટે પુરુષોએ કરી રાખેલો છે તે વિધવાઓએ ગ્રહણ કરવો...વિધવા થયા પછી ધર્મલાભ મળે એથી વધારે મહોટું સુખ શુ હોય ? સંસારમા રહેતા એવી ધર્મપ્રાપ્તિ થાય નહિ વૈરાગ્યના સર્વ પુણ્યનો વિધવાઓને અધિકાર આપેલો છે" (પૃ. ૧૧૯–૧૨૦)

...તેમ પુનર્લગ્ન માટે એક नष्टे मृते प्रव्रजिते पतौ* એ પરાશર-
વાક્ય આધારભૂત મનાય છે. પણ એ બંને આધાર ખોટા છે....

* पतिः समास एव એ પાણિનીય સૂત્રથી પતિ શબ્દને घि સંજ્ઞાનું
વિધાન માત્ર સમાસાન્તમાં જ થાય છે. ત્યારે पतौ એ વિભક્તિ અહીં
ખોટી પડે છે ને पत्यौ એમ જોઈએ. પણ લેખ पतौ એમ જ છે.
ત્યારે વિગ્રહ अपतौ એમ કરવો જોઈએ જેથી ઉક્ત સૂત્ર લાગુ થઈ
શકે. એમ થયું ત્યારે "અપતિ" શબ્દનો અર્થ એ થયો કે પતિ ન
થયો હોય ત્યાં સુધી એટલે વાગ્દાન થયું હોય તેવામાં જો કંઈકી
આપત્તિ આવે તો બીજું વાગ્દાન થાય.[26]

બદ્ધંબદ્ધ એ વસ્તુને પરાકોટિએ લઈ જઈને કહે છે :

...પરાશરસ્મૃતિનો શ્લોક બતાવવામાં આવે છે તેનો પદવિગ્રહ
તો આ પ્રમાણે છે :

नष्टे अमृते अप्रव्रजिते क्लीबे च पतिते अपतौ ।
पंचसु आपत्सु नारीणां पतिः अन्यः अविधीयते ॥

...આ શ્લોકમાં તો મૃત નહીં પણ અમૃત છે એટલે વિધવાની
વાત જ નથી... अपति નો અર્થ "વાચાવાગ્દત્તાનો પતિ" થાય
છે, એવું ગલ્પાષ્ટક કોશમાં લખેલું છે.

વગેરે વગેરે.[27] "બુતશીકા"ના પ્રકરણમાં નંદીરૂપના શબ્દોમાં મણિલાલ
કૉલેજમાં ભણતા ત્યારે સુધારક જેવા હતા અને પછી તેમનું વલણ
બદલાયું, અને તે માત્ર રૂઢિચુસ્તોની પ્રશંસા મેળવવા માટે; એવી રમણ-
ભાઈની માન્યતા તથા વિવાદ વિશેના નવમા પ્રકરણમાં જોયેલા મણિ-
લાલના કેળવણી વિશેના વિચારોનું ઉપહાસમય અનુકરણ રજૂ થાય છે.[28]

---

૨૬. સુ, પૃ. ૩૫૦.

૨૭. બદ્ધં, પૃ. ૧૧૬-૧૧૭.

૨૮. "હું કૉલેજમાં ભણતો ત્યારે સ્ત્રીકેળવણીની હીમાયત કરતો
અને તેના લાભ વિશે ભાષણો આપતો, પણ, તે તરંગ બદલાઈ ગયા.
ત્યારથી માલૂમ પડ્યું કે એ પ્રયત્ન તો સુધારાવાળાનો ખાસ છે અને
તેની બધી કીર્તિ સુધારાવાળાને મળી ચૂકી છે ત્યારથી હું સ્ત્રીકેળવણી

એમ લાગે છે કે રમણભાઇનો મણિલાલ સામે આટલા બધા પ્રહાર કરવાનો વિચાર પહેલેથી નહિ હોય. પણ, પુસ્તક શરૂ થયા પછી પણ મણિલાલ સાથે વિવાદો ચાલુ રહ્યા; ને એને લીધે એમની કલમે એમની ઠેકડી કર્યા કરી. "વલ્લભરામના દાવા"વાળો મણિલાલ વિરુદ્ધનો મુખ્ય ભાગ '૯૪ માં "ગૂજરાતના લેખકો" અંગે બંનેને વાદવિવાદ થયો એ પછી થોડા મહિના રહીને છપાયેલો છે. એક બાજૂ રમણભાઇ મણિલાલની દલીલોનું ખંડન કરવા છતાં એમની ભાષા અને રીતિને 'યોગ્ય વિવેચન-ભાષાનો નમૂનો' કહી આદર્શભૂત ગણાવતા, તો બીજી બાજૂ 'ભદ્રંભદ્ર'માં આ પ્રકાર ચાલતો!

મનસુખરામ ત્રિપાઠી અને એમના પુત્ર તનસુખરામને લેખકે પ્રસન્નમનશંકર અને કુશલવપુશંકરમાં ઉઠાવ આપ્યો છે. બંનેનાં નામો સંપૂર્ણતઃ સૂચક છે : "એ કુશલવપુનું જ નામ લોકોએ ઘોરખોદીઓ પાડેલું છે. અને એના કાકાનું નામ નખોદીઓ પાડેલું છે! એ નામ પડી ગયાં છે તે ભુલાવવા એ લોકોએ આ બે બ્રાહ્મણોને પૈસા આપી એ નામે પોતાને ઓળખાવવાને રાખ્યા છે. પૈસાની રચના કરનાર લોકો એવામાંએ પૈસાથી પોતાનું કામ સાધવા મથે છે."૨૯ — આ શબ્દો મનસુખરામ પૈસા આપી સારાખોટા કામ કરાવતા એવી ત્યારની પ્રચલિત માન્યતાનો પડઘો છે.૩૦ ૩૧મનસુખરામ બહુ જ ખટપટી હતા, સાચા વિદ્વાન નહોતા અને તેમણે ભીમરાવ ભોળાનાથના 'મેઘદૂત'ના ભાષાંતર પર કાલિદાસ નામના એક શાસ્ત્રી પાસે 'સ્વદેશવત્સલ'

વિશે હાસ્ય અને તિરસ્કારની વૃત્તિથી વાત કરું છું. નોકરીના સંબંધમાં આવલું લખવું પડે તે જુદી વાત છે. [મણિલાલ એજ્યુકેશન ઇન્સ્પેક્ટર વગેરે હતા.] પણ અંદરથી હું સ્ત્રીકેળવણીની વિરુદ્ધ છું. કોઈ વખત હાલની સ્ત્રીકેળવણીની પદ્ધતિ ખોટી છે એમ કહી તેમાંથી ખસી જાઉં છું, [જુઓ પૂર્વે પ્ર. ૯] અને કોઇ વખત વધારે સારી પદ્ધતિ કયી તે બતાવવાનુ આવે ત્યારે એકે પદ્ધતિ સમુળગી બતાવવાનું માંડીવાળું છું." (પૃ. ૧૨૮)

૨૯. પૃ. ૩૩.

૩૦ નર્મ, નરો, તા. ૨૫-૮-૯૨ પરથી. રમ, પૃ. ૧૧૫-૧૨૧.

માસિકમાં ટીકા કરાવેલી એવી રમણભાઈ મંડળીની માન્યતા[૨૯] નીચેના શબ્દોમાં વ્યક્ત થાય છે : "સુધારાવાળા મારા શત્રુ છે. તેઓ પંડિત બની મને દુર્વિદગ્ધ ઠરાવવા મથે છે પણ હું સૌરાષ્ટ્રવાસી પટેલ એટલે મારે ભાગે તો શત્રુને પણ પ્રિય વચન કહેવાં પડે...પણ આપના જેવાની દ્વારા તેમના પર નિન્દાવર્ષણ થઈ શકશે...આપને હું સર્વ રીતથી સંતુષ્ટ કરીશ."[૩૦]

મનસુખરામનાં પુસ્તકોમાં બીજા લેખકોમાંથી ઘણા ઉતારા આવતા, ને બીજાને પૂછી પૂછીને ગોઠવેલો માલ તે પોતાના તરીકે આગળ કરતા એવી રમણભાઈના મિત્ર નરસિંહરાવ વગેરેની માન્યતા[૩૧] કપરા અવતરણના બીજા વાક્યમાં અને પ્રસન્નમનશંકરના નીચેના શબ્દોમાં વ્યક્ત થાય છે. "જરાં રૂપ ન આવડ્યાથી રચેલે રચેલે વાક્ય મારે અપૂર્ણ સ્થિતિમાં રાખવાં પડ્યાં છે, તે આપથી જાણી લઈ પૂર્ણ કરી દીધાં. વિદ્વત્તાનો દમ મેં આપ જેવાની પાસેથી જ સંગ્રહ કર્યો છે."[૩૨] પુસ્તકમાં બે સ્થળે પ્રસન્નમનશંકરને વિદ્યાકર નામ અપાયેલું છે;[૩૨] કારણ નરસિંહરાવે મનસુખરામને એ નામ આપેલું, ને રમણભાઈ તે સારી પેઠે જાણતા.[૨]

ઓગસ્ટ '૯૨ ના 'સુદર્શન'માં,[૩૩] ને થોડા શાબ્દિક ફેરફારો અને સાક્ષરોની નામાવલિ સાથે તા. ૨૮-૮-૯૨ના 'ગુજરાતી'માં, ગુજરાતી ભાષા અને વ્યાકરણ અંગે સાક્ષરો પાસે કેટલીએક માહિતી માંગતી એક જાહેરાત છપાઈ હતી,[૩૪] જે નરસિંહરાવે મનસુખરામની ગણી હતી.[૩૧] મણિભાઈ વગેરેની મદદથી પ્રસન્નમનશંકર રૂઢિ વિશે જે જાહેરાતનો ખરડો

---

૨૯-૩૦-૩૧. નમ, નરો, તા. ૨૫-૮-૯૨, ૪-૯-૯૨, ૧૨-૨-૯૩, ઇ૦. મનસુખરામના વધુ સાચા ટૂંકા ચિત્ર માટે જુઓ હિ, પૃ. ૩૭૨.

૩૨. પૃ. ૭૦-૭૪.

૩૩. સુદમ, સુ, પૃ. ૬૪૫.

૩૪. નરો, તા. ૪-૯-૯૨. 'ગુજરાતી'માંથી નમમાં એ આ રીતે ઉતારવામાં આવી છે :

નિમંત્રણ

એક પ્રસિદ્ધ ગુર્જર સાક્ષર, છિન્નભિન્ન થઈ ગયેલી ગુજરાતી ભાષાના ઉદ્ધારને માટે, ભાષા અને શૈલીના બંધનને માટે એક ભાષાગ્રન્થનું ગ્રંથન કરવા ઇચ્છે છે. એ સાક્ષર નીચે પ્રમાણે ભાષાનું

તૈયાર કરે છે તે આના પરથી છે ઇંગિત અને ચેષ્ટા શબ્દ પણ એ જ જાહેરખબરમાના છે 'ગુજરાતી'મા જેમના નામો આવેલા તેમનામાના કેટલાકને નરસિંહરાવે ચેતવી મૂકેલા[૨] એ જાહેરાત મનસુખરામની હોઈ એને દાદ ન દેશો,[૩૫] ને એ કોઇએ જવાબો નહોતા આપ્યા જાળમા ગઈ પક્ષી ન પકડાવાનો ઉલ્લેખ છે તે આના પરથી[૨] કેટલાક તો અ ધરથી ચાચ મારી ઊડી જવાના સભવનો ઉલ્લેખ છે તે એ નનામા 'પ્રસિદ્ધ સાક્ષરે' આપેલા ભાષાના લક્ષણમાના ખરેખરા દોષ હરિલાલ ધ્રુવે બતાવેલા[૩૫] તેના પરથી સભવે છે અને એ જાહેરખબરમા ઉલ્લેખાયેલુ પુસ્તક હજી આજ સુધી અપ્રગટ જ છે[૨] પ્રસન્નમનરાવની ભાષાના વિશેષણો વિભક્તિ વગેરેના વિશિષ્ટ સ્વરૂપનુ મૂળ બિબ આ જાહેરાતમા છે 'અફસોસ'ને બદલે 'અપશોચ' ને 'પસદ'ને બદલે 'પ્રસન્ન' એ બને ખોટા પ્રયોગો પણ મનસુખરામના જ છે[૩૬]

---

લક્ષણ તથા બીજા બે પ્રશ્નો પૂછી તે ઉપર વિદ્વાનોના મત આમત્રે છે —

'વાણીએ કરી, વા લિપિએ કરી (વર્ણ અક ચિહ્ન વા ચિત્રે કરી) વિચારાત્મક વચન તથા ઇંગિતે કરી — ચેષ્ટાએ કરી. — વિચાર, પ્રતીત થાય તે ભાષા ભાષા એ (૧) અત કરણ (નામ માનસ) સૃષ્ટિ અથવા બહિર્જગત્ એ ઉભયની પ્રતિમા છે.' વળી 'બુદ્ધિને વિમળ વિશેષણ લગાડતા વિમળા કહેવી કે નહિ, 'અનુમન્ એ ધાતુને ગુજરાતીમા લાવતા અનુમાન્યુ અનુમાનવુ એ રૂપ કરવા કે નહિ?'

આ સાક્ષરનો ઉદ્દેશ ગુજરાતી ભાષામા સસ્કૃતપ્રાય શબ્દરચના શબ્દયોજના શબ્દરૂપ વગેરે થઈ શકે કે નહિ ને થાય તો કેટલે અશે સસ્કૃતની નિકટ રાખી શકાય, વળી રૂપપરિવર્તનમા સસ્કૃતથી ગુજરાતી થતા કેવા નિયમ ઉદ્ભવે છે તેનુ પણ દર્શન કરાવવાનો છે, માટે — મેસર્સ નૃસિહરાવ, હરિલાલ મણિલાલ, કેશવલાલ, કવિ દલપતરામ, શાસ્ત્રી વ્રજલાલ તથા બીજા જે જે વિદ્વાન ગૃહસ્થો આ વિષય ઉપર પોતાના વિચારો આપવા ઇચ્છે તે સર્વને હમે તેમ કરવા નિમત્રણ કરિયે છિયે

૩૫ નરો, દા ૧૨-૨-૯૩
૩૬ નરો, તા ૨૯-૫-૯૨, ૨૫-૮-૯૨, નસ

મનસુખરામ મણિલાલને પોતાના આશ્રિત જેવા ગણતા,[૩૭] અને એમની પાસે ખુશામતની આશા રાખતા, જે ફળીભૂત થતી નહોતી.[૩] આનો તેમને જે વસવસો હશે તે વલ્લભરામ વિશેના પ્રસન્નમનઃશંકરના આ શબ્દોમાં વ્યક્ત થાય છે:[૩] "સારી રીતવાળા ઓળખું છું. મારા આશ્રિત છે. પણ ગર્વને લીધે આશ્રિત પદથી પોતાને ઓળખાવતા નથી."[૩૮] એ પછી તરત આવે છે: "એક ઠેકાણે એમને સારા વેતનની કારાગૃહપાલની પદવી અપાવવાનો વિચાર છે કે પાછી મારા સદ્‌ગુણ સત્વર એમના ધ્યાનમાં આવે."[૩૮] આ શબ્દોમાં [૩૯]મનસુખરામે મણિલાલને ભાવનગરમાં નાયબદીવાનના ખાનગી મંત્રીની જગા અપાવેલી (પણ મણિલાલે તે જ દિવસે નડિયાદમાં ઇન્સ્પેક્ટરની નોકરી સ્વીકારેલી)[૩૯] તેનો કટાક્ષ કર્યો જણાય છે. મદંમદના પગારમાંથી અરધો પ્રસન્નમનઃશંકર લેતા એમાં મનસુખરામ બીજાઓને કારભારીપદ અપાવતા ને તેમાંથી લાભ લેતા એવી એ વખતની કિંવદંતીને આધારે કટાક્ષ છે. છેલ્લા પ્રકરણમાંનાં તેમનાં વચનોમાં પણ એની જ વિપરીતલક્ષણા છે: "મારી નિઃસ્પૃહા તો આપ જાણો છો જ. કોઈને મંત્ર, કોઈને ઉપદેશ, કોઈને પદવી, કોઈને પ્રતિષ્ઠા, કોઈને સત્તા, એમ અનેકને અનેક ઇષ્ટ વસ્તુ અપાવવા પ્રયત્ન ચાલ્યા જાય છે. પણ તે સર્વ બીજાને માટે. રાજાઓને રાજ્ય અપાવ્યાં હશે પણ પંડને કોઈ દિવસ તૃણની પણ પ્રાપ્તિ કરાવવા પ્રયાસ કર્યો નથી."[૪૦]

તનસુખરામ સારા સંસ્કૃતજ્ઞ હતા. એમનું વાચન અને વિદ્યા અસાધારણ ગણાતાં. કુટ્ટણીય મત પરની એમની સ્વતંત્ર સંસ્કૃત ટીકા ને ગાયકવાડ ઓરિયેન્ટલ સીરિઝમાં પ્રસિદ્ધ થયેલ એમનું 'ન્યાયશાસ્ત્ર' જાણીતા છે. એવા બીજા છઆઠ ગ્રંથો એમણે લખેલા છે.[૪૧] એમના પિતાના પ્રમાણમાં એ ભોળા પણ ગણાતા.[૪૧] કુશલવપુશંકરનું સંસ્કૃતનું જ્ઞાન, એની દેખાય છે તેવી વિદ્વત્તા, એનો ન્યાયશાસ્ત્રપારંગતતાનો દેખાવ અને એનું કંઈક ભોળપણ—"કુશલવપુભાઈ જરા વ્યવહારમાં કાચા છે."[૪૨] —એ સર્વનું બીજ આમાં છે

---

૩૭. નમ. મણિલાલનાં જીવનચરિત્રો પરથી જણાય છે કે મનસુખરામ તેમને સહાયભૂત થયા હતા.

૩૮. પૃ ૭૭. ૩૯–૩૯. ગુર્જર ૪૦. પૃ. ૩૪૨.

૪૧. મુલા.'(સ્વ. ભોગીલાલ ઓઝા, શ્રી. ધર્મસુખરામ તનસુખરામ ત્રિપાઠી) ૪૨. પૃ. ૭૫.

સંયોગીરાજના પાત્રનુ સૂચન સુરતમા રહેતા મુબઇ અને અમદાવાદ
સ્મૉલકૉઝીઝ કૉર્ટના જજ રાવબહાદુર કૃષ્ણમુખરામ આત્મારામ મહે
પરથી લીધુ છે. કૃષ્ણમુખરામને ત્યા મંડળી જામતી અને એ મંડળી
ધક્કામુક્કી, અને તકિયાની મારામારી કરવાનો રિવાજ હતો એના પર
સૂચન લઈને રમણભાઇએ ભૂતલીલાની વિગતો મૂકેલી છે[૪૩] કૃષ્ણમુખ
રામને ત્યા સાજને વખતે મક્તામ ડળી જામતી. એમા ભાગ લેનારા એમ
પાર્શ્વચરોને ફૂટથી ચાપાણી આપવામા આવતા અને કેટલીક વાર
એમની પગત પણ ત્યા જ પડતી.[૪૪] સનાતન આર્યધર્મીઓના ભોજન
પ્રબધનુ સૂચન આ પરથી છે ભરૂચના પોતાને શીઘ્રકવિ ગણાવ
ધીરજરામ નરભેરામ પુરાણી અને લાભ કે એવા જ કોઇ નામ
એક દક્ષિણી ઈજનેર એમને ત્યા ઘણો વખત રહેતા. કૃષ્ણમુખરામની છો
રાઓ આ બંનેની કાછડીએ ફટાકા બાધી સળગાવતા કે એવુ બીજુ કા
ટીખળ અવારનવાર કરતા. તદ્રાચંદ્ર અને ખાસ કરીને એની શીઘ્રકવિ
ધીરજ_ાકાને નામે જાણીતા ઉપર્યુક્ત કવિ પરથી, ને ખંભેરાવ દક્ષિ
ઇજનેર પરથી સૂચન લઈને સર્જાયા લાગે છે[૪૪] દેડકા ઉપરની પ્રસન્
મનરાકરની શીઘ્રકવિતા 'પિક્વિક પેપર્સ' પરથી (જુઓ પૂર્વ પૃ ૩૯૦
ન સૂઝી હોય તો ધીરજકાકાની કવિતાની પ્રતિકૃતિ હોઈ શકે

માધવબાગ સભામાનો તત્રી અમુક અંશે 'ગુજરાતી'ના તત્રી ઇચ્છ
રામ સૂર્યરામ છે એમના બધા લક્ષણોનો એમા સર્વાંશે ચિતાર નથ
પણ તત્રી તરીકેની ધૃષ્ટતા વગેરે એમના પરથી છે તંત્રીએ વાપરે
દાર્શનિક શબ્દ ઇચ્છારામ ઘણી વાર વાપરતા, ને અભિનંદનને બદલે અભિ
વંદન શબ્દ પણ તેમણે જ શરૂ કરેલો ભદ્રંભદ્ર ને ઉરાબવપુરાં
જે "આર્યનીતિરીતિગીતિથીતિપીતિપ્રીતિભીતિ" એ શબ્દનો પ્રયો
કરે છે તે તત્કાલીન દેશનેતાઓ અને 'ગુજરાતી' વારવાર "આર્યનીતિ
રીતિ" એવો પ્રયોગ કરતા તેના ઉપહાસરૂપે છે[૪૫] ('ગુજરાતી'ના 'ભદ્રંભદ્ર'
અવલોકનમા જ—'ભદ્રંભદ્ર'મા આમ ઉપહાસ થયા પછી પણ—"હાસ
કૃતિ વૃત્તિ સ્મ[ર]ણિ" એવો પ્રયોગ થયેલો છે[૪૬]) તત્રીના તરજૂમિ

---

૪૩. મુવા (શ્રી ધનસુખલાલ અને જયસુખલાલ મહેતા), નલ
૪૪ મુલા (શ્રી ધનસુખલાલ અને જયસુખલાલ મહેતા)
૪૫ નરો, તા. ૨૯ ૫–૯૨ ૪૬ તા ૨૮–૪–૯૧નુ.

વચનો, મુંબઈગરી અશુદ્ધિ, બોલચાલિયા પ્રયોગો વગેરેને નરસિંહરાવ સ્વ. ઇચ્છારામનાં ગણે છે;[૨] જો કે આપણે જોઈ ગયા તેમ તે સમયનાં બીજાં પત્રોમાં પણ એ અંશો હતા. આજે પણ એ પરંપરા કંઇક ચાલુ રહેલી છે.

નરસિંહરાવ ડચીમામાને કલ્પિત ગણે છે,[૨] પણ શ્રી ધનસુખલાલ કહે છે કે એમનો વહેમી સ્વભાવ કૃષ્ણસુખરામ રહેતા તે લત્તામાં જ રહેતા એક નાગરની આયુક્તિ ભરેલી પ્રતિકૃતિ છે.[૪૪]

માધવબાગ સભા એ સંમતિવયના ખરડાનો વિરોધ કરવા મળેલી એક સભા[૪૭]ની પ્રતિકૃતિ છે.

ભોળાનાથના પૌત્ર વામનરાવ ભાભારાવે સાપ માર્યો હતો એ અંગે નાત મેળવવામાં આવી હતી. એમાં આડીઅવળી અનેક તકરારો થઈ મૂળ વાતનો કશો નિવેડો આવ્યો નહોતો. એ પરથી સૂચન લઈને વંદાવધ અને "નાત મળી" ના પ્રસંગો યોજવામાં આવ્યા છે.[૨] નાતના સાજનારાઓનું પોતે કરેલું અવલોકન પણ રમણભાઈએ એમાં સરસ રીતે ઉપયોગમાં લીધું છે. ભદ્રંભદ્રની નાતને કોઈ પટેલ નથી તેનું કારણ નાગરોની નાતને કોઇ પટેલ હોતો નથી—રમણભાઈની નાતને કોઇ પટેલ નહોતો તે હશે નીચેનાં બે વાક્યોમાં પણ સાપ જ આવે છે તેનું કારણ પણ વામનરાવે સાપ માર્યો એની મનમાં રહેલી અસર હોય: "કોઇ પત્રમાં છપાયું કે મગને બીલાડી દોડાવી ભોંયરામાંના નાગનું ખુન કરાવ્યું. કોઈમાં પ્રસિદ્ધ થયું કે મગને બંદુકની ગોળી મારી સાપ માર્યો."[૪૮] "સોમેશ્વર પંડયા પોતાના પડોશીને ઓટલે સાપ નાખી જવા આવ્યા હતા."[૪૮]

નડિયાદના એક વૃદ્ધ નાગર કહેતા કે લાકડશીનો કેસ કરવાનું તો વેદમાં લખ્યું છે. વેદમાં ઘીનાં ટાંકાંવાળી ચર્ચા[૪૯] લખવાનું રમણભાઈને આના પરથી સૂઝયું હશે.[૫૦]

ચંપકલાલ ચટ્ટ તે ન. પુ. સંઘવી છે—ખાસ કરીને એની ઝડઝમક પૂરતા; ને જરા 'ચ. ટૂ.' માં.[૨]

---

૪૭. જુઓ સુ, પૃ. ૪૨૩–૪૨૪. ૪૮. પૃ. ૮૮–૮૯. ૪૯ પૃ. ૧૦૧.
૫૦ નરો, તા. ૯–૮– ૯૩, નશ.

# પરિશિષ્ટ ૬ઃ પ્રતિકાર, પ્રત્યુત્તર ને અનુસંધાનરૂપ કૃતિઓ

અપરસરચનામા માત્ર રાચે કપાતર્—બળવંતરાય ઠાકોર

સમગ્ર રૂઢિચુસ્ત વર્ગ અને સન્માન્ય મણિલાલ, મનસુખરામ, ન પુ. સંઘવી વગેરે ઉપરના પ્રહારનુ પરિણામ આવતા વાર ન લાગી. એ જ સાલમા અબાલાલ ત્રવાડીનુ 'ભ્રમણચંદ્ર ભદ્રભદ્ર' બહાર પડયુ 'ભ્રમણ-ચંદ્ર'ની તો પ્રતિજ્ઞા જ છે કે 'ભદ્રંભદ્ર.' એના કર્તા અને સુધારકો એ ત્રણે ઉપર વેર વાળવુ, અને તે એ જ હથિયારથી. આથી તેના લેખકે જે જે દૂષણો સુધારકોમા હોવાનુ મનાતુ તે સર્વ રમણભાઈ અને એમના કુટુબમા આરોપિત કર્યાં છે, જુદે નામે એ કુટુંબના અમુક માણસોને જ પાત્ર બનાવ્યા છે, ને એ કુટુંબને લગતુ બીજું સામ્ય પણ આવ્યુ છે-પાત્રોના નામોમા જીવંત વ્યક્તિના નામોનુ તરત સૂચન થાય એવી સમાનતા મૂકી છે ઉ ત ભ્રમણુ (રમણ), નિરેદ્યા (વિદ્યા), કદાચ શીતલા (શારદા). આગેવાન સુધારક અને આગેવાન શહેરી હોઇને રમણભાઇને ગોરા અમલ-દારો સાથે હળવામળવાના પ્રસંગો આવતા; તો અહીં પણ આ કુટુંબના સ્ત્રીપુરુષો ગોરાઓ સાથે ભળે છે. લીબરટાઇન તે લૅમ્બર્ટ નામના એક તત્કાલીન અધિકારી, ને મિ રેડ તે લાવશકર ઉમિયાશંકર[1] છે

લેખકમા રમણભાઈ જેવી હાસ્યની શક્તિ કે ભાષાપ્રભુત્વનો અશ પણ નથી. આવા કોઈ ગુણોને અભાવે, ઉપરાત ગ્રામ્યતા અને અશ્લીલતાને કારણે, સાહિત્યના ઇતિહાસમા આ પુસ્તકની નોધ ગુણબળે નહિ પણ માત્ર ઇતિહાસદૃષ્ટિએ જ રહેશે.[2]

વિદ્યાબહેને લખ્યુ છે કે ભ્રમણચદ્ર'નો પ્રતિકાર કરવાનો, એના રદિયારૂપે બીજા લખાણો લખવાનો પ્રયત્ન કરવા ઇચ્છનારને રમણભાઈએ વાર્યાં હતા[3] પણ તેમની એ મુરાદ બર આવી નહિ મોતીલાલ છોટાલાલ વ્યાસ નામના કોઈ માણસે 'ભ્રમણચદ્ર'નો જવાબ વાળ્યો જ 'ભદ્રંભદ્ર'

---

૧. સુના (સ્વ ભોગીલાલ ઓઝા)

૨. જો કે એ વખતે રૂઢિચુસ્તોમા એની માગ ઘણી વધી પડી હતી, ને એની નકલ પાયપાય રૂપિયે વેચાઈ હતી (નરો તા ૨૫-૯ ૭ર. વળી જુઓ અનુગામી પરિશિષ્ટ સ્વ. ન પુ સંઘવી આ કૃતિને ઉત્તમ ગણે છે, પણ હું તે સાથે સંમત નથી.) ૩. સ્વ, પૃ. ૪૨૦

'આમ છ 'ભ્રમણચંદ્ર' કાંઈ નથી તો સાહિત્યદૃષ્ટિએ 'ભ્રમણચંદ્ર' સાથે સરખાવતાં 'ભદ્રંભદ્રના ભેદુનો ભવાડો' એનાથી અનેકગણું ઊતરતું છે. આ પુસ્તક કચરાપટ્ટી છે અને સાહિત્યઇતિહાસના એક નબળા અંકોડા સિવાય એનું બીજું કાંઈ મહત્ત્વ નથી.

કલમની તલવારબાજી આ બે પુસ્તકોમાં પૂરી થાય છે. પણ 'ભદ્રંભદ્રમાળા' અટકતી નથી. થોડાં વર્ષ પછી નરસિંહરાવ ભદ્રંભદ્રનાં સાહસો આગળ વધારે છે. "ઉત્તર ભદ્રંભદ્ર" લખાયું તો છે ભદ્રંભદ્ર પ્રસિદ્ધ થયા પછી દશ-અગિયાર વર્ષે, પણ નરસિંહરાવે એ બનાવને ભદ્રંભદ્ર જેલમાંથી પાછા ફર્યા તે પછી પચીસ વર્ષે બનતો જણાવ્યો છે. આ કૃતિમાં તેઓ 'ભદ્રંભદ્ર' જેટલે ઊંચે પહોંચ્યા નથી, કારણ કે એ જાતની વિશિષ્ટ શક્તિ એમનામાં નહોતી. છતાં કેટલેક સ્થળે તેમણે ભદ્રંભદ્રની શૈલી વગેરેનું અને ઘણીવાર ભદ્રંભદ્રનાં વચનોનું સારું અનુકરણ કરેલું છે.[૪] "ઉત્તર ભદ્રંભદ્ર"માં 'ભદ્રંભદ્ર'નાં શરૂઆતનાં પ્રકરણો જેટલી હાસ્યોત્પાદકતા નથી, તો એનાં પાછલાં પ્રકરણો જેટલું એ અલ્પરસ પણ નથી.

આ સિવાય બીજી ઘણી કૃતિઓમાં ભદ્રંભદ્રને ફરી મૂર્ત કરવામાં આવ્યા છે.

ઓલિયા જોશીના 'નકો નગરીઓ'માં નકો એક ગુફામાં જાય છે ત્યાં એને એક અતિશય ક્રોધી બાવાનાં દર્શન થાય છે, જે એને બળતું લાકડું પણ મારે છે. એ મહાત્મા ગુફામાં તપ કરતા રહ્યા એ દરમ્યાન વિજ્ઞાને જે પ્રગતિ કરી અને એ યાવની વિજ્ઞાનથી જે કાર્યો થવા લાગ્યાં તેની વાત નકાને મોંએ સાંભળી એ આશ્ચર્યપ્રાપ્ત થાય છે. એ છે ભદ્રંભદ્ર. ઝેવિયર્સ કૅાલેજના ગુજરાતી મંડળના મુખપત્ર 'રશ્મિ'ના ૧૯૪૩ ૪૫ના અંકમાં વિપિન ત્રિવેદીના "વિદ્યા-મંદિરે ભદ્રંભદ્ર"માં એ મહાનુભાવ કૅાલેજની મુલાકાતે જાય છે તેનું ચિત્ર આપેલું છે. ૧૯૪૬માં પ્રસિદ્ધ થયેલા સંસ્કાર મંડળના મુખપત્ર 'સંસ્કાર'ના પહેલા અંકમાં પ્રો. મનસુખલાલ ઝવેરીએ ભદ્રંભદ્રને સાક્ષરનગરી નડિયાદની સફર કરાવી છે. છેક છેલ્લે 'રવિવાર' અઠવાડિકના ૧૯૪૬ના દિવાળી અંકમાં શ્રી મોહનલાલ શેઠે ભદ્રંભદ્ર હરિજનવાસમાં જાય તો શું થાય તેનું ચિત્ર

---

૪. મ ૧, પૃ. ૪૯૨ (૩), ૪૦૬ (૧૦), ૩૮૯ (૪), ૩૯૭ (૬), ૪૦૧ (૭, ૯).

આલેખ્યુ છે, ને ૧૯૫૨થી 'રવિવાર'મા ' ભદ્રંભદ્રનુ પુનરાગમન '' એ લેખમાળા શરૂ કરી છે. રમણભાઈના પુત્રી સરોજિનીબહેને 'ભદ્રંભદ્રની ભાણેજ' ને મનોજન્મ આપ્યો છે આ કૃતિ હજી અપ્રગટ છે, ને મે જોઈ નથી બાકીના ચાર લેખકોમાથી માત્ર શ્રી રિન્દ્રાણી જ રમણભાઈના ભદ્રંભદ્રનુ સાચુ સ્વરૂપ પકડી શક્યા છે, બાકીનાના ભદ્રંભદ્ર સાચા ભદ્રંભદ્ર નથી[૫] આમ ભદ્રંભદ્ર એ વિશેષનામ સાહિત્યની પરિભાષામા આવા હેતુઓ માટે સામાન્યનામ થઈ પડયુ છે

## પરિશિષ્ટ ૩ : સ્વ. નગીનદાસ સંઘવીનો મારા પરનો પત્ર

ત ૨૪-૯-૫૨

**અમદાવાદ**

મારી માહિતી પ્રમાણે અને સ્મૃતિ પ્રમાણે વધુ હુ તે સમયને આજ લગભગ અરધી સદી કરતા વધારે સમય વીતી ગયો છે અને મારી ઉંમર હાલ ૭૮ વર્ષની થઈ છે —

(૧) ભદ્રંભદ્રમા શ્રી મનસુખરામભાઈ તેમના પુત્ર શ્રી તનસુખરામભાઈ, શ્રી ગોવર્ધનરામભાઇ, અને શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ એટલાના ઉપર કટાક્ષ છે તેમના પરના કટાક્ષમા એક એક કે બે ઇસારા માત્ર છે પણ તેટલા જ ઉપરથી તે સમયના ઘણા માણસો એમ સ્પષ્ટ માનતા હતા અને કહેતા હતા કે ફલાણો કટાક્ષ ફલાણા માટે છે પૂર્વોક્ત પાત્રો ઉપરાત બીજા કેટલાક પાત્રો ભદ્રંભદ્રમા દાખલ કરેલા છે પણ તે જુજ છે તેમા કોઈ ખાસ લક્ષ્ય નથી

(૩) ભદ્રંભદ્ર ઉત્તર ભદ્રંભદ્ર ભ્રમણચદ્ર અને ભવાડો તેમા જો કાઇ સાહિત્ય સબધી તત્વ જોઇએ તો ભદ્રંભદ્ર અને ભ્રમણચદ્રમા છે અને તે વિષે એ બનેની સરખામણી કરીને વડોદરા લ્હારીપુરા દરવાજેથી પ્રસિદ્ધ થતા **દેશભક્ત** નામના સાપ્તાહિકમા મે ઘણા અકો સુધી **"ભદ્રભ્રમણમીમાસા"** એ નામનો લેખ લખ્યો છે[૧] તે પેપર બધ થયા પછી[૨] તે લેખ બધ પડેલો છે

---

૫ એનુ એક કારણ એ છે કે એ ત્રણેએ ભદ્રંભદ્રને દુર્વાસાસદૃશ ક્રોધી બનાવ્યા છે, જ્યારે વસ્તુત એ એવા નથી

૧. આ લેખમાળા હુ મેળવી શક્યો નથી

૨. શ્રી ર વ દેસાઇના પિતા વ સુ દેસાઇ આના એક સચાલક

બીજું એક **"પ્રમાયુધવિજય"** નાટક મેં લખેલું હતું તે જ્યારે ભજવાયું ત્યારે સુધારકમંન્યોએ તે **ભ્રમણચંદ્ર** નાટકરૂપે ભજવાય છે, એમ માનીને એક નામીચા પારસી બારિસ્ટરને ફી આપીને જોવા મોકલ્યો હતો. તે એટલા માટે કે જો એમાંથી કાંઈ બદનક્ષીનો મુકદ્દમો થઈ શકે તો કરવો. પણ તેમાં મેં નવા સિદ્ધાન્ત અને જુના સિદ્ધાન્તનાં શાસ્રીય પરિભાષામાં રૂપક બાંધીને નૂતન તથા સનાતન તત્ત્વોની તુલનાદ્વારા સનાતન તત્ત્વનો ઉત્કર્ષ બતાવ્યો હતો. તેમાં હાલની સ્રીકેળવણીથી થતા અનર્થ સ્પષ્ટ રીતે દર્શાવ્યા હતા. તે જોઈ પેલા પારસી બેરિસ્ટર સાહેબ તો બહુ પ્રસન્ન થઇ ગયા અને નાટકના મેનેજરને બહુ ધન્યવાદ આપ્યા, અને સુધરેલી **વિલાસિકાનો** પાર્ટ ભજવનાર એકટરને રૂ. ૫) બક્ષીસમાં આપ્યા. તેનું કારણ એ હતું કે તેઓ સાહેબે પોતાની પુત્રીને વિલાયત શિક્ષણ લેવાને ઘણો ખર્ચ કરી મોકલી હતી. તે ત્યાં કેળવાયા પછી આ દેશમાં આવતી નહોતી અને પોતાના પિતાની આજ્ઞા માનતી નહોતી. તેને તે નાટકનું વ્યાજબીપણું અને સદ્‌બોધકપણું હૃદયંગમ થયું. તેણે જઇને સુધારકમંન્યોને કહ્યુ કે એમાં કાંઈ બદનક્ષી નથી પણ નાટક...પ્રજાને સન્માર્ગે દોરનાર છે...આ નાટકને અને ભદ્રંભદ્રને કાંઈ સંબંધ જ નથી...

૪ આ ચોથો પ્રશ્ન આપે મને "ભદ્રંભદ્ર"નો ભેદ અથવા આંધળાનો ગોળીબાર યાને "ભ્રમણચંદ્ર"નો કર્ત્તા માનીને પૂછયો છે, પણ તે આપની માન્યતા ખોટી છે, એ મારે "ભ્રમણચંદ્ર"ના કર્ત્તા સ્વર્ગવાસી શ્રી અંબાલાલ નરસિંહલાલ તરવાડીના હકની કીર્તિ તેમને જ મળે તેવા વાસ્તવિક ન્યાયની ખાતર આપને સ્પષ્ટ જણાવવું જોઇએ૩...તે મારા પરિચયના

---

અને ઘણે ભાગે ભાગિયા હતા મારું અનુમાન છે કે પાછળથી—કદાચ આર્થિક મૂંઝવણને લીધે—'દેશભક્તે' પક્ષપલટો કરી રૂઢિપક્ષનું સાહિત્ય પણ છાપવા માંડેલું.

૩. તા. ૨૯–૮–૦૨ના દેશભક્તમાં છપાયેલા પોતાના ચર્ચાપત્રમાં પણ તેઓ આ જ વાત કહે છે. 'ભ્રમણચંદ્ર'ના લેખકનું કર્તૃત્વ નક્કી કરવામાં એ પત્ર પણ કામ લાગે તેવો છે. દેશભક્તની કેટલીક ફાઈલો શ્રી. રમણલાલ દેસાઈના કલોલના ઘરમાં છે (તેમનો પત્ર તા. ૩૦ ૪–૪૭) તે લુપ્ત થાય તે પહેલાં કોઇ સંસ્થાએ તેમાંથી 'ભદ્રંભદ્ર' વગેરે બાબતની બધી ઉપલબ્ધ સામગ્રીની નકલ કરાવી લેવી જોઈએ.

હતા, અને તેમની પ્રથમ કૃતિ આ "ભ્રમણચંદ્ર" હોવાથી ઘણા માણસો અને તેમા પણ સુધારકંમન્યો એવો સખ્ત ફટકો લગાવનાર ગ્રંથકાર મને માનતા...અંબાલાલ...આ ચાલુ વર્ષમાં જ ગુજરી ગયા છે...હું અમુક વ્યક્તિ [રમણભાઈ ઇ.] માટે તો કહી શકતો નથી, તોપણ એટલી તો મને ખાતરી છે કે સુધારકંમન્યોમા રો કડે ૯૭ દારૂબાજ અને વ્યભિચારી તથા અંગ્રેજોની ખુશામત કરવા વ્યસન અને દુરાચાર કરી કરાવીને સત્તા અને સંમાન ખાટેલા છે, અને તેઓ જોઈ ખાનપાનમાં તેઓ લેશ પણ સંકોચ પામતા નથી....

સુધારકંમન્યોના ચારિત્ર્ય અને ખાનપાન "ભ્રમણચંદ્ર"ના પ્રસિદ્ધ થયા પછીના કાળના ઇતિહાસમાં અત્યાર લગીમાં પ્રજાની સમક્ષ સ્વતઃ પ્રકટ થઇ ગયા છે...

"ભ્રમણચંદ્ર"નો બીજો ભાગ તો છપાયો જ નથી...

૫..."ભ્રમણચંદ્ર" પ્રજાને બહુ પ્રિય થયું હતું. એક માસમા ૧૦૦૦ નકલ ખપી ગઇ હતી, અને ત્યાર પછી માગણી ઘણી હોવાથી તેની બીજી આવૃત્તિ એક પબ્લીશરે (નામે બાગુભાઈ ફતેહચંદ કારભારીએ) કાઢવાની રજા માટે તેના લેખક શ્રી અંબાલાલને સારી રકમ આપી હતી.

૬. "ભદ્રંભદ્ર"માં બદનક્ષીનો કેસ ન થાય તેટલા માટે તેના લેખકે સનાતની હિન્દુ સમાજને "ભદ્રભદ્ર" તરીકે કલ્પ્યો. તેથી સ્થૂલ કલ્પ્યો છે...

શ્રીતનસુખરામભાઈ શ્રીમનસુખરામભાઇને "કાકા"જ કહેતા. જો કોઈ પાત્રોના સ્વરૂપલક્ષણમા ફરક રાખ્યો છે, તે અદાલતી પ્રકરણથી બચવાને. આવી ટીકા કે કરડાકી કરવાનો વિરોધ શ્રી નરસિંહરાવ ભોલાનાથ દિવેટીઆ અને શ્રી મનસુખરામભાઈના સાહિત્ય સંબધી મતભેદોને લીધે જન્મેલો. તેમ જ ધાર્મિક અને સામાજિક વિચારોના ભેદને લીધે તે વિરોધ વધતા રમણભાઈએ "ભદ્રભદ્ર"ની રચના કરી.[૪]

૭...શ્રી. નરસિંહરાવ નડીયાદમા કેટલીક વાર શ્રીમનસુખરામભાઇને ત્યા મહેમાન તરીકે ગયેલા તે પ્રસંગે થયેલી સાહિત્યચર્ચામાથી પ્રસંગ ઉપજી આ વિરોધ ઉપજેલો [૫]

---

૪ આ છેલ્લા વાકયમા તથ્ય નથી જણાતુ. તે પહેલાના વાક્યમા અંશસત્ય છે. જુઓ રમમા મનસુખરામ પરનો લેખ.

૫ નરસિંહરાવ-મનસુખરામની આ વિગતો અંગે વિશેષમા સાથે રમ. પણ જોવાનું જોઈએ.

૮. "ભદ્રંભદ્ર"ને તો રમણભાઇની મંડલીના માણસો સિવાય અન્ય વાંચતું જ નહિ. પણ "ભ્રમણચંદ્ર" પ્રસિદ્ધ થયા પછી જેઓ બંને પુસ્તકો સાથે રાખી વાચવાના જિજ્ઞાસુ થયા તેઓએ "ભદ્રભદ્ર" જિજ્ઞાસાની ખાતર ખરીદવા માંડયાં...પણ "ભ્રમણચંદ્ર" તો સ્વતંત્ર સુધારાના ખંડનમય ચિત્ર તરીકે વંચાતું હોવાથી એકદમ ખપી ગયું. તેથી જનતામાં નૂતન સુધારાના દોષોના ખ્યાલનું બીજ રોપાયું, તે પછી જ સુધારકંમન્યો વિરુદ્ધ ...... લેખો અને પુસ્તકોનો પ્રવાહ શરૂ થયો. તે અદ્યાપિ લગી ચાલુ છે

..."ભ્રમણચંદ્ર" સુગમ અને સર્વસાધારણ અને સચોટ તેમજ વસ્તુસ્થિતિને પ્રત્યક્ષ ખડી કરી દે એવા આવેગથી લખાયો છે. આલેખેલાં ગુપ્ત જેવાં ચિત્રો અને બનાવોને પણ તે સમયે લોકો આંગળી ચીંધીને સંસારમાં બતાવી શકતા, અને તે પછીમાં તો આજ સુધીમાં સુધારકંમન્યોના સંસારમાં એવાં પ્રત્યક્ષ દરશે જાહેરમાં આવી ગયાં કે "ભ્રમણચંદ્ર"માંના ભવિષ્યવાણી જેવા ઈસારા ખરા પડયા...

૯. આ પ્રમાણે "ભ્રમણચંદ્ર" લોકપ્રિય હોવાથી તેના કર્તાના હાથમાં લગભગ રૂ. ૧૦૦૦) આવી ગયા. એટલે એ ભાઇના મનમાં "ભ્રમણચંદ્ર"ને નાટકના રૂપમાં ફેરવી બજવી એકદમ પૈસાદાર થવાનો અને પ્રસિદ્ધિ પ્રાપ્ત કરવાનો તરંગ આવ્યો. તેથી તેમણે એકદમ બીજે ભાગીઓ શોધી કાઢી નાટક કંપનીમાં એ રૂપૈયા નાખ્યા. મેં તેમને...અભિપ્રાય જણાવ્યો કે— "આવી નાટક કંપનીની ભારે માથાફોડમાં ન ઉતરતાં "ભ્રમણચંદ્ર"ની બીજી આવૃત્તિ કાઢી હોત તો તમને ઘેર બેઠે દર વર્ષે હજાર પાંચસો રૂપીઆ કમાણી થાત. વળી તમે "ભ્રમણચંદ્ર"ના બીજા ભાગો લખીને છપાવત તો તમે અધિક દ્રવ્ય પ્રાપ્ત કરી શકત .."

...તે છતાં શ્રી અંબાલાલે પોતે નાટક કંપનીનો ઉપક્રમ કરેલો હોવાથી તે હવે તો પાર જ પાડવો એવો આગ્રહ દર્શાવ્યાથી મેં તેમને વધારે પ્રતિબંધ કર્યો નહિ. ત્યારે તેમણે મને જલદીથી ત્રણ ખેલ લખી આપવા માગણી કરતાં કહ્યું:—"હું કંપની માટે 'ભ્રમણચંદ્ર'નો ખેલ તૈયાર કરું છું પણ મને તે કરતાં વિલંબ થશે અને તમે જલદીથી લખી શકશો..." મેં સ્નેહના નાતાથી તેને એક ખેલ બીજાને માટે લખેલો તૈયાર હતો તે ખેલ "પ્રમાદુધવિજય" અને તેવો જ બીજો તૈયાર ખેલ..."કિરીટકુમાર" તરત જ...આપ્યો...અને થોડા દિવસમા "પતાઇનું પતન અથવા

કાળીનો કોપ' —એ નામનો નવો ખેલ પણ લખી આપ્યો કેટલોક સ
એ કપની ચાલી પણ આખરે તેમા ફાવ્યા નહિ તેમા પૈસાની ન
પડવાથી ભ્રમણચન્દ્ર'ની બીજી એક આવૃત્તિ કાઢવાનો હુક શ્રી અ
લાલે આગળ જણાવ્યા પ્રમાણે શ્રી ભગુભાઇ નામના છાપખાનાવાળ
આપ્યો તેને પૈસા આપી બીજી આવૃત્તિના બધા પુસ્તકો સુધારક મન્ડ
પોતે ખરીદી લઇ તેનો પ્રચાર અટકાવ્યો [૬] તે છાપખાનાવાળાને સ
પૈસા મળ્યા આ વાત મી ભગુભાઇએ જ મને કહી હતી

શ્રી અબાલાલે "ભ્રમણચન્દ્ર લખીને મારી પાસે આવ્યુ
અને કહ્યુ હતુ કે ખાસ કોઇ અમુક વ્યક્તિને ઉદ્દેશીને કાઇ લખ્યુ
કે તેવુ ચિત્ર આપ્યુ નથી પણ સુધારક હોવાનો દાવો કરતા વર્ગ
કહેણી રહેણીનુ બારીક અવલોકન કરીને આ પુસ્તક લખ્યુ છે અને તે
સુધારક મન્ડળમા મોટો ધરતીકપ થશે એમ એને ખાતરી છે, તેથી
વકીલાતનુ ટટ્ટુ મારા પર ફરિયાદ કરવા તેને બદનક્ષીની ટોપી પણ પ
લઈ શકે નહિ એમ બારીક કાયદાની દૃષ્ટિથી તમે આ પુસ્તક તપાસીને
જે સૂચનાઓ કરવી હોય તે કરશો જ તેથી મે તે પુસ્તક બા
કાઈથી તપાસીને જણાવ્યુ કે— એમા મને કાઈ અમુક માણસ કોઇક
ફરિયાદ કરી શકે તેવુ જણાતુ નથી "

ભ્રમણચન્દ્ર છપાયુ એટલે સુધારક મન્ડળમા ભારે ધરતીકપ થ
રસ્તામા સુધારક કોઈ જતો હોય કે ગાડીમા બેસીને જતો હોય
છોકરાઓ અને માણસો તેને ભ્રમણચન્દ્ર માના કોઈ પાત્રનુ નામ લે
તેની પાછળ બુમો પાડે ને આગળઓ કરે સુધરેલ બૈરાની પણ ર
છેડતી થતી આ દશા ચાલુ હતી તેવામા એક અનુચિત રીતે બના બની
એક શ્રી લક્ષ્મીશકર દેવશકર કરીને ડી ટ્રીક્ટ પ્લીડર હતા તેમના
એક દાવામા હુકમનામુ થયુ તેની બજવણીમા એ લક્ષ્મીશકર વકી
એક દિવની કોર્ટે કેદમા બેસાડવા વારટ કઢયુ તે રદ કરાવવા

[૬] શ્રી વિદ્યાબહેનને આ વિશે માહિતી નથી એ કહે છે કે રમ
કે એમના મિત્રોએ તો એમ નહે તુ જ કર્યુ (સુતા) ભોગીલાલ એ
કહે છે કે અબાલાલને નાટકકલાનો ખરેખર ખૂબ શોખ હતો એમ
પ્રમાણુધવિજય ના ખેલ ઉપર એક નોધ તા ૯ ૯ ૭૨ના દેશસક્ત
છે અલબત્ત એને ઉતારી પાડતી

ભાઇએ જે અરજી ઉપલી (અપીલ) કોર્ટને કરી તેમાં "ભ્રમણચંદ્ર"માં લખેલાં પાત્રો અમુક અમુક સુધારક વ્યક્તિઓ માટે છે અને તેમાં અમુક અધિકારી તે મારી પર કેદની દરખાસ્ત પરથી વારંટ કાઢનાર છે એવી નામવાર યાદી આપી તેમાં લખ્યું કે એ "ભ્રમણચંદ્ર" મેં લખ્યું છે એવી માન્યતાથી મારા પર કીનો રાખી ન્યાયાધીશે મારા ઉપર કેદનું વારંટ બજાવ્યું છે. મારા ઉપર વહેમથી પણ હેરાન કરવા એ વારંટ બજાવ્યું છે તેથી તે મોકુફ રાખી મને છુટો કરવો જોઇએ...' તેમાં તે વકીલ ફાવ્યા પણ ખરા આ બનાવથી "ભ્રમણચંદ્રે" જાહેર પ્રજાનું અત્યંત ધ્યાન ખેંચ્યું...

...શ્રી લક્ષ્મીશંકરે..."ભ્રમણચંદ્ર"માંનાં પાત્રોનું લીસ્ટ કોર્ટમાં રજુ કર્યું ત્યારે તે ખબર કોઇ કારકુને કે વકીલે લક્ષ્મીશંકર પર વારંટ કાઢનાર ન્યાયાધીશને કહી તે પરથી તર્ત જ તે ન્યાયાધીશને તો એક દમે એવો તાવ ચઢી ગયો કે તેમને તો તે જ વખતે કોર્ટમાંથી ઘેર જવાની જરૂર પડી. લક્ષ્મીશંકરે ઉપરી કોર્ટમાં રજુ કરેલાં પાત્રોના લીસ્ટમાં એ ન્યાયાધીશનું નામ હતું. એ સાહેબ સુધારકોના આગેવાન અને મુરબ્બી હતા[૭]...

"ભ્રમણચંદ્ર"ના લેખકની એક અસાધારણ ખૂબી છે કે તેણે "ભદ્રંભદ્ર"-માંનાં પાત્રોનાં નામને પણ એવી રીતે ગુપ્ત કર્યાં છે કે સુધારકોના વર્ગનાં માણસોને જ લાગુ પડી ગયાં છે; તથા તે ઉપરથી એમ બતાવી આપ્યું છે કે "ભદ્રંભદ્ર" એ આંધળાએ કરેલા ગોળીબારની પેઠે સુધારકો પર પ્રહાર કરનાર થઇ પડયું છે...

સામગ્રી :

અસ્તોદય. આત્મનિમજ્જન. એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા. ઇંગ્લીશ હિસ્ટ્રી ઑફ ઇંગ્લિશ લિટરેચર. ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી. ગુજરાતી. જયસુખલાલ કૃ. મહેતાએ આપેલી માહિતી. દિગ્દર્શન. દેશભક્ત. ધનસુખલાલ મહેતાએ આપેલી માહિતી. નકો નગરિયો. નગીનદાસ સંઘવીનો પત્ર. નવાં વિવેચનો. ટોન સિવરાઇટ. પરિષદ્-પ્રમુખોનાં ભાષણો. પિકવિક પેપર્સ. પ્રજાબંધુ ભદ્રંભદ્ર. ભદ્રંભદ્ર (નરસિંહરાવની નોંધપોથી). ભદ્રંભદ્રના ભેદુનો ભવાડો ભ્રમણચંદ્ર. ભોગીલાલ ઓઝાએ આપેલી માહિતી. મનોમુકુર (૧). મણિલાલની વિચારધારા. મહાકાલ રવિવાર. રશ્મિ. વિદ્યાબહેને આપેલી માહિતી. હાસ્યમંદિર હુ ડી બ્યાસ. સંસ્કાર. સાઠીના સાહિત્યનું દિગ્દર્શન. સિદ્ધાંતસાર. સ્મરણમુકુર સ્વ. સર રમણભાઇ.

---

૭ આ લાલશંકર ઉમિયાશંકર હશે?

# પ્રકરણ ૧૫ : : શોધમાં

'ભદ્રંભદ્ર' એ રમણભાઈની ભર યુવાનીનું સર્જન હતું. અને એમાં કટાક્ષનો કોરડો વીંઝવાની એમની પ્રતિજ્ઞા હતી અપૂર્ણ રહેલી 'શોધમાં'[1] એમની પરિપક્વ ઉંમરનું ફલ છે અને તેમાં તેમનો મુખ્ય હેતુ કોઈ વ્યક્તિ, સંપ્રદાય કે સંસ્થા–વિશેષને ઉતારી પાડવાનો નહિ પણ માત્ર હાસ્ય આપવાનો છે. આને લીધે બંને વાર્તામાં કેટલોક ફેર પડી જાય છે.

રમૂજની રેખાઓ કાઢતાં રમણભાઈ એ લેભાગુ તંત્રીઓ, લેભાગુ કવિઉદ્દણુદો અને દેશીરાજ્યો ઉપર વક્ર નજર ફેંકી છે. આ વક્રતામાં 'ભદ્રંભદ્ર' જેવો દંશ બિલકુલ નથી. લેખકની કલા એટલી વિકસી છે કે વસ્તુ રજૂ થતાં જ એ બધી બાબતોની વિચિત્રતા, વિષમતા, હસનીયતા પ્રકટ થાય છે. એને માટે કટાક્ષ કરતા ઉપહાસ-પદ વિશેષ યોગ્ય છે.

તંત્રી–માલિકે છપાવેલી જાહેરખબરમા 'પ્રકાશકમા બુદ્ધિ ન હોય તો ચાલે, માત્ર પોતાને બુદ્ધિમાન માનતો હોવો જોઈએ, અને તો જ જરૂર પડતાં અધિપતિનો દબદબો બતાવી શકે' એ શબ્દો 'ભદ્રંભદ્ર'માંના "ધુંધી એડીટર" ના લક્ષણો સૂચવે છે એની સાથે સંકળાયેલી બધી જ બાબતોમાં ઉપહાસ છે. છાપાની કચેરીની મુફલીસ સ્થિતિ, કંપોઝિટરોની હડતાળનો ભય વગેરે પણ કુશળતાથી દાખલ થયેલાં છે. (તંત્રી અને એની કચેરીના બીજાઓ કંઈક સુરતી ભાષામાં વાત કરે છે)

"સાક્ષરશ્રીનો મેળાપ" અને "જયસ્વરૂપ" નાં પ્રકરણોમાં પિંગળજ્ઞાન વિનાના કવિપદેચ્છુ છોકરાઓ અને સમજ્યા વિના સનમ સાકીની ગઝલ લલકારનારા યુવાનોનો ઉપહાસ છે. "કારભારી-ઓની ભૂમિ" એ મથાળું, ત્યાંના કાવાદાવા, એ ભૂમિમાં કોઈ

---

1. હવે મેં એ પૂર્ણ કરી ગ્રંથાકારે પ્રકટ કરી છે.

પણ અમલદાર માટે આદર અને ભય, ત્યાંની રાજ્યને ખર્ચે ગમે તેની મહેમાની કરવાની રીત, અમલદારોમાં સંસ્કારની ઊણપ, ને રાજ્યને ખર્ચે તમાશો જોવાની વૃત્તિ,[૨] પ્રજામાં શિષ્ટાચારનો અભાવ ને અજ્ઞાન, અને કદાચ ત્યાંની કાઠિયાવાડી ભાષા—દેશી રાજ્યો વિશે રમણભાઈએ આ સર્જનો ઉપહાસ કરેલો છે. આમ આ કૃતિ વુડહાઉસની રમૂજી ભ્રમણકથાઓના જેવી તદ્દન નિષ્કટાક્ષ નથી, છતાં એ તદ્દન નિરામય ને નિર્દંશ છે.[૩]

વાર્તા આગળ ન ચાલવાનું એક કારણ આવી વાર્તાને બરના પ્રસંગો શોધવાની મુશ્કેલી હોઈ શકે.

પાંચમું પ્રકરણ પ્રમાણમાં મંદ અને અલ્પરસ છે; પણ રમણભાઈએ લખેલાં બાકીનાંમાં રસ જળવાયેલો છે, ને પ્રસંગયોજનામાં વૈવિધ્ય અને કૌશલ રહેલાં છે. તંત્રીની જાહેરખબરથી માંડીને એની મુલાકાત સુધીનો આખો પ્રસંગ તો બહુ જ સુંદર છે. ખોખાં ગોઠવવાનો પ્રસંગ, તંત્રીની 'સમજ પડી કેની !' એ ઉક્તિ અને એનો એક ઉમેદવારે 'કેમ સમજ્યા કે ?' એ રૂપે પોતાની વાણીમાં કરેલો અનુવાદ એ આ પ્રસંગમાળાના મેરુ છે. નિશાળમાંથી ભાગી ગયેલા છોકરાનો જાસાચિઠ્ઠી જેવો પત્ર, એ કાર્ડની સાદી છતાં બીક ઉપજાવે એવી ભાષા, એનાથી પ્રસરેલો ભય, નવ વાગ્યે ભય આવવાને બદલે કાંઈ બનતું જ નથી વગેરે પ્રસંગો પણ સારા છે અને જયસ્વરૂપ તથા હિમાલય વિશેની ગૂઢતા ઠીક જાળવી રખાઈ છે. "કારભારીની ભૂમિ"ના લોકોની શ્રીયુતો કોણ છે તે જાણવાની દુર્દમ્ય જિજ્ઞાસા, વાચનાલયનો એ લોકોએ કરેલો વિચિત્ર

---

૨. સ્ટેશન પર એક કારભારી શ્રીયુતોને પૂછે છે, 'તમે નાટક કરનારા છો ?'

૩. વુડહાઉસના હાસ્યમાં મુખ્ય આધાર વિચિત્ર પરિસ્થિતિનો હોય છે. 'ભદ્રંભદ્ર'માં ને આ પુસ્તકમાં હાસ્ય પરિસ્થિતિ અને પાત્રનો સ્વભાવ બંને પર અવલંબે છે.

ઉપયોગ, મહીપતરામે અનુભવેલા પ્રસંગનું આ રૂપાન્તર : "એમાંનો એક જણ બારીએ દોડયો અને લાયબ્રેરીની બારીઓ તરફ જોઈ ધાંટા પાડી કહેવા લાગ્યો :

"'શ્યામશંકરભાઈ ! શ્યામશંકરભાઈ ! આ તો આગગાડી પર છેલશંકરભાઈને એક્યાં વેદીઆં મળ્યાં હતાં તે છે. જોવા હોય તો આવો.' "[4] વગેરે પણ સારી યોજના છે. "કંપનીની મીટિંગ" ના કેટલાક ઉપપ્રસંગો ને રકાસ સારા છે, જો કે એ પ્રકરણનું બીબું "માધવબાગ સભા"નું છે.

ગોદડચંદ એકથી વધારે જાતનું વાણીવૈચિત્ર્ય બતાવે છે. પહેલા પ્રકરણમાં એ નિષ્કારણ પર્યાયો વાપરે છે. જેમકે, "એ શંકાના સંદેહના સંશયની ભ્રાન્તિ કેટલાક કાળ સુધી પ્રવર્તમાન રહી. અન્તે આખરે અને છેવટે એ વાત સમજાઈ કે..." "માત્ર વિચિત્ર જ નહિ, પણ વિલક્ષણ, વિશિષ્ટ, વિશરત, વિશ્રુત, વિખ્યાત, વિવૃદ્ધ, વિસ્તીર્ણ, વિશાલ, વિ—અનેકાનેક". શબ્દો સાથે 'શ્રી'નું નિકટત્વ આણવાની અતિ લાભકારક શોધનો પ્રયોગ તેઓ આ રીતે કરે છે: "આશ્રી ગામમાંશ્રી હાલશ્રી ઘણાશ્રી કુતરાશ્રી હડખાયાશ્રી થયાશ્રી છેશ્રી. પરમશ્રી દહાડેશ્રી એકશ્રી ગધેડુંશ્રી બજારમાશ્રી ફરતુશ્રી હતુશ્રી તેવામાંશ્રી એકશ્રી કુતરૂશ્રી તેનેશ્રી કરડયુશ્રી. તેશ્રી પરથીશ્રી તેશ્રી ગધેડુંશ્રી હોયાશ્રી હોયાશ્રી કરતુશ્રી બજારમાશ્રી દોડવાશ્રી લાગ્યુંશ્રી".

પુસ્તકના વાણીવૈકલ્ય ઉપર 'ભદ્રંભદ્ર'ની કંઈક છાપ છે.[5] હાસ્ય-

---

૪ પૃ. ૭૮. સરખાવો : "એઓને ભીમરાવે મહીપતરામનુ ઓળખાણ કરાવ્યુ તરત જ એ ગૃહસ્થ બોલી ઊઠયા · "આ મહીપતરામ કે ? આપણી નાત્યમા ઘોળ ધારયો હતો તે જ આ મહીપતરામ ?—ઓ—શંકરભાઇ ! આમ આવો.. મહીપતરામ જોવા હોય તો." (રમ. પૃ. ૩૬)

૫. ઉપલુ અવતરણ વાચતા કાચી જેલના જમાલ અને એના સાથીદારની 'પાના'મિશ્રિત ભાષા યાદ આવે છે, જો કે બંનેમા હેતુ જુદા છે. પોતેશ્રીની નીચેની બે ઉક્તિઓ અનુક્રમે સંક્ષેપમા કહેવાના લાભ

અને ઉપદાસ-વૃત્તિમાં આવનાં રમણભાઈથી જૂની ટેવને લીધે ગોદડ-ચંદ અને સાક્ષરશ્રીની વાણીમાં સંસ્કૃતપ્રધાન ભાષાનો પ્રયોગ થઈ જાય છે. આ બહુ આકર્ષક નથી. કેટલાક પ્રસંગો ઉપર પણ 'ભદ્રંભદ્ર'ની અસર છે.[૬] 'રાઈનો પર્વત' તરતમાં જ પૂરું કર્યું

---

વિસ્તારથી જણાવતી ભદ્રંભદ્રની અને શ્રી ચંપકલાલ ચટ્ટુની ઉક્તિઓની યાદ આપે છે: "શોધનો એક મહાન નિયમ છે, અને તે ગૂઢ હોવા છતાં એ વિષયમાં કુશળ હોવાથી અમને પ્રાપ્ત થયેલો છે. એ નિયમ આરંભમાં પ્રદર્શિત કરવો જોઈએ. એ નિયમ એ છે કે શાની શોધ કરવાની છે તે પ્રથમ જાણવું જોઈએ." (પૃ. ૬૪) "બીજા કોઈએ કરેલી શોધની નોંધનો બોધ થતાં શ્રીયુતોના ચિત્તમાંથી ક્રોધનો એવો ધોધ નિકળે છે કે તેનો અવરોધ કરવો કઠણ થઈ પડે છે." (પૃ. ૬૫) સાક્ષરશ્રી હિમાલયની આ ઉક્તિ ભદ્રંભદ્રની સ્વપ્ન શબ્દની પુનરુક્તિવાળી આથી વધુ સારી ઉક્તિનું નવી જાતનું રૂપાંતર છે: "સાક્ષરશ્રીઓની પ્રતિષ્ઠા માટે લાગણી ધરાવનારે એ શોધ માટે ઇચ્છા કરવાનું સ્વપ્ન જોવાની ઇચ્છાનું સ્વપ્ન પણ ન આવે એવી ઇચ્છા સ્વપ્નમાં પણ કરવી જોઈએ." (પૃ. ૬૬) પ્રકરણ પાંચમાની સાક્ષરશ્રીની પુણ્યપ્રકોપની ઉક્તિ કે એ પ્રકરણમાંની ગોદડચંદની છેલ્લી ઉક્તિ ભદ્રંભદ્રની એ પ્રકારની ઉક્તિઓને મળતી છે.

૬. મગનલાલ પ્રકાશકપદના ઉમેદવારોને મેનેજર "ઉપર છે એટલું જાણતા નથી!" (પૃ. ૧૯) એમ કહે છે એ પ્રસંગ રેંકણાવાળો "બળદ મારે છે તે જાણતા નથી? ઘડી ઘડી તે કેટલાને કહીએ?" (પૃ. ૬૧–૬૨) એમ કહે છે તે પ્રસંગ સાથે, "કેટલાક વખત સુધી નકામા ખોંખારા કર્યા. આખરે ખોખરે અવાજે શ્રીયુતે ચર્ચાપત્ર વાંચવા માંડયું ત્યારે શ્રોતામંડળ સ્તબ્ધ અને જડ થઈ ગયું હતું..."(પૃ. ૬૫) તે પ્રસંગ ભદ્રં-ભદ્ર પોતે દીઠેલા અદ્ભુત દર્શનની કથાની શરૂઆત કરે છે તે સાથે, સાક્ષરશ્રી હિમાલય પેલો ચર્ચાપત્રી પોતાની સામે જ ઊભો છે એવી ભ્રમણામાં આવી તેને ધમકાવે છે તે પ્રસંગ ભદ્રંભદ્રના એવા અનેક મતિભ્રમો સાથે, અને તેઓ 'ચર્ચાપત્રીને શોધી ન શકો તો તમારી સભા વિસર્જન કરો, અને પૈસા સાક્ષરોને વહેંચી આપી શકો છો; મને આપશો તો પણ સ્વીકારીશ.' એમ કહે છે તે તંદ્રાચંદ્રે લેખિત ભાષણના અંતિમ ભાગમાં પૈસા માગેલા તે સાથે સામ્ય ધરાવે છે.

હોવાથી એની રીતિની કાંઈક છાપ પણ આ પુસ્તક ઉપર છે.[૭] શોધવર્ધક સભા અને નાની નકામી કે ક્ષુલ્લક વસ્તુની શોધને મહાશોધ માની આનંદ પામવાની વૃત્તિ—એટલાનું સૂચન 'પિકવિક પેપર્સ' ઉપરથી હોય એમ માનવામા અતિતર્ક નથી.

શરૂઆતના પ્રકરણોમા પાત્રગત તોછડાઈ સહેજ વ્યાપક છે.

નાના સામ્યો કે સ્વલ્પ દોષો છતા એકદરે રમણભાઈની આ પકવતર કૃતિ ઘણી આશાસ્પદ છે

**સામગ્રી**

જ્ઞાનસુધા પિકવિક પેપર્સ ભદ્રભદ્ર રાઇનો પર્વત શોધમા

## પ્રકરણ ૧૯ : : હાસ્યનુ મદિર

રમણભાઈએ 'ભદ્રભદ્ર' ને 'શોધમા' ઉપરાત બીજા બાવીસ[૧] હાસ્ય લેખો લખેલા છે તેમની નોધ પ્રમાણે એ બાવીસમા એક જ લેખ સૂચિત છે એ સૂચિત લેખ તે "માર્ક ટ્વેનના શ્રી ઇનોસન્ટ્સ એબ્રોડમા આપેલા વૃત્તાન્ત પરથી નમુનો લઈ યોજેલુ" હાસ્યપુષ્પ "બોમિયાને દીધેલી ભુલથાપ" 'ઇનોસન્ટ્સ એબ્રોડ' નાનો લેખ નથી પણ એક આખુ પુસ્તક છે, ને રમણભાઈએ એમાથી બોમિયાને જેમા બનાવવામા આવ્યા છે, એ એક જ—ઓગણીસમા—પ્રકરણનું વેશાતર કરેલુ છે મૂળના મમી, ફ્રેન્કલિનનુ પૂતળુ વગેરેને હિંદી વાતાવરણમા બધબેસતા કરવા રમણભાઈએ

૭ જ્ઞાસુનો એક આખો હપ્તો (પ્ર ૧ નો ઉત્તરાર્ધ) અવતરણચિહ્નોમા લખેલા સવાદમા છે પ્ર ૨ મા ફ્રોકટચદ ગોદડચદને પોતેશ્રી 'ની શોધ અગે સવાલો પૂછે છે તેના ઉપર પણ વીણાવતી–લેખાના સવાદની અસર છે

૧ "બોમિયાને દીધેલી ભુલથાપ (૧, ૨)" અને એના સવાદરૂપને એક, "નવાબ સાહેબની મુલાકાત' અને એના સવાદરૂપને એક, અને "વાવાઝોડાથી ખસી ગએલી માત્રાઓ' તથા 'વાવાઝોડાની સ્મૃતિ" વિશેની નોધને એક ગણતા

પસંદ કરેલાં હિંદી રથાનો ને વ્યક્તિઓ એકંદરે યોગ્ય છે. મૂળમાં જોવાલાયક સ્થળોના ઉપભોગથી થયેલો આનંદ જ્ઞાન કે અસંપ્રજ્ઞાતપણે વણાઈ ગયો છે ને એ વાંચતાં એમાં વર્ણવેલાં અમુક જાણીતાં સ્થળો જાતે જોવાની આપણને વૃત્તિ જાગે છે; અહીં તેમ નથી. આ રૂપાંતરમાં તો જોવાલાયક સ્થળોનું વર્ણન જાણે ન છૂટકે કરેલું છે. અમુક સ્થળોનું વર્ણન અહોભાવી છે ત્યાં પણ આપણા ઉપર એ અસર નથી કરી શકતું. "મકાન ભવ્ય અને જોવા લાયક હતું. મશીદ રાતા પથ્થરથી બાંધી હતી."[૨] જેવાં વર્ણન આપણા હૃદયમાં મૂળ જેટલો ભાવ નથી જગાવી શકતાં. એ સાચું કે કેટલીક વાર મૂળમાં આલેખાયેલાં ઐતિહાસિક સ્થળો ને વસ્તુઓ રમણભાઈનાં સ્થળો કરતાં વધુ ભવ્ય છે, છતાં વધુ સાચું એ છે કે રમણભાઈએ બધું ધ્યાન બોમિયાને કઈ રીતે બનાવવામાં આવ્યા તેના પર જ કેંદ્રિત કર્યું છે. મૂળમાં જે બોમિયાને બનાવવામાં આવે છે તેની બોલી કંઈક મિશ્ર છે. અહીં રમણભાઈએ બોમિયા પાસે હિંદી બોલાવ્યું છે, અને હકમચંદને ખાસ ભાષા આપી વૈકલ્ય આણ્યું છે, જે મૂળ કરતાં વધુ હાસ્યજનક નીવડે છે. ગંગાપ્રસાદની ઘોડેસવારીનો ઉમેરો સારો છે. રમણભાઈએ સ્વીકાર કર્યો નથી, પણ આ પ્રસંગ 'પિકવિક પેપર્સ'ના પાંચમા પ્રકરણમાંની વિંકલની સવારીના પ્રસંગ પરથી વિકસાવવામાં આવ્યો છે. અલબત, 'ભદ્રંભદ્ર'ની કોર્ટની જેમ અહીં પણ તેમણે 'પિકવિક પેપર્સ' કરતાં હાસ્યની રેખાઓ વધુ ઘાડી કરી છે.

અવલોકનમાં કુશળ રમણભાઈએ પોતાના સ્વતંત્ર હાસ્યલેખોમાં વિવિધ સામગ્રીનો ઉપયોગ કર્યો છે. માનવીનાં સ્વાર્થ, ક્ષુદ્રતા, બાધાઈ, જીદ, ઈર્ષ્યા, લદ્દકણાવેડા ઇત્યાદિ તેમણે વેધક નજરે જોયાં ને તે "નવી ઇસપનીતિ"માં ખટકે નહિ એ રૂપે રજૂ કર્યાં. ઇસપમાં જેમ પ્રાણીમાં માનવસ્વભાવ આરોપ્યો છે તેમ આમાં મનુષ્યમાં પ્રાણીના

૨. હામં, પૃ. ૧૧૩.

ધર્મ આરોપ્યા છે; પણ આશય માનવસ્વભાવ કેટલો પશુવત્ છે એ દર્શાવવાનો જ છે. તેમણે પોતે જોયેલાં માનવ-અભિમાનનાં વિવિધ પાસાં "જાનવરોની ભાષા જાણવાનો એક અખતરો,"[૩] "તૈયાર છે" "હુન્નર-કૌશલ્ય-દર્પણ-પ્રકાશ તથા કળા-કીકમત-કારીગરી" અને "ટપ્પાની મુસાફરી"[૪]માં આલેખ્યાં છે.[૫] તેમણે દેશી રાજ્યોના કર્મચારીઓ અને રાજપુરુષોનાં ખટપટ ને કાવાદાવા જોયાં-સાંભળેલાં, તો તેને "કારભારનો શિકાર"માં આલેખ્યાં. દેશી રાજ્યોનું અંધેર જાણ્યુ હતું તો તેનો ઉપયોગ અમુક અંશે "અનેરુ કારભારી"મા ને તેથી વિશેષ અંશે "નવાબસાહેબની મુલાકાત"માં કર્યો. અક્કલ વિનાના ગરજવાનો કેવી રીતે ચિઠ્ઠીઓ માગે છે તે જોયેલુ ને જાતે અનુભવેલું તેનો વિનિયોગ "ચીઠ્ઠી"મા કર્યો. પત્રકારના ધર્મ જાણતા, તો એ ધર્મથી ચ્યુત થઇ "ભર કટોરા રંગ"

૩. 'સ્વ. હાજી મહમ્મદ સ્મારકગ્રંથ' સમય અજ્ઞાત, પણ લગભગ '૨૨ની આસપાસ આવી જ વિચારસરણીનુ "અસહકાર અને આત્મશુદ્ધિ" (જુઓ પૂર્વે પ્ર. ૫) પણ આ ગાળાનુ—'૨૨નું—છે

૪. સરકારી વાચનમાળા, સાતમી ચોપડી.

૫. પહેલામા સમકાલીન રાજદ્વારી જુવાળમા પોતાને જે નિર્લજ્જ પ્રમાણભાનરહિત અહંકાર, અજ્ઞાન અને મૂર્ખતા દેખાતા હતા તેના ઉપર રમજસહિત કટાક્ષ કર્યો છે. એમા કૂતરાની ભાષામા "અમે ડાહ્યા, અમે ખરા; તમે ગાડા તમે ખોટા; કોની મગદુર છે કે સામો થાય? કોની તાકાદ છે કે ઉલટો ચાલે?" એ વચન ૧૯૨૦-૨૧ ના અસહકારીઓના ઉદ્‌ગાર છે. તો "જ્હાડ આવ્યુ, ફેફરૂ આવ્યુ, ભાગ ચડી, અક્કલ ગઈ" એ વચન એ મનોવૃત્તિ વિશેનુ રમણભાઈનુ સ્વરૂપનિદાન છે. બીજો લેખ ઈશ્વરની આયોજનશક્તિ અને સર્વકલ્યાણકારિતા વિશે શકા કરી એના કરતા વધારે સારી યોજના કરવાનો દાવો કરનારનુ ચિત્ર દોરે છે ત્રીજા લેખમા પોતે અનેક હુન્નર, હિકમત, કારીગરી જાણે છે એવા અભિમાન-વાળાનું વ્યંગચિત્ર છે. ચોથામા એક ખડાઈખોર ક્ષુદ્ર માનવને ઉઘાડો પાડી દેશી રાજ્યના કર્મચારી વર્ગ ઉપર પણ કઈક કટાક્ષ કરેલો છે

જેવી કતારોમાં ગમે તેવા મોટા માણસો પર ફાવે તેમ ચાબૂક ચલાવનાર સ્વ. બીરબલ વગેરેની એ બાલિશ, તોછડી, હાસ્યના માત્ર આભાસવાળી રીતિ સામેની સૂગ "તોછડાઈની કલા"માં વિનોદી રીતે રજૂ કરી. કવિ અને વિવેચક હતા તો "કાગડાના મંદવાડ વિષે કવિતા"માં સમકાલીન કુકાવ્યોની રમૂજપૂર્વક ઠેકડી ઉડાવી. ભાષાશાસ્ત્રી હતા, ને લોકોની ભાષાનું અવલોકન કરતા તો તે શક્તિ 'વાવાઝોડાથી ખસી ગયેલી માત્રાઓ"માં વ્યક્ત કરી. બીજાઓને ઇચ્છા થઈ ને તેમણે પણ એ દિશામાં થોડું લખ્યું. પાત્રાપાત્રવિવેક વિના અપાતાં માનપત્રો અને શાળાના મહેતાજીઓની બાઘાઈ જોયેલાં, તો તેને 'ભદ્રંભદ્ર'ના "અર્પણદ્વાર" અને "માનપત્ર વિશે પદાર્થપાઠ"માં આકાર આપ્યો.

રમણભાઈની હાસ્યકલા ક્રમશઃ વિકસતી ગઈ છે. એમના શરૂઆતના હાસ્યલેખો સાથે "જાનવરોની ભાષા" અને "ચીટ્ટી" જેવા ઉત્તર વયના લેખો સરખાવતાં આ વિકાસ સ્પષ્ટ થાય છે. કટાક્ષમાં કહેવાતું કે રમણભાઈ હાસ્યલેખન ઍડિસન પાસે શીખ્યા.[૬] આ વાત સાવ ખોટી નથી. "તોછડાઈની કલા" અને "કારભારનો શિકાર" ઉપર ઍડિસનની છાપ છે—એ બંને અમુક અંશે ઍડિસન-ઢબના નિબંધો છે. પણ રમણભાઈ માત્ર ઍડિસનનું અનુકરણ કરતા એવો એ વિધાનનો આશય હોય તો તે બરાબર નથી. શરૂઆતના એ લેખોથી જ રમણભાઈએ પોતાની સ્વતંત્ર દિશામાં વિકસવા માંડયું છે. "અવેજી કારભારી" "જાનવરોની ભાષા" અને "ચીટ્ટી" એમની મૌલિક શૈલીના લેખોનાં સારાં ઉદાહરણો છે. વચ્ચેવચ્ચે રમણભાઈએ "હુન્નર–કૌશલ્ય–દર્પણ–પ્રકાશ" જેવા કાંઈક ઊતરતા લેખો આપ્યા હોવા છતાં એકંદરે તેમની હાસ્યકલા જડતા અને કૃત્રિમતા બાજુએ મૂકતી વધુ ને વધુ મુલાયમ, શક્તિશાળી અને સચોટ બનતી જાય છે. "નવાબસાહેબની મુલાકાત" ને "અવેજી

---

૬. ૨૧, પૃ. ૩૨૭.

કારભારી''મા હેતુ એક જ છે, પણ વય અને કનાના વિકાસ સાથે વસ્તુ અને માવજતમા પાછ્યો કેટલો આગળ વધી જાય છે'—એ આપણા હાસ્યસાહિત્યની એક કાયમી મહત્ત્વની કૃતિ બની ગઈ છે. તે પછી લખાયેલી ''ચકરડી–ભમરડી'' આદિ પાચ વાર્તાઓ ''અવેજી કારભારી'' કરતા ઊતરતી છે, પણ તે તો બીજાના મોએ સાભળેલી ને 'હાસ્યમદિર'નો સગ્રહ તૈયાર કરતા લખીને મૂકી દીધેલી છે. આ પાચ વાર્તાઓને માત્ર એમની ટૂચકા કહેવા–સાભળવાની ટેવના જળવાઈ રહેલા નમૂનાઓ ગણવા જોઇએ, એથી વધુ મહત્ત્વ ન આપવુ જોઇએ.

''અવેજી કારભારી''મા હાસ્યના આયોજન અને માવજતની સારી શક્તિ દેખાય છે, તો જીવનના અતિમ ભાગમા લખાયેલ ''જાનવરોની ભાષા'' અને ''ચીઠ્ઠી'' એ દિશામા વધુ વૈવિધ્ય અને પ્રગતિ બતાવે છે. ''ટપાની મુસાફરી'' ''ચીઠ્ઠી'' અને ''તૈયાર છે''ને વાર્તાના બીબામા ઢાળવામા આવી છે, અને એ બીજુ ''ચીઠ્ઠી''ને તો બહુ સરસ રીતે બધબેસતુ આવ્યુ છે. ''જાનવરોની ભાષા''મા જાનવરને પોતાની ભાષા વ્યક્ત કરવા કેળવવાનુ અશક્ય છે એવી શકા ઉત્પન્ન ન થાય માટે એ વસ્તુ કેમ બની તે વિગતથી સમજાવ્યુ છે, અને પછી એની બોલી પ્રકટ કરી છે. પશુની ભાષામા માનવસ્વભાવ સ્ફુટ કરી માનવોને બોધ આપતો આ લેખ હસપના અવિધાનની પરાકાષ્ઠા સમાન છે એ આખો લેખ તેમણે બહુ જ ચોકસાઇપૂર્વક લખ્યો છે.

'ભદ્રભદ્ર' અને 'હાસ્યમદિર'મા એક મોટો તફાવત એ છે કે 'ભદ્રભદ્ર'મા જીવનના ડીકડીક ભાગની અનેક રીતે વ્યક્ત થઇ શકે એવી ખાસિયતો અને અશો છે, અહીં એ નથી—આમાના ઘણાખરા લેખો માનવસ્વભાવ કે જીવનના એક જ અશને સ્પર્શે છે.

'ભદ્રભદ્ર' 'શોધમા' અને 'હાસ્યમદિર'મા વ્યક્ત થતુ રમણભાઇનુ હાસ્ય એકદરે કેવુ ગણાય? હાસ્યકાર તરીકે તેઓનુ સ્થાન કયા આવે?

દેશકાલ, વારસાગત કે સંસ્કારગત મનોવૃત્તિ ને રુચિતંત્ર વગેરે અનુસાર હાસ્યના અનેક વિભાવો બને છે. એ દરેક વિભાવ આજના યુગમાં પણ દેખા દે છે. દાખલા તરીકે, કત્લેઆમને વિભાવ બનાવતી હાસ્યવૃત્તિ ગેરીંગ ને રિબેનટ્રૉપમાં, હબ્સીનિયા પર આક્રમણ કરનાર ઇટલીના સેનાનીઓની પ્રસિદ્ધ થયેલી નિત્યનોંધોમાં, ને નોઆખલીના ગુંડાઓમાં દેખાઇ હતી; એટલે આજ સુધી એ હીન ને અસ્લુસલ હાસ્યવૃત્તિ ગઇ નથી—સંસ્કૃતિના યુગો પ્રમાણે સમુત્ક્રાંતિ થઇ છે એમ કહી શકાતું નથી. છતાં સમગ્રપણે લેતાં માનવજાતની હાસ્યવૃત્તિ જમાને જમાને વધુ ને વધુ સુકુમાર તો થતી જ ગઇ છે. આથી, ઝીણી વિગતો અને અપવાદોને બાજૂ પર મૂકતાં આપણે કહી શકીએ કે "માણસ જંગલી હતો ત્યારે શિકારમાં સફળતા મળતાં દ્વંદ્વયુદ્ધમાં પ્રતિપક્ષીનું મરણ થતાં કે ઘણી વાર ગમે તેવા માનવીમરણથી કે શબદર્શનથી, એ પછીના તબક્કામાં ગ્લેડિયેટરોનાં યુદ્ધથી, તે પછીના યુગમાં ક્રૂર અટપલાંથી કોઇને નુકસાન થાય કે માર પડે તે જોતાં કે ગંદી ગાળો સાંભળતાં, ને એ પછી ધોલધપ્પા કે ટોળિયાવેડા તથા ચેનચાળાથી હસવું આવવા લાગ્યું. આ પછી શબ્દરમત અને મર્મ હાસ્યપ્રેરક બન્યાં. મર્મમાં પહેલાં પરિસ્થિતિનું હાસ્ય આવ્યું ને તે પછી તેથીય ઊંચું પાત્રગત હાસ્ય—સ્વભાવનું હાસ્ય આવ્યું. અને હવે જીવનનું મર્મ—જીવનનું રહસ્ય દાખવતું સર્વોચ્ચ હાસ્ય આવવા મંડ્યું છે.[૭] રમણભાઇનું હાસ્ય આ હાસ્યાવલિમાંની કઇ પંક્તિમાં આવે?

મારામારી અને ગાળ દઇને ઉપજાવાતું હાસ્ય રમણભાઇમાં હતું, અને નિરપેક્ષ કલાદૃષ્ટિએ વિચારતાં એનું પ્રમાણ વધારે જ છે. પણ રમણભાઇનું હાસ્ય કાંઇ ગડદાપાટુમાં સમાપ્ત થઇ જતું નથી. એ પછીનો ક્રમ—ટોળિયાવેડા અને ધપ્પાબાજી—પણ રમણભાઇમાં આવે છે, પણ

૭-૭. સરખા 'હ્યુમર એન્ડ હ્યુમેનિટી' (સ્ટીફન લીકૉક)

તે જરા સૌમ્ય રીતે. ઉદાહરણ તરીકે, ભૂતમંડળની અને પાર્શ્વચરોની પ્રવૃત્તિ. એ પછીનું ભાવવૈચિત્ર્યનું હાસ્ય પણ રમણભાઈમાં દેખાય છે, પણ તે 'ભદ્રંભદ્ર' સિવાયના લેખોમાં પ્રમાણમાં ઓછું છે. તે પછીના ક્રમનું—પરિસ્થિતિનું અને પાત્રનું—હાસ્ય રમણભાઈમાં વિપુલ પ્રમાણમાં મળી આવે છે. ભદ્રંભદ્ર હાસ્યનું પાત્ર છે તો તેઓ અનેક જાતની પરિસ્થિતિમાં મુકાવાથી પણ પાછું હાસ્ય જન્મે છે.[૮] આ બંને બાબતમાં રમણભાઈ ડિકન્સ સાથે ઘણું સામ્ય ધરાવે છે. પણ જે એક વસ્તુ ડિકન્સમાં છે તે રમણભાઈમાં નથી. ડિકન્સમાં જીવન-નું હાસ્ય છે. એની કથાઓમાં હાસ્ય અને આંસુ બંને એકબીજાની જોડાજોડ વસે છે—એ બંને જોડિયા ભાઈ છે એ વસ્તુ ક્ષણેક્ષણે દેખાયા કરે છે. રમણભાઈમાં આ નથી. ટૂંકમાં, મારના હાસ્યથી પરિસ્થિતિ અને પાત્રના હાસ્ય સુધીના બધા પ્રકારો રમણભાઈએ દાખવ્યા છે અને તેમાં અંતિમ બે પ્રકારો પ્રાધાન્ય ભોગવે છે. પણ તે પછીનો પ્રકાર, ડિકન્સને શ્રેષ્ઠ હાસ્યકાર બનાવનાર પ્રકાર, માર્ક ટ્વેનના 'હકલબેરી ફીન'નો પ્રકાર, એમાં નથી.

એમ કહેવાય છે કે હાસ્યમાં ઊંડાણ હોવું જોઈએ. રમણભાઈના 'ભદ્રંભદ્ર'માં માત્ર સપાટી પર ન રહેતું, એની નીચે જતું હાસ્ય છે. માનવસ્વભાવ પર વક્રદૃષ્ટિ નાખતા 'હાસ્યમંદિર'માંના હાસ્યને પણ સપાટીની નીચે જતું હાસ્ય કહી શકાય. હાસ્યની બીજી એક કસોટી જીવન સાથેના એના સંબંધની છે. હાસ્ય જીવનને વધુ સ્પર્શતું હોય તો ઊંડું, નહિ તો ઉપરછલ્લું. રમણભાઈનું હાસ્ય એકંદરે જીવન

૮. એની પુરાગંહતા એને માધવબાગ જવા પ્રેરે છે. રસ્તામાં એને હરજીવન મળે છે અને એ સંયોગમાંથી પણ હાસ્ય જન્મે છે. માધવબાગ સભામાંનું ભાષણ અને જયયાત્રા પાત્રના સ્વભાવમાંથી આવે છે તો વંદાવધવાળા આખા પ્રસંગમાં પરિસ્થિતિનું હાસ્ય છે. અવેજી હારબારીમાં ઊદાના સ્વભાવમાંથી હાસ્ય જન્મે છે તેમ પોલિટિકલ એજંટ ઓચિંતા આવી ચડે છે એ બનાવમાંથી પણ હાસ્ય નીપજે છે.

તરફ વધારે ઢળે છે. એક વ્યાપક માન્યતા એ છે કે હાસ્ય જીવનનું રહસ્ય દાખવે છે—જીવનનાં ઊંડાં રહસ્ય ખુલ્લાં કરે છે. રમણભાઈમાં માનવસ્વભાવનું આલેખન જે અમુક સ્થળે થયેલું છે ત્યાં જીવનનું રહસ્ય અમુક દૃષ્ટિએ ખુલ્લું થાય છે. પણ, તત્ત્વજ્ઞાન અને ધર્મની જેમ હાસ્ય પણ જીવનનો ખરો મર્મ સમજાવે છે એવો એ સૂત્રનો અર્થ કરીએ તો તે અર્થમાં રમણભાઈએ બહુ ઓછું કર્યું છે.

આપણા હાસ્યકારોમાં રમણભાઈનું સ્થાન ક્યાં?

શ્રી. જ્યોતીન્દ્ર દવે કહે છે: ''પ્રસંગનું સ્વરૂપ સ્થૂળ ને ગૌણ છે, માનવીનો બાહ્યાચાર એના પ્રમાણમાં સૂક્ષ્મ છે, એના સ્વભાવમાં રહેલા દંભાદિ ગુણો એનાથીયે વધુ સૂક્ષ્મ છે, પણ [૯]એના વિચારનું સ્વરૂપ એ સર્વ કરતાં પણ સૂક્ષ્મ[૯] છે''[૧૦] જ્યારે 'ભદ્રંભદ્ર' માં બાહ્ય ચેષ્ટાઓ, રીતરિવાજો, વાણીવૈચિત્ર્ય, પ્રસંગો અને વ્યક્તિના ઢંગાપણાનું જ હાસ્ય છે.[૧૦] આ સાચું હોય તોપણ એમણે જ બતાવ્યું છે તેમ એ પણ સાચું છે કે એનાં વર્ણનછટા, અલંકારસમૃદ્ધિ,[૧૧] ''અપૂર્વ રમણીયતા, અવનવી કલ્પના, અભિનવ ઉપમા ને હૃદયંગમ સચોટતા વડે ઓપતો, કોઈ જાતના અંતરાય વિના સડસડાટ વહી જતો શૈલીનો પ્રવાહ''[૧૨] તથા રોળ, ટીખળ, ઠઠ્ઠા ને મજાક આપણે ત્યાં અજોડ જેવાં છે.[૧૧] ગુજરાતીમાં 'ભદ્રંભદ્ર' ઉપરાંત 'નોકો નગરીઓ' 'અમે બધાં' 'સદ્ચરીની શોધમાં' 'એમ તો એમ' વગેરે હાસ્યની સળંગ વાર્તાઓ લખાયેલી છે, પણ તેમાં 'અમે બધાં' બાદ કરતાં બાકીનીમાં ચિરંજીવ તત્ત્વ ઓછું છે—બાકીનીનાં નામ પણ ઘણાએ સાંભળ્યાં નહિ હોય. અને 'અમે બધાં' એકથી વધારે લેખકોનાં શ્રમશક્તિનું ફલ છે. આમ એકલે હાથે સારી સળંગ હાસ્યકૃતિ લખ-

૯-૯. આ વિધાન ચિન્ત્ય ગણાવું જોઈએ.

૧૦. 'ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી, ૧૯૪૧-૪૨' વિભાગ ૩, પૃ. ૧૭૩-૧૭૪

૧૧. પૃ. ૧૧૨. ૧૨. પૃ. ૧૧૦.

નાર ગુજરાતી રમણભાઈ એકલા જ છે. બાકીના કોઈ કોઈ વાર રમૂજી ટૂંકી વાર્તાઓ લખે છે; પણ તે સિવાય સામાન્ય રીતે માત્ર ચાતુરી જ કરે છે; મર્મ સુધી પહોંચતા નથી. તેમનું હાસ્ય એક લેખ કે એક ભાષણ પૂરતુ જ હોય છે; તેમની પ્રતિભા એથી વિશેષ આગળ જઈ શકતી નથી. આ કારણે રમણભાઈ આજે પણ આપણા હાસ્યલેખકોમાં સર્વોત્તમ રહે છે. તેમણે કટાક્ષકથન, વ્યાજસ્તુતિ ને વિડંબન ઉપરાંત માનવસ્વભાવનુ નિરૂપણ, એકાદ ખાસિયત,[૧૩] અનુભવનું રમૂજી વર્ણન,[૧૪] રમૂજી વાર્તા, રમૂજી નાટિકા,[૧૫] રમૂજી સંવાદ,[૧૬] સાહિત્યકીય ચર્ચા,[૧૭] વાણીવિકલ્પ વગેરે વિવિધ હાસ્યપ્રકારો ખેડ્યા છે, અને તેમની પછીના શ્રી. મુનશી,[૧૮] જ્યોતીન્દ્ર દવે[૧૯] વગેરે મોટા ભાગના હાસ્યકારો ઉપર એમની અસર છે.

**સામગ્રી:**

ઇનોસન્ટ્સ એબ્રોડ. ગુજરાત સાહિત્યસભાની કાર્યવાહી. પરિષદ-પ્રમુખોના ભાષણો પિકવિક પેપર્સ વિવેચનમુકુર. હાસ્યમંદિર. હ્યુમર એન્ડ હ્યુમેનિટી. સ્વ. સર રમણભાઈ

---

૧૩ "શોભીઆ"    ૧૪ "ટપ્પાની મુસાફરી."

૧૫ "અવેજ હારમારી"

૧૬. "ભોમિયાને દીધેલી ભૂલથાપ," "નવાબ સાહેબની મુલાકાત"

૧૭ "વાવાઝોડાથી ખરી ગયેલી માત્રાઓ."

૧૮. 'સ્વપ્નદ્રષ્ટા'માનુ સ્વપ્નનું વર્ણન ભદ્ર પ્ર. ૨૧ ની શરૂઆતના અંબારામના સ્વપ્નનુ, ને આત્મકથામા નાતના સાજનાનુ વર્ણન ભદ્રંભદ્રની "નાત મળી"નું અનુકરણ છે. "શામળશાહનો વિવાહ"મા ઘોડે ચડવા વગેરેનુ વર્ણન ભદ્ર ઢબનુ જ છે વળી જુઓ 'પાટણની પ્રભુતા', પ્ર. ૨૪, પ્રારંભ.

૧૯ સરખાવો: "લેખક પર સ્વ રમણભાઈની છાપ સ્પષ્ટ રીતે જોઇ શકાય છે. એટલે એમનામા જે ભાષાપ્રભુત્વ હઈ, સરસરાટ વહેતી જે મધુર ગૌરવભરી છટાદાર શૈલી હતી તેનો અંશ આ 'મેધપોથી'મા ઉતર્યો છે." (વિશ્વનાથ ભટ્ટ, 'વિવેચનમુકુર,' પૃ. ૨૮૧)

# પ્રકરણ ૧૭ :: રાઈનો પર્વત

"રાઈનો પર્વત"...માં...ફૂલમાંથી જેમ અત્તર તાવી નિતારી કાઢવામાં આવે છે, તેમ સર રમણભાઈના વિચાર, ભાવના અને આદર્શનું દોહન-ઉત્તમ અંશો...ઉતરેલા મળી આવશે. —હીરાલાલ પારેખ

'રાઈનો પર્વત' વર્તમાન શિષ્ટ નાટકોમાં સર્વોત્તમ છે.

—આનંદશંકર ધ્રુવ

ગુજરાતી સાહિત્યને રમણભાઈ તરફથી 'ભદ્રંભદ્ર' કરતાયે વધુ ઊંચી સંપૂર્ણ કૃતિ મળી છે, અને તે 'રાઈનો પર્વત.'

૧૮૫૧માં દલપતરામે 'લક્ષ્મીનાટક' પ્રસિદ્ધ કર્યું. એ એરિસ્ટોફેનીસના નાટકનું હિંદવી રૂપાંતર છે. એમાં ભવાઈનો રંગ આવે છે. દલપતરામની કૃતિ હોવાથી ઝડઝમક પણ આવે છે. એરિસ્ટોફેનીસની કૃતિ હોવાથી અને દલપતરામ પણ હાસ્યમાં કુશળ હોવાથી એમાં કોઈક કોઈક જગ્યાએ વાક્ચાતુર્ય દેખાય છે, પણ મર્મ જરાયે નથી. મૂળની જેમ ખાસ પાત્રાલેખન નથી. વસ્તુઐક્યમાં પણ બેપરવાઈ દેખાય છે. રસની જમાવટ નબળી છે. એની સહુથી મોટી ખામી એ છે કે મૂળમાંનાં દેવદેવીઓ અને વેશ્યા આપણાં દેવદેવીઓ અને સમાજમાં બંધબેસતાં કરી શકાયાં નથી; કરી શકાય એમ હતું પણ નહિ. ઘણા દલપતરામના આ પહેલા નાટકને નાટક પણ નથી ગણતા, જો કે એમની એ દૃષ્ટિ કદાચ ભૂલભરેલી ગણાય.

'લક્ષ્મીનાટક'ને ગુજરાતનું પહેલું શિષ્ટ નાટક ન ગણનારાઓએ તે પછી અગિયાર વર્ષે—૧૮૬૨માં—ટુકડે ટુકડે 'બુદ્ધિપ્રકાશ'માં પ્રસિદ્ધ થયેલા 'જયકુમારીનો જય નાટક' (પાછળથી 'જયકુમારીવિજય નાટક') અને ૧૮૬૬માં પ્રસિદ્ધ થયેલા 'લલિતાદુઃખદર્શક નાટક'ને અર્વાચીન ગુજરાતનાં પહેલાં નાટકો ગણાતી રણછોડભાઈ ઉદયરામને ગુજરાતી નાટકના પિતા ગણ્યા છે.[1] વિદૂષકના સ્વાંગમાં

૧. આપણે ત્યાં મરાઠીનું વાચન બહુ ન હોવાથી એક વાત અહીં નોંધી રાખું છું. અત્યાર સુધીની રૂઢ માન્યતા એ હતી કે કિર્લોસ્કર,

રંગલો અહીં ચાલુ રહે છે. ભાષામાં ઝડઝમક ઓછાં થયાં છે અને ભાષા-ચમત્કૃતિ કરતાં રસ આણવાનો પ્રયત્ન વધ્યો છે. વચમાં અતિશય લાંબાં પદ્યો આવી જાય છે. દલપતશાઈ ચીલો અડધોપડધો કાયમ રહે છે, પણ સંસ્કૃત નાટકસાહિત્યનો અભ્યાસ, નવીનતા લાવવાનો પ્રયત્ન, પાત્રાલેખનની શરૂઆત, સંવાદદ્વારા નાટક નહિ તોય વાર્તા અને રસ જમાવવાનો પ્રયત્ન વર્તાઈ આવે છે. અહીં નાટક દ્વારા સમાજસુધારાનો બોધ આપવાનો સ્પષ્ટ યત્ન દેખાય છે, અને રંગભુમિ ઉપર એ સફળ પણ નીવડયો છે. રણછોડભાઈનાં નાટકો મુંબઈના તખ્તા ઉપર કાબરાજીની મંડળીએ તથા પાછળથી શિક્ષકોની મદદથી તેમણે પોતે ભજવ્યાં હતાં.

૧૮૬૭માં નવલરામ પંડયાનુ 'ભટનું ભોપાળું' બહાર પડયું. મોલિયેરના 'મોક ડૉક્ટર'ના એ સુરતી રૂપાંતરમાં નવલરામની શક્તિઓ સોળે કળાએ ખીલી ઊઠી છે. આપણા સાહિત્યનુ એ

---

સાંગલીકર અને રામભાઉની નાટક મંડળીઓ ગુજરાતમા ફરતી, તેનું જોઇને ગુજરાતીઓએ પોતાની રંગભૂમિ ઉપજાવી.' પછી અમદાવાદમા રંગભૂમિ પરિષદ વખતે મામા વરેરકરે આ માન્યતા ફેરવી નાખતુ વિધાન કર્યું હતુંઃ 'મરાઠી રંગભૂમિના જનક અણ્ણાસાહેબ કિર્લોસ્કરે કહ્યુ છે કે પોતે ગુજરાતી નાટક ભજવાતું જોયુ અને તે પરથી પોતાને નાટક મંડળી સ્થાપવાની પ્રેરણા મળી.' ('ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી, ૧૯૩૮-૩૯,' વિભાગ ૨, પૃ. ૪૮) વસ્તુસ્થિતિ આ છેઃ મહારાષ્ટ્રમાં આપણી ભવાઈને મળતા લલિતના પ્રયોગો થતા, ને એ પછીનો નાટકનો તબક્કો સાંગલી-નિવાસી વિષ્ણુદાસ ભાવેએ ૧૮૪૩થી શરૂ કર્યો. અણ્ણાસાહેબ નહિ પણ એ જ આધુનિક મરાઠી રંગભૂમિના જનક અણ્ણા કિર્લોસ્કરથી સંગીત-નાટક નામનો નાટકનો નવો જ તબક્કો શરૂ થયો, પણ તે છેક ૧૮૮૦મા. અણ્ણાએ પૂનામાં ૧૮૮૦મા દાદાભાઈ સોરાબજી પટેલનુ ઉર્દૂ નાટક જોયેલું ને તે પરથી તેમને એ વિશિષ્ટ ઢબના નાટકો મરાઠીમા આણવાની પ્રેરણા થઈ. (મરાઠી નાટ્યસૃષ્ટિ (૧), પૃ. ૧૩૧-૧૩૭, ઇ.ઇ.) પણ તેથી, સાંગલીકરને નામે (મુલા. નાટ્યકાર પુરુશોત્તમ આર. લેલે) ભાવેની કંપની ને રામભાઉની કંપની ગુજરાતમાં ઊતરી હશે એ વિધાનને બાધ આવતો નથી.

ઉત્તમ હાસ્યપુસ્તક છે. એમાં સારું નાટ્યતત્ત્વ પણ છે. નવલરામનું બીજું નાટક 'વીરમતી' ૧૮૬૯માં પ્રસિદ્ધ થયું, પણ વસ્તુતઃ એ ૧૮૬૬ની પણ ઠીક પહેલાં લખાયું હતું. 'વીરમતી'માંથી રંગલો ચાલ્યો ગયો છે. મંગળાચરણ વગેરે તો આમાં પણ નથી, 'લલિતાદુઃખદર્શક'માં પણ નહોતાં. નાટકમાં કેટલાક પ્રસંગોની ગૂંથણી સુસંકલિત નથી. પાત્રાલેખનમાં ખાસ વિશિષ્ટતા નથી. આખા નાટકમાં બીજી પણ કોઈ વિશેષતા નથી. જ્ઞાનીઓનો બે પ્રવેશનો વાર્તાલાપ, હીરાલાલ વિજભૂખણદાસ શ્રોફે નોંધ્યું હતું તેમ, નાટકમાં અસ્થાને છે. છતાં એ ગુજરાતનું પહેલું શિષ્ટ ઐતિહાસિક નાટક છે અને એમાં યોગ્ય રસ જમાવવા અને વસ્તુ ગોઠવવા ઇતિહાસ જોડે છૂટ લઈ લેખકે કલ્પનાનો પણ ઉપયોગ કરેલો છે. જૈનહિંદુ વૈમનસ્યની કલ્પના અને જ્ઞાનવિજયની ખલતા આકર્ષક છે. નાટકમાં એ ત્રણ ચમત્કારો પણ બને છે, જેમાંના છેલ્લા પ્રવેશમાંના મહત્ત્વના છે. ગ્રીક નાટકોના જેવી કથનપદ્ધતિનો[૨] ઉપયોગ પણ થયેલો છે.

૧૮૭૧માં દલપતરામનું 'મિથ્યાભિમાન' બહાર પડ્યું. એ કૃતિ મૌલિક છે. એમાંના મિથ્યાભિમાની જીવરામ ભટનાં પરાક્રમો આનંદ આપે એવાં છે, પણ વસ્તુતઃ એ સંવાદમાં લખાયેલ વાર્તા છે, નાટક નથી. આ જ અરસામાં નર્મદની પ્રેરણાથી ઊભી થયેલી નાટકમંડળીએ એનાં 'સારશાકુન્તલ' 'દ્રૌપદીદર્શન' વગેરે નાટકો ભજવ્યાં. આ નાટકોમાં નર્મદની વાર્તાલાપની શક્તિ દેખાય છે, પણ વસ્તુસંવિધાનમાં અનેક ભૂલો છે. એમાં આગળની વસ્તુ પાછળ આવે છે, તો પાછળની વસ્તુ આગળ આવે છે, ને એક જ પ્રવેશ મેળ વિનાનાં જુદાંજુદાં સ્થળે દેખા દે છે. કદાચ આ અવ્યવસ્થા છપાવતી વખતે હસ્તપ્રત મેળવવાની મુશ્કેલીઓનું પરિણામ હોય. નાટક તરીકે એકંદરે એ બધાં બહુ સામાન્ય છે.

---

૨. ગ્રીક નાટકમાં તો 'દૂત'ની સ્વીકૃત સંસ્થા જ છે.

૧૮૮૩ માં ગણપતરામ રાજારામનું 'પ્રતાપ નાટક' પ્રસિદ્ધ થયું. એમાં હાસ્યનો ઉદ્‌ભવ શબ્દછલમાંથી થાય છે અને લેખકને શ્લેષનો શોખ છે. નાટકની ભાષા બહુ ઓજસ્વી છે પણ ધુમ્મસના ગોટા પેઠે કેટલીક વાર શબ્દાડંબર નાટકના ગુણને ઢાંકે છે. પાત્રાલેખન 'વીરમતી'થી કંઈક આગળ વધ્યું લાગે છે; કાંઈ નહિ તો એમાં વધુ સચોટતા આવી છે. વસ્તુ પણ 'વીરમતી' કરતાં વધુ આકર્ષક બન્યું છે. લેખક રસની જમાવટ કરી શકે છે અને વાર્તાલાપ ચેતનમય છે. વર્ણનો સારાં છે. દંતકથાનો ઉપયોગ કરવામાં આવ્યો છે, પણ ઐતિહાસિક વિગતોમાં 'વીરમતી' કરતાં ઓછી છૂટ લેવામાં આવી છે.

૧૮૮૪ માં મણિલાલ નભુભાઈનું 'કાન્તા' પ્રસિદ્ધ થયું. આપણે જોઈ ગયા તેમ[૨૭] આ નાટકમાં કેટલીક મૂળભૂત ખામીઓ છે, છતાં પુરોગામી નાટકો કરતાં એ ઘણી પ્રગતિ બતાવે છે. 'પ્રતાપ' નાટક કરતાં એ અનેક રીતે જુદું પડી જાય છે. ભાષાએ ગણપતરામ કરતાં વધુ વિકાસ સાધ્યો છે. એ સંસ્કારી, વેધક, અલંકારી અને કાવ્યત્વભરી બની છે. લાંબા પદ્યોને બદલે ચાર પંક્તિના શ્લોકોમાં કવિતા સમાપ્ત થાય છે. એ શ્લોકો પણ કવિત્વભર્યા અને ઊંચા સંસ્કૃત સાહિત્યના જેવી સૌરભવાળા છે. પાત્રોના માનસનો પહેલી જ વાર અભ્યાસ કરવાનો ને વસ્તુસંકલના કલાત્મક કરવાનો લેખકે પ્રયાસ કર્યો છે. આખા નાટક પર સંસ્કૃત નાટકના સંસ્કારી રસની, 'માલતીમાધવ'ના વિપ્રલંભની—ભવભૂતિના કરુણની છાપ છે. એમાં 'વીરમતી' કરતાંયે ઇતિહાસની કંઈક વધુ છૂટ લેવામાં આવી છે, પણ પરિણામ કલાત્મક આવ્યું છે; ગર્ભાવસ્થામાં ડૂબી મરતી ઉપનાયિકા અને તેના પતિનો વિરહાવસ્થાનો ઉન્માદ સરસ કલ્પના અને એવા જ સરસ આયોજનનું ફળ છે. સંસ્કૃત અને અંગ્રેજીના પ્રખર અભ્યાસી લેખકની આ કૃતિ ઉપર જેમ સંસ્કૃતની તેમ જ શેક્સપિયરી નાટ્યતંત્રની પ્રબળ અસર છે. રણછોડભાઈ અને નર્મદના નાટકોની જેમ એ પણ તખ્તા ઉપર ભજવાતું.

પોતાને સર્વાંગસુંદર લાગેલું 'કાન્તા' વાંચતાં રમણભાઈએ એક નાટક લખવાનો નિર્ણય કરી લીધેલો.[૩] ૧૮૯૫ માં તેમણે 'રાઈનો પર્વત' શરૂ કર્યું, પણ "તે વખતે પહેલો પ્રવેશ લખ્યા પછી આગળ લખવાનું અટકી પડેલું."[૪] એ નાટક પૂરું કરવાનો નિર્ણય કરી તેમણે ૧૯૦૯ ના મેમાં[૪] ફરી લખવાનું આરંભ્યું, ને બીજી પ્રવૃત્તિઓને લીધે નાટક અધૂરું રહેતું હતું એ વિષમતા પહેલા જ પ્રવેશમાં એક શ્લોકરૂપે આલેખી :

> કળિયો મુખ અર્ધું ખોલિને, અટકી આ જલ વીણ રોધથી;
> ગૂંચવે કમની સુ-વેલિને, તૃણ કાંટા વધિ આસપાસથી.[૫]

લગભગ ચાર વર્ષ પછી ૧૯૧૩ ના અંતિમ ચરણમાં એ પૂરું થયું. ૧૯૧૪માં એ બહાર પડ્યું.[૬] આમ આ નાટકને લેખકનાં સંપૂર્ણ વિચારણા મનન અને ચર્વણની તક મળેલી છે. [૬]ઇતર લેખોની જેમ એ ઉતાવળે નહોતું લખવું પડ્યું.[૬] બીજી નોંધવા જેવી બાબત એ છે કે લેખકે એનું વસ્તુ પ્રાચીન કથા પરથી લીધું છે અને તેમાં અર્વાચીન ભાવના પૂરવાનો પ્રયત્ન કરેલો છે. ત્રીજી નોંધવા જેવી બાબત એ છે કે આ નાટક શેક્સપિયરી અને સંસ્કૃત એ બંને મહાન નાટ્યશૈલીઓને અનુસરે છે. આ સર્વને કારણે એ ઘણી વિસ્તારી અને સૂક્ષ્મ ચર્ચા સહી શકે એવું બન્યું છે. વિદ્વાન વિવેચકોએ

---

૩મ. પ્ર. ૧૦માં. ૩. ૩-૪. 'નેપથ્ય' વ ૧, અં. ૧, પૃ. ૫૧.

૪. પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

૫. શ્રી. વિનોદિનીબહેને એક વાર રમ.ને પૂછેલું કે 'આ શ્લોક તમે ઇતર પ્રવૃત્તિઓથી આ નાટકની પ્રવૃત્તિ અટકે છે એ અર્થમાં લખ્યો છે ને ?' રમ.એ હા પાડેલી. (મુલા. શ્રી વિનોદિની નીલકંઠ) રાપ. ની હપ્ર. માં રમ.એ જે લખ્યું છે તેથી એ વાતને પુષ્ટિ મળે છે: "ફરી શરૂ કર્યું મે ૧૯૦૯ (હમસમાં) " કળિયો મુખ અર્ધું ખોલીને " એ શ્લોક તે વખતે ઉમેર્યો. "

૬. 'કાંતા' પછી અને આ પહેલાં 'ઇંદુકુમાર (૧)' બહાર પડી ચૂક્યું હતું, પણ એ ભજવવા માટેનું નાટક નથી.

એની સમર્થ ચર્ચા કરી પણ છે. અહીં એ સર્વ ચર્ચા અને સ્વતંત્ર વિચારણાનો વિનિયોગ કરીશું.

નાટકનું વસ્તુ મહીપતરામે સંગ્રહેલા 'ભવાઈસંગ્રહ'માં 'લાલજી મનીયાર'ના વેશમાં આવેલા એક દુહા અને તેની નીચે ટીપમાં આપેલી વાર્તા ઉપરથી[૭] લીધેલું છે. રમણભાઈએ બીજા કોઈ નહિ ને આ વસ્તુને જ નાટકમાં ઉપયોગમાં લેવાનો શા માટે નિર્ણય કર્યો તે એક કોયડો છે. કદાચ નાનપણમાં આ વસ્તુ વાંચેલું ને તે ચમત્કારક લાગેલું એમ હોય વળી તેમને ભેદભરમના વસ્તુનો શોખ હતો.[૮] તે ઉપરાંત

સાઇઆંસે સબકુચ હોતે હે, મુજ બંદેસે કચુ નાહીં;
રાઇકું પરબત કરે, પરબત બાગેજ માંહી

એ દુહામાં સમાયેલી ઈશ્વરશ્રદ્ધા પહેલી નજર આકર્ષી હો એ સંભવિત છે. ૧૮૯૫માં પોતાની કંઇક અપક્વ અવસ્થામાં પસંદ કરેલા આ વસ્તુ અને તેના પરથી નક્કી કરેલી મુખ્ય રેખાઓની કલ્પનાને જ રમણભાઈએ ૧૯૦૯ માં તૈયાર પડેલી સામગ્રી તરીકે સ્વીકારી તેના પર કામ કરવા માંડયુ.[૯]

મૂળ કથાનો સાર, કંઈક મારા શબ્દોમાં, આ છે:

પરબત બાદશાહ પોતાના એક સાથી સાથે રાતે શહેર બહારના બગીચામાં ફરવા જાય છે. પશુઓ ઘણું નુકસાન કરતા હોવાથી બગીચાનો માળી રાઇ પશુઓને મારવા માટે તીર ચડાવીને બેઠો હતો. પાદશાહ અને તેનો સાથી બાગમાં પેસે છે તે વખતે તેમના પગલાનો અવાજ સાંભળી રાઇ તીર છોડે છે અને તેનાથી પાદશાહ તરત જ મરણ પામે છે. સાથીની બૂમ સાંભળી રાઇ ત્યાં દોડી જાય છે, ગભરાઇને રડવા માંડે છે.

૭. પ્રો. પાઠક, રાવળ વગેરેએ આને ભવાઇનો એક વેશ ગણ્યો જણાય છે તે બરાબર નથી. એ લોકવાર્તા છે, ભવાઇ નથી.

૮. "ચતુર્મુખ", "બુદ્ધાદાર બંધ", "અદ્રંઅદ્રે દીઠેલું અદ્ભુત દર્શન". તેઓ શ્રોતાઓને ભેદભરમની વાતો પણ કહેતા.

૯. પહેલી આવૃત્તિની પ્રસ્તાવના પરથી.

સાથી કહે છે, "પાદશાહના મરણની વાત શહેરમાં જણાશે તો બધું રાજ ઉંધું વળશે, તખ્તને લેવા સારૂ મોટી લડાઇ જાગશે ને બહુ ખરાબી થશે, માટે આ વાત છાની રાખી તને પાદશાહની જગાએ બેસાડું."૧૦

રાતોરાત બંને મહેલમાં દાખલ થયા ને માળીને એક ભોંયરામાં હતાર્યો. સવારે દરબારમાં જાહેર કર્યું કે " કોઇ મોટો હકીમ પરદેશથી આવ્યો છે, તેણે પાદશાહને કહ્યુ કે જો તમે છ માસ સુધી ભોંયરામાં રહો કોઇને મળો નહીં...તો એ મુદતમાં હું તમને કેવળ જુવાન કરી દઉં ...ચેરો તો એટલો ફરી જાય કે ઘરનાં માણસ પણ તમને ઓળખે નહીં. પાદશાહે એ વાત કબૂલ કરી ને હકીમ તથા પોતે ભોંયરામાં ઉતર્યા છે."૧૦ છ માસ પછી રાઈ પરબત બન્યો, પણ હમેશ દરબાર વખતે પેલો સાથી સલામ કરતી વખતે છાનું હસે, અને એના પર જરા દાબ પણ રાખે. આથી એક દિવસ રાતે રાઈ સાથીને નદીકિનારે ફરવા લઇ જાય છે. ત્યાં દૂરથી નદીમાં દીવા તણાતા આવે છે. રાઈ સાથીને એ દીવા ક્યાંથી આવે છે તેની તપાસ કરવા કહે છે. નદીના હપલાણમાં તપાસ કરતાં સાથી એક શિવમંદિરમાં જઈ પહોંચે છે; અને ત્યાં કોઇકે પોતાના મસ્તકથી શિવની પૂજા કરેલી તેનું ધડ અને માથું જુએ છે. માથામાંથી લોહીનાં ટીપાં લિંગ ઉપર, ને ત્યાંથી વહીને નદીમાં પડતાં હતાં, "ને તેના દીવા થતા હતા."૧૦ સાથી પાસેથી અહેવાલ સાંભળી પાદશાહે પૂછ્યું, "તે જોઈ તમારા મનમાં શો વિચાર ઉત્પન્ન થયો?"૧૦ પેલાએ કહ્યું, "તે વખતે મેં એમ કહ્યું, ઓ પ્રભુ! પેલો માળી પાદશાહ થયો છે તે કરતાં આ બાપડો વધારે લાયેક હતો."૧૦

પાદશાહે કહ્યું, "તેં જેને ત્યા જોયો તે જ હું છું. એમ ન સમજતો કે તેં મને પાદશાહ કર્યો છે. મને પરમેશ્વરે કર્યો છે."૧૦ રાઇના પૂર્વ-જીવનની કમલપૂજાની કથા સાંભળી તે સાથીએ કહ્યું, "સાંઇઆંસે (પરમેશ્વરથી) સબ કુચ હોતે હે."૧૦

આ વસ્તુનું બીજ હજારો વર્ષ જૂનું છે. 'કથાસરિત્સાગર'માં પણ જુદા નામે આ જ વાર્તા મળી આવે છે.

વસ્તુ છે તેના તે રૂપમાં નાટક રચવામાં આવ્યું હોત તો તે સામાન્ય ગ્રામ્ય નાટક બની જાત. પણ જૂના કવિઓની ફેરફાર કરવાની

૧૦. રાય, પૃ. ૧૦૮-૧૦૭.

પ્રણાલિને અનુસરીને લેખકની પ્રતિભા અને સૌંદર્યદૃષ્ટિએ એમાં નાના મોટા અનેક ફેરફારોનો કીમિયો કરી એ વસ્તુની બિલકુલ કાયાપલટ કરી નાંખી છે.

તેમણે મુખ્ય ફેરફારો ને ઉમેરા આ કર્યા છે : નાટકની ઘટના અનિશ્ચિત સ્થલકાલને બદલે ગુજરાતમાં, અને વલભીના પતન પછી બને છે. રાજકર્તા હિંદુ પર્વતરાય છે. એણે આગળના રાજા રત્નદીપદેવનો કપટથી વધ કરી ગાદી મેળવેલી. રત્નદીપદેવની રાણી અમૃતદેવી રાજ્ય પાછું મેળવવા પોતાના કુંવર જગદીપ સાથે રાજધાની કનકપુર આવી ત્યાં માલણ જાલકા અને માળી રાઇને નામે રહે છે. જગદીપ પોતાનો પૂર્વવૃત્તાન્ત કે જાલકા સાથેનો પોતાનો સાચો સંબંધ જાણતો નથી. યુવાન લીલાવતીને પરણેલા યૌવનેપ્સુ વૃદ્ધ રાજાને જાલકા એક અંધારી રાતે, પોતાનો ઘરડાને જુવાન કરવાનો પ્રયોગ જોવા, પોતાના રહેઠાણ કિસલવાડીમાં બોલાવે છે. પર્વતરાય તેના સાથી શીતલસિંહ સાથે આવે છે, પણ રાઇના શબ્દવેધી બાણથી મરણ પામે છે. જાલકાની સૂચનાથી એમ જાહેર કરવાનું ઠરે છે કે 'પર્વતરાય યુવાન થવા માટે એક વૈદ્ય સાથે ભોંયરામાં ઊતર્યા છે, ને ત્યાં કોઈને જવાની મનાઇ કરી છે; ૭ મહિના રહીને એ બહાર નીકળશે.' આ વખતે જાલકા રાઇને પોતાનું સાચું ઓળખાણ આપે છે. ૭ મહિનાના ગાળામાં રાઈ રાય તરીકે મંત્રી કલ્યાણકામ અને અજ્ઞાતનામ મિત્ર તરીકે ઉપમંત્રી દુર્ગેશ ઉપર પોતાનો પ્રભાવ પાડી શકે છે.

૭ મહિના પૂરા થવાની આગલી રાતે શીતલસિંહ રાઈને લીલાવતીના આવાસથી પરિચિત કરવા લઇ જાય છે; ત્યારે રાઇને પહેલી જ વાર ખ્યાલ આવે છે કે પર્વતરાય થવું એટલે પર્વતની સ્ત્રીના પણ ધણી થવું. તીવ્ર મનોમંથન પછી એ સત્યને જ વળગવાનો નિર્ણય કરે છે ને બનાવટી મસ્તકપૂજાનું દૃશ્ય ઊભું કરી તે મિષે શીતલસિંહને પોતાનું સાચું ઓળખાણ આપે છે. પર્વતરાય તરીકે

પ્રગટ થઇ તે સૌ પહેલાં રાણી લીલાવતીને મળે છે, ને સાચી બિના કહે છે. લીલાવતી મૂર્છાવશ થાય છે. મૂર્છામાંથી જાગેલી રાણી અને જાલકા વચ્ચે ટપાટપી થાય છે, ને રાણીના શાપથી જાલકા ક્ષણવાર બેભાન થઇ જાય છે. રાઇ દરબારમાં પોતાનો સાચો વૃત્તાન્ત કહી પ્રજાજનોને યોગ્ય રાજા શોધી લેવા કહે છે; ને પોતે પણ એ આદીનો ઉમેદવાર હોઈ પ્રજા નિષ્પક્ષપાતપણે રાજા પસંદ કરી શકે તે માટે પંદર દિવસ નગર બહાર ચાલ્યો જાય છે. ત્યાં તે, વૈધવ્ય પાળવામાં અડચણ ન આવે એ માટે મરી ગયેલી હોવાની અફવા ફેલાવી પર્વતરાયે એકાન્ત મહેલમાં પૂરી રાખેલી તેની બાલવિધવા પુત્રી વીણાવતીને અકસ્માતમાંથી બચાવે છે,અને બંને વચ્ચે પ્રેમ થાય છે.

માંદી જાલકાને પોતાના અનીતિમાર્ગ કર્ત્તવ્યનો પસ્તાવો થાય છે, અને પ્રભુના "શાન્તિધામમાં કોઇ ખંડ"[११] યાચતી મરણ પામે છે. રાણીની દાસી મંજરી અને શીતલસિંહ રાજગાદી મેળવવા ખટપટ કરે છે, પણ તે નિષ્ફળ જાય છે. ભગ્નાશ લીલાવતી મરણ પામે છે. રાઇને વીણાવતી અને રાજગાદી પ્રાપ્ત થાય છે.

આ ફેરફારો કરવામાં રમણભાઇને સ્વકલ્પના ઉપરાંત બીજાં કેટલાંક સાધનો પણ કામ લાગ્યાં છે. નાટક ઉપર મણિલાલકૃત 'કાંતા'ની રીતિ, કવિતા અને પાત્રવિધાન—ખાસ કરીને દુષ્ટોનું—ની અસર છે. શીતલસિંહની નૈતિક પામરતા કંઈક મૂળ વાર્તા પરથી ને બાકી 'કાન્તા'ના હરદાસ ને રત્નદાસ પરથી સૂઝી હશે, તો એની ભીરુતા 'વનરાજ ચાવડો'માંની કાકુની ભીરુતાનો[१२] વિસ્તાર જણાય છે; જ્યારે એના કાવતરાની ઠીકઠીક વિગતો કાકુને આવતા એક સ્વપ્નમાંથી લીધેલી છે. સ્વપ્નમાં કાકુ અને સેનાપતિએ

મનસુબો કર્યો કે રાજાને કેદ કરીને, કે સ્વરક્ષણને અર્થે જરૂર પડે તો મારી નાખીને તેના પાંચ વર્ષના ભાણેજને...ગાદીએ બેસાડવો, અને તેને નામે રાજકારભાર કરવો. રાજપ્રતિનિધિનો હોદ્દો ધારણ કરી સેના-

૧૧. ૭.૨. ૧૨. વધા, પૃ. ૭, ૧૪.

પતિ રાજાની એકની એક કુંવરીને...વરે, અને કાકુ દીવાન થાય. રાજા [જય ?] ની લગામ એ બેના હાથમાં રહે રાજકન્યા વર્યાથી ભાણીઆને રાજ્યાસન પરથી હઠાવી મૂકી પોતાને રાજા થવાનો લાગ મળશે, એવી ગુપ્ત ધારણા મનમાં રાખવાની સેનાપતિએ શરત કરી, ને કાકુએ તે કબૂલ રાખી રાજાની બેન અને બનેવી પોતાના પુત્રને રાજગાદી મળવાના લોભથી એ મસલતમા સામીલ થયા...કાકુના દ્રવ્યના જોરથી કેટલાક મોટા સામંતો, સરદારો, ગઢવીઓ અને ઠાકોરો એ પ્રપંચમા ભળ્યા......ખંડીઆ મંડળીક રાજાઓની ખંડણી ઓછી કરવાનું કે તદ્દન માફ કરવાનું વચન આપી તેઓને ફોડવાની વેતરણ કરવા માંડી...એ સામંત ઘણોજ પ્રમાણિક...હતો...તેને ઝેર દેવાની યુક્તિ રચી...છાની વાત ફૂટી અને તેને [કાકુને] પકડવા સરકારી સિપાઇ છૂટયા છે.[૧૩]

કલ્યાણકામની કચેરીમાં ગોર અને યજમાનનો ઝઘડો ગોઠવવાનું 'વનરાજ ચાવડો'ના મુખ્ય ન્યાયાધીશ તક્ષકની કચેરીમાં એ ભૈરીવાળા વૃદ્ધ પતિ નાગજીનો હાસ્યરસિક મુકદ્દમો ચાલે છે તે પરથી સૂઝયું જણાય છે. એ મુકદ્દમો તક્ષકની કચેરીમા ઉચિત છે; આપણા નાટકમાં આવા મોટા ગુર્જર રાજ્યના મુખ્ય સચિવને એવો નાનો ઝઘડો પતાવવાનો આવે એ કદાચ ઉચિત નથી. શીતલસિંહ પૈસા પાછા અપાવવા વિનંતિ કરે છે તે નાગજીની આ ઉક્તિ પરથી સૂઝયું હોય એ સંભવિત છે : "આ અમારા વકીલે અમને ડરાવ્યા કે તમને ત્રણેને ફાંસી દેશે, ઉગરવાનો ઉપાય માત્ર એક જ છે. પાચ હજાર દામ શીરસ્તેદારને આપો તો સાહેબને ઉંધુંચતું સમજાવી તમને ત્રણેને છોડાવશે; એ વાત ખરી માની મેં તુરત દામ અપાવ્યા, તે મને પાછા અપાવો."[૧૪] દામ શબ્દ પણ, કદાચ, તેમણે આ પુસ્તક અને 'સધરાજેસંગ'માંથી લીધો હોય; એ બંનેમા એ ઘણી વાર આવે છે. 'રાઈનો પર્વત'નાં સ્થલકાલ પણ 'વનરાજ ચાવડો' પરથી સૂઝયાં હશે, કારણ ત્યાં કથા વલભીના પતનથી માંડીને તે પછીના ગુર્જરો (અને તેને અંતે વનરાજ)ની છે, જ્યારે આ નાટકના બનાવો પણ

૧૩ વચા, પૃ ૬-૭. ૧૪. વચા, પૃ ૧૩

"વલ્લભીપુરના નાશ પછીના સમયમાં"[૧૫] અને છે. રાઇને ઉછેરીને મોટો કરનાર માતાની કલ્પના કદાચ 'વનરાજ ચાવડો'માંનાં વનરાજ ને એની માતા પરથી સૂઝી હોય. જાલકા ને રાઇ છૂપે સ્વાંગે કનકપુર આવીને રહે છે તેનું સૂચન કદાચ 'સધરાજેસંગ'માં સિદ્ધરાજને એની મા છૂપે વેશે ભરૂચથી બાલોદ લઇ જાય છે તેના પરથી મળ્યું હોય. આ બે વસ્તુ મળીને અમૃતદેવી નિર્માયાં લાગે છે.

'રાઇનો પર્વત' પર 'સરસ્વતીચંદ્ર'ની કાંઈ અસર હશે? ઉદાત્ત ભાવનાશીલતા, પાંડિત્ય ને વ્યવહારશૂન્યતામાં સરસ્વતીચંદ્ર અને રાઇ વચ્ચે સામ્ય છે. સરસ્વતીચંદ્રની જેમ જ રાઇને પણ પોતે લીધેલાં પગલાં—સ્વીકારેલા ખોટા સ્વાંગ—નું શું પરિણામ આવશે તેનો ખ્યાલ બહુ મોડો આવે છે. માત્ર બે હજારના વાર્ષિક પગારમાં કરવતરાય પાસે "દશ લાખનો જીવ" કઇ રીતે થાય છે તે જેમ સરસ્વતીચંદ્રને સમજાતું નથી તેમ જ પર્વતરાયે છૂપી બારી શા માટે મુકાવી હશે તે રાઇને સમજાતું નથી. આમ બંનેમાં મુગ્ધતા છે. કલ્યાણકામ–સાવિત્રીના દાંપત્ય પર બુદ્ધિધન–સૌભાગ્યદેવીની કંઇક અસર હોઇ શકે કલ્યાણકામ, જગદીપ, અને અમુક અંશે શીતલસિંહ એ નામો 'સરસ્વતીચંદ્ર'નાં પાત્રોનાં નામોની જેમ પાત્રના ગુણનાં સૂચક છે. કનકપુર નામ કદાચ એમાંના સુવર્ણપુરની અસંપ્રજ્ઞાત અસર હોય.

રમણભાઇએ કરેલા ઉપર્યુક્ત ફેરફારો અંગે પ્રો. રામનારાયણ પાઠક લખે છે કે મૂળ વાર્તામાં "એવું એક સ્થળ છે જે આધુનિક માનસને સખત આઘાત કરે. રાઈ પારકે નામે રાજ્ય પચાવી પાડે એ જુઠ્ઠાણું તો છે, પણ રાજ્યમાં એવી ખટપટો ચાલતી આવી છે. આજ સુધી પરબત બાદશાહ હતો, હવે રાઈ થયો, તે આપણે નિભાવી લઇએ, અને પરબત કરતાં વધારે ડાહ્યો અને બુદ્ધિશાળી હોય તો તો જરૂર નિભાવી લઇએ. પણ તે રીતે રાઈ પરબતની

૧૫. રાપ, પ્રાસ્તાવિક પૃ. ૮.

એમમોને પતિ પણુ થઇ શકે ?"[૧૬] આ અંશ "રમણભાઈ જેવા ...સ્ત્રીની પ્રતિષ્ઠા સંબંધી અતિ કોમળ લાગણીવાળાને...અત્યંત આઘાતકારક લાગે તેમા નવાઈ નથી. તેથી ..તેમની સ્ત્રીમબધી આધુનિક...નીતિદષ્ટિએ વાર્તાના એ સર્વથી તીવ્ર આઘાતકારક બિંદુએ તેમા પ્રવેશ કર્યો અને તે બિંદુથી નાટક આગળ પાછળ બન્ને બાજુ જુદી જુદી રીતે શાખા પ્રશાખા ફેલાવવા લાગ્યુ."[૧૬]

પ્રો. પાઠકે આ મુદ્દાને મહત્ત્વ આપ્યુ છે, પણ તે ઉપરાંત રાજ્ય કપટથી ગાદી ન લે એ મુદ્દો અને નાટક સફલ બનાવવાની ઇચ્છા પણ ગણનામા લેવા જોઇએ કપટથી રાજ્ય લેવા કરતા કપટથી પરસ્ત્રીના ધણી થવુ એ વધુ પાપમય હોય તોપણ છળથી રાજ્ય લેવુ એમાય અનીતિ છે જ, ને ઈશ્વરનું નીતિવિધાન દાખવતા નાટકમા, ખાસ કરીને પોતાના ચારછ ધાર્મિક સિદ્ધાંતો જેમા વણી લેવાના હોય[૧૭] તેમા, રમણભાઇ જેવા નીતિનિષ્ઠ તો આટલીય અનીતિ ન ચાલવા દે અને નાટક સફલ થવા જોઇએ એવો રમણભાઈનો ખાસ મત હતો

આ ચર્ચા આપણને નાટકના પ્રયોજન કે રહસ્ય તરફ લઈ જાય છે. નાટકમા પાત્રાલેખન કરતા પણ રહસ્ય વધુ મોટી વસ્તુ છે. કોઈ પણ નાટકમાથી એક જ લીટીમા એ તારવી ન શકાય તો એ નાટક જ નકામુ. રહસ્ય વિશે એમરક્રોમ્બી પણ ખૂબ આગ્રહ રાખે છે. સંસ્કૃત આલંકારિકો અને ટીકાકારોએ પણ રહસ્યને ઘણું મહત્ત્વ આપ્યુ છે. આમ સારા નાટકોમા રહસ્ય હોવુ જોઇએ. રમણભાઇની આ કૃતિમા પણ રહસ્ય છે જ, પણ તે શુ તે વિષે વિવેચકોમા મતભેદ જણાય છે શ્રી નરહરિ પરીખના વિવેચન પરથી જણાય છે તેમ તેઓ સાધ્યસાધનમીમાસા ને ગૌણત્વે સમાજમા લગ્ન વિશે પ્રવર્તતા ખ્યાલોના નિદર્શનને,[૧૮] પ્રો વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

૧૬. સાવિમ, પૃ ૧૬૧-૧૬૨ ૧૭ જુએ હવે પછી
૧૮. ૨વ, પૃ ૩૯૭, ૪૧૨

સ્ત્રીની ઉન્નતિને,[૧૯] પ્રો. પાઠક '૨૯ લગભગ નીતિ દ્વારા ઈશ્વરની શક્તિના નિદર્શનને ને '૩૯ લગભગ "પ્રાર્થના અને નતિના વિજયથી શાન્તિ, સ્વસ્થતા, આનંદ, પ્રસાદનો આસ્વાદ કરાવવો"[૨૦] એને, પ્રો. રાવળ '૩૮માં નાટકના મુખપૃષ્ટ પરના દુહા

> પ્રભુથી સહુ કંઈ થાય છે, અમથી થાય ન કાંઈ;
> રાઈનો પર્વત કરે, પર્વત બાગનિ માંહિ

ના ખરા રહસ્યના નિદર્શનને તથા દ્વિતીયપક્ષે "સ્ત્રીની અવદશાના જ પ્રધાન મુદ્દા"વાળા સંસારસુધારાને,[૨૧] ને '૪૬માં એક વાર ઉપર્યુક્ત મતનું પુનરુચ્ચારણ કરી બીજી વાર સંસારસુધારા અને "પોતાની નીતિભાવના"ના સ્થાપનને[૨૨] નાટકનું પ્રયોજન કે રહસ્ય ગણાવે છે.

આમાંનાં ઘણાંખરાં પ્રયોજન આ નાટકમાં છે એ ખરું, પણ એનું મુખ્ય પ્રયોજન નીતિ અને ધર્મ વિશેની પોતાની માન્યતા રસિક રીતે રજૂ કરવાનું છે. એ માન્યતા ટૂંકામાં આ છે : જગતમાં પ્રલોભન હોય છે, પણ સારા ને ખોટા બંને માર્ગમાંથી માણસ સ્વતંત્ર રીતે સ્વેચ્છા મુજબનો માર્ગ પસંદ કરી શકે છે. એ દિશામાં ઈશ્વર સન્મતિ પણ પ્રેરે છે. સારો માર્ગ ગ્રહણ કરવાની ઇચ્છા કરી તે માટે ઈશ્વર પાસે બલ માગવામાં આવે તો તે તેવું બલ–સદાચરણબલ–આપવાને તત્પર જ હોઇ અંતે આત્માના ઊર્ધ્વીકરણના કાર્યમાં સફળતા અપાવે છે. નાટક જોતાં આની પ્રતીતિ થશે :

> મુજ અંતરે પ્રતિબિમ્બમાં કંઈ જ્યોતિઓ જે ઝગમગે
> શું જલકામતિવેગમાં બરી તણાઇ સર્વ તે ?[૨૩]

એ નાયકની ઉક્તિમાં જલકાનો મતિવેગ પ્રલોભન છે. એ પ્રલોભન સામે ટકી શકાશે કે કેમ તેની તેને અવઢવ થાય છે. આનાથી ઉપરનું–સ્વૈચ્છાસ્વીકારને લગતું–પ્રચયિયું નીચેના શ્લોકોમાં જણાય છે :

---

૧૯. વિવેચના, પૃ. ૧૨૬, ૧૩૦. ૨૦. સાહિત્ય, પૃ. ૧૧૮, ૧૪૭. ૨૧. રાપાવિ, પૃ. ૩૨, ૩૧. ૨૨. સાહિત્ય, પૃ. ૧૯૦. ૨૩. પૃ. ૧૫.

માનવી ! અબલ તન્તુ અલ્પ તુ ! ના, નથી અવશ કે અશક્ત તુ...
બે રહ્યા તુજ સમીપ માર્ગ જ્યાં, તુ ગ્રહે હૃદયમાથી એક ત્યા.
વસી છે શક્તિ તારામા યથેચ્છ તે તુ વાપરે.[૨૪]

નિર્ણયની રાત્રિએ એ કહે છે :

પર્વતરાય થવું અને લીલાવતીના સ્વામી ન થવું એમ શી રીતે ટરવુ ? .. કોઇ વચલો માર્ગ છે જ નહિ...સામસામા બે માર્ગમાથી ગમે તે માર્ગે આખો મિચી ઘસડાઇ જવુ ?...માણસ જાતે જ માર્ગ નક્કી કરે છે...સિદ્ધાંત થયો . હવે, નિર્ણય કર કે બેમાથી કયો માર્ગ લેવો લીલાવતીનુ સ્વામીપણું મુકી દેતા પર્વતરાયપણું જશે, કનકપુરની ગાદી જશે, ગુજરાતનુ મોટુ રાજ્ય જશે, ગુર્જરેશ્વરનુ આધિપત્ય જશે, દ્રવ્ય સુખ વૈભવના ભડાર જશે, પુરુષાર્થના પ્રસગ જશે, સંકલ્પ કરી મૂકેલી ધારણાઓ જશે, બાલ્યના મનોરથ જશે, સ્નેહીઓના સંબધ જશે.

(આખો મીંચીને ક્ષણભર સ્તબ્ધ ઊભો રહે છે) (આખો ઉઘાડીને)
જાઓ ભલે જીવન-આશ સર્વે ઉત્પાત થાઓ ! ઉપહાસ થાઓ !
થાઓ તિરસ્કાર ! વિનાશ થાઓ ! ન એક થાજો પ્રભુપ્રીતિનાશ
( ઘુટણીએ પડીને )

પતિતોદ્ધારક પ્રભુ !

સન્મતિ પ્રેરિ છે જેવી, આપજો બળ તેટલુ,
કે હુ સર્વસ્વ છોડીને તમને વળગી રહુ.[૨૫]

આમ, રમણભાઇએ ધાર્મિક નિબધોમા વાપરેલા શબ્દો વાપરીને કહીએ તો આત્માન્વેષણ અને આત્મઘટન દ્વારા આત્મોન્નતિ માટે, ઉપનિષદની અમૃતવાણીમાં કહીએ તો તમસમાથી જ્યોતિમાં ગમન માટે, ઉદ્બોધન—શુષ્ક વિવેચન વડે નહિ પણ કવિત્વમય નિરૂપણ દ્વારા ઉદ્બોધન—એ આ નાટકનુ રહસ્ય છે. નાટક લખવાની યોજના ઘડી તે જ સમયના—'૯૫ ના—રમણભાઈના શબ્દો પરથી આ વાતને આડકતરી પુષ્ટિ મળે છે " આત્માના પોતાના જ પ્રયત્નથી તેની ઉન્નતિની ક્રિયાનો આરંભ થઈ શકે છે.. સર્વેને સહાયતા આપવાને ઈશ્વર સમર્થ છે, પણ તેનો દિવ્ય નિયમ એવો

૨૪. પૃ. ૭૨. ૨૫. પૃ ૯૭–૯૮.

છે કે મનુષ્ય પ્રયાસ કરે ત્યારે જ તેનો સહાયક હસ્ત જણાઈ આવે છે. પ્રયાસ પહેલાં સન્મતિ વડે ઉત્તેજિત કરનાર પણ તે જ છે, પ્રયાસ પછી મનોબળ વડે સફળતા અપાવનાર પણ તે જ છે."[૨૧]

આ નીતિભાવના કે ધર્મદષ્ટિને પ્રધાન રાખીને રમણભાઈએ સાધ્યસાધનમીમાંસા, નારીપ્રતિષ્ઠા, સંસારસુધારો, વિવિધ દાંપત્યનું આલેખન વગેરેને સાથે સાથે સમાવી લીધાં છે. બીજી રીતે કહીએ તો એમની ધર્મનીતિની ભાવના આ બધા માર્ગે વ્યક્ત થઈ છે.

પ્રો. રાવળે કહ્યું છે ખરું, પણ ખરી રીતે ભવાઈમાંનો મધ્યકાલીન દુહો કે એનું રમણભાઈએ કરેલું ભાષાંતર નાટકના રહસ્યનું સાચું સ્ફોટન નથી કરતાં. પુસ્તકના મુખપૃષ્ઠ પર એ દોહરો મુકાયલો છે, પ્રસ્તાવનામાં રમણભાઈએ "આ નાટકના વસ્તુનું મૂળ..." લાલજી મનીઆર "ના વેશમાં આવેલા...દુહા ઉપરથી અને એ દુહા નીચે ટીપમાં આપેલી વાર્તા ઉપરથી લીધું છે,...એ દોહરો સૂત્રરૂપે લઈ અને એ વાર્તામાં ફેરફાર તથા વધારો કરી આ નાટકની રચના ગૂંથી છે" એમ લખ્યું છે, નાયક રાઈ તરતા દીવાના પ્રસંગે ને નાટકને અંતે (થોડા ફેરફાર સાથે) એ દુહો બોલે છે છતાં આમ કહેવું પડે છે. દુહાની પહેલી લીટીમાં વિધાન છે, ને બીજીમાં દૃષ્ટાંત દ્વારા નિદર્શન છે. એ વિધાનમાંનું અડધું "પ્રભુથી સહુ કંઈ થાય છે" રમણભાઈની વિચારસરણીનું પ્રતિબિંબ પાડે છે ખરું, પણ બીજું અડધું, "અમથી થાય ન કાંઈ" મધ્યકાલીન, હારણ અને ભવિતવ્યતાવાદી છે, જે રમણભાઈની વિચારસરણી સાથે કે આધુનિક ભાવના સાથે સુસંગત નથી. 'ધર્મ અને સમાજ' પરથી જણાય છે તેમ રમણભાઈની ભક્તિમાં હાથ જોડીને બેસવાનું છે જ નહિ. એટલે

રાઈ...ની રાજ્યપ્રાપ્તિની પાછળ કામ કરી રહેલ બળ તો ઈશ્વરની કૃપા એ એક જ, જાલકાની વ્યૂહરચના કે શીતલસિંહનો સહકાર નહિ ..

---

૨૧ નવે-ડિસે.ના ફાર્બસમાંથી ધસ ૨, પૃ. ૨૨૩ ઉપર ઉધ્ધૃત.

રમણભાઇને એ બતાવવુ છે કે પોતાના જ બળ પર આધાર રાખી કામ કરતા માનવી, પછી તે ગમે તેટલા દક્ષ ને તેજસ્વી હોય, એ તો બીચારા ક્ષુદ્ર જંતુઓ છે અને 'પ્રભુથી (જ) સહુ કઈ થાય છે'

'માણસ જાણે મે કર્યું પણ કરતલ બીજો કોય
આદર્યા અધવચ રહે ને હરિ કરે સો હોય'

આ દોહરામાનો જ જાણે વિચાર[૨૭]

એ વિધાન બરોબર નથી. આમ છતા, નાટકમા દુહો એ રીતે આવે છે તે યોગ્ય છે, કારણ આવી મોટી કસોટીમાથી સફલ ઊતર્યા પછી કોઈ પણ સાચો ભક્ત એ રીતે જ કહે, એ સિદ્ધિનો પૂરો યશ ઈશ્વરને જ આપે[૨૮]

ઉપર્યુક્ત ઉપરાત ધર્મનીતિને લગતા બીજા કેટલાક પ્રશ્નો કે સૂત્રો રમણભાઈએ નાટકમા વણી લીધા છે, જેમા ઈશ્વરશ્રદ્ધા મુખ્ય છે રાઘના પૂર્વોક્ત દુહા ઉપરાત ભગ્નાશ જાલકા પણ કહે છે કે "આશાવન્તનુ સામર્થ્ય ટકે એક જ સત્ત્વથી,"[૨૯] અને એ સત્ત્વ તે 'ઈશ્વરશ્રદ્ધા" બાકીના આ છે "ઈશ્વરનુ નીતિવિધાન તો એવુ છે કે મનુષ્યે છળ ન કરવુ અને છળની શિક્ષા વહોરી ન લેવી."

(૨) શાપ એ છે અનાચાર શાપ દેવો ન કોઇને
આઘાત થાય છે એથી પ્રભુના પ્રેમત ત્રને[૩૦]

શાપ આપવા કે ફલવતા કરવાની કોઇનામા શક્તિ નથી (૩) છતા શાપની શિક્ષાને પોતે પાત્ર છે એમ કોઇને પ્રતીતિ થાય તો એના મન ઉપર એ શાપની માઠી અસર થાય ખરી[૨૯] (૪) શાપ એના આપનારને પણ નુકસાન જ કરે છે

"નીતિભાવનાનું પ્રયોજન નાટકના વસ્તુ તથા કલાવિધાનને વધુ ઉપકારક હોઈ તેમા કુશળતાપૂર્વક વણાઈ ગયું છે, જ્યારે મસાર સુધારાનું જરા વિમવાળી અને આગન્તુક જેવુ લાગે છે"[૩૧] એમ

---

૨૭ સાવિદા, પૃ ૫૩ ૨૮ સરખાવો ગાધીજીના એવા પ્રસગો ૨૯ પૃ. ૧૪૭-૧૫૧ ૩૦ પૃ ૧૧૦ ૩૧ સાવિદા, પૃ ૬૨

:કદ્રેવામાં પ્રો. રાવળે ઝીણી દષ્ટિ દર્શાવી છે. સર્વાનુભવરસિક કાવ્ય દ્વારા લોકોને આડકતરા ઉપદેશ આપવામાં માનતા રમણભાઇએ 'રાઇના પર્વત'માં સુધારા વિશેનાં પોતાનાં મંતવ્યો જેમ કલાપૂર્વક તેમ કોઇક વાર કંઇક કલાક્ષતિ સહીને પણ દાખલ કરી દીધાં છે. લગ્ન વિશેની આપણા સમાજની દુર્દશા દર્શાવવા તેમણે રજપૂત પર્વતરાયને બાળક કન્યા સાથે પરણનો બનાવ્યો છે. રજપૂત વીણાવતીને બહુ નાની ઉમરે પરણાવી દીધી છે. રજપૂત કમલાનાં સ્નેહલગ્નને એના પિતા દ્વારા થોડો વિરોધ કરાવ્યો છે. કજોડાનાં દુઃખ દર્શાવવા યુવાન 'પતિ'ને મળતી વખતના લીલાવતીના કોડ અને વિધવા થવાનું જાણ્યા પછીની ભગ્નાશા દર્શાવ્યાં છે. આ રીતે કજોડાનું દુઃખ દર્શાવતાં રમણભાઇએ સાથે સાથે પર્વતરાયના વૃદ્ધલગ્ન તરફ કટાક્ષ પણ કરી લીધો છે. નગરચર્યાના પ્રવેશો પણ આ સન્માનની પોતાની ભાવના વ્યક્ત કરવા માટે જ યોજ્યા લાગે છે. કોટવાલે પકડી આણેલા ગોર મહારાજ અને યજમાન સાથેના કલ્યાણકામના સંવાદમાં પણ વૃદ્ધલગ્ન અને કન્યાવિક્રય જેવા રિવાજો ઉપર કટાક્ષ છે. વંજુલના બીજા અને પાંચમા અંકમાંના રમૂજી વાર્તાલાપ અને વીણા અને તેની દાસી લેખા વચ્ચેના સ્નેહલગ્ન અને વૈધવ્ય વિશેનો રસહાનિ કરતો સંવાદ પણ આ માટે જ યોજાયેલા છે. રમણભાઇનો સમાજસુધારાનો સંદેશ આ બધાથી અધૂરો રહ્યો હોય તેમ લીલાવતી પોતાના મૃત્યુ વખતે સુધારાનો આદેશ આપે છે. મધ્યકાલીન રાઇને રમણભાઇ વિધવાલગ્ન કરવા પ્રેરે છે તે પણ આ જ આશયથી. "સ્ત્રી જાતિની અવદશા પરિહારવા" ની રાઇ અને દુર્ગેશની પ્રતિજ્ઞા પણ આ જ વાતનો પુરાવો છે.

આ બધી બાબતો ઉપરાંત બીજે ત્રણ સ્થળે પણ રમણભાઇનું માનસ જાણનાર એમનાં સુધારક વાક્યો પકડી શકે તેમ છે. ભૂતપ્રેત કલ્પિત છે, અને નબળાં મનનાં માણસોને પોતાની કલ્પનાથી ભૂત દેખાય છે, એમ જાલકા શીતલસિંહને કહે છે. " તેને ભય નહિ

લાગે અને ભૂત નહિ દેખાય. ભયભીત દશામાં નિર્બળ થયેલા મનને એવી સ્વકલ્પિત ભ્રમણાઓ દેખાય છે."[૩૨] બ્રાહ્મણોએ વિદ્યા કેવી જડ કરેલી તેનો દાખલો તેમણે વંજુલ મારફત પૂરો પાડ્યો છે :

કલ્યાણકામ—મૂર્ખ ! એ ગીતાવચન દોડતા ઘોડા માટે છે એમ તને કોણે કહ્યું ? સંકટમાં આવેલા મનુષ્યને સહાય થવું જોઈએ:

વંજુલ—ભગવન્ત ! શાસ્ત્રોના અનેક અર્થ થાય છે. આપ કંઇ અર્થ કરતા હશો. હું કાંઇ અર્થ કરું છું. એમ તો કેટલાક કહે છે કે સાયણાચાર્યના ભાષ્ય પ્રમાણે કોઈ ઠેકાણે ઘરેથી ઘી પીવાનું નીકળતું નથી, પણ અમે આયુર્વૈ ઘૃતમ્‌ની શ્રુતિને આધારે વેદમાંથી એવો અર્થ કાઢી આપી ગોરને ઘરેથી ઘી પાવાનું શાસ્ત્રોક્ત પુણ્ય સમજાવી ઘણા જજમાનોને કૃતાર્થ કરીએ છીએ.[૩૩]

તે જ રીતે જ્ઞાતિની જડતા પણ તેમણે ઉઘાડી પાડેલી છે :

બીજો માણસ—ભગવન્ત ! નાતની રૂઢિ પડી તે શું કરીએ ? અમારી નાતમાં વેવિશાળ કોઇ કારણથી તોડાતા નથી. કોઈ તોડે તો નાતવાળા નાત બહાર મૂકે અને કન્યાને બીજો કોઇ લે નહિં.

કલ્યાણકામ—યોગ્ય અયોગ્યનો નાત વિચાર નહિ કરે ?

બીજો માણસ—નાત તે વળી એવો વિચાર કરે ભગવન્ત !

કલ્યાણકામ—નાત સત્ અસત્ પણ જુએ નહિં ?

બીજો માણસ—શી રીતે જુએ ? [૩૪]

નાટકનું મુખ્ય પ્રયોજન કયું તે નક્કી કરવામાં જેવી મુશ્કેલી હતી તેવી જ મુશ્કેલી નાટકનો મુખ્ય રસ નક્કી કરવામાં પડે તેમ છે. ઇશ્વરનું નીતિવિધાન એ મુખ્ય વિષય હોય તો એનો પ્રધાન રસ શાંત હોવો જોઇએ. શાંત રસને આપણા આલંકારિકોએ નાટક માટે અયોગ્ય ગણ્યો છે, કારણ કે એનો સ્થાયી ભાવ નિર્વેદ છે. પણ આ નાટકનો સ્થાયી ભાવ નિર્વેદ નથી. નિર્વેદમાં તો જગત પ્રત્યે, જીવન પ્રત્યે ઉદાસીનતા હોય, કંટાળો હોય. અહીં જગત પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ નથી, નિર્વેદમાંથી ઊપજતી નિવૃત્તિ કે નિષ્ક્રિયતા પણ

૩૨. પૃ ૧૭.     ૩૩. પૃ ૩૫.     ૩૪. પૃ. ૨૭-૨૮.

નથી, પણ નીતિને રસ્તે ગમે તેટલા ભોગે ફરજ બજાવવાની ધગશ છે. આ ધગશને જૂની નાટ્યપરિભાષામાં ઉત્સાહ કહી શકાય. એટલે એનો રસ શાંત છે, પણ એનો સ્થાયી ભાવ વીરરસનો જનક એવો ઉત્સાહ છે. આમ માત્ર પરિભાષાની દૃષ્ટિએ વિચાર કરીએ તો આ વીરરસ છે અને નાયક નીતિ અને સદાચાર માટેના પોતાના જ્વલંત ઉત્સાહને કારણે ધર્મવીર ગણી શકાય એવો છે. ટૂંકમાં, નાટકનો મુખ્ય રસ કાં તો 'ધર્મવીર' નો છે અથવા શાંત રસ ગણીએ તો એ રસની ભાવના જ અહીંયાં બદલાઇ ગઇ છે.

'ધર્મવીર' પછી પ્રાધાન્ય ભોગવતો બીજો રસ શૃંગાર છે. આ શૃંગાર કલ્યાણકામ અને સાવિત્રીના ધીર, પ્રશાંત, સાત્ત્વિક, નિર્મળ દાંપત્યજીવનમાં, દુર્ગેશ અને કમલાના નવીન મસ્ત લગ્નજીવનની ઉન્માદવાળી રાજસી ભરતીઓમાં, રાઇ અને વીણાવતીના મુગ્ધ શરમાળ કૌટિલ્યરહિત પ્રણયમાં તથા લીલાવતીના પિયુમિલનના મધુર તલસાટમાં પ્રકટ થાય છે. સાવિત્રી કલ્યાણકામ અને કમલા દુર્ગેશના શૃંગાર કરતાં નાયકનાયિકાના શૃંગારને લેખકે વધારે મહત્ત્વ આપ્યું છે. સાવિત્રી અને કલ્યાણકામના પ્રેમસાગરનાં જ આપણને દર્શન થાય છે, એમની પ્રેમસરિતાનાં મૂળ, મુખ કે માર્ગની આપણને ખબર નથી. દુર્ગેશ અને કમલાના તારામૈત્રકની કથા આપણને વૃદ્ધ પુષ્પસેનના વ્યગ્ર મુખે જ સાંભળવા મળે છે. એ પછી પડદો ઊંચકાય છે ત્યારે કમળાના ગળામાં મંગળસૂત્ર પડી ચૂક્યું હોય છે. પણ રાઇનો પ્રેમ તો આપણી આંખ સામે જ જન્મે છે, મૌગ્ધ્ય અનુભવે છે, વિકસે છે. આપણા દેખતાં જ એ આશીર્વાદ પામે છે, અને એ જુગલજોડીને સિંહાસન ઉપર એકબીજાની જોડે આરૂઢ થયેલી જોતા જોતા જ આપણે નાટ્યગૃહમાંથી ઊભા થઇએ છીએ. લીલાવતીનો પહેલો શૃંગાર-પ્રવેશ રાઇ વીણાના શૃંગાર-પ્રવેશ કરતાં ઓછો આકર્ષક નથી, પણ એમાં ઉપર બારી આગળ રાઇ ઊભેલો હોવાથી 'સસ્પેન્સ'ની છાયા ભળેલી છે.

શૃંગારથી સહેજ જ ઊતરતો રસ કરુણ છે. જાલકા અને લીલાવતી જેવાં મહત્ત્વનાં પાત્રોનાં છેક છેલ્લા અંકમાં થતાં મૃત્યુથી અને છેલ્લા પ્રવેશના શોક-વસ્ત્રોથી એની આપણને પ્રતીતિ થાય છે.

'હાસ્યમંદિર' અને ''હાસ્યરસ''ના લેખકે આ નાટકમાં થોડો હાસ્યરસ પણ મૂકેલો છે. વંજુલની અનેક ઉક્તિઓમાં, દુર્ગેશ કમલા રાઇના એ ત્રણ સંવાદોમાં, કોટવાલે પકડી આણેલ ગોર અને યજમાનના તથા દર્પણદર્શીઓના પ્રસંગમાં, નગરચર્યા વખતનાં બીજાં એક બે વાક્યોમાં, ને લેખા અને વીણા વચ્ચેની કેટલીક વાતચીતમાં તે અનુભવાય છે. અમુક ભાવકોને ચોથા અંકમાંની રાઇની એક બે ઉક્તિઓ પણ હાસ્યનો અનુભવ કરાવે એમ છે. નાટકના છેલ્લા પ્રવેશમાં આવતી શીતલસિંહ અને મંજરી વચ્ચેની ટપાટપી પણ કોઇ કોઇને હસાવે ખરી.

માત્ર ૧૭૩ પાનાંમાં વિવિધ પ્રયોજનો, વિવિધ રસો, અને બીજી અનેક વિવિધતાઓ સમાવવાનું કામ સાચો સર્વાનુભવરસિક કલાકાર જ કરી શકે. કથાકૃતી સાહિત્ય (ફિક્શન)મા સર્વાનુભવરસિકત્વ પર ભાર મૂકી સર્વાનુભવરસિક કવિ ''પોતાના એક વિષયમાં તલ્લીન ન થતાં અનેક વિષયોમાં ફરી વળે છે અને જુદી જુદી વૃત્તિઓમાં જુદે જુદે રૂપે દેખાવ દે છે,''[૩૫] એમ કહેનાર રમણભાઇએ પોતાના નાટકમાં એ વસ્તુ સફલ રીતે સાધી બતાવી છે. નાટકને પ્રત્યેક પાને એની પ્રતીતિ થાય છે. સમાજી હોવા છતાં મહીપતરામે મંદિર યાત્રા વગેરેનો ઉપયોગ કરેલો તેમ રમણભાઇએ પણ કર્યો છે. એમની મેધા જાદુ, ભોંયરાં, કાયાકલ્પ, શાપ, ભૂતપિશાચ, એકાન્ત મહેલ, રાજા, એની ગુપ્તવાસી પુત્રી વગેરે અનેક વિષયોમાં ફરી વળે છે. એમનાં પાત્રાલેખનમાં પણ એવું જ સર્વાનુભવી વૈવિધ્ય અને તે પાત્રના સ્વભાવ પ્રત્યેનું સાચું તાદાત્મ્ય—વફાદારી—જણાઈ આવે છે

રાઇનું પાત્ર તેમણે પોતાના ઊંચામાં ઊંચા ગુણોમાંથી ઘડ્

૩૫. કસા ૧, પૃ. ૩૭.

છે. એ નીતિનિષ્ઠ છે, ને ઈશ્વરને સન્મતિપ્રેરક તથા સદાચરણપ્રદ ગણી એ બંને મેળવવા તેની પ્રાર્થના કરે છે. તે પાપભીરુ હોઈ જણાતું રાજ્ય કે પરસ્ત્રીને મેળવવામાં દોષ ગણે છે, ને દૃઢ મનોબળવાળો હોવાથી સ્ત્રીની સૌંદર્યચંદ્રિકામાં કે રાજ્યના લોભમાં પીગળે નથી. ટૂંકમાં, નાટકના મુખ્ય પ્રયોજનને વિસ્તારથી દૃષ્ટાંત દ્વારા પુરું કરવું એ જ એનું મુખ્ય કાર્ય છે—"નીતિમય જીવન"[36] એ એની પાત્રતાનું મધ્યબિંદુ છે. બીજા ઘણા સારા ગુણો એ મધ્યબિંદુની આજુબાજુ આવીને ગોઠવાય છે. લેખકે એને માનવતાનું ઉત્તમ દૃષ્ટાંત જેવો કરવા ધાર્યો હોવાથી એ બહાદુર અને હિમ્મતવાન છે; સાચા રાજવારસને ગાદી અપાવવા, ડૂબતી સ્ત્રીને બચાવવા, કે વિધવાલગ્નનો પ્રચંડ રૂઢિભંગ કરવા—કોઈ પણ યોગ્ય કાર્યમાં હિમ્મતથી પ્રવૃત્ત થવા એ તૈયાર છે. તેને "ગમે તે પ્રકારે લોકસેવા કરવી"[37] છે. તેનો માતૃપ્રેમ અગાધ છે.[38] અને પ્રણયમાં પણ એ વીર છે.[39] રમણભાઇ આટલા ગંભીર ને નીતિવાદી હોવા છતાં તેમણે રાઇને પ્રેમમાં કૌતુકપ્રિય કે રંગદર્શી કર્યો છે. એનો પ્રણય બતાવે છે કે ઈશ્વરનો બંદો હોવા છતાં એનામાં જૂની ઢબનો વૈરાગ્ય નથી. એ સંસાર, સંસારનાં સુખો અને લાગણીમય જીવનને અપનાવે છે; સૂક્ષ્મ સંવેદનો અનુભવી શકે છે. એનામાં સૌંદર્ય પારખવા અને ભોગવવાની દૃષ્ટિ છે. એ સ્ત્રીઓનું, પ્રકૃતિનું, કંઠનું[40] કે

---

૩૬. રમ.ની એક કવિતાનું મથાળું. ૩૭ પૃ. ૫૯. ૩૮. ઠ. ત.

આજ લગી તેં મને માતા વનરનો કેમ રાખ્યો ?

પાસે સુધામરિત ને મુજ કેં રાંક !...(પૃ. ૧૩, ૧૪) ઇ. ઇ.

૩૯. અહો ! કેવું અદ્ભુત લાવણ્ય !

અંગે અંગે પટ જલ તણું ઝીણું એને વિંટાયું...(પૃ. ૧૧૬)

મારી વિહ્વળતા દારયપાત્ર ભારી ઠરી, પણ, તેનો ઉપાય એ યુવતીના પુનર્દર્શન વિના બીજો એકે નથી...(પૃ. ૧૧૯)

૪૦. શી સંગીતની મધુરતા !...(પૃ. ૫૮)

વીણાયંત્રના ગીતની પણ એના પર એવી જ અસર થાય છે. (૧. ૧)

ચારિત્ર્યનું[૪૧] સૌંદર્ય પારખી શકે છે; ન્યાય્ય હોય ત્યાં ભોગવી શકે છે. એ ફિલસૂફ, ચિંતક ને વિચારકના[૪૨] રસિક આત્મામાંથી ઘણી વાર કવિત્વમય ભાવો ને વિચારો કવિતાસ્વરૂપે જ બહાર પડે છે. એ મહત્ત્વાકાંક્ષી બની શકે છે,[૪૩] ને જરૂર પડતાં ગાદી પરનો પોતાનો અધિકાર વ્યવસ્થિત રીતે રજૂ પણ કરે છે.[૪૪] રમણભાઇનુ આ માનસસંતાન વિનોદ પણ કરે છે.[૪૫]

પશ્ચિમનાં પાત્રોની જેમ રાઇ મનોમંથનો અનુભવે છે.[૪૬]

---

૪૧. ઉ. ત. દુર્ગેશનુ.

૪૨. આત્મા શોણિત માસ અસ્થિનિ ગુફા અંધારી તેમાં પુર્યો... જેનું જીવનબળ ગયુ તેનો ફરી વિકાસ થયો કદી સાંભળ્યો છે ?...(પૃ. ૫) વળી જુઓ એની ૧.૫માની બે પાનાની સ્વગતોક્તિ.

૪૩. જુઓ ઉપર પૃ. ૪૩૯ ઉપર ઉતારેલી સ્વગતોક્તિમાં "કનકપુરની ગાદી જશે...ધારણાઓ જશે."

૪૪. હું પ્રથમના ગુર્જરેશ રત્નદીપદેવનો પુત્ર જગદીપદેવ છુ... કંઇક ઓળખાણ સહુને આપી શકશે (પૃ ૧૧૨-૧૧૩)

૪૫. રાઇ-તમે બન્ને મારી નિન્દા કરતા હતા એમ જણાય છે.

કમલા-જેની સંપૂર્ણ સ્તુતિ અશકય હોય તેની અપૂર્ણ સ્તુતિ તે નિન્દા જ છે.

રાઇ-પોતાને માટે તો તમે કહેતા હતા કે વિવાહિત દંપતીને માટે જગતમા સર્વ સંપૂર્ણ જ છે. તેથી દુનિયામા વધેલી અપૂર્ણતા કુંવારાઓને બક્ષિસ આપી દેતા હશો !...(પૃ. ૫૭)

કમલા-(હસતી હસતી) તમારી વિચક્ષણતા એટલી જ કે ? મારા ધાટા પરથી પણ તમે મને ઓળખી શક્યા નહિ ?

રાઈ-સ્ત્રીઓ કરતા પુરુષોની વિચક્ષણતા ઓછી હોય છે તે હું કબૂલ કરુ છુ. પરંતુ વિચક્ષણતા દર્શાવવા સારુ સ્ત્રીને પુરુષોનો વેશ લેવો પડે ત્યા પુરુષોની નહિ તો પુરુષોના વેશની તો ખુબી ખરી જ. એ વેશે ધાટામાથી પણ સ્ત્રીત્વ પ્રગટ થવા દીધુ નહિ તે પણ પુરુષોની વેશયોજનાનુ સામર્થ્ય દર્શાવે છે. (પૃ. ૬૭)

૪૬. શીતલસિંહ-આપ પર્વતરાય થશો અને પર્વતરાયની રાણીને નહિ ઓળખો ? (પાછળ)

આમ છતાં, એ નાટકોનાં પાત્રોની જેમ એનો વિકાસ નથી થતો; માત્ર વસ્તુ આગળ વધતાં આપણાથી અણછતા રહેલા એના ગુણો છતા થાય છે. ઉતાવળે કાર્ય કરવાનું આવ્યું એટલે એ માતૃપ્રેમમાં તણાઈ ગયો; બાકી મૂળથી જ એ પૂરો નીતિયુક્ત ને ઈશ્વરભીરુ છે.

રાઇના પાત્રને શેક્સપિયરના હેમ્લેટ સાથે સરખાવવામાં આવ્યું છે,[૪૭] એટલે એનો સહેજ વિચાર કરીએ. "રાઈ હેમ્લેટ સાથે ઘણું સ્વભાવસામ્ય ધરાવે છે"[૪૭]એ વિધાન સાચું નથી. રાઈ

રાઇ–શીતલસિંહ! તમારાં વચન કંઇ મર્મવાળાં લાગે છે.(અટકીને) મને કંઇ અમંગળ શંકાઓ જેવું થાય છે. તમને તેવું થાય છે?

શીતલસિંહ–મને તો એવું કંઈ થતું નથી

રાઈ–(પૂર્વમાં આકાશ તરફ જોઇને)–પણે ચંદ્ર હજી ઉગે છે તેટલામાં તેના તરફ કેવું વિકરાળ વાદળું ખસી આવે છે?

કદ્રૂપી કાળી અતિઘોર આકૃતિ...

શીતલસિંહ–વાદળા જેવું વાદળું છે. (૪.૨, પૃ. ૭૩–૭૪)

લીલાવતી–તે છતાં મહારાજને દર્પણની અણુપતીજ હશે તો મુખ સાથે મુખ રાખી અને ભુજ સાથે ભુજ ગુંથી મહારાજને દર્પણ પાસે લઈ જઈશ.

રાઈ–(હળવેથી) શીતલસિંહ! મારાથી દૂર ન જશો.

શીતલસિંહ–હું આપની પાસે જ છું. પણ એવું શું છે?

રાઈ–(હળવેથી) એવું ઘણું છે. (પૃ. ૭૭ ૭૮)

શીતલસિંહ–આપ કેમ વ્યગ્ર થયેલા દેખાઓ છો?

રાઈ— ક્યાં વર્તમાન તણિ ભાવિ શું થાય સખિ...

પાછું પડી ભમિ ભમી ગુંચવાય ચિત્ત (પૃ ૮૦)

૫.૨ માં એને લીલાવતીની અનુપમ સૌંદર્યલક્ષ્મીનો સાક્ષાત્કાર થાય છે. એના પગ ધ્રૂજવા લાગે છે. પણ એ કહે છે, "...શું હું જગતનું પશુ છું?...કે શક્તિથી વિરોધ શા માટે થવા દેવો જોઇએ?" (પૃ. ૧૦૫-૧૦૬)

૪૭. પ્રો. રાવળ, રાપવિ, પૃ. ૨૫.

અને હેમ્લેટ વચ્ચે એક જ વાતનું સામ્ય છે, અને તે ચિંતનપરતાનું તેમા પણ રાઇ એના જેટલો ચિંતનમગ્ન નથી જ રહેતો એટલા પૂરતો ફરક છે. એ બે પાત્રો વચ્ચે સ્વલ્પ સામ્ય હોવા છતા વૈષમ્ય વધારે છે, અને એમા જ રાઇ અને એના સર્જકનું ગૌરવ રહેલુ છે હેમ્લેટ નાટકના પાછલા ભાગમા જ વધારે કાર્ય કરે છે, જ્યારે રાઇ—જાલકાએ ઘણ કર્યું હોવાથી ફોક કરવાનું જ એને ભાગે બાકી રહે છે છતા—આખા નાટકમા કાઇ ને કાઇ કરતો જ રહે છે ૪૮ મુખ્ય તો, હેમ્લેટ રાઇ જેવો ઈશ્વિરભક્ત કે ઈશ્વરનિષ્ઠ નથી લૈંગિક અસ્થિરતા એને ખૂચે છે, પણ તે પોતાની માતામા જ દેખાઇ છે એટલે રાઇનો પ્રસગ જુદી જાતનો છે એને પોતાને માટે પરમ સુંદર સ્ત્રી મળે છે છતા એ તેને સ્વીકારતો નથી અને પારકાની–ખાસ કરીને પોતાની માની–મર્મવિષયક અસ્થિરતાથી દુખી થવુ એ જુદી વાત છે, અને પોતાના જીવનમા આ રીતે સામે ચાલીને વિષયનો પ્રસગ આવે એનાથી દૂર રહેવુ એ જુદી વાત છે હેમ્લેટ પોતાના પિતાનું વેર હત્યાઓ કરીને વાળે છે રાઇ પોતાના પિતાનો દગાથી વધ કરનારનો અજાણતા વધ થઇ જતા પણ આનદ કે વૈરતૃપ્તિ અનુભવતો નથી અને એની પત્નીને ભ્રષ્ટ કરવાની અને પોતાનું રાજ્ય પાછુ મેળવવાની તક અનાયાસે મળી જાય છે તે પણ જતી કરે છે પોતાનો આશય સિદ્ધ કરવા હેમ્લેટ ગાડા થવાનું કપટ રચે છે, જ્યારે પોતાના પિતાની ગાદી પાછી મેળવવામા પણ રાઇ કપટથી દૂર નાસે છે, ને તે માટે પોતાને કેદમા રાખી પોતાની માતાએ યોજેલું છન ખુલ્લું પાડી એને દુખમા હોમાવા દે છે. હેમ્લેટનું માનસ એવુ વિકૃત થયેલુ છે કે એને ઓફીલિયાનો પ્રેમ બહુ સ્પર્શી શકતો નથી અને એની ઉપેક્ષા અને બીજા આચરણોથી તે મૃત્યુ પામે છે રાઇના નિખાલસ

૪૮ વિગતો માટે જુઓ મારુ પુસ્તક, 'રાઇનો પર્વતની સમીક્ષા' એમા મે અહીં કરતા વધુ વિસ્તારથી રાપની આલોચના કરેલી છે

અને નિર્દોષ માનસપટ ઉપર વીણાવતીના પ્રેમનું તરત પ્રતિબિંબ પડે છે, અને એની હિંમતથી વીણાવતી મૃત્યુ પામતી બચે છે. હેમ્લેટ મુગ્ધ કુમારિકા ઓફીલિયા પર ગમે તેવા આક્ષેપો કરી એને સાધ્વીમઠનું એકાંત સ્વીકારવા કહે છે, તો રાઈ વીણાને કિલ્લાના એકાંતમાંથી મુક્ત કરી એના વિધવાજીવનમાં દાંપત્યરસ ભરે છે. આમ ઉદાત્તતાની બાબતમાં રાઈ સદ્‌ગુણી ગણાતા હેમ્લેટ કરતાં ઘણો ચડિયાતો છે.

રાઈનું પાત્ર જો નીતિમય જીવનના ઉદાહરણ માટે સર્જાયું છે, તો જાલકાનું પાત્ર કર્મફલસ્વરૂપ અને કલાન્યાય માટે—ઈશ્વરી નીતિવિધાનમાં ન માનનારની શી દશા થાય તે દર્શાવવા અને પડછાથી રાઈનાં પાત્ર અને સ્વભાવને ઉઠાવ આપવા માટે—યોજાયેલું છે. એની પાત્રતાનું મધ્યબિંદુ તીવ્ર બુદ્ધિમત્તા, દુર્દમ્ય મનોબળ, અસાધારણ હિમ્મત અને ધ્યેયની એકતા ને એ ચાર પ્રકારે વ્યક્ત થતો અસાધારણ પુરુષાર્થ છે, ને એના બીજમાં મુખ્યત્વે પોતાની ગયેલી રાજગાદી મેળવવાની ઇચ્છા અને પુત્ર માટેનું વાત્સલ્ય રહેલાં છે. એ જે યોજનાઓ ઘડે છે કે કાર્યો કરે છે તેમાં પુરુષના જેવી યોજનાશક્તિ, સંકલ્પશક્તિ અને ધીરપ્રગલ્ભતા જણાઈ આવે છે. એની સંકલ્પશક્તિના બળે એ માતૃત્વના અદમ્ય સહજોત્થ ઉમળકાને વર્ષો સુધી દબાયેલો રાખી રાઈની સાથે પૃથગ્જન જેવો વર્તાવ રાખે છે. ધ્યેયની એકતાનના ને બુદ્ધિમત્તાને લીધે ગમે તેવા, અંધકાર ને નિરાશા ઉપજાવે એવા સંયોગોમાંથી માર્ગ કાઢવાની અસાધારણ શક્તિ એને સાંપડી છે. જાલકામાં માણસ પારખવાની અજબ શક્તિ છે. પર્વતરાય, શીતલસિંહ, રાઈ, દુર્ગેશ, દરેકની નાડ પારખી એમની સાથે એ તદનુરૂપ વર્તન કરે છે; જુદા જુદા સ્વાંગ સજવા કે વેશ ધારવાની કલામાં પણ એ એટલી જ પારંગત છે.

એનાં બધાં કૃત્યોમાં વીરતા કે શૌર્ય કરતાં ખટપટ વધુ

જણાય છે. બધી યોજનાઓ અને ઉધામામાં એ પોતે કેવાં સાધનને ઉપયોગ કરી રહી છે એનો એક પળ પણ વિચાર નથી કરતી જગતમાં ઈશ્વર કે નીતિ એને જણાતાં જ નથી. જગત પર કો સત્તા પ્રવર્તતી હોય તો તે માનવની જ સત્તા–એની હિંમતની, એન યુક્તિની, એની શક્તિની, એની વહેવારકુશળતાની, એના કાવાદાવાની એ માને છે કે જગતના બજારમાં જે જગતનાં કાટલાંથી વહેવાર કર તે છુતશે, ઈશ્વરી કે નૈતિક કાટલાં એ વેપારમાં કોઈ જાતની દખ નહિ કરે. પણ એની આ માન્યતા ખોટી પડે છે. ઈશ્વરના નીતિ વિધાનમાં શ્રદ્ધા ન રાખી, અયોગ્ય માર્ગને યોગ્ય માર્ગથી જુદો પાડયો, તો એ નીતિવિધાનમાં માનનાર પોતાના પુત્રના હાથે એનો પરાભવ થયો–એનું કિનારે પહોંચેલું નાવ ડૂબી ગયું.

છતાં દુન્યવી ફટકો આત્મા માટે ગુણકારી જ નીવડયો. રા માતાપદ ન મળ્યું, પણ ઈશ્વરીપદ કેવું હોય છે એની ઝાંખી થ એ પદ માટે લાયકાત કેળવવાની અને એ સિવાયની બધી સંસા વસ્તુઓને તુચ્છ ને નિરર્થક ગણવાની વૃત્તિ જાગી. આ આધા પછીની જાલકા પહેલા અંકની તેજસ્વી જાલકા કરતાં જુદી જ પ જાય છે. પુત્રને ગાદી અપાવવા આકાશપાતાળ એક કરનારીને પુ શા સુખની વાત કહેવા માંગે છે તે જાણવાનો ઉમળકો પણ ન થતો. પુત્રે સરસ વધૂ પ્રાપ્ત કરી છે એ જાણીને પણ એન મનોવૃત્તિમાં કાંઈ ફરક પડતો નથી. અને, એ જ જાલકા આખ કહે છે, "ઈશ્વરનું નીતિવિધાન તો એવું છે કે મનુષ્યે છલ ન કર અને છલની શિક્ષા વહોરી ન લેવી..."[૪૯] ખરે, સાતમા અંકમાં જાલકાનું ચિત્ર દોરી રમણભાઈએ પોતાની પાત્રાલેખન—અહ પાત્રપલટા—ની શક્તિનો એક નવો ઉલ્લાસ આપણને દાખવ્યો છે

જાલકાના પાત્રને લેડી મેકબેથ સાથે સરખાવવામાં આવ છે. પણ, પ્રબળ માનસ પૂરતી જ એ એની સરખામણી થઈ શ

૪૯. પૃ. ૧૫૦.

બંનેના રાજ્યલોભમાં ઘણો તફાવત છે. જાલકા પોતાના પતિનું હોઈ હકનું ગણતી તે રાજ્ય પાછું મેળવવા પ્રયત્ન કરે છે, ને મધ્યકાલીન સમયમાં હકનું રાજ્ય લેવામાં એ કરે છે તેવી ખટપટ ન્યાય્ય જ ગણાતી. લેડી મૅકબેથ તો પારકું રાજ્ય પચાવી પાડવા વિશ્વાસથી પોતાને ત્યાં ઊતરેલા અન્નદાતાનું ખૂન કરવા મૅકબેથને ઉશ્કેરે છે. રાજ્ય હકનું હોવા છતાં જાલકા ખૂન કે રક્તપાતની વાત નથી જ કરતી. લેડી મૅકબેથમાં જાલકા જેટલી બુદ્ધિમત્તા પણ નથી. એ માત્ર ખૂનાળવી જ છે. જાલકામાં આપણને ખટકે છે તે એક જ વાતઃ લીલાવતી રાઇની પત્ની થાય એમાં એને કોઇ જાતની અરેરાટી નથી થતી, ઊલટું એ લગ્નને તે આશીર્વાદ આપે છે. તે સિવાય એ ખૂની મૅકબેથપત્ની કરતાં ઘણું ઊંચું પાત્ર છે.

· જૂની કથામાંથી રમણભાઈએ રાઈ ઉપરાંત બીજાં બે જ પાત્રો પોતાની કૃતિમાં ઉતારેલાં છે, પણ તે કેટલા ફેરફાર સાથે! પરભત[૫૦]એ માત્ર બાદશાહ છે. એના ગુણ કે દોષ એકે આપણે નથી જાણતા. પણ એ ઠીહામાંથી રમણભાઈ પર્વતરાયનું અનેક દિશામાં કાર્યસાધક થતું સ્પષ્ટરેખ પાત્ર ઉપસાવે છે. એ પાત્રનું મૂળભૂત પ્રયોજન રાઈના વેશધારણ માટે જરૂરી મૂળ રાજા બનવાનું છે. પણ એ ઉપરાંત લેખક એને રાઈનું રાજ્ય કપટથી પચાવી પાડનાર બનાવી જાલકાના પ્રયત્નોનો પાયો રચી આપે છે, રાઇના પરિચયમાં આવતી બે સ્ત્રીઓને એ જ કેંદ્રમાંથી નિપજાવે છે, રૂઢિ વહેમ અને જડતાના પ્રતીકનું તથા રાઇ માટે જાલકા કરતાં જુદી જાતના પડછાનું કામ પણ એની પાસે સધાવે છે. એ વિષયી રૂઢિગ્રસ્ત પાત્રની વિષમતા એ છે કે પોતે વૃદ્ધ ને વિધુર છતાં અનુપમ લાવણ્યવતી કન્યાને પરણે છે, ને બીજી બાજૂ પોતાની પુત્રીને વૈધવ્ય સાલે નહિ તે માટે એકાંત મહેલમાં પૂરે છે! અર્ધાગ તરફ અવિશ્વાસ ન હોવો જોઇએ એ અપરિણીત અનભિજ્ઞ રાઇને સમજાવેલું સૂત્ર [૫૦] એને

૫૦. પૃ. ૭૪.

કોઈ રીતે સમજાય એમ નથી. એ લીલાવતીના આવાસ ઉપર છૂપી બારી રખાવવાની નિકૃષ્ટ હદે પહોંચી જાય છે[૫૧] એ વહેમી રાજવીનું મૃત્યુ પણ જાદૂ અને જ્યોતિષ પરની એની શ્રદ્ધાથી જ થાય છે.

છતાં પર્વતરાય સર્વથા દોષપાત્ર નથી. વીણા પ્રત્યે એને વાત્સલ્ય છે જ; અને એને પૂરી રાખવાની એની ગોજનામાં એ જણાઈ આવે છે.[૫૨] વાંધો એટલો છે કે એ રૂઢિ અને જડતા તરફ વળેલું વાત્સલ્ય છે. એ જ રીતે વૃદ્ધલગ્ન અને કાયાકલ્પના પ્રયત્નોનું કારણ પુત્રપ્રાપ્તિની માનવસહજ, ને રાજવીને—એની જેમ ગાદી બથાવી પડેલા રાજવીને તો વિશેષ—જરૂરી, ઇચ્છા હોઇ શકે. આ પાત્રના આલેખનમાં રમણભાઈએ એક અસાધારણ સિદ્ધિ પણ દર્શાવી છેઃ વ્યક્તિત્વના આટલા બધા અંશો તેઓ લગભગ[૫૩] સુચિત પાત્રમાં મૂકી શક્યા છે.

મૂળ કથામાંનું બીજું આવું પાત્ર તે શીતલસિંહ 'ભવાઇસંગ્રહ'-માંની વાર્તામાં એનું વર્ચસ ઘણું છે, પણ વ્યક્તિત્વ કાંઇ નથી! અહીં રમણભાઈ એનું વર્ચસ ઘટાડે છે, પણ એને વિશિષ્ટ વ્યક્તિત્વ અર્પે છે. રાઇને પર્વત કરવાની યોજના જાલકા જ કરતી હોવાથી પહેલી નજરે એમ લાગે છે કે શીતલસિંહનુ પાત્ર નાટકમાંથી ઉડાવી શકાત. પણ તરતા દીવાનો પ્રસંગ લેખકે રાખ્યો છે, ને તેમાં શીતલસિંહ વિના ચાલે તેમ નથી. આ ઉપરાંત રમણભાઈ પર 'કાન્તા'ની ઘણી અસર છે, અને વિવિધ પાત્રો ને પ્રસંગોની

---

૫૧. લીલાવતીનો પર્વતરાય માટેનો ૪.૩ અને ૫.૨ મા વ્યક્ત થતો પ્રેમ જોતા પર્વતરાયનો વહેમ તદ્દન નાપાયાદાર લાગે છે

૫૨. જુઓ ૬.૫ મા "પછી મહારાજે . મરણની ખબર ફેલાવી" (પૃ ૧૩૮) આ બંદોબસ્તમા રૂઢિચુસ્ત માનસ વ્યક્ત થાય છે તેટલો જ પ્રેમ પણ વ્યક્ત થાય છે વૈધવ્યમા જીવન દુઃખી ન થાય તે માટે એ આટલા પ્રયત્ન કરે છે.

૫૩. 'લગભગ', કારણ એનું મડદું એક વાર તખ્તા પર દેખાય છે, ને એ પહેલાં એની ચીસ પણ સભળાય છે. (૧૩, ૧.૨)

શંકુલ રચના કરનાર લેખક 'કાન્તા'ના હરદાસ રત્નદાસના કંઇક પ્રતિધ્વનિ જેવું પાત્ર મૂકી એની પાસે એના જેવી ખટપટ પણ કરાવે જ. એ સાથે એ પાત્ર છે તો પર્વતરાયના ભૂગર્ભની ખબર નગરમાં પહોંચાડવા, રાઇને નગરમાં ને મહેલમાં ફેરવવા, લીલાવતીના આવાસમાં લઇ જવા વગેરેની મુશ્કેલી પણ ટળે છે, અને રાઈ અને જાલકા બંનેને માટે એ પડછારૂપ બની શકે છે. પર્વતરાય સામાન્ય દુનિયાદારીનો માણસ છે તો શીતલસિંહ દુનિયાદારીમાં મળી આવતા નીચ, સ્વાર્થી કાપુરુષો જેવો છે. નીચતા ને પામરતા એ એની પાત્રતાનું મધ્યબિંદુ છે. પહેલા જ અંકથી આપણે એની ભીરુતા જોઇએ છીએ.[૫૪] પોતાના જૂના માલિકની જેમ એ પણ જૂના વહેમોમાં માને છે.[૫૫] ખટપટ ઊભી કરવાનું કૌશલ એનામાં નથી, પણ બીજાની ખટપટમાં સામેલ થાય એવો, સાથે જ ભારે લોભી, સ્વાર્થી, અને સ્વાર્થ ખાતર કોઈપણ જાતનો અરેકારો ન રાખનારો છે. કાવત્રાંની વફાદારીનો એને ખ્યાલ નથી. એ રાઈનો વિશ્વાસઘાત કરે છે, મંજરી અને પુરોહિતને ઉઘાડા પાડે છે,[૫૬] ને ભર દરબારમાં મંજરીને "કુપાત્ર કૃતઘ્ની સ્ત્રી"[૫૭] કહેતાં અચકાતો નથી. એની પામરતા પરાકોટિની છે. રાઇને ગાદી પર બેસાડવામાં રહેલું અજુગતાપણું લીલાવતીને વ્યવસ્થિત રીતે કહેવાની પણ એનામાં શક્તિ નથી.[૫૮] આ જ કારણે રાઇ એને સ્થાને દુર્ગેશનો સંગ પસંદ કરે છે. એ નકટો પણ ઘણો છે.[૫૯]

---

૫૪. એની પરાકાષ્ઠા ૭.૩ માં જણાય છે.

૫૫. કમલપૂજા કરવાથી રાજા થવાય એમાં.

૫૬. જ્યારે કાવતરું ફૂટી જાય છે ત્યારે એ કહે છે, "રાણી સાહેબ! મેં તો એ વાતની ઘણી ના કહી, પણ, આ મંજરીએ અને પુરોહિત મહારાજે મારી પાસે પરાણે હા કહેવડાવી." ૫૭ પૃ. ૧૭૨.

૫૮. "તારા જેવા વાચાલતાથી કહેતાં મને આવડે તો તો રાણીનું મત જરૂર ફરે."

૫૯. માફી મળતાં તરત જ એ જગદીપને કહે છે, "આપે કૃપાવંત

મૂળ વસ્તુમાં જેનું નામનિશાન નથી એ કલ્યાણકામનું સર્જન જાલકાના હાથમાંથી સરી પડેલી લગામ લેનાર કોઇ જોઇએ તે માટે થયું છે. પણ એટલેથી જ રમણભાઈ અટકતા નથી. એ પાત્રને તેઓ ઘણી રીતે ઉપયોગમાં લે છે. કલ્યાણકામ માત્ર મંત્રી નથી, પણ પરમ ઉદાત્ત સજ્જન છે. જે કોઇ એના પરિચયમાં આવે છે તે એના ગુણોથી આકર્ષાય છે અને એની શીળી છાયામાં શાંતિ અનુભવે છે. એ દુર્ગેશની જિંદગીને વેડફાતી અટકાવે છે, પુષ્પસેનને સમજાવી પુષ્પસેન કમલા અને દુર્ગેશ એ ત્રણેનું ભલું કરે છે, કોટવાલે પકડી આણેલા ગોર અને યજમાનને બે ઉપયોગી વચન કહે છે. પર્વતરાયના ગુપ્તવાસની ખબર આવે છે તે જ ક્ષણથી એ રાજ્યકારભાર સંભાળતા હોય છે, પણ રાઇ દરબારમાં ખરી વાત કહી દે છે તે પછીની અતંત્રતામાં રાજ્યની સંપૂર્ણ લગામ તેમના હાથમાં આવી પડે છે. એ કપરા દિવસો દરમિયાન તેઓ લીલાવતીના ઘાયલ હૃદય ઉપર સુધાસિંચન કરે છે, શીતલસિંહ મંજરી અને પુરોહિતના કાવતરાનો તાગ મેળવે છે, અને રાજકર્મચારીઓ પ્રજાજનો અને લીલાવતી ઉપરના પોતાના પ્રભાવનો રાઇને ગાદી અપાવવામાં ઉપયોગ કરે છે. આખા નાટક ઉપર એનો પ્રભાવ ઋષિજન જેવો છે, અને અંતે રાઇ એની પાસે જ આશીર્વચનની યાચના કરે છે.

કલ્યાણમૂર્તિ કલ્યાણકામનુ દાંપત્યજીવન પણ એટલું જ ઉજ્જવળ છે. સાવિત્રી એના જેવા જ ઊંચા ગુણો, વિશાળ હૃદય અને પરહિતકારી વૃત્તિ ધરાવે છે. કલ્યાણકામ એના જીવનમાં આટલું બધુ કરી શકયો તેમાં સાવિત્રીનો મોટો ફાળો છે. એ સેવાભાવી દંપતી

થઈ મારો અપરાધ ક્ષમા કર્યો છે તો પ્રતિજ્ઞા લેવાની મને રજા આપશો," (પૃ. ૧૭૨) અને જેને વ્યગમા 'ન્યાયનુ પૂતળુ'" (પૃ. ૧૫૫) કહેતો તેને જ પોતાની મિલકત પુરોહિત ને મંજરીના હાથમાથી પાછી અપાવવાની વિનંતિ કરે છે. (પૃ. ૧૭૨)

પરહિતકારી તેટલાં જ રસિક, અને ધીરગંભીર તેટલાં જ પરસ્પર પ્રેમાસક્ત છે એ જાણી આપણને પરમ સંતોષ થાય છે, અને આવાં આદર્શ પાત્રો આપવા માટે એમના સર્જક પ્રત્યે કૃતજ્ઞતાની લાગણી જન્મે છે.[૧૦]

કલ્યાણકામ અને સાવિત્રી કરતાં દુર્ગેશ અને કમલા જુદી જ જાતનાં દંપતી છે. એ બંને નાટકને સીધી રીતે ઉપયોગી નથી. પણ તેમનું સર્જન વસ્તુને સંકુલ બનાવવા, સ્નેહલક્ષ્મીનો પક્ષ લેવા, રાઈને મિત્ર ને સાથી અપાવવા, નારીપ્રતિષ્ઠાને પુષ્ટ કરવા, બિમાર અમૃતદેવીની સારસંભાળ લેવડાવવા તથા કલ્યાણકામ-સાવિત્રીની પરોપકારિતાના નિદર્શન બનવા થયું છે. કલ્યાણકામ અને સાવિત્રી એકાંતમાં પણ એકબીજાને પ્રિયા અને પ્રાણનાથ જેવાં સંબોધનોથી બોલાવતાં નથી, તો આ દંપતી એવાં છે કે તેમને "પ્રેમવાચક વચનોથી સંબોધન કર્યા વગરની એક ઘડી ગઈ હોય તો તે સૃષ્ટિના ઇતિહાસમાં નિરર્થક ગઈ" એમ લાગે છે; કારણ તેઓ નવપરિણીત દંપતીનું ચિત્ર આલેખે છે. શૌર્યથી ઊછળતા દુર્ગેશ અને ઉત્સાહથી ઊછળતી કમલાનું દાંપત્ય કલ્યાણકામ અને સાવિત્રીના દાંપત્યની જેમ સ્વપર ઉપકારી નીવડે છે; મહત્ત્વલોભી દુર્ગેશનો મહત્ત્વલોભ લગ્ન પછી નહિવત્ થઈ જાય છે.[૧૧] કમલા અને દુર્ગેશ રાઈની માતાની સંતાનવત્ સારવાર કરે છે. દુર્ગેશની મદદથી જ

૧૦. કોઈ વિવેચકે કહ્યું છે કે આ દંપતીમાં રમણભાઇએ જાણ્યે અજાણ્યે પોતાનું ને વિદ્યાબહેનનું ચિત્ર ઉપસાવ્યું છે. મટુભાઇ કાંટાવાળાએ લખ્યું હતું કે 'વર્ષોથી ગુજરાતના પ્રધાનો વાણિયા જ હતા; ને બાહોશીથી રાજ્ય ચલાવતા. રમ.એ નાટકને અંતે "વિપ્રવર્ય" કહી કલ્યાણકામને બ્રાહ્મણ બનાવ્યો છે. પણ બ્રાહ્મણ આટલો કુશળ મંત્રી ન હોય.' રમ.એ ઘરમાં કહ્યું હતું, 'વાણિયો કલ્યાણકામ જેઓ કુશળ હોઈ શકે, પણ વાણિયણ સાવિત્રી જેવી ડાહી ઠાવકી ન હોય એ મટુભાઇએ કેમ ન વિચાર્યું?' (મુલા.૭)

૧૧. પાછળ દૃષ્ટિ કરું છું તો મારા ચિત્તમાં વસેલી સ્વાર્થી રાજ્યલોભની અને અધમ રાજ્યદ્રોહની બુદ્ધિ કેવી નષ્ટ થઈ છે!

રાઇને સહચરીની પ્રાપ્તિ થાય છે રાઈ સ્ત્રીઓની અવદશા દૂર કરવાની પ્રતિજ્ઞા કરે છે તે પણ કમલાનો જ પ્રેર્યો એ બને પણ એના એ યજ્ઞમા મદદ કરે છે કમલાની વજુલ સાથેની વાતચીત પણ નારીપ્રતિષ્ઠાની દિશામા જ છે

પર્વતરાયની પત્નીનું પાત્ર પણ રમણભાઇએ જાતે કલ્પેલું છે એનું મુખ્ય પ્રયોજન નાટકના પ્રવાહપરિવર્તનના સાધન બનવાનું, રાઈ માટે કસોટી પૂરી પાડવાનુ અને બાળલગ્ન ને વયના કજોડાની માઠી અસર દર્શાવવાનું છે તે ઉપરાત શાપની કિલસૂફી પ્રકટ કરવામા, રત્નદીપ અને પર્વતના સતાનોના લગ્ન કરાવી ગુજરાતના વેરઝેર દૂર કરવામા, થોડો મધુર શૃગાર સર્જવામા ને વૈધવ્યનું ચિત્ર આલેખવામા એ મદદરૂપ થાય છે

એનુ લાવણ્ય અનુપમ છે એના અરમાન પણ એના લાવણ્ય જેવા જ તાજા અને જીવનરસથી છલકાતા છે એ પર્વતરાયના આગમનની આગલી રાત્રે શયનખડ શણગારે છે ત્યારે આપણને એના મુગ્ધ કોડીલા હૃદયનો પરિચય થાય છે સારા કૌશલપૂર્વક લેખકે પતિના મિલન માટેનો એના હૃદયનો ઉલ્લાસ એ પ્રવેશમા વ્યક્ત કર્યો છે પણ આ પ્રવેશમા મુગ્ધ લાગતી અને પ ર મા પતિમિલનનો આનદ અને એની ટાઢકનુ દુ ખ અનુભવતી લીનાવતી પ ૩ મા જ તદ્દન બદલાઈ જાય છે નવયૌવન પ્રાપ્ત કરીને આવેલા પતિને આવકારવા તત્પર બનેલી ઉત્સુક ને ઉત્કટ લીનાવતી અડધા પોણા કલાકમા તો બારેલા અગ્નિશા હૃદયવાળી ભગ્નાશ વિધવા બની જાય છે જાલકા સાથેની એની ટપાટપીમા માત્ર શીયળભગ કરવાની યોજના કરનાર પ્રત્યેનો તિરસ્કાર જ નથી દેખાતો, પણ

---

પ્રાણેશ્વરી ! તારા પ્રેમપ્રસાદ વિના એ સર્વ સૂભાગ્ય મને ક્યાથી પ્રાપ્ત થાત !

તે પ્રેમ પ્રેરિ હરને ગતિ ઊર્ધ્વ આપી (પૃ ૫૪)

આ શ્લોક નાટકની અર્પણપત્રિકા સાથે સામ્ય ધરાવે છે

ભડકે બળતા જીવનના અંગારા પણ નજરે ચડે છે. આ પાત્રપલટો સરસ છે. આગલી રાતે અને આગલા પ્રવેશમાં પ્રેમવચનો ઉચ્ચારનારી લીલાવતીને જાલકાને ડામવામાં મજા આવે છે.[૧૨] આ પછી પણ એનો રોષ શમ્યો નથી. થોડી વારે એ કહે છે, "એનો પુત્ર રાજગાદી લેશે !"[૧૩] થોડા જ દિવસમાં પતિમરણ અને છલના આઘાતથી એ ઘરડી થઈ જાય છે. નાટકના તે પછીના પ્રવેશો વાંચતાં માત્ર પૂર્વમાહિતીના બળે જ આપણે એને જુવાન જાણીએ છીએ.

જાલકાની જેમ એનું પણ ઊર્ધ્વીકરણ થાય છે. તાત્કાલિક ક્રોધમાં પોતે જે વૃત્તિ બતાવી હતી તેમાંથી એ પાછી હટે છે. ધીરે ધીરે એને સમજાય છે કે જાલકાનો જ પુત્ર રાજગાદી માટે સૌથી લાયક છે. એણે જ પોતાની સુજનતાથી શીયળભંગની મહાન વિપત્તિમાંથી એને ઉગારી હતી. આ નિર્ણય કર્યા પછી એની આગળ એક વિષમ સવાલ આવે છે, અને દુઃખી પણ સ્વસ્થ થયેલી બુદ્ધિએ એ એનો ઉકેલ કાઢે છે. વીણા અને રાઈ પોતાના લગ્નમાં એના આશીર્વાદ માંગે છે; બાળલગ્ન અને નાની ઉંમરના વૈધવ્યનાં કપરાં ફળ એ જાતે ભોગવી રહી છે. આથી સદીઓની રૂઢિની વિરુદ્ધ જઈને પણ એ પોતાની સાવકી પુત્રીને વૈધવ્યદુઃખમાંથી ઊગરવાની—રાઈ જોડે લગ્ન કરવાની—મંજૂરી આપે છે; ઉપરાંત ખુલ્લે દિલે તેમને આશિષ પણ દે છે. રૂઢિચુસ્ત માબાપની પુત્રી અને વહેમી પતિની સ્ત્રી હોવા છતાં મધ્યકાલીન યુગમાં એ આ મહાન ઉદારતા દર્શાવે છે; જો કે એમાં એના પ્રધાનની દોરવણી પણ આપણે કલ્પી શકીએ છીએ. પોતાના શીલપ્રેમથી આપણાં મન જીતી લેતી આ સ્ત્રી આ ધન્ય નિર્ણયથી આપણાં મન સવિશેષ જીતી લે છે. પ્રસંગો સાથે વિકસતી યુવતી

૧૨. એ સંતોષથી કહે છે, "મેં એને કેવી ડામી ?...એને શાપ ઘટતો નથી ?" (પ.૩, પૃ. ૧૧૦) ૧૩. પ.૩, પૃ. ૧૧૦.

લીલાવતીનું પાત્ર કલ્પવામાં રમણભાઇએ જેટલી કુનેહ વાપરી છે તેટલી જ હિમ્મત એનો આ માનસપલટો દર્શાવવામાં વાપરી છે. અને છતાં એ પલટો અપ્રતીતિકર નથી લાગતો; અને એમાં જ તેમની પ્રતિભાનો વિજય રહેલો છે.

લીલાવતીનું પાત્રાલેખન જોયા પછી વીણાવતીનું પાત્રાલેખન વિશેષ કલામય નથી લાગતું. એનું પ્રયોજન નાયકની અર્ધાંગી બનવાનું, લગ્ન દ્વારા બે દુશ્મન કુલોની એકતા કરવાનું, તખ્તા ઉપર વિધવાલગ્નને આવિષ્કાર આપવાનું, ને બાળલગ્નની હસનીયતા દર્શાવવાનું છે. એના વૃત્તાન્તથી થોડો અદ્‌ભુત રસ પણ નિષ્પન્ન થાય છે. વીણાવતી મુગ્ધા છે અને આખો વખત માત્ર મુગ્ધાનો જ વેશ ભજવે છે લીલાવતી દ્વારા પતિમિલનોત્સુક સ્ત્રીના હૃદયના ભાવ બહુ જ સરસ રીતે નાટ્યકારે આપણને દર્શાવી આપ્યા છે, એટલે આ મુગ્ધા માત્ર એના મુગ્ધ પ્રેમથી વિશેષ આકર્ષક નથી બનતી. વળી રમણભાઇની આજ્ઞાથી એને રૂઢિનો ઉપહાસ કરવાની ફરજ પણ સ્વીકારવી પડી છે. પણ લીલાવતીમા જે એક વસ્તુ નથી તે વીણાવતીમાં છે. લીલાવતીમાં કવિત્વ છે અને હૃદયના રસિક ભાવોને શ્લોકમાં મૂકવાનું ચાતુર્ય પણ છે. પણ વીણામાં એ શક્તિ ઉપરાત સંગીતની શક્તિ યે છે. એકંદરે મુગ્ધ ઋજુતા અને રાઇ પ્રત્યેની—એને પિતૃઘાતી જાણવા છતાં ન ટળતી—દૃઢ આસક્તિ સિવાય એનામાં ખાસ વિશેષતા નથી.

લીલાના પાત્રાલેખન જોડે સરખાવતાં વીણાનું પાત્રાલેખન જેમ ઊતરતું લાગે છે તેમ લીલાની દાસી જોડે સરખાવતાં વીણાની દાસી ઊતરતી લાગે છે. મંજરી બુદ્ધિશાળી, ધીટ અને વાચાળ છે. એની પ્રેરણાથી જ શીતલસિંહ કાવતરામાં ભાગ લે છે. પુરોહિતને પણ એ જ કાવતરામાં ભેળવી શકે છે. એ શીતલસિંહ કરતાં આગળ વધી રાણીને સ્વહસ્તે મારવા તૈયાર થાય છે. વસ્તુતઃ મંજરી આગળ શીતલસિંહ ખવાસ જેવો લાગે છે, તો શીતલસિંહ જોડે

સરખાતનાં મંજરી રજપુતાણી જેવી ભાસે છે; શિર કપાય એના કરતાં નાક કપાય એની એને વધારે બીક છે. જાલકાની જેમ જરૂર પડે એ પણ જુદા જુદા વેશો ધારણ કરી શકે છે. જાલકાએ માત્ર ઓવેશો જ ધારણ કર્યા હતા તો મંજરી બાવાજી અને અત્તર વેચનારના સ્વાંગ પણ સજી શકે છે. જાલકા રાઇના કાગળ ઉપર માર્મિક પદ્યપંક્તિ લખી શકે છે, તો મંજરી પણ "દીકરા દીકરી પરણો સુખે" જેવું જોડકણું જોડી શકે છે. એકંદરે મંજરી કાબેલ, હોશિયાર, નીડર અને એને લીધે આકર્ષક છે. આમ જોયું તેમ એના ઉપર 'કાન્તા'ની હાસી તરલાની અસર છે.

લેખા સામાન્ય પાત્ર છે. વીણાની પરિચારિકા બની એના ગુપ્તવાસનો ભેદ ખોલવા એનું સર્જન થયું છે અને એ પ્રયોજન એ પાર ઉતારે છે; સાથે સમાજસુધારાની ચર્ચામાં થોડી સહાયભૂત બને છે. વીણા પરનો એનો પ્રેમ જ એની પાત્રતાનું સૌથી આકર્ષક પાસું છે.

પુષ્પસેન બાવાજી વગેરેનો વિચાર નહિ કરીએ તો ચાલશે, પણ એમાં એક અપવાદ કરવો પડશે; અને તે બ્રહ્મભટ્ટ વંજુલનો. એ પૂર્વકાલીન નાટકોના વિદૂષક જેવો ગ્રામ્ય વિનોદમાં આનંદ પામતો પ્રસંગ-અપ્રસંગે સર્વત્ર હાજર રહી મમરા મૂકતો કૌળિયો નથી, કે સંસ્કૃત નાટકોના વિદૂષક જેવું જડ ખીલું નથી. એ શેક્સપિયરના કેટલાક વિદૂષકોની જેમ સ્વતંત્ર પાત્રને દરજ્જે પહોંચે છે; જો કે એ નાયકના મિત્ર ને માર્ગદર્શકનું સ્થાન નથી પામી શકતો. કદાચ શેક્સપિયર પરથી જ પ્રેરણા લઇને રમણભાઇએ એને સમકાલીન રંગભૂમિના વિદૂષક કરતાં ઊંચી કક્ષાએ મૂકી એની પાસે હાસ્યની સાથે કોઈક ઇતર કાર્ય—અહીં સંસારસુધારાના પ્રચારનું—પણ સધાવી લીધું છે. ભદ્રંભદ્રની આ લઘુ આવૃત્તિ નિર્દેશ હોઇ વિશેષ કલામય છે. એની વાણી બે જાતની છે. રમણભાઇએ વારાફરતી એમાં મૂર્ખતા અને વાક્ચાતુર્ય–હાસ્યાસ્પદતા અને હાસ્યરસિકતા—દાખલ કરેલાં છે.

આ બધાં પાત્રોનો અંજામ આણુતાં રમણભાઈએ પશ્ચિમના કલાન્યાય, ભારતના કર્મફલ અને પોતાની "ઈશ્વર દયામય છે તેમ જ ન્યાયકર્તા છે, તેની દયા અને ન્યાય સાથે પ્રવર્તે છે. અપરાધી પણ તેની દયાના પાત્ર છે, તે જ પ્રમાણે તે અપરાધીઓના અન્યાયને વિજયવંત થવા દેતો નથી. તેના શાસનમાં ક્ષમા છે તેમજ દંડ છે"[૬૪] એ માન્યતાનો વિનિયોગ કરેલો છે.

સત્ત્વસ્થ રાઈ ઈશ્વરના નીતિવિધાનને વળગી રહે છે તો એને માત્ર બાપીકી ગાદી નહિ પણ વીણા જેવું રમણીરત્ન પણ પ્રાપ્ત થાય છે. પિતાની જડતા ને મૂર્ખતાએ વીણા એકાંતનું તપ તપે છે તો એને રાઈ જેવો નરપુંગવ જ નહિ પણ ગુજરાતનું રાજમહિષીત્વ પણ પ્રાપ્ત થાય છે. જાલકા ઈશ્વરી નીતિવિધાનને ઠોકરે મારે છે તો છેલ્લી ઘડીએ એની બાજી વણસી જાય છે, અને એનો પુત્ર રાજગાદી પામે છે છતા એ તો માલણ તરીકે જ મરે છે. લીલાવતીના શીલની એણે દરકાર નથી કરી તો એનો જ શાપ સાભળતાં ભાંગી પડે છે; પર્વતરાયના મૃત્યુનો ગેરલાભ લેવા પ્રયત્ન કર્યો છે તો એના મૃત્યુના ઓછાયાથી જ ત્રાસ પામીને મરે છે.[૬૫] પર્વતરાયે ખોટે માર્ગે રત્નદીપદેવનુ રાજ્ય બથાવ્યુ છે તો એના પુત્રને હાથે જ એ મરાય છે, એનો ઘાતક જ એની રાજગાદીએ બેસે છે, એની પત્ની જ એને આશીર્વાદ આપે છે, અને એણે પુરુષના પડછાયાથીયે દૂર રાખવા ધારેલી એની વિધવા પુત્રી જ એને પરણી બેસે છે. આ સર્વ કલાન્યાયથી આપણને સંતોષ થાય છે. ઈશ્વરનિષ્ઠ નીતિપ્રેમી લેખકની કૃતિમા એ વસ્તુ જગતની કલ્યાણમય યોજનાના પ્રતીકની અને 'ઈશ્વરી ન્યાય'ની ગરજ સારે છે.

રમણભાઈ કલાન્યાયમાં માને છે, પણ સાચા કલાકાર હોવાથી કલાન્યાયના ગુલામ નથી બનતા. મંજરી અને શીતલસિંહને શિક્ષા

---

૬૪. ધર્મ ૨, પૃ. ૧૭૭.

૬૫. પૃ. ૪૫૧-૫૨

કરવાનો કોઇ અર્થ નથી. એમ કરવાથી નાટકના અંતને કોઈ રીતે ફાયદો થાય એમ નથી. વળી, એ રીતે જે સજા અપાય તે કુદરતી નહિ પણ કૃત્રિમ જ રહેવાની, જાલકાને થયેલી સજાની જેમ ઈશ્વરદત્ત નહિ પણ માનવદત્ત હોવાની. આથી તેઓ એ બંનેને સજામાંથી જતા કરે છે. વૃદ્ધલગ્નનું કજોડું અને બાળલગ્નનાં માઠાં પરિણામ દર્શાવવા માટે તેમને લીલાવતીનો કરુણ અંત આણવો પડયો છે. પણ એ અંત કૃત્રિમ રીતે નથી આવતો. લીલાવતી મરે છે એમાં કલાની કોઇ જાતની ક્ષતિ નથી થતી. ઊલટું, નાટકમાં દર્શાવેલી રીતે થતા એના મરણથી પ્રબળ માનસિક આઘાત ને એમાંથી જન્મતાં કરુણ પરિણામોનું સરસ નિષ્પાદન થાય છે અને એમાં ઊંચી નાટ્યકલા રહેલી છે.[૧૧]

આ નાટકમાં પાત્રો પ્રસંગને પુષ્ટિ આપે છે અને પ્રસંગ પાત્રોને ઘડતા જાય છે. જાલકાના પતિનું રાજ્ય પર્વતરાયે આંચકી લીધું હોવાથી જાલકામાં એ રાજ્ય પોતાના પુત્ર માટે પાછું મેળવવાની દુર્દમ્ય આકાંક્ષા જાગ્રત થાય છે અને સાધનરહિતતાને લીધે એનામાં ખટપટ પ્રવેશે છે. એ યુક્તિપૂર્વક પર્વતરાયને વાડીમાં બોલાવે છે તો ત્યાં એમના મૃત્યુનો પ્રસંગ નીપજે છે. આ મૃત્યુનો લાભ લઇ પોતાની શક્તિઓનો વિનિયોગ કરી એ રાઇને રાજા બનાવવાનું નક્કી કરે છે. જાલકાએ ધારેલી પ્રસંગમાલા રાઇના સ્વભાવને લીધે જુદે જ માર્ગે વળે છે. રાઇ નીતિમાન છે, પણ માતાનું ઓચિંતું અભિજ્ઞાન થતાં માતૃપ્રેમના આવેશમાં એનાથી અનીતિએ રાજ્ય લેવાની હા પાડી દેવાય છે. એણે રાજ્ય લેવાનું કબૂલ કરેલું છે, પણ પરસ્ત્રીસંગનો પ્રસંગ આવતાં એનો નિર્ણય પલટો ખાય છે અને પ્રસંગો પલટાઇ જાય છે. ત્યાંથી રાઇ પંદર દિવસનો વનવાસ સ્વીકારે છે.

---

૧૧. આનાથી જુદા, લીલાને પણ કલાન્યાય જ મળે છે એમ દર્શાવતા રસિક સૂક્ષ્મ વિવેચન માટે જુઓ સાવિમ, પૃ. ૧૭૦-૧૭૧.

પ્રસંગો એને પ્રેમમાં દોરે છે. એ વિધવાને પણ પરણવા તૈયાર હોવાથી એક પક્ષે શીતલસિંહની ખટપટોને ફાલવાની તક મળે છે, બીજે પક્ષે રજપૂત સિંહાસન ઉપર વિધવા રાજમહિષી તરીકે બેસે છે. એનામાં અમુક ગુણો છે એટલે અને રાજ ન-ધણિયાતું છે તેથી ગુજરાતી પ્રજાજનો, રાણી ને કર્મચારીઓ એને ગાદી આપે છે.

આવાં પ્રયોજન વસ્તુ રસ પાત્રો અને પ્રસંગોએ મળી પુસ્તકની નાટ્યાત્મકતામાં કેવો ફાળો આપ્યો છે ? 'રાઈનો પર્વત'ની વસ્તુસંકલના–વસ્તુવિકાસ–નાટ્યતત્ત્વ–તખ્તાલાયકી કેવાં છે ?

એ વિશે વિવેચકોમાં મતભેદ છે. ૧૯૨૯માં પ્રો. ઠાકોર કહે છે, "વસ્તુ પોતે કોઈ ખાસ રસને પોષી શકે એવું નથી અને રસજમાવટ નથી સધાઈ, એટલે તખ્તા ઉપર ફરીફરીને જોવાનું કે ફરીફરીને વાંચવાનું પણ મન થતું નથી."[૧૭] ૧૯૪૭–૪૮માં એ લેખ ફરી છપાવતાં એ વાક્ય પછી તેઓ ઉમેરે છે, "વસ્તુવિકાસ એટલે બનાવોના વેગમાં પણ આખી કૃતિ મંદ છે."[૧૮] બીજા વિવેચકોએ સામાન્ય રીતે નાટકને વખાણેલું છે, પણ તેમાંના કેટલાક છેલ્લા બે અંકો અને નાટકમાંના સમાજસુધારા અંગે ખંડનમંડનાત્મક ચર્ચા કરેલી છે.

પ્રો. પાઠક કહે છે, "કેટલાક એવી શંકા કરે છે કે કર્તાના સંસારસુધારાના ઉત્સાહને લીધે નાટકની કલાને હાનિ પહોંચી છે. બે જ નાનાં સ્થાનો સિવાય અન્યત્ર મને એવું જણાયું નથી: પહેલું સ્થાન...કમલા દુર્ગેશને સ્ત્રીના ઉદ્ધારને માટે યત્ન આરંભવાનો સંકલ્પ કરાવે છે એ...બીજું એવું સ્થાન...જ્યાં લીલાવતી જાલકાને શાપ આપે છે તે...આ આખું દૃશ્ય શાપની ફિલસૂફી લાવવા જ જાણે

૧૭. સ્વ, પૃ. ૨૭૨.

૧૮. 'વિવિધ વ્યાખ્યાનો ૨,' પૃ. ૮૪. મુલાકાતમાં તેમણે કહ્યું કે મેથ્યુ આર્નોલ્ડ જેને નાટ્યત્વ તરફ દુર્લક્ષ કરતી "પરપલ પૅચીઝ" વાળી કૃતિ કહે છે તેવી આ છે.

મૂક્યું હોય એમ જણાય છે."[૬૯] પ્રો. રાવળ ૧૯૩૮માં લખે છે: "કુલ સાત અંકના પાંત્રીસ પ્રવેશોમાં પહોળું થઈને પથરાયેલું નાટક પ્રથમ વાચને જ એ પ્રતીતિ કરાવી દે છે કે, નાટકકાર અત્યારના કેટલાક ઉત્પાતિયા લેખકો જેવા નથી, પણ સ્વસ્થતાથી હરુ પેરે વસ્તુપ્રવાહને પોતાની મેળે વહેવા દે છે. વળી નાટક કકડે કકડે લખાયું છે તેથી પણ સઘન સુશ્લિષ્ટતાને બદલે આવો વિસ્તાર થઈ ગયો છે."[૭૦] ૧૯૪૬માં તેઓ લખે છે :

વસ્તુની દૃષ્ટિએ મહત્ત્વના ત્રણ જ અંકો છે: પહેલો, જેમાં રાઈને પર્વતરાય બનાવવાની યુક્તિનો અમલ શરૂ થાય છે; ચોથો, જેમાં લીલાવતીના પતિ થવાનું આવશે એ નવા ભાને સૂચિત બનેલ રાઈનું ઉગ્ર મનોમંથન અને મંથનોત્તર નિર્ણય રજૂ થાય છે; અને પાંચમો, જેમાં એ નિર્ણયનો રાઈ અમલ કરે છે. પહેલા ને ચોથા અંક વચ્ચેનો ગાળો પૂરવા માટે જ બહુધા તો બીજો અને ત્રીજો એ બે અંકો યોજાયા છે... પાંચમા અંકને અંતે પશ્ચિમની રીતે છેવટનો પડદો પાડી શકાત...પણ રાઈને એના નીતિશુદ્ધ આચરણનો બદલો આપીને નીતિનો વિજય બતાવવો કર્તાએ ધાર્યો છે એટલે એમણે અંકો ૬ ને ૭ યોજ્યા છે...

એકંદરે તો...આ નાટકની ઉદ્દેશપ્રધાનતાએ તેની કલાત્મકતાને કંઈ ગંભીર નુકશાન કર્યું નથી.[૭૧]

આ વિવિધ અને વિરોધી મતોમાં તથ્ય શું ? પ્રો. રાવળ કહે છે તેમ

વસ્તુસંકલનાનું કૌશલ તો રમણભાઈએ પહેલા જ અંકમાં બતાવી આપ્યું છે. એમાં નાટકનો સૌથી અગત્યનો બનાવ જે પર્વતરાયનું મૃત્યુ તેને વિગતે રજુ કરવામાં આવે છે. વળી પર્વતરાયના મૃત્યુ બાદ નિપજતી પરિસ્થિતિની સૂત્રધારિણી એવી જાલકાના પાત્રની રેખાઓ બહુ સ્પષ્ટ રીતે એ અંકમાં દોરી લેવામાં આવી છે. એની સાથે સાથેજ નાટકના નાયકનો પણ જરૂર પૂરતો પરિચય—એનાં ત્યાર પછીનાં બધાં વર્તનને સમજવામાં મદદગાર થાય તેટલો પરિચય—કરાવી દેવામાં આવ્યો છે. વળી રાઈને

૬૯. સાવિમ, પૃ. ૧૯૪-૯૫. ૭૦. રાપર્વ, પૃ. ૧૫.
૭૧. સાવિદા, પૃ. ૬૧, ૬૩.

જાલકાનું ખરું અભિજ્ઞાન કરાવી આ અંકમાં જ રાઇના હૃદયનું મંથન બીજ રૂપે બતાવી નાટકની કેન્દ્રવર્તી ભાવનાનાં ચક્રને પણ લેખકે ગતિ આપી દીધી છે. નાના નાના માત્ર પાંચ જ પ્રવેશમાં કર્તાએ આ બધું સમાવી દઇ પોતાની પ્રતિભાનું દર્શન કરાવી આપ્યું છે.૬૯

પણ, પહેલા અંકની આ પકડ બીજા અંકમાં ચાલુ રહેતી નથી. આ આખા અંકમાં લેખકે કલ્યાણકામ અને સાવિત્રીને જરા પ્રાધાન્ય આપી દીધું છે, અને પરિણામે વસ્તુપ્રવાહ થંભી જતો લાગે છે. આ અંકમાં જાલકા દુર્ગેશને રમાડી જાય છે, રાઈને દુર્ગેશ પ્રત્યે આકર્ષણ થાય છે, અને રાઇનો ઘોડો ભડકવાથી એને અકસ્માત્ કલ્યાણકામ ને સાવિત્રીને ત્યાં જવાનું થાય છે—આટલા પૂરતું જ કાર્ય આગળ વધે છે. ત્રીજા અંકની પણ એ જ સ્થિતિ છે. રાઈ, દુર્ગેશ અને કમલાની નગરચર્ચા પાછળ લગભગ આખો અંક રોકાયેલો છે. એ પ્રવેશોથી નાટક ભજવાય ત્યારે દૃશ્યાત્મકતા વધે છે. પણ જે વસ્તુ એક પ્રવેશમાં સમાવી શકાત તેની પાછળ ચાર પ્રવેશ યોજ્યા છે. ચોથા અંકમાં છ મહિના પૂરા થવાના ઉપાન્ત્ય દિવસે કાર્ય શરૂ થાય છે. આ આખો અંક ફરી વેગ પકડે છે. એમાં રાઇ લીલાવતીના આવાસને ઉપરની બારીએથી નીરખે છે એ બળવાન પ્રસંગ અને તે પછી ઈશ્વર પાસે સદાચરણબળ માંગી "પરમ સંતાપકારક" નિર્ણય કરે છે એ તુમુલ હૃદયમંથનવાળો પ્રસંગ આવે છે. અત્યાર સુધી કાર્ય જે નિશ્ચિત દિશામાં વહે છે તેમાંથી નવી જ દિશામાં પલટો ખાશે એવી આગાહી આ અંક કરાવે છે, એટલે નાટ્યતંત્રની દૃષ્ટિએ એ બહુ મહત્ત્વનો છે. છતાં આ અંકમાં તરતા દીવાવાળો 'ભવાઇસંગ્રહ'માંની વાર્તામાં પ્રસ્તુત પણ આ નાટકમાં નિરુપયોગી થઈ પડેલો પ્રવેશ પણ આવે છે. એ બાદ કરતાં આખો અંક આયોજનકૌશલની દૃષ્ટિએ પહેલા અંકની હરોળમાં મૂકી શકાય. નાટ્યની દૃષ્ટિએ પાંચમો અંક સહુથી વધારે મહત્ત્વનો છે. રાઇ અને લીલાવતીના મેળાપનો નાજુક પ્રસંગ, જાલકા અને લીલાવતી વચ્ચેની ટપાટપી, અને ખુલ્લો

દરબાર, એ ત્રણે પ્રવેશો જેટલા મહત્ત્વના છે તેટલા જ કારીગરીની અસાધારણ કુશળતાવાળા છે.

છેલ્લા બે અંકો વિશેષ ટીકાપાત્ર બન્યા છે. શ્રી. નરહરિ પરીખ કહે છે કે "છઠ્ઠો અંક આખો જાણે બહારથી આણીને બેસાડી દીધા જેવો લાગે છે. નાટકના મુખ્ય વસ્તુ સાથે આ અંકના પ્રસંગને કંઇ જ સંબંધ નથી. નાટકનું કાર્ય પાંચ અંક પૂરા થાય છે ત્યાં જ પુરૂં થવા આવે છે...છઠ્ઠા અંકમાં નવી જ વસ્તુ દાખલ થાય છે."[૭૨] પ્રો. વિષ્ણુપ્રસાદ કહે છેઃ "છેલ્લા બે અંકમાં નૂતન નાટકનાં તત્ત્વો દેખાય છે. આ બેઅંકી નાટકને પૂર્વ ભાગ જોડે થીંગડાનો નહિ છતાં આછો જ સંબંધ છે."[૭૩] આમ, ટીકાનો સારાંશ એ છે કે નીતિમાન રાજાને ગાદી મળે એ તો બરાબર છે, પણ વીણા સાથેનો એનો પ્રેમ અને લગ્ન તથા મંજરી અને શીતલસિંહની ખટપટ જરૂરી નથી. ગાંધીજીને પણ એમ જ લાગેલું.[૭૪]

પહેલાં વીણાના પ્રશ્નનો વિચાર કરીએ. આ નાટક ઉપર સંસ્કૃત નાટ્યપદ્ધતિની ઘણી અસર છે. છે તેમ[૭૫] એ સાત અંકોમાં વહેંચાયેલું છે. એમાં ગંડ અને પતાકા–સ્થાનકના પ્રયોગો છે. એમાં

૭૨. સ્વ, પૃ. ૪૧૧. ૭૩. વિવેચના, પૃ. ૧૨૦.

૭૪ મહાદેવભાઈની ડાયરી, તા. ૨–૭–૧૮.

૭૫. રાપની હપ્ર પરથી જણાય છે કે પહેલાં અંક બીજામાં નવ પ્રવેશ હતા. પછી છઠ્ઠા અંકનો શરૂઆતનો ભાગ લખતાં રમએ બીજા અંકના ટુકડા કરી અત્યારનો બીજો ને ત્રીજો અંક બનાવ્યો, ને તે પછીના છઠ્ઠા અંક સુધીના અંકોમાં એક એક આંક વધાર્યો, ને એમ છઠ્ઠો અંક સાતમો થયો. હપ્રમાં અત્યારના ૭·૧ નો અંત અને ૭·૨ની શરૂઆત થાય છે તે પાના પછી ફોલિયોને સ્થાને આવા સુધારા નથી. એટલે મૂળ ૬·૧ લખાઇ રહેતાં તેમણે આ ફેરફાર કર્યો છે. ત્યાં આવતાં કે તે પહેલાં થોડા વખત પર, તેમણે અંકવ્યવસ્થામાં આ ફેરફાર કરવાનો વિચાર કર્યો હશે. આમ અસલ યોજના પ્રમાણે પહેલા અંકમાં કાળરાત્રિ, બીજામાં

સંસ્કૃત ઢબનો વિદૂષક આવે છે. વિધવા છતાં અક્ષતયોનિ નાયિકા પણ સંસ્કૃત ઢબની જ લલિત, કોમલ, સુશીલ, મુગ્ધ છે. કલ્યાણકામ –સાવિત્રી જેવાં પાત્રો પણ સંસ્કૃત શિષ્ટ નાટકની ઘાટીનાં છે. **नाट्यचितस्य प्रवेशः** એ સૂત્રનું એમાં—અમુક અપવાદો સાથે— પાલન થાય છે, અને ભરતવાક્ય પણ આવ્યા વિના રહેતું નથી. નાટકની ભાષા પણ સંસ્કૃત નાટકોના જેવી કંઈક ટાઢી છે. નાટકનાં પ્રૌઢિ, વાતાવરણ ને લંબાણ પણ સંસ્કૃતની જ અસર બતાવે છે વળી ગદ્ય વચ્ચે આવતા સુભાષિત જેવા અને અન્ય શ્લોકો પણ એને સંસ્કૃત ઢબનું બનાવે છે. નાયક નાયિકાને સંકટમાંથી બચાવે તેમાંથી એ બે વચ્ચે પ્રેમ ઉત્પન્ન થાય એ પણ સંસ્કૃત પ્રણાલિ છે. પ્રો. રાવળ બતાવે છે તેમ, "'દુર્ગેશ ને કમલા બેઠેલા પ્રવેશ કરે છે' જેવાં દૃશ્યસૂચનો,...પાંચમા અંક પછી મંગલાન્ત અર્થે મધ્યમ સૂરમાં ગોઠવાયેલા બે અંકો, અને શૃંગાર, હાસ્ય ને કરુણ જેવા રસોની વ્યવસ્થા"[૭૬] પણ આ જ વસ્તુ દાખવે છે. હવે સંસ્કૃત નાટકોમાં જેમ કરુણિકા આવતી નથી તેમ સામાન્ય રીતે

---

છ માસનો ગાળો, ત્રીજામા રાઈનો નિર્ણય અને તરતા દીવા, ચોથામા સવારીથી દરબાર, પાચમામા પ્રણય અને છઠ્ઠામા નિર્વહણ એ ક્રમ હતો, ને છે તેના કરતા એ વધુ સુયોજિત છે. આના પરથી ત્રણ અનુમાન થાય છે: ૧. વસ્તુની રેખા મનમા લગભગ નક્કી હતી, પણ અંક ને પ્રવેશની વહેંચણી કરી નહોતી. ૨. નાટકના છેલ્લા ભાગનું વસ્તુ અત્યાર કરતા વધારે કલ્પેલુ, પણ નાટક લાબુ લાગતા કે બીજા ગમે તે કારણે આ તબક્કે એ કાપી નાખવાનો કે ટૂકાવવાનો નિર્ણય કર્યો ૩ મૂળ યોજના પાચ જ અંકની હતી, અત્યારના છઠ્ઠા—અસલના પાચમા—અંકમા પ્રેમ ઉપરાંત નિર્વહણ પણ આવી જવાનુ હતુ, પ્રેમના પ્રવેશો આટલા થશે એવો ખ્યાલ નહોતો, મંજરી-શીતલસિંહની ખટપટ મૂળ યોજનામા નહોતી યા બહુ ઓછા વિસ્તારની હતી

૭૬. સાવિત્રી, પૃ ૧૯૦ નો.

તેનો નાયક પરણ્યા વિના પણ રહેતો નથી.[૭૭] પ્રો. પાઠક કહે છે કે 'રાઈને માત્ર ગાદી મળે તેમાં આપણી અપેક્ષા કંઈક અધૂરી રહી જાય છે. રાઈનો ગાદી ઉપર તો હક હતો જ. પણ એની આવી ઉત્કટ નીતિનિષ્ઠા અને ઈશ્વરપ્રેમને ગાદી ઉપરાંત બીજું પણ કંઈક મળવું જ જોઈએ.' વળી રમણભાઈ સંસારના પાયારૂપ ગૃહસ્થાશ્રમના ખાસ હિમાયતી હતા. એમનાં લખાણો પરથી એમની માન્યતા એવી પણ જણાય છે કે દાંપત્ય એ માનવ-જીવનમાં અતિ આવશ્યક વસ્તુ છે. એટલે તેઓ રાઈને કુંવારો ભાગ્યેજ રાખે. રાજા જેવી પ્રજાના અનુકરણને યોગ્ય વ્યક્તિ ગૃહસ્થાશ્રમી ન હોય તો એની પ્રજાસેવા અને અનુકરણીયતામાં કંઈક ઊણપ રહે. તે ઉપરાંત એ પણ ખરું કે રમણભાઈને નાટકમાં સ્નેહલગ્ન અને વિધવાલગ્નનો પ્રશ્ન છેડવો હતો અને બને તો બાળ-લગ્ન વિરુદ્ધ પણ કંઈક કહેવું હતું. સ્નેહલગ્નનું ચિત્ર દુર્ગેશ અને કમલા દ્વારા આપ્યું હતું. પણ નાયક દ્વારા તે અપાય તો સ્નેહલગ્નની છાપ ભાવકના મન ઉપર વધારે સજ્જડ બેસે. નાની ઉમરમાં પરણેલી લીલાવતીનું દુઃખ પર્વતરાય–લીલાવતીના કજોડામાં ભાવકે કંઈક જોયું હતું. પણ જે રીતે તે રજૂ થયું હતું તેના પરથી વૃદ્ધલગ્ન અને કજોડાની દુઃખદાયકતા જેટલી સ્પષ્ટ રીતે બાળલગ્નની હાસ્યાસ્પદતા એના સમક્ષ વ્યક્ત થઈ નહોતી. વીણાવતી દ્વારા એ વસ્તુનું વધારે દૃઢ ચિત્ર આપી શકાય એમ હતું. (અને વીણા અને એની દાસીની વાતચીત દ્વારા એ અપાયું છે.) સ્નેહલગ્ન અને બાળલગ્ન વિશે તો બીજી રીતે થોડીઘણીયે યોજના થઈ હતી, પણ વિધવાવિવાહનો સવાલ હજુ મૂકી શકાયો નહોતો. બીજા કોઈ પુરુષ સાથે વિધવાનું લગ્ન યોજવાનું કામ નાટકની મર્યાદામાં મુશ્કેલ પડે; એટલે રાઈ વીણાને પરણે જ નહિ તો વિધવાવિવાહ બતાવવાનું રહી જાય. પણ તે ઉપરાંત વધુ તો એ કે રાજા જેવું,

---

૭૭. એ નાયકો ધીર ઉપરાંત લલિત પણ હોય છે

આગેવાન પાત્ર અને રાઈ જેવો તેજસ્વી અને ભાવનાશીલ યુવાન એવું લગ્ન કરે તો તે વધારે અસરકારક ને અનુકરણીય થાય.

પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ એ મતલબની દલીલ કરી છે કે છઠ્ઠા અંકમાં રાઇનો પ્રેમ જન્મે છે, વિકસે છે અને પરાકાષ્ઠાએ પણ પહોંચે છે; પણ રાઈ અને વીણાવતીના પ્રેમને છઠ્ઠા અંકથી શરૂ કરવાને બદલે પહેલા, બીજા કે છેવટ ત્રીજા અંકથી [ નાટકનું આયોજન જોતાં બીજા અંકથી ઠીક ફાવત ] શરૂ કર્યો હોત તો પાંચમા અંકને અંતે પૂર્ણાહુતિ દાખવી શકાત, અને એ અંક જુદો ન પડી જાત. પણ આ દલીલ ટકી શકે એવી નથી. આમ થાત તો અનુપમ સૌંદર્યવાળી વીણાવતીના પ્રેમમાં પડી ચૂકેલા રાઇને લીલાવતીના સૌંદર્યથી આકર્ષાતો ને છતાં એ કસોટીમાથી પાર ઊતરતો બતાવવાનું શક્ય ન થાત. વીણાવતીના પ્રેમમાં પડેલો રાઈ તે પછી લીલાવતીથી શેનો આકર્ષાય ?

આ પ્રવેશો એક જ અંકમાં લાગલાગટ આવતા હોવાથી આગલા અંકના ઘેરા વાતાવરણને લીધે જરૂરી બનતી રાહતને બદલે એક જાતની એકતાનતાનો અનુભવ થાય છે. પણ એનો ઉપાય નથી. છતાં છઠ્ઠા અંકમાં માત્ર રાઇ અને વીણાનો પ્રણય આવ્યા કરે છે, ને સાતમા અંકનો પોણો ભાગ મંજરી, શીતલસિંહ અને રાજગોરની ખટપટો રોકે છે તેને બદલે છઠ્ઠા અને સાતમા અંકના પ્રવેશને એકબીજામાં ભેળવી દઇ આ બંને અંકોની એકતાનતા ઓછી કરી શકાત.

હવે મંજરી-શીતલસિંહની ખટપટની યોગ્યાયોગ્યતા વગેરેનો વિચાર કરીએ. શેક્સપિયરનાં ઘણાં નાટકોમાં, 'કાન્તા'માં (ને પોતાના પિતાની કૃતિમાં) લેખકે ખટપટ જોઈ હતી. આમ નાટકની રૂપરેખા નક્કી કરતાં રમણભાઇએ ખટપટને આ નાટકમાં આવશ્યક ગણી છે. વળી સિદ્ધાંત તરીકે પણ તેઓ સર્વાનુભવરસિક કૃતિમાં દુષ્ટ માણસોનાં ચિત્રો આપવાનું આવશ્યક ગણે છે.[૭૮] એટલે આ ઘટનાની

૭૮. પ્રો. પાઠક કહે છે, રાઇએ કપટમય ગાદીનો ત્યાગ કર્યા પછી

યોજના થઇ છે. આમ ખટપટ મૂકવામાં આવી તે ઠીક છે, પણ તેનો નિર્વાહ સંતોષકારક નથી. શીતલસિંહને ત્યાં મંજરી આવે છે તે અથવા રાણીને એ બંને ને પુરોહિત મળે છે તે પ્રસંગો સારા છે, પણ રાઇ, દુર્ગેશ, કમલા વગેરે બેસીને કાવતરા વિશે માત્ર વાતો કરે છે એ ભાગ બહુ ઢીલો પડી જાય છે ને એમાં કોઇ જાતનો રસ નિષ્પન્ન થતો નથી.

આમ એકંદરે અમુક અંશોમાં નાટકની કારીગરી અને નાટ્યાત્મકતા એના સર્જકની કલાકાર તરીકેની ઊંચી શક્તિ બતાવી આપે છે, તો બીજે પક્ષે એના અમુક ભાગમાં ઢીલાશ મંદક્રિયા અને નાટ્યત્વની અલ્પતા કે અભાવ પણ જણાય છે.

રમણભાઇની નાટ્યકલા પર સંસ્કૃત પદ્ધતિની અસર છે તેમ શેક્સપિયરી ઢબની પણ અસર છે. આ બંને જાતની સંયુક્ત અસર 'કાન્તા' પર છે, અને 'કાન્તા'ની દૃઢ છાપ આ આખા નાટક ઉપર પડેલી છે. નાટકનો ઉપાડ, વસ્તુસંકલના, એકંદર પાત્રાલેખન, સંઘર્ષ વગેરેમાં શેક્સપિયરી છાપ દેખાય છે. શેક્સપિયરનાં નાટકોમાં સંઘર્ષ બાહ્ય—પાત્રો વચ્ચેનો—તેમ આંતર—પાત્રના મનોમંથન રૂપ—બંને જાતનો હોય છે. અહીં રાઇને જાલકા સામે અને લીલાવતીના સૌંદર્ય સામે ઝગડવું પડે છે તે " પ્રસંગો બાહ્ય નહિ તેટલે અંશે રાઇના આંતરમંથનના જ દ્યોતક છે."[७९] રાઇ ખરી રીતે જાલકા-મતિવેગ અને લીલાવતીની સૌંદર્યચંદ્રિકા સામે નહિ પણ પોતાની દુર્વૃત્તિઓ સામે જ લડે છે. શેક્સપિયરમાં આ આંતરસંઘર્ષ ઘણી વાર નાયકની સ્વગતોક્તિઓ દ્વારા દર્શાવવામાં આવેલો હોય છે. આ નાટકમાં પણ એમ જ બને છે. સંસ્કૃતમાં સ્વગતોક્તિઓ છે, 'ઉત્તરરામચરિત' અને 'મુદ્રારાક્ષસ'માં તો લાંબી પણ છે, છતાં

કોઇ પણ જાતનાં વિઘ્ન વિના એને તરત જ એ ગાદી આપવામાં આવે એવી યોજના સંભવાસંભવ અને નાટ્યાત્મકતાની દૃષ્ટિએ ખામીભરી ગણાય. એ બે પ્રસંગ વચ્ચે એને જ લગતા કોઇક બનાવો—અહીં વિઘ્નો—આવવાં જોઇએ.

७९. પ્રો. રાવળ, સાપવિ, પૃ. ३८.

એમાં હૃદયમંથન કરતાં વસ્તુસ્ફોટની દૃષ્ટિ વધુ હોય છે. આમ રાઈની બંને લાંબી સ્વગતોક્તિઓમાં પણ લેખક શેક્સપિયરની નાટ્યરીતિને અનુસરે છે.

શેક્સપિયરની જેમ વાતાવરણ ચીતરવાના લેખાશમાં કવિત્વ-યુક્ત પ્રકૃતિવર્ણન પણ રમણભાઈ કર્યા વિના રહેતા નથી. એને ગેરકૃત કરતાં શેક્સપિયરની અસર વધુ ગણવી જોઈએ, કારણ કે શેક્સપિયરની જેમ રમણભાઈ પણ આ કાર્ય અમુક વિશિષ્ટ પાત્રો દ્વારા જ કરાવે છે. રાઈને એમણે આ કામ માટે સહુથી વધુ અધિકારી ગણ્યો છે. ૧-૫ આનો દ્યોતક છે.

એક જ બાબતને ઉઠાવ આપવાને એકથી વધુ સમાંતર પાત્રો રચવાની તથા મુખ્ય પાત્રોને ઉઠાવ આપવા ગૌણ પાત્રો સર્જવાની જે સંકુલ નાટ્યરીતિનો રમણભાઈએ પાત્રગત ઉદાત્તતા, પાત્રની વૃત્તિ પ્રમાણે ગતિ, કાવતરાખોરવૃત્તિ, દાંપત્યભાવ વગેરે પરત્વે ઉપયોગ કર્યો છે તે પણ અત્રત્ય નહિ પણ શેક્સપિયર આદિ પાશ્ચાત્યોની જ છે.

કેટલેક સ્થળે રમણભાઈએ સૂચનની કલાનો કુશળતાથી ઉપયોગ કર્યો છે. કેટલાક નાટ્યકારો અમુક ઉક્તિ સાંભળનાર પાત્ર સમજે એ કરતાં બોલનાર ને ભાવકો વધારે સમજે એવા વાણીના ચમત્કારનો ઉપયોગ કરે છે. રમણભાઈએ પણ કોઈક સ્થળે એમ કર્યું છે.[૮૦] એકથી વધારે જગ્યાએ તેમણે વાત વાળી લેવાની—અપ્રસ્તુતમાં જતી હોય તો ત્યાંથી પ્રસ્તુતમાં લાવવી, એકમાંથી બીજી દિશામાં લઈ જવી, વગેરે, વગેરેની—સારી શક્તિ દાખવી છે.

એક સ્થળે રમણભાઈએ બે એકીસાથે ભજવાતા પ્રવેશો આપ્યા છે. ૫-૪માં રાઈ દરબારમાં ખરી હકીકત જાહેર કરતો હોય છે તે જ વખતે સમાંતરે ૫-૬માં જાલકા અને લીલાવતીનો

૮૦. પૃ. ૧૬, ૩૩, ૩૭.

મેળાપ અને ટપાટપી થાય છે. પાંચમા અંકનો ડ્રોપ દરબાર પર આણવા, ને ૬-૧ના રાઇના નગર બહારના પ્રવેશોને અને એના નગરત્યાગને પાસે પાસે મૂકવા તેમણે દરબારનો પ્રવેશ પાછળ મૂકયો છે.

આ નાટકમાં એ ભજવાય તો સફળ બને એવા કેટલાક અંશો છે. તખ્તાની દૃષ્ટિએ પહેલા અંકનો ઉપાડ બહુ સરસ છે: અંધારી રાત છે; એક સ્ત્રીએ જાદુગરનો વેશ પહેર્યો છે; શબ્દવેધી બાણથી રાજા વીંધાઇ જાય છે; ગાદી મેળવી લેવાની ભેદી યોજના ઘડાય છે; ને માલણ અને એના સાથીની નવી ચમત્કારક પિછાન મળે છે. નગરચર્યાનાં દશ્ય તખ્તા પર આકર્ષક નીવડે એવાં છે. રાઈ અને લીલાવતીનું મિલન, ભોંયરાનો ઉલ્લેખ અને છૂપી બારી, પૂજારણ-વેશમાં જાલકા, લીલાવતી અને જાલકા વચ્ચેની તીવ્ર બોલચાલ, વંજુલ, વીણાવતીની હોડી, મગરમચ્છ, રાઈ દ્વારા વીણાવતીનો બચાવ, મંકેત મુજબ દીવાલ કૂદીને રાઇનું વંડામાં ઊતરવું, અમૃતદેવીના મરણનું દશ્ય, બંને દરબારનાં દશ્યો—આ અને બીજા એક બે પ્રસંગો તખ્તા ઉપર સફળ થાય એવા છે. પણ કૃતિમાં કેટલીક બાબતો એવી છે કે જે એને તખ્તાલાયક નાટકને બદલે એક સુવાચ્ય નાટકની કોટીમાં મકવા આપણને પ્રેરે. ભજવવાનાં નાટકોમાં ત્રણ કે અપવાદ રૂપે ચાર અંક હોય છે, આમાં સાત અંકો છે. મુખ્ય પડદો—ડ્રોપ—સાત વાર ઊંચકાય એ કેવું બેહૂદું લાગે? દરેક ડ્રોપની પૂર્વે દબદબાવાળાં દશ્યો પણ નથી. નાટકમાં ઓછામાં ઓછું એક સ્થાન એવું છે, જ્યાં સેટને યોગ્ય બે દશ્યો જોડાજોડ આવે છે.[૯૧]

૯૧. તખ્તા પર દશ્યોની યોજના એવી હોય છે કે એક વાર આખો તખ્તો ખુલ્લો થાય (સેટસીન); બીજી વાર એના ઉપર કવર નામે ઓળખાતો ડ્રોપની પાછળનો પડદો પડે; એ પડદાની આગળ બે ત્રણ પાત્રો સામાન્ય રીતે ઊભાં ઊભાં વાત કરી જાય એટલી વારમાં પાછળના સેટસીનનો સાજ બદલી નંખાય અને આ કવર ઊપડે; એ

નાટકનો એક મહત્ત્વનો નિયમ એ છે કે તખ્તા ઉપર માત્ર વાતો ન થાય, પણ બનાવો પણ બનવા જોઇએ. પહેલા અંકમાં આપણને એનો સાક્ષાત્કાર થાય છે, અને પાંચમા અંકમાં પણ એની ઠીક પ્રતીતિ થાય છે. પણ કેટલેક સ્થળે આ નિયમ લેખકના લક્ષમાં નથી રહ્યો. ઉ. ત. ૨૦૩. વળી ૨૦૧ માં દુર્ગેશ અને કમલા એમની લગ્નતિથિના માસિકોત્સવને દિને સમગ્ર નાટક સાથે સુસંગત હોય છતાં તખ્તા પર મોળી લાગે એવી પોતાના સુખની, એ સુખ મેળવી આપનાર પ્રધાનદંપતીની, એ દંપતીના પ્રેમની, પ્રેમીઓના પરસ્પર વિશ્વાસની અને અજ્ઞાતનામ મિત્રની વાતો કરે છે. ત્યાં બધું મૂકવાના લોભથી સાવિત્રીએ દોરેલા ચિત્રની વાતમાં કલા વિશેનું મંતવ્ય પણ જરા ચર્ચી લીધું છે. સવાચાર પાના સુધી એમની વાતો ચાલે છે પછી જ એ અજ્ઞાતનામ મિત્ર રાય પ્રવેશ કરે છે. સામાન્ય ભાવકને ક્રિયા વિનાનો આટલો લાંબો સંવાદ કંટાળો ન ઉપજાવે? આ બધું મૂકવું જ હોય તો છે તેમને બદલે દુર્ગેશ અને કમલાનો પક્ષ લઇ બળવાન ને વિનોદાત્મક ભાષામાં સાવિત્રી અને કલ્યાણકામ અથવા સાવિત્રી એકલી પુષ્પસેનને સમજાવે, અને આકળો પુષ્પસેન વિરોધ કરતાં કરતાં આખરે નમતું આપે એવો એક પ્રવેશ યોજ્યો હોત તો? પ્રેમીઓના પરસ્પર વિશ્વાસની વાત વધુ ટૂંકમાં કહી હોત તો? ખરી વાત તો એ છે કે પોતાને સૂઝેલી ઘણી વસ્તુમાંથી પસંદગી કરી નાટકકારે મહત્ત્વની ને અસરકારક બાબતો જ લેવી જોઈએ, બાકીનીનો, ગમે તેટલી લલચાવે તોયે, ત્યાગ કરવો જોઇએ. આમ નાટકમા મહિષાસુરમર્દિની, સાવિત્રી–કલ્યાણકામનો શાંત સરોવર શો હાવકો પ્રેમ, પ્રેમીઓની વિહ્વલતા વગેરેને બિલકુલ જતાં કર્યાં હોત તો નાટ્ય અને તખ્તાની દૃષ્ટિએ એ વધુ ઉપકારક થાત.

---

સેટસીન ભજવાઈ ગયા પછી પાછો ડ્રૉપની નજદીકનો કોઈક ફ્લર પડદો પછી પાછલા સાચરપીસને ઢાંકી દે. આમ બે સેટ જોડઅન્તેડ ન આવી શકે.

અનુપકારક વાતો ઉપરાંત કેટલીક વાર નાટ્યકારે અમુક બનાવો બનતા બતાવવાને બદલે માત્ર એનું વર્ણન બીજાં પાત્રોને મુખે કરાવ્યું છે. શેક્સપિયરી રીતિનું થોડેક અંશે અવલંબન કર્યું હોવાથી કમલપૂજાવાળો પ્રસંગ આમ પણ કંઇક બળવાળો છે. પણ એ દીવાઓની વાતોને બદલે એ આખું દૃશ્ય ખરેખર રજૂ થયું હોત તો એ પ્રવેશની તખ્તાલાયકી કેટલી વધી જાત! આ કથન-નેરેશન-ની પદ્ધતિનો અતિરેક થઇ નાટકનો અમુક ભાગ ગ્રીક નાટકની દૂતની પ્રથાનો કંઇક આભાસ આપે છે. જાણી જોઇને નહિ પણ અજાણતાં જ—નાટકમાં એ વસ્તુ બીજી રીતે મૂકવાનું ન સૂઝવાથી આમ થયેલું છે. કથનપદ્ધતિનો બીજો એક પ્રવેશ સાતમા અંકમાં આવે છે. જાલકા, કમલા ને દુર્ગેશ રાઇના રાજ્યારોહણની શક્યતા વિશે વિચાર કરે છે ત્યારે કેટલીય વાતો માત્ર દૂતની પાસેથી હોય તેમ એમને મોંએથી પ્રેક્ષકોએ સાંભળી લેવાની છે. આ પ્રવેશ વખતે પ્રેક્ષકો જરૂર કંટાળે.

રમણભાઇને એમ થયું હશે કે 'તરતા દીવા કે સર્પને તખ્તા પર આણી શકાય એમ નથી, સાવિત્રીએ દોરેલ ચિત્ર ખરેખર દોરી શકાય એમ નથી'? ના. જો એમ હોય તો ૬-૨ માં પહેલાં હોડીનો ઉલ્લેખ કરી પછી એ ડૂબતી હોડી, નદી અને નદી પરનો ઝૂલતો ઝાંપો તેઓ ન બતાવે. હોડી ડૂબવાનું અને લેખા તણાઇને દૂર જતી હોવાનું એ આખું દૃશ્ય લેખકે તખ્તા ઉપર મૂક્યું છે. વળી ૧-૫ માં રાઇ રંગિણી નદીના પાણીમાં પ્રવેશ કરે છે ને એને એમાં તારાનાં પ્રતિબિંબો દેખાય છે એવી યોજના પણ એમણે કરી છે. છાતીમાં બાણ વાગેલ પાત્રને પણ એમણે તખ્તા પર આણ્યું છે. એટલે, લેખક જાણી જોઇને કમલપૂજા કે સર્પ કે ચિત્રથી દૂર રહ્યા એવી કલ્પના ટકી શકે એમ નથી.

બે ઉત્તમ પાત્રોએ પણ નાટકની તખ્તાલાયકી ઘટાડી છે. સાવિત્રી ને કલ્યાણકામ તખ્તા ઉપર દીકવાર આવે છે. એ બીજાં

પાત્રો સાથે હોય છે ત્યારે તો વાંધો નથી આવતો; પણ ૨-૨ અને ૨-૫ માં એકલાં પડે છે ત્યારે બહુ ભારેખમ લાગવાનો સંભવ છે. તેઓ જે અમુક વિષયોની ચર્ચા કરે છે એ પણ નાટ્યાત્મક કે તખ્તાલાયક નથી. લેખક ધારત તો ખરેખરા સર્પની યોજના કરીને અને બીજી યુક્તિથી આ પ્રવેશો કંઈક વધુ તખ્તાલાયક કે નાટ્યાત્મક બનાવી શકત.

આપણે જોઈ ગયા તેમ રાઇના પ્રેમપ્રવેશો આકર્ષક હોવા છતાં લાગલાગટ આવતા હોવાથી સહેજ એકતાનતાનો અનુભવ કરાવે છે. વળી નદીને ભીને કપડે અભિનય કરવાનું કાર્ય તખ્તા ઉપર સહેલું નથી. રાઇ વીણાને તખ્તા પર ખરેખર પાણીમાંથી ડુબેલી કાઢે તો તો એ તકેદારી રાખવાનું લગભગ અશક્ય બની જાય. ને રાઇ એક શ્લોકમાં એના ભીના શરીરનું કંઈક વર્ણન પણ કરે છે. પ્રો. પાઠકનું માનવું છે કે વાંચતી વખતે હાસ્ય ઉત્પન્ન કરતી વંજુલની સવારી વખતની ઉક્તિઓ તખ્તા ઉપર હાસ્યપ્રેરક ન પણ નીવડે.

તખ્તાલાયકી ઓછી કરવામાં નાટકની ભાષાએ પણ ભાગ ભજવ્યો છે. ભાષામાં પ્રૌઢિ, સાહિત્યિકતા અને અમુક જાતની યથા-પાત્રતા છે, કેટલાંક પાત્રોની ઉક્તિમાંની કરડાકી ને મર્મ સુંદર છે, મનોમંથન દર્શાવવા માટે શેક્સપિયર ઢબની સ્વગતોક્તિઓ વપરાયેલી છે, સંવાદના અચ્છા ઉદાહરણ તરીકે ૫.૨માંની જાલકા અને લીલાવતી વચ્ચેની વાક્યોની ઝડપી આપલે, છઠ્ઠા અંકના લાંબા ચોથા પ્રવેશમાનો ઘણોખરો સંવાદ, અને ૫.૨ ના જગદીપ અને લીલાવતી વચ્ચેના સંવાદનો ઉલ્લેખ કરી શકાય તેમ છે; પહેલા પ્રવેશની જાલકા–શીતલ-સિંહની ભાષામાં બોલચાલની ભાષાની શક્તિ પણ આવી છે. આમ છતાં, એકંદરે વિચારતાં સંવાદમાં સ્વાભાવિકતા લાવવાના શ્રી. મુનશી, બટુભાઇ વગેરેના સફળ પ્રયાસો સાથે સરખાવતાં આ નાટકના સંવાદો જરા મોળા લાગે છે. પણ આવા સંવાદવાળાં નાટકો રમણભાઇ પછીના જમાનાની પેદાશ છે—એના અંશો ન હોવા માટે રમણભાઇને

દોષિત ન ઠેરવાય. વળી આ નવીન ઢબના સંવાદોનું ભયસ્થાન એ છે કે એથી ઘણી વાર નાટક ગંભીર થઇ શકતું નથી. રમણભાઇનું નાટક એ દૂષણથી મુક્ત છે. તેમ છતાં એ હકીકત છે કે-આખા નાટકની ભાષા મુખ્યત્વે બોલચાલની નહિ પણ સાહિત્યની ભાષા જેવી જણાય છે. આનું મુખ્ય કારણ સંસ્કૃત નાટકોની અસર છે. સંવાદની એકંદર શૈલી સંસ્કૃત નાટકો જેવી છે. ભાષામાં બધે આવાં નાટકોમાં હોવી જોઇએ તે કરતાં વધુ સંસ્કૃતાભિમુખતા છે (જો કે એકંદરે પહેલા અંકની ભાષા ઓછી સંસ્કૃતાભિમુખ છે). પંડિતયુગના શિષ્ટ સાહિત્યકારની રચના હોવાથી ઘણાંખરાં વાક્યોમાં કર્તા–કર્મ–ક્રિયાપદ એ વ્યાકરણનો ક્રમ જળવાયો છે, ને સામાન્ય રીતે કોઇ પદ અધ્યાહાર રહેતું નથી. આવી ભાષા જોઇએ તેટલી જીવંત નથી બનતી, અને કૃત્રિમ ન હોવા છતાં કૃત્રિમતાનો આભાસ કરાવે છે. આમ છતાં કોઈને કેટલાંક વાક્યો વ્યાકરણની સમગ્રતા માટે મઠારેલાં હોવાનો આભાસ થતો હોય તો કહેવું જોઈએ કે ઉપ્ર જોતાં જણાય છે કે તેમ નથી. ટૂંકમાં, દૃશ્ય નાટક માટે જુસ્સાદાર અને ઊર્મિના આવેગભર્યા સંવાદની જરૂર પડે છે. 'રાઇનો પર્વત'માં એવો સંવાદ આવે છે તો ખરો, પણ તે પ્રમાણમાં બહુ ઓછો. નાટકમાં શ્લોકોની સંખ્યા મોટી છે. એમાંના ઘણામાં સરસ કવિત્વ, ભાવ, હયોટી અને છંદોનૈપુણ્ય રહેલાં છે. તો કોઇક કોઇક કવિત્વશૂન્ય છે. રંગભૂમિ માટેના કોઇ પણ ગુજરાતી નાટકના દુહા, બેતો વગેરે સામાન્ય વાચકો કે પ્રેક્ષકો સમજી શકે એવાં હોય છે. આ નાટકમાંના એવા અઢાણું શ્લોકો કે કડીઓમાંથી લગભગ એંસીએક એવાં છે કે જે રંગભૂમિના સામાન્ય પ્રેક્ષકોને ન સમજાય.

આમ એકંદરે વિચાર કરતાં લાગે છે કે લેખકને અભિનેયતા અને તખ્તાલાયકીનો ઠીક ખ્યાલ હોવા છતાં આ નાટક એક સરસ સાહિત્યકૃતિ થાય એ દૃષ્ટિએ લખાયું છે; લખતી વખતે લેખકે એની અભિનેયતા તરફ તદ્દન દુર્લક્ષ કર્યું હતું એમ પણ

નથી એ પણ એટલું જ સાચું છે. એટલે એકંદરે આ નાટક થોડા ફેરફાર અને કાપકૂપ કરી ભજવી શકાય એવાં જે પાશ્ચાત્ય નાટકો લખાય છે એના જેવું સાહિત્યકીય નાટક છે. અને ભજવતા માટે નાટકમાં ફેરફાર કરવા પડે તે સામે લેખકને વાંધો નહોતો.[૮૨]

મૂળ વસ્તુમાં ફેરફારો કરતા રમણભાઈના સંવિધાનમાં કેટલીક ક્ષતિઓ આવી ગઈ છે.

રમણભાઈએ પોતાની કથા મધ્યયુગીન ગુજરાતમાં મૂકી છે. જાદૂથી મરેલાં ઝાડ સજીવન કરવાની વાત, છ મહિનામાં વૃદ્ધમાંથી યુવાન થઇ શકાય એવી માન્યતા, શબ્દવેધી બાણનો પ્રયોગ, ભોંયરું, છૂપી બારી, કમર પર વીંટાતી ગુપ્ત અને કમર પર લટકાવાતી પ્રકટ તલવારો, ઘોડેસવારી, કમળપૂજામાં શ્રદ્ધા, રાત્રે ઘરને આંગણે બેસી કોરા-મટકામાંથી શેરડીનો રસ પીતા નગરજનો, વિચિત્ર દર્પણ-સંપ્રદાય, શાપ આપવાનો પ્રયત્ન, રાજકન્યાનો એકાંત વસવાટ: આ સર્વને લીધે નાટક પ્રાચીન લાગે છે. બીજે પક્ષે, નાટકનાં પાત્રોનું વર્તન રમણભાઇના સમકાલીન સમાજનાં પાત્રો જેવું જ છે. નારીપ્રતિષ્ઠાની આખી ભાવના જ આધુનિક છે. સ્નેહલગ્ન, વિધવાપુનર્લગ્ન, કજોડાં બાળલગ્ન ને વૃદ્ધલગ્ન પ્રત્યેનો તિરસ્કાર, સંપ્રદાયબાહુલ્યનો વિરોધ, વીણાવતી કમલા વગેરે નારીઓનાં વર્તન–આ બધું આધુનિક છે. રાઇને "ચોપડી" ઓ આણી અપાતી, ને લેખા ચોપડીઓ વાંચતી તેમાં પણ આધુનિકતાનો પાસ છે. આમ આખા નાટકનું વાતાવરણ પ્રાચીન અને અર્વાચીનના સંકર જેવું બન્યું છે.

મૂળ વસ્તુમાં આવતો તરતા દીવાનો પ્રસંગ નાટ્યકારે ચમત્કાર કાઢી નાખીને ઉપયોગમાં લીધેલો છે. પણ ચમત્કાર કાઢી નાખતાં એ વૃત્તાંતનો ઉપયોગ કરવાનું કંઇ પ્રયોજન જ રહેતું નથી.[૮૩] આમ એ આખો પ્રવેશ નિરર્થક થઇ પડે છે. વળી દીવાનું

૮૨-૮૧. સાવિમ, પૃ. ૧૯૪.

૮૩. સવાઇમાની કથામાં મદદું અને દીવા સાચા છે, અહીં તે રાઇએ

દશ્ય આંખ આગળ ભજવાતું નથી એટલે સંવાદ દ્વારા વ્યક્ત થતા એ પ્રસંગની ચમત્કાર–દશ્ય તરીકે પણ કાંઇ કિંમત નથી.

જાલકા પ્રત્યેની રાઇની કેટલીક ઉપેક્ષાવૃત્તિ પણ સમજાવી શકાય એવી નથી. જાલકાને પૂછ્યા વિના પોતે રત્નદીપદેવનો પુત્ર છે એ ભેદ તેનાથી શીતલસિંહને કહી શકાય ખરો ? શીતલસિંહ આ વાત જાહેર કરે તો તેનાં ગંભીર પરિણામો જાલકાને પણ ભોગવવાં પડે. જાલકાની આ સંભવિત કફોડી સ્થિતિનો વિચાર કરવાની એની ફરજ હતી. કાવતરું પડતું મૂકી જગદીપ તરીકે પ્રજામાં જાહેર થઈ જવાનો વિચાર એ જાલકાને કહેતો નથી એ પણ અનુચિત છે. નિશ્ચય કર્યા પછી જાલકાને તે વાતથી માહિતગાર કરવા માટે તેને કેટલાક કલાકનો અવકાશ તો મળે છે. પ્રો. પાઠક કહે છે તેમ વ્યવહારની કે નીતિની, માતૃધર્મની કે કાવતરાની ભાગીદારીની, કોઇ પણ દષ્ટિએ વિચાર કરતાં રાઇનું આ કૃત્ય અક્ષમ્ય છે.[૮૪] પાછળથી

કરેલી કરામત છે. મૂળ કથામાં રાઇ માને છે કે પોતે ખરેખર મસ્તકપૂજા કરેલી છે. રાઇનો ભેળો સાથી પણ મસ્તકપૂજાથી રાજા થવાય એમ માને છે અને જ્યારે રાઇ કહે છે કે એ મસ્તકપૂજા પોતે જ કરી હતી ત્યારે એ માન્યતાના પરિણામે રાઈને આધીન થાય છે. અહીં તો શીતલસિંહ રાઇને તાબે છે જ. (ખટપટ તો એ દરબાર પછી કરે છે.) તાબે ન હોય તોપણ ખરો ભેદ જણાવવાથી એને તાબે કરી શકાય એમ નથી. શીતલસિંહને રાઈનું ખરું ઓળખાણ થાય એ પણ નાટ્યદષ્ટિએ બહુ મહત્ત્વનું નથી. ઊલટું એ રીતે એક મોટામાં મોટા ભેદ એ કહી દે છે. અને શીતલસિંહના મનમાં કમલપૂજાનું દશ્ય જોઇ પોતે ધારેલા જ વિચાર આવશે એમ રાઈને કઇ રીતે લાગે છે ? વળી કમલપૂજામાં માનતા શીતલસિંહના વહેમનો ખોટી યુક્તિથી લાભ લઇ તેની તાબેદારી મેળવે એવો રાઈ છે પણ નહિ. ને "પ્રભુથી સદ્ કંઈ થાય છે " એમ કહેવા માટે આ પ્રસંગ યોગ્ય નહોતો જ. આ પ્રસંગે રાઇ એમ કહે તેનો અર્થ એ થાય કે કાવતરામાંથી પોતે રાજા થાય એ પ્રભુની યોજના હતી.

૮૪. સાવિમ, પૃ. ૧૮૫.

જાલકાને જે સહન કરવું પડે છે તેનું કારણ તેની આ ગંભીર ઉપેક્ષાવૃત્તિ જ છે. રાઈ રાજદરબારમાંથી નીકળીને પંદર દિવસ દૂર રહેવાની પ્રતિજ્ઞા બરાબર પાળવા શહેર બહાર ચાલ્યો જાય છે ત્યારે પણ તેવી જ ઉપેક્ષા બતાવે છે.[૮૫] નગર બહારના વસવાટના પંદર દિવસોમાં પોતાની માતા તેને એક પણ વાર યાદ આવતી નથી. ગમે તેવા ક્રૂર કે મૂર્ખ માણસને હાથે પણ આમ થવું અશક્ય છે.

રાઇ સત્ય વાત જાહેર કરવાનો નિર્ણય કરે છે તે પછી એને સવારીમાં જવાની જરૂર જ રહેતી નથી. આમ છતાં એ સવારીમાં જાય છે અને એમ કરવા માટેનાં બે કારણો દર્શાવે છે : "પર્વતરાયના મૃત્યુની ખબર લઇ જનાર બીજું કોઇ હશે તો તે લીલાવતીને અનિવાર્ય આઘાત કરી બેસશે, અને, મારા આવ્યા પહેલાં આવેલી એવી ખબરથી રાજ્યની લગામ કોઇના પણ હાથમાં રહેવી મુશ્કેલ થઇ પડશે, એમ વિચારી મેં જાતે આ વાત પ્રગટ કરવાનું માથે લીધુ."[૮૬] પણ આ બને કારણો દમ વિનાના છે. લીલાવતી રાઇ કરતાં કલ્યાણકામને કે સાવિત્રીને મુખે પર્વતરાયના મૃત્યુની ખબર સાભળત તો તેને ઓછો આઘાત લાગત; ને કલ્યાણકામને ખરી વાતની ખબર આપી યોગ્ય સમયે અને યોગ્ય રીતે તે પ્રજાજનો સમક્ષ જાહેર કરવાની સૂચના આપી હોત તો રાજ્યની લગામ બહુ સારી રીતે પ્રધાનના હાથમા રહી શકત. નહિ તોય દરબાર પછી રાજ્યની લગામ તે કલ્યાણકામને જ સોંપીને ચાલ્યો જાય છે. ૮૭

---

૮૫ જે દુષ્ટ યોજનામાથી તે નીકળી ગયો તેનો બધો દ્વેષ અને બધુ પાપ જાલકા ઉપર જ આવી પડે તેમ હતુ. ક્રોધે ભરાયેલા રાજસેવકો પર્વતરાયના વધનુ અને અપમાનજનક કાવતરાનું વેર જાલકા ઉપર વાળે તેવો પૂરો સંભવ હતો આથી જાલકાના રક્ષણની ખાસ વ્યવસ્થા કરવાની તેની-ફરજ હતી. ખરી રીતે દરબારમાંથી નીકળી તેણે સીધા પોતાની મા પાસે જવું જોઈતુ હતુ.

૮૬. પૃ ૧૦૫-૧૦૬.

૮૭. પણ રાઈ આ રીતે પોતાની બદલાયેલી ધારણા છેવટી રાતે

નાટકના આ તબક્કે એ પ્રશ્ન ઊઠે છે કે કલ્યાણકામ કે રાજકર્મચારીઓ જાલકા, રાઈ કે શીતલસિંહની ધરપકડ કેમ નથી કરતા?

લીલાવતીની ઉમર અંગે પણ કેટલીક ગૂંચ ઊભી થાય છે.[૮૮] બીજી એક અસંગતિ એમાંથી જ ઉદ્‌ભવે છે. રજપૂતોમાં બાળલગ્ન ક્યાંથી? વીણાને તો માના આગ્રહથી પરણવું પડ્યું. પણ લીલાને એમ વહેલાં પરણવું પડે એવું શું કારણ હતું? રજપૂતોમાં તો મોટી ઉમરે જ છોકરીઓને પરણાવે છે. ઘણી વાર યોગ્ય વરના અભાવે છોકરીઓને ઘણી મોટી પણ રહેવી પડે છે.

રમણભાઈએ કલ્પેલા બીજા કેટલાક નાના બનાવોમાં પણ ક્ષતિ પેસી ગઈ છે. સર્જન કરતાં ગમે તેવા પ્રતિભાસંપન્ન સર્જક–શેક્સપિયર સુધ્ધાં–નું મન એવું રોકાયેલું હોય છે કે તેમનાથી નાની નાની ભૂલો રહી જ જાય છે. એ માનવ મર્યાદા છે. રમણભાઈમાં પણ એ બાબતના દાખલા મળી આવે છે: જાલકાની સોનાના મીનાકારી ખુમચા ખરીદવાની અને તે નજરાણા તરીકે ભેટ આપવાની સાધનસંપન્નતાથી લીલાવતીને જરાયે આશ્ચર્ય થતું નથી. મગરમચ્છ દરિયામાં ન રહે; કવિસંકેત સાગરનો હોવા છતાં મગર મીઠા પાણીમાં

જાલકાને કહી દે અથવા તો ખરી હકીકત પોતે જાહેર કરવાને બદલે કલ્યાણકામને જણાવે તો આખું નાટક ફરી જાય; એ કેવું સ્વરૂપ લે તે આપણે કહી પણ ન શકીએ.

૮૮ આ ગણતરીએ: વીણા વિધવા થયાના સમાચાર સાંભળતાં જ એની મા–પર્વતરાયની આગલી પત્ની–મરણ પામે છે. પોતાના લગ્નની વીણાને જરાયે સ્મૃતિ નથી એટલે આ વખતે એની ઉમર ચાર પાંચ વર્ષની હશે. ૬.૨માં જગદીપ કહે છે, "એનું [વીણાવતીનું] વય લીલાવતીથી કંઈક ઓછું છે." એટલે તે વખતે લીલાની ઉમર વધુમાં વધુ આઠ દસની હશે. અને પર્વતરાય જેવો રાજવી કંઈ લાંબો વખત વિધુર ન રહે. એટલે, બેચાર મહિને એ પરણ્યો હશે જ. પણ એ એની નાની બાળાને શા માટે સ્વીકારે?

પણ, પ્રો. પાઠક વગેરેની આ આખી દલીલ–સરણી, પર્વતને બીજી સ્ત્રીઓ હોય તો, તૂટી જાય છે. અને એવા રાજાને વધુ સ્ત્રીઓ હોય જ.

જ વસે છે. રમણભાઈ જેવા બહુશ્રુતને આ ખ્યાલ રહ્યો નથી એ સહેજ વિચિત્ર લાગે છે. વળી વલભીના પતન પછીના એ સમયમાં કાગળ ક્યાંથી ? ૬.૩, ૧.૪માં "પત્ર" છે તે તો ભૂર્જપત્ર ગણીએ. પણ ૪.૧, ૫.૨, ૫ ૩ અને ૬.૨માં "કાગળ" જ છે.

જીવનની રીતભાતોમાં એકબે સ્થળે રમણભાઇથી પશ્ચિમનું અનુકરણ થઇ ગયું છે. રાઇ ઘૂંટણિયે પડીને લીલાની આંગળીને ચુંબન કરે છે એ પાશ્ચાત્ય અસર છે. રાઇ 'સંતોષકારક નિર્ણય'ની રાત્રિએ ઘૂંટણિયે પડીને પ્રભુ પાસે યાચના કરે છે એમાં પણ આવી જ છાપ પડે છે. પણ એની સાથે એમની વિશિષ્ટ ધર્મ-માન્યતાનાં સ્વલ્પ વળગણ પણ છે.

પણ આ બધી ક્ષતિઓ તો ઝીણવટથી જોતાં દેખાય છે. બાકી લેખકે તે બહુ ખૂબીથી ઢાંકી છે. અને આ ક્ષતિઓથી-નાટકમા મંચનની દૃષ્ટિએ જે બનવા યોગ્ય હતુ તે નથી બન્યુ એટલે-ઊલટા વધુ રસવાળા પ્રવેશો આપણને મળ્યા છે—રાઇ-લીલાવતીના મેળાપનો, રાઇની દરબારમાંની જાહેરાતનો, લીલાવતીના શાપનો.

ખરી રીતે 'રાઇનો પર્વત' એ લેખકની બધી શક્તિનો પિંડ છે. લેખક ઈશ્વરવાદી અને ઈશ્વરભક્ત હતા તો એ ઈશ્વરનિષ્ઠા એમા મૂર્તિમંત થઇ છે. એ નીતિનિષ્ઠ હતા તો એમની નીતિનિષ્ઠા પણ એમાં એકરસ થઈ ગઈ છે. એ કવિ હતા તો એમનુ કવિત્વ અને કવિતા એમાં ભિલર્યા છે. એ હાસ્યકાર હતા તો એમનું હાસ્ય એમાં દેખા દે છે. એ સમાજસુધારક હતા તો એમનો સમાજસુધારો પણ એમાં આવી ગયો છે એ વિશિષ્ટ દામ્પત્યના ભોગી હતા તો એ દામ્પત્યનું ચિત્ર પણ એમાં ઊતર્યું છે. એ નારીપ્રતિષ્ઠામાં માનતા તો એ ભાવનાએ પણ નાટકને વ્યાપક કરી દીધું છે એ કૌમાર કરતાં લગ્ન-જીવનને વધુ સારું ગણતા તો એમાં અજાણપણે લગ્નજીવનની કીર્તિ પણ ગવાઇ છે. એ સતત કામ કરવામાં ધન્યતા સમજતા તો એવું સતત કાર્યરત પાત્ર પણ એમાં ઊપસી આવ્યું છે. ટૂંકમાં, રમણભાઇના જીવનની આખી ફિલસૂફી એમાં વ્યક્ત થઈ છે.

તે ઉપરાંત આખું નાટક સંસારસુધારાની હિલચાલનું સર્વોત્તમ પ્રતીક બન્યું છે. એમાં સુધારાનો ઉપદેશ આપવાનો પ્રયત્ન છે, પણ તે ખુલ્લો ને કલાહીન નથી. 'પ્રતાપ નાટક' સુધી ભવાઇના રંગલાની અસર હતી. 'મિથ્યાભિમાન'માં રંગલો સદેહે હાજર હતો. 'મિથ્યાભિમાન'નો ઘણો ખરો હાસ્યરસ તેમજ 'ભટનું ભોપાળું'માંની ભટભટાણી અને શેઠહજામ વચ્ચેની વાતોમાંથી ઊપજતા હાસ્ય ઉપર ભવાઇની અચૂક છાપ છે. 'જયકુમારીવિજય' અને 'પ્રતાપ નાટક'ના આમુખમાં આવતા વિદૂષકો પર પણ એ જ જૂનાણની અસર છે. માત્ર 'કાન્તા'માં એ લુપ્ત થાય છે. રમણભાઇએ પોતાના હાસ્યમાં કેટલું બધું રૂપાન્તર કરી નાંખ્યું છે! વંજુલમાંથી રંગલાની બધી ગ્રામ્યતા અને 'જાડી' વર્તણૂક ચાલી ગઇ છે. એનું હાસ્ય સંસ્કૃત નાટકોના વિદૂષકો કરતાં પણ વધુ બુદ્ધિયુક્ત, સર્માળું અને પ્રસન્ન તાજગીયુક્ત બન્યું છે. આગળના કોઇપણ નાટક કરતાં આ નાટકનું વસ્તુ વધુ રસિક, ભેદયુક્ત, અદ્ભુત અને સાથે જ સંકુલ છે. વસ્તુ સંકુલ હોવા છતાં વસ્તુગૂંથણી આગળના કોઇ પણ નાટક કરતાં વધુ કલાયુક્ત છે. રાઇ કે જાલકા જેવું તેજસ્વી પાત્ર આગલા કોઇ નાટકમાં નહોતું. અને દામ્પત્યનું આવું વૈવિધ્ય પણ આગળના બીજા કયા નાટકમાં દેખાયું હતું? વીણા અને જગદીપના મુગ્ધપ્રેમનાં દશ્યો જેવાં દશ્યો પણ ગુજરાતે નાટકમાં કદી જોયાં ન હતાં.[૮૯] અને કલ્યાણકામ અને સાવિત્રી જેવા પીઢ વત્સલ દામ્પત્યની કોઇને કલ્પનાયે આવી નહોતી. આ નાટક જેટલો શિષ્ટ સંયમ આ પહેલાંનાં નાટકોમાં ક્યાંય પ્રતીત થયો નથી. રમણભાઇએ નાટકમાં જીવનનો આદર્શ પણ કેવો ઊંચો આલેખ્યો છે! સુધારકો માગે એવી જીવનની સ્વતંત્રતા આ નાટકનાં પાત્રોને ઇષ્ટ છે. વીણા એ રીતે જ લેખા આગળ પ્રેમના સ્વાતંત્ર્યની વાત કરે છે, છતાં એમનાં

૮૯. 'કાન્તા'માં પ્રેમ, દઢ આસક્તિ વગેરેનાં સુંદર અને 'રાઈનો પર્વત' કરતાં વધુ સચોટ દશ્યો છે, પણ એમાં મુગ્ધ દંપતીને સ્થાન મળ્યું નથી.

ચરિત્રનું જીવન અકુદરતી કે ગ્રંથિયુક્ત કે ગૂંચવણોભર્યું નથી, પણ સ્વાભાવિક, ન્યાયબુદ્ધિને ને માનવબુદ્ધિને ગોઠે એવું છે. આવું ઊંચું જીવન કયા પુરોગામી નાટ્યકારે આલેખ્યું હતું? એક જ નાટકમાં આટલા પ્રયોજનો સફળતાથી પાર પાડવાનું—અને તે પણ બહુ કલાક્ષતિ વિના—બીજા કોઈ નાટકકારથી પહેલાં થઈ શક્યું નહોતું. અને એ પ્રયોજનો પણ કેવાં રોચક છે! : ઈશ્વરનું નીતિવિધાન, નારી-પ્રતિષ્ઠા, આદર્શ દામ્પત્ય, સત્ત્વસ્થ રાજસી અને તામસી માણસોની ગતિ, સંસારસુધારો, શાપની યોગ્યાયોગ્યતા અને શાપનાં પરિણામ. એકંદરે નાટકનો બંધ પણ દૃઢ ગણાય એના વસ્તુના તંતુઓના છેડેછેડા સુંદર રીતે અને વિપુલ કૌશલથી ગાંઠવામાં આવ્યા છે. આમ 'રાઈનો પર્વત' એના પુરોગામી બધા નાટકો કરતાં ચડિયાતું છે એ કૃતિથી આપણા નાટ્યપ્રસ્થાનનો એક યુગ પૂરો થાય છે.

'રાઈનો પર્વત'ની પછી મુનશીએ 'કાકાની શશી' 'પીડાગ્રસ્ત પ્રોફેસર' 'સામાજિક નાટકો' 'બ્રહ્મચર્યાશ્રમ' 'પૌરાણિક નાટકો' ધ્રુવસ્વામિનીદેવી' 'લોપામુદ્રા ખંડ ૨-૩' અને 'છીએ તે જ ઠીક', બટુભાઈએ 'મત્સ્યગંધા અને ગાંગેય અને બીજાં નાટકો' 'માલાદેવી અને બીજાં નાટકો' તથા 'શકુન્તલા રસ દર્શન', ચંદ્રવદને 'આગગાડી' 'નાગાબાવા' 'નર્મદ' 'અખો' 'દેડકાની પાંચશેરી' અને બીજાં કંઈક, રમણલાલ દેસાઈએ 'શંકિત હૃદય' 'સંયુક્તા' વગેરે, અને યશવન્ત પંડ્યાએ 'મદન-મંદિર' 'પડદા પાછળ' 'અ. સૌ. કુમારી' 'રસજીવન' જેવા નાટકો લખ્યાં. આ ઉપરાંત ઉમાશંકર, ગોવિંદભાઈ અમીન, મેઘાણી, પ્રાણજીવન પાઠક, દુર્ગેશ શુકલ વગેરેએ પણ આપણા નાટ્યસાહિત્યને સમૃદ્ધ કરવામાં પોતાનો ફાળો આપ્યો. આ બધાં નાટકોમાં 'રાઈનો પર્વત' માટે જુદો જ વર્ગ કરવો પડે તેમ છે. અને એનો વર્ગ જુદો હોઈને આ બધાં જોડે એને સરખાવવામાં એક રીતે દોષ થાય એમ છે, કારણ 'રાઈનો પર્વત'ને, મૂકવું જ હોય તો 'કાન્તા' અને કદાચ 'વીરમતી'ના વર્ગમાં મૂકી શકાય.

રમણભાઇ પછીનાં સર્વ નાટકોમાં મુનશીથી નવું પ્રસ્થાન થાય છે. એમાં પ્રકારભેદ અને રુચિભેદ છે, નાટ્યકલા આકર્ષક બની છે, પાત્રો ને સંવાદો ચાટુ અને તરવરાટભર્યા છે. સુનશીથી નાટકનો આદર્શ બદલાઇ જાય છે—નાટક રસ માટે છે. ફિલસૂફી માટે નહિ, એ દૃષ્ટિબિંદુ સ્વીકારાય છે. છતાં દરેક નાટકમાં ફિલસૂફી આવી જ જાય છે. અને એ દૃષ્ટિએ વિચારતાં 'રાઇનો પર્વત' અજોડ છે. શ્રી. મુનશી વગેરે બધા અનુગામી નાટ્યકારોનાં નાટકો, રમણભાઇ કહે છે તેમ, લઘુભાર છે; આખા જીવનને વ્યાપે ને મોટા પ્રશ્નોને ઉન્નતમાં ઉન્નત રીતે ચર્ચે એવું 'રાઇનો પર્વત'નું સ્થાન એ લઇ શકતાં નથી.

આ દૃષ્ટિએ વિચારતાં, ખરે, ગુજરાતના સમગ્ર નાટ્યસાહિત્યમાં 'રાઇનો પર્વત' સપાટ ભૂમિ ઉપર શોભતા પાવાગઢની જેમ ઉન્નતશૃંગ ઊભું રહેવા સર્જાયેલું છે.

## પરિશિષ્ટ અ : તખ્તા ઉપર પ્રયોગો

### ૧ : ગ્રાન્ટ મેડિકલનો પ્રયોગ

'રાઈનો પર્વત' બહાર પડયા પછી બીજે જ વર્ષે, ૧૯૧૫ના માર્ચની અધવચમાં, સંભવતઃ ચૌદમી ને રવિવારે[1] ગ્રાન્ટ મેડિકલ કૉલેજના 'ગુજરાતી એમેચ્યોર્સે' નાનાલાલ કવિના પુત્ર મનુભાઇના નેતૃત્વ નીચે તે ભજવ્યું. તેમાં નરસિંહરાવના પુત્ર નલિનકાન્તની મદદ અને બીજી સૂચનાઓ મેળવવા માટે ભજવનારા નરસિંહરાવ પાસે ગયેલા ત્યારે તેમણે તે પ્રસંગ માટે પ્રાચીન પદ્ધતિની સૂત્રધારની પ્રસ્તાવના રચી આપી હતી, જે રમણભાઇને ગમી હતી.[2] અભિનેતાઓએ આખા નાટકને ત્રણ અંકમાં સમાવ્યું હતું.[3] ડા. માધવજી

૧. ૧-૧. નરો, તા. ૧૩-૩-૧૫, ૧૬-૩-૧૫.

૨. એ જ, પૃ. ૩૦, નરો, તા. ૧૩-૨-૧૫. એ આજે ઉપલબ્ધ નથી.

૩. તેની વિગતો આ પ્રમાણે છે : તેના ૧.૧માં મૂળ નાટકનો ત્રીજો પ્રવેશ આવે છે; તે પછી મૂળ નાટકનો ચોથો પ્રવેશ બીજા તરીકે, બીજા અંકનો પહેલો ત્રીજા તરીકે, બીજો ચોથા તરીકે, ત્રીજો પાંચમા તરીકે,

બી. મરછર કહે છે કે આ પ્રયોગોમાં (દા) એમ એન. સુરતીની જાલકાની ભૂમિકા બહુ સારી થઇ હતી. આ પ્રયોગમાં સૂત્રધારનાં બે ગીત અને એક શ્લોક ઉમેરાયેલા છે, જે નરસિંહરાવે લખ્યાં છે નાટકનાં દર્પણ-સંપ્રદાયીઓની લાવણી સિવાયનાં બન્ને ગીતો ઉપરાંત નાટકમાંના ઘણા શ્લોકોને-એની પહેલી લીટીને ધ્રુવપંક્તિ બનાવી-ગીતનું સ્વરૂપ આપ્યું છે. એમ કરવામાં બીજા શાબ્દિક ફેરફાર, એકાદ અપવાદ સિવાય, કર્યાં નથી. લાવણી ઘણે ભાગે બોલાયેલી, ગવાયેલી નહિ. વંજુલના મોંમાં એક ગીત ઉમેરવામાં આવેલું—કંઈક 'અંગ્રેજી રાહનાં' આવે છે એવું—જે કદાચ રમણભાઈને ગમ્યું નહોતું.[1] પ્રયોગ થયા પહેલા નલિનકાન્ત માંદગીથી અવસાન પામ્યા, એટલે મુંબઈ હોવા છતા રમણભાઇ ઘણે ભાગે એ જોવા નહોતા ગયા.[1]

**૨ : છૂટક પ્રવેશો**

૧૯૧૮ માં અમદાવાદમા આનંદભવન થિયેટરમા ગુજરાત લેડીઝ કલબ તરફથી યોજાયેલા સંગીતાદિના જલસામાં શ્રી. ચાહેવાળાની સૂચનાથી 'રાઈનો પર્વત'ના નગરચર્યાના બે પ્રવેશ ભજવાયા હતા, અને સફળ નીવડયા હતા. રાઈનું પાત્ર શ્રી ગટુલાલ ધ્રુએ, દુર્ગેશનું પ્રો. વીરમિત્ર દિવેટિયાએ અને કમલાનું દારા કારંજવાળા નામના કિશોરે ભજવ્યું હતું.

શેઠ અંબાલાલ સારાભાઈના સંતાનોએ ૧૯૨૭મા પોતાને બંગલે ને '૨૮માં યુવક સંઘના આશ્રયે જાહેરમા વંજુલના ગૃહસ્થાશ્રમ વિશેના વિચારો રજૂ કરતો પ્રવેશ ભજવ્યો હતો, પણ તે સફળ થયો નહોતો એ બાળકો

---

ચોથો છઠ્ઠા તરીકે, પાંચમો સાતમા તરીકે, ત્રીજા અંકનો પહેલો આઠમા તરીકે, બીજો નવમા તરીકે, અને ત્રીજો દશમા તરીકે આવે છે. અહીંયાં અંક પૂરો થાય છે. ભજવાયેલા બીજા અંકમાં અનુક્રમે મૂળ નાટકમાના આ સાત પ્રવેશો આવે છે: (૧) ચોથાનો પહેલો, (૨) ત્રીજો, (૩) ચોથો, (૪) પાચમો, (૫) છઠ્ઠો, (૬) પાંચમાનો બીજો, (૭) ત્રીજો. ત્રીજા અંકમાં (૧) પાંચમાનો ચોથો, (૨) છઠ્ઠાનો પહેલો, (૩) ત્રીજો, (૪) ચોથો, (૫) સાતમાનો ત્રીજો, (૬) સાતમાનો બીજો, (૭) પાચમો, (૮) છઠ્ઠો. (૭.૨, ૭.૩ નો વ્યુત્ક્રમ થવાનું કારણ જાલકા અને લેખાની ભૂમિકા એક જ પાત્રે ભજવી હતી તે છે.)

પહેલેથી બહુ ગંભીર વાતાવરણમાં ઊછરેલાં હોઇ એમનામાં હાસ્યરસ જમાવવાની શક્તિ નહોતી એમ એક પ્રેક્ષકે કહેલું તે કદાચ સાચું હશે.

૧૯૨૯ માં સાન્તાક્રુઝ સ્ત્રીસમાજ રેલસંકટ–નિવારણ ફંડ માટે એ પ્રવેશ વધારે સફળતાથી ભજવ્યો હતો.

### ૩ : મુંબઇ ગુજરાતીના પ્રયોગો

૧૯૨૨ માં બાપુલાલ નાયક મુંબઈ ગુજરાતી નાટકમંડળી લઇને અમદાવાદ આવ્યા. તેમને કોઈ જાણીતા સાહિત્યકારનું નાટક ભજવવાની બહુ હોંશ હતી. દા. માધવજી બી. મચ્છરે તેમને 'રાઇનો પર્વત' સૂચવ્યું. તે વાંચીને બાપુલાલે કહ્યું કે 'હું 'રાઇનો પર્વત' ભજવીશ અને રાઇકુમારનો પાર્ટ પણ રમણભાઈ તથા સાહિત્યજગતને કરી બતાવીશ.' પણ તાત્કાલિક તે ભજવી શકાયું નહિ. ૧૯૨૭માં તેમણે રમણભાઇ પાસેથી આ નાટક ત્રણ વર્ષ સુધી ભજવવાના હક રૂપિયા પાંચસો ને એકમાં લીધા. રમણભાઈએ કહી દીધું કે 'એના તખ્તરૂપાન્તરમાં અત્યારનાં નાટકોમાં આવે છે એવી કોઇ જાતની હીનતા ચાલવા નહિ દઉં.'

તખ્તા માટેની આવૃત્તિ તૈયાર થયા પછી બેત્રણ અઠવાડિયામાં જ બાપુલાલે નાટક તૈયાર કરી, તે ધીકાંટા, શાંતિભુવન થિયેટર–જ્યાં તેમની કંપની હતી–ત્યાં ત્રણ દિવસ (ગુરુ અને શનિ તા. છઠ્ઠી ને આઠમી જાન્યુઆરીની રાતે અને રવિ તા. નવમીની સાંજે સાડાપાંચ વાગે) ભજવ્યું. પહેલી રાતે પ્રયોગની જે થોડી ખામીઓ રહી હતી તે બીજી રાતે નહિવત્ થઇ ગઈ, અને ત્રીજી રાતે તો શાનદાર પ્રયોગ થયો.

આમ ભજવાયેલું નાટક પણ ત્રણ અંકનું છે.[૪] પહેલા પ્રવેશ પહેલાં શ્રી. રસિકલાલ પરીખે લખેલું મંગળાચરણ મૂકવામાં આવ્યું હતું. શ્રી.

---

૪ તેની વિગત : નવા લખાયેલા પહેલા પ્રવેશ પછી આવતા નીચેના છ પ્રવેશ પછી પહેલો અંક પૂરો થાય છે: (૨) પહેલા અંકનો પહેલો, (૩) ત્રીજો, (૪) ચોથો, (૫) બીજા અંકનો પહેલો, (૬) ચોથો, તે પછી (શ્રી. રસિકલાલ પરીખે લખેલો) આઠમો ભાગ : "પુષ્પસેનની પુત્રી કમલા સખીઓ સાથે દર્શન કરવા આવે છે. દુર્ગેશ અને કમલાનો અકસ્માત મેળાપ. બંને વચ્ચે વાતચીત અને પ્રેમબંધન." (આ ફેરફારનો હેતુ મૂળ નાટકના ૨-૩માં જે માત્ર સૂચિત છે તે પ્રેક્ષકોની સામે જ રજૂ કરવું, તે પ્રેમ-

રસિકલાલના ખાસ આગ્રહથી, મંગળાચરણમા તો ગૌણ પાત્ર જ આવે એ તત્કાલીન રૂઢ પરંપરા જતી કરી, સંસ્કૃત પરંપરા પ્રમાણે માલિક (સાચો સૂત્રધાર) અને નટી-બાપુલાલ પોતે અને લીલાવતીનું પાત્ર ભજવનાર જયશંકર સુંદરી-એ તેમા ભાગ લીધો હતો. એમા કલાવતી સૂત્રધાર બાપુલાલને કહે છે,

મધુર આ મકરન્દ તણી કૃતિ અભિનયો હૃદયંગમ આપના[5]
કરી સુયોગ કલાદ્વયનો વિધિ પરિહરો ચિર દોષ પ્રમાદના[6]
પ્રમાદના દોષ તે ત્યારની રંગભૂમિના

નાટકની ઘણી ગર્ભિત અને સૂચિત બાબતો પ્રેક્ષકોને સ્ફુટ કરવા આ તખ્તા-આવૃત્તિમા શ્રી. રસિકલાલ પરીખે માંડણી (એક્સપોઝિશન) રૂપ એક ખાસ પ્રવેશ લખ્યો હતો. મંગળાચરણ પછી આવતો એ પ્રવેશ લીલાવતીની સખીઓના ગીત અને સંધ્યાકાલીન નૃત્યથી શરૂ થાય છે. નૃત્ય પછી લીલાવતી પર્વતરાયના જન્મદિનની ખુશાલીમા દાન આપે છે. પર્વતરાય આવે છે અને તેના હાજરીમા જૂની દરબારી ઢબનો નાચ થાય છે. નાટક

દસ્ય હોવાથી આકર્ષક રીતે રજૂ કરવુ ને સખીઓના બે ગીતોની પ્રેક્ષકોને લહાણુ કરવી એ હશે. ) (૭) બીજા અંકના બીજો અને ત્રીજો.

બીજા અંકમા નીચેના પ્રવેશ મૂકવામા આવ્યા હતા : (૧) ત્રીજા અંકનો પહેલો, (૨) બીજો, (૩) ત્રીજો, (૪) ચોથા અંકનો ત્રીજો, (૫) ચોથા અંકનો ચોથો અને પાચમો, (૬) ચોથા અંકનો છઠ્ઠો, (૭) સાતમા અંકનો પહેલો, (૮) બીજો અને ત્રીજો.

ત્રીજા અંકમા નીચેના ૭ પ્રવેશ હતા . (૧) છઠ્ઠા અંકનો પહેલો, (૨) છઠ્ઠા અંકનો બીજો, (૩) સાતમા અંકનો ત્રીજો, (૪) છઠ્ઠા અંકનો ત્રીજો, (૫) સાતમા અંકનો બીજો, (૬) સાતમા અંકનો પાચમો.

૫ રાણીની ભૂમિકા બાપુલાલે ભજવી હતી.

૬. મુલા (૩). આ શ્લોક સાથે અણ્ણા કિર્લોસ્કરનુ પહેલુ નાટક 'શાકુંતલ' ૧૮૮૦ મા ભજવાયુ ત્યારે સૂત્રધાર અણ્ણાને નટીએ કહેલો શ્લોક સરખાવવા જેવો છે :

नेत्र चालला चेपधर परं असलीयाजरी काय भय बरें
योर तुमची नाट्यकलना विदित ती असे या महाजना.
(મરાઠી નાટ્યસૃષ્ટિ ૧, પૃ ૧૩૪)

માદણ કરમાઈ ગયેલાં, પણ જાદૂના જોરે તાજાં કરેલાં ફૂલ લઈ આવે છે. જાદુકાની ફૂલને તાજાં કરવાની વાત સાંભળી પર્વતરાય વિસ્મય પામે છે. લીલાવતી તપતાના પાછલા ભાગમાં જાય છે તે વખતે પર્વતરાય જાદુકા જોડે પોતાને યૌવન પ્રાપ્ત થઈ શકે કે કેમ એ વિશે વાત કરે છે અને જાદૂનો પ્રયોગ જોવા જવાનું સ્વીકારે છે. આખો પ્રવેશ બહુ કૌશલથી લખાયેલો. શ્રી. રસિકલાલે પર્વતરાયના મુખમાં સ્વગતોક્તિ પણ બહુ કુશળતાથી મૂકેલી. એ વીણાવતીનો ઉલ્લેખ કરે છે અને તે વખતે "લીલાવતી જેવડી જ" થઈ હશે એમ કહે છે. આમ ત્રીજા અંકમાં આવનારી વીણાવતી ઓચિંતી ફૂટી નીકળતી નથી ને નાટકનો બંધ વધારે દૃઢ થાય છે.

રમણભાઈનું "સાત અંકના પાંત્રીસ પ્રવેશોમાં પટોળું થઈને પથરાયેલું આ નાટક" આમ ત્રણ અંકના એકત્રીસ પ્રવેશમાં ભજવાયું. એમાં દોઢ (એટલે કે વસ્તુતઃ એક) પ્રવેશ અને તે ઉપરાંત મંગલાચરણ નવાં ઉમેરેલાં હતાં. બાકી રહેલા વીસ પ્રવેશમાં ત્રણ સ્થળે બબ્બે પ્રવેશો જોડી દેવામાં આવેલા અને રાજ્યાભિષેકનું મૂળ નાટકમાંનું સાતમા અંકના છેલ્લા પ્રવેશનું કાર્ય ભજવાતા નાટકના ત્રીજા અંકના છઠ્ઠા પ્રવેશમાં સમાવી લેવામાં આવેલું. આમ રમણભાઈના ચોવીસ પ્રવેશોને તખ્તા ઉપર આકાર અપાયો. [૮]આ કાપકૂપ અને સંકલનનું કાર્ય મુખ્યત્વે પ્રો. પાઠકે કરેલું.[૭]

છોડી દેવાયેલા પ્રવેશોમાં સૌથી મહત્ત્વનો રાઈ દરબારમાં પોતે પર્વતરાય નથી એમ જાહેર કરે છે તે, ૫.૪ છે. વળી ચોથી ટીપમાં આપેલી વિગતો જોતાં એ પણ જણાશે કે સાવિત્રી અને કલ્યાણકામના પ્રવેશો અને જેમાં ક્રિયા આગળ વધતી ન હોય એવા માત્ર માહિતી આપવા ખાતર યોજાયેલા જેવા પ્રવેશો વિશેષ ઓછા કરાયેલા છે. ભજવાયેલા ત્રીજા અંકમાં મૂળ નાટકોના પ્રવેશોને આગળ પાછળ કરવામાં કૌશલ્ય વપરાયું છે. એમાં છઠ્ઠા અને સાતમા અંકના પ્રવેશોને ભેળસેળ કરવામાં આવ્યા છે. આથી બંને અસલ અંકની એકવિધતા ઓછી થાય છે, વૈવિધ્ય વધે છે અને શીતલસિંહ-મંજરીનું કાવતરું માત્ર દોઢ પ્રવેશમાં (ત્રીજા અને છઠ્ઠામાં) સફળતાથી દર્શાવી શકાય છે. આથી ઊલટું, મૂળ નાટકમાં એમના કાવતરાનો ઉલ્લેખ સાતમા અંકના પહેલા બીજા અને ચોથા પ્રવેશમાં થતો

૭-૭. મુલા (૩). ૮. રાપવિ, પૃ. ૧૫.

હોય છે, અને તેની રજૂઆત ત્રીજા અને પાંચમા પ્રવેશમાં થઈ છઠ્ઠા પ્રવેશમાં પણ તે હાજર રહે છે. આવી કાપકૂપ ઉપરાંત મૂળ નાટકમાંથી લીધેલા પ્રવેશોમાં પણ શક્ય તેટલી અનુપકારક વસ્તુઓ કાપી નાંખવામાં આવી છે. દા. ત સવારીનો પ્રવેશ ટૂંકાવીને કમલા અને સાવિત્રીને પર્વતરાય કોના જેવો લાગે છે તેના ઉપર કેન્દ્રિત કરી સવારી પડદા પાછળ પસાર થઈ ગઇ એટલુ દર્શાવવા પૂરતો જ રાખ્યો છે. રાઇનું પાત્ર ભજવનાર બાપુલાલને શ્લોકો બોલવાનું ફાવતુ ન હોવાથી ત્રણચાર સિવાયના બધા શ્લોકો કાઢી નાખવામાં આવ્યા હતા, એથી પણ—આકસ્મિક રીતે—થોડું ટૂંકાણ સધાયું હતુ.

તખતા ઉપર પ્રેક્ષક વર્ગની બંધાઈ ગયેલી રુચિ જોતા, બે ગીતો ન જ ચાલે. આથી નવાં ગીતો ઉમેરાયાં. તે વખતે બાપુલાલની કંપનીમાં ભાતખંડેના પટ્ટશિષ્ય કુશળ સંગીતકાર સ્વ. પં. વાડીલાલ સંગીતમાસ્તર હતા. શ્રી. રસિકલાલ, શ્રી મચ્છર અને સ્વ. પં. વાડીલાલે ઠરાવ્યું કે આ શિષ્ટ નાટક ભજવતા એનાં ગીતોમાં નાટકશાળામા રૂઢ છે તેવા રાગોના મિશ્રણ ન લેતા શુદ્ધ રાગો જ લેવા આથી સ્વ. પં. વાડીલાલે ગીતોના રાગ અને તાલ બાંધી આપ્યા તે લયોમા શ્રી. રસિકલાલે ગીતો રચ્યા. નાટકની રૂઢિ પ્રમાણે મંગળાચરણના બાલાઓના ગીતમા ચમન જ લીધો છે. શેરડીનો રસ વેચતી વખતનુ કમલાનુ અને રત્નમાનું લીલાવની અને સખીઓનું ગીત આકર્ષક છે. શ્રી. ગજેન્દ્ર પંડયા કહે છે કે નાટકમા નીચેના બે ગીતો સહુથી વધુ લોકભોગ્ય થયા હતા :[૯]

સખીઓ ' (રાગ કાફી; તાલ ત્રિતાલ)

> સહિયર રંગદેવને ગુલાબી ' અવી આવી ?
> પ્રિયતમ મુખ સુખ શાને છુપવ તુ ?
> વદતી આખ, ફીકી મુકાવી તવ ભાવી—સહિયર.
> પ્રિયતમ નામથી શંભુ પ્રસાદિત
> યુક્તિ સખી કહીં યકી આવી શીખી લાવી
> આજે અમે સમજ્યા તમ ચતુરાઈ
> રસિક તુ પ્રિતમ લાવી ફુસલાવી—સહિયર.[૧૦]

---

૯ પ્રસ્થાન, પુ. ૩. અં. ૩. ૧૦. ઓપેરાબુક.

કમલા :　( રાગ ખમાચ; તાલ ત્રિતાલ )
પાંખ 'ઊડે તવ વેગે' સરતી'
ચેતન નૂતન ફૂર્યાં થકી ભરતી !—પાંખ ઊડે.
વિહગ ! જુવો નભમાં કો સહર્શુ
પ્રેમભીની પાંખડી ઝૂરતી !—પાંખ ઊડે.
તરુવર વા તવ માળે બેઠી કો
વ્હાલી જીવન માર્ગ સુઝવની—પાંખ ઊડે.[૧૦]

નાટક ભજવાતું જોનારા મુંબઈના નાટક-શોખીન ભાટિયાઓએ કહ્યું હતું કે નાટકોમાં આવાં સરસ ગાયનો અમે કદી સાંભળ્યાં નથી.[૧૧] છતાં ઉપર ઉતારેલાં ગીતો જોતાં ,જણાશે કે ગીતોની લખાવટ એવી નથી કે વન્સમોર મેળવે. નાટકમાં એકે ગીતને વન્સમોર ન મળ્યો.[૯] [૧૨]પ્રેક્ષકો માત્ર એક ગીત જોડે તાલ આપવા માડયા; અને તે દર્પણ સંપ્રદાયીઓની રમણભાઈએ રચેલી લાવણી.[૧૨] રમણભાઈનાં આ સિવાયનાં બન્ને ગીતો કર્ણમધુર અને કવિત્વમય હોવા છતાં નાટકમાં સ્થાન ન પામ્યાં, કારણ કે [૧૧]એ બેસાડતી વખતે સ્વ. પં. વાડીલાલ યોગ્ય ન ગણ્યા;[૧૧] પણ તે રજૂ થયાં હોત તો ઠીક થાત. શ્રી. રસિકલાલનાં કેટલાક ગીતોની ભાષા અને અન્વય પ્રેક્ષકોને કદાચ અઘરાં પડયાં હશે.

[૧૨]નાટક ભજવાયું ત્યારે રાઈની ભૂમિકા બાપુલાલે, લીલાવતીની જયશંકરે, જાલકાની સૂરજરામે અને વીણાવતીની પ્રાણસુખે ભજવી હતી. મુંબઈ ગુજરાતી નાટકમંડળીમાં કવિ મૂલશંકર મુલાણીએ શેક્સપિયર ઢબનાં તીવ્ર મનોમંથનવાળાં ઘણાં નાટકો આપ્યાં હતાં. તેઓ નાટકોની તૈયારી વખતે હાજર રહી પાત્રોને ભૂમિકા કેમ ભજવવી, ખાસ તો હૃદયમંથન ને લાગણીના પલટા કેમ દર્શાવવા તે બતાવતા. એ તાલીમથી અને એમનાં મનોમંથનપૂર્ણ પાત્રોની ભૂમિકાઓ ભજવી ભજવી બાપુલાલે એવી લાયકાત મેળવી હતી કે રાઈનું મંથનશીલ પાત્ર એ બહુ જ સરસ રીતે ભજવી શકયા. ભજવાયેલા બીજા અંકમાં—ખાસ કરીને એના પાંચમા પ્રવેશમાં એમનું કામ અસાધારણ ખીલતું—અસાધારણ કલા દર્શાવતું.' તે જમાનામા શ્રી. જયશંકરને સ્રીવેશે જોઇને અને એમની

૧૧. ૧૧-૧૧. મુલા (૧, ૩)　　૧૨-૧૨. ૧૧. મુલા (૧'.

સ્ત્રીભૂમિકા ભજવાતી જોઈને સભ્યસભા પાણી પાણી થઈ જતી. ખરેખરી રૂપસુંદરીઓના આકર્ષણ કરતા એમનું આકર્ષણ વધારે પ્રબળ હતુ લીલાવતીની ભૂમિકા ભજવવામા એમણે પોતાની બધી કલા દર્શાવી આપી[13] ર૦૫, ર૦૮ અને ૩૦૬ મા એનું નાન્દવક્ય અનેરૂ દીપી ઊઠતુ' જયદીપની ભૂમિકા ભજવનાર પ્રમાણમા ઓછા જાણીતા સુરજરામે પણ એ ભૂમિકાને ઘણી સારી રીતે ઝળકાવી. આમ આ નાટકને નાટ્યદાબી ધાંધાટ અને મિથ્યાડંબર ન કરનારા, અભિનયમા ભરતનાટ્યશાસ્ત્રને અનુસરનારા અને ગુજરાતના નટવર્ગમાના ઉત્તમ તરીકે જાણીતા થયેલા અભિનેતાઓની અદાનો લાભ મળ્યો ખિનઘ ધાધારીઓ કદી આ નાટકને આટલી સરસ રીતે રજૂ ન કરી શકત[12]

- નાટકમા ઘડાકાફડામા વગેરે નહોતુ, છતા સાધનસંપન્ન મંડળીએ ભજવ્યુ હોવાથી એ પૂરતુ દૃશ્ય બન્યુ હતુ. રાઇનો ઘોડા, મગરમચ્છ, હોડી, તરતા દીવા ગાય વગેરે તખ્તા ઉપર આણવામા આવ્યા હતા[12] આ છતા ચોથી ટીપમા આપેલુ અંકોનુ વિશ્લેષણ જોતા જણાશે કે પહેલા અને બીજા ડ્રૉપ વખતે અસરકારક દશ્યો આણવામા આવ્યા છતા એ દશ્યો ૩૯ નાટક કરતા કંઈક જુદી જાતના હતા. વીણાવતીને ભીને કપડે અને ભીને શરીરે અભિનય કરવાની અગવડ પડે તેથી ૩૦મા આવી યોજના કરવામા આવી હતી : "વીણાવતી ઉપર મગર કાળ મારે છે નદીને કિનારે બેઠેલો જયદીપ મગરને તીર મારી ઠાર કરે છે વીણાવતીને મૂર્છા, જયદીપ તેને સાવધ કરી આશ્વાસન આપે છે"[10] જરૂરિયાતમાથી ઉદ્ભવેલો આ ફેરફાર મૂળ જેટલો રસિક તો નથી જ.

નાટક ભજવાય છે ત્યારે એમની અભિનેયતાનુ જેમ માપ નીકળે છે તેમ પાત્રોની પાત્રતાની પણ ચકાસણી થાય છે વાચતા તેજસ્વી લાગતા પાત્રો કેટલીક વાર તખ્તા ઉપર ઝાખા લાગે છે, તો એથી ઊલટું પુસ્તકમા મોળા કે ફીકા લાગતા પાત્રો તખ્તા ઉપર ઝળકી ઊઠે છે વળી, ઘણી વાર વાચતી વખતે ન દેખાયેલા પાત્રોના અંશો તખ્તા પર પ્રકાશમા આવે છે અહીં પણ એમ જ થયુ. [11]વાચતી વખતે જરા બાધો લાગતો રાઇ તખ્તા ઉપર બાધો લાગતો નથી જાલકાનુ વાચતા ખૂબ તેજસ્વી

---

૧૩. એમની ઇચ્છા તો રાઇની ભૂમિકા ભજવવાની હતી ( મુલા ૨)

લાગતું પાત્ર આન્ટ મેડિકલ કોલેજના તેમ જ આ પ્રયોગમાં સવિશેષ ઝળકી ઊઠયું હતું કેટલાકને મતે આ પ્રયોગમાં જાલકાનું પાત્ર જ સૌથી વધુ તેજસ્વી લાગતું હતું.૧૨ એકંદરે આ પ્રયોગથી એ પુરવાર થયું કે નાટક ભજવી શકાય તેવું છે.૧૧

દા મચ્છર કહે છે કે માંદા રમણભાઈ પહેલો અંક જોઈને ચાલ્યા ગયેલા.૧૨ લેડી વિદ્યાબહેનને ખ્યાલ છે કે પ્રયોગ જોઈને તેમને એવું બળ જ તૂટી ગયેલું લાગેલું. શ્રી. વિનોદિનીબહેનને એવો ખ્યાલ છે કે રમણભાઈને પ્રયોગ ગમેલો ને ઘેર આવીને તેઓ આખું પુસ્તક ફથલાવી ગયેલા.

ત્રીજા પ્રયોગ પછી સોમવારે ગુજરાત સાહિત્યસભાએ આ નાટક ભજવવા માટે નટમંડળીને અભિનંદન આપ્યું. એ પ્રસંગે બાપુલાલે પહેલી રાતની આવક ૫૦૦-૭૦૦ની, બીજી રાતે ૬૦૦ની, અને ત્રીજી રાતે માત્ર ૨૦૦ની હોવાનું જણાવ્યું.૧૨ આમ એ વાત નક્કી થઈ કે આ નાટક તખ્તાલાયક હોય તોપણ બે પાંચ મહિને બે વાર નંખાય એવું છે, દર અઠવાડિયે ભજવી શકાય એવું નથી

આ નાટ્યપ્રયોગ વિશે સ્વ. બાપુલાલ સાથે મેં ૧૯૪૫ લગભગ મુંબઇમાં વાત કાઢતાં તેમણે ખાસ ઉત્સાહથી વાત કરી નહોતી. પણ આનું એક કારણ તેમની કંપનીની (એ વખતે તે માલિક નહોતા રહ્યા) માઠી સ્થિતિને લીધે તેઓ જોઇએ તેટલા સ્વસ્થ નહોતા તે પણ હોઈ શકે.

**૪ : ગુજરાત વિદ્યાસભાના પ્રયોગો**

૧૯૪૮માં અમદાવાદની ગુજરાત વિદ્યાસભાએ પોતાનો શતાબ્દી મહોત્સવ ઊજવ્યો એ પ્રસંગે સંસ્થાના વિદ્યાર્થીઓએ 'ભગવદજ્જુકીયમ્'નું ભાષાંતર અને 'રાઈનો પર્વત' ભજવવાનો નિર્ણય કર્યો. શ્રી. જયશંકર સુંદરી અને શ્રી. જશવંત ઠાકરે વિદ્યાર્થીઓને માર્ગદર્શન આપ્યું, અને બહુ ટૂંકા સમયની તૈયારીમા એના બે પ્રયોગો ભજવવામાં આવ્યા. નાટક બહુ સારા પ્રમાણમાં ટૂંકાવવામાં આવેલું, ને વીણાવાળો બધો ભાગ કાઢી નાંખવામાં આવ્યો હતો; પણ એમાં કોઇ ફેરફાર નહોતા કરાયા. કમલાએ 'રસ સુખકર' વાળું ગીત ગાયું હતું. આ પ્રયોગો રજૂ કરવામાં શ્રી. રસિકલાલ પરીખનો અને પ્રો. યશવંત શુક્લનો પણ થોડો ફાળો હતો. શ્રી. રસિકલાલનો મત છે કે બાપુલાલની કંપનીના પ્રયોગ વખતે અસરકારક નહિ નીવડે એમ ગણીને કાઢી નાખેલા વંજુલ કલ્યાણકામ વગેરેના

પ્રસંગો પૂરતા બહુ સારી પેઠે ખીલ્યા હતા. સમગ્ર પ્રયોગ પ્રયોગની દૃષ્ટિએ, મુંબઈ ગુજરાતીના પ્રયોગ કરતાં, અવૈતનિકોનો હોવાથી, સ્વાભાવિક રીતે જ ઊતરતો હતો; પણ રમણભાઈનો સદેશ એમાથી વધુ સારી રીતે પ્રકટ થતો હતો.

આ પ્રયોગમાં જાલકાની ભૂમિકા રમણભાઈની પુત્રી વિનોદિનીબહેને, અને લીલાવતીની ભૂમિકા શ્રી જ્યોત્સ્ના ભટ્ટે ભજવી હતી. બંને બહેનોએ પોતાની ભૂમિકાને ન્યાય યોગ્ય રીતે આપ્યો હતો. રાઈની ભૂમિકાને શ્રી. ધનંજય ઠાકરે સારો ન્યાય આપ્યો હતો કમલાની ભૂમિકા શ્રી. સંઘમિત્રા મહેતાએ ભજવી હતી.

આ ખેલ ભજવવા સંસ્થાના વિદ્યાર્થીઓ મુંબઇ પણ જવાના હતા; પણ મુંબઈના લોકોને આ જાતનું ગંભીર નાટક પસંદ નહિ પડે વગેરે વિમાસી તેમણે એ વિચાર માંડી વાળેલો.

## પરિશિષ્ટ આ : કાલગણના

અહીં નાટકની સમયવ્યવસ્થાનો વિચાર કરીશું. ૧-૧ કોઈ એક રાત્રે ઊઘડે છે. પર્વતરાયના મરણને લગતા બીજા, ત્રીજા, ચોથા અને પાચમા પ્રવેશ એ જ રાતે ભજવાઈ જાય છે

બીજો અંક આ પછી ઓછામા ઓછા ત્રણ મહિના રહીને ઊઘડતો હોવો જોઈએ એ ગણતરી આ મુજબ : એ અંકના પહેલા જ પ્રવેશમા દુર્ગેશના ‘ દંગા ’ વિશે પુષ્પસેન અને કલ્યાણકામ વચ્ચે આ પ્રમાણે વાતચીત થાય છે :

> પુષ્પસેન—હુ સૈન્ય લઈ જઈ પહોચ્યો ત્યારે સ્થિતિ બહુ વિષમ હતી, અને, એની [દુર્ગેશની] ચિતા સકારણ હતી એ ખરૂ. પરંતુ, દોરી એના હાથમાથી ખસી ગઈ હતી તેથી એને ભય અને ચિતા થયા હતાં. શરૂઆતમા તો દંગો કરનાર લોકોને એણે નાણા આપેલા અને હથિયાર આપેલા . ......અને, લોકોને બેદિલ કરવા સારૂ એણે કર ઉઘરાવનારાઓના જુલમ વિષેની ફરિયાદો ગણકારેલી નહિ એટલુ જ નહિ પણ, તેઓ જુલમ કરી શકે એવા નવા ધારા એણે કઢાડેલા.

કલ્યાણકામ—એ બધામાં એનો હેતુ શો?

પુષ્પસેન—પર્વતરાય મહારાજ હાલ એકાંતમાં છે અને દેશને માથે રાજા નથી તેવે સમયે દંગો કરાવી ઉત્તર મંડળમાંના સૈન્યને પોતાના કાબુમાં લઈ સૈનિકોને લુંટફાટ કરવા રાજી કરી આખરે તેમની મદદથી ઉત્તર મંડળના સ્વતંત્ર ધણી થઈ બેસવું એવો એનો ઉદ્દેશ હતો.[1]

આ નાટક "વલ્લભીપુરના નાશ પછીના સમય"નું[2] છે. આ "પછીનો સમય" કેટલો તે લેખકે જણાવ્યું નથી, એટલે રાજ્યનો વિસ્તાર કેટલો હશે તે જાણવાનું ઐતિહાસિક સાધન નથી. નાટકની ઘટનાઓ મધ્યકાલીન છે, પણ પાત્રોના સ્વભાવ મધ્યકાલીન નથી. એવાં પાત્રો મધ્યકાલના કોઇ પણ સૈકામાં મળે એમ નથી. આ કારણે રમણભાઇને વાર્તા ઇતિહાસના કોઇ પણ એક સમયમાં મૂકવી નથી એટલે જાણી જોઇને એમણે ભૌગોલિક વિગતો આપી નથી, ને આપી છે ત્યાં બિલકુલ મોઘમ આપી છે. રાજધાની ક્યાં હતી તે પણ જણાવ્યું નથી. આથી ભૂગોળ પરથી ચોકસાઈથી ગણના કરવાનું કામ મુશ્કેલ છે. છતાં એટલું તો નક્કી છે કે રાજ્યને એકથી વધારે મંડળો હતાં, અને મંડળ એ જિલ્લા નહિ પણ પ્રાંત છે.[2] બંને દરબારમાંની પ્રતિહારની નેકીમાંનાં બિરુદો ચક્રવર્તી રાજાઓ વાપરે એવાં છે.[3] એટલે રાજ્ય મોટું છે. "ગુજરાત" વગેરે ઉલ્લેખો પરથી લાગે છે કે આખા ગુજરાતનું આ ચક્રવર્તી રાજ્ય હતું. ને આ અંકમાંની વાતચીત પરથી મન ઉપર એવી છાપ પડે છે કે ઉત્તર મંડળ રાજધાનીથી પ્રમાણમાં ઠીકઠીક દૂર છે. હવે પર્વતરાય એકાંતમાં છે એ વાત રાજદૂત સાથે યા કર્ણોપકર્ણ એ ઉત્તર મંડળ સુધી પહોંચતાં, ને એ હકીકતનો કઈ રીતે ઉપયોગ કરવો તેનો દુર્ગેશ નિર્ણય કરતાં અમુક વખત વીતી જાય. આ પછી કર ઉઘરાવનારાઓના જુલમની વાતો એને કાને આવે તે કાંઇ એક જ દિવસમાં ન બની આવે. એવી ફરિયાદ આવે પછી જ એ એની ઉપેક્ષા કરી શકે. વળી નવા ધારા કરવામાંય કદાચ કંઈક સમય ગયો હોય. આ બધા પછી દંગો ઊઠે. એટલે, પર્વતરાયની ગેરહાજરીનો લાભ લેવાનો દુર્ગેશે નિર્ણય કર્યો પછી

૧ પૃ. ૨૨-૨૩. ૨. રા૫, પ્રાસ્તાવિક પૃ. ૭.

૩. પુષ્ટિ : સ્વ. દુ. કે. શાસ્ત્રીનો તા. વગરનો પત્ર.

1

દંગો ઊઠતા ઓછામાં ઓછા બીજા વીસેક દિવસ વીતી જાય. દંગો ઊભો થાય ત્યારે દુર્ગેશ એને નાણાં અને હથિયારથી પોષે, જે પછી એ જોર પકડે. હવે ઉપલા સંવાદના અનુસંધાનનો નીચલો સંવાદ જુઓ :

કલ્યાણકામ—એની એ યોજના કેટલેથી ભાગી પડી?

પુષ્પસેન—દંગો તો એ જગાવી શક્યો, પણ પછી દંગાખોરો વશ રહ્યા નહિં. દુર્ગેશના મદદગારો ઉપર તેમણે હલ્લા કર્યા અને દંગાખોરો તથા સૈનિકોએ એવી અતંત્ર લુટફાટ ચલાવી કે આખું મંડળ ત્રાહિ ત્રાહિ કરવા લાગ્યુ પછી, લુટની વહેંચણી બાબત દંગાખોરો અને સૈનિકો વચ્ચે લડાઇઓ ચાલી, અને, તેઓ એક બીજાની કાપાકાપી કરવા લાગ્યા. દુર્ગેશ એકનો પક્ષ લે તો બીજા ક્રોધાયમાન થાય એમ બનવા લાગ્યુ, અને ન ટકાયુ ત્યારે એણે આપની પાસે મદદ મંગાવી.[૪]

આ બધી અંધાધુધીમા ઓછામા ઓછો પોણો મહિનો—૨૦-૨૨ દિવસ વીતી જાય.

દુર્ગેશે રાજધાનીમાથી મદદ મેળવવાનો નિર્ણય તો બને તેટલો મોડો કર્યો હશે, પણ એ પછી મદદનુ કહેણ તો ઘડિયાજોજન સાઢણી પર જ મોકલ્યુ હશે આ કહેણ બેએક દિવસમા રાજધાનીમા આવી પહોચ્યું એમ માનીએ. પુષ્પસેન અને એનુ લશ્કર ઘણી ઝડપથી જાય તોયે એ રસાલાને પહોચતા પાચ દિવસ તો થાય જ લશ્કર સ્થાયી ન હોય તો બીજા ચારઆઠ દિવસ વધારે નીકળી જાય. પુષ્પસેન આટલા અતંત્ર થઇ ગયેલા દંગાખોરો અને સૈનિકોને દબાવી દે એમા કાઇ નહિ તો પદર દિવસ જાય. આ પછી પૂરેપૂરી શાતિ સ્થપાતા થોડા દિવસ–ઓછામા ઓછુ પખવાડિયુ વીતે અને તે પછી જ તે પાછા આવવા નીકળે. દંગો શમાવીને પુષ્પસેન શાતિથી જ પાછો ફરે, અસાધારણ ઉતાવળ તો ન જ કરે, કારણ કે એ કઇક નિર્બળ જણાતો હોવા છતા આખા દેશના સેનાધિપતિનુ મહત્ત્વનુ સ્થાન ભોગવે છે. શાતિના સમયમા એણે ગૌરવથી જ મુસાફરી કરવી પડે આમ એને પાછા આવતા દસબાર દિવસ થાય. આ બધુ જોતા પર્વતશયના ગુપ્તવાસ પછી અને આ પ્રવેશ-પહેલા આ પ્રમાણે દિવસો વ્યતીત થાય છેઃ

---

૪. પૃ. ૨૩.

| | | | |
|---|---|---|---|
| વાત ફેલાતાં ને પહોંચતાં | ૧૧ | લશ્કરને ઉત્તર મંડળ | |
| નિર્ણય કરતાં ... | ૧ | પહોંચતા ... ... | ૫ |
| દંગાની પૂર્વભૂમિકા ... | ૨૨ | દંગો શમાવતાં ... ... | ૧૫ |
| દંગો અને અંધાધુંધી ... | ૨૨ | શાંતિ સ્થાપતાં ... ... | ૧૫ |
| સંદેશો પહોંચાડતાં ... | ૨ | પાછા આવતાં ... ... | ૧૨ |
| | | | ૧૦૫ |

આમ પહેલા અંકના છેલ્લા પ્રવેશ પછી ઓછામાં ઓછા સાડાત્રણ મહિને ૨.૧ ઊઘડે છે. ગણત્રી હજુ વધુ કડક રીતે કરીએ તોય ત્રણ મહિના તો ઘણાખરાને પ્રતીતિકર થશે. જરા ઉદારતાથી ગણતરી કરીએ તો ચાર –પાંચ મહિના થઈ જાય. આમ પહેલા અને બીજા અંક વચ્ચે સાડાત્રણ મહિનાનો અથવા બીજી રીતે કહીએ તો ત્રણથી પાંચ મહિનાનો ગાળો છે.

૨.૧માં મંજરી કહે છે, "સૌભાગ્યવંતાં રાણીસાહેબે...કહેવડાવ્યું છે કે દક્ષિણથી ઝવેરી આવ્યો છે તેની પાસેથી હીરા અને મોતી લીધા છે, તેના એક લાખ દામ આપવા કોશાધીશને આજ્ઞા કરશો...ઝવેરી સારો માલ લઈ આવી પહોંચ્યો તેથી રાણીસાહેબે ઝવેરાત ખરીદ કર્યું છે."[૫] કલ્યાણકામ એને કહે છેઃ "ઝવેરીને અમારી પાસે મોકલવા વિનંતી કરજો. એનાં નાણાં ચુકાવી આપીશું."[૫] બીજા પ્રવેશની શરૂઆત કલ્યાણકામની સાવિત્રી પ્રત્યેની આ ઉક્તિથી થાય છે : "રાણીસાહેબનું ઝવેરાત જોઈ તમને થોડું ઘણું એવું ખરીદવાની ઇચ્છા ન થઇ ?"[૬] એટલે આ બીજો પ્રવેશ એ જ દિવસનો સંભવે છે. બીજા પ્રવેશને અંતે રાઇ કલ્યાણકામને દરવાજે પડી ગયાના સમાચાર મળે છે. કલ્યાણકામ કહે છે, "તમે એની સારવાર કરવા માડો એટલે હું ઉત્તર મંડળેશ તરફ મોકલવાનો પત્ર લખીને આવી પહોચું છું." ત્રીજો પ્રવેશ રાઈની થોડી માવજત થયા પછીનો છે. એમ લાગે છે કે કલ્યાણકામ પત્ર લખી આવ્વાને બહુ વખત થયો નથી. આમ ત્રીજો પ્રવેશ બીજા પ્રવેશ પછી બેએક ઘડીમાં શરૂ થાય છે. આ બે પ્રવેશ દિવસના કયા ભાગમાં ભજવાયા હશે ? ત્યાંબા ત્રીજા પ્રવેશને અંતે ભોજનની વ્યવસ્થાની વાતો થાય છે. આ પ્રવેશ ઘણો લાંબો છે એ જોતાં અને પહેલા પ્રવેશમાં કલ્યાણકામ થાકેલા હતા તેનો

૫. પૃ. ૨૪-૨૫. ૬. પૃ. ૨૯.

વિચાર કરતાં બીજા પ્રવેશને મોડી બપોર પછી કે લગભગ સાંજના પ્રારંભ-થી શરૂ થતો ગણવો ઠીક પડશે. એટલે ભોજનની જે વાત છે તે વાળુની જ હશે. ઉપર ઉતારેલો કલ્યાણકામનો પ્રશ્ન કચેરીથી આવ્યા પછી નહિ પણ બપોરના ભોજન અને નિદ્રા પછી દંપની કંઇક આરામથી બેઠાં હોય ત્યારે પુછાયો હોય એવો સંભવ વધુ છે. આમ આ ત્રણે પ્રવેશો એક જ દિવસમા-નવદસ કલાકમાં-ભજવાય છે.

ચોથા પ્રવેશની શરૂઆતમાં જાલકા રાઇને કહે છે, "શીતલસિંહ પાસે મંગાવેલા કાગળો દ્વારા તને રાજ્યના કાર્યોની માહિતી મળી છે, અને, હવે તારે ગુપ્ત રીતે નગરીમા ફરીને નગરના માણસો અને સ્થા-નોથી વાકેફગાર થવાનું છે. કલ્યાણકામને તેં તારું નામ અને ઠેકાણું કહ્યાં તેથી એ કાર્ય બહુ મુશ્કેલી ભરેલુ થયું છે અને બહુ સંભાળથી કરવું પડશે. તને વાગ્યુ ત્યારે તારા જખમો અને પાટાને લીધે તુ ઓળખાય તેવો ન હતો."૭ છેલ્લા વાક્યો ઉપરથી જણાય છે કે આગલા પ્રવેશ પછી પાટા ઊતરી જાય તેટલો—ઓછામા ઓછા દસબાર દિવસનો—સમય વીતી ગયો હશે. પણ રાઇનો ઉત્તર, ને જાલકાનો પ્રત્યુત્તર જુઓ :

> રાઈ—મારા મેળાપની કલ્યાણકામને થોડા વખતમા વિસ્મૃતિ થશે.
>
> જાલકા—કલ્યાણકામને કશાની વિસ્મૃતિ થતી જ નથી થોડા દિવસ પછી કિસલવાડીમા તારી ખબર કઢાડવા કલ્યાણકામે માણસ મોકલ્યો હતો.

જાલકા "થોડા વખત પછી" કહે છે, પણ "થોડા વખત પહેલા" નથી કહેતી. આમ, રાઈના મેળાપ પછી થોડો સમય વીતે છે, તે પછી કલ્યાણકામ એની ખબર કઢાવે છે, અને તે પછી ઠીક સમય વીતી જાય છે આ આખો સમય છે અઢી મહિનાનો ગણીશું. પાચમો પ્રવેશ ક્યારે બને છે તે નાટકમાથી સ્પષ્ટ રીતે જાણી શકાઇ નથી. પણ પુષ્પસેન, જેને ત્રીજા પ્રવેશમા પૂર્વ મંડળ તરફ યુદ્ધ માટે મોકલવાનો ઉલ્લેખ થયો હતો તે, આ પ્રવેશમા તાજો જ પાછો આવેલો લાગે છે, કારણ કે એ કહે છે, "આપ મને સૈન્ય લઇ લડાઈ પર મોકલવાના હો તો તો હું હાથ મહે-

૭. પૃ. ૪૨.

તલ માગ્યું."[૮] પૂર્વમંડળ પર ચડી આવવા માગતા શત્રુઓને હરાવીને પાછા આવતાં એને બે અઢી મહિના લાગે;[૯] અને એ હમણાં જ પાછો આવેલો છે એટલે ચોથા અને પાંચમા પ્રવેશ વચ્ચે ખાસ દિવસો પડયા હોય એમ લાગતું નથી. આમ બીજા અંકના પહેલાથી છેલ્લા પ્રવેશ સુધીમાં બે અઢી મહિના વીતે છે.

૩.૧, એની પહેલી ઉક્તિમાં કહેવાયું છે તેમ, દુર્ગેશકમલાનાં લગ્ન પછી એક મહિને ઉઘડે છે. આગલા જ પ્રવેશમાં પુષ્પસેન કલ્યાણકામ અને સાવિત્રી પાસે કમલા વિરુદ્ધની ફરિયાદ લઇ આવ્યો હતો. તે પછી એક બે દિવસે કલ્યાણકામ અને સાવિત્રીએ અનુક્રમે દુર્ગેશ અને કમલા સાથે વાતચીત કરી, વળી એક બે દિવસે શાંતિની પળે નિર્ણય કર્યો હશે કે કમલાના નહિ પણ પુષ્પસેનના વિચાર બદલાવવા. આ પછી "પિતાની સફતાઇને મુલાયમ" કરવામાં અને ભાંગી જાય એવી એ કમાનને વાળવામાં કદાચ કેટલાક દિવસ ગયા હશે આમ પુષ્પસેને ફરિયાદ કરી તે પછી ઓછામાં ઓછા દસેક દિવસ વીત્યા હશે. આ પછી મુહૂર્ત જોવાયું હશે. (નાટકનાં આ સુધારક પાત્રો મુહૂર્ત જોવડાવતાં હશે? કેટલીક બાબતમાં એ બહુ જનાં છે તો કેટલીક બાબતમાં બહુ સુધરેલાં છે. પણ પર્વતરાય જાલકાને મળવા જતાં મુહૂર્ત જોવડાવે છે, જુવાન પર્વતરાયની સવારી માટે કલ્યાણકામ એ જ રાજજોશી પાસે મુહૂર્ત જોવડાવવાના છે, વલ્લભીના નાશ પછી આઠમી, નવમી અને દસમી સદીમાં જ્યોતિષ શુકન વગેરે વ્યાપક હતાં. અને પુષ્પસેન જૂના વિચારનો માણસ છે.) મુહૂર્ત તદ્દન પાસેનું તો નહિ જ હોય સેનાપતિની એકની એક પુત્રીનાં લગ્ન માટે કંઈ નહિ તો વીસેક દિવસની તૈયારી તો આવશ્યક હશે જ. આમ ૨-૫ પછી ઓછામાં ઓછા એક મહિના પછી દુર્ગેશ અને કમલાનું લગ્ન થાય છે. અને તે પછી મહિનો રહીને આ ૩-૧ ઉઘડે છે. પ્રવેશના અંત ભાગમાં રાઇ "રાત્રે..... નગરચર્યા જોવા" નીકળવાની સૂચના કરે છે. "આજ રાત્રે" એમ એણે કહ્યું નથી, છતાં અભિપ્રેત તે જ દિવસની

---

૮. પૃ. ૫૦.

૯. આ પ્રસંગ ઉત્તરમંડળના દંગા જેવો કે હકથી બહેકી ગયેલો નહોતો. જુઓ કલ્યાણકામની સાવિત્રી સાથેની એ અંગેની વાતચીત: "મહારાજ પર્વતરાય ગેરહાજર છે તે જાણી...મોકલેલું છે" (પૃ. ૪૧)

રાત છે બીજો બાવાજીવાળો અને ત્રીજો પુરજનવાળો પ્રવેશ નગરચર્યાના હોઈ તે જ રાતના છે. ચોથો પ્રવેશ પણ એ જ રાતનો છે, કારણ દુર્ગેશ કહે છે, સ્ત્રીની "અવમાનનાના આ રાત્રે દીઠેલા ચિત્રથી હૃદય પર"[10] વગેરે. આમ બીજો ત્રીજો અને ચોથો પ્રવેશ પહેલા પ્રવેશની રાતના જ છે

ત્રીજા અંકના છેલ્લા અને ૪.૧ વચ્ચે કેટલો સમય ગયો એ જાણવાનું કોઇ ચોક્કસ સાધન નથી. પણ ત્રીજા પછી ચોથો–જેમા રાઈ પર્વતરાય તરીકે પ્રકટ થવાનો છે તે–અંક તરત કે બહુ ટૂંકા વખતમા નહિ ઊઘડતો હોય, કારણ કે બહાર નીકળવાનો સમય નજીક આવ્યો છે એવું કોઇ સૂચન ત્રીજા અંકમા નથી. એ સમય બહુ નજીકમા હોત તો રાઈ આટલો સ્વસ્થ ન હોત, નગરચર્યાને લગતા છેલ્લા ત્રણ પ્રવેશના લાંબા દસ પાનાંમા દુર્ગેશ, કમલા કે પ્રજાજનો કોઇ પણ એ વસ્તુનો ઉલ્લેખ કરત જ. એ બનાવને હજી બે મહિનાની વાર છે એમ આપણે ગણીશું. આમ ચોથો અંક ઊઘડતા સુધીમા—નાટ્યકારે છ મહિનાની કહેલી મુદતમાં—વસ્તુતઃ આટલો સમય વીતે છે :

| | |
|---|---|
| પહેલો અંક | ૧ રાત |
| પહેલા અને બીજા અંક વચ્ચેનો ગાળો | ૩ થી ૫ માસ |
| બીજો અંક | ૨ થી ૨॥ માસ |
| બીજા અને ત્રીજા અંક વચ્ચેનો ગાળો | ૨ માસ |
| ત્રીજો અંક | ૧ દિવસ |
| ત્રીજા અને ચોથા અંક વચ્ચેનો ગાળો | ૨ માસ |
| | લગભગ ૯ થી ૧૧॥ માસ |

ખરી વાત એ છે કે નાટ્યકારે મૂળ વસ્તુમાથી છ મહિનાની મુદત લીધી છે અને પર્વતરાયના મરણ અને જુવાન પર્વતરાયની સવારી વચ્ચે બનતા બધા બનાવો એટલી મુદતમા સમાઈ જતા હશે એમ માન્યુ છે. સમય માટે એમણે બહુ ચોક્કસ ગણતરી કરી નથી. દુર્ગેશનુ પાત્ર લીધુ છે એટલે ઉત્તર મંડળના દંગા વગેરેનો ઉલ્લેખ થયો છે; અને સમયની અસંગતિનો મુખ્ય ભાગ એને લીધે આવ્યો છે. પણ આખા નાટકમાં એ

૧૦. પૃ. ૫૯. રાણીની અંતિમ ઉક્તિ પણ આ વાતને પુષ્ટિ આપે છે.

બહુ જ ઓછું બાબત છે. વળી, સમયની આ ઝીણી ભૂલો એવી ખૂબીથી ઢંકાઈ ગઈ છે કે રંગભૂમિ પર ભાવકની નજરમાં એ આવી શકે તેમ નથી.

આગળ વિચાર કરીએ. "કાલે રાતે છ માસ પૂરા થાય છે"[10] એ જવલકાના શબ્દો પરથી ૪-૧ સ્પષ્ટ રીતે ભોંયરામાંથી નીકળવાના દિવસની બે દિવસ આગળ બને છે. એ પછીને દિવસે રાતે એ ભોંયરામાં દાખલ થવાનો છે, અને તે પછીને દિવસે પર્વતરાય તરીકે બહાર પડવાનો છે. આ પ્રવેશને અંતે જવલકા શીતલસિંહને કહે છે, "હવે તમે કિસલવાડીમાં જઇ રાઇને આજ રાત્રે નીકળવા માટે તૈયાર કરો."[11] આથી બીજો ત્રીજો અને ચોથો-લીલાવતીને ત્યાં જવા, એનો આવાસ લેવા અને ત્યાંથી પાછા ફરવાના-પ્રવેશ એ જ રાતે બને છે. આ પછીનો પાંચમો પ્રવેશ-રાઇના નિર્ણયનો-બીજે દિવસે બની શકે એવો છે, પણ એ જ દિવસે મોડી રાતે બન્યો હોય એ વધુ સંભવિત અને નાટ્યાત્મક છે. રાત્રિનો સમય આવા અતિ ગંભીર ચિંતન અને નિર્ણય માટે બહુ અનુકૂળ છે. એ પછીનો છઠ્ઠો પ્રવેશ-વરતા દીવાવાળો-બીજે દિવસે રાતે બને છે, કારણ "રાત અંધારી છે. ચંદ્ર હજી ઉગ્યો નથી"[12] એમ શીતલસિંહ કહે છે. ૫-૧—સવારીનો પ્રવેશ—એ પછીને દિવસે સાંજે બને છે, કારણ કમલા કહે છે, "સવારી અહીં આવી પહોંચતાં સુધી સૂર્ય રોકાય અને આથમે નહિ એવી સિદ્ધિ, વંજુલમિશ્ર, તમારા બ્રહ્મતેજ વડે કરો."[13] સવારી ઊતરે કે તરત જ રાઇ લીલાવતીને મળવાનો હતો એટલે બીજો પ્રવેશ પહેલા પ્રવેશ પછી થોડી જ વારમાં બને છે. ઘણું ભાગે તે પહેલાં સૂર્યાસ્ત થઈ જ ગયો હશે. ત્રીજો ને ચોથો પ્રવેશ—દરબારનો—રાઈ લીલાવતી પાસેથી જાય છે એ પછી થોડા જ સમયમાં એક સાથે ભજવાય છે.

૬-૧ રાઈ કનકપુર છોડીને બહાર ચાલ્યો જાય છે તે પછીના દિવસે પ્રભાતે બન્યો હશે એમ એ પ્રવેશમાંની રાઇની પહેલી આખી ઉક્તિ, ખાસ કરીને તેમાંનાં આ વાક્યો પરથી લાગે છે: "પણ શીતલસિંહનું શું થયું? હું એમને કે જવલકાને મળવા રહ્યો હોત તો એમની ક્ષમા માગી શકત. ક્ષમા! અમારા ત્રણમાંથી ક્ષમા કોણે કોની માગવાની! વળી, હું

---

૧૦. પૃ. ૭૦. ૧૧. પૃ. ૭૨. ૧૨. પૃ. ૮૯.

૧૩. પૃ. ૯૫. આ સિવાય આના બીજા પણ એકેક સ્પષ્ટ ઉલ્લેખો છે.

રાતે બહારોબહાર નીકળી આવ્યો ન હોત તો મને આવી સ્વતંત્રતા ક્યાંથી મળત!"[14] એ પ્રભાત છે, કારણ રાઈ કહે છે:

ધીમેધીમે સ્ફુરતુ જે ગગને પ્રભાત,
એકાત્મ તે શું થઈ આ પૃથિવી સમસ્ત![14]

પહેલા અને બીજા પ્રવેશ વચ્ચે છ દિવસનુ અંતર છે પહેલા પ્રવેશમાંનો હોડી ડૂબવાનો પ્રસંગ બન્યા પછી બીજે દિવસે મગરમચ્છ " જોવા એ યુવતી પરિચારિકાઓ સાથે બહાર આવી હતી."[15] આ પછી બીજા પાચ દિવસ વીતે છે, કારણ જગદીપ કહે છે, " બીજી વાર એ સુંદરીને જોઈ ત્યાર પછી હું મહેલની ચારે તરફ ફરી વળ્યો છુ. પાચ દિવસથી એ પ્રદક્ષિણા કરૂ છુ "[16] આમ નગર છોડયા પછી આ સાતમો દિવસ છે.

એ બીજા પ્રવેશમા રાઇ વીણાના " કાગળની બીજી બાજુએ "[17] એનો ઉત્તર લખે છે. દુર્ગેશ કહે છે, " કાલે પ્રત્યુત્તર મળ્યા વિના નહિ રહે."[17] ત્રીજા પ્રવેશમા વીણા કહે છે, " ગાયની કોડીમાં મારા પત્ર નીચે તો લખી મોકલ્યુ હતુ કે " ગમે તેમ કરીને પણ આવીશ." "[17] આમ આ ત્રીજો પ્રવેશ બીજા પ્રવેશ પછીના દિવસે રાતે-નગર છોડવાને આઠમે દિવસે-બને છે. ચોથો પ્રવેશ વીણાની " આ અવનવો અનુભવ કઇ ઇંદ્રિયોનો છે?"[18] એ સ્વગતોક્તિથી શરૂ થાય છે, એટલે એ રાઇને મળી તે પછીનો જ દિવસ હોવાનુ અનુમાન સયુક્તિક છે. આમ ચોથો પ્રવેશ નગર છોડયા પછી નવમે દિવસે બને છે. આ પ્રવેશ દિવસના કયા ભાગમા બને છે? આગલી રાત્રિના પ્રિયતમ દ્વારા પ્રેમયાચન પછી સવારની આહ્લાદકતામા ઊઠયા પછી તરત જ કે થોડી વારે બનતો કલ્પવો ઠીક છે. કદાચ નારતા પછી એ પ્રસંગ બનતો હોય આ પ્રવેશના અંતભાગમા વીણા રાઇને પોતે મળી ચૂકી છે એ વાત કહીને લેખાને કહે છે, " હવે હુ તારાથી ગુપ્ત રીતે એને નહિ મળુ. એ આવશે ત્યારે તને જોડેના ખંડમા રાખીશ."[19] પાચમા પ્રવેશમા " મહેલના અંદરના ખંડ "માં વીણા રાઇને લેખા સાથેની પોતાની વાતચીતનો અહેવાલ આપે છે. એ બનાવ ચોથા પ્રવેશવાળી જ રાતનો—નવમા દિવસની રાતનો—હોવો જોઇએ, કારણ, આ અભિનવ પ્રેમમુગ્ધ યુગલ આ તબક્કે રોજ મળે જ.

૧૪. પૃ ૧૧૪ ૧૫. પૃ. ૧૧૯. ૧૬. પૃ. ૧૨૧.
૧૭. પૃ. ૧૨૪-૧૨૬. ૧૮. પૃ ૧૩૨. ૧૯. પૃ ૧૩૯.

રાઇને આવતો રોકે એવું બીજું કોઈ કામ પણ એને નહોતું. આ પ્રવેશ રાતના ભાગમાં જ બનતો માનવો ઠીક છે; દિવસે ચોકીદારો–નોકરોનો ભય રહે જ. આ પ્રવેશને અંતે જગદીપ વીણાને કહે છે, "આપણા સુખની પરિપૂર્ણતા કરવા લગ્નનો દિવસ ઠરાવવાનો તે મારા કનકપુર ગયા પછી કરી શકાશે. એટલો વિલંબ થશે."[20] એ પછી થોડી વારે, જતી વખતે, એ કહે છે, "આપણે ફરી મળીએ ત્યાં સુધી આશાના જ આશ્રયે જીવીશું."[20] ચાલીસ કલાકનો વિયોગ એ પણ નવપ્રેમીઓને ઘણો લાંબો અને મોટો લાગવાનો સંભવ છે, છતાં આ મિલન પછી બીજે જ દિવસે રાઇ કનકપુર જવાનો છે એમ માનવું વધારે ઉચિત છે. એમ હોય તો ૭-૧ ૬-૫ પછીને દિવસે ઊઘડે છે. ૭-૧ નું સ્થળ "વીણાવતીના મહેલથી કનકપુર:જવાનો માર્ગ" છે. રાઈ દુર્ગેશની વાતો પરથી પણ લાગે છે કે તેઓ કનકપુર તરફ જઇ રહ્યા છે. ત્યારે રાઈની પ્રતિજ્ઞા મુજબ દરબાર પૂરો થયા પછી આ સોળમો દિવસ હોવો જોઇએ.[21] ઉપર જોયું તેમ ૬-૫ અને આ પ્રવેશ વચ્ચે દિવસો વીત્યા ન હોય તો સાચી ગણતરીએ આ દસમો દિવસ છે, સોળમો નહિ. છતાં આગળની છ મહિનાવાળી કરતાં આ મુશ્કેલી ઓછી ગભીર છે; અને ગણવું જ હોય તો ત્રીજા અને ચોથા પ્રવેશ વચ્ચે, ચોથા અને પાંચમા વચ્ચે, અને ૬-૫ અને ૭-૧ એ દરેક કે એમાંના એક કે બે વચ્ચે વધુ અંતર ગણી શકાય તેમ છે.

૭-૧ પછી ૭-૨ તરત જ ભજવાય છે. માત્ર કિસલવાડી સુધી પહોંચતાં જગદીપ અને દુર્ગેશને જેટલો વખત લાગ્યો હોય તેટલો વચ્ચે વીત્યો હશે. એ પ્રવેશને અંતે જાલકાને આપણે બેભાન થતી જોઇએ છીએ. ત્રીજો પ્રવેશ જાલકાના મરણના સમાચારથી ઊઘડે છે. બીજા અને ત્રીજા પ્રવેશ વચ્ચેનો ગાળો કેટલો તે નક્કી કરી શકાતું નથી. ચોથા પ્રવેશમાં આપણને જાણવા મળે છે કે "શીતલસિંહની ખટપટ વધતી જાય છે. ભગવન્ત કહેતા હતા કે શીતલસિંહ અને મંજરીની મદદે આવવા પૂર્વની સરહદ પરના રાજાએ લશ્કર એકઠું કરવા માંડયું છે."[22] આગલા પ્રવેશમાં

૨૦. પૃ. ૧૪૫.

૨૧. એમ જ છે. "ગાદીનો નિર્ણય થતાં સુધી દૂર રહેવા તમે પંદર દિવસની અવધિ ઠરાવી છે તે તમે પાળી રાખો માટે તે પહેલાં તમારે ન આવવું એવી ઇચ્છા તેમણે [ જાલકાએ ] દર્શાવી." ( પૃ. ૧૪૫ )

મંજરીએ શીતવસિંહને કહ્યું હતું, "એ રાજા સૈન્ય મોકલવા ખુશી છે."૨૨ અને તે પછી તેમણે એમની શરતો કબૂલ કરી હશે. આમનો શરત-સ્વીકાર પહોચ્યા પછી સરહદ પરના રાજાએ સૈન્ય એકઠું કરવા માંડ્યું હશે, અને "પૂર્વમંડળના.. મંડળેશને ફોડી પોતાના લશ્કરને માર્ગ મળવાની ગોઠવણ કરવા પ્રયત્ન કર્યો"૨૨ હશે આ માર્ગ મેળવવાના પ્રયત્નની નિષ્ફળતાના સમાચાર મળ્યા પછી ચોથો પ્રવેશ ઊઘડે છે આથી ત્રીજા અને ચોથા પ્રવેશ વચ્ચે ઓછામા ઓછા વીસબાવીસ દિવસ ગયા હોવા જોઇએ પ્રવેશને અંતે રાઇ વીણાવતીને તેડવા જાય છે ત્રીજા પ્રવેશમા શીતલસિંહ આદિએ લેવા ધારેલી લીલાવતીની મુલાકાત પાચમા પ્રવેશમા આવે છે ત્યા હલ્લેખેલી મુલાકાતની રજા મેળવવામા વીસબાવીસથી વધુ દિવસો તો ન જ થાય; એટલે પાચમો પ્રવેશ ચોથા પ્રવેશ પછી તરત જ બનતો ગણવો જોઇએ એ પ્રવેશને અંતે લીલાવની બેભાન થઇ જાય છે છઠ્ઠો પ્રવેશ લીલાવતીના મરણ પછીનો છે અને રાઇ અને વીણાવતીના લગ્ન પણ થઇ ગયા છે, એટલે પાચમા અને છઠ્ઠા પ્રવેશ વચ્ચે કેટલાક દિવસોનું અંતર સંભવે છે—આપણે એને પખવાડિયા કે મહિનાની આસપાસ મૂકી શકીએ.

આમ ચોથાથી સાતમા અંક વચ્ચેનો સમય આ પ્રમાણે છે

| | |
|---|---|
| ચોથો અંક | લગભગ ૧ દિવસ |
| ચોથા અને પાચમા અંક વચ્ચેનો ગાળો | લગભગ ૧ દિવસ |
| પાચમો અંક | લગભગ ૦। દિવસ |
| પાચમા અને છઠ્ઠા અંક વચ્ચેનો ગાળો | ,, ૦। થી ૦॥ દિવસ |
| છઠ્ઠો અંક અને છઠ્ઠા અને સાતમા અંક વચ્ચેનો ગાળો | ૧૦ થી ૧૫ દિવસ |
| સાતમો અંક અદાજે | ૬૮ થી ૫૬ દિવસ |
| લગભગ ૫૨થી ૭૪ દિવસ યા | ૧॥। થી ૨॥ માસ |

ટૂંકમા, આપણી ગણતરી પ્રમાણે આ નાટકની સમગ્ર કથા પોણા અગિયારથી ચૌદ મહિના સુધીનો ગાળો રોકે છે, રમણભાઇ મુજબ લગભગ પોણાઆઠથી સવાઆઠ મહિનાનો પણ તખ્તા પરના અને સાચા સમય વચ્ચે આમ તફાવત પડે એ કાઇ ક્ષતિનથી નાટકમા લેખકો બનાવ

૨૨. ૫ ૧૫૬-૧૫૮.

ગ્રંથરૂપથી બનતા જ બતાવે પ્ર. શેક્સપિયરનાં ઐતિહાસિક નાટકોમાં પણ બે સમય હોય છે એક સાચો અને બીજો એનાથી ઘણો ટૂંકો, તખ્તાનો. 'સરસ્વતીચંદ્ર'માં સ્વ. ગોવર્ધનરામે પણ કંઇક આવી જ આયોજન-રીતિનું અવલંબન કરેલું છે. આમ, આ બાબત સાહિત્યના આયોજનના એક અંશરૂપ છે, અને નાટકાદિના ઇન્દ્રજાલ માટે એ માત્ર ઉપકારક નહિ પણ લગભગ આવશ્યક ને અંગભૂત બની રહે છે.

સામગ્રી :

કવિતા અને સાહિત્ય (૧). કાંતા. ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી, ૧૯૩૮-૩૯. ધર્મ અને સમાજ (૧-૨). નરસિંહરાવની રોજનીશી. નવલગ્રંથાવલિ (૧-૪) નેપથ્ય. પ્રસ્થાન. મરાઠી નાટ્યસૃષ્ટિ (૧). મહાદેવભાઇના ડાયરીઓ. ડા. માધવજી મચ્છરે આપેલી માહિતી. રાઇનો પર્વત. રાઇનો પર્વત (ગ્રાન્ટ મેડિકલની ઓપેરાબુક). રાઇનો પર્વત (મુંબઇ ગુજરાતીની ઓપેરાબુક). રાઇનો પર્વતનું વિવેચન. વનરાજ ચાવડો. વિનોદિની નીલકંઠે આપેલી માહિતી. વિવિધ વ્યાખ્યાનો (૨). વિદ્યાબહેને આપેલી માહિતી. વિવેચના. હૅમ્લેટ. સધરાજેસંઘ સરસ્વતીચંદ્ર (૧-૪). સાહિત્યવિમર્શ. સરોજિની મહેતાએ આપેલી માહિતી. સાહિત્યવિહાર. સ્વ. સર રમણભાઇ.

## પ્રકરણ ૧૮ : : શૈલી[૧]

પ્રતિજ્ઞાપૂર્વક અમુક શૈલી યોજવી એટલે કલાનિર્મિતિને મૂળમાંથી જ ડીંગરાવી દેવાનો પ્રયત્ન.. શૈલી તો બની આવે તે ખરી, ધારી લવાય નહિ
—ઉમાશંકર જોશી

જેટલા અહોભાવથી રમણભાઇના 'રાઇનો પર્વત' વિશે વાત કરીએ તેટલા અહોભાવથી તેમની શૈલી વિશે બોલી શકાય તેમ નથી.

રમણભાઇએ બહુ નાની ઉંમરે લખવાનું શરૂ કર્યું. અત્યંત તેજસ્વી બુદ્ધિ, નવી જ જાતનો વિષય અને પિતાની લાગવગ એ

૧. રાઇ ને ભદ્રંની શૈલીનું તે તે પ્રકરણમાં ને નિરૂપણપદ્ધતિનું પ્ર. ૧૦માં પૃ. ૩૦૫ ઉપર નિદર્શન કરેલું છે. આ પ્ર.માં મુખ્યત્વે એમના નિબંધો ભાષણો અને વ્યાખ્યાનોનો વિચાર કરેલો છે.

સર્વ કારણે એમનાં લખાણ લખાયાં તેવાં જ પ્રસિદ્ધ થવા માંડયાં, આથી એમનાં શરૂઆતનાં લખાણોમાં શૈલી બંધાઈ નહિ, છતાં એમનાં લખાણોમાં આદિથી અંત સુધી શૈલીનો ધીમો વિકાસ જણાઇ આવે છે. આમ ક્રમશઃ શૈલી બંધાવા છતાં તે ઝડપથી બંધાઇ નહિ, બંધાઈ તેનીમાં પણ સામાન્ય રીતે જોમ, સ્વારસ્ય, રસાળતા કે વિશિષ્ટ વ્યક્તિત્વ ન આવ્યાં.

એનું મુખ્ય કારણ એ કે કેટલાક શૈલી પર વધુ ધ્યાન આપે છે, કેટલાક ઓછું. રમણભાઇ બીજા પ્રકારના લેખક હતા. તેમણે વાઙ્મયી અભિવ્યક્તિમાં કથયિતવ્યનો જ ખ્યાલ રાખ્યો. એના વાહનને ઉપયોગી સાધન તરીકે અપનાવ્યું, પણ એને સુંદર બનાવવાની ખાસ પરવા ન કરી. શૈલીનું મહત્ત્વ તેઓ નહોતા સમજ્યા એમ તો નહિ—શૈલી વિશે જ્યાં જ્યાં બોલ્યા છે ત્યા એમણે એના મહત્ત્વ વિશે વિવરણ કરેલું છે[૨]—છતાં એમની નજર સમક્ષ કથયિતવ્ય પ્રધાનપણે રહેતું. અને ઘણી વાર લાગણીના આવેગથી એ સુઘડ, પણ તે ક્ષણે સૂઝી આવે તેવી ભાષામાં રજૂ થતું. બીજું એ કે જેને પાક્ષિક ચલાવવું પડતું હોય તેને ઉતાવળથી લખવું પડે. આને લીધે કોઈકવાર શૈલી કાચી રપણ રહી જાય.[૩] ત્રીજું કારણ નાની ઉમરમાં મહીપતરામનાં શૈલી બાબતમાં સમૃદ્ધ નહિ એવાં પુસ્તકોના વારંવારના વાચનને લીધે પડેલા અજ્ઞાત પણ દૃઢમૂળ સંસ્કાર.

---

૨. અનુક્રમે કસા ૩, પૃ. ૫૩-૫૪, ૨૧૬-૨૨૦, ૨૭૫-૨૮૦.

૩. રમ. સાહિત્યિક-પત્રકાર હતા. આવા પત્રકારોના લખાણો બે જાતનાં હોય છે. કેટલાંક લખાણો તેમણે અમુક મર્યાદિત સમયમા બને તેટલી સારી રીતે લખવાનો પ્રયત્ન કરી લખ્યા હોય છે, તો બીજા અમુક લખાણો પોતાની સમગ્ર શક્તિ કેંદ્રીભૂત કરી લાગે તેટલો સમય લઈ નિરાંતે, સ્વસ્થતાથી, સંપૂર્ણ એકાગ્રતાથી લખેલા હોય છે. આવા પત્રકારોનાં પહેલા વર્ગનાં લખાણો કેટલીક વાર જોઇએ તેટલા સર્વાંગસંપૂર્ણ નથી હોતાં.

હવે એમની શૈલીની ખાસિયત વિચારીએ.

મણિલાલ નભુભાઇની પરિભાષા પ્રમાણે[૪] રમણભાઈ યથાર્થ પક્ષના લેખક હોઈ એમની નિબંધશૈલીનું પ્રધાન લક્ષણ છે સાદી રીતે, કોઇ પણ જાતના આયાસ વિના પોતાનું કથયિતવ્ય વહેતી કલમે કહ્યે જવું એ. એમનાં ઘણાંખરાં નિબંધાત્મક લખાણોમાં ઘણે ખરે સ્થળે તે દેખાય છે. આમ કરતાં સામાન્ય રીતે એમનાથી અરૂઢ નહિ એવા સંસ્કૃત શબ્દો વધારે વપરાય છે, અને વાક્યો એકદમ ટૂંકાં બનતાં નથી. એમાં કેટલીક વાર તેઓ લખતાં લખતાં સૂઝે તેમ એક જ વાક્યમાં એક પછી એક વાક્યખંડો કે ભાવવાચક નામો મૂકતા જાય છે. એક બહુ સચોટ ઉદાહરણ છે નર્મદના પક્ષ-પરિવર્તન અંગેનું પૃ. ૧૮૪–૧૮૫ ઉપર ઉતારેલું વક્તવ્ય. વહેતી કલમે લખતાં કોઇ વસ્તુ જરા ભારપૂર્વક કહેવી હોય કે કહેતી વખતે સહેજ ઝમક આણવી હોય ત્યારે તેઓ બે ત્રણ રીતિનો ઉપયોગ કરે છે. એમાંની એક તે અમુક પદો કે પદસમૂહોની પુનરુક્તિ સાથે આવતાં એક દાળાનાં ગૌણ કે પ્રધાન વાક્યોની :

ભોળાનાથે પોતાના જીવનમાં અનેક પ્રસંગે કેવી દૃઢ ઈશ્વરશ્રદ્ધા, કેવી ઉંચી સદ્વર્તનભાવના, કેવા ઉન્નત વિદ્યાસંસ્કાર, કેવા સત્યાગ્રહી ઉદાર વિચાર, કેવા કર્તવ્યપરાયણ આચાર દર્શાવ્યા છે...[૫]

તો એ પ્રસો ! કેટલી બધી વાર અમે આ પરમ સંપત્તિમૂલ, આ પરમાનંદ સ્થાન તજી ગયા છીએ ! કેટલી બધી વાર ભ્રમંત થઈ આડે માર્ગે ચઢી ગયા છીએ ! કેટલી બધી વાર *જગજ્જનની* ને *જગત્પિતા*ને ભૂલી ગયા છીએ ?[૬]

પ્રથમ તો એ જ ધ્યાનમાં લેવાનું છે કે જો મધ્યમમાં જ પરમ સુખ હોય, જો મધ્યમમાં જ પરમ આનંદ હોય, જો મધ્યમમાં જ પરમ સંતોષ હોય, જો મધ્યમમાં જ પરમ સાધુત્વ હોય તો...[૭]

યુધિષ્ઠિર, અર્જુન, રામ, સીતા, વગેરે વ્યક્તિઓનાં વ્યાસ તથા

---

૪. જુઓ પૂર્વે પ્ર. ૯.
૫. હાસ્ય ૨, પૃ. ૧૧૧.
૬. ધર્મ ૧, પૃ. ૧૮૪.
૭. ધર્મ ૧, પૃ. ૧૬૪.

વાલ્મીકિએ આપેલા ચિત્રથી ભારતવર્ષની પ્રજાએ કેટલી હૃદયોન્નતિ પ્રાપ્ત કરી છે! દુર્યોધન અને રાવણના તેમણે આપેલા ચિત્રથી અધમતાનો તિરસ્કાર કરવામાં હિન્દુ પ્રજા કેટલી બધી બળવાન થઈ છે! શેક્સપીયર અને મિલ્ટનના અભ્યાસથી ઇંગ્લાંડનું રાજ્યબંધારણ ઘડનારા રાજકાર્યધુરંધર પુરુષોના જીવન કેવી રીતે પ્રવર્તિત થયા છે! ચેધામ, બર્ક, ગ્લેડસ્ટન એ સર્વનો કાવ્યાભ્યાસ શૂન્ય થયેલો કલ્પો, અને પછી 'ઇતિહાસની આરસી'માં કેવું ચિત્ર દેખાય છે તે જુવો![૮]

ઈશ્વરની વિભૂતિ મેળવવાનો પ્રત્યેક મનુષ્યનો અધિકાર ન હોય અને ઘણા કાલાંતરે કોઈ એક યુગમાં, કોઈ એક જાતિમાં, કોઈ એક દેશમાં, કોઈ એક મનુષ્યમાં એ વિભૂતિ પ્રકટ થતી હોય અને તેના પ્રચારથી અમુક મંડળોને જ તેનો પ્રસાદ મળતો હોય તો શું દુનિયાના ઘણાખરા યુગ, ઘણાખરા દેશ, ઘણીખરી જાતિઓ, ઘણાખરા મનુષ્યો, ઈશ્વરની વિભૂતિ વગરના, ઈશ્વરના સત્ય વગરના, ઈશ્વરના જ્ઞાન વગરના, ઈશ્વરના આનંદ વગરના, ઈશ્વરના અમૃત વગરના, ઈશ્વરની શાન્તિ વગરના, ઈશ્વરની શુદ્ધતા વગરના રહેવા સર્જાય છે?[૯]

બીજી, જેનો જવાબ નકારમાં આવે તેવા પ્રશ્નો ઉપર પ્રશ્નો પૂછવાની જેમ કે, "પોતાનું અંતર ઉઘાડી જોયા વિના તેઓ ધાર્મિકતાનો આરંભ શી રીતે કરી શકશે? અને અન્તર ઉઘાડી જોતાં મલિનતા જણાય તો તે એ પરીક્ષા બંધ કરવાનું કારણ છે કે આગાડી ચલાવવાનું કારણ છે! દુષ્ટતા સંતાડીને સંઘરી મુકવા જેવી છે કે બહાર કાઢી લજ્જા પમાડી નસાડી મુકવા જેવી છે? ભક્તિદ્વારા ઈશ્વર સમીપ જઈ હૃદય ઉઘાડતાં શું દુષ્ટતા લજ્જા પામ્યા વિના રહેશે? એ દિવ્ય સાંનિધ્યમાં પાપિતાથી શું ટકી શકાશે?"[૧૦] મૅકોલે અને બર્ક એ જમાનાના લોકપ્રિય લેખકો હતા, ને [૧૧]બને રમણભાઈને પણ બહુ પ્રિય હતા.[૧૧] એ જમાનામાં આપણી ભાષા ઉપર અંગ્રેજી વાગ્મિતાની અસર હતી, ને

૮. કસા ૧, પૃ. ૩૨૩ ૩૨૪. ૯. ધસ ૧, પૃ ૯૨-૯૩
૧૦. ધસ ૧, પૃ ૨૨૧. ૧૧-૧૧ વિ નો વા. ૧૨-૧૨-૪૬.

તેમાં આ એનાં પુસ્તકોનો ફાળો હોઈ શકે. રમણભાઈનાં ઉપરનાં અવતરણોમાં પણ એવી વાગ્મિતા દેખાય છે.

ત્રીજી રીત તે અલંકારોની. દાખલા તરીકે, "પ્રજાસત્તાક સાક્ષરવર્ગમાં આવી રાજદરબારી ભાટાઈ કયાંથી આણી?"[12] પણ, આ શક્તિનો ઉપયોગ એમણે નજીવો જ—પંદરવીસ સ્થળે જ—કર્યો છે.

એક સ્થળે તેમણે વચ્ચે 'તો' મૂકી વાકયો સચોટ અને અસરકારક રીતે સામસામે તોળ્યાં છે. જુઓ પૃ. ૨૩૨ પરનું હિંદુધર્મ વિશેનું લાંબું અવતરણ. નીચેનું અવતરણ અને જે કંડિકામાંથી એ લેવામાં આવ્યું છે એ આખી કંડિકા રમણભાઈની નિબંધશૈલી કેટલી ઉચ્ચ કોટિએ પહોંચી શકે છે તેનું સરસ ઉદાહરણ છે:

પૃથુરાજનો સમય બારીક હતો, પૃથુરાજની સ્થિતિ વિષમ હતી, અને વીર્ય સાથે તેનામાં એવી કામુકતા હતી, એવી મોહાન્ધતા હતી, એવો દર્પ હતો, એવું અદૂરદર્શિત્વ હતું, કે તેનાં પરાક્રમો વાંચી સહર્ષ રોમાંચ અનુભવવાની સાથે તેના વિલાસ તથા તેના વિનાશથી અને તેનાં ચિરકાલ પહોંચતાં પરિણામથી ઊંડા ખેદની જોડે અપૂર્વ ચમત્કારની પ્રતીતિ થાય છે. જે રાજાની વિપરીત બુદ્ધિથી તેનો પોતાનો પ્રાણ ગયો, દિલ્હીનું રાજ્ય ગયું, અને હિંદુસ્તાનની સ્વતંત્રતા ગઇ તે વારસાના હકથી ગાદીએ ટકી રહેનાર કોઈ સાધારણ નિર્માલ્ય અધિપતિ નહોતો પણ પોતાની શમશેરની ધારથી દુશ્મનોને દૂર રાખનાર, વૈરીઓના માનનું ખંડન કરનાર, અને દ્વેષીઓ પાસે પોતાના યશ કબુલ કરાવનાર વિરલ પરાક્રમી વીર હતો. પૂજ્યભાવથી ભક્ત બની રહેલા પોતાના નાના પણ બહાદુર સૈન્યને અનેક રણસંગ્રામમાં લઈ જઇ જે વિજયધ્વજો સ્થળે સ્થળે તેણે ફરકાવ્યા હતા તે જ ઐતિહાસિક વીરરસકથાને શોભાવવાને બસ છે. તેની સાથે દરેક પ્રસંગે પ્રગટ થયેલું તેનું પોતાનું શૌર્ય, સાધારણ મનુષ્યો ભયભીત થઈ વ્યાકુળ થઇ જાય એવે સમયે મદોન્મત્ત થઇ શત્રુ તરફ તેણે બતાવેલો તિરસ્કાર, વગર પક્ષપાતથી મિત્રો પારખી તેણે મેળવેલી માનવૃત્તિ તથા પ્રશંસા અને શત્રુઓમાં ઉત્પન્ન કરેલા ત્રાસ

૧૨ કસા ૨ ; ૩૦૬.

અને કંપ: એ સર્વ એકત્ર કરતાં એની જીવનકથા વધારે વિસ્મયકારક અને અદ્‌ભુત થાય છે. પણ એટલેથી જ એના વૃત્તાન્તની વિશેષતા અટકતી નથી...વિલાસમા મગ્ન થઇ જઇ તેણે દિવસોના દિવસો રાજકાજ ભૂલી જઇ, પ્રજાને વિસારી મુકી, મિત્રોની અવગણના કરી, શત્રુઓની તૈયારીથી બેદરકાર રહી એવી રીતે ગાળ્યા, નવવધૂ સાથે મહેલમા તે એવો પુરાઇ રહ્યો, વિનોદમા ખલેલ ન થવા દેવા માટે તેણે આવની વિપત્તિ વિશેના મિત્રોના સંદેશા એવી રીતે વગર સાંભળ્યે પાછા જવા દીધા, કે એ પહેલાંના અને એ પછીના અદ્‌ભુત પરાક્રમનુ વૃત્તાન્ત ન જાણનાર તેની તુચ્છ કાયર પુરુષમાં જ ગણના કરે...૧૩

આના પર અંગ્રેજી શૈલીની અસર છે, છતાં પરિચ્છેદ ખટકતો નથી. ઊલટુ, એ આખો ભાગ જરા આયાસપૂર્વક રચવામાં આવ્યો હોય તોય એ આયાસ દેખાતો નથી, અને આખું અવતરણ વાગ્મિતાનો અને વિગતોને રસાળ રીતે રજૂ કરવાની શક્તિનો એક સારો નમૂનો બની રહે છે. ઉપલા અવતરણમાં વાક્યોચ્ચય પણ છે.

એ નોંધવુ જોઇએ કે રમણભાઇ જ્યારે સારી શૈલી રજૂ કરવા જતા ત્યારે ઉપર જણાવેલા અને એવા બીજા અપવાદો બાદ કરતા બહુ ઊંચે પહોંચી શકતા નહિ એમનાં લખાણો એકધારા બની જતાં કેટલીક વાર વૈવિધ્યહીન પણ લાગતા. આથી ઊલટુ, પ્રૌઢિ, અમુક વસ્તુ સમજાવવા અને એની પ્રતીતિ કરાવવાની શક્તિ પણ તેમના લખાણોમા કેટલીક વાર દેખાતી.૧૪

---

૧૩. કસા ૨, પૃ. ૧૪૪-૧૪૫.

૧૪. નીચેનો સારો પણ પ્રૌઢ ને ગભીર ફકરો એમની એ શક્તિનો સારો નમૂનો છે:

" આ લીટીઓને કવિતા કહેવાથી કવિતાનુ અપમાન જ થાય છે પરંતુ, કવિતાની છંદોમય વાણી પણ આવા નિબધનોને આપવી ઘટતી નથી. કેમકે છંદનો એવો અધઃપાત જ થાય છે અને છંદ રમણીયતા તથા ભાવનો જ દમેરા સદગામી નથી હોતો એવો આભાસ થાય છે. સ્મૃતિને આવા પદ્યનિબંધનોથી સહાયતા થઇ શકે છે એટલો જ તેમનો બચાવ છે. પરંતુ, શિક્ષણ-પદ્ધતિમા અને જ્ઞાનસંપાદનમા પદ્યોની સહાયતા વિના સ્મૃતિનો જે

શબ્દો કે શબ્દસમૂહોની પુનરુક્તિ, પ્રશ્નવિરામવાળાં વાક્યોની પરંપરા, લાંબા વાક્યોચ્ચય—એમની નિબંધશૈલીમાં વચ્ચે વચ્ચે

અનેકશઃ વ્યાપાર થાય છે તે દર્શાવે છે કે એ પ્રયોજન સારું પણ આ પ્રયાસ નિરર્થક છે. છંદથી આવા વિષયમાં કોઈ પ્રકારની સુંદરતા નથી આવતી એ તો ઉપરના જેવી લીટીઓ એકવાર વાચ્યાથી જ ખાત્રી થાય છે. સુંદર આકૃતિનાં વસ્ત્રાભૂષણ વિરૂપ આકૃતિઓને શોભતાં નથી, તથા સજીવ પદાર્થોની અલંકૃતિ જડ પદાર્થો પર આરોપિત કરતાં રસિકતાનો આઘાત થાય છે; અને મંડનસામગ્રીની આ રીતે અસ્થાને યોજના કરવાથી મંડનની, મંડનસામગ્રીની, અને મંડનસામગ્રીના યોગ્ય પાત્રની ગણના હલકી થાય છે...પદાર્થવિજ્ઞાન, ઇતિહાસ, ન્યાય, તત્ત્વચિંતન, ધર્મવિચાર, ઇત્યાદિ ઉચી પંક્તિના જ્ઞાનવિષયોની ચર્ચા પણ કવિતાને યોગ્ય નથી, કેમકે એ ચર્ચામાં સામાન્ય સારનું અન્વેષણ અને અમૂર્ત તર્કનું અનુસરણ થાય છે, અને, કવિતા વિશેષ વ્યક્તિઓ અને મૂર્ત જીવનો તથા વ્યવસ્થાઓ ખોળવાનો તથા દર્શાવવાનો પ્રયાસ કરે છે. ઉપરના જ્ઞાનવિષયોમાંથી પણ સુશ્લીલા, શૂરજીવન, ભક્તિ વગેરે ભાવનાં સ્થાનો જુદાં પડે છે ત્યારે તે સામાન્યમાંથી વિશેષમાં આવી કવિતાના પ્રદેશમાં આવે છે. જ્ઞાનની ગહનતા અને પ્રકૃષ્ટતા ગમે તેટલી છતાં જ્યાં સુધી તેનું રસમય રૂપાંતર થયું ન હોય ત્યાં સુધી શુષ્ક રૂપે તે કવિતાને યોગ્ય થઈ શકતું નથી, અને તેથી એવી શુષ્ક ચર્ચા છંદોમય વાણીમાં પણ મુકવી યોગ્ય નથી. આ રીતે, આખું વનસ્પતિશાસ્ત્ર છંદમાં પ્રકટ કરવું વ્યર્થ અને અયોગ્ય છે, પરંતુ એક પર્ણના રંગથી કે એક તૃણની મૃદુતાથી ઉત્પન્ન થતા ભાવ છંદમાં રચવાયોગ્ય છે; અનંત કાલમાં આત્માની શક્તિ તથા અવસ્થા શી છે તથા તે શી રીતે સમજાય એ ચર્ચા છંદને યોગ્ય નથી, પરંતુ દેહની નશ્વરતા વિશે કે પરકાલ વિશે આત્માને એક ક્ષણે થઇ આવેલી ઊર્મિ છંદમાં વર્ણવવી યોગ્ય છે. ઉતરતી પંક્તિના વિષયોમાં પણ એ જ પ્રમાણે ચર્ચા ગમે તેવી ઉપદેશ આપનારી હોય, વાર્તા ગમે તેવી રમુજવાળી હોય કે વાક્યરચનામાં ગમે તેવી ચતુરાઈ હોય તો પણ અદ્ભુત ભાવનું ઉદ્દીપન ન હોય ત્યાં સુધી એ સર્વ વિષયો જેમ કવિતાને લાયક નથી તેમ છંદને પણ લાયક નથી.”
(કલા ૧, પૃ. ૬૩–૬૪)

દેખાતા આ લક્ષણો એમની ભાષણશૈલીમા પણ દેખાય છે. એ ઉપ રાત કેટલીક વાર એમા થોડો ઘણો આરોહઅવરોહ પણ હોય છે, જો કે એકંદરે ભાષણની છટા જ્યા આવે છે ત્યા તે હમેશા જોઇએ તેટલી સ્વાભાવિક લાગતી નથી. પણ એમના જીવનના છેલ્લા દોઢ બે દાયકામા એમની આ જડતા સાપવાદ ઓછી થઇ અને સ્થાને વધુ સ્વાભાવિકતા આવવા મડે છે. એમનુ છેલ્લુ ભાષણ, આઠમી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકેનુ, સાદા સરળ ભાષણનો ઠીક નમૂનો છે. આ અને "ગુજરાતી નાટકો અને નવનકથા" "ગુજરાતી સાહિત્યનું હાલનુ વલણ" "હાલના ગુજરાતી સાહિત્ય વિશે કેટલાક વિચારો" જેવા સમગ્રદર્શન કરાવતા ભાષણોમા રમણભાઈ એમની હમેશની લબાણની ટેવ મૂકી દે છે. આ પાછના ભાષણો, ખાસ કરીને પાછના બે, આ કારણે સામાન્યો માટે વધુ સરલ અને સર્વ માટે વધુ સુવાચ્ય બન્યા છે. "સરસ્વતીચદ્રનુ અવલોકન"ના પાછલા ભાગમા ત્રણત્રણ ને ચારચાર પાનાવાળા, અદર એકથી વધુ અવ તરણો સમાવતા પરિચ્છેદો આવે છે તેવુ આમા બનતું નથી કેટ-લાક ભાષણો તૈયાર કરવા માટે તેમણે ઠીકઠીક સમય લઈ મહેનત કરેલી દેખાય છે. 'જ્ઞાનસુધા' માટે લખાતા લેખો કરતા જાહેરમા ખાસ નિમત્રણથી જઇ વાચવા માટેના લેખોમા વધુ કાળજી રખાય એ સ્વાભાવિક છે[૧૫]

રમણભાઈની વાગ્મિતાના એક સારા નમૂના તરીકે લાગણીની સાચી ધબકવાળા, વિધવા વિશેના, પ્રકરણ આઠમામા પૃ ૧૭૬–૧૭૭ ઉપર ઉતારેલા ભાષણના વચનો ફરી વાચી જુઓ. એમા વાણીમા

૧૫. આવા કેટલાક ભાષણોની શરૂઆત તેમણે એકાદ બનાવ કે પ્રસગ વર્ણવીને કરેલી છે આ તેમને અમેરિકા ભાષણો પરથી સૂઝયુ હોવાનો સભવ છે. ગમે તેમ હોય, એ વસ્તુ ઘણી વાર આકર્ષક બને છે જુઓ "સાહિત્યની અભિવૃદ્ધિ" (૧૯૧૧), બીજી ગુજરાત સસારસુધારા પરિષદનુ ભાષણ (૧૯૧૯), "અસહકાર અને આત્મશુદ્ધિ" ('૧૯૨૧)

ડોલન કે લય આવે છે, જો કે ગદ્યલય વિશ્લેષણ થઈ શકે એવો નથી હોતો. ત્યાં પૂર્વપૂર્વ કરતાં ઉત્તરઉત્તર અનિષ્ટ વધુ ને વધુ તીવ્ર આવતું જાય છે, ક્રમશઃ આરોહ નજરે ચડે છે, ને અંતિમ વાક્ય ઘણુંના ઘાની ગરજ સારે છે. આ અવતરણ બતાવે છે, કે રમણભાઈ શૈલી પ્રત્યે સજાગ હતા; જો કે પોતાની આ શક્તિનો ઉપયોગ તેમણે વિરલ જગ્યાએ જ કર્યો છે.

રમણભાઈના સાહિત્યવિષક નિબંધો કરતાં સાહિત્ય ને સમાજ-વિષયક ભાષણો ચડે છે, તો એ ભાષણો કરતાં પ્રાર્થનાસમાજ સમક્ષ એમણે આપેલાં વ્યાખ્યાનો વધારે ચડિયાતાં છે. આનું એક કારણ એ છે કે અત્યાર સુધી જોયેલા લેખો ઘણુંખરું બુદ્ધિથી પરીક્ષા કરવાના વિષય પર હતા. એમાં ભાવોદ્રેકનો અવકાશ ઓછો રહે. પણ ધર્મવિષયક વ્યાખ્યાનોમાં બુદ્ધિની દલીલોને બદલે ભાવનાથી હૃદયને સ્પર્શવાનું કામ વધારે કરવાનું હોય છે. બીજું કારણ એ કે રમણભાઈ સાચા ભક્ત હતા, સંસારશું સરસા રહેવા છતાં એમનું મન ઈશ્વરની સમીપ જ રહેતું, એટલે એમાં એમને ભાવસંચલન જલદી થતું, ને તે વખતે એમના હૃદયનો રસ ત્યાં ઢળવાનો. રમણભાઈનાં પ્રાર્થનાસમાજી વ્યાખ્યાનોમાંનાં ચાર એ વિભાગમાં વહેંચાયેલાં છેઃ એના પહેલા ભાગને તેઓ ઉદ્‌બોધન કહે છે, અને તેમાં ઈશ્વરની ઉપાસના કરવામાં આવી હોય છે. બીજા ભાગને તેઓ ઉપદેશ કહે છે, ને તેમાં ઉદ્‌બોધનની શરૂઆતમાં ટાંકેલ સંસ્કૃત કે ગુજરાતી અવતરણનું ઉપદેશાત્મક સ્પષ્ટીકરણ કરેલું હોય છે. સામાન્ય રીતે આ બંને ભાગમાં અને એવા ભાગ નથી ત્યાં શૈલી સારી છે, પણ ઉદ્‌બોધનમાં તેમની શૈલી ને કવિત્વ ખાસ ધ્યાન ખેંચે છે. રમણભાઈના આ ધર્મવિષયક ઉપદેશો જોનારને કબૂલ કરવું પડે કે આ શાખામાં તો એમને પોતાની લગભગ વિશિષ્ટ શૈલી હતી જ. ઉદ્‌બોધનના ત્રણ ચાર સારા નમૂનાઓમાંથી એક "ॐ सत्यं ज्ञानमनंतं ब्रह्म"થી શરૂ થતો—ધર્મવિષયક પ્રકરણમાં પૃ. ૧૩૩–૧૩૪

ઉપર ઉતારેલો છે, જે જોતા એમની વિશિષ્ટ શૈલીનો ખ્યાલ આવશે.

પર્યેષક ગદ્યમા સુદર ભાવમય શૈલી બહેલાવવાનો ખાસ અવ કાશ રહેતો નથી. આમ છતા રમણભાઇના એવા ગદ્યમા જો કોઇ વાર કવિતાના અશો આવ્યા હોય તો તે પણ એમના ધર્મવિષયક વ્યાખ્યાનોમા જ એમના લખાણોમા મળી આવતા એવા ગણતર ઉદાહરણોમાથી એક અહી ઉતારીશુ પ્રકૃતિસૌદર્ય જોવાની રમણ ભાઇને દૃષ્ટિ હતી, ને એ સૌદર્યને તેઓ સાદા પણ અસરકારક ગદ્યમા ઉતારી શકતા

ઝળહળતો રમ્ત અરુણોદય, બદલાતા રગોથી મૃદુ થઇ અસ્ત થતા સૂર્યના કિરણો સાથે શ્યામતા ભોગવતો સાયકાળ, આકાશના ઘુમ્મટનુ પ્રતિબિબ ધારણ કરતા સરોવરો, મનુષ્યની દૃષ્ટિગોચરતાની અગાડી દેખાતો ઘુઘવતો સાગર, એકાન્તમા ઉભા ઉભા વાદળાને અટકતા અને તોફાન તથા વાવાઝોડા વચ્ચે અચળ રહેલા પર્વતો, ધરાદાર વૃક્ષોની હારદાર કમાનથી અગર લીલા ઘાસના વિસ્તારથી દીપતા મેદાનવાળા ભૂસ્થળો, પવનની તરગમય લહેરો સાથે ઉચે નીચે ઝુલતા અને સુગધ પસરાવતા પુષ્પ, મૃદુ સ્વચ્છ અને પારદર્શક જળથી ભરેલી તથા ખેતીના કિનારા વચ્ચે વહી જતી નદીઓ, ચાદના પડા ગમ દીસતા અને અખડ ધારાથી પડયા જતા ધોધ, શરદ ઋતુમાની મધ્યરાત્રિમાની ચાદની, જલવિસ્તાર ઉપર પથ રાયેલો ચદ્રપ્રકાશ, અસખ્ય વિવિધ જ્યોતિઓથી ઝગઝગી રહેલો તારકમય વ્યોમપ્રદેશ આ અને આવા અગણ્ય દેખાવો સૃષ્ટિનુ સૌદર્ય નિર્વિવાદ રીતે દર્શાવે છે અને ઈશ્વરની ભાષામા સતત વહેતા ભાવપ્રવાહવાળુ કાવ્ય પ્રગટ કરે છે.[૧૬]

પ્રો. બ ક. ઠાકોરે કહ્યુ છે કે "રમણભાઇને શૈલી જ નથી"[૧૭] આના પરાણે ન જડાતા કારણો તેઓ આ આપે છે "બધી ચિત્તશક્તિઓને એકાગ્ર કરીને એમણે વાપરી જ નથી ત્રણ કે ચાર અવધાન સાથે સાથે કરવામા બુદ્ધિને વહેચી નાખવાની ટેવ એમને

---

૧૬ ધસ ૨, પૃ ૮૭-૮૮ ૧૭ સ્વ, પૃ ૨૭૮-૨૮૦

પડી ગઈ."[૧૭] સુધારક ને સાદી ભાષાના આગ્રહી મહીપતરામના એ પુત્રે આપણા પછાત પ્રાંતમાં સાદી ભાષા જ વાપરવી જોઈએ એવો આગ્રહ રાખેલો.[૧૭] સાદાઈ ખાતર "પરિભાષા પણ રમણભાઈએ ન છૂટકે વાપરવી પડે તેટલી જ વાપરી છે, તેટલી પણ ભાગ્યે વાપરી હશે."[૧૭] તેમણે સંસ્કૃત ને અંગ્રેજીના છૂટે હાથે ઉતારા કર્યા છે, અને વળી એ ઉતારા શાસ્ત્રીયતા, પરિભાષા વગેરેને લીધે ભારે પડશે એમ ગણીને પુનરુક્તિ કરી છે. એને લીધે લખાણ બહુ લાંબાં થયાં છે.[૧૭]

પ્રો. ઠાકોરના આ વિધાનમાં 'અવધાન' શબ્દ અસ્પષ્ટ છે. અભિપ્રેત અર્થ એ લાગે છે કે શૈલી કેળવવામાં જે એકાગ્રતાની જરૂર પડે તે એકાગ્રતા તેઓ સાધી શક્યા નહોતા. પણ એવો પુરાવો મળે છે કે રમણભાઈ બહુ એકાગ્ર થઇને લખતા.[૧૮] 'રાઇનો પર્વત'માં એમની બધી વિચ્છક્તિઓ ભેગી થયેલી છે. 'ભદ્રંભદ્ર'માં પણ શૈલીનાં ઉત્તુંગ શિખરો સર થયેલાં છે. સાદી ભાષામાં શૈલી ન જ આવી શકે એ ખ્યાલ પણ બરાબર નથી. એ ખ્યાલ સાચો હોય તોપણ રમણભાઇએ કાંટાવાળા જેનો આગ્રહ રાખતા તેવી અતિસાદી ને પ્રૌઢિહીન ભાષા વાપરવાની ભૂલ નથી જ કરી. એમનો મત પણ એવો નહોતો.[૧૯] ને એમણે જરૂર પડ્યે તત્સમ શબ્દો છૂટથી વાપરેલા છે. એમની ભાષા જોનાર

૧૮. સ્વ. હીરાલાલ પારેખ : "એકાદ પરિષદના પ્રમુખ તરીકે વ્યાખ્યાન લખવાનું હોય, કોઈ ભાષાશાસ્ત્રનો મુદ્દો વિચારવાનો હોય, પોતાને પ્રિય એવા વિષયની ચર્ચા નજરે પડી આવી હોય, તો તેમાં એમનું લક્ષ ગરકાવ; જુનાં સ્મરણો સાથે તે સંકળાઈ જતું :'અને એકમેક થઈ જતું." (સ્વ., પૃ. ૨૩૬) શ્રી. સરોજિની મહેતા : "'જ્ઞાનસુધા'માં 'હાસ્યરસ'નો નિબંધ છપાતો ત્યારે પ્રેસમાંથી "મેટર" લેવા આવે એટલે જે કામ કરતા હોય તે પડતું મૂકી સપાટાબંધ એને થોડો ભાગ લખી આપે!" (સ્વ, પૃ. ૭૭-૭૮) આમ છતાં એ નિબંધ કેટલો કડીબંધ છે તે આપણે જાણીએ છીએ.

૧૯. જુઓ પ્ર. ૧૦; પૃ. ૨૯૬-૯૭.

તરત કહી શકે કે અન્વય વગેરે સંપૂર્ણ ગુજરાતી હોવા છતાં એના લેખકના મન પર સંસ્કૃત વાચનની ઊંડી છાપ પડી હોવી જોઇએ. આમ છતાં એ ખરું કે જનતાને માર્ગદર્શન કરાવવાનો આશય હોવાથી રમણભાઇ લખતી વખતે ભાષા કઠિન ન બને તો સારું એવો ખ્યાલ કદાચ રાખતા હોય. એ જમાનામાં એ રીતે કરવાની વખતે જરૂર પણ હોય.

રમણભાઈએ પરિભાષા વાપરી છે, એટલું જ નહિ, પરિભાષા બનાવી પણ છે.[૨૦] ઉતારા વિશેની પ્રો. ઠાકોરની વાત સાચી છે, પણ શાસ્ત્રીયતા અને પરિભાષાને લીધે એ ભારે પડશે એમ ગણી એમણે પુનરુક્તિઓ તો ખાસ નથી જ કરી પુનરુક્તિ છે તે તે ને તે લેખમાં ખાસ નથી; એક જ લેખકના જુદા જુદા પ્રસંગે લખાયેલા જુદાજુદા લેખોમાં આવે તે જાતની છે. હા, એક બે સિવાયનાં બધાં અંગ્રેજી અને અડધાથી વધુ સંસ્કૃત અવતરણો નીચે તેમણે ભાષાંતર અચૂક આપ્યાં છે. આ ભાષાંતર આમ જનતાના બોધને માટે તો ખરાં જ, પણ સાથે એમને ભાષાંતર કરવાનું બહુ સુકર હતું તે, અને જે કામ કરવું તે નખશિખ કરવું એવી વૃત્તિ, એ બંને કારણો પણ એમાં સામેલ ખરાં.

પણ પ્રો. ઠાકોરને ન્યાય કરવા કહેવું જોઇએ કે એમણે પોતાના ધોરણે રમણભાઇ વિશે અભિપ્રાય આપ્યો છે. બહુ જ ઘૂંટેલી અર્થઘન શૈલીવાળા, પોતાના લખાણમાં ધારેલી અસર આણવા અમુક ફકરા તો ફરી ફરી લખનારા.[૨૧] પ્રો. ઠાકોરને અતિ વ્યવસાયિતાને લીધે તેમ ન કરી શકનારા રમણભાઇની શૈલી શૈલી જ ન લાગે, એમાં અતિસાદાઇ, પરિભાષા પ્રત્યે દુર્લક્ષ અને વધુ પડતા ઉતારા ને ભાષાંતરો જણાય એ સ્વાભાવિક છે. બીજું એ કે પ્રો. ઠાકોરે રમણભાઇના લેખો સામયિકોમાં પ્રસિદ્ધ થયેલા તેમ વાંચેલા હશે, ને

૨૦. અલબત, એમણે યોજેલા ગુજરાતી પારિભાષિક શબ્દોમાંના ઘણા વિશેના બાદ કરતા બાકીના મનોરમ નથી. ૨૧. મુદ્રા. (બ. ક. ઠાકોર)

એમના શરૂઆતના લેખો પરથી એમની શૈલી માટે તેમનો અભિપ્રાય બંધાઇ ગયો હશે; ને રમણભાઇનો પહેલો નિબંધ "કવિતા" અને એમના સાહિત્ય વિશેના શરૂઆતના નિબંધો શૈલીની દૃષ્ટિએ કાચા કે સાધારણ છે જ. અને પ્રો. ઠાકોરે [૨૨]રમણભાઇની શૈલીના શ્રેષ્ઠ ઉદાહરણરૂપ 'ધર્મ અને સમાજ' વાંચ્યા વિના જ[૨૨] આ અભિપ્રાય ઉચ્ચાર્યો લાગે છે એ પણ ગણનામાં લેવું જોઇએ.

ટૂંકમાં, સમગ્રપણે વિચારતાં રમણભાઇની શૈલી બે જાતની છે: ખૂબ શક્તિશાળી, ને લગભગ સામાન્ય. ભદ્રંભદ્રમાં એમના વૈવિધ્યપૂર્ણ શૈલીસ્વામિત્વનાં દર્શન થાય છે. સાહિત્યવિષયક નિબંધોમાં એનો લગભગ અભાવ છે. એમના ધર્મવિષયક લેખો એ બેની વચ્ચેનું સ્થાન ભોગવે છે.

**સામગ્રી:**

કવિતા અને સાહિત્ય (૧-૨). ધર્મ અને સમાજ (૧-૨). પ્રો. બ. ક. ઠાકોરે આપેલી માહિતી. લેડી વિદ્યાબહેને આપેલી માહિતી. સ્વ સર રમણભાઈ. જ્ઞાનસુધા.

## પ્રકરણ ૧૯ : : ઉપસંહાર

આવું છે રમણભાઇનું સમગ્ર ક્ષર અને અક્ષર જીવન. તેમને સાહિત્યશોખ, સંસારસુધારો, ધર્મનિષ્ઠા, સેવાભાવ અને નીડરતા વારસામાં મળ્યાં હતાં. પિતા કરતાં એ બધી વાતે સવાયા હતા. ગુજરાતના જાહેર જીવનમાં એમના જેવા સત્શીલ પરોપકારી ઇશ્વરનિષ્ઠ સજ્જન મળવા વિરલ છે. એમનું જીવન એવું સૌજન્ય ને સૌરભભર્યું હતું કે એમના સંપર્કમાં આવેલાં નાનાં મોટાં દરેકને

---

[૨૨-૨૨] પ્રો. ઠાકોરનું આ ભાષણ '૨૯માં (સ્વ. પૃ. ૨૭૦); ધસ ૧, '૩૨માં. પ્રો. ઠાકોરે મુલા.માં 'રમ. આટલા ધર્મનિષ્ઠ હશે એનો મને ખ્યાલ નહોતો' એમ કહેલું, ને એમને સમાજ તરફ ખાસ ભાવ નહોતો તે પરથી એવું અનુમાન કરી શકાય કે રમ.ના ધાર્મિક લેખો એમણે ક્વચિત્ જ વાંચ્યા નહિ હોય.

એનો લાભ મળતો. રાજકારણ પરત્વે એમનાં અને ગાંધીજીનાં મતો અને કાર્યપદ્ધતિ તદ્દન ભિન્નટાં હોવા છતાં આ એક બાબતમાં તેઓ ગાંધીજીના સહોદર બંધુ જેવા હતા.

વકીલાતના વ્યવસાયથી એમની ઝીણી બુદ્ધિ વિશેષ સૂક્ષ્મ થઇ હતી, ને તેમની નિસર્ગદત્ત અવલોકનશક્તિને ઘણું પોષણ મળ્યું હતું. એ અવલોકનનો તેઓ 'ભદ્રંભદ્ર' અને 'રાઇનો પર્વત'થી "ચીઠ્ઠી" સુધીની નાનીમોટી બધી સર્જનાત્મક કૃતિઓમાં સારો વિનિયોગ કરી શક્યા.

ઘણી વખત સાહિત્યકારના અંગત ચારિત્ર્યનું એની સર્જનાત્મક કૃતિઓ પર પ્રતિબિંબ પડે છે—એના માનસ અને સ્વભાવના અંશો એનાં પાત્રોમાં આવી જાય છે. "ચીઠ્ઠી" અને "તૈયાર છે"માં વાતો કહેનારાં પાત્રોનું માનસ અને તેમની બોલચાલની ઢબ ખુદ રમણભાઈની જ છે. કલ્યાણકામ ને રાઈ એ ઇષ્ટ પાત્રોમાં પોતાના જ સ્વભાવના અંશો તેમણે આવવા દીધા છે. "તમને ઘેર અણગમો થતો હોય તો પણ તુરંગમાં જવા શા માટે આતુર થાઓ છો ? જવાએ જઓ."[1] જેવા કલ્યાણકામના શબ્દો પણ રમણભાઈની એમ બોલવાની ટેવ ને કુનેહનું પ્રતિબિંબ પાડે છે.

સાહિત્યકારો પર મહેણું છે કે તેઓ સાહિત્યમાં પડતાં વ્યવહારમાંથી પાછા હઠી જાય છે. એથી ઊલટું, રમણભાઈએ તો સર્વ શક્તિ વાપરી વહેવારનું—જનસેવાનું—કાર્ય કર્યું; જનસેવા અને સાહિત્યસેવા બંનેમાં સારો ફાળો આપ્યો. આપણો ઇતિહાસ એટલા વેગથી ચાલે છે કે એમણે જનસમાજમા જે કામ કર્યું એની કદર તેમની પછીના તરતના જમાનાએ જોઈએ તેવી નથી કરી; પણ સાહિત્ય તો તેમને ચિરસ્થાયી સ્થાન ને માન આપશે.

'જ્ઞાનસુધા'ના તંત્રી તરીકે તેઓ સંસારસુધારો અને પ્રાર્થનાસમાજ માટે જબરાં યુદ્ધો ખેલ્યા, અને ગુજરાતના અલ્પધન ધાર્મિક

1 રાપ, ૨૦૨, પૃ. ૨૭

બુદ્ધિશક્તિનું ફલ હોઈ લેખકની સર્વ શક્તિનો પિંડ છે. એમનાં ઉત્કટ ઈશ્વરનિષ્ઠા અને નીતિપ્રેમ, સંસારસુધારો અને નારીપ્રતિષ્ઠાની ભાવના, તથા કવિત્વ અને હાસ્યવૃત્તિ એમાં સુપેરે પ્રતિબિંબિત થયાં છે. એ ઉપરાંત શૃંગાર અને કરુણ સર્જવાની એમની ઊંચી શક્તિ પણ એમાં દેખાય છે. સ્થિર શાંત રમણભાઈએ સૌષ્ઠવપ્રિય કૃતિમાં પણ નાયક–ઉપનાયકનો પ્રેમ રંગદર્શી આલેખ્યો છે. વસ્તુની કલ્પના, પ્રસંગો અને પરિસ્થિતિના સર્જનમાં તથા પાત્રવિધાનમાં એમણે સારી શક્તિ દાખવી છે. રહસ્ય અને સમગ્ર આલેખનમાં એ નાટક બહુ જ ઊંચું છે. એમાં દોષ હોય તો તે માત્ર નાટ્યાત્મકતા અને તખ્તાલાયકીમાં વચ્ચે વચ્ચે થતી ક્ષતિનો. પ્રો. ઠાકોર સિવાયના આપણા બધા વિવેચકોએ આ કૃતિની ઘણી પ્રશંસા કરી છે. રમણભાઈ પછીના નાટ્યકારોમાં નાટ્યાત્મકતા અને સંવાદસામર્થ્ય વધુ હોવા છતાં તેઓની ઘણીખરી કૃતિઓ "લઘુભાર" છે. રમણભાઈ જેવું સંકુલ અનેકઅંશગ્રાહી અને જીવનના ઊંડાણમાં ઊંડા રહસ્ય અને ફિલસૂફી આલેખવા પ્રયત્ન કરતું નાટક એ કોઈએ લખ્યું નથી. પંડિતયુગની એ પ્રતિનિધિરૂપ નાટ્યકૃતિ આજે પણ આપણા નાટ્યસાહિત્યમાં અગ્રસ્થાને બિરાજે છે.

આમ આપણા સાહિત્યક્ષેત્રે રમણભાઈ તંત્રી, વિવાદકાર, તત્ત્વવેત્તા, નિબંધકાર, વિવેચક, ભાષાશાસ્ત્રી, હાસ્યકાર, નાટ્યકાર એવા અનેકરૂપે વિલસ્યા છે. કવિતાના ક્ષેત્રમાં પણ તેમણે થોડું ગણનાયોગ્ય કાર્ય કર્યું છે.

તેમણે આ બધી સાહિત્યપ્રવૃત્તિ વ્યવહારને માટે આવશ્યક પ્રવૃત્તિમાંથી ફાજલ પડતા સમયના લઘુતર ભાગમાં જ કરેલી, એનો બહુવંશ તો જાહેર જીવન પાછળ ગાળેલો, એ વાતનો વિચાર કરતાં આપણા સાહિત્યકારોને દુઃખ થાય એ સ્વાભાવિક છે. પણ સન્નિષ્ઠ લોકસેવક સત્પુરુષો પોતાનું લોકધારણાનું કામ એક ક્ષેત્રમાં મર્યાદિત ન કરતાં જે જે ક્ષેત્રો તેમની સેવા માગે તે તે ક્ષેત્રમાં ઉપસ્થિત

સાહિત્યને પોતાના ધાર્મિક નિબંધો વડે ઠીક પુષ્ટ કર્યું. એમનાં ધાર્મિક લખાણોમાં નિરીશ્વરવાદીને ઈશ્વરવાદી અથવા સનાતની હિંદુને એકેશ્વરવાદી કરવાની શક્તિ ન હોય તોપણ તેમાં ઈશ્વરનિષ્ઠની આસ્થા દૃઢ કરવાની શક્તિ છે, અને તેમની પોતાની ઈશ્વરનિષ્ઠાને તે સારી પેઠે વ્યક્ત કરે છે. આ નિબંધો અને વ્યાખ્યાનોથી તેમણે ગુજરાતની પ્રાર્થનાસમાજને દિલચાલને સાહિત્યમાં સાચવી રાખી, પ્રાર્થનાસમાજના સાહિત્યમાં માર્ટિનોનો પહેલી વાર વિનિયોગ કરી બતાવ્યો, અને થોડું કીર્તનસાહિત્ય સરજ્યું. ધર્મ, સુધારો અને સાહિત્યની ચર્ચા કરતાં તેઓ આપણા લગભગ અજોડ વિવાદકાર બન્યા, અને વિવાદનું મહદંશે વિશુદ્ધ સાહિત્ય સર્જી આપ્યું.

વિવાદકાર અને વિવેચક તરીકે તેમણે પશ્ચિમની ઢબની ઊર્મિકવિતાનું ગુજરાતી સાહિત્યમાં અવતરણ કરાવ્યું; ને કુકવિતાને, ઝડઝમક ચાતુરી અને ઊર્મિહીનતાને, ચિત્રકાવ્ય અને શીઘ્રકાવ્યને એકે સપાટે હાંકી કાઢ્યાં. તેમનું એ ખંડન એવું સચોટ અને આવેગભર્યું હતું કે એવી કવિતા એમના પછી ટકી શકી નહિ. પણ એમણે જે મંડન કર્યું તેમાં એ એટલા સફળ ન થયા. પશ્ચિમની તત્કાલીન વિવેચનાની અસરથી તેમણે ઊર્મિને કાવ્યનું સર્વસ્વ ગણ્યું અને આત્મલક્ષી કવિતાને સર્વશ્રેષ્ઠ કહી. આ દૃષ્ટિદોષને લીધે અને આભાસ કવિતાને પડછે સાચી કવિતાનાં દૃષ્ટાંત આપવા જતાં તેમનાથી નરસિંહરાવની કવિતાનાં બેહદ વખાણ થઈ ગયાં. આમ છતાં એમના બંધુકૃત્યથી નરસિંહરાવ અને કાંતની કવિતા વહેલી પ્રકાશમાં આવી, અને એમને સારો લાભ થયો.

વય વધતાં ઊર્મિ વિશેનો તેમનો ઐકાંતિક આગ્રહ ઓછો થયેલો ખરો, પણ કવિતામાં માત્ર ઊર્મિ નહિ પણ આત્માની બધી શક્તિઓનો વિનિયોગ થાય છે—એ સમગ્ર આત્માની કલા છે એ દૃષ્ટિ તો આપણને આનંદશંકરે જ આપી.

એમની દૃષ્ટિ કાવ્યનાં બધાં અંગઉપાંગો પર ફરી વળી છે. પૂર્વ અને પશ્ચિમનાં કાવ્યશાસ્ત્રો જોઈ એ બેનો સમન્વય કરી કવિતાનું શાસ્ત્રીય નિરૂપણ કરવાનો યત્ન કરનાર એ આપણા પહેલા વિવેચક; જો કે એમનો સમન્વયનો પ્રયત્ન સભાન ન ગણાય.

હાસ્ય વિશે રમણભાઈએ ઊંડી તલગામી ચર્ચા કરેલી છે, ને 'ભદ્રંભદ્ર' 'શોધમાં' તથા 'હાસ્યમંદિર' દ્વારા હાસ્યનાં ઉત્તમ ઉદાહરણ પણ પૂરાં પાડ્યાં છે.

'ભદ્રંભદ્ર' ઘણે ભાગે સમગ્ર હિંદનું પહેલું અને કદાચ આજ સુધીનું એક માત્ર સમર્થ વિસ્તારી કટાક્ષકથન છે. એમાં તેમણે ધપ્પાબાજીથી પરિસ્થિતિ અને પાત્ર સુધીનું વિવિધ હાસ્ય આપી હાસ્યનિષ્પાદનની અનેક રીતિઓ અજમાવી છે. એમાં એક એકથી જુદા પડતા શૈલીપ્રકારો અને શૈલીનું સામર્થ્ય ખાસ ધ્યાન ખેંચે છે. પુસ્તક એવું સમર્થ અને રોચક છે કે 'ભદ્રંભદ્ર' શબ્દ ભાષામાં ચલણી બની ગયો છે, અને આ સિદ્ધિ તેમણે બહુ નાની ઉમરે સાધી છે. નાની ઉમરને કારણે એમાં હાસ્યથી પુષ્ટ ન થઈ હોય તેવી પણ અંગત ટીકા ચાલ છે; અને ટુકડે ટુકડે લખાયું હોવાથી અને સામગ્રીને અભાવે દીર્ઘસૂત્રતા આવી ગઈ છે. સનાતનીઓ અને રૂઢિચુસ્તો પર પ્રહાર એ જ એનો મુખ્ય પ્રવર્તક હેતુ હોવાથી તત્કાલ એની અસર દ્વિવિધ થઈ હતી. છતાં વખત જતાં કડવાશ ચાલી ગઈ અને એને સ્થાને આજે માત્ર પ્રશંસા જ બાકી રહી છે. સાથે જ એની લોકપ્રિયતા આજે ઓછી પણ થઈ છે.

રમણભાઈના હાસ્ય વિશેના કેટલાક છૂટક લેખો પણ ઉત્તમ છે. એમાંના કોઈકને તેમણે નવલિકાનું સ્વરૂપ આપ્યું છે. પોતાના ઘણાખરા અનુગામી હાસ્યકારોના એ ગુરુ કે માર્ગદર્શક બન્યા છે

# સંક્ષેપોની સૂચિ, વગેરે

જ્યાં એક જ મુદ્દા માટે એકથી વધુ સ્થાનોના આધાર લીધા છે પણ વિસ્તારને ભયે એમાંનાં બધાં આપ્યાં નથી તેવા દાખલામાં નિર્દેશિત સિવાયનો આધાર જુદા પુસ્તકનો હોય ત્યાં 'ઇત્યાદિ'ની પૂર્વે અલ્પવિરામ મૂક્યું છે, તે ને તે પુસ્તકનું ઇતર પાનું યા તે ને તે વ્યક્તિનો ઇતર પત્ર હોય ત્યાં અલ્પવિરામ નથી મૂક્યું. બંદ્ર એ સંક્ષેપ માત્ર પુસ્તક માટે વાપર્યો છે, નાયક માટે નહિ. પુસ્તકો ને સામયિકોનાં નામ એકવડાં અવતરણચિહ્નોમાં, ને લેખો, છૂટક કવિતા, પ્રકરણો, વગેરેનાં બેવડાં અવતરણચિહ્નોમાં આપ્યાં છે. જ્યાં બીજાનો અભિપ્રાય મારા શબ્દોમાં (કે કોઇ બીજાના શબ્દોમાં) મૂક્યો છે ત્યાં બેવડાં અવતરણચિહ્નો તો નથી જ વાપર્યાં; પણ કેટલીકવાર સ્પષ્ટતાની જરૂર હોય ત્યાં એકવડાં ચિહ્નોનો ઉપયોગ કર્યો છે. "એક સંકટપ્રસંગ" જેવી વાર્તાનો સારાંશ આપતાં પણ આ જ રીત અખત્યાર કરી છે.

કોઇક પાદનોંધોમાં પૃષ્ઠના આંક પાછળ કૌંસમાં કંડિકાનો આંક પણ આપ્યો છે. એક સાથે એકથી વધુ નોંધોમાં તે ને તે આધારપુસ્તક આવતું હોય ત્યાં પાછળની નોંધોમા પુસ્તકાદિનું નામ જણાવ્યું નથી

પુસ્તકોના ભાગો દર્શાવવા ટીપમાં માત્ર ૧, ૨, ૩ આંકડા એ પુસ્તકોના સંક્ષેપની પાછળ મૂકયા છે. મૂળ લખાણમાં પુસ્તક યા લેખનો ભાગ કે હપ્તા દર્શાવવા ઘણીવાર તે પુસ્તક કે લેખની પાછળ માત્ર કૌંસમાં તે તે આંકડો મૂક્યો છે, 'ભાગ' કે 'હપ્તો' શબ્દ નથી વાપર્યો.

| | |
|---|---|
| અક | અર્વાચીન કવિતા |
| આકમ | આજ કાલચા મહારાષ્ટ્ર. |
| આધ | આપણો ધર્મ. |
| આવિ | આપણું વિવેચનસાહિત્ય. |
| ઇ. | ઇત્યાદિ |
| કસા | કવિતા અને સાહિત્ય. |
| કા | કાંતમાલા. |
| ગુવસો | ગુજરાત વિદ્યા સભા. |
| ગુવસોઇ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ |

| | |
|---|---|
| ગ્રંથ | ગ્રંથ અને ગ્રંથકાર. |
| જ્ઞાસુ | જ્ઞાનસુધા. |
| ચિગ | ચિંતનાત્મક ગદ્ય. |
| જીસં | જીવન સંભારણાં. |
| દિ | દિગ્દર્શન. |
| ધસ | ધર્મ અને સમાજ. |
| નધ | નરસિંહરાવની વિપુલ નોંધવાળી ફાર્બસ સભામાં સચવાયેલી 'ભદ્રંભદ્ર'ની નકલ |
| નરો | નરસિંહરાવની રોજનીશી. |
| નોઇ | સમ નોટેડ ઇંડિયન્સ ઑફ મૉડર્ન ટાઇમ્સ (મદ્રાસ) |
| નોં. | પાદનોંધ. |
| પ્રાઇ | પ્રાર્થના સમાજનો ઇતિહાસ. |
| પ્રાઇ (૨) | ,, ,, : ચરિત્રાત્મક લેખોવાળો ભાગ. |
| બુપ્ર | બુદ્ધિપ્રકાશ. |
| ભદ્રં | ભદ્રંભદ્ર |
| ભામ | ભારતના મહાન પુરુષો, ભા. ૨. (અમદાવાદ) |
| ભોસાજી | ભોળાનાથ સારાભાઇનું જીવનચરિત. |
| મવિ | મણિલાલની વિચારધારા. |
| મહી | મહીપતરામ (ભા નિ. મહેતા). |
| મ | મનોમુકુર. |
| મુલા | મુલાકાત. |
| મુલા (૧) | દા. માધવજી ભી. મચ્છરની મુલાકાત. |
| ,, (૨) | શ્રી ગટુલાલ ગો. મુની ,, |
| ,, (૩) | શ્રી. રસિકલાલ છો. પરીખની ,, |
| રમ | રમણભાઇ. |
| રાપ | રાઇનો પર્વત. |
| રાપવિ | રાઇનો પર્વતનું વિવેચન. |
| લેવિમઅ | લેડી વિદ્યાબહેન મણિમહોત્સવ અભિનન્દન-ગ્રન્થ. |
| વચા | વનરાજ ચાવડો. |
| વિ. નો તા. | લેડી વિદ્યાબહેનનો તારીખ અમુકનો પત્ર. |

| | |
|---|---|
| સસુરે | સમાજ સુધારાનું રેખાદર્શન. |
| સુ | સુદર્શન ગદ્યાવલિ. |
| સુપ | સુબોધ પત્રિકા. |
| સાવિમ | સાહિત્ય વિમર્શ. |
| સાવિહા | સાહિત્ય વિહાર. |
| સિસાઅ | સિદ્ધાંતસારનું અવલોકન |
| સંગ્રહ | લેડી વિદ્યાબહેન પાસે સચવાયેલ રમણભાઈનાં પત્રો, ભાષણો, લેખો, વગેરે વગેરે. |
| સ્મ | સ્મરણમુકુર. |
| સ્વ | સ્વ. સર રમણભાઈ. |
| હામં | હાસ્યમંદિર. |

## આવૃત્તિઓના આંક

બાકીનાંમાં પહેલી ગણવી

અસ્તોદય (મનસુખરામ ત્રિપાઠી) [છઠ્ઠી]
આત્મનિમજ્જન (મણિલાલ દ્વિવેદી) [બીજી]
આપણો ધર્મ (આનંદશંકર ધ્રુવ) [ત્રીજી]
કવિતા અને સાહિત્ય ભા. ૧–૪ (રમણભાઈ) [સામાન્ય રીતે બીજી]
ગદ્દંગદ્દ (રમણભાઈ) [સામાન્ય રીતે બીજી]
રાઈનો પર્વત (રમણભાઈ) [સામાન્ય રીતે છઠ્ઠી]
વનરાજ ચાવડો (મહીપતરામ નીલકંઠ) [દસમી]
વિવાહવિધિ (રમણભાઈ) [બીજી]
હાસ્યમંદિર (રમણભાઈ) [સામાન્ય રીતે ત્રીજી]